તેના નાકને બીજી ગંધ નહિ આવતી હોય પણ માણસની ગંધ તો જરૂર આવે છે. અને બેઠા પછી પૂરી ચુપકીદી જાળવવી પડે છે. જ્યારે તે જરા મ્હોં સુજણું હોય ત્યારે તેના ધાંતના મ્હોં આગળ જરા રોકાઇ પછી દોડીને બહાર આવે છે. તેમાં ઘણી વખત તેનું આખું કુટુમ્બ પણ બહાર આવતાં જોયું છે. યતા શીકારીને ઝરખનાં ધાંત ઉપર બેસાડી તેને નીકળતાં દેખાડવો એ દિપડાના શીકાર માટે સૌથી પહેલું શીક્ષણ છે.

મહુવા પાસે આવેલ અખતરીયાની પાણા ખાણમાં એક ઝરખને તેના ધાંતમાથી બહાર કાઢવા માટે વિચાર કર્યો. તે પાણા ખાણમાં તેનું ધાંત પચીશથી સત્તાવીશ વાર ઉંડું હતું. તે ધાંતમાં પંદરથી અઢાર વાર હું બેઠો. હાથમાં ટોર્ચ બત્તી લઈ ગયેલો. તેમાના લગભગ ચૌદ પંદર વાર તો ગમે તેટલી વાસ આવવા છતાં અંદર ગયેલો. પણ તે વખતે તે એક મરી ગયેલા બકરાના ભાગો લઇ આવેલો. તેના સડવાની એટલી બધી દુર્ગંધ આવતી હતી કે આગળ જવાની બીલકુલ હિંમત થઈ શકી નહિ. આ ઝરખને ખુબ મહેનત પછી તેના ધાંતમાંથી બહાર કાઢી શકાયો હતો કારણ કે તેની આસપાસના તમામ ધાંતમાં સુકાં મરચાનો ધુમાડો કરવામાં આવ્યો હતો.

એક પ્રાણીશાસ્ત્રના વિદ્વાને કહેલું કે ઝરખ ત્રણ ફીટ કરતાં વધારે કૂદી શકતો નથી એટલે સૌ કોઈ તેને જ્યાં નીકળવાની વકી હતી ત્યાં ગોઠવાઇ ગયા હતા. અને મેદાનમાં પોતે તેની પાછળ ઘોડાં દોડાવવા માટે દરેક સવાર પાસે ભાલો અને જેના લાગમાં પહેલો આવે તે તેને બલ્લમથી રોકે. પણ તેના ધાંતની ઉપર એક પંદર ફીટ ઉંચી ભેખ હતી. આ ભેખ ઉપર તેણે એટલી મોટી મતળંગ મારી કે મથાળાથી ત્રણ ચાર ફીટ નીચે પગ ટેકવી બીજી મતળગે તો તેની ઉપર ચઢી ગયો. અને સૌ ધારતા હતા તેનાથી જુદી જ દિશામાં ચાલ્યો ગયો.

શીહોરની ડુંગરાળ અને કાંટમાં કુકકરનો હાંકો કરવામાં આવે છે ત્યારે તે હાંકામાં ભાગ્યેજ તેના દર્શન ન થયાં હોય એવું બને છે. અને ચોમાસામાં જો આપણે કોઇ ઉંચી ટેકરી ઉપર ચઢીને બેઠા હોઇએ અને દિવસ આથમવાને ત્રીશ ચાલીશ મીનીટ બાકી હોય તેવે વખતે બનતાં સુધી તેઓ પોતાના ચારાને માટે બહાર ફરતાં દેખાય છે. તેનો ખોરાક ઘણે ભાગે હાડકાં જ હોય છે પણ મરેલાં ઢોરનું માંસ ખાવા તેઓ ચૂકતા નથી કહે છે. કે તેની જીભમાં એવી લાળ પેદા થાય છે કે જ્યારે જ્યારે ઝરખ પોતાના ધાતનાંથી નીકળી જ્યાં હાડકાં પડયાં હોય તેને ચાટતો જાય અને વળતી વખતે તે હાડકાં ખાતો આવે જ્યારે તે બીલકુલ નરમ થઈ ગયાં હોય છે, એવી પ્રચલીત માન્યતા છે. ઝરખને એક મીણ દાઢ હોય છે કે જેનો સ્પર્શ પણ લાખ માફક કામ કરે. આ દાઢ ને તેની દંતાવળીમાં શોધવી એ ઘણું મુશ્કેલ કામ છે. આ વાત કેટલે દરજ્જે સાચી છે તે હું કહી શકતો નથી. આ પ્રાણીનો ખોરાક હાડકાંનો એટલે તેની ભારી (Excreta) પણ તેના જેવી જ કઠણ હોય છે, અને ઘણા લાંબા વખત સુધી એવી ને એવી જ રહે છે. તેનો રંગ રાખોડી અને લાંબા વખત પછી તે સફેદ થઈ જાય છે ઝરખને ચાલતાં જમીન ઉપર જે પગની છાપ પડે છે તે કૂતરાના પગની છાપ ને બરાબર મળતી આવતી હોય છે. પણ તેના આગલા પગની છાપ તેના પાછલા પગની કરતાં વધારે ઘણી મોટી પડે છે. એ કારણથી તે કૂતરા કરતાં જુદી પડે છે અને તે છાપ દિપડાના પગની છાપમાં નહોરનાં ખાડા આગળ ન પડતા હોવાથી તેનાથી પણ જુદી પડે છે.

પ્રકૃતિએ સુઘરાઈનું કામ આ પ્રાણીને સોંપ્યું છે. તેઓ આ ઉપયોગી કામ માટે માણસ જાત ઉપર ઉપકાર કરે છે કારણ કે રોગથી મરેલાં ઢોર અથવા તો મોટા પ્રાણીનો શીકાર જે થોડોઘણો બચ્યો હોય તે આ પ્રાણી સાફ કરી નાંખે છે અને તેમાંના કેટલાક કઠણ ભાગ છે. મેં ઉપર કહ્યું તેમ તેના ધાંતમાં લઇ જાય છે, ત્યાં તેને રહેવા દઈ સડવા દે છે





એટલે પ્રમાણમાં કંઈક નરમ થાય પછી તેનો ખોરાક તરીકે ઉપયોગ કરતા હશે.

શીહોરની કાંટમાં એક વખત દિપડાના વાવડ આવ્યા. આ પ્રાણી ત્યાં છે કે નહિ તે નક્કી કરવા માટે બે બકરાં જુદી જુદી જગ્યામાં બાંધ્યાં. આ બકરાની તપાસ તો સવારે જ થઇ શકે. એ પ્રમાણે શીકારીઓ તેની તપાસ કરવા ગયા તો બન્ને બકરાં મારી નાખેલાં માલમ પડ્યાં. ઘડીભર તો દિપડો હોવાની શંકા થઇ પણ બારીક અવલોકન પછી જે બકરાં મારી નાખ્યાં હતાં તેને પેટ અને ગરદન પાસેથી ખાવા માટે ખોલેલાં દેખાયાં આ રીતે દીપડો કોઇ વખત ખાતો માલુમ પડયો નથી. એતો પાછલા પગોની વચ્ચેથી ખાવાની શરૂઆત કરે છે, આટલું નક્કી કરી આસપાસ પડેલા પગની છાપ જોઈ એકદમ નક્કી થઈ શક્યું કે બન્ને બકરાં ઝરખોએ મારી નાખ્યાં હતાં. બનતાં સુધી તેઓ જીવતા પ્રાણીઓ મારવાની હિંમત કરતા નથી પણ આતો તેની ચકરાંતીયા ભુખનું પરીણામ હોય એમ લાગ્યું.

ઝરખની રહેવાની જગ્યા બહુ વાંકી હોય છે અને તેઓ હંમેશાં મોડી સાંજના બહાર આવે છે એટલે તેની પાછળ ઘોડાં દોડાવવાનું બહુ મુશ્કેલ પડે છે. પણ એક વખત તાજા પકડેલા ઝરખને મેદાનમાં છોડી તેની પાછળ ઘોડાં દોડાવ્યાં હતાં તે વખતે તેણે પોતાની પૂરી દોડ બતાવેલી. પણ જગ્યા અજાણી એટલે છેવટે તે ભાલાનો ભોગ થઈ પડેલો આવી જ રીતે એક વખત પકડેલા ઝરખ ઉપર શીકારી કૂતરાને છોડવામાં આવ્યાં હતાં તેમાં હિંમતવાન અને મ્હોં મારવામાં ચાલાક કૂતરા પણ તેની પાછળ બરાબર દોડેલા નહિ અને તેને જરા પણ રોકવાની મહેનત કરેલી નહિ અને તે ઘણી આસાનીથી ચાલ્યો ગયેલો.

ઝરખનાં બે બચ્ચાં જે તેની મા સાથે હતાં તેમેં જોયેલાં. તેના કદ ઉપરથી હું કહી શકું છું કે તેઓ બે મહિનાથી મોટી ઉમ્મરનાં નહિ હોય આ બચ્ચાંને મેં શીહોરની કાંટમાં જુન મહિનામાં જોયેલાં એ ઉપરથી તેઓ ઉનાળાની શરૂઆતમાં બચ્ચાં આપતાં હશે એમ મારૂં માનવું છે,

ગીરના એક શીકારીને ઝરખ વિશે પુછતાં કહેલું કે જો તેને સાવજ અથવા દિપડો મળી ગયો હોય અને તેણે મારણ કર્યું હોય તો શીકાર કરનાર પ્રાણી સાધારણ ધરાઈ રહે ત્યાં સુધી પોતે તેને ખાવામાં ખલેલ પહોંચાડતા નથી. પછી પેલા પ્રાણી તરફ રગવા જેવો અવાજ કાઢવો શરૂ કરે. એ અવાજ તેને એટલો બધો ખરાબ લાગે કે પોતે તેના મારણ ઉપરથી આઘો ખસી જાય અને ઝરખ તેના ઉપર ખાવા માટે ચોંટી પડે છે. આનો અવાજ કોઇક વખત સાંભળવામાં આવે, પણ તેના શોખથી બોલતો હોય તો ખીખીયાટા કરતો હોય એમ લાગે છે.

ઝરખની જીભનો ઘોડાની દવા કરવા કરવાવાળા જુના જમાનાના સાલોત્રીઓ તેને પગે થતી બેરફી ને ઓગાળી નાંખવા માટે ઉપયોગ કરે છે એમ સાંભળ્યું છે. અને તેની ચરબી બહુ ઉપયોગી છે એમ મારા જાણવામાં આવ્યું છે. તે ચરબી માણસને થતો સાંધાનો દુઃખાવો તેના માલીશથી મટાડવામાં ઘણો ફાયદો કરે છે. તેનો મને જાત અનુભવ છે.

ઝરખને અંગ્રેજીમાં The Striped Hyaena અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Hyaena Hyaena Linn કહેવામાં આવે છે.



અ. મ. રા.

## સ્તાલિનગ્રાડ

[ અનુ. જયંતિ દલાલ; પ્ર. ગતિ પ્રકાશન લિ૰ મૂલ્ય એક રૂપિયો. ]

થિયોડોર પ્લેવીઅરની નવલકથાની સંક્ષિપ્ત આવૃત્તિનો આ અનુવાદ છે. સ્તાલિનગ્રાડ મોરચેથી જર્મન લશ્કરને જે ભૂંડે હાલે ભાગવું પડ્યું તેની કથા એમાં કહેવાયેલી છે. એનાં પાત્રો જર્મન સૈનિકો, પથનાયકો, જનરલો ને ફીલ્ડ માર્શલો છે. રશિયા સામેની લડાઈમાં સ્તાલિનગ્રાડ મોરચે ટકી રહેવું મુશ્કેલ અને જોખમી હતું છતાં ત્યાંથી જરાય પાછા ન હટવાની જર્મન વડામથકની આજ્ઞાનું યાંત્રિક લશ્કરી શિસ્ત મુજબનું પાલન કેટલા સૈનિકોનું તેમની ભાવિ સુખશાંતિમય જીવનની આશાઓ સાથે બલિદાન લે છે એનું માનવતાલક્ષી સંવેદન જગાડનારું ચિત્ર આ કથા રજૂ કરે છે; એટલા માટે જ એ મૂલ્યવતી બની રહે છે. પરાજયનો બોધપાઠ પ્રથમ જર્મન સૈનિકો શીખ્યા અને મોડે મોડે તેમના સરદારો પણ એ કેવો શીખ્યા અને પ્રજાને આપણે અવળે રસ્તે દોરી પ્રજાનો દ્રોહ કર્યો છે, સ્ટોર્મટ્રૂપર તરીકે શેરીઓમાં કરેલાં તોફાનનો આ ઘોર નતીજો આવ્યો છે એમ તે કેવા બોલતા થયા, એ આ કથામાં કુશળતાથી બતાવાયું છે.

કથાની ભાષા જરા બરછટ છે, પણ તે તો મૂળ કૃતિમાંથી જ આવે છે. અનુવાદ જરા ઉતાવળે થયો લાગે છે છતાં એકંદરે રસવાહી થયો છે. કોઈ વાર અંગ્રેજીનો આપણી ભાષાને માફક ન આવે તેઓ અનુવાદ થયો છે તે ટાળવાની જરૂર હતી. દાખલા તરીકે પૃ. ૪૨ પર વિલ્શોફેનના હુકમો બતાવાયા છે તેમાં 'અમુક આમ કરશે, અમુક તેમ કરશે' જેવી ભાષા છે તેને બદલે 'અમુક આમ કરે, અમુક તેમ કરે' જેવો પ્રયોગ આપણી ભાષાને વધુ અનુકૂળ ગણાય.

ઘોર પરાજય ને યાતનાની યુદ્ધનાં અનિષ્ટો વિશે આંખ ઉઘાડી નાખનારી આવી સબળ કથાને ગુજરાતીમાં ઉતારવા પસંદ કરવા માટે અનુવાદક રા. દલાલ જરૂર અભિનંદનના અધિકારી છે.

## યોગાલોચન

[ લે. સ્વામી દિગંબરજી : પ્ર. કૈવલ્યધામ સ્વાધ્યાય મંદિર, રાજકોટ; મૂલ્ય, અઢી રૂપિયા ]

રાજકોટના કૈવલ્યધામના સંચાલક સ્વામી દિગંબરજીએ લખેલ 'ગીતાલોચન' ગીતાના અભ્યાસીઓની પ્રશંસા પામ્યું હતું. આ પુસ્તક 'પાતંજલ યોગસૂત્ર'નું આલોચન રજૂ કરે છે. પ્રથમ અન્ય ભારતીય દર્શનોનો યોગદર્શન સાથે સંબંધ પૂર્વભૂમિકા લેખે દર્શાવી લેખકે સૂત્રવાર નહિ પણ જુદા જુદા વિષય પાડી તે પ્રમાણે સૂત્રોને ગોઠવી તેના પર સમગ્રદૃષ્ટ્યા ભાષ્યાત્મક વિચારણા રજૂ કરી છે. અહિંસા તથા જાત્યન્તર પરિણામવાળાં સૂત્રોનો જેમ રૂઢ કરતાં લેખકે જુદો અર્થ કર્યો છે તેમ ત્રીજા તથા ચોથા પાદને જુદી રીતે સમજાવ્યાં છે. એ તથા સિદ્ધિસૂત્રો પરનું લેખકનું મંતવ્ય ધ્યાન ખેંચે તેવાં છે. પુસ્તકને અંતે સ્વાસ્થ્યાનુકારી તથા આધ્યાત્મિક એ બે પ્રકારનો આસનક્રમ બનાવવામાં આવ્યો છે અને આસનો પરત્વે અભ્યાસીઓને ઉપયોગી સૂચનાઓ કરવામાં આવી છે. યોગદર્શનમાં રસ હોય એવા સૌને પુસ્તક ખરેખર ઉપયોગી જણાશે.

## પિયરનો પડોશી

[ લે. પુષ્કર ચંદરવાકર; પ્ર. નેશનલ ઇન્ફર્મેશન એન્ડ પબ્લિકેશન્સ લિ. મુંબઈ; મૂલ્ય સાડાત્રણ રૂપિયા ]

રા. પુષ્કર ચંદરવાકરની આ પ્રગટ થતી બીજી કૃતિ પંદર નાટિકાઓનો સંગ્રહ છે. એમાંની નાટિકાઓને લેખકે 'વેશો' કહી છે, પણ ભવાઈનો એ શબ્દ પાશ્ચાત્ય એકાંકી નાટકોને અનુસરતી આવી





રચનાઓ માટે ભાગ્યે ઉચિત ગણાય. પંદરમાંની ત્રણ નાટિકા અંગ્રેજી પરથી છે, બાકીની સ્વતંત્ર છે.

નાટિકાઓની સૌથી આગળ તરી આવતી વિશિષ્ટતા છે એમાં રજૂ થતું ગ્રામજીવનનું નિરૂપણ. ગામડામાંથી આવતા ઉત્સાહી લેખકે ગામડાનાં લોક, એમનાં સુખદુઃખ, એમની ભાષા, પોશાક, વ્યવસાય વગેરે સંબંધી પોતાની જાતમાહિતીની મૂડી પર અહીં સારો વેપાર ખેડયો છે. ગામડાના ખેડૂત, મુખી, વાણિયા, ગરાસિયા, સ્રીવર્ગ, આદિ અહીં તેમની જ નિત્યની સાચી જીવતી બોલી સાથે સજીવ આલેખન પામ્યાં છે. લેખકના વતનની લોકબોલીનો આ કારણે સંગ્રહની પંદરમાંથી તેરમાં ગ્રામજીવનને અનુલક્ષતી નાટિકાઓમાં એટલો બહોળો ઉપયોગ થયો છે કે લેખકની તેમજ આ સંગ્રહની ગણનાપાત્ર સિદ્ધિ એ જ ગણાશે. પુસ્તકને અંતે લોકબોલીના એમાં વપરાયેલા શબ્દોના અર્થ આપવાનું આ કારણે જરૂરી હતું.

આ સિદ્ધિ લેખકની મર્યાદા પણ બની બેઠી છે. શક્ય તેટલા તળપદા શબ્દોનું પ્રદર્શન ભરવાના મોહે તેમની પાસે કેટલીકવાર વિવેક ચુકવ્યો છે. તે એ રીતે કે તેમણે દશ્યસૂચનો અને પાત્રપરિચયમાં, એટલે કે પાત્રોની નહિ પણ પોતાની—લેખકની ભાષામાં ય લોકબોલીનો ઉપયોગ કયારેક કયારેક કરી નાખ્યો છે. દશ્યવર્ણનમાં 'બોતાન,' 'તીના' 'વઈ ગઈ છે' ને 'સારી પઠની' જેવા તેમજ અભિનયસૂચનમાં 'ચા ઠસાકાવીને' જેવા પ્રયોગ લેખકે ઊઠીને કરવાના હોય નહિ. ગામડિયાં પાત્રોને રજૂ કરતી નાટિકાઓમાં જેમ આવી તળપદી બોલીનો તેમ છેલ્લી નાટિકા 'મુઝફ્ફરશાહ'માં ફારસી શબ્દોનો ('રૂહ', 'દીદાર' ને 'તસ્બીર' જેવા શબ્દોનો થયો છે તેમ કેટલીકવાર ખોટો) અતિ–ઉપયોગ લેખકે મુગ્ધપણે કર્યો છે. પૃ. ૨૦૭ પર મુઝફ્ફરશાહના મોંમાંનો 'દાદાજાન'એ સંબોધનોદ્ગાર તો સરતચૂકનું ફળ હશે.

નાટિકાઓમાં 'ભઈ', 'વખતનો ઘૂંટડો', છતે છોકરે વાંઝિયાં', 'કરમના કટકા', 'કાળિયો જમ' ને 'મુઝફ્ફરશાહ' કરુણાન્ત છે. 'ગાંધીનું માણસ', 'વારસ', 'રેલની ટિકિટબારી', 'દીકરાનો બાપ' જેવીમાં વાચકોની કવિન્યાયની અપેક્ષાને સંતોષે એવો, ખલપાત્રોની લીલા ઉઘાડી પાડતો અન્ત આવે છે. 'પિયેરનો પડોશી', 'માનો જાયો' અને 'વખનો વાટકો' એ ત્રણને કરુણ અન્તમાંથી બચાવી લઈ લેખકે સુખાન્ત નાટિકાઓ બનાવી છે.

આ સંબંધમાં એવી છાપ પડે છે કે નાટિકાઓના અન્ત પર અને અંતે સાધવાની અસર (effect) પર લેખકનું લક્ષ વિશેષ રહ્યું છે. કૃતિને 'નાટક' બનાવવામાં અને 'અસર' ઉપજાવવામાં ઘણીવાર પાત્રોના વર્તનને લેખકે એવું ખેંચ્યું છે કે તેમાં સ્વાભાવિકતાના અંશો ખૂટતા લાગે. 'વખનો ઘૂંટડો'માં મરઘામાનું તેના દીકરા પ્રત્યેનું વર્તન અને 'માનો જાયો'માં ખોડાનું એની મા પ્રત્યેનું વર્તન નાટકી ઉત્કટતાને અને ધારેલા અંતને ખાતર સ્વાભાવિક કરતાં વધુ ખેંચેલું છે. દેવરો (ભીખલો) બાવીશ વર્ષનો થયો ત્યાં સુધી લાડુમા તો પાસે જ રહેતાં હતાં છતાં કંકુને ખબર ન પડે? અને ભેદ જાણતા કેશરે ય પત્નીને ભીખલો મરી ગયો ત્યાંસુધીમાં એ ભેદ કહ્યો જ નહિ? પણ કરુણ અન્તને ખાતર 'છતે છોકરે વાંઝિયા'માં લેખકે એમ ગોઠવ્યું. નાતીલો કે પાડોશણ કરતાં વધુ સગપણ ન ધરાવતી બાઇ કોઈ જુવાન આગળ તેની વહુને 'રાંડ' કહી શકે? એને માથે સીધા આક્ષેપ કરી શકે? અને પેલો જુવાન પોતાની અક્કલનો જરાય ઉપયોગ કર્યા વિના એ બધું એમ ને એમ સીધું જ માની લઇ પોતાની રૂપવતી પ્રેમાળ પત્નિનું પૂછયા ગાછયા વિના નાક વાઢી નાખે? પણ 'રાંડ નાતરાબ્ય'માં નાટકના એવા અન્તને ખાતર એમ બને છે.

આ છેલ્લી ઉલ્લેખેલી નાટિકામાં સંતોકમા ખલપાત્ર છે. એને લીધે રૂપાળીને માથે આફત ઊતરે છે, જેમ 'ભઇ'માં ભાઈ—વહીવટદાર—ને લીધે કાળુને આપઘાત કરવો પડે છે. આમ કોઇવાર ખલપાત્રો અન્ય પાત્રો પર આપત્તિ લાવી નાટિકાનો કરુણ અન્ત સરજે છે, તો 'ગાંધીનું માણસ'જેમાંનો મખી જેસની



ટિકિટબારી'માંનો સ્ટેશનમાસ્તર, 'દીકરાનો બાપ'માંનો તભો મારાજ, અને 'પિયરનો પડોશી'માંનો રાયચંદ એ ખલપાત્રો એવાં છે જે અન્યને હેરાન કરતાં પાછું વાળી જોતા નથી પણ આખરે તેમનું ચાલતું નથી. ખલપાત્રોનું આ સંગ્રહકૃતિઓમાંનું આલેખન ધ્યાન ખેંચે છે. એમાં નાણાં ધીરનાર વાણિયો, તભા મહારાજ જેવો બ્રાહ્મણ, વહીવટદાર, મુખી, સ્ટેશન માસ્તર, દાક્તર એમ ઉજળિયાત વર્ણના વિશેષ હોય છે એ હકીકત પણ ધ્યાન ખેંચે છે તેવી છે. આ ખલ પાત્રોની દુષ્ટતાં જેમ લેખકે જરા નોંટકી ઉત્કટતાથી આલેખી છે તેમ રવિશંકર ખેલીફ, કાળુ, રમણભાઈ, બેચર ને વાલજી ડોસા જેવાં પાત્રોની માનવતા ને દાનસ્તાઇ પણ એમણે નાટિકાઓમાં પ્રગટ કરી છે. એમ ન કર્યું હોત તો લેખકનું સમાજદર્શન અધૂરું કે એકતરફી ગણાત.

સંગ્રહની સૌથી સફળ નાટિકા 'વારસ' ગણાય. ચંપાનું માનસ અને ભાષા એમાં સારાં આલેખાયાં છે અને એને બરાબરની લાત પડે એવો એનો અન્ત એ નાટિકાને મજાની હળવી નાટિકા બનાવે છે. અંગ્રેજી પરથી છે છતાં એ એવી ન લાગે એવું સફળ રૂપાંતર એ છે. 'પિયરનો પડોશી' 'કાળિયો જમ' અને 'વખનો વાટકો' એ ત્રણ નાટિકાઓ પણ સંતોષકારક છે. બાકીની જાણે એક પરિસ્થિતિને જ નિરૂપતી ને તેથી કંઇક ટૂંકી લાગે છે. 'સૌથી સવાયાં' અને 'મુઝફ્ફરશાહ' બાળનાટિકા અને ઐતિહાસિક નાટિકાના પ્રયોગોથી વધુ મૂલ્યવાન નથી.

ગુજરાતી નાટકસાહિત્યની વર્તમાન અવસ્થા જોતાં તેની સેવા કરવા હોંસથી આગળ આવતા આ નાટિકાઓના લેખક જેવા જુવાનો અભિનંદન અને પ્રોત્સાહનને પાત્ર છે. વિશેષ સ્વસ્થતા, માનવચિત્ત વ્યાપારોનું વિશેષ જ્ઞાન અને નાટકસંવિધાન પર વિશેષ કાબૂ આવતા રા. પુષ્કર તેમની આ આરંભકાળની છતાં ચોક્સ આશાસ્પદ એવી નાટિકાઓ કરતાં વધુ ચડિયાતી કૃતિઓ આપણા નાટકસાહિત્યને અર્પણ કરશે એવી આશા આ સંગ્રહ બતાવે છે.

## કાશીનું કરવત

[ લે. ઇશ્વર પેટલીકર; પ્ર. ગતિ પ્રકાશન લિ૰ અમદાવાદ; વિક્રેતા, ભારતી સાહિત્ય સંઘ–મુંબઇ–અમદાવાદ; મૂલ્ય, સાડાત્રણ રૂપિયા. ]

શ્રી. પેટલીકરનું આ નવું પુસ્તક ત્રણ લાંબી વાર્તાનો સંગ્રહ છે. આ પુસ્તક સંસાર–દર્શન અને માનવવૃત્તિવિશ્લેષણની બાબતમાં શ્રી પેટલીકરની વિશેષ શક્તિ અને એમનો કલાવિકાસ બતાવી જાય છે.

ત્રણે વાર્તાઓનું પ્રયોજન સંસારના કારુણ્યનું દર્શન કરાવવાનું છે. સંસારનું કરવત કાશીના કરવત પેઠે આવતાં ને જાતાં બને બાજુથી માનવીઓને કેવું વેરે છે એ ત્રણે વાર્તાનાં મુખ્ય પાત્રોની કથા દ્વારા લેખકે એમાં કુશળતાથી દેખાડયું છે.

પહેલી વાર્તા 'કાશીનું કરવત'માં વસ્તુ આવું છે: અંતરથી લગભગ સાધુ જેવા અપુત્ર વિધુર છગાભાઈ ગામના કાવલિયાં જેવા પોતાના પિતરાઈઓ કિશાભાઇ અને મથુરભાઇની જાળમાં ફસી ફરી લગ્ન કરવા તૈયાર થયા, પણ પોતાના ભાવનાશાળી સુધારક ભત્રીજાઓએ એમને ખરી પરિસ્થિતિ સમજાવી વારતાં એના અંતરમાં કાશીના કરવત જેવું મંથન શરૂ થયું અંતરથી ન ગમે છતાં કિશા–મથુરની જાળમાં એકવાર ફસાઈ વિવાહ ગોઠવી ગોળધાણા વેંહેંચવાનું અધુ પગલું ભર્યા પછી કિશા–મથુરના ધક્કાથી એમાં અસહાયપણે આગળ વધતા છગાભાઈ પોતાની મુંઝવણમાંથી આપઘાત કરીને માર્ગ કાઢે છે. છગાભાઇ દ્વારા 'પોચા દિલનો માણસ જાતે મરે છે ને બીજાને ય મારે છે' એમ બતાવવું હોવાથી લેખકે એને ખૂબ મનોવ્યથા અનુભવતું અને અંતે આપઘાતથી ઉગારો શોધતું બળ વગરનું પાત્ર બનાવેલ છે. એવા ભોળા ને નિર્બંધ્ય છગાભાઇ, તેમની મિલકત પર નજર વાળી તેમના કાકાના દીકરા નાથાભાઈની વહેવારુ પત્ની સંતોક, ભલા આદમી નાથાભાઈ, એમના સુધારક દીકરા વિઠલ અને મનુ, ખંધા કાવલિયા ને





પિતરાઈનિંદુ કરતા કિશાભાઇ અને મથુરભાઈ તથા તેમની પત્નીઓ આ સૌ પાત્રોનું તેમજ વચમાં આવી જતા ગૌણ પાત્ર ફોજદારનું આલેખન અને છગાભાઇ ના મનોમંથનનું નિરૂપણ આ વાર્તાની નોંધપાત્ર વિશિષ્ટતા છે.

બીજી વાર્તા 'અકળલીલા' એક દંપતીના જીવનમાં આપણને લઇ જાય છે. આગલી વાર્તામાં છગાભાઇનું અંતર જેમ લેખકે વીગતે ઉકેલી આપ્યું છે તેમ આ વાર્તામાં તેમણે ચંચળબેનનું અંતર વીગતે વર્ણવ્યું છે. એ રીતે આ વાર્તા પણ મનોવિશ્લેષણની વાર્તા બને છે. પોતા પ્રત્યે વફાઈભર્યો પ્રેમ દાખવતા જયંતિનો સુલોચના જેવી ભણેલી તેજસ્વી યુવતી સાથેનો ભૂતકાળનો પ્રણયપ્રસંગ જાણી, તેમજ પતિએ પોતાને ખાતર સુલોચનાને છોડી અને સુલોચનાએ કુંવારાં રહી સમાજસેવા ઉપાડી હતી તેની વાત જાણી, ચંચળબેને ઉભરાતી પતિભક્તિથી એ બે લાયક સ્ત્રીપુરુષને પરણવાની અનુકૂળતા કરી આપવા પોતે ખસી જવા મોત ઇચ્છયું અને મેળવ્યું, આવું એનું વસ્તુ છે. આ વાર્તાની વિશિષ્ટતા એ છે કે ચંચળ, જયંતિ, સુલોચના અને સુધા એ એમાંનાં ચારે પાત્રો ભાવનાશાળી લાગણીવાળાં અને શુભનિષ્ઠ છે. એથી જ જયંતિના દિલમાં પણ બુદ્ધિ સુલોચના તરફ એને ખેંચે તો ભાવના ચંચળ તરફ, એવું મંથન એકકાળે જાગ્યું હતું એમ બતાવી શકાયું છે.

ત્રીજી વાર્તા 'દુઃખનાં પોટલાં'માં સાસુ–સસરા અને પુત્ર–વહુના દષ્ટિભેદ અને તેને લીધે પરિણમતા સંગ્રામની આપણા સંસારની એક કારુણ્યગર્ભ સમસ્યા શ્રી. પેટલીકરે પ્રશસ્ય કૌશલથી રજૂ કરી છે. એને માટે તેમણે મુખ્ય પાત્ર બનાવ્યું છે વાલી ડોશીને. 'કાશીનું કરવત'માં છગાભાઇ નિર્બળ મનના આદમી છે તો આ વાલીડોશી પ્રબળ 'અહં' વાળી માનિની છે અને એથી જ એ પોતાની જાતને દુઃખી કરી મૂકે છે. પુત્ર અને તેની વહુ જ્યાં જવું જ જોઇએ એવા એક નજીકના સગાને ત્યાં લગ્ન પ્રસંગે પોતાની રજા લીધા વિના ગયાં એ જાણી વાલીડોશીને પોતાની દીકરા પરની સત્તા હાથમાંથી સરી જતી લાગે છે અને તે સળગી ઊઠે છે. દીકરાને અને તેની વહુને બરાબર પાઠ શીખવવા અને તેને પોતાને મનાવવા ને તેડી જવા ધક્કો ખવડાવવા તે પોતાના ભાઇને ત્યાં રિસાઇને ચાલી જાય છે. મનમાં પોતાનો ય વાંક સમજતી, દીકરાના કહ્યાગરાપણાનો યશ એને આપતી, દીકરો પોતાને પાછી તેડી જવા આવવો જ જોઈએ એવી શ્રદ્ધા સેવતી અને તે ન આવતાં પિયરથી બેનને ત્યાં જતી વાલી આખરે ત્યાંથી ય જવા નીકળી રસ્તામાં એ પળે આપઘાત કરે છે જ્યારે તેને તેડવા મામાને ત્યાં થઇ માસીને ત્યાં ખબર કાઢવા આવતો તેનો દીકરો તેનાથી એક ફર્લાંગ જેટલો જ દૂર હોય છે!

આ વાર્તાની કરુણતા એમાં છે કે મા પણ અંતરમાં તો સારી અને પુત્રવત્સલ છે અને દીકરોય કહ્યાગરો ને સારો છે, માત્ર વાલીના અહં, સત્તાશોખ અને હઠીલાઈએ જાતે દુઃખ વહોરી લીધું. આમાં જ જૂની અને નવી પેઢીના દષ્ટિભેદ અને સંઘર્ષનું મૂળ ઘેર ઘેર માટીના ચૂલા છે એવો વાચકોને અનુભવ કરાવે એવા સાસુ–સસરા અને પુત્ર–વહુઓના સંઘર્ષના ઘણા કરુણ કિસ્સા શ્રી પેટલીકરે વાર્તામાં ઉલ્લેખી વણ્યા–વીંટ્યા છે. એવા કિસ્સાઓમાં ઘણામાં એક પક્ષનો, ઘણામાં બીજા પક્ષનો વાંક હોય છે. સ્વભાવદુષ્ટતા હોય છે કયારેક, પણ ઘણીવાર ઉભયપક્ષ એકમેકને સાચી રીતે સમજી તેને અનુકૂળ થવાને બદલે પોતાની રીત છોડતા જ ન હોય તે કારણે તેમનું જીવન કરુણ ને દુઃખી બને છે એ લેખકે આ વાર્તામાં આમ બહુ સુંદર રીતે બતાવ્યું છે.

આવું સંસારદર્શન આ વાર્તાની એક સિદ્ધિ છે વાલીના તેની અંતઘડી સુધીના વૃત્તિવ્યાપારો અને મનોમંથનનું બહુ જ ઝીણવટભર્યું અને માનસશાસ્ત્રીય દષ્ટિએ સાચું એવું વિશ્લેષણ. આ બંનેને કારણે તેમ જીવનકારુણ્ય, ઉત્કટતા, અસરકારકતા અને નિરૂપણની દષ્ટિએ આ 'દુઃખનાં પોટલાં' આ સંગ્રહની

શ્રેષ્ઠ વાર્તા ઠરે છે. શ્રી. પેટલીકરની શક્તિનું ખરું દર્શન એ કરાવે છે.

ત્રણે વાર્તામાં પ્રસ્તાર ઘણો થઇ ગયો છે, છતાં કહેણી સારી છે એટલે વાચકનો રસ ઠેઠ લગી જળવાય છે. બાહ્ય બનાવો કરતાં પાત્રોનાં અંતરના વ્યાપારો બતાવવાના હોઇ આવો પ્રસ્તાર સ્વાભાવિક પણ ગણાય. ત્રણે વાર્તામાં અસરકારકતા કે અંતિમ ચોટ લાવવા મૃત્યુનો આશ્રય લેખક લીધો છે એ પણ ધ્યાન ખેંચે એવી બિના છે. છગાભાઇ અને વાલી બેઉ આપઘાત કરે છે, અને ચંચળબેન આમાં કુદરતી મોતથી મરતાં દેખાય છે પણ એનું મૃત્યુય છે તો એણે માગી લીધેલું મૃત્યુ. આ ત્રણે મૃત્યુનો લગભગ સરખો જ પ્રકાર પણ એવું જ ધ્યાન ખેંચે છે. પણ છગાભાઇને એમના નિર્બળ મને વાલીને એના અભિમાને મારી એવું નિરૂપણ થયું છે, તેમજ જુવાન પુત્રો અને વહુઓ પ્રત્યે લેખકની થોડી સહાનુભૂતિય ખરી, એટલે આ આપઘાત વાંચકોની સહાનુભૂતિ છગાભાઇ અને વાલી પ્રત્યે નથી જગાડી શકતા. એનું બીજુંય કારણ છે. એ બંને પાત્રનાં મૃત્યુ અનિવાર્ય નહોતાં. છગાભાઇને ટદાર બની ખાડામાં પડેલો પગ ખસેડી લેતા અને કિશા—મથુરની વેતરણને ધૂળમાં મેળવતા બતાવી તથા વાલીને તેના પુત્રનો મેળાપ કરાવી પાછી ઘેર જતી બતાવી, બંને વાર્તાઓને સુખાન્ત ન બનાવી શકાત એમ નથી. વાલીએ અત્યારલગી જે અંતર્દાહ વેઠયો એ ઘણો છે. અલબત્ત, આવા અન્તથી 'દુઃખનાં પોટલાં'માં છે તે અંતથી જે ચોટ અને કારુણ્ય આવે છે તે ન આવત. આ દષ્ટિએ એ વાર્તાને માટે પેલા અંત સુધારાનું સૂચન પાછું ખેંચવાનું ય એટલું જ મન થાય તેમ છે.

આવી આવકારપાત્ર કૃતિ આપવા માટે શ્રી. પેટલીકરને ધન્યવાદ ઘટે છે. સાથે 'શૂળ' ને માટે 'સૂર' (પૃ. ૨૧૯), 'ઓશિયાળી' ને માટે 'ઓશિયારી' (પૃ. ૨૨૮), 'ધોળીને' ને માટે 'ધોરીને' (પૃ.૨૭૦) એમ લખીને 'ળ' ને સ્થાને 'ર' લખવામાં હજુ નજ સુધરવાની તેમજ 'ઊલટું' અવ્યયના અર્થમાં 'ઊલટ' (જે શબ્દ નામ જ છે) શબ્દ વાપરવાની બેદરકારી બદલ એમને ઠપકો પણ ઘટે છે.

## આંધી

[ લે. પ્રભાવતીદેવી સરસ્વતી; અનુ. પ્રમીલા શાહ; વિક્રેતા, અનંત દેસાઈ આઝાદ ભંડાર, મુંબઈ ૪; મૂલ્ય, ચાર રૂપિયા ]

બંગાળી નવલકથા–લેખિકા શ્રીમતી પ્રભાવતીદેવી સરસ્વતીની ગુજરાતીમાં ઊતરતી આ ચોથી નવલકથા એની ઉત્તમ મનાતી કથા છે. એનું વસ્તુ શરદબાબુની વાર્તા 'દેવદાસ'ના વસ્તુને અર્ધે સુધી મળતું આવે ને તેને સંભારી આપે તેવું છે. પ્રથમ જેની સાથે હૈયું મળ્યું હતું તે નંદા સાથે પરણી ન શકતો વિશ્વનાથ કલ્યાણીને પરણે તો છે, પણ પેલી પ્રણયવિફલતાથી દારૂની લતે ચડે છે અને ચંદ્રાના પ્યારમાં પડે છે. બીજે પરણેલી નંદાનો એના પ્રત્યેનો ભગિની જેવો ભાવ તથા પ્રેયસી ચંદ્રાનો તેને માટેનો સમર્પણશીલ પ્રેમ તેની પત્ની કલ્યાણીના અને તેના જીવનમાં જે આંધી ઊભી કરે છે તેની વાત કરતી અને કલ્યાણીના આપઘાતથી કરુણાન્ત બનતી આ કથા નંદા, ચંદ્રા અને કલ્યાણી એ ત્રણ નારીઓની પ્રેમાળતા તથા અંતરની ખાનદાનીનું નિરૂપણ સારું કરે છે, એ એની વિશિષ્ટતા છે. આમ છતાં શરદબાબુની કૃતિઓ જેટલી આકર્ષક એ નથી.

## સ્નેહમિલન

[ લે, સનતકુમાર વીણ; પ્ર. નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ મૂલ્ય રૂ. ત્રણ, ]

એક અકસ્માતથી નાયકનાયિકા વચ્ચે પ્રેમનું આકર્ષક જન્માવી, વચમાં કેટલાક રમૂજી ગૂંચવાડા ઊભા કરી તેમને થોડો વખત દૂર રાખી અન્તે તેમને પરણાવી આપતી આ કથા એ પ્રકારનાં સુખાન્ત પ્રણયકથાનાં હળવાં સીનેમા ચિત્રોના બળની, મનોરંજનથી વિશેષ કક્ષાની મહત્ત્વાકાંક્ષા ન રાખતી,





પ્રણયવાર્તા છે. સંભવાસંભવના વિચારને કોરે મુકી જરાક નવીન લાગે એવું વસ્તુ ઉપજાવવામાં લેખકે ઠીક ચતુરાઈ દાખવી કહેવાય. આ ટૂંકી નવલકથાની સાથે ચાર નાની વાર્તાઓ પણ પુસ્તકમાં જોડવામાં આવી છે, એમાંની ત્રણ સ્ત્રીપુરુષના પ્રણય સંબંધી છે. બધી સામાન્ય કક્ષાથી ઊંચી નથી.

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**વસંતભાઈની વાતો** ભા. ૧–૨–૩ લે. વસંત નાયક; પ્ર. ઘરશાળા પ્રકાશન મંદિર, ભાવનગર; મૂલ્ય ૭, ૭ અને નવ આના, અનુક્રમે.

ભાષાની ક્રમિકતા અને બાલકોની અનુભવની દુનિયાનો ખ્યાલ રાખીને બાળશિક્ષક શ્રી. વસંત નાયકે લખેલી વાતોની ત્રણ બાલ ભોગ્ય આવકારપાત્ર પુસ્તિકાઓ.

**બાલમિત્ર ગીજુભાઈ**
**વહાલા સરદાર** } લે. સોમાભાઈ ભાવસાર પ્ર. ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ, મૂલ્ય અનુક્રમે ચાર અને ત્રણ આના.

બાલસાહિત્યના જાણીતા લેખક શ્રી. સોમાભાઇ ભાવસારે બાળકો માટે તેમના હિતકર્તા સ્વ. ગિજુભાઈની અને સરદારશ્રી વલ્લભભાઇની તેમને ગમી જાય એવી ભાષા ને શૈલીમાં લખેલી પરિચય પુસ્તિકાઓ.

**વેણાકાકાઃ**—( લે. શાંતિકુમાર પંડ્યા, પ્ર. નવચેતન સા. મંદિર, અમદાવાદ, સવા ત્રણ રૂપીયા )

અડવાના પરાક્રમોની ઢબની, વેણીરામના છબરડાઓનો બાલરંજક બનાવવા ધારેલી ;લાંબી વાર્તા.



**ભેદી માનવ**

[ લે. પ્ર. કૃષ્ણપ્રસાદ ભટ્ટ; વિક્રેતા, આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ; મુલ્ય રૂ. ૩–૧૪–૦ ]

શેઠ બિપિનચંદ્ર રૂપે તેમજ ડૉ. દિનેશ રૂપે ગરીબોની સેવા કરી 'જીવતા પ્રેત' રૂપે ક્યારેક અદૃશ્ય માનવી અને ક્યારેક હાડપિંજર બની ખૂન અને ભયંકર કૃત્યો કરનાર હરીશને વેશપલટાથી અને ચાલાકીથી આખરે ડિટેક્ટિવ વિજયકુમારે કેવી રીતે મહાત કર્યો તેની કથા આ જાસૂસી–વાર્તા કહે છે. આવી કથામાં લાવવાના ભેદભરમ માટે વેલ્સની 'અદૃશ્ય માનવી'ની વાર્તામાંની કલ્પનાને આગળ લંબાવી દૃશ્ય માનવીને અદૃશ્ય અને અદૃશ્યને ફરી દૃશ્ય બનાવનારી વિજ્ઞાનની શોધનો લેખકે ઉપયોગ કર્યો છે વાર્તા કલ્પનાકથા છે એટલે આવું વાંચવાના શોખીનોને એમના મનને ત્રણ ચાર કલાક રોકી રાખે એવું વાચન એ પૂરૂં પાડશે, બાકી સંભવાસંભવની દૃષ્ટિએ વિચારતાં એના ઘણા મિજાગરા ઢીલા છે. ગુના શોધનની આ કથામાં લેખકે પ્રણયકથા પણ થોડીક મૂકી છે.

# ગુજરાતી સાહિત્યનો નવો ગ્રન્થ–ફાલ

## નવલકથાઓ

★

**ગુર્જરેશ્વર (કુમારપાળ)** — **ધૂમકેતુ**
ચૌલુક્ય નવલગ્રંથાવલિનું નવું પુષ્પ–નવી સૌરભ સાથે
કિંમત: ૪–૮–૦ પો. ૮ આના

**પૃથ્વીશ:** — **ધૂમકેતુ**
રાજા તે યોગી : ને યોગી તે રાજાની નવી ફિલસૂફી રજૂ થાય છે,
કિં. : ૩–૮–૦ પો. ૮ આના

**ભાઇબીજ** — **ધી. ધ્રુ. શાહ**
છાત્રાલયના સળગતા ને મૂંઝવતા પ્રશ્નોની રસભરી નવલ
કિં. : ૪–૦–૦ પો. ૮ આના

**સરિતાથી સાગર:** — **શિ. આ. શુક્લ**
પૂ. બાપુજીએ કરેલી દાંડી કુચની રસ, રમૂજ ને માહિતી ભરી નવલ
કિં. : ૪–૦–૦ પો. ૮ આના

**ભાગ્યનિર્માણ** — **જયભિખ્ખુ**
બિન સાંપ્રદાયિક શાસનની તવારીખ રજૂ કરતી પ્રેમ–શૌર્યભરી નવલ
કિં. : ૩–૪–૦ પો. ૮ આના

**માશી–ભાણેજ** — **ચં. દલાલ**
પ્રણય ત્રિકોણુની નવલ, જેમાં ત્રિકોણુ રચાતો નથી : છતાં રમ્ય તો લાગે છે
કિં : ૬–૦–૦ પો. ૮ આના

**ભગવાન મલ્લિનાથ** — **જયભિખ્ખુ**
ધર્મ અને જીવનમાં ક્રાંતિ કરે તેવી વાતોનો સંગ્રહ
કિં. ૨–૮–૦ પો. ૭ આના

**વિદ્યાર્થીઓની વાતો** — **દામુભાઇ શુક્લ**
કિં. ૧–૦–૦ પો. ૫ આના

## મુન્શીના નવાં પુસ્તકો

☆

**પૌરાણિક નાટકો** — **ક. મા. મુન્શી**
કિં. ૩–૮–૦ પો. ૮ આના

**સામાજિક નાટકો** — **ક. મા. મુનશી**
કિં. ૩–૮–૦ પો. ૭ આના

**કાલિદાસનાં નાટકો :** — **કે. કા શાસ્ત્રી**
ગુજરાતી અવતાર ધરતાં કવિવરનાં સુંદર નાટકો
કિં. : ૪–૮–૦ પો. ૧૦ આના

**ઊંડા અંધારેથી :** — **મેક્સિમ ગોર્કી**
જન સામાન્યમાં જીવતાં પત્રોની સંવેદનાત્મક ભજવી શકાય તેવી કૃતિ
કિં. : ૨–૮–૦ પો. ૮ આના

**મુદ્રારાક્ષસ** — **કે. કા. શાસ્ત્રી**
કવિ વિશાખદત્ત કૃત રાજકિય મહત્વનું જૂનું નાટક : ગુજરાતી ભાષામાં
કિં. : ૨–૮–૦

**રણછોડલાલ ને બીજાં નાટકો**
પાંચ નાટકોનું સુંદર ગુચ્છ. જેમાંના સફળ રીતે ભજવાયાં છે.
કિં. : ૨–૮–૦ પો. ૮ આના

### ધૂમકેતુના નવાં પ્રકાશનો

**જીવનપંથ** : જીવનના રોમાંચક સ્મરણોની કથા
કિં. ૪–૮–૦

**લોકરામાયણ** : નવી શૈલી અને ચોક્સ દૃષ્ટિથી લખાયેલ કથા
કિંમત ૧–૮–૦

**અનામિકા** નવો વાર્તાસંગ્રહ કિં. : ૩–૦–૦

## ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય : ગાંધીરસ્તો : અમદાવાદ



નવાણે — ચિત્રકાર : શ્રી કનુ દેસાઈ

પ્ર. ફી. ૧ થી ૩
પ્ર. પ. ૨-૮-૦ } કસોટી હરીફાઇ દ્દશવાર્ષિક વ્યૂહ ૧૩૨ બંધ તારીખ ૧૭મે બુધવાર

# રૂ. ૫૫,૦૦૦ નાં ઈનામો

## પ્રથમ ઈનામ ૨૫૦ તોલા સોનું

અગર રૂ. ૩૦,૦૦૦ રોકડા

## બીજા ઈનામ રૂ. ૧૯,૦૦૦

૩ ભૂલ સુધી ઇનામની ગેરન્ટી

સંપૂર્ણ વિગતો માટે 'મક્કમ' અઠવાડિક જુઓ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ આ | રં | ૨ ભ | | | ૩ અ | | ૪ સ | ર |
| | | ૫ વ | | ૬ | ણી | | | |
| ૭ | ૮ મા | ન | | દા | | ૯ | ચ | ૧૦ દો |
| | | | ૧૧ | | ૧૨ | | | |
| ૧૩ | ણ | | ર | | ૧૪ વ | | ૧૫ પાં | ત |
| ર | કસોટી | | ૧૬ ક | | ક | | | |
| ૧૭ મ | | ૧૮ | ત | | | ૧૯ અ | ન | |
| | | ડા | | ૨૦ સં | | ત | ૧૩૨ | |
| ૨૧ શો | | ઈ | | | | ૨૨ લ | વા | |

### આડી ચાવીઓ:

(૧) આ વ્યૂહને ભેદવા આજથી જ...કરજો.

(૩) નમ્રતા એ દરેક...માટે એક આવશ્યક ગુણ મનાય છે.

(૫) ...ની વાતો ઘણીવાર ધાર્યા કરતાં વધુ ઝડપથી ફેલાઈ જાય છે.

(૭) જેનામાં...નથી તે પ્રજાનો વિનિપાત બહુ દૂર નથી.

(૯) એ જેમ લંબાય તેમ માનવીની ધીરજ ખૂટી જાય છે.

(૧૩) સ્ત્રીના વધુ પડતા...સામે જૂનવાણીઓને સખત અણગમો હોય છે.

(૧૪) કઠણ કાળજાવાળાને પણ...ઘડીક અસર કરી જાય છે.

(૧૬) વખતના વહેવા સાથે ગમે તેવું...ઝાંખું પડી જાય છે.

(૧૭) ...માં ત્રીજી વ્યક્તિની ઉપસ્થિતિ ઘણીવાર અણગમો પ્રેરે છે

(૧૯) ...શરૂમાં ન અટકાવાય તો ઘણીવાર વિનાશ સર્જે છે.

(૨૦) માનવી પર એ ઘણીવાર ધાર્યા કરતાં પણ ઊંડી અસર કરે છે.

(૨૧) સામો...કરે છે એમ લાગતાં સહેજે ટીખળ કરવાની વૃત્તિ થઇ આવે છે.

(૨૨) જ્યાં ત્યાં...કરવા બેસી જવું એ મૂર્ખતાની નિશાની છે

### ઊભી ચાવીઓ:

(૧) રહેઠાણ.

(૨) ...ચૂક્યો સો વરસ જીવે.

(૪) ...નથી એમ કહી કાર્ય પડતું મૂકવામાં ઘણીવાર નબળાઈ કારણભૂત હોય છે.

(૬) અન્યથા મુશ્કેલ પ્રશ્નો ઘણીવાર...હોય છે તો સહેજમાં ઉકલી જાય.

(અક્ષરો ઊંધેથી વાંચજો)

(૮) મિષ્ટ વાણી એ...ની એક ખાસિયત ગણી શકાય.

(૧૦) ...હોવાને કારણે માનવીમાં કદીક અતડાઇ આવવા સંભવે છે.

(૧૧) પોતાના ધંધામાં શી...છે તે શાણો વેપારી તેના હરીફને નહિ કળવા દે.

(૧૨) ખર્ચાળ પતિ ઘણું ખરું પત્નીથી પોતાની...છુપાવવા મથશે.

(૧૩) સામાને...મા નાખી નાણા કઢાવવાં એ કામ વાક્ચાતુર્ય વિના થવું મુશ્કેલ છે.

(૧૫) સામાન્યતઃ સરિતા જળમાં...કારી શક્તિ હોવાનું વધુ મનાય છે.

(૧૮) જ્યાં ત્યાં...કરનારનું સાનિધ્ય કંટાળો આપે છે.

(૧૯) ઊંડું.

(૨૦) વિશ્વ બંધુત્વની સિદ્ધિ માટે આજે દુનિયાને...ની વધુ જરૂર છે.


| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ આ | રં | ૨ ભ | | | ૩ અ | | ૪ સ | ર |
| | | ૫ વ | | ૬ | ણી | | | |
| ૭ | ૮ મા | ન | | દા | | ૯ | ચ | ૧૦ દો |
| | | | ૧૧ | | ૧૨ | | | |
| ૧૩ | ણ | | ર | | ૧૪ વ | | ૧૫ પાં | ત |
| ર | કસોટી | | ૧૬ ક | | ક | | | |
| ૧૭ મ | | ૧૮ | ત | | | ૧૯ અ | ન | |
| | | ડા | | ૨૦ સં | | ત | ૧૩૨ | |
| ૨૧ શો | | ઈ | | | | ૨૨ લ | વા | |


અમદાવાદના કલેક્ટરે તા. ૨૬-૪-૪૯ ના લાયસન્સ નંબર ૧ થી મંજુર કરેલી હરીફાઈ

કસોટી હરીફાઇના સર્વ શરતો-નિયમો મને કબૂલ મંજૂર છે. પ્રવેશપત્રો એકી સાથે કાપજો.

નામ ____________________

ઠેકાણું ____________________

ગામ ____________________

મેં મારા નામે કુલ પ્રવેશપત્રો નંગ ......ભર્યા છે.

મેં મારી પ્રવેશફીના રૂ....... આ સાથે......થી મોકલ્યા છે.

પ્રવેશ પત્રો મોકલવાનુ તથા પત્રવ્યવહારનું સરનામું:

**કસોટી કાર્યાલય : ગાંધીરોડ, અમદાવાદ.**

# સંસ્કાર કથાઓ

ધૂમકેતુ

કિંમત એક રૂપિયો

☆

સંસ્કાર ઘડતરને લક્ષમાં રાખીને આ પુસ્તિકાનું આયોજન કરવામાં આવ્યું છે.

છત્રીસ પ્રસંગો આ પુસ્તિકામાં આપવામાં આવ્યા છે. એકેએક પ્રસંગ જીવનના સાહસ, શૌર્ય, ઉદારતા ને પ્રેમને વ્યક્ત કરે છે.

પ્રૌઢ શિક્ષણના સંચાલકોને આ પુસ્તિકા અને એ પહેલાની નીચેની ચાર પુસ્તિકાઓ એમના કાર્યને વેગ આપવાને ઉપયોગી થશે.

ધૂમકેતુની બીજી પુસ્તિકાઓ

| | |
|---|---|
| જ્ઞાનગોષ્ઠિ | ૧-૦-૦ |
| વડને છાંયડે | ૧-૦-૦ |
| બોધકથાઓ ભા. ૧ | ૧-૦-૦ |
| ,, ભા. ૨ | ૧-૦-૦ |

એકવાર આ પુસ્તિકાઓ જોવાથી એની ઉપયોગિતા વિશેષ સમજાશે.

☆

અને હવે

ચારિત્ર્ય કથાઓ

છપાય છે.

☆

ભારતી સાહિત્ય સંઘ લિ૦

ફરનાન્ડીઝ પૂલ નીચે : ગાંધી રસ્તો

અમદાવાદ-૧

ઊર્મિ અને નવરચના સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

‘ઊર્મિ’ વર્ષ ૨૦ : ‘નવરચના’ વર્ષ ૨૫ : અંક ૧લો

એપ્રિલ : ૧૯૫૦

ક્રમ





: વાર્ષિક લવાજમ :

દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂ. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧

રવાણી એન્ડ કંપની : ૪૦૫, કાલબાદેવી : મુંબઈ-૨

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઈશ્વરલાલ મો. દવે ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧

મુદ્રક : જયંતી ઘેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ, ઘેલાભાઈની વાડી : અમદાવાદ.

નિસર્ગોપચારની દૃષ્ટિએ જીવન ઘડતરનું માસિક

# તંદુરસ્તી

તંત્રીઓ
ભુપતરાય મો. દવે
શંકરલાલ મો. દવે

**આ**પણા દેશની ઘસાતી જતી શરીર–સંપત્તિને કઈ રીતે બચાવી શકાય અને વિકસાવી શકાય તેના વિચારો અને કાર્યોમાંથી આ 'તંદુરસ્તી' માસિકનો જન્મ થયો છે.

ગુજરાતી પ્રજા બીજી પ્રજા કરતાં શારીરિક તંદુરસ્તીમાં નબળી ગણાય છે. એ આપણા સૌને માટે ઈચ્છનીય ન કહેવાય.

ગુજરાતી યુવાનોના શરીર જોતાં તેઓમાં સાચા–આદર્શ યૌવનના દર્શન દુર્લભ બને છે, જ્યારે યુવાનોના શરીરની આવી કરૂણ માયકાંગલી દશા છે ત્યારે યુવતીઓનું શારીરિક સ્વાસ્થ્ય એથીયે ઉતરતી કક્ષાનું છે. આમને આમ આપણે થોડા વરસ આપણા સ્વાસ્થ્ય પ્રત્યે બેદરકાર રહીશું તો ઉછરતી પેઢીના ભવિષ્યના બાળકો–પ્રજા ચેતન વગરની, નિર્માલ્ય અને રોગીષ્ટ બની જશે.

તંદુરસ્ત શરીર ઘડવા માટે દવા પીવાની કે ઈંજેકશનો લેવાની જરૂર નથી હોતી. જરૂર હોય છે આહાર વિહારમાં નિયમિતતા રાખવાની અને નિત્ય વ્યાયામ કરી દેહને શુદ્ધ કરવાની.

ઉગતી પ્રજાનું શરીર ઘડતર દવાના ઝેરી તત્વોથી થાય તો ભવિષ્યની પ્રજા બહાદુર, ખડતલ, નિરોગી અને મર્દાનગી વાળી કેવી રીતે બને ?

કરોડો રૂપીઆ ભારતની પ્રજાએ શરીરમાંથી રોગને જડમૂળમાંથી નાબુદ કરવા માટે દવા પછવાડે આજ સુધી પાણીની માફક ખરચ્યા અને હજી દર વર્ષે ખર્ચે જાય છે; છતાં રોગનું પ્રમાણ ભારતની પ્રજામાંથી ઘટયું નથી. આ વાત દરેકે દરેક ભારતવાસીએ સમજવા જેવી છે.

ભારતની પ્રજાનું યૌવન ધન જાળવવા માટે, આરોગ્ય, સમૃદ્ધ બનાવવા માટે, ઝેરી દવાઓને બદલે **નૈસર્ગિક ઉપચારોની** ખાસ આવશ્યકતા છે.

આ માસિકમાં તંદુરસ્તી જાળવવા માટે તેમજ જડમૂળમાંથી રોગ મટાડવા માટે વ્યાયામ, ખોરાક, પાણી, માટી, હવા, શાસ્ત્રીય માલિસ ( મસાજ ), પ્રકાશ, ઉપવાસ, અને બીજા અનેક પ્રકારના કુદરતી, સાદા, સરલ, સોંઘા અને સૌ કોઈ સમજી શકે તેવા ઘરગથ્થુ ઉપચારો વિષે લોકોને સમજ પડે તેવી ભાષામાં માહિતી આપવામાં આવે છે.

આહાર વિષેની સાચી સમજણ અને તેના ગુણદોષોની વિગત રજુ કરવામાં આવે છે. ગેસ, કબજીયાત, અજીરણ, દમ, આંતરડાના દર્દો, સ્ત્રીઓના વિવિધ દર્દો વગેરેના કુદરતી ઉપચારો દ્વારા સાજા થયેલ દર્દીઓની સત્યકથાઓ આપીને સાચું માર્ગદર્શન કરાવવામાં આવે છે.

આ ઉપરાંત પ્રવાસકથાઓ, આરોગ્યના લેખો, ફળો અને શાકભાજીઓ વિષે જાણવા જેવી વિગતો આપવામાં આવે છે.

સૌકોઈ પોતે પોતાનો રોગ ઘેર બેઠાં થોડા ખરચમાં મટાડી શકે તેવી માહિતી આપીને દર્દીને રોગમુક્ત કરવાની નવી દૃષ્ટિ પ્રાપ્ત થાય એવી અનુભવકથાઓ આપવામાં આવે છે.

આ માસિક દર મહિને દવા પછવાડે જે પૈસા ખરચવા પડે છે તે રકમ બચાવી તદ્દન ઓછે ખર્ચે તંદુરસ્તી જાળવવાની સાચી કળા એનાં વાંચકોને આપે છે.

આ માસિક લોકો વગર દવાએ તંદુરસ્ત કેમ રહી શકે અને કુદરતી ઉપચારનો સાચો અર્થ અને મહિમા સમજે એ હેતુથી પ્રગટ થાય છે.

* પહેલો અંક જૂનની ૧૦મી તારીખે પ્રગટ થશે.
* દર મહિનાની ૧૦ તારીખે પ્રગટ થશે.
* વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૪–૮–૦ : પરદેશમાં રૂા. ૬–૦–૦
* છુટક નકલ દેશમાં છ આના : પરદેશમાં આઠ આના

**તંદુરસ્તી કાર્યાલય: આરોગ્ય ધામ** અયુબ મેનશન, બીજે માળે, બ્લોક નં. ૬, વિન્સેન્ટ રોડ, કિંગ્ઝ સર્કલ, માટુંગા (જી.આઈ.પી)
વ્યવસ્થા માટે : C/o. ભારતી સાહિત્ય સંઘ લિ. ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી માર્ગ અમદાવાદ-૧



# 'કોન્ફ્યુશીયસ'

## ની

## [ વાણીની વાણી ]

નાની સરખી વિદ્વદ મંડળી ભેગી થઇ હતી. દરેકને કાંઈક કહેવાનું હતું. પહેલાં ગુરુએ કહ્યું: "શાંત ધીરજ રાખીને વિદ્યા ગ્રહણ કરવી એ શું આનંદજનક વસ્તુ નથી ? અથવા તો જુદે જુદે ઠેકાણેથી મિત્રો મળવા આવે ને આનંદગોષ્ટિ ચાલે એ પણ શું સુખદાયક નથી ? પરંતુ એક વસ્તુ એમાં હમેશાં ખૂંચે છે. સુંદર શબ્દોનો અને સુંદર દેખાવનો, સુંદર વર્તન સાથે મેળ મળી ગયો હોય એવું વિરલ દૃશ્ય ભાગ્યે જ જોવા મળે છે ! એનું શું ?" અને એક ફિલસુફ બોલ્યો: 'માણસે પોતાના વિષે ત્રણ વસ્તુઓ નિરંતર તપાસવાની હોય છે. એક તો એ કે બીજાનું સોંપેલું કામ કે બીજા માટેનું કામ, એ કરી રહ્યો હોય ત્યારે એણે હમેશાં જાગ્રત રહીને પોતાને પૂછવું જોઈએ. 'હું આ કામ પૂરતી સચ્ચાઈથી કરી રહ્યો છું કે નહિ ?' એ જ પ્રમાણે જ્યારે એ પોતાના મિત્રો સાથે વ્યવહાર કરે ત્યારે પણ એણે મનને એ જ પૂછવું જોઈએ, હું મારા વર્તનમાં સો એ સો ટકા સાચો તો છું કે ? અને એવી જ રીતે પોતાની વિદ્યા વિષે ને વિદ્યાગુરુ વિષે પણ એણે પ્રશ્ન પૂછવો રહ્યો: 'ગુરુએ જે વારસો આપ્યો છે તેને હું સચ્ચાઈથી વળગી રહ્યો છું ખરો ?'

આ ત્રણ પ્રશ્નો મનને પૂછીને કામ કરનારો સત્યવર્તનને પંથે વળે.'

ગુરુએ કહ્યું: 'આવડા વિશાળ દેશમાં, જ્યાં હજારો જુદા જુદા રથ, જુદે જુદે માર્ગે ચાલી રહ્યા હોય, ત્યાં પોત પોતાના પ્રાપ્ત કર્તવ્યની ઉગ્ર જવાબદારી પ્રત્યે પૂજ્યભાવ હોય અને જાતસચ્ચાઈ હોય તો જ કામ નભે; ખર્ચ કરવામાં કરકસર હોય અને છતાં માણસો પ્રત્યે પ્રેમ હોય, તો જ આવડું વિશાળ તંત્ર નભે; અને માણસોને યોગ્ય સમયે યોગ્ય કામ આપવાની શક્તિ હોય તો જ સેંકડો રથવાળું આવું સંકૂલ તંત્ર કામ કરી શકે.'

એક બીજા ફિલસુફે કહ્યું: 'જેમ ત્રણ પ્રશ્નો જાતને કરવાની વાત થઈ, તે જ પ્રમાણે માણસે પોતાના સંસ્કાર ધ્યેયમાં પણ જાગ્રત રહેવાની વાત





છે. સુંદરની ઉપાસના એ જ્યારે ધ્યેય બની રહે, ત્યારે માણસે એ પણ વિચાર કરવો ઘટે કે સુંદરની ઉપાસના એ પ્રથમ સદ્‌વૃત્તિની ઉપાસના છે કે નહિ? માણસો જેને ભણવું ગણે છે એવું ભણતર ન મળ્યું હોય છતાં, જેની પાસે થોડીઘણી પણ સદ્‌વૃત્તિની મુડી હોય, તો એને હું ઘણો જ ભણેલો ગણું. કારણ કે ક્રિયા વિનાના શબ્દો એ તો પ્રાણ વિનાના પંખી જેવાં છે.

ફિલસૂફ યૂ બોલ્યો; 'માણસના મનની સદ્‌વૃત્તિ વિના તો એના બોલેલા શબ્દોની કાંઈ જ કિમ્મત નથી. અને ક્રિયા વિનાની એકલી સદ્‌વૃત્તિ એ પણ વાંઝણી છે. એટલે જ્યારે તમે સામાન્ય વ્યવહારમાં પણ કોઇની સાથે સમાધાનના પંથ ઉપર આવો ત્યારે જોવાનું આ રહ્યું કે, જે રૂપાળા શબ્દો બોલાય છે, તે રૂપાળા શબ્દો પ્રમાણે વર્ત્તાવ થાય છે કે નહિ? અને આવું વર્ત્તન ત્યારે જ શક્ય છે જ્યારે સમાધાનના મૂળમાં ન્યાયવૃત્તિ કામ કરી હોય. જેને જેટલું માન આપવું ઘટે તેને તેટલું માન અપાય, ત્યારે જ લજ્જા અને અપમાન દૂર કર્યાં કહેવાય. જેમના ઉપર આધાર છે એવા દોરનારાઓ જ્યારે, પોતપોતાના ક્ષેત્રમાં યોગ્ય હોય ત્યારે જ એ માર્ગદર્શન આપે છેઃ અને ચીંધેલા માર્ગ ઉપર પોતાની સત્તા છે એમ પણ સાબીતી આપે છે.

કોન્ફ્યુશીયસે કહ્યું: 'જેવી રીતે અનાજની તમામ ફિલસુફી સમજનારો માણસ, કેવળ પોતાની ભુખને જ સંતોષવાનો પ્રયત્ન કર્યા નહિ કરે, અથવા તો પોતાના ઘરમાં આળસથી લોટી જવું પડે એટલું બધું પેટ નહિ ભરે, તેવી જ રીતે શબ્દની ફિલસુફી સમજનારો, પોતાના સ્વાર્થ માટેના જ શબ્દો વાપર્યા નહિ કરે અથવા તો જેના ભારથી પોતે પાછળથી બંધનમાં પડીને અકળાયા કરે એવા શબ્દો પણ નહિ વાપરે. એ પોતે જે કરી શકે તેટલા જ સત્ય શબ્દો વાપરશે. એ પોતાની વાણી વિષે સાવધ રહેશે. અને પોતાની વાણી વિષે વધુ સાવધ રહેવા એ દક્ષ માણસોનો સંસર્ગ રાખશે. આવા માણસને માટે તમે કહી શકો કે એનું ભણતર એનું પોતાનું બળ બન્યું છે, એટલું જ નહિ એને વિદ્યાપ્રીતિ પણ વરી છે. કારણ કે માણસને જ્યારે વિદ્યા આવે છે. ત્યારે શબ્દ ઉપર પ્રભુત્વ આવે છે. પણ જો ઉચ્ચારેલા શબ્દ વિષે માણસ વારંવાર જાગ્રત ન રહે તો આવું પ્રભુત્વ એ કેવળ બહારના અંચળા રૂપ થઈ જાય છે.

માણસો મને ન સમજે તેનું મને દુઃખ નથી. હું માણસોને ન સમજું તો એ મારૂં મોટામાં મોટું દુઃખ હોવું જોઈએ.

પછી ગુરૂદેવે વધારે ગંભીરતાથી કહ્યું: 'જે માણસો રાજતંત્ર ચલાવે છે તે ધ્રુવતારક સમાન છે. ધ્રુવતારક જેમ અચળ છે અને બીજા તમામ આકાશી પદાર્થો એના અચળ સ્થાન પ્રત્યે ધ્યાન રાખે છે, તેમ જ મુખ્ય રાજશાસનકર્ત્તાનું સમજવું. એની અચળતા ડગવી ન ઘટે. તે વિના તો પછી કોઈ પણ જાતની યોગ્યતા વિના કેવળ સ્થાનની મહત્તાને લીધે માણસો, માણસને માન આપવા મંડે. એવું થાય ત્યારે સમજવું કે હવે એ એક પ્રકારની વેઠ છે. જેમ શ્રમ લેવા દેવાની વેઠ હોય છે, તેમ શબ્દોમાં પ્રશંસા આપવાની પણ વેઠ હોય છે, આવી વેઠ લેવા માટે




જ્યારે રાજદ્વારી પુરુષો ફેરફેરા માંડે છે ત્યારે એમાં કોઈ વિશિષ્ટ ધ્યેય રહેતું નથી. દરેક વસ્તુની અતિશયતા યોગ્યાયોગ્યનું ભાન ભૂલાવે છે. એટલા માટે રાજદ્વારી માણસોએ સૌથી વધારેમાં વધારે સાવધાનતા પોતાના શબ્દ વિષે રાખવી ઘટે છે.

☆

ઝે ચાંગે એક વખત કોન્ફ્યુશીયસને પૂછ્યું: 'એવા કયા પાંચ શબ્દો છે કે જે સદ્ગુણોનો અર્ક આપી રહે છે? ગુરુએ જવાબ વાળ્યો: ' માણસ ગૌરવશીલ હોય, ઉદાર હોય, સચ્ચાઈથી ભરપુર હોય, પ્રેમાળ હોય અને શ્રદ્ધાવાન હોય–તો પછી એનામાં તમામ સદ્ગુણો આવી જાય છે. પણ જેમ આ પાંચ શબ્દો–ગૌરવ, ઉદારતા, સચ્ચાઈ, પ્રેમ, અને શ્રદ્ધા–માણસને સંપૂર્ણ બનાવે છે, તેમ એવા છ શબ્દો પણ છે, જેમના વિષે વિવેક વાપરવામાં ન આવે તો કેવળ એમની અતિશયતાને કારણે એ સદ્ગુણમાંથી દુર્ગુણમાં સરી પડે. આ છ શબ્દો વિષે તમે કાંઈ જાણો છો ?'

અને ઝે ચાંગે કહ્યું: ' ના, એમના વિષે તો હુ કાંઈ જાણતો નથી.'

' ત્યારે બેસો, હું તમને એમની વાત કહું' એમ કહીને કોન્ફ્યુશીયસે એને સમજાવ્યું: ' જુઓ, માણસ માણસને સમજ્યા વિના જ્યારે ઉદારતા બતાવવા માંડે, ત્યારે એનામાં મૂર્ખાઈભરેલી સાદાઇ છે એમ ઉપહાસ થાય. માટે ઉદારતા રાખવી, પણ એમાં વિવેક રાખવો. માણસમાં દરેક વસ્તુ જાણવાનો શોખ હોય, અને છતાં કોઇ પણ વસ્તુને શીખવાની એનામાં પ્રીતિ ન હોય, ત્યારે વિદ્યાની એવી વાંઝણી અભિરૂચિ એ કેવળ મનનો રોગ બતાવે છે; મનની અમૂલ્ય શક્તિને વેડફી નાખનારું એ મનનું ઉડાઉપણું ગણાય એવી જ રીતે અતિશય સચ્ચાઈનો રોગ થાય છે. બીજો સમજે છે કે નહિ અથવા પોતે વસ્તુને તેમ જ એને સમજવા શક્તિમાન છે કે નહિ એ જાણ્યા વિના, કેવળ પોતાની સચ્ચાઈની ધૂન વિષે જે માણસ આકાશ પાતાળ એક કરે છે, તે માણસ ભયંકર પરિણામો પ્રત્યે આંખ મીંચી રાખે છે એમ કહેવાય.* આ જ પ્રમાણે પ્રમાણિકતા વિષેનું સમજવું. આવી પ્રમાણિકતાને જ્યારે છેહ મળે છે, ત્યારે એને જંગલી રીતભાત તરફ ઢળી પડવાના વિનિપાત માર્ગનો ભય રહ્યો છે. હિમ્મત એ સદ્ગુણ છે. પણ જ્યારે એમાં વિવેકની માત્રા હોતી નથી, ત્યારે એ સદ્ગુણને અપમાનજનક ધૃષ્ટતા તરફ ઢળી જતાં કોઈ રોકી શકતું નથી. દૃઢતા એ શું ગુણ નથી ? પણ એ જ ગુણને તમે વિવેક વિના ખેંચ્યે રાખો તો એમાંથી છેવટે તમારી સ્વાર્થી ઉડાઉ રીતભાત ખુલ્લી પડે! જાણે કે એ કોઈ દિવસ સદ્ગુણ જ ન હતો!

માટે હું કહું છું કે સદ્ગુણો કરતાં પણ સદ્ગુણોને રક્ષી રહેલી મર્યાદારેખા એ સમજવા જેવી વસ્તુ છે.

એટલા માટે ઉંચામાં ઉંચા સ્થાને બેઠેલ દેવપુરુષથી માંડીને નીચામાં નીચા સ્થાને બેઠેલા અતિ સામાન્ય માણસ સુધી, બધાને આ સમજણ રહેવી ઘટે છે કે, છેવટે હરકોઈ પ્રકારના તંત્રનો આધાર સ્થાને બેઠેલ વ્યક્તિ ઉપર જ છે. માટે વ્યક્તિને, ઝાડના મૂળિયાંની પેઠે, સંસ્કારથી પોષો. મૂળિયાંને જલસિંચન કર્યા વિના વસંત ઋતુમાં પુષ્પની આશા રાખનારો માળી જેમ મૂર્ખ ગણાય છે તેમ સમાજવ્યવસ્થાનું સમજવું. ઉપરથી નીચે સુધી બધે સ્થળે જીવન પ્રગટવું જોઈએ.

☆ —ધૂમકેતુ

*There is the love of being sincere without the love of learning– the beclouding here leads to an injurious disregard, of cousequences Analects of confucius'

[ આગળ વધતી આપકથાનું એક વધુ પ્રકરણ ]

# જીવનપંથ: ખંડ ચોથો

ધૂમકેતુ

એ ને નવલિકા શી રીતે મળી ગઇ તે જાણવા માટે ઘણા મિત્રો આતુર હોય તે સ્વાભાવિક છે. પણ કેટલીક વસ્તુઓના અકસ્માત મેળાપને તમે શોધી જ શકતા નથી. બહુ બહુ મથો તો એ આવી રીતે શરૂ થઇ લાગે છે, એમ અનુમાન જ કરી શકો એથી વધુ કાંઇ નહિ. એટલા માટે ઇતિહાસને ઘણા તત્ત્વજ્ઞો ફિલસુફીનું કાવ્ય માને છે. એ ઇતિહાસ છે તેથી વધુ એ ફિલસુફી છે; અને ફિલસુફી છે તેથી પણ વધુ, ખરી રીતે એ કાવ્ય છે. માણસ પોતે પણ એક રીતે સૃષ્ટિની એક મનોરમ કાવ્યપંક્તિ છે. એ કાવ્યપંક્તિ નથી હોતો ત્યારે ઘણું ખરું એ કાંઇ જ નથી હોતો ગમે તે વીરપુરુષનું જીવન – એમાં કાવ્ય નહિ હોય તો કાંઇ જ નહિ હોય !

માણસને મળેલી સિદ્ધિ અસિદ્ધિ એ પણ એનું એક કાવ્ય જ છે–કેવળ સિદ્ધિ જ નહિ, અસિદ્ધિ પણ ખરી. ખરી રીતે તો કેટલીક વખત અસિદ્ધિમાં જે કાવ્ય હોય છે તે સિદ્ધિમાં પણ હોતું નથી.

આમ આ નવલિકાનું મૂળ તો કાવ્યપંક્તિની જેમ હજી અદ્દશ્ય છે. પણ ,વીસમી સદી'નો ઉલ્લેખ થયો એ 'વીસમીસદી'ના હાજી મહમ્મદે અત્યારના ઘણાખરા લેખકોને લખતા કર્યા એમ કહીએ તો ચાલે. મુનશીની પ્રસિદ્ધિ હાજી મહમ્મદને બારણે. રવિશંકર રાવળે તો 'હાજી મહમ્મદ સ્મારક ગ્રંથ' જ બહાર પાડયો છે. મસ્તફકીર હાજી મહમ્મદના, શયદા–સાદીક પણ ત્યાંના જ. ચોરાનું રત્ન બટુભાઇ ઉમરવાડિયા, વિજયરાય, ચંદ્રશંકર બુચ, લલિત, નરસિંહરાવ, બ. ક. ઠા. પ્રભાશંકર પટ્ટણી—એમ લેખક અલ્પલેખક તમામનો શંભુમેળો 'વીસમી સદી'માં થઇ રહ્યો હતો: નલિનીકાન્ત પણ આ ચોરામાં હતા એ કહેવાઇ ગયું. એમ તો ઘણા એવા હતા જે આજે ભૂલાઇ પણ ગયા હશે. છતાં 'હાજીમહમ્મદે' ગુજરાતી સાહિત્યની લલિત પ્રવૃત્તિને એક એવો વેગ આપ્યો કહેવાય કે જેનો ત્યારપછી આપવાનું સદ્‌ભાગ્ય કોઇ પણ માસિકને મળી શક્યું નથી.

'વીસમીસદી' સૌનું માસિક બની ગયું હતું. તે બિભત્સ થયા વિના રસિક હતું. ને વેવલાવેડા કર્યા વિના નિર્દોષ બની શક્યું હતું. એક વખત એનો વાંચનારો વર્ગ બાર હજારનો ગણાતો ! પટાવાળા ને ટપાવાળાથી માંડીને નરસિંહરાવના 'ટેબલ' સુધી એ સ્થાન પામતું.

આવા માસિકમાં નલિનીકાન્તના લેખ આવતા. નલિનીકાન્તના મિત્રોમાં ભાઇશંકર જગન્નાથ ધીનોજા વગેરે હતા. 'વીસમીસદી'માં કોઇકનો લેખ આવે એ ઘણું મહત્ત્વનું એ વખતે મણાતું. છતાં હજી 'નવલિકા' કોઇને ગંભીરતાથી મોકલવાની હિમ્મત મેં કરી હોય તેમ જણાતું નથી. વિજયરાય ઉપર એક કાગળ લખ્યો છે તેમાં પણ એને 'ચેતન'માં પ્રગટ કરવા માટે એક કવિતા મોકલી છે. ને 'ચેતન'ને આવકાર આપતાં આવકાર આપતાં આ પ્રમાણે લખ્યું છે: 'એટલું સ્પષ્ટ કરવાની જરૂર છે કે તમારા ઉપાડેલા નવીન સાહસમાં એ લાંછન રૂપ બને તો કોઈ પણ રીતે એ દાખલ કરવું યોગ્ય નથી. આ કાવ્ય મારા એક અપ્રસિદ્ધ સંવાદમાંનું છે. અને એમ જુદું પડવાથી કદાચ એના કેટલાક ભાવ તદ્દન સ્પષ્ટ વ્યક્ત બની શકતા નહિ હોય છતાં મને એ પસંદ પડયું માટે મોકલ્યું છે. તમને પસંદ પડે તો 'ચેતન'માં પ્રગટ કરશો. આમાં છેલ્લે લખ્યું કે "મ્હારી એકાદ વાર્તા થોડા સમયમાં મોકલીશ.'

એક વાર્તા પછી ચેતનને મોકલી હતી. તેનું નામ સ્નેહલતાનું ઘર. એ હજી અપ્રગટ છે.

આ ઉપરથી એટલું તો જણાય છે કે ઑગસ્ટ ૧૯૧૯–જે વખતે બહાઉદ્દીન કૉલેજના 'મેગેઝીનમાં 'રહસ્ય મંદિર' [ Inner circle ] નો લેખ પ્રગટ થયો ત્યાંથી તા. ૨૪–૯–૧૯૨૦ સુધીમાં કોઇ જાણવાજોગ વાર્તા લખી લાગતી નથી. વિજયરાયને મોકલેલો પત્ર તા. ૨૯–૯–૧૯૫૦નો છે. આ રહસ્ય મંદિરના લેખનો નમુનો પણ બતાવેલો કે હજી કેટલુંક ટીકાત્મક લખાણ કહીએ



તેવું લખાણ કરવા તરફ મન વધુ વળતું હશે. આમાં લખ્યું છે: 'આ સંસ્થાની સાહિત્ય તરફની પ્રવૃત્તિ પણ ઘણી પ્રશંસનીય છે. જફ્ફાકાફકુ પાંચહજાર શબ્દોનું એક દળદાર અને રસિક પુસ્તક સંસ્થામાં અવલોકનાર્થે આવ્યું હતું. સંસ્થાએ એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે સાહિત્ય પ્રદેશના સંસ્થાના પ્રતિનિધિ કહે છે તેમ એ પુસ્તક સારું પણ નથી. આનો જવાબ ખરાબ પણ નથી. એ પુસ્તક તદ્દન શુદ્ધ છે: રેતી જેવું!

સંસ્થાના બે મંત્રીઓ દિલસુખરાય રેવાશંકર જોષી, અને વ્રજલાલ નારણજી દવેની સહીઓ છે. મંત્રી તરીકે મારું નામ છે! એ સંસ્થાની એક ખૂબી હતી. એમાં ત્રણ જ જણ હતા. ત્રણે અધિકારીઓ. મેમ્બર કોઈ મળે નહિ. કામ અપ્પા મારવાનું લખાણ લખવાનું ને નાસ્તા મીજબાનીની ગોઠવવાનું!

પણ સી. બી. એ. નું વર્ષ આવ્યું એટલે આ બધી પ્રવૃત્તિને હવે સંકેલ્યા વિના છૂટકો ન હતો. કાં એ પ્રવૃત્તિમાં મંદ પડવું પડે–અને નહિતર પછી અભ્યાસે મંદ પડવું પડે. એટલે લાગે છે ઊંધુ ઘાલીને ગોખવાનું શરૂ કર્યું જણાય છે. ગિરિધર કવિનું એ વખતે પ્રગટ થએલું એક કાવ્ય આંહી નોંધવા યોગ્ય લાગવાથી નોંધી લીધું છે:

### મૈયાનું ધ્યાન

જય જય મ્હારી પીંછી હો મૈયા
ધ્યાન ધરૂં હું તારૂં—ધ્રુવ
જીવન પલપલ જાય સમુજ્જવલ,
તવ સેવાથી સુંદર મંગલ,
એ જીવનવ્રત મારૂ હો મૈયા,
ધ્યાન ધરૂં હું તારૂં
મા, તુજ ચરણાંબુજરજ ચુમતાં,
આ હું પતિત સુત પામું વિમલતા,
એ બસ તીર્થ જ મ્હારું,
હો મૈયા ધ્યાન ધરું હું ત્હારૂં,
પાવની સેવાયજ્ઞની વેદી,
પરમ સુભગ એ પ્રાણાહુતિ,
એ મુક્તિ સુખ મ્હારૂં,
હો મૈયા ધ્યાન ધરું હું ત્હારૂં.

કવિ ગિરિધરે બતાવેલી એ સેવાયજ્ઞની વેદી ઉપર બીજા કોઈ તો ગયા કે નહિ એ ખબર નથી, પણ સ્વ. મણીશંકર શામજી ત્રીવેદી, જેમણે સૌરાષ્ટ્રના મુક્તિ સંગ્રામના આંદોલનમાં ભાગ લીધેલો, એને તો ચોક્કસ ત્યારની લગની હતી કે કોઈ ને કોઈ દેશસેવાનું કામ કરવું. એમણે એ કરી પણ બતાવ્યું. કોલેજ જીવન ઘણી વખત માનવજીવનની પૂર્વભૂમિકા બાંધી આપે છે એ દૃષ્ટિએ એનું શિક્ષણ–સંસ્કારનું ક્ષેત્ર વધુ પવિત્ર ને તેજસ્વી બને તે આવશ્યક છે.

પરંતુ આ સી. બી. એ. ના વર્ષમાં જે આરામ લીધેલો તેનો વ્યાજ સહિત બદલો પછીનાં વર્ષોમાં વાળી આપ્યો હતો. ૧૯૨૨ની સાલમાં તો 'રાજમુગટ' પ્રગટ થવા માંડે છે. એટલું જ નહિ, ખાદીવિષયક એક નિબંધ લખીને એક રા. માવજી સાજન નારીગરા સાથે અર્ધા ઇનામનો ભાગ પણ મેળવ્યો હતો. આ ભાઈ માવજી સાજન નારીગરા ગુરુકુળ સાંતાક્રુઝમાં વણાટના અધ્યાપક હતા. જ્યારે મેં તો વણાટનો કાંઈ અનુભવ લીધો ન હતો. પણ ખાદી વિષે અર્થશાસ્ત્ર ને સમાજશાસ્ત્રની દૃષ્ટિએ દલીલો ઘટાવ્યાથી એ ઇનામ મળ્યું લાગે છે.

છતાં સાહિત્યને પ્રધાનપ્રવૃત્તિ તરીકે અપનાવતા પહેલાં હજી ઉગ્ર મનોમંથનનાં ત્રણથી પાંચ વર્ષ કાઢવાનાં હતાં. એમાં કાલક્રમે આ સી. બી. એ. નું વર્ષ પહેલું ગણાય.

બી. એ. પાસ થયા પછી જ કાંઈક ઘડો થવાનો સંભવ હતો. એટલે દેરાશેરીથી તે વેલા સુતારની શેરીના 'કૈલાસ' બાગમાં જઈ ત્યાં વાંચવાનું શરૂ કર્યું. જોત જોતામાં બી. એ.નું બીજું વર્ષ તો પસાર થઈ ગયું. એ ક્યાં ગયું તે પણ ખબર પડી નહિ. મેં ઓનર્સ લીધું હતું. પણ બધા ઓનર્સ લેનારા હજી નાનકડાં બચ્ચાં હતાં. કેટલાક તો પરણ્યા પણ ન હતા. જ્યારે મારે ઘેર બાળક હતાં! એટલે બન્યું એવું કે 'કૈલાસ' બાગમાં





વાંચતાં વાંચતાં કોઇ રીતે વાત માપમાં આવે નહિ! કૉલેજમાંથી તો સૌ 'ફોટા' પડાવીને જુદા પડી ગયા. ભાઇશંકર, ધીનોજા મારુ ભાઈઓ, ટી. એલ. શાહ, વ્રજલાલ દવે, વીરમાંકડ, ભાઇ છોટાલાલ કામદાર, એમ જુદા જુદા વિષય લઇને એક સાથે બી. એ. માં પ્રવેશ કરેલી આખી મંડળી અચાનક એક પોટલા બાંધીને

બહાઉદ્દીન કૉલેજનો સુંદર ઘુમ્મટ નજરમાં દેખાતો બંધ થયો. એની હરિયાળી લીમડાની સુંદર છાયાનો માર્ગ ટપાગાડીમાંથી અમે છેલ્લો નિહાળી લીધો. હોસ્ટેલમાં પાછળ રહેલા ભાઇઓ હજી હાથ હલાવી રહ્યા હતા. કોઈ પરિચિત સ્વજનને છોડી જતાં જેટલું દુઃખ થાય તેટલું દુઃખ અંતરમાં થતું હતું. અમે સૌ હવે જીવનમાં પ્રવેશ કરવાના હતા. એમાં પ્રવેશ કરેલા માણસો પછી કોઇ દિવસ મળતા નથી. મળે છે તો લટકસલામીના તદ્દન યાંત્રિક સુક્કા સ્મિત વિના બીજું કાંઇ જ આપી શકતા નથી. જીવનનો અનુભવ નીચોડ એમ કહે છે કે દુનિયામાં સૌથી મોંઘામાં મોંઘી આપવાની વસ્તુ સાચું સ્મિત છે! એ માણસ ભાગ્યે જ કરી શકે છે કે આપી શકે છે. એટલા માટે ગાંધીજીનું મોહક સ્મિત અમરત્વ પામ્યું છે! અમે પણ તે દિવસે છુટા પડેલા વિદ્યાર્થીઓ—જીવનમાં બહુ ઓછા મળી શક્યા છીએ.

મેં ઘેર જઈને વાંચવાનું શરુ કર્યું. પણ એ વખતે મારા સૌથી મોટા પુત્ર દક્ષિણ કુમારને ગંભીર માંદગી આવી હતી. ઓનર્સ રાખવું હોય તો ઘોડિયાંનુ દોરડું, જે સંભાળવું તો થોડીક જ વાર પડતું પરંતુ તે પણ સંભાળવાનું છોડી દેવું પડે, તો ઓનર્સ રહે. અને નહિતર પાસકોર્સ ગોખીફાઈ કરી નાખવો પડે. પરીક્ષા, તો સાધારણ રીતે વિદ્યાર્થીની મશ્કરી માટે કરવામાં આવે છે, પણ એ ક્રૂર મશ્કરી માટે વિદ્યાર્થીએ તૈયાર રહેવાનું હોય છે! એમાં એક માર્ક ઓછો તો એને નપાવટમાં નપાવટ કરી નાખે. એટલે બરાબર કમ્મર કસીને તૈયારી માંડી!

પણ તે વખતે પરીક્ષા મુંબઇમાં થાય. મુંબઇમાં આપણુને કોઇ ઓળખે ને ફાવે. એક મોટામાં મોટું દુઃખ ક્યાં ઉતરવું એ. તબીયતને પહેલેથી અમુક પ્રકારની લઢણમાં રાખવાની ટેવ પાડેલી એટલે એમાં જરાક ફેરફાર થતાં તો ફાવે જ નહિ. અને આ તો રહ્યું પરીક્ષાનું કામ!

ભાઈ છોટાલાલ કામદારે મહાવીર જૈન વિદ્યાલયમાં એમની સાથે જ સારી ગોઠવણ કરી નાખીને એ ચિંતામાંથી મને મુક્ત કરી દીધો. એટલે હું ને કામદાર સાથે જ પરીક્ષા દેવા ગયા.

પરિક્ષામાં ખાસ કોઈ ગેરવ્યવસ્થા નહિ થયેલી એટલે પાસ થવાની ખાત્રી લઇને ઘેર આવ્યા. બાર રૂપિયાનું વેસ્ટ એન્ડ વોચ કં. નું એક ઘડીયાળ ખરીદ્યું. ઘડીયાળે ઘરમાં એ રીતે પહેલવહેલો ત્યારે પ્રવેશ કર્યો.

એ વખતે ગોંડલમાં હવે રહેવાનું દેરાશેરીમાં નાનીબજાર ઉપર હતું. તે વખતે રેલ્વેમાં ઓડીટર તરીકે કંસારા ટી. ડી. હતા. ઘણા ભાવનાશાળી ને સજ્જન હતા. તે મૂળ રહેવાશી લાડીના. એમણે ઘણી મુશીબતો વચ્ચે વિદ્યાભ્યાસ કર્યો હતો. મારા પિતા એમને મળે એટલે આંખનો ઓળખાણ સંબંધ બાંધેલો.

બી. એ. નું પરિણામ તો આવતું હોય ત્યારે આવે પણ તે પહેલાં હવે કયાંક નોકરી લેવાનું જરૂરી હતું. કવિ સાહેબ રાજકોટ હતા તેમને અરજી આપી. મોરબીમાં અરજી કરી. બીજે પણ જ્યાં જાહેરખબર વાંચી ત્યાં અરજી કરી. સૌના જવાબ આવે, એની 'ફાઇલો'નું કામ શરૂ થયું. આ ગડમથલમાં થોડો વખત સાહિત્ય નેવે મુકાઇ ગયું. છેવટે એક વખત એક તુક્કો લાગી ગયો—અને તે પણ અકસ્માત જ.

મારા પિતાનો આગ્રહ હતો કે માસ્તર ન થવું. એમાં બીજું કાંઈ કારણ નહિ, પણ આ દેશમાં તો માસ્તરને સૌ હલકટમાં હલકટ ગણે છે. હમણાં વળી બે હાથ જોડીને છોકરાંવને કહેતા શીખ્યા છે ખરા કે 'ગુરુજીને પ્રણામ કરો!' પણ એવો વિવેક—ભાવના વિનાનો એ પ્રજા-



કીય ઉત્કર્ષનું બહુ આશાસ્પદ ચિહ્ન ન મનાય. એટલે માસ્તરી લાઇનની તો આજે છે તેથી ઘણી ઓછી કિમ્મત તે વખતે હતી. છતાં પ્રયત્ન બધે શરૂ કર્યા હતા. જે. એલ. ન્યુ ઈંગ્લીશ સ્કૂલ અમદાવાદને પણ બાકી નહિ રાખેલી, એવામાં પિતાના આગ્રહને લીધે રેલ્વેમાં જવાનો નિર્ણય કર્યો.

નિર્ણય તો થયો પણ ત્યાં રાખે કોણ? એટલે તે વખતના મેનેજર મી. એસ. આર. આય્યરને મળવા ગયો.

હું ત્યાં ગયો. આયર સાહેબ તો બહુ આનંદી ને વિચિત્ર માણસ હતો. પોતાના કામમાં ઘણો પાવરધો હતો, પણ તાજો ગ્રેજ્યુએટ એને રેલ્વેમાં મોંઘો પડી જાય એ એ સમજી ગયો. તેણે તો મશ્કરી કરી. 'તમને કારકુન રખાય? તમને અમે કઇ જગ્યા આપીએ? તમે તો સાહેબ ગણાઓ!' વગેરે.

લાગ્યું કે આમાં આપણો ગજ વાગશે નહિ. દલીલ તો મૂકી કે 'સાહેબ! આ તો તમારે મને નાણી જોવો હોય તો હું કાંઇક કરી શકીશ એવી મને શ્રદ્ધા છે. છેક નપાવટ નહિ નીકળું'!'

પણ આયર સાહેબે ઘણા ગ્રેજ્યુએટ રાખેલા. એમનો અનુભવ જુદો જ હતો. એક તો એ લાંબો વખત ટકે નહિ. કારકુની કામ શીખતાં એમને કંટાળો આવે. હંમેશના તુમારી કામને પહોંચી વળવાની શક્તિ કેળવતાં એમને વખત જાય. એટલે એમણે તો ચોખ્ખો નનૈયો ભણ્યો, 'તમારું કામ નહિ. કોઇ સાહેબની જગ્યા ખાલી પડશે તો કહીશું!'

સલામ કરીને હું રવાના થયો. કે સામા સાહેબ બેઠા હતા તેમના હૃદયમાં મીત્ર વસ્યા કે પછી પિતાની નજરે ઓળખાણની એમને અસર થઇ એમણે પાછળથી કાંઇક બે શબ્દો કહ્યા હશે. કારણ કે હું ઝાંપે પહોંચ્યો ત્યાં જ પટાવાળાએ હાકલ મારી. સાહેબે કહ્યું: 'જૂઓ! તમને લઉં છું. પણ તમે ભાગી જતા નહિ!'

મેં કહ્યું: 'નહિ ભાગી જઉં'!'

'પહેલવહેલાં અનુભવ લેવો પડશે, અને એમાં વખત જાશે!'

નીચી મુંડીએ બધું કબુલ રાખ્યું. બીજે દિવસે સાહેબનો ઓર્ડર કર્યો. ટ્રાફિક સુપ્રીન્ટેન્ડેન્ટની ઓફીસમાં રૂપિયા ચાલીસના પગારથી નિમણુંક થઇ.

આ પ્રમાણે ૧૯ મી એપ્રીલ ૧૯૨૦ ના રોજ પહેલવહેલી નોકરી લીધી ને રેલ્વેમાં દાખલ થયો.

એ વખતે ત્યાં ટ્રાફિક સુપ્રીન્ટેન્ડેન્ટ તરીકે વસંતરાય પ્રાણશંકર જોષી હતા. એ પણ ગ્રેજ્યુએટ હતા. એ વખતે તો દેશીરાજનું તંત્ર હતું. એટલે માણસને આગળ વધવાનો 'ચાન્સ' કાંઇક ઓળખાણ હોય તો રહેતો. વસંતભાઇ સાથે ઓળખાણ નહિ—પણ એક ગ્રેજ્યુએટ પોતાના ખાતામાં આવે છે, એવા ગૌરવથી પ્રેરાઇને એમણે મને 'કલેઇમ્સ'માં દાખલ કર્યો.

હવે રેલ્વેમાં આ 'કલેઇમ્સ'નું સ્થાન રેવન્યુ ડીપાર્ટમેન્ટ જેવું છે. એમાં ધીકોળાં થાય. આવડત હોય તો એમાં ઘણું આગળ વધી શકાય. પણ રેલ્વેમાં ઘણાખરા ઓછું ભણેલા ને બહુ જૂના વખતના નોકર હતા. ટ્રાફિક સુપ્રીન્ટેન્ડેન્ટની ઓફીસમાં આ નવા બી. એ. થયેલા માણસની, સૌની થાય છે તેમ આંખે વિવેક ભરેલી ને પાછળથી ક્રુર એવી મશ્કરી શરૂ થઇ. એમાં એમનો કોઇનો દોષ પણ ન હતો. કારણ કે છેવટે તો એ આખું તંત્ર અમુક તુમારી કુનેહ માગતું હતું. એ તુમારી કુનેહને અને કલ્પનાના ક્ષેત્રને એક હજાર ગાઉનું છેટું હતું. વળી આ વધુ ભણેલો માણસ જો કંટાળીને ભાગી જાય નહિ તો દેખીતી રીતે જ એમના માર્ગમાં એક આડકતરી મુશ્કેલી મુકાતી હતી. એટલે પહેલાં થોડા દિવસ તો કોઈએ કાંઇ કોઠું આપ્યું નહિ. પણ પછી ધીમે ધીમે એ સમજ્યા કે આ માણસ તો રહેવાનો જ લાગે છે એટલે શાંતિથી બધું થાળે પડવા માંડ્યું!

પણ ઓફીસનું કામ શીખતાં વાર લાગે વળી એને ધીમે ધીમે ટેવવા માટે અમુક પ્રકારની માન-





સિક તૈયારી પણ જોઈએ. પણ એ વખતે તો કલ્પનાનું સામ્રાજ્ય પુર બહારમાં હતું. દેશળજી પરમાર ત્યાં ગરાશીઆ કોલેજમાં હતા. બચુભાઈ રાવત પણ હતા. એક ભાઈ વિજયશંકર ત્રિવેદી કરીને પોસ્ટ-ઓફીસમાં રવિ આત્મા આવ્યા હતા. તેમ જ રેલ્વેના પણ એક છોટુભાઈ શુકલ સાહિત્યમાં રસ ધરાવતા હતા, પંડિત રવિશંકર પણ ખરા. ધોરાજીના બે ભાઈઓ હતા. જશુભાઈ અને એના નાના ભાઈ. આ બધા અવારનવાર મળે ત્યારે સાહિત્યચર્ચા થાય. લેખો લખાતા રહે. માસિકો વંચાતા રહે. એટલે સાહિત્યના શુદ્ધ વાતાવરણને કોઈ રીતે હું નવી પરિસ્થિતિ સાથે મેળમાં લાવી શકું નહિ. છતાં મહેનત કરીને વસ્તુ પકડવા માંડી. એમાં સમજ પડવા માંડી તે વખતે જેમણે મને જેતપુરમાં ફારી પાઈને ઓરડી રહેવાની શોધી આપેલી તે રતિભાઈ ત્યાં સ્ટોરમાં કારકુન હતા. એટલે એમની મદદથી ને પછી તો તદ્દન સ્થૂલ સ્વભાવ હોવાને લીધે સૌ સાથે મૈત્રી થઈ ગઈ.

પણ સાહિત્યકારની મૈત્રી તો હંમેશાં ખોટમાં કામ કરે. એ વખતે હું જે સાહિત્ય વાંચું તેનો રસાસ્વાદ ત્યાં ઓફીસમાં પીરસું.

નરકેસરી નેપોલિયનની વાત શરૂ થાય-એ વખતે લડાઈ યુરોપની તાજી ગયેલી એટલે પછી સૌ એમાં તલ્લીન થઈ જાય! ત્યાં રેલ્વે ઓફીસને નેપોલિયનનો પરિચય નવો હતો.

પણ ભાવનાની જે રેખા આંકેલી-અને એક રાષ્ટ્રીય ગીત ઉતારેલું-તે હજી મનમાં અંકિત હતું. ૧૯ ૪માં પોરબંદરમાં જ જીવનરેખા દોરી કાઢેલી, તે રેખા એક ચોપડીમાં લખેલી, એ રેખાંકન પ્રમાણે તો ૨૦ થી ૨૫—આ વયમાં ગુજરાતીમાં લેખો લખી નામના મેળવવી એવી વાત હતી. તેમજ ૨૫ થી ૫૦ની વયમાં ગુજરાતી સાહિત્યોત્કર્ષની વાત કરવાની હતી. ૫૦ થી ૬૦નો સમય વાનપ્રસ્થ માટે મૂકયો હતો. ને ૬૦ થી ૮૦ સંન્યસ્તની કલ્પના હતી. એટલે આ રેખા પ્રમાણે તો સાહિત્યોત્કર્ષનો આ સમય જઈ રહ્યો હતો. તેથી સાહિત્યપ્રવૃત્તિ પણ ચલાવી અને સાથે સાથે રાષ્ટ્રરંગવાળું પેલું ગીત પણ મનમાં ગુંજતું રહ્યું:

વંદે ત્વાં ભૂદેવીં આર્યમાતરમ્<br>
જયતુ જયતુ પદયુગલં તે નિરંતરમ...વંદે ત્વાં.

શુભ્ર શરચ્ચંદ્રયુક્ત ચારૂ યામિનીમ્<br>
વિકસિત નવકુસુમ મૃદુલાં શોભિનીમ્<br>
મંદસ્મિતયુકતવદન મધુર ભાષિણીમ્<br>
સુજલાં સુફલાં સરલાં શિવવરદામ્<br>
ગિર સુખદાં સુકુલરદાં આર્યમાતરમ્...વંદે.

દશકત્રય કોટિ જન કંઠનાદિનીમ્<br>
અમિત ભુજાં ધૃતસદસ્ત્રં તનયતારિણીમ્<br>
હિમનગનાં સ્વાભિમાન બુદ્ધિદાયિનીમ્<br>
કમલાં અમલાં અતુલાં રિપુહારિણીમ્<br>
બલકરિણીમ્ ધૃતનલિનીં અર્યામાતરમ્...વંદે.

ધર્મસ્ત્વં શર્મત્વં ત્વં યશોબલમ્<br>
શક્તિસ્ત્વં ભક્તિસ્ત્વં કર્મ ચાખિલમ્<br>
પ્રતિસદનં પ્રતિમા તે ત્વં સહાફલમ્<br>
ધરણીં ભરણીં કવિ પ્ર તિ ભાં,<br>
તત સુલભાં જગદંબાં રાષ્ટ્રમાતરમ્...વંદે.

આ સઘળી ભાવનાઓ જીવનને એક તરફ ખેંચી રહી હતી. જીવન બીજી તરફ દોરવાનું હતું. એટલે હવે મંથન શરૂ થયું. એટલે જીવન નિર્માણ માટે પૂરાં પાંચ વર્ષ લીધા.

[ ક્રમશઃ ]







# ગુરુદેવ : અમારે આંગણે [૨૦]

શ્રી મૈત્રેયી દેવી કૃત 'મંગપુ તે રવીન્દ્રનાથ'માંથી

અનુ૦ : રમણિક મેઘાણી

કેમ? આમ આવીને નીચે મારા પગ પાસે શીદ બેસી ગયા? આથી તો લોકો માનશે કે મને ભદ્ર મહિલાનું સન્માન સાચવતા પણ નથી આવડતું. તમને એક પ્રગતિવાદી આધુનિકાને એ શોભે? હશે... એ પોતાનો એક લેખ મને જોઈ જવા માટે મોકલ્યો છે. અત્યારે બેઠો બેઠો એ જોઈ રહ્યો હતો. સ્વજાતિનો મહિમા ગાવામાં એ એકદમ ભાન ભૂલી બેઠી છે, માતૃજાતિ માતૃજાતિ કહીને આમ બૂમબરાડા પાડવાની શી જરૂર છે? એમાં એવું કંઈ કવિત્વ છે? અમે તો અમને પિતૃજાતિ ગણાવી એનાં ગીત ગાતાં ફરતાં નથી! સાધનાનું પ્રયોજન તો છે પ્રિયા બનવા માટે. એ માટે જરૂર પોતાની જાતનું ઘડતર કરવું પડે છે, આમ છતાં મોટે સાદે બોલતી વેળા ભલેને તમે ફાવે તે બોલો, પોતાને માતૃજાતિ માતૃ-જાતિ તરીકે ઓળખાવી તમે બિચારી પિતૃજાતિને સ્થંભિત કરી દેવા ભલે મથો. હકીકતમાં સ્ત્રીઓ જ સ્ત્રીઓનું વધારે અહિત કરે છે. જેટલું પુરુષો કદીયે નથી કરતા. કોઈ એક સ્ત્રી બીજી સ્ત્રીને સારી નજરે જોઈ શકતી નથી. એ આખી દુનિયાને પોતાની ચારે બાજુના જરીક જેટલા વર્તુળમાં આણવા મથે છે. પુરુષને સુદ્ધાં બાંધવા મથે છે.'

'અને તમારા પુરુષોમાં તો ઈર્ષા-દ્વેષ જેવું કંઈ છે જ નહિ, કેમ? તો પછી આટઆટલી મારામારી ને કાપાકાપી થાય છે શાને અંગે?' મેં પૂછ્યું:

'છે. પણ જુદી જાતની. એનામાં ઈર્ષા છે ખરી. પણ એમના જીવનનો પટ વિશાળ હોઈને એનાં પરસ્પરસ્પર્ધામાં એટલી મલિનતા નથી જણાતી. છીછી કે આડકતરી રીતે જે વાતમાં સ્ત્રી કારણભૂત ન હોય તેવી વાતમાં ક્યારેય કોઈ બે પુરુષોને ઝગડતા જોયા છે?' ગુરુદેવે કહ્યું:

'દાસ્યતિ ભેત્સ્યતિ ભ્રાતૃણ'

'એથી જ તેઓ કેમે કરીને યથાર્થ સંગિની બની શકતી નથી. એ ભલેને ગમે એટલું ભણે કે મોટી વાતો કરતાં જાણે, પણ એનું કાર્યક્ષેત્ર, એનો કર્મ વિસ્તાર જ અનુદાર અને મર્યાદિત છે, એ કારણે ઘણા મોટાઓને પણ એ નાના કરી મૂકે છે. છતાં બેશક આપણે ત્યાંના મોટા ભાગના પુરુષો પણ સ્ત્રીઓ જેવા જ છે; એટલું જ નહિ તદ્દન બાળક જેવાં છે, એથી જ દેશમાં બાલિશતા ચાલી રહી છે। 'મા, મા' કરતા સૌ બુમો પાડી રહ્યા છે. જાણે દેશ આખો માતની ગોદમાં બાળક ન હોય! પુરુષને યથાર્થ પૌરુષે દીક્ષિત કરવા માટે સ્ત્રીઓની સહાય જરૂરી, અતિ જરૂરી છે. હું તો જોઉં છું કે પુરુષે જ્યાં નિર્લિપ્ત નિસ્પૃહ થઈને કર્મની જવાબદારી લઈને ઊભા રહેવાનું હોય છે ત્યાં કોઈક સ્ત્રી આવી પડતાં જ બધું અસ્તવ્યસ્ત થઈ જાય છે.' એમણે કહ્યું:

'ત્યારે તો આખરે આપ પણ કામિની-કાંચન ત્યાગીઓના ટોળામાં—'

'ચૂપ રહે ચૂપ. અહીં કામિનીની વાત ચાલે છે ત્યાં તું વળી કાંચનની વાત શાને લાવી? આને જ કહે છે ઘરનાં દુશ્મન! એ વાત ન છેડતી, ન છેડતી. કામિની નહિ હોય તો હજીએ ચાલશે પણ કાંચન વિના તો મારી વિશ્વભારતીનું શું થાય? સાચે જ આ બધી પ્રગતિવાદીઓનું લખાણ વાંચી મને હસવું આવે છે. એ બધી [illegible] માને છે કે પુરુષ જાત





વિના એમનું બધું કામ સરળતાથી ચાલે છે. કેવો અહંકાર! પુરૂષોની ગુલામી! માતૃજાતિનો અધિકાર! બધા મોટી મોટી બડાશો! અરે બાપુ! કોણ કોની પાસે ગુલામી કરાવે છે? તમે પોતે જ ગુલામી કરીને ખુશ બનો છો અને ખરૂં જોતાં એમાં ગુલામી પણ નથી. કબુલ કરૂં છું કે આપણાં દેશની સ્ત્રીઓના જીવનમાં કર્મનું ઉદાર ક્ષેત્ર નથી, પરંતુ સ્નેહ-પ્રેમનાં મહિમાથી તમે તો તમારા ભાગ્યથીએ આગળ વધી જાવ છો. આ કંઇ જ કારણ વિના રાત્રે જાગો છો. અવારનવાર આવીને હું બરાબર ઊંઘ લઉં છું કે નહિ તે જોઇ જાવ છો. આ બધી બિનજરૂરી તકલીફ શા માટે લો છો? ધારો કે હું જાગતો પડયો હોઉં, તો મને એકને ઉંઘ ન આવતી હોય તે માટે તમારે સૌએ ઉજાગરો કરવો એમાં કયુ 'લોજિક' રહ્યું છે તે તમેજ જાણો અને આમ છતાં દોષ દેવા ટાણે દોષ દેશો અભાગી પિતૃજાતિને જ. એથી જ તમારૂં વર્તન જોતાં મને કોઇ ફંદામાં ફસાવવાનો ફાંસલો તૈયાર થતો હોય એવો સંદેહ આવ્યા કરે છે! તમારે રસ હાથમાં લઇને મારી રાહ જોવાની શી જરૂર હોય? અને હું જાણે કયાંય કંઇ બન્યું જ નથી. જાણે એ મારો અધિકાર જ હોય તેમ ગંભીર મિજાજે લખ્યે જ જાઉં છું. તે બસ લખ્યે જ જાઉં છું. જ્યારે મને ઠીક પડશે ત્યારે દયા બતાવી, ધમકાવીને કહીશ કે શા માટે મને ત્રાસ આપો છો, અને પછી થોડી વધુ દયા બતાવી આ પીઇ જઇને તમને કૃતાર્થ કહીશ. કહો આની શું જરૂર છે? તમે કહી શકો કે તમારે રસ પીવો હોય તો હાથે કાઢીને પી લેજો. અત્યારે મને તમારૂં દાસીપણું કરવા સમય નથી. એ કરતાં અત્યારે હું વર્તમાન રાષ્ટ્રિય પરિસ્થિતિ વિષે એક લેખ લખીશ!......પણ તું યે કયાં કમ છો! પેલે દિવસે કેવી દલીલ કરીને મને પણ એમાં સંડોવેલો. જોતી નથી તારા કહેવા મુજબ ચાલતાં ચાલતાં હમણાં હું કેવો સોવિયેટ વિરોધી અને અંગ્રેજ બની ગયો છું.'

"કેમ હું અંગ્રેજભક્ત છું! મારી આવી વગોવણી કરો છો? આખરે ભદ્ર સમાજમાં મારે મોં દેખાડવું ભારે થઈ પડશે"

'તો તમે અંગ્રેજભક્ત નથી! ત્યારે તો બચ્યો. હું તો તું કયારે એને માટે એકાદ કવિતા લખી નાખે છે એની રાહ જ જોતો હતો.'—કહી ગુરુદેવ હસ્યા.

એકવાર શાન્તિનિકેતનમાં સાંજટાણે એક આધુનિકા આવી ચડયા. દોઢેક કલાક સુધી પ્રગતિ-ચર્ચા ચાલી. એનાં શ્રોતા વધુ ભાગે મૌન જ રહ્યા હતા. પછી તેઓ બોલ્યા. 'જુઓ. તમારી સાથે હું પૂરેપૂરો મળતો નથી થતો. સેવા તો સ્ત્રીઓનો સ્વભાવ-ધર્મ છે. પુરૂષો એનાં વખાણ કરી કરીને એની પાસેથી એ મેળવી લે છે તેમ નથી. સેવા મળે એ ગમે છે તે ખરૂં. પરંતુ સ્ત્રીઓને એ આપવી પણ ગમે છે અને તેથીજ તેઓ એ દે છે.' તે દિવસે ઘણી વાતો ચયેલી, મને એ બધી યાદ નથી, વળતે દિવસે સવારે જઇને એમના પગ પાસે નીચે બેઠી અને તરતજ તેઓ બોલી ઊઠયા 'આ જો, પાછી નીચે જમીન પર બેઠી; કોઈ જોઇ જશે તો હું મોઢું નહિ દેખાડી શકું. કાલની ચર્ચા પછી પણ તારામા આત્મસન્માનનું ભાન જરા જેટલુંયે આવ્યું લાગતું નથી!' એ જ ટાણે ભદ્રાદેવી લીલા નાળીયેરનું પાણી લઇને આવ્યા. 'એ શું છે? લીલું નાળીયેર? તમારે અંગે કેવો આફતમા ફસાયો છું? વારૂ શા માટે તું તો કહી શકતી હતી—કે હું તમારી ગુલામી નહિ કરી શકું! પણે રહ્યું ઝાડ, મન થતું હોય તો ચડી જાવ નાળીયેરીએ—ને પાડી લો આપ મેળે. પણ એ નહિ બને. કોઈ જોઈ જાય તો શું કહેશે?'

× ×

'હવે કેમ છે તબિયત?'

'તું પેલો 'સુપ' ખવડાવી ગઈ એ પછી ગજબની શક્તિ આવી ગઈ છે. લોહી ધમધમી ઊઠયું છે. લડાઇમાં ઊતરી પડવાનું મન થાય છે...'



૧'રથીદાનું ચિત્ર જોયું ?'

'જોયું. એનાં ફૂલનાં ચિત્રો સાચે જ સુંદર હોય છે, એ બહુજ ઝીણા હાથે દોરે છે. ફૂલનાં ચિત્રોમાંજ એની વિશેષતા છે. માશી પણ એક ચિત્ર બતાવી ગયા–ઑર્કિડ ગુચ્છનું. સરસ થયું હતું.'

'ચારે બાજુ ચિત્રો ચીતરવાનો જ નાદ ચાલ્યો છે–સૌ જુદે જુદે સ્થળે રંગ–પીંછી લઇને બેસી ગયા છે'

'વાત એમ છે શું ! ત્યારે આ બધામાં આપણાં દાક્તર અને ૨ચાલુજ 'બફર સ્ટેટ' રહ્યા. માશી અને રથી થયા આર્ટિસ્ટ, અને તું અને હું થયા અનાર્ટિસ્ટ. આપણે એક 'પેક્ટ' (સંધી) કરવી પડશે... અનાર્ટિષ્ટ પેકટ આજે એક એવું ચિત્ર ચિતરીશ, કે એને જોનાર કોઇને સંદેહ માત્ર નહિ આવે કે આ કોઈ આર્ટિસ્ટનું ચિતરેલું હશે ! એનાં પર આપણી 'પેકટ'ની સહીઓ થશે !...કેમ માશી, કંઇ ધ્યાનમાંથી ઊઠીને ચાલ્યા આવ્યા કે શું ? આ જરા વધુ પડતું નથી થતું ?–'સખી એ તો પ્રેમ આશા પ્રાણેર તિયાસા કે મુને આછે સે પાસરિ–સેથા કિ હાસેના ચાંદીની યામિની સેથા કિ બાજે ના બાંશરી–' (સખી આટલી પ્રેમની આશ, પ્રાણની પ્યાસ ગઇ કેમ તે વીસરી,–ત્યાં શું હશે, ના ચાંદની–યામિની, ત્યાં શું વાગે ના વાંસળી–') અને પછી કીર્તનની ઢબે બોલ્યા 'એથી જ તો તમને સમજાવીને કહું છું કે આટલા પ્રેમને જે ભૂલી જઇ શકે છે એની કામના ન કરો. એ કરતાં તો–હું નહિ બોલું દુઃખ મનકાતું, મૂંગીમૂંગી સહું બધી વેદનાને, સખી આટલી પ્રેમની આશ–અને એટલું યે શાં માટે,–એટલી વેદના પણ શા માટે દુનિયામાં બીજા માણસો નથી શું...... '

'આપ શું બોલો છો ? કેટલી મશ્કરી, આ કરતાં કંઈક ગાઓ ને ?'

'શું ગાઉં !'

૧. રથીદા–ગુરુદેવનાં પુત્ર–રવિન્દ્રનાથ.
૨. ચાલુ સચ્ચિદાનંદ રાય.

ઓઈ મધુર મુખ જાગે મને...
ભુલિબો ના એ જીવને...
કિ સ્વપને કિ જાગરણે...

[એ મધુર મોં જાગતું મને...
ભૂલીશ નહિ ને આ જીવને...
શું સ્વપને શું જાગરણે...]

તુમિ જાનો વા ના જાનો
મને સદા જેનો મધુર બાંસરિ વાજે
હૃદયે જરા આછો બોલે
આમિ પ્રકાશિતે પારિને
શુધુ આદિ કાતર નયને......

[તું જાણે કે ના જાણે
મનમાં સદા એ મધુર વાંસળી વાગે
હૃદયે સદા રહી છો જાગી–
પ્રગટ કરી ના શકું
માત્ર ભીની આંખે હું ચાહું...... ]'

થોડીવાર સુધી એ ગીત ચાલ્યું;–એ સુર અહીં રજુ કરી શકતી નથી. એટલે લખાણ વ્યર્થ થઇ જાય છે. એ દિવસે થોડીવાર પછી મેં પૂછ્યું કે આ સાંભળ્યા પછી મન આવું કેમ થઇ જતું હશે ? તેઓ આછું હસતા હસતા બોલ્યા—કેવો પ્રશ્ન છે ! મનની તો બલિહારી છે ભાઈ. જેમના મનમાં કંઇક થયા જ કરતું હોય છે, તેઓ વળી પૂછે છે કે 'ગીત સાંભળ્યા પછી મનમાં કંઈક કેમ થયા કરતું હશે ?' અને થોડીવાર મૌન રહીને એમણે કહ્યું—'સુરની સૃષ્ટિ એક અનેરી સૃષ્ટિ છે, એ દૂરનું જગત છે. અન્ય સ્તર છે. એ સ્તર પર આપણે સદૈવ નથી રહેતાં. આપણે જે જગતમાં નાનો–એવા સુખ–દુઃખથી ચલિત થઈ ઊઠીએ છીએ. તે જગતમાંથી મુક્ત કરીને સુર આપણને ઉર્ધ્વલોકમાં, અન્ય જગતમાં લઈ જાય છે. તેનાથી આપણા રોજીંદા જીવનનું વાતાવરણ તદ્દન ભીન્ન છે. તેથી આપણે–આપણું હૃદય એક અનિર્વચનીય સ્પર્શ અનુભવે છે. પરંતુ આપણે તો એક લોકનાં વાસી નથી. એથી જ કાવ્ય આપણા મનમાં એક ન સમજાય તેવી વેદના ઉપડે છે. સુર આપણને





જ્યાં લઇ જાય છે, ત્યાં મન આધારવિહોણું બની નિષ્કર્મ થઇને રહેવા માગે છે. જે રીતે સાગરતરંગો લેરખીઓ ઉપર આવી પળવાર માટે તીરતે યે વખોડી જાય છે. અને ફરી પાછાં એના બંધનમાં ચાલ્યા જાય છે. એજ રીતે આપણું મન પણ પોતાના અને ચારેબાજુનાં બંધનોથી મુક્ત થઇ થોડીવાર માટે સુરધ્વનિમાં વહ્યું જાય છે, પણ ત્યાં એનું સ્થાન નથી, એથી એને વળી પાછું ફરવું પડશે. સૌંદર્ય-જગતનો એ પળવારનો પ્રવેશ, એમાં મન સંપૂર્ણપણે પોતાનો મેળ મેળવી શકતું નથી, છતાં-એને એ ગમે છે-વેદના મિશ્રિત મધુરતા એને ગમે છે.

'તમને એક સરસ વાત કહું...એકવાર અહીં એક લાંબો ને પડછંદ ગોરો આવેલો. એક દિવસ સવારે રેડિયોમાં અજબ સુંદર સિતાર વાગે, અમે સૌ ચા પીવા બેઠા હતા- એ સજ્જન ઘણી ઘણી આડીઅવળી હાંકયે રાખતા હતા, મને બહુ કંટાળો આવ્યો. આવું સરસ વાગે છે, એ એને સંભળાતું નહિ હોય, કે એની વાતો હાંકયે જ જાય છે. ભલેને લાંબો ને પડછંદ રહ્યો, માણસ તો છે ને? મેં એને પૂછ્યું-આવો સૂર જ્યારે સંભળાઇ રહ્યો છે ત્યાં, Don't you feel any diffenecne? એણે અત્યંત આશ્ચર્ય બતાવતાં કહ્યું-Difference! What sort of difference? મેં વધુ આશ્ચર્ય બતાવતાં પૂછ્યું, Don't you feel something strange within you? Say like weeping? અને એ એથીએ વધુ આશ્ચર્ય પામી બોલ્યો-weeping? There must be something very wrong with you. Why. I have'nt wept for last fifteen years!"

ગુરુદેવ હસવા લાગ્યા. ને બોલ્યા-"એણે બરાબર કહ્યું છે. નક્કી કંઇક ગોટાળો થયો છે નહિ તો આમ થાય ખરૂં? 'શાને મન શાને આમ કરે છે, શાને નયન આપોઆપ ઝરે છે'..." આ ગીત તેઓ લગભગ હમેશાં ગાતા, દિવસે પણ ગાયું... "જેનો હાહાર વરન દિયે છે વેદન, જેનો કે ફિરે ગિયે છે અનાદરે—'પાજે તારિ અયતન પ્રાણેર પરે......"

×

રવીન્દ્ર રચનાવલીની એ નકલ આવી છે-ગુરુદેવ તે જોતા હતા. વરંડામાં આવતાં જ બોલ્યા-"હે કલ્યાણી કલમ આપ તો!... દેવીને આ પુસ્તક ભેટ આપવું છે એ માટે એનું નામ લખવું છે.'

મેં કલમ આપી. એ ધીરે ધીરે લખતા હતા-કલ્યાણીયા શ્રીમની મૈત્રેયી.

"વાહ, હમણાં કહેતા હતા કે.........ને આપવી છે?"

"એ તો તારી પરીક્ષા કરી કે મોંના ભાવ કેવા થાય છે અને તું કલમ આપે છે કે નહિ તે જોવા. મારા વાલીઓનો સખત હુકમ છુટયો છે કે હું કાંઇ કરતાં કોઇનેએ આપી શકતો નથી! તેથી જ તને એક નકલ છાનામાના આપી દઉં છું. તું કંઇ ચિંતા ન કરીશ. મને તો એ લોકો બે નકલ આપશે જ. એમાંથી એક નકલ હું તને આ રીતે છાનોમાનો આપી દઇશ. વળી એ લોકો મને સૌથી ખરાબ બાંધણીવાળી નકલો આપે છે પણ એમાં શું થાય, જેવાં તારાં નસીબ." કહેતાં કહેતાં બેઉ હાથ બન્ને કાન ઉપર દબાવી ધીમેથી બોલ્યા-"જલદી જવાબ આપ તો આ શું હશે?"

કયાંય કંઇ ન હતું. શું પ્રશ્ન છે એ સમજાતાં પણ વાર લાગે. મેં પૂછ્યું-"વળી શું છે?"

"હં, આટલું જલદીથી બોલીશ તો તો વિચાર કરીને કહ્યું કહેવાય. આનું નામ તે 'દાબ્યા કાન'-"

એ પછી લગભગ રોજ એ રમત ચાલતી. એનું નામ 'શારાડ'. બીજી વાતો ચાલતી હતી ત્યાં એકાએક ત્રણ લીંટીની એક વાત બોલવા લાગ્યા-"વાહ,અનિલચંદ ચાલ્યાં કયાં, એક બીજી થવા દો. આવો આવો. ના ના આજે તાસ[1] નહિ. વિષ્ણુ ચૌપને ઘર-આંગણે

૧. તાસ-ગંજીપો=પાનાં.

આજ પંચાયત મળવાની છે. અઝાનો ઠંડો 'બાતાસ' (પવન) આવે છે; ચાલો એક આંટો ફરી આવીએ" આમાંથી શોધી કાઢવો પડશે 'બાતાસ' શબ્દ. પ્રથમ એના બે અક્ષરોનો એક શબ્દ આવી ગયો. અને પછીથી બીજા બેઓ ભળતાં એક નવો શબ્દ બન્યો. આજ હતી રમત. 'શાન્તિનિકેતન પાસે એક જગ્યાનું નામ એવું છે જેનો અર્થ બહુ સારી સરકાર થાય અને બહુ ખરાબ પણ થાય–કહે જોઉં? સુ રુલ સુ Rul અને Shue rule!"

ફરસ કરતાં એક પછી એક મજાની વાત કહી જતાં—જરાયે વાર લગાડયા વિના કોક ગામઠી ભાષામાં તો કોક વળી સ્ત્રીઓની ભાષામાં–અને એમાં હાસ્યનો ખોરાક દાબી દાબીને ઠાંસ્યો હોય.

છેલ્લા ત્રણ ચાર દિવસથી 'ચિરકુમાર સભા' વંચાવી શરૂ થઇ છે. એમાં આવતાં ગીતો ગાતાં–ગાતાં સંભળાવતા. જે ગીતોનો ઢાળ યાદ ન હોય તે ગીત પણ ત્યારે ઢાળ બેસાડી બેસાડીને આનંદ કૌતુકનું ઝરણ વહાવતા જાતા. અમે મંત્રમુગ્ધ થઇને બેઠા રહેતા. અખૂટ હાસ્ય–પરિહાસ ઝળાંઝળાં કરતો—

જારે મરણ દશાય ધરે
સે જે શતવાર કરે મરે
પોડા પતંગ જેતો ગોડે 'તો તો
આગુને ઝાંપાયે પડે!
[ મરણ દશા જેને ગ્રહે
તે સો સો વાર મરે
દાઝયું પતંગિયું જેમ જેમ દાઝે
એટલા જ જોરથી ફરી ઝંપલાવે. ]

અથવા તો

ઓગો હૃદય વનેર શિકારી—
મિછે તારે જાલે ધરા જે તોમારિ ભિખારી

[ ઓ હૃદયવનના શિકારી, જે તારો ભિખારી છે એને ફાંસલામાં ફસાવવો નકામું છે. ]

ચિરકુમાર સભા પૂરું થાય એ પહેલા જ જવાનો દિવસ આવી ગયો. ગાડી આવવા પહેલા થોડી વાર સુધી વાંચવાનું ચાલતું હતું—તેમ છતાં પૂરું ન થયું. એમાં એક નિશાન મૂકી એમણે કહ્યું: 'મૂકી દેજે, બીજી વાર આવીશ ત્યારે પૂરું કરીશ. ટુંકી વાર્તાઓ તો લગભગ બધી જ વંચાઇ ચૂકી છે, ના 'બે બહેનો' બાકી રહી છે. એને પણ ટુંકી વાર્તા જ કહેવાય. યાદ છે કે એ?'

યાદ તો છે: પણ એ મને બહુ ગમતી નથી. કોણ જાણે એવી-લાગે છે—'

—'કેમ? આદર્શવાદિની! તારા આદર્શને તે શું આઘાત આપે છે? વારુ, આજ તો સમય નથી પણ હવે આવીશ ત્યારે એ વાંચી સંભળાવીશ ને તને રડાવીશ. આવો માશી, સાંભળો.—કેવી નિર્મળ સ્વભાવની છે તમારી ભાણી. આજે મારે જવાના દિવસે ખોટા ખોટા યે બે મીઠા વેણ નથી બોલતી, ઊલટાનું તડ દેતાકની બોલી બેઠી કે તમારું લખાણ મને ગમતું જ નથી, એ કરતાં તો...... બાણુ, હા એનું લખાણ કંઇક લખાણ જેવું છે. કેવું સુશિક્ષણ, કેવો ઉપદેશ, એ વાંચતાં પણ ચરિત્રની ઉન્નતિ થાય—'

'આવું બધું મેં ક્યારે કહ્યું?' મેં પૂછ્યું.

'કહેવામાં કેટલી વાર લાગે?'

સાંજે ગાડી આવી. અમે સહુ ઉતર્યાં. બધા કલકત્તા જઇએ છીએ. ગાડીમાં બેસતા બેસતા એ બોલ્યો: 'દાકતર, મેદાનની વચ્ચે મારા પેલા ઝાડને ટેકે એક ઓરડો ઉતરાવી રાખજે. ઓરડા ઉતાર્યાનાં ખબર મળતાં જ ફરી આવી પહોંચીશ.'

ગાઢ અંધારી વનવાટમાં થઇને વાંકીચૂંકી ગાડી આગળ વધવા લાગી. એમણે કહ્યું આટલી રાત્રે આ મારગે આવજા કરવી સારી નહિ, આ તો tempting providence કહેવાય.'

શિલિગુરિ સ્ટેશને ઉતરી ટ્રેનમાં પથારી પાથરી એમને બેસાડી દીધા. જાત જાતનાં માણસો એમની પાસે આવતા. અને તરેહ તરેહની ચિત્ર–વિચિત્ર વાતો તેમની સાથે થતી. દૂર રહીને કોઇએ એ બધાનું





સંપાદન કર્યું હોત તો એ પણ એક અપૂર્વ સાહિત્ય થાત. એમની પાસે ઘણા ઘણા કામળો આવતા. ભાત-ભાતનાં માણસોમાં—એનો સંગ્રહ કરી ગુરૂદેવ તેને કઈ રીતે જોતાં, કેવા જવાબો વાળતા એ કોઇએ જો લખી રાખ્યું હોત તો તેમાંથી તેમનાં ઉદાર આનંદમય ચરિત્રનું એક વધુ પાસું સૌ કોઇ જોઈ શકત. પણ કોણ એ બધું કરતું'તું ! કાળના પ્રબળ વેગમાં તણાતા માનવજીવનને એ રીતે ઝાલી રાખવું સંભવિત છે ખરૂં ? વળી છે સહજ મળે છે એનો આનંદ જ કંઇ ઓર હોય છે. મનમાં ધાર્યું નહોતું કે એમને એવી સહજ રીતે જ ખોઇ બેસીશું, અને આજે જે આટલું પ્રચુર છે તે ત્યારે એટલું સદૂર અને એટલું દુર્લભ બની જશે.

ગુરુદેવ ગાડીમાં ચુપચાપ બેઠા છે. અમે સામાન વ્યવસ્થિત કરવામાં પરોવાયા, ત્યાં ધક્કામુક્કી કરતાં એક સજ્જન ડબ્બામાં પ્રવેશ્યા—મનમાં થયું કે નક્કી એમને અત્યંત ઉતાવળ હશે. ગુરુદેવે જરા વિસ્મયભરી—હવે શું એવી પ્રશ્નાતુર નજરે એના સામું જોયું, અને ત્યારે એ સજ્જન મુંઝવણમાં હોય તેમ બોલ્યા 'જુવો-ગાડીનો વખત થવા આવ્યો છે. હું જરા ખાઇ આવું.'

ગુરુદેવે પણ ખૂબ જ ગંભીરપણે જવાબ આપ્યો —'બેશક ખાઇ આવવું વિશેષ જરૂરી છે, ખાઇને આવતાં વાર લાગે તો કાંઇ વાંધો નહિ.' અને એ સજ્જન જેમ આવ્યા હતા તેમજ પાછા બહાર ચાલ્યા ગયા. ગુરુદેવે અમારા તરફ જોઇને કહ્યું. 'ખાઈ આવવા માટે મારી રજા વિશેષ જરૂરી છે.' એમ એણે નક્કી કર્યું હશે.'

×

પરોઢિયે બાજુના ડબ્બામાંથી એમના ડબ્બામાં ગઈ, સ્ટેશને સ્ટેશને ગાડી ઉભી રહે છે, બાજુમાં થઇને જતી—આવતી ગાડીનાં મુસાફરો પણ એકાએક એમને જોતાં વિસ્મય પામી નમી પડે છે. બંગાળના આ પરમપૂજ્ય પરમપ્રિય કવિને સૌ અજબ આગ્રહભરી નજરે જુએ છે.

ગાડીમાં બેઠા બેઠા તેઓ પોતાના બાળપણની વાત કરતા હતા. 'જીવનમાં કેટકેટલે સ્થળે ફર્યો છું, કેટલાયે લોકોની વિચિત્ર આવ-જા. કેટલીયે આનંદ-મેળો, જોઇ છે, છતાં જીવનના પ્રારંભકાળનું એ બીજા માળની અગાશી ઉપરનું જીવન, ભાણીના હાથનું એ અમૃત-એ જેવું યાદ આવે છે. એવું બીજું કંઇ યાદ નથી આવતું.'

'બીજી કોઇ વાતે જીવન ઉપર એ જાતની નકશી ઉપસાવી નથી—વિશેષ કરીને જેમ જેમ દિવસો જતા જાય છે, તેમ તેમ એ વિતેલા દિવસો જાણે વધુ પ્રકાશિત બનતા જાય છે. આસપાસનાં સૌને ભૂલી મન ચાલ્યું જાય છે એ જીવનનાં કેન્દ્ર-લખવા બેસતાં મન ત્યાં જ આંટાફેરા કરે છે. ગીતો અને ચિત્રોમાં મારા એ બાળપણની વાતો વેરાયેલી પડી છે. અમારે ભાઇઓમાં જે જાતનો સંપર્ક હતો તેવો હવે ક્યાંય નથી એમ લાગે છે—ખાસ કરીને જ્યોતિદાદા, એ મને એટલો આદર આપતા કે જાણે હું તેમનો સરખે-સરખો હોઉં. યાદ છે તેઓ પિયાનો વગાડતા અને હું ફાવે તેમ ગીત બનાવતો ગાતો. એ બધા દિવસોમાં જીવન જાણે બંધાયેલું પડ્યું છે. કેટલાયે આવ્યા અને ગયા, પણ એ દિવસો જેવું કંઇ યાદ નથી આવતું. ભાભીને પંખીઓનો શોખ હતો, ચીનનું એક શ્યામા પંખી એણે ક્યાંકથી મેળવ્યું હતું. એક માણસ એને સાથવો વગેરે ખવડાવી જતો. મને પખીને પીંજરામાં બંધ રાખે એ ન ગમતું—પણ તેઓ મારી વાતને ઉડાવી દેતા ને કહેતા કે વધુ મોટાઇની જરૂર નથી.'

આ બધું વર્ણન પછી 'છેલેવેલા'માં એમણે લખ્યું છે અને થોડું થોડું વેરાયેલું છે. 'છડા ઓ છબી'માં તેમ જ બીજી વિવિધ કવિતાઓમાં.

> બેહાલાટા હેલિયે કાંધે છાદેર પરે દાદા,
> સંધ્યા તારાર સુરે જેન સુર હોતો તાર સાધા;
> જુટેછિ બૌદિદિર કાછે ઇંગરેછિ પાડ છેડે,
> મુખખાનিতে ঘের দেখা তার শাড়ির লালপেড়ে.

એમના જીવનમાં એ થોડાક દિવસની એટલી ઉજ્જવળ હતી કે એથી આશ્ચર્ય થતું. કેટલાયે દેશો અને કેટલાયે માણસો સાથે એમને પરિચય થયેલો.



કેટલાયે વિચિત્ર સુખ–દુઃખની તડકી છાંયડીથી એમનું સુદીર્ઘ જીવન અનુભવોથી પરિપૂર્ણ થયું હતું. પરંતુ તેમ છતાં એમનું એ નાનપણનું જીવન, જે જીવન બાવીસ, ત્રેવીસ વર્ષની ઉમ્મરે જ પૂરું થઈ ગયેલું, એ જીવનના જ આ આખર અવસ્થાએ તેમના મોટા ભાગના મનને રોકી રાખતું હતું. એમના જ્યોતિદાદા અને ભાભીની મીઠી છાંયડીમાં અગાશી ઉપર ગાળેલા દિવસો એમના જીવનના મુખ્ય કેન્દ્ર સમા બની ગયા હતા. કેટલીયે વાર એ બધી વાતો એમની પાસેથી સાંભળેલી, અને લખાણમાં પણ વિવિધ રીતે એ વેરાયેલી છે. અહીં 'પ્રવાસી'માં અગાઉ આવી ગયેલ તેમના એક પત્રમાંથી થોડુંક ઉતારું છું–'તમારે એક બીજું કામ ખાસ કરવું પડશે, મને સન્માન અને માનપત્ર આપવા કરવાનું એકદમ માંડી વાળજો. જો તમારો સ્નેહ છે તો બસ છે. એથી જ નાનપણની સ્મૃતિઓ પણ વચ્ચે વચ્ચે યાદ આવી જાય છે. મારે એક ભાભી હતા, બાળપણમાં હું એમના સ્નેહનો ભીખારી હતો–એમને ગુમાવ્યા પછીથી મારી ઉમ્મર ઝડપભેર વધતી ગઈ છે, અને હું સન્માન અને માનપત્રો મેળવી હેરાન હેરાન થઈ ગયો છું.' આ આ સ્નેહ એમના જીવનમાં એટલો સાચો હતો કે દેર–ભોજાઈના સંબંધની મધુરતા વિષે એમની માન્યતા દૃઢ બની હતી. બરાબર યાદ આવે છે, એકવાર મારા પતિદેવને એમનાં આત્મિય સ્વજન વિષે પૂછતાં ગુરુદેવે પૂછેલું કે તમારે ભાભી છે ને? ભાભી વિનાનાં જીવનમાં એક મોટી ચીજનો અભાવ જણાય છે.'

એથી વિસ્મિત મને વિચારું છું કે આટલા લાંબા કાળ પછી પણ જે સ્નેહની સ્મૃતિ આવા ઓતપ્રોતપણે એમના જીવનમાં જડાયેલી હતી, તેમની કલ્પનાના માધુર્યને વિસ્તારતી હતી, અગણિત કવિતાઓમાં કવિત્વનું કેન્દ્ર બનતી હતી, એ કેવી તેજોમય હશે? અથવા કવિનું મન એને પોતાના પ્રકાશથી જ સર્જતું હશે? છતાં આ વાત તો માન્યા વિના ચાલતું જ નથી કે આવી અભૂતપૂર્વ વિરાટ પ્રતિભા પર આટલો ઊંડો દીર્ઘકાળ સુધીનો પ્રભાવ જેણે પાડ્યો હશે એ નક્કી કોઈ અસાધારણ પ્રભાવશાળી નહિ હોય. તેથી જ આપણું મન અને વિસ્મય તેને નિત્ય કહે છે કે–'કવિર અન્તરે તુમિ કવિ.' (કવિના અંતરમાં તમે જ કવિ હતા.)

સિયાલ્દા સ્ટેશને આવીને ગાડી ઊભી રહી. પછીથી ઘણીવાર છાપામાં એમના આવવાના સમાચાર નહોતા આપતા એટલે ભીડ નહોતી થતી. પણ તે વખતે સજ્જનની ભીડ હતી. એમને નીચે ઉતારી આરામખુરસીમાં બેસાડ્યા કે તુરત વિવિધ વર્ગની જનતા એમને ઘેરી વળી, અમે પાછળ ઊભેલા ઊભા ઊભા જોતા જ રહ્યા–મનમાં એક વિસ્મય–અનુભવ સાથે કે આજ એ રવીન્દ્રનાથ–જે રવીન્દ્રનાથ સમસ્ત વિશ્વના હૃદય–કમલમાં કમલની જેમ ખીલી રહ્યા છે, માનવીએ જે થવા માગ્યું છે, પણ જે એ થઈ શક્યો નથી એ જ મનુષ્યત્વનો–માનવતાનો પરમ આદર્શ લઈને આ વિશ્વજગતમાં જેનો દુર્લભ આવિર્ભાવ થયો છે. તેઓ સૌના હતા, અને એટલે જ તેઓ કોઈના નહોતા. છતાં તેઓ સૌને માટે પોતાના હતા. હજુ થોડીવાર પહેલાં જેઓ ઘરગથ્થુપણે પરમ આત્મિય હતા, અત્યારે લોકોની ભીડમાં તેઓ એવા નહોતા દેખાતા–તેઓ જાણે પળવારમાં કેટલેય દૂર ચાલ્યા ગયા હતા, ત્યારે તેમની ચારે બાજુની જનતામાં ભળી જઈ વિસ્મિત અને દૂરથી જ મેં મારું આત્મનિવેદન જણાવતા પ્રણામ કર્યા.

* જ્યોતિદાદા–જ્યોતિન્દ્રનાથ ઠાકુર–એમના મોટાભાઈ.

★

‘ઊર્મિ—નવરચના’ની નવી ચાલુ વાર્તા

# માનવીનાં હૈયાં—પૂનીની કથા

સ્નેહરશ્મિ

## પ્રકરણ પાંચમું

### ઝંઝાવાતની શરૂઆત.

કન્યાગૃહમાં ધીરે ધીરે હું મોટી થતી ગઇ. જાણે કે એ મારું ઘર જ બની ગયું. હરિજન હોવાને કારણે હું જેમ અનેક યાતનાઓનો ભોગ થઇ પડી હતી તેવી જ બીજી અનેક છોકરીઓની સ્થિતિ હતી. કોઇના માબાપ દૂર પરદેશમાં હતાં ને અહીં સગાં વહાલાંનાં ઉપકાર હેઠળ તેમને ઓશિયાળી સ્થિતિ ભોગવતી પડતી હતી, તો કોઇના ઘરમાં અગર માતા હતી તો કોઇ બહુ કુલિન કુટુમ્બમાં જન્મી ન હોઇ સગાઇની મુશ્કેલીના ભાવિ વિચારને કારણે અનેક પ્રકારની વ્યથાઓ ભોગવતી હતી. એ હું જોતી ને તેથી મને સમભાવ થતો કે છૂપો છૂપો આત્મસંતોષ થતો—કે હું એકલી જ દુઃખી નથી. બીજાં પણ છે—તે કહેવું મુશ્કેલ છે, પણ ઘણી વખત મને તેમને માટે લાગી આવતું, ને એમ થતું કે જ્યાં જૂઓ ત્યાં બધે અન્યાય જ પ્રવર્તતો હોય એવી આ દુનિયા ભોગવાને શા સારુ સર્જી હશે! પણ એવા મહાન પ્રશ્નો જેવા મનમાં આવતા તેવા જ સરી જતા ને હું તત્કાલિન રાગદ્વેષ કે હરખશોકમાં સરી પડતી.

આમ કરતાં વર્ષો વીત્યાં. મારે અનેક બહેનપણીઓ પણ થઇ—પણ એ બધા સંબંધો બીજી કન્યાઓ માટે જેવી તકોથી ભર્યા હતા તેવી તકોથી હું વંચિત રહેતી. દાખલા તરીકે કોઇ છોકરીના માબાપ પરદેશમાં હોય તો નાની મોટી રજાઓમાં અવારનવાર કોઇ બહેનપણીને ઘેર જવાનું નોતરું મળતું. તેવીજ રીતે જેનાં માબાપ અહીં હોય તેવી છોકરીઓ પણ વખતોવખત એકબીજાને ઘેર રજાઓમાં જતી, આ બધામાં અપવાદ રૂપ કેવળ હું જ એકલી રહી જતી. એ હું જોતી, સમજતી ને તેથી દુઃખી થતી. મારું હરિજનપણું કેવું ડગલે ને પગલે મારી આડે આવતું! જે છોકરીઓ મારી સાથે એક જ છાપરા હેઠળ રહેતી, જે મારી સાથેજ રોજ એકજ પાટલે જમવા બેસતી, જે મને તેમની બહેન લેખતી ને હું જેમને મારી સગી બહેન જેવી માનતી તે બધીના ઘરમાં મારે માટે સ્થાન ન હતું! ત્યાં હું અછૂત હતી! મારા ગામમાં રહી હું મોટી થઇ હોત તો કદાચ મને આ વસ્તુ નહિ સાલત, પણ આ તો માણસને વહાલથી પાસે બોલાવી લપડાક ચોડી કઢયા જેવું હતું. મને કન્યાગૃહે વહાલથી અપનાવી અને સમાજના દરવાજા જાણે મારે માટે ખુલ્લા છે એવો મને ભાસ કરાવ્યો, ને એ ભ્રમમાં હું જેવી એ દરવાજામાં પગ મૂકવા ગઇ કે જોરથી કોઇએ તે તે ભીડી દીધા—એવી સ્થિતિ મારે માટે ઉભી થઇ હતી!

આ અસહ્ય પરિસ્થિતિનો એક વખત મને બહુ આઘાતજનક અનુભવ થયો. દિવાળીની રજા નજીક આવી રહી હતી. ઘેર જવાના વિચારે સૌનાં હૈયાં આનંદથી થનગનતાં હતાં. હું પણ આ વખતે ખૂબ જ ઉત્સાહમાં હતી, કારણ કે, ઘણા દિવસથી મારી બહેનપણી રમાએ આ રજામાં થોડા દિવસ તેને ઘેર જવા મને નિમંત્રણ આપ્યું હતું. તેણે તેના બાપુજી પરનો એક પત્ર પણ મને વંચાવ્યો. તેમાં તેણે લખ્યું હતું, ‘તમે મને હંમેશ કહો છો કે, કોઇ તારી બહેનપણી પણ સાથે લઇ આવજે, અત્યાર સુધી એવી કોઇ બહેનપણી મને થઇ ન હતી જેને લાવવાનું મને મન થાય, પણ પન્ના મને ખૂબ વહાલી છે. તે મારી પ્રિય સખી છે. રજામાં પોતાને ઘેરે જવું જ એ પસંદ કરે છે, પણ આ વખતે જો એ માને તો મારે એને આપણે ત્યાં લાવવી છે! બાપુજી, એને તમે જોશો એટલે અમારા ગૃહના સંસ્કારનો તમને જ નહિ આપણા આખા ગામને ખ્યાલ આવશે. એ એવી તો મીઠી છે, એવી તો સુશીલ છે, એવી તો રૂપાળી છે કે પત્ર દ્વારા તેનો તમને કશો જ ખ્યાલ હું નહિ આપી શકું. ને તેનો કંઠ! એવો કંઠ તો તમે પણ કોઇનો નહિ સાંભળ્યો હોય, જાણે ગળામાં વાંસળી મૂકી ન હોય એવી મધુરતા તેમાંથી નીતરે



છે. આપણે એક દિવસ આપણા ઘરમાં તેનાં ગીતોનો નાનો સરખો જલસો પણ ગોઠવીશું...' એ પત્ર વાંચતાં મારી છાતી ગજ ગજ ઊછળતી હતી. એણે મારા મનમાં કેટકેટલી નવી આશાઓનો સંચાર કર્યો હતો! હું દિવાળીના દિવસોની આતુરતાથી રાહ જોવા માંડી.

અપૂર્વ ઉત્સાહના હતા એ દિવસો! મારે માટે એ એક નવો જ અનુભવ હતો. તે ક્ષણે ને પળે તેનો રોમાંચ હું અનુભવતી. હું હરિજન કન્યા એક પટેલના ઘરની મહેમાન બનીશ—અને તે વળી એ ઘટનાથી ગૌરવ અનુભવશે! રમાના બાપુ ગામના લોકોને ભેગા કરી જલસો કરશે. સારામાં સારાં ભજનો હું ગાઈશ; સૌને મંત્રમુગ્ધ બનાવીશ—તે બધાં જ્યારે અહોભાવમાં ડૂબેલાં હશે ત્યારે રમાના બાપા ગૌરવપૂર્વક સૌને સંભળાવશે—'પન્ના હરિજન છે એવું કોઇ કહે તો કોણ માને!' ને બધાં નવાઇ પામતાં મને જોઇ રહેશે ને મારી અદેખાઇ કરશે, મારું હરિજન હોવાપણું કલંકરૂપ નહિ રહેતાં ભૂષણ થઇ પડશે. લોકો મારાં માબાપની અને આવી સારી તાલીમ આપવા માટે મુક્તકંઠે પ્રશંસા કરશે. અનેકવાર આવા સુરમ્ય સ્વપ્નો હું જોવા માંડી. વારંવાર અરિસા સામે ઊભી મારી જાતને હું જોઈ રહેલી. મારાં ખીલતાં અંગોના વિકાસને હું મુગ્ધતાથી નિહાળી મનમાં ને મનમાં રાજી થતી. રમા સહેજ શ્યામળી હતી, પણ ઘાટીલી હતી. તેનું મોં મીઠું હતું ને વહાલું લાગે એવું હતું, પણ તેની મારી સાથે તો સરખામણી ન જ થઇ શકે. અમે બેઉ સાથે ઊભાં રહીએ તો હું કોઇ પરી હોઉં એવી જ દેખાઉં.

પણ મારાં આ બધાં સ્વપ્નો એક દિવસ મૃગજળ જેવાં બની ગયાં. મને એક અસહ્ય આઘાત લાગ્યો. રમાએ મને એક વખત વાતવાતમાં કહ્યું, 'પન્ના, મારી બા જરા જૂના વિચારની છે.'

મેં કહ્યું, 'એમ?'

રમા: 'હા. તે એવી તો જૂનવાણી છે કે, અમે પાટીદાર હોવા છતાં તે બ્રાહ્મણ ભેગી પણ જમવા બેસે નહિ.'

'હું: એવું તે કંઇ હોય? બ્રાહ્મણ તો સૌથી ઊંચા કહેવાય. તે પાટીદારના હાથનું તો જમે જ નહિ.'

રમા: ખરી વાત છે. પણ મારી બા જરા જૂદી જ રીતે વિચાર કરે છે. એક વખત એવું થયું કે, અમારે ત્યાં કેટલાક મહેમાન આવ્યા હતા, તે બ્રાહ્મણ હતા ને મારા બાપુજીના દોસ્ત હતા. બાએ તેમના પાટલા જૂદા મૂકયા તો પેલા કહે કે 'એમ જુદા મૂકવાની જરૂર નથી.' એટલે બા કહે, 'તમે તો અસલથી ઊંચા, અમારી સાથે બેસવાથી તમે વટલાઇ જાવ.'

પેલાઓએ કહ્યું, 'અમને એનો વાંધો નથી.' 'તો બા કહે, 'એવું હોય તો ભારે કહેવાય. આમ તો તમે કોળી રજપૂત સાથે પણ બેસીને જમતા હશો?' પેલાઓ કહે, 'હાસ્તો.' બાને તો એ વાતથી ખૂબ આઘાત લાગ્યો. ત્યારે તો તે કંઈ બોલી નહિ, પણ તેમના ગયા પછી બાપા સાથે ભારે ઝગડો કર્યો, બાપાને તે કહે, 'મારા રસોડામાં તમારો પગ ન જોઇએ. જે બ્રાહ્મણ પોતાનાથી ઊતરતી વરણના ઘરનું ખાય તેમની સાથે જમી તમે વટલાઈ ગયા છો. માટે મારું રસોડું નથી અભડાવવું.' એટલે આપણે જરાક યુક્તિ કરવી પડશે.

હું તો નવાઇ પામતી આ વાત સાંભળી જ રહી. મેં કહ્યું, 'શી યુક્તિ કરવી પડશે, રમા?'

'આપણે તારી જાત છુપાવવી પડશે. હું કહીશ કે પન્ના પાટીદારની દીકરી છે, તારે તેમાં કંઇ વાંધો લેવો નહિ.' રમા બોલી.

મેં કહ્યું "ભલે,' પણ એ શબ્દ ઝટ મારા મોંમાંથી નીકળ્યો નહિ, એટલા બે અક્ષર બોલતાં મને ભારે કષ્ટ પડયું. રમા મને ભેટી પડી. 'કેવી સરસ છે તું પન્નુ?' વહાલમાં આવી જતાં તે મને પન્નુ કહી સંબોધતી. મેં કહ્યું, 'સરસ તો તું છે. મારે માટે એને તું કેવી મોટી તકલીફમાં આવી પડી!'





'છટ!' તે હસતી હસતી બોલી, 'એવા ગાંડા વિચાર કરવાની કંઈ જરૂર નથી. આ તો છોકરાંઓ હોય તેને કેમ સમજાવવાં? એટલે આવું કંઇક કરવું પડે–'

ને એમ અમારી વાત પૂરી થઈ; પણ એ પછી હું ભારે વિચારમાં ડૂબી ગઈ, રમાનો બિચારીનો કંઈ વાંક ન હતો, તે સાચે જ મને ખૂબ પ્રેમથી ચાહતી હતી ને મને પોતાને છેટે લઇ જવા અતિ ઉત્સુક હતી, પણ તેને મારે કારણે જે જુઠ્ઠાણું ચલાવવું પડે તે માટે તેમાં સામેલ થવું પડે એ વિચાર મને ખટક્યો. મારું અભિમાન ઘવાયું, મને એક ભારે આઘાત લાગ્યો, તે જ દિવસે મેં રમાની સાથે જવાની મારી અશક્તિ તેને જણાવી દીધી. રમાએ મને સમજાવવા ઘણા પ્રયત્ન કર્યા. બધું પોતે સંભાળી લેશે, મારે કશી જ ચિન્તા ન કરવી વગેરે ઘણું ઘણું તેણે મને કહ્યું, પણ હું એકની બે ન થઇ. રમાને બિચારીને એથી ખૂબ દુઃખ થયું.

આ ઘટના પછી મારો સ્વભાવ ઘણો ચીડિયો બની ગયો. વાતવાતમાં મને વાંકુ પડવા મંડ્યું. વાત વાતમાં હું ચિઢાવા મંડી, આમાં નરી બાલિશતા જ હતી. બિચારી રમાનો કશો જ વાંક ન હતો. મારી સાથે રહેનારી અન્ય કોઈ છોકરીનો પણ એમાં કંઇ વાંક ન હતો–ને છતાં અકારણ તે સૌને હું જાણે કે નહોર ભરાવવા માંડી. મને થએલા અપમાન માટે જેની જવાબદારી હતી તે સમાજ કે તેની કુરૂઢિઓ પર મારો રોષ ઊતરે એ તો સમજી શકાય પણ તેમને તો હું ક્યાંય સ્પર્શી શકું એવું હતું જ નહિ, અને એથી જાણે કે, મારી એ અશક્તિનું વેર એ સમાજના એક અંગ જેવી મારી સાથેની કન્યાઓ પર લેવા હું જઈ રહી. આ બરોબર ન હતું. એવું હું પોતે પણ સમજતી, અને મારી એ ઘેલછા સામે હું ઠીક ટક્કર પણ ઝીલતી, પણ અન્તે તે ઘેલછા જ જીતતી, મારા સ્વભાવમાં થએલો આ પલટો મોટાભાઇ કે મોટીબહેનના ધ્યાન બહાર કેમ રહી શકે?

એક દિવસ મોટીબહેને મને બોલાવી. હું ગઇ ત્યારે તે દાણા સાફ કરતાં બેઠાં હતાં. મને જોતાં જ તેમનું મોં મલક્યું, તે બોલ્યાં,

"પની, તને થતું હશે કે મોટી બહેને મને વેઠે પકડી મંગાવી."

"એવું થાય તો મારૂં નસીબ ઊઘડી જ જાય ને." મેં હસતાં હસતાં કહ્યું ને ઉમેર્યું, "તમે વેઠે બોલાવી હોય કે નહિ, પણ હું તો કામ કરવા જ આવી છું." અને એમ બોલતાં પાસે પડેલું સૂપડું લઇ મોટીબહેન પાસે બાજરીના ઢગ નજીક હું બેસી ગઇ. હકીકત એમ હતી કે ગૃહમાં અમને જાતમહેનતની સારી એવી તાલીમ અપાતી પણ મોટાભાઇ કે મોટીબહેન તેમનું એક પણ અંગત કામ અમને કરવા દેતાં નહિ. અરે! પાણીનું પ્યાલું સુદ્ધાં તે અમારી પાસે મંગાવતાં નહિ, પણ કોઈવાર મોટીબહેન કંઇ ઘરકામમાં રોકાયાં હોય ને અમે જઈ ચઢીએ ને સહજ રીતે તે કામમાં ભળી જઇએ તેની પણ તે મના કરતાં નહિ. એટલે મને સૂપડું લેતાં મોટીબહેને વારી નહિ. હું દાણા સાફ કરવા લાગી. એ જોતાં મોટીબહેન બોલ્યાં,

'પની, મેં તને ખાસ કામ સારૂ બોલાવી છે.'

મારૂં મોં આનંદથી ખીલી ઊઠ્યું. મોટીબહેન પર મને અપાર હેત હતું, તે કોઇ કામ મને ચીંધે તો એ મારે મન સદ્ભાગ્ય જેવું હતું. એટલે મેં કહ્યું,

'તમે તો ખાલી વાતો કરો છો. કોઈ દહાડો ક્યાં તમારૂં એકેય કામ કરવા દો છો? રખે ને જાણે છોકરીઓ બાપડી નબળી પડી જશે!'

'રખેને જાણે મોટા પાડ ચઢી જશે!' મોટીબહેન હસતાં હસતાં બોલ્યાં.

'એવું તો કેમ કરીને કહેવાય?' મેં કહ્યું.

'પાડ તો સમોવડિયાના ચઢે, બાળકોના નહિ.' મેં કહ્યું.

એ સાંભળતાં મોટી બહેનનું મોં ખૂબ પ્રફુલ્લિત બની ગયું. હસતાં હસતાં તે બોલ્યાં, 'નોંધી રાખજું પછી તારું ડાહ્યુંડમરું વાક્ય, પની.'



'જાવ, મોટી બહેન, તમે ય તે મારી મશ્કરી કરો છો કે?" હું જરા લાડ કરતાં બોલી.

'આને તું મશ્કરી કહે છે? પાડ તો સમોવડિયાના ચઢે, બાળકના નહિ—એવાં સૂત્ર તું હવે આપવા માંડી, એટલે મારે તારા મોટાભાઇ આગળ એની વધામણી ખાવી પડશે' તે બોલ્યા.

'તમે કઇ વાતની વધામણી નથી ખાતા!' મેં કહ્યું, 'જરાક રાગડો કાઢતાં આવડયો તો કહેશો વાહ પની, વાહ નન્દુ શો તમારો કંઠ છે! એમ જ તો અમને બધીને તમે ચઢાવી મૂકી છે.'

'તેથી જ તું આ બધા દિવસોથી મોં ચઢાવીને ફર્યા કરે છે, ખરું?'

મારું મોં તરત જ ગંભીર થઇ ગયું, હસવાનું ઊડી ગયું. તે શાનો ઉલ્લેખ કરતાં હતાં તે તરતજ હું સમજી ગઇ, પણ જાણે તે મેં નોંધ્યું જ નથી એમ હું બોલી,

'મારું મોં ક્યારે ચઢેલું તમે જોયું?'

'તો ભલે તેમ, પણ પનુ, તને શું થયું છે બેટા?' અને એમ કહેતાં તેમણે મને તેમની પાસે ખેંચી. મારા વાંસા પર ને માથા પર હાથ ફેરવતાં તે બોલી,

"મને બધી ખબર છે, અને હું તારો કશો દોષ પણ નથી કાઢતી, પણ મનુ, જો બેટા, આમ આડા થયે કાંઇ પાલવશે કે? જે ઘટનાથી તું દુઃખી થાય છે તે ઘટનાથી મારો આનંદ માતો નથી."

પણ તે લાંબું બોલે તે પહેલાં તો તેમની છાતીમાં માથું છુપાવી હું ધ્રુસકે ધ્રુસકે રડી પડી. વહાલથી મને એ પંપાળતાં અને આશ્વાસન આપતાં રહ્યાં, એટલામાં મોટાભાઈ આવી પહોંચ્યા. એમને જોતાં તે બોલ્યા.

"આ શું ચાલી રહ્યુ છે રે? કેમ રડાવવા માંડી છે પનીને?"

"પૂછોને તમારી દીકરીને?" મોટી બહેન બોલ્યાં "જે કારણે એ રડે છે તે કારણે મારું હૈયું નાચે છે!"

મોટી બહેન શાથી આમ કહેતાં હતાં તે તરત મારા ધ્યાનમાં આવ્યું, જૂઠું બોલી રમાને ત્યાં રજા ગાળવા જવા કરતાં મેં સાચું બોલી આવેલી તક જતી કરી એ માટે તેમને આનંદ થતો હતો. એ એમાં અભિપ્રેત હતું. પણ મારે એ અભિનંદન નહોતું જોઇતું. એટલે એ વાર્તાલાપને ટૂંકાવવા તરત જ મેં સ્વસ્થ થવા પ્રયત્ન કર્યો. આંસુ લૂછતાં લૂછતાં મેં મોં ફેરવી લીધું.

એ જોતાં મોટાભાઇ બોલ્યા, 'એ ખાસ્સું! એકને મન રડવું ને બીજાને મન હસવું! આ તો ભારે કોયડો ઊભો કર્યો તમે! શું છે એવું?"

"તમારાથી ખાનગી છે." હસતાં હસતાં મોટીબહેન બોલ્યાં. એટલે હું બોલી,

"ના, એવું કાંઈ જ નથી મોટાભાઈ. જરાક જેટલી વાતને વિના કારણે મોટું રૂપ અપાઈ ગયું છે." અને મોટીબહેન તરફ જોઈ મેં ઉમેર્યું, "મોટીબહેન, હવે એ વાત ઉખેળશો નહિ"

"જેવી તારી મરજી!" મોટીબહેન બોલ્યાં, "મને એમ હતું કે તારી સાથે ખુલ્લે મને એ વાત એકવાર ચર્ચી લઉં, પણ જ્યારે તું ના જ પાડે છે ત્યારે મારો કાંઇ ઉપાય નથી." મોટી બહેનના અવાજમાં અપૂર્વ માધુર્ય અને સહાનુભૂતિ હતાં.

મેં કહ્યું, "હું ના નથી પાડતી પણ મારી મૂર્ખતા તમે કઈ રીતે દૂર કરી શકશો? હું ય તે સમજું છું કે જેનો કાંઇ ઉપાય નથી તે વસ્તુ માટે દુઃખી થવું એમાં નરી મૂર્ખતા છે. પણ મનને જેમ જેમ એ બાજૂએ જતું રોકું છું તેમ તેમ તે એ બાજૂએ જ વધુ ને વધુ દોડયા કરે છે."

'એ વાત સાચી છે, પની." મોટીબહેન બોલ્યાં, "પણ મનને એમ બળજબરીથી રોકવાની પણ જરૂર નથી, મનને કોઇ સારા કામમાં વધુ ને વધુ રોકેલું રાખીએ તો તને આવી બાબતો માટે તક નહિ મળે."

"એ પણ હું જાણું છું, મોટીબહેન. પણ એ બીજી બાજુ વળતું પણ નથી." હું અકળાતી બોલી.





"હા, કોઈ વાર એકલા આપણે આવી આથાફોક કરતાં થાકીએ છીએ, પણ કોઈનો આપણને આમાં સાથ હોય તો ફેર પડે. ખરૂં ને?" મોટાભાઈ તરફ જોતાં તે બોલ્યાં.

"તે તમે છો જ ને! પછી ક્યાં એકલી છે?" મોટાભાઈએ સસ્મિત જવાબ આપ્યો.

"હું તો છું જ; પણ પછી ક્યાં આપણા કોઈની મદદની પરવા કરે છે! એને તો પેલી કોઈક કવિતામાં છે તેમ એકલવીર થવું છે."

મોટીબહેનના એ મીઠા મહેણાથી મારું મન કાંઈ હળવું થતાં હું બોલી,

'મોટીબહેન એવા વીર બીરની વાત હવે પડતી મૂકો તો ઠીક, આપણે વિના કારણ આ બધું ચોળીને ચીકણું કરીએ છીએ."

'પણ આ બધું છે શું?' મોટાભાઈએ વાતનો મર્મ જાણવા પૂછ્યું, 'તમે બેઉ જાણે કોઈ અંધારામાં વાત કરતાં હો એમ લાગે છે. કંઈ સ્પષ્ટ કહો તો સમજ પડે.'

'એમાં સ્પષ્ટ કહેવા જેવું નથી. મોટાભાઈ. વાત એમ છે કે હું હરિજન છું એ વાત સ્વીકારતાં મને આઘાત લાગે છે ને તેમાંથી આ બધી રામાયણ ઊભી થઈ છે!' મેં જવાબ આપ્યો.

'ઓહો! એટલું જ ને?' મોટાભાઈ બોલ્યા, 'સુચરિત પિતા, પ્રેમાળ માતા, શીલ, ગુણ, રૂપ એ બધાનું કંઈ જ મૂલ્ય નહિ?'– તેમણે અધવચથી અટકાવતાં હું બોલી, 'હું ક્યાં ના પાડું છું, મોટાભાઈ, મને એ બધી વાતની ખબર છે, પણ મને એવું કષ્ટ છે કે એને કેમે કરીને હું વારી શકતી નથી,'

'એ હું સમજી શકું છું.' કહી મોટાભાઈએ ભગવાન બુદ્ધ અને સોણદંડની વાત કહી જેમાં બ્રાહ્મણ કોને કહેવાય એ અંગે ચર્ચા આવે છે. એ બેઉ જણે મારા મનનો ભાર કંઈક હળવો કરવા પોતાનાથી બનતું કર્યું, પણ સૌથી મોટું કામ તો તેમણે એ કર્યું કે, મોટીબહેને તેમના રસોડામાં તેમને મદદ કરવા ને નિમિત્તે મને અવારનવાર બોલાવવા માંડી, અને અને મને વખતોવખત જુદી જુદી સામાજિક પ્રવૃત્તિઓમાં તે સાથે લઈ જવા મંડ્યાં. એમની સાથે કોઈ કોઈ વાર સમાજમાં અતિ ઊંચા અને પ્રતિષ્ઠિત કુટુંબોમાં પણ મારે રહેવાનું થવા માંડ્યું. મારું હરિજન હોવાપણું ક્યાંય તે છુપાવતાં નહિ અને તે સાથે મને તેમણે દીકરી તરીકે દત્તક લીધી છે, એવું ગર્વપૂર્વક જણાવતાં. આ બધાને કારણે મારું મન હળવું બન્યું ને મારી ગ્રંથી કંઈક ઢીલી થઈ.

હું તો હરિજન જન્મી હતી ને મારે વેઠવું પડે એ સમજાય એવું હતું, પણ મોટાભાઈ તો હરિજન ન હતા, છતાં તેમને કેટકેટલું વેઠવું પડયું હતું એ બધું હું જ્યારે જાણી શકી ત્યારે કન્યાગૃહમાંના મારા જીવનમાં ઘણો મોટો પલટો આવ્યો.

અને મોટાભાઈની એ અગ્નિપરીક્ષા માટે નિમિત્ત પણ હું જ હતી. મને જ્યારે ગૃહમાં દાખલ કરવામાં આવી ત્યારે વિરોધનો એક મોટો વંટોળ ચઢી ઊઠયો. કેટલાક વાલીઓએ પોતાની કન્યાઓને એ કારણે ઉઠાડી લીધી, જે સજ્જને ગૃહના ઉપયોગ માટે પોતાનું મકાન આપ્યું હતું તેમણે પણ વિરોધ નોંધાવ્યો, અને પોતાને નિરુપાયે એ મકાન ખાલી કરાવવાની ફરજ પડશે એમ જણાવ્યું, ભારે કસોટીના હતા એ દિવસો, પણ મોટી બહેનની પ્રબળ હૂંફને પોતાની દૃઢ શ્રદ્ધાને પરિણામે મોટાભાઈ બધી આપત્તિઓનો સામનો કરવા તૈયાર થયા. પોતાની થોડીક જમીન હતી તેમાં તેમણે કામચલાઉ છાપરું ઊભું કરી અમારો આશ્રમ ત્યાં ખસેડયો, આ ઘટનાની બહુ વ્યાપક અસર થઈ, વર્તમાનપત્રોમાં એ ચર્ચાયો. એ પગલાને વખોડનાર તેમજ વખાણનારી સંખ્યા દિનપ્રતિદિન વધતી જ ગઈ. અને એક દિવસ કોઈ અજાણ્યા સજ્જન મોટાભાઈ પાસે આવી નદીકિનારા પરની પોતાની એક સુંદર વાડી અને મોટું મકાન ગૃહને દાનમાં આપી ગયા, અને એ પછી તો, લોકમત બદલાયો. જે ગૃહસ્થે મકાન ખાલી કરાવેલું તેમણે મોટાભાઈ આગળ આવી મોકળે મને પોતાનો પશ્ચાતાપ વ્યક્ત કર્યો,

( અનુસંધાન પાનું ૬૪ )

# જીવનનૌકા

અ—યાત્રી



હું વિચાર કરું છું, મારું જીવન, કેટલાં બધાં સ્વપ્નોના ભંગારનો ભંડાર રાખી રહ્યું છે !

જે વખતે જુવાનીની શરૂઆત હતી ત્યારે મારી પાસે કેટલાં બધાં સ્વપ્નાં હતાં ! એક એક કરતાં ચડિયાતાં. આજ એ તમામ જીવનક્રમ નિહાળું છું, અને મને કેવળ ખંડેરોની બનેલી જીવનનગરી નજરે ચડે છે ! અઢાર ઓગણીશની મારી ઉમ્મર હશે. અખાડા ચલાવવા, કસરત કરવી, સ્વયંદળ ઊભાં કરવાં, ગ્રામરક્ષણ રચવું, અભણને ભણાવવા, ભણેલાને નિમંત્રવા, પ્રદર્શનો ભરવાં, સવારના છથી સાંજના બાર સુધીનો, વખત મને ઓછો લાગતો. મનમાં કોઈ બીજો વિચાર આવતો પણ નહિ. ધૂન દેશસેવાની હતી. ગામડે ગામડે ફરીને ગામડું ફેરવી નાખવાની તમન્ના હતી. હતો નાનકડા ગામનો નાનકડો માસ્તર—પણ આસપાસના પાંચ પંદર ગાઉમાં મારું નામ ગાજી રહ્યું હતું.

એક વખત હું ઘેર આવ્યો. રાતના લગભગ અગીઆર થયા હશે. મારી નાનકડી ઓરડીમાં દીવો બળતો જોઈને મને આશ્ચર્ય થયું. મારે એકલા રામને માટે પાડોશીએ અચ્છેર દૂધ ઉનું રાખ્યું હોય તે પીને સૂઈ જવાનો અત્યારે ક્રમ હોય. તેમાં આ કોણ આવ્યું હશે જેણે પાડોશી પાસેથી કુંચી મેળવીને ઓરડી ઉઘાડી દીવો ચેતાવ્યો હશે ? એ ઓરડી તો છેલ્લા છ મહિનાથી ભાગ્યે જ દીવો જોતી.

ઘેર આવ્યો. ઓરડીમાં જ મારા બાપા બેઠા હતા. એક બીજો કોઈ અજાણ્યો માણસ પણ સાથે હતો. ઘરની અંદર એક સુંદર કહેવાય તેવી છોકરી બેઠી તપેલીમાં શાક કરી રહી હતી. મને નવાઈ લાગી.

'ભાઈ ! બહુ મોડો ?' મારા પિતાએ કહ્યું: 'આમને ઓળખે છે ?'

'કોણ એ ?'

'ક્યાંથી ઓળખે ભાઈ ?' પેલા માણસે કહ્યું: 'આટલામાં તો ભાઈ ! તમે ભારે સુવાસ ફેલાવી છે હો. પાંચ વરસનું ટીંડોરિયું ય તમને ઓળખે !'

'એ છે લવજીભાઈ ! આપણા નાતીલા છે !' મારા બાપાએ કહ્યું. હું વાતને સમજી ગયો. તે પહેલાં મારા પિતાએ એમના વિષે લખ્યું હતું. લવજીભાઈ એકલા હતા. એમની એકની એક પુત્રી ઠેકાણે પડી જાય તો પછી ક્યાંક આશ્રમ મંદિરમાં માળા ફેરવવા બેસી જવા માગતા હતા. આજ એ એટલા માટે આવ્યા લાગ્યા. મેં ઘરમાં દૃષ્ટિ કરી તો ત્યાં પેલી છોકરી સુઘડતાથી બધું વ્યવસ્થિત ગોઠવીને રોટલા કરવાના તૈયારી કરતી હતી. લવજીભાઈ એમ માનવા લાગ્યા કે આ પ્રમાણે ઘરગરિચય સધાતાં આ જુવાનિયો પછી ના નહિ પાડી શકે !

તે રાત્રે તો વધુ વાતચીત કાંઈ થઈ નહીં. માનકુંવર—છોકરીનું નામ માનકુંવર હતું—માં કાંઈ કહેવાપણું હતું નહિ; સુઘડતાથી એણે જાણે પોતાનું ઘર ગોઠવવાનું હોય તેમ બધું ગોઠવીને વ્યવસ્થિત કરી દીધું હતું. રસોઈ પણ એની ખરેખર સરસ હતી.

સવારે મારા પિતાએ વાત કાઢી: 'આ તને કેમ લાગે છે ? પૂછ્યા વિના કાંઈ પગલું ભરવું નથી, માટે મેં લવજીભાઈને બોલાવ્યા છે. ને માનકુંવરને તો તેં દીઠી. તારો શું વિચાર છે ?'

'શાનો વિચાર ?'

'આ માનકુંવર સાથે તારું વેવિશાળ ગોઠવીએ તો ?'

'આપણે ગુજરાતીઓને પરણવા સિવાય બીજો કોઈ વિચાર આવતા હશે ખરા ?' મેં મારો ધૂની જવાબ આપ્યો. 'મારે તો પરણવું જ નથી તેનું શું ?'

'પરણવું નથી ? અરે ગાંડાભાઈ ! પરણ્યા વિના ચાલે !'

'કેમ ન ચાલે ? મારે જોવું છે કે કેમ નથી ચાલતું ! હું તો કામને જ પરણ્યો છું !'

બાપૂજીએ કાંઈ કહ્યું નહિ. નીચે જોઈ ગયા.





'તું પછી પસ્તાશે. મને આ છોકરી લક્ષ્મી જેવી લાગે છે!'

'એ તો તમામ ગલઢાં બુસલ્ઢાંને છોકરીઓ કાં જગદંબા લાગે છે ને કાં લક્ષ્મી લાગે છે, મને તો એમાંથી કાંઇ જણાતું નથી!'

'ત્યારે તને શું જણાય છે?'

'છોકરીને રાંધતાં આવડે છે. પણ એ મારી સાથે ગામડે ગામડે ફરી શકશે? આંહીં જ્યાં અમે દાવાનળમાં પડવા છીએ, ત્યાં આનું કામ છે? શું કરવા નાહકના એને બિચારીને બીજે રસોઇ કરતી બળસાવો છો?'

'ભાઇ! તમે કામ કરો છો તે ભેખ જેવું છે. જેમ ભેખ ટકતા નથી તેમ આ પણ નહીં ટકે. ને આપણા લોકમાં તો આ ટકવું ઘણું મુશ્કેલ. પછી તને પસ્તાવો થશે–અત્યારના હેતુમિત્ર બધાય પોત-પોતાનું કરીને બેસી જશે ત્યારે!'

'તો હું એકલો ઝઝૂમીશ!' મેં કહ્યું.

ખરાબ તો ઘણું લાગ્યું હશે પણ બન્ને ડોસા બીજે દિવસે ચુપચુપ ગયા રવાના થઇ માનકુંવર પણ ગઇ. એની નીચી દૃષ્ટિમાં કાંઇક આશ્ચર્ય હતું. થોડો તિરસ્કાર હતો. જરાક રોષ પણ જણાતો હતો. પણ એ સૌ ગયા. હું તો પાછો મારા કામમાં પરોવાઈ ગયો. એ સ્વપ્નામાંથી હું ક્યારે જાગ્યો તે બરાબર યાદ નથી. પણ એક દિવસ સમાચાર મળ્યા કે અમારી સાથે કામ કરનારા કિશોરીલાલને તો કોક દૂરનો વારસો મળ્યો છે, ને તે પણ સારો, એટલે હવે એ ત્યાં જવાના છે.

અમને સૌને તેથી આનંદ થયો. અને કિશોરી-લાલથી છૂટા પડતાં શોક પણ થયો પણ મનમાં થયું કે ચાલો આપણામાંથી એકને એની સારી તક મળી ગઇ છે કે તે ઘણાને ઘણી રીતે ઉપયોગી થઇ પડશે.

ત્યાર પછી કિશોરીલાલ તો જામી ગયા. વેશ ભેષ તો ઠીક ઠીક સાદો રાખ્યો પણ લોહીમાં જે વેપાર હતો તે મદદે આવ્યો. ને પૈસો પૈસાને ખેંચે તેમ પૈસો ખેંચવા માંડયા.

[ ૨ ]

પણ મારા સ્વપ્નમાં હું બીજાઓની સાથે આગળ વધી રહ્યો હતો. અમે દસેક ગામ પસંદ કર્યાં. વિચાર કર્યો કે એમને તમામને આપણે જ્ઞાન આપી દેવું. અખતરા માંડયા. ઠેકાણે ઠેકાણે ફરીને પુસ્તકાલયો સ્થાપવા માંડયા. પછી એક દિવસ હું અચાનક કિશોરીલાલને ત્યાં ગયો. કિશોરીલાલ મને ન ઓળખે એમ તો ન બને. પણ ઠીક ઠીક બહાર બેસાર્યા પછી મને એણે બોલાવ્યો.

પણ ક્યાં તે સમયના અમારી સાથે રેતીમાં આળોટનારા કિશોરીલાલ, જે પૈસા સંગ્રહને ભાંડતા થાકતા જ નહિ. અને ક્યાં આજના 'સોફાસેટ'માં આળોટતા કિશોરીલાલ!

મને જોઇને એ જરાક બેઠા થયા. પડખેના 'એશટ્રે' 'રાખરખણી'માં સીગારેટ ખંખેરતાં તેમણે મારી સામે જોયું. પછી મહેરબાનીથી બોલતા હોય તેમ બોલ્યા.

'હજી માસ્તર! તમે ત્યાં જ છો?'

મને ખરાબ તો ઘણું લાગ્યું. પણ હવે ટૂંકો જવાબ દેવો એ એક જ આના ગર્વનો ઉતાર હતો. મેં ધીમેથી કહ્યું: 'હા.'

'શું મળે છે?'

'પચીસ વધતા દસ.'

'મોલદારીના?'

'ના, ટપાલના!'

'હાં હાં, ટપાલ પણ ભેગી છે કેમ?'

'હા.'

'કેમ શું કામ હતું મારું?'

'તમે તો અમારું કામ જાણો છો. અમે ત્યાં દસેક ગામડાંમાં પુસ્તકાલય ખોલ્યાં છે. તમે મદદ કરો તે માટે આવ્યો છું!'

મેં ધાર્યું હતું કે કિશોરીલાલ મદદમાંથી તો નહિ જાય. પણ કિશોરીલાલ હવે જે રીતે મદદ આપવાને ટેવાયલો હતો, તેવી નમ્રતાની રીત મારી ભાષામાં એણે ન દીઠી, કે કોણ જાણે શું થયું, તેણે જવાબ વાળ્યો: 'તમે પછી આવજો ને માસ્તર!'

એણે મને પહેલાંની જેમ તુંકાર વાપરીને કહ્યું હોત કે 'હવે તું પછી આવજે ને!' તો મને ઘણું સારું લાગત. પણ આ તો હું કોઈ અજાણ્યો પંતુજી એને ત્યાં દોડયો આવતો હોઉં, તેમ તેણે જવાબ વાળ્યો. મેં ઊભા થઈને તેને બે હાથ જોડયા. જવાની રજા લીધી, પણ સામેના બારણામાંથી આવતી એક સ્ત્રી ઉપર મારી નજર પડતાં મારા પગ ત્યાં થંભી જ ગયા.

મારે ત્યાં એક દિવસ રોટલો શાક બનાવી ગયેલી માનકુંવર ત્યાં ઊભી હતી. મને નવાઈ લાગી. પણ એનો વેષ જોતાં તરત સમજાઈ ગયું. આંહીં 'નર્સ' તરીકે કામ કરતી જણાઈ.

તે દિવસે માનકુંવરને જોવાની મારી દૃષ્ટિમાં આજ આ કિશોરીલાલના અનુભવથી અને બીજા પણ અનેક અનુભવોથી, થોડો ફેરફાર થયો હતો. મને લાગતું હતું કે આપણે ત્યાં ધર્મ અને આચાર એ બન્નેનો એવો સેળભેળ ગોટો છે કે ન પૂછો વાત! કોઈ પણ સમાજ કાર્યકર અસ્પૃશ્યતાનું નિવારણ કર્યા વિના રહી શકે નહિ. કારણ કે એ જેવું તેવું કલંક નથી. પણ જેવું મેં એ કામ ઉપાડયું કે તરત આખા ગામે ધર્મનો ધ્વજ ઉપાડયો. હવે ખરી રીતે એમાં ધર્મનો પ્રશ્ન જ રહેતો નથી. પછી તો અમે બીજો રસ્તો કાઢયો—ભણાવવાનો. પણ તે જ વખતે મને જણાયું કે આંહીં આ ભેળસેળાને લીધે કોઈ પણ કામનું મૂળ જામી શકે તેમ નથી.

એટલે તો અમે ભૂમિકા સ્થાપવાનું સ્વપ્ન આગળ કર્યું હતું, અમે કેવળ ભણાવવાનું જ આગળ વધાર્યું.

પણ એમ ભણાવવા જતાં પણ અનેક કપરા અનુભવો ઊભા થઈ રહ્યા હતા. મુશ્કેલીઓથી ડરવાની વાત ન હતી. પણ ઝીણી ઝીણી ખણખોદ ઊભી થાતી. હિસાબકિતાબની વાતમાં વેપારીનો વાંધો નડતો. માણસાઈ શીખવાડવામાં સત્તાધીશો—એટલે જેમની સ્થાપિત સત્તા હતી તે ઊભા થતા. સીધી રીતે ઊભા ન થાય—આડકતરી રીતે. આ અનુભવોએ શીખવાડયું કે આપણી જીવનનૌકાનું સુકાન કેવળ આપણા હાથમાં રહી શકે તેમ નથી. એમાં સમાજ, સ્થાપિત હિતો, રાજસત્તા, નાતજાતના ભેદ, સ્વાર્થ બધાં કામ કરતાં હોય છે.

એટલે આજે મેં માનકુંવર સામે જોયું ત્યારે તેનો સ્વચ્છ આકર્ષક દેખાવ મને સ્વસ્થતાના પ્રતીક સમો દેખાયો!

પણ આંહીં આ કિશોરીલાલે એની ખરીદી પૈસાથી કરી લીધી હતી. એ એને ત્યાં 'નર્સીંગ' માટે આવતી હોય તેમ જણાયું. પૂછવા જતાં મફતનું કુતૂહલ ઊભું થાય, એટલે એક પળભર ત્યાં અટક્યો એટલું જ. એટલામાં કિશોરીલાલનાં વહુ આવતાં જણાયાં એટલે હું તરત ત્યાંથી તો પાછો વળી ગયો.

ગામમાં ગયો ત્યારે ખબર પડી કે લોકોને ભણવામાં એક વસ્તુ ખુંચતી હતી. એમાં પણ એમને ધર્મવિરોધી વસ્તુ જણાવા માંડી હતી. મને થયું કે આ ધર્મ આપણી જ પાછળ પડયો છે! કે પછી આપણે ધર્મ પાછળ પડયા છીએ!

કાં તો એ સૌને હણી નાખશે! આસપાસના ગામડાના એક બે વેપારી ને ગરાશિયા, પાલણીયા, બીજા મળીને મને કહેવા આવ્યા હતા.

'આવું તો સાંખ! અમારે ભણવું નથી. આમાં તો આપણો ધર્મ રસાતાળ જાય!'

'હા હા, ભલા માણસ! ધર્મ હોઈને ધરતી છે!'

બીજે દિવસે ખબર પડી કે અમારા એક કાર્યકર તો પોતાનું સારું વેવીશાળ તૂટી ન પડે માટે ચુપચુપ રવાના થઈ ગયા હતા!

મેં વિચાર કર્યો કે આ તો ગજબની વાત છે! કોઈ કામ કરવા ધારે તો પણ લોકોને એમાં વાંકું દેખાય—એ લોકોનું અજ્ઞાન કેટલું!





પછી તો મારાં સ્વપ્નાં ભાંગવા મંડયા. જે મહારથીઓ મહારથીઓ જણાતા હતા, તે પ્રસંગ આવ્યે માટીના પગ રાખતા જણાયા પણ એનું કાંઇ નહિ, કરીને મારે કામે ચોટતો જ રહ્યો.

એટલા એક નાનકડા પ્રદેશમાંથી અસ્પૃશ્યતા તો ટાળી શકાય એમ તો ઘણું–પુસ્તકાલયોનું પછી થાશે–એમ ધારીને મેં એ એક જ પ્રશ્ન ઉપાડયો.

મને ઘણાએ મદદનું વચન આપ્યું. મેં પણ ધીમે જવાનો નિશ્ચય કરેલો. પણ એક વખત ગામના પટેલે બ્રહ્મણો જમાડયા એમાં મને નોતરૂં ન દીધું! નોતરું દીધું નહિ એ તો ઠીક, પાછું એક ભરવાડ કાગળ લેવા આવ્યો તેના સાથે કહેવરાવ્યુ : 'માસ્તરને કે'જો, ઢેઢવાડો જમાડવો છે તે દિ તમને સાગમટે નોતરું છે!'

મેં પણ મનમાં ગાંઠવાળી કે આપણે આહ્વાન ઉપાડી લેવું!

પણ એમ તો આ ગામડાંની રીત ન્યારી છે. એ કળી ગયા કે માસ્તર આપણને ભુંડા લગાડશે એટલે તરત જ આંયજાને ચડાવ્યો. માસ્તરની હજામત કરવા જાતો નહિ. બીજે અડવાડિયે મેં સાધન વસાવી લીધું.

પણ એ અસહકાર તીવ્રરૂપ પકડતો ગયો. એમ કરતાં ગામ તજવાનો વખત આવ્યો. કારણ કે એ તો પાછા ઉપરી અધિકારીને પણ લાડવા ખવગાવે એવા. ત્યારે મારી પછવાડે લગભગ ત્રણ માઇલ સુધી છોકરાઓએ ધૂળ ઉડાડી!

ત્યારથી મેં બીજે ગામ જઇને સાદી માસ્તરગીરી માંડી.

પણ જીવડો મારો ત્યારે વતીપાતીયો હતો. અમારી સાથેના એક ભાઇ થોડુંઘણું વૈદું જાણતા. એમણે એક નાનું સરખું દવાખાનું માંડેલું. પહેલાં તો ચાલ્યું નહિ. પછી ધમધોકાર કામ ઉપડયું. એમાં પાછી એમણે સાંજે કથા માંડી. મને પણ થયું કે આ માસ્તરગીરી કરતાં આ સારું છે. એટલે હવે બીજા સ્વપ્નની કથા શરૂ કરી.

પેલું સ્વપ્ન તો છિન્નભિન્ન થઇ ગયું, સાથે હતા તે બધા મોટે મોટે ઠેકાણે ગોઠવાઇ ગયા. એકલો હું રહ્યો. માણસ ગમે તેટલો બળવાન હોય પણ તે મિત્રો વડે બળ મેળવનારો છે. એટલે જ્યારે પેલા સો એક પછી એક સરી ગયા, ત્યારે આ ઉપાડયું. વૈદું કથા ને ભણતર! મારી સેવાભાવનાથી હું ઘણાને ખેંચી પણ શકયો.

પણ તેનાથી પેલા ભાઇને નુકશાન થતું હતું. એટલે એણે ધીમે ધીમે મારૂં પૂર્વ જીવન જોવા માંડયું. ગામડામાં તો આ પૂર્વજીવનના પડછાયા કેટલા ઘેરા થઇ શકે છે તે તો જાણનારા જાણે છે.

એમાંથી થોડા વખતમાં એ વાત વહેતી થઇ. આને પેલે ગામડેથી લોકોએ ધૂળ ઉડાડીને કાઢયો છે ને આણે પોતાની બૈરી છોડી દીધી છે!

આ બીજી વાત સાવ કપોલકલ્પિત હતી. પણ જ્યાં કેવળ મોંની વાત વર્તમાનપત્રનું કામ કરી શકે ત્યાં એનો ખુલાશો કરવા જતાં તો વાત વધુ ગોટે ચડે એટલે મેં મૌન રાખ્યું.

મૌનનો અર્થ આખું ગામ સમજી ગયું. ભાઇ ચોક્કસ કયાંક કાંઇક ગોટો કરીને આવ્યા લાગે છે.! અને ત્યાં તો જ્ઞાન માટે પ્રશ્ન કરવા કે દલીલ કરવાની પ્રથા જ મળે નહિ. ત્યાં માન્યતા તે માન્યતા. બંધાણી તે બંધાણી.

એટલે આટલી નાનકડી વાતે તો મારી પ્રતિષ્ઠાને એવી હાનિ પહોંચાડી કે હું બેઠો વા ખાવા મંડયો!

મને લાગ્યું કે જેમ શહેરમાં તેમ ગામડામાં એકલડોકલ માણસ વિષે લોકપૃચ્છા ઘણી આકરી વસ્તુ થઇ પડે છે. ગામમાં વેણીરામને હું ઓળખતો હતો. એમને મારા પૂર્વજીવનની થોડી ખબર પણ હતી એમણે તે પહેલાં મને પોતાની પુત્રી માટે પૂછાવ્યું પણ હતું. આજે તો એ છોકરી પડખે ટેકા દઇને કામ ચલાવી શકે તેવી સબળ પણ હતી મેં તે વખતે તો વેણીરામને નકાર ભણ્યો હતો. આજે

હવે મેં સામે જવાનો નિર્ણય કર્યો. એને ત્યાં એક દિવસ સાંજે જઈ ચડ્યો.

વાતચીત થઈ. વેણીરામ તો ખુશી હતા જ. નક્કી પણ થયું. વેણીરામ ઘરમાં સલાહ લેવા ગયા. પાછા આવ્યા. 'કાલે સવારે હું તમને નિર્ણય આપીશ !'

હું રજા લઈને ચાલ્યો. ઘરની પછીતે નીકળ્યો. વેણીરામને એની વહુ કહી રહી હશે તે બે ચાર શબ્દો મારે કાને ઝીલી લીધાઃ 'એક તો ભવ બગાડ્યો. હવે શું જોઈને બીજીનો ભવ બગાડવા નીકળ્યો હશે ? મારે તો કાંઈ એવા ઢેઢીગાને ત્યાં મારી છોકરી દેવી નથી !'

વેણીરામનો કાલે શું જવાબ મળશે એ કળાઈ ગયું.

બીજે દિવસે સવારે હું ચા પાણી પી રહ્યો હતો ત્યાં વેણીરામ આવ્યાઃ 'કાં સા'બ ! છો કે ?' કહેતો કને તે અંદર આવ્યો. તેણે ધીમેથી કહ્યુંઃ 'વાજું ! આજકાલના છોકરાંનું બહુ જ વિચિત્ર છે ભાઈ ! આ જુઓને આપણી નિર્બળા પેતે ના પાડે છે !'

હું સમજી ગયો.

ત્યાર પછી વેણીરામની વહુ એક દિવસ પાંચ શેર દસશેરનું દૂધનું બોઘરું લઈને ઘેર જઈ રહી હતી.

મારું તો કાંઈ ધ્યાન ન હતું. પણ કોઈક પાણી ભરવા નીકળ્યું હશે બૈરું તે બીજાને કહી રહ્યું હતુંઃ 'લખમીવહુ ! આ જુઓ તો વેણીરામની વહુ ! શરમાતી નહિ હોય ? દૂધપાક કરીને બે'ય માણસ ઝાપટવા મંડ્યા છે હમેશાં, પણ ખબર છે ની બોબા જેવડી છોકરીના કોથળો એક રૂપિયા લીધા ! ધૂળ પડી એ પૈસામાં બાપ ! હવે બેય જણાં એ પૈસા ઉપર તાનાં કરે છે. 'ખાટકી જેવાં નહિ તો !'

હું તો છક્ક થઈ ગયો. ત્યારે વેણીરામની ધર્મિષ્ઠ વહુએ આટલા માટે તે દિવસે મને આવકી ચોપડી હતી ! આ પણ આપણી આચારની કરણીમાંથી અનિષ્ઠ જન્માવવાની અવધિ હતી !

એવામાં એક દિવસને પડખે ખબર પડ્યા કે ના એક વેપારીને ત્યાં ગંભીર માંદગીને લીધે એક નર્સ આવે છે, એનું નામ માનકુંવર છે. વેપારી શહેરમાં પૈસો સારો કમાયો હતો, એટલે એણે છોકરાની વહુની માંદગી માટે માનકુંવરને બોલાવી હતી, તેમ જણાયું,

મને આશાનું કિરણ પ્રગટતું લાગ્યું. એક વખત આ માનકુંવરને મળવાનું નક્કી કર્યું.

માનકુંવરે આડીઅવળી વાતચીત કરી પણ એમાં જરાક જેટલો પણ પહેલાંનો ઉલ્લેખ આવતાં તે ઊભી થઈ ગઈઃ 'ચાલો ત્યારે, મારે અત્યારે તો ઘણું કામ છે !'

'બીજી વખત હું આવીશ !' મેં કહ્યું'

'તમે આવશો, પણ આંહીં કામ ઘણું હોય. એટલે વખતે ધક્કા જેવું થાય !'

હું ઘરભણી વળ્યો ત્યારે મારા મનમાં વિચાર ઘોળાઈ રહ્યા હતાઃ કેટલાં બધાં સ્વપ્નાં, અને આ કેવું પરિણામ !'

☆

# લૂગડાં ઉતારીને વાંચજો !

**પન્નાલાલ પટેલ**

આજે બે–ચાર દિવસથી માધવને ઘેર ન હતો જઇ શક્યો, ઓફિસે જતાં જતાં થયું કે હજુ અડધો કલાક હાથમાં છે તો લાવ એની ખબર કાઢતો જાઉં. આજ કાલ કરતાં ત્રણ–ચાર વરસથી માધવની નોકરી રાતની હતી; એક મીલમાં ટાઇમ-કીપર હતો. એટલે મને દાદર ચઢતાં થયું કે દર વખતની માફક આજે ય કાં તો તે ઊંઘતો જ હશે, અથવા તો નહાવા ગયો હશે, અથવા તો રસોડામાં બેઠો બેઠો પત્નીને રીઝવતો હશે.

પણ ઉપર ચઢીને જોઉં છું તો ન તો એ ઊંઘતો હતો કે ન હતો રસોડામાં ય. એ તો વચલા બારણાના ઉંબર ઉપર બેઠો હતો, અને તે ય લમણે હાથ દઇને !

મને થયું : નક્કી પત્ની રિસાઇ હશે. ભલું હશે તો બે–ચાર ગાળો પણ ચોપડી કાઢી હશે.—

કોણ જાણે કેમ પત્નીને આવે ત્રણેક વર્ષ થયાં હશે પણ હજી સુધી એ પતિ–પત્નીના સ્વભાવનો મેળ જ ન હતો બેઠો. મેં પણ એક મિત્ર ફરજ સમજીને મારા જોગ પ્રયત્ન કરી જોયો હતો, પણ ટૂંક વખતમાં જ મને સમજાઈ ગયું કે એ બેનો મેળ કરાવવા જતાં ત્રીજો જ મેળ મળી જશે. ને ત્યારથી હું એમના કબરમાંથી દૂર જ રહેતો; જાણે કંઇ જાણતો–સમજતો જ નથી. આજે પણ એ જ રીતે વરતતાં માધવને પૂછ્યું : 'કેમ માધવ, આધાશીશી ચઢી છે કે શું ?'

માધવની આંખના ખૂણા મને આંસુભીના લાગ્યા. મારી સામે જોયા વગર જ અંદરનો પલંગ દેખાડતાં એણે કહ્યું, 'વાંચે પેલી ચિઠ્ઠી.'

માધવ અને હું સરખી ઉંમરના મિત્રો હતા એટલું જ નહિ થોડું સમપણ પણ થતું હતું. ને એ હિસાબે મને થયું કે કોઇના મરણ સમાચાર હશે. પણ એવું હોત તો કાગળને મથાળે જ લખ્યું હોત 'લૂગડાં ઉતારીને વાંચજો.' જ્યારે આમાં તો એવું કંઇ જ ન હતું. અક્ષર પણ મામાના–માધવના પિતાના ન હતા લાગતા. લખનાર માંડ બે ચોપડી ભણ્યું હોય એવા હતા. અંદર લખ્યું હતું. :

'છતે ધણિયે મારાથી રંડાપો નહિ વેઠાય એટલે હું તો મારે મારી સુઝતી કરું છું. હોહા કરશો કે ફરિયાદ માંડશો તો તમે જ ફજેત થશો. રકમભાવ બધું ખાટલાના ગાદલા નીચે છે, સંભાળી લેજો.'

નીચે સહી નો'તી તો ય હું તો સમજી ગયો કે આ ચિઠ્ઠી માધવની પત્ની ચંચળની જ છે...બે ચાર મિનિટ તો મને પણ સૂઝ ન પડી, શું બોલવું ? શું કે'વું ? પણ આખર બોલ્યા વગર કંઇ ચાલવાનું હતું ? માધવને જ પૂછ્યું : 'તો હવે ?...કંઇ તપાસ કરી કે ?'

' માધવે જોરથી શ્વાસ લીધો. બારણાએ પીઠ ટેકવતાં મારી સામે પડખું ફરી બોલ્યો : 'તપાસે તપાસ છે ! ઉપર–બીજે માળે એક પાનબીડીની દુકાન-વાળો રે'તો'તો, એ નથી.'

આટલું કહીને એ ચૂપ રહેલો જોઇ મને સહેજ ખીજ ચઢી. 'હા, પણ કેમ જાણ્યું કે એ જ '—

'એ જ છે...પણ એ ન હોય તો ય–એ ગઇ એ વાતમાં કંઇ ફેર પડવાનો ઓછો છે ?' આટલુ બોલતાં તો એના અવાજમાં રૂદનની ગરગડી આવી હતી.

હું પણ અડધીએક મિનિટ વળી ચૂપ રહ્યો અને વળી સવાલ કર્યો : 'પણ તો આનું હવે કરવું શું ? એક પા તું રડે છે ને બીજી પા તપાસ કરવાનું કંઇ નામ નથી લેતો.'—

પણ આનો જવાબે ય એક લાંબા નિશ્વાસમાં જ પતાવ્યો.

'તું કે'તો હોય તો પોલીસમાં ખબર આપીએ. એ માણસ મૂળ રહેવાસી ક્યાંનો છે ?'

માધવે વળી મારી સામે નજર માંડી. બોલ્યો : પોલીસમાં ખબર આપીને ય શું ? ધાર કે તે પાછી મેળવીએ પણ '—અને નજર ઢાળી લેતાં સ્વગતની

જેમ કહ્યું : 'એના કરતાં તો એ ગઇ એ જ બરાબર છે !'

મારી ખીજ વધી : 'તો તને હવે દુઃખ શા માટે થાય છે ?'

'દુઃખ તો–ત્રણુ વર્ષ સાથે આવ્યાં છે !...પણ એનું ય મને દુઃખ નથી, દુઃખ છે બાપાજીનું. એ જાણશે તો શું કે'શે ? ને એમને આપવાની ખબર કેવી રીતે આપવી ?'

મને પણ હવે જ ખબર પડી કે દુર્વાસા જેવા મામાને આ વાતની ખબર આપવી, 'વહુ નાસી ગઇ' એમ કહેવું એ કેટલા જોરની વાત છે ? મામી જીવતાં હોત તો તો કંઇ જ મુશ્કેલી ન હતી વળી તારથી તો ખબર અપાય જ નહિ. જ્યારે માધવ તો 'હું શું મોઢું લઇને એમની આગળ જાઉં !' આમ કહીને છૂટી જ પડ્યો....

આખરે મારે જ આ વિકટ કાર્ય કરવું એમ નક્કી થયું.

અને હું જોઇતા સવાલ પૂછી લઈ, ઑફિસે જવાને બદલે સ્ટેશન તરફ જ રવાના થયો.

પવનવેગે જતી ગાડીના એ ચારેચાર કલાક આજ બાબત ઉપર પસાર થયા: માધવમાં પુરુષત્વ ઓછું હોય એ કંઇ એનો પોતાનો ગુનો તો હતો જ નહિ. તેમ જ પરણ્યો તે ય કંઇ એની ઇચ્છાથી તો નહિ જ. બલકે સાત–આઠ વર્ષની ઉમ્મરના માધવને તો કોઇ છોકરીનો હાથ ઝાલતાં ખબરે ય નહિ હોય કે આનો અર્થ શો ?...અલબત પત્ની સાસરે આવી ત્યારે તો એ બધું જ જાણતો સમજતો હતો ને તેથી જ તો—હું પણ પૂરેપૂરું તો હવે જ સમજી શક્યો કે એ પત્ની આગળ કેમ ગરીબડો બનીને રહેતો હતો; શા માટે એ એને પહેરવે–ઓઢવે રાણીની જેમ રાખતો હતો ! માધવની ગણત્રી હશે કે પેલા એક સુખની ખોટ એને મનગમતાં સિનેમા નાટક દેખાડીને, તો વળી અલગ અલગ કપડાં અને છાશવારે બદલાતા ઘાટવાળાં ઘરેણાં પૂરાં પાડીને વાળી દેશે.

એને એ વાતની ખબર જ નહિ કે આ બધા શોખ અને વિલાસ તો ઊલટાનાં પેલી ખોટ તરફ જ અભિમુખ કરશે :—

ગમે તેમ પણ માધવની આ નોકરીનો–અરે ઘડી પહેલાં એણે દિલ ખોલીને ને આંસુ સારીને કરેલી વાત ઉપરથી તો–એના જીવનનો ઉદ્દેશ પણ એક જ હતો. પત્નીને સુખી કરવી. જ્યારે એના હૃદયની મૂંગી વેદના જોઇને તો મારે કહેવું પડશે,—તે ચાહવાનો માધવને હક્ક હો યા ન હો પછી–એ એની પત્નીને એટલી હદે ચાહતો હતો કે મને ખાત્રી હતી જો એ બાઇએ શરીર સંબંધના સુખને ગૌણ ગણ્યું હોત–ગણવા પ્રયત્ન કર્યો હોત તો જરૂર એને પેલા નિર્ભેળ પ્રેમની ઝાંખી થાત. જો એકવાર સાચી વસ્તુની ઝાંખી થઇ હોત તો પછી તો—

પણ જવા દો એ વાત જ. છતાં ય એટલું કહ્યા વગર તો નથી જ રહી શકતો કે ચંચળ ભાભીને જતે દિવસે ય માધવ યાદ આવશે. એણે લડાવેલા લાડકોડના ને આપેલી સ્વતંત્રતાના એને ઓરતા આવ્યા કરશે.' જ્યારે માધવની માનવતા અને પ્રેમ એક દિવસ એનું કાળજું જ કોરતાં હશે....ખેર.

સ્ટેશન આવતાં હું ઉતરી પડ્યો અને રમઝાનના ટપ્પામાં બેઠે બેઠે એ સાઇલભરનો હળ વટાવતાં વળી હું વિચારી રહ્યો—ગોઠવી રહ્યો, મામાને કયા શબ્દોમાં આ સમાચાર આપવા ?

માધવે મને ખાસ કહ્યું હતું કે મારે પેલા દુકાન-દારનું કંઇ નામ નિશાન જ ન આપવું; 'રાતપાળી પરથી ઘેર આવ્યો ત્યારે એ નો'તી. આટલું જ.' આ સિવાય ચંચળની પેલી ચિઠ્ઠી આપી હતી, અને મારી નામરજી છતાં ય એણે મને કહ્યું હતું–બલકે વિનવ્યો હતો. 'ગમે તેમ પણ આ ચિઠ્ઠી તો તું બાપાજીને જરૂર આપજે.'—

પણ વળી પાછો હું વાટમાં વિચારી રહ્યો, ચિઠ્ઠી આપવી કે ન આપવી ? શા માટે માધવે ચિઠ્ઠી આપવાનો આગ્રહ રાખ્યો હશે ? પોતાના વિષે આવું બધું'—





ત્યાં તો મામાનું ડહેલું આવ્યું ને હું ઉતરી પડયો. રમઝાન પણ મામાને ત્યાં મને ઉતરતો જોઈને ભાડું લેવા ન રહ્યો: કારણકે મામાએ એને બારમાસ માટે—બલકે બાર વરસ માટે—ઉધડી રકમ આપીને બાંધી રાખ્યો હતો.

ડહેલામાં પેસતાં જ મારા શરીરમાં એક આછી કંપારી ફરી વળી. મામા સાચે જ વાઘ જેવા હતા. અરે આ રજવાડી જમાનામાં ય ફોજદાર સરખા સરકારી અમલદારો એમનાથી કાંપતા હતા. અહીં બેઠા બેઠા એ છેક અમદાવાદમાં ય ધાર્યું કામ કઢાવી શકતા. એમનું નામ જ ઝાઝું કામ કઢાવી શકતું. એટલે જ તો માધવને—મામાની ભલામણ વિના ય ટાઇમકીપર સરખી અચ્છી નોકરી મળી હતી ને ! એ તો એનામાં આવડત નો'તી; બલકે આવડત તો હતી પણ એ તરફનું લક્ષ નો'તું, નહિ તો એ (માધવ) એથી ય મોટી જગ્યા મેળવી શકે એમ હતું. જો કે મામાનો તો એ નોકરી કરે એ સામે સખત વિરોધ હતો; એમના કુળ માટે લાંછન રૂપ ગણાતા હતા. .માધવને નોકરી કરતાં ચાર વરસ થવા આવ્યાં છતાં ય હજુએ, પોતાની મરજી વિરૂદ્ધ થઇને નોકરી કરવા આવેલા માધવ સાથે બરાબર ન હતા બોલતા....ને તેમાં વળી વહુએ આ ધડાકો કર્યો ! પછી માધવ કયું મોં લઇને પિતા આગળ જઇ શકે ય ?

આમ જુવો તો મામાને કંઇ જ ધંધો ન હતો ને આમ જુઓ તો અનેક જાતના ધંધા હતા; ગ્નાતીના તો ખરા જ પણ એ સિવાય રાજકાજના એટલા જ...જેમ પૈસાની ખોટ ન હતી એમ આબરૂની ય મણા ન હતી, અને આ બે બાબતો હતી પછી સત્તા તો આપોઆપ હોય જ ને ?

મને થયું કે નીચે મામીને—માધવની ફોઇને મળવા રહીશ. એમને આ સમાચાર આપીશ તો ઉલટાનું વધારે ગુંચવાશે. પછી તો મામા પણ મને ગુનેગારના પાંજરામાં ખડો કરીને જ સવાલો પૂછશે... તે ખાંપળિયાં કરીને હું સીધો મેડા ઉપર જ ચઢી ગયો.

તકિયાને અઢેલી હીંચકે હિંચતા ને લાંબી નળીવાળો હોકો ગડગડાવી રહેલા મામાને મેં બે પગથિયાં બાકી રહ્યાં ને જ નમસ્કાર કર્યા. 'મામા ,જયજય'.

પણ મામાએ તો જાણે હું દિવસમાં દસવાર એમને ઘેર જનાર હોઉં એમ ઠંડકથી જ જોયું. ડોકું હલાવ્યું તે પણ—ઠીક.

ઉપર તો પહોંચ્યો પણ મારે તો બાજુની ભીંતે પાથરેલી ગાદી ઉપર બેસવું કે મામા સામે ઊભા રહેવું કે—એની જ સૂઝ ન પડી, પછી પેલા સમાચાર આપવાની હિંમત તો પડે જ કયાંથી ?

પણ મામા કંઇ અક્કલ વિનાના અક્કુ ન હતા. બલકે એમના સવાલ ઉપરથી તો મને પૂરેપૂરી ખાત્રી થઇ ગઇ કે આવા સમજદાર માણસની કડકાઈ પાછળ પણ કંઇક મળુત્રી હોવી જોઇએ. એમણે મારી અતડાશ જ નહિ પણ સિકલ ઉપરથી ય પારખ્યું હશે પૂછ્યું: 'કેમ ? કંઇ સમાચાર છે !'

મારી હિંમત ન હતી કે હું સામે જોઈ ને વાત કરી શકું. પગના અંગુઠાથી જમીન ખોતરતાં મારી જીભ થોથરાવા લાગી: 'સમાચાર તો...મામા—એટલે જ તો હું સ્ટેશનેથી સીધો....'

'રમઝાનના ટપ્પામાં આવ્યો !' એમણે જ વાકય પૂરું કરી લીધું, ઉમેર્યું: 'પછી ?'

મામાની સિકલ ઉપર આછી અમથી આતુરતા હતી પણ એટલું ય ઘણું હતું. મને ખાત્રી હતી કે જો સીધી વાત નહિ કરું તો આવી બનશે. ને જીભ ઉપાડી, 'ચંચળભાભી—' ત્યાં તો કવિને જેમ કોઈ આગળ પ્રદેશમાંથી પ્રેરણા આવે છે તેમ મનેય કોઇક અક્કલ સુઝાડી. સામું જ પૂછ્યું—'અહીં આવ્યાં છે ?' 'એટલે એ ત્યાં નથી એમ જ ને ?'

'જી. આજ સવારે માધવ મીલમાંથી આવ્યો ત્યારે એ ન હતાં.' અને મેં મામાની ઉલટ તપાસમાંથી બચવા ખિસ્સામાંથી કાઢતાક'ને પેલી ચિઠ્ઠી જ ધરી દીધી. 'આ ચિઠ્ઠીથી ખબર પડી કે એ જતી રહી છે.'

મામાએ લગભગ એ જ શાન્તિથી ચિઠ્ઠી લીધી

અને વાંચી... 'એના (માધવ)ના મનની નબળાઈનું જ આ બધું પરિણામ છે!' બબડી વળી એ હોકો ગડગડાવા લાગ્યા.

મારું કામ પતી ગયું હતું. થોડીક વાર પછી હિંમત કરીને મેં રજા માગી. 'હું જાઉં ત્યારે મામા ?'

'હા, પણ જો.' અને એમણે એમની કરડી આંખો મારા ઉપર માંડી, પૂછ્યું: 'તેં ગામમાં કોઈને આ વિષે વાત તો નથી કરીને ?'

'ના જી, સીધો જ—'

'તો જો. તારે એમ જ કે'વાનું કે માધવે એની વહુને કાઢી મૂકી છે ને એની તપાસમાં હું અહીં આવ્યો છું. શું કહીશ ?'

'માધવે ચંચળભાભીને કાઢી મૂક્યાં છે એની—'

'બરાબર,' મામા વચ્ચે જ બોલ્યા. 'આ ચિઠ્ઠીનું કે નાસી ગયાનું નામ જ નહિ, તારે પણ ભૂલી જવાનું.' છેલ્લા વાક્યમાં હુકમ જ માત્ર નહિ ધમકી ય ભારોભાર હતી.

મારી મજાલ ન હતી કે હું સામા સવાલ કરું. 'આ તો ઉલટો માધવ ઉપર દોષ આવે છે મામા. ચિઠ્ઠીની વાત ન કરવી એ તો બરાબર, પણ નાસી ગઈ એમ કહેવામાં શો વાંધો છે!'

'ઠીક જા. અમદાવાદ જતા પહેલાં મને ભેગો થજે.' કહેતાં મામાએ પેલી ચિઠ્ઠીને ચીરવા માંડી. કોણ જાણે કેમ પણ મને દાદર ઉતરતાં ઉતરતાં એમ જ થવા લાગ્યું જાણે મામા ઠંડી રીતે આ કાગળની પેઠે—ચીંથરાની જેમ—કોઈનું હૃદય ન ચીરી રહ્યા હોય!

બીજે દિવસ અમદાવાદ જતા પહેલાં વળી હું મામાને મળવા ગયો. મામાએ કહ્યું કે ગઈ કાલે સાંજની ગાડીમાં દિવામાસી—માધવની ફોઈ માધવને તેડી લાવવા માટે અમદાવાદ ગયાં છે. મારે પણ માધવને અહીં આવવામાં મદદ કરવાની હતી...

અને 'જયજય' કરી વળી હું અમદાવાદ તરફ રવાના થયો...

માધવને મળતા પહેલાં હું એટલું તો જાણતો હતો કે એને ઘેર આવવું નહિ ગમે. પણ સિકલ જોઈને તો સાચે જ મને ય ધાર્યા કરતાં અનેકગણું વધારે દુઃખ થયું. એ જાણે ફાંસીને માંચડે ચઢવા જ જઈ રહ્યો હોય!

કાલનો ઘોળાયા કરતો પ્રશ્ન મારે એને પૂછવો હતો—'જતી રહી' ને 'કાઢી મૂકી' એનો તફાવત ? એ પાછળ મામાનો મુદ્દો ? પણ માધવનો એવો મિજાજ—મૂડ—જોઉં તો ને ?

માસીને પૂછી શકાય પણ એ તો સાવ ભગવાનનું માણસ હતાં. 'પાકા ઝાડ નીચે ય ભૂખે મરે એવાં.'

અને સ્ટેશન ઉપર માધવને વિદાય આપતી વખતે મેં પૂછી જ નાખ્યું, 'કાઢી મૂકી, એમ કે'વરાવવાનું મામાને કારણ શું માધવ ?'

માધવ હસ્યો; પણ દુઃખ પમાડે એવું! અને બોલ્યો, એ તો જીવનભર હું નહિ ભૂલી શકું: 'એમનો વિચાર હશે મને ફરીથી મોડયે ચઢાવવાનો!'

માધવના આ શબ્દોનો વાક્યાર્થ તો સમજી શકાય એવો હતો—મામાનો વિચાર એને ફરીથી પરણાવવાનો લાગતો હતો. પરંતુ એ વાક્ય પાછળ—ખાસ કરીને 'ચઢાવવાનો' એ શબ્દ પાછળ રહેલો ધ્વનિ તો હું બહુ મોડેથી અને તે ય પરિણામને અંતે જ સમજી શક્યો!

અલબત્ત એ પહેલાં માધવનો એક પત્ર હતો જેમાં એણે એને પરણાવવાનો પિતાનો નિરધાર ને ન પરણવાની પોતાની મક્કમતા મને જણાવી હતી. આશય એક જ હતો હું એને એમાં કંઈ મદદ કરી શકું તો.'

અને મેં મારી શક્તિ પ્રમાણે પ્રયત્ન પણ કરી જોયો હતો. રજાઓ ઉપર ગયો ત્યારે મામાને પેલી ચિઠ્ઠી વિષે ઈશારો કરતાં માધવની અશક્તિ અને નામરજી માટે વાત પણ કરી જોઈ હતી. અરે ખુદ





માધવે મામાને મોંઢે ચઢીને કહ્યું હતું, 'તમારો હુકમ હશે તો હસતો હસતો હું ચિતાએ ચઢીશ પણ ચોરીની વાત તો આજીવન શક્ય જ નથી.'

પણ મામા તો એ પહેલાં સગાઈ પણ સાંધી બેઠા હતા. જે માધવને કહ્યું એ જ મને પણ કહ્યું; મતલબ આવો હતો:

'એનામાં મનની નિર્બળતા સિવાય બીજું કંઈ જ નથી. ડૉક્ટરોનો પણ એ જ અભિપ્રાય છે... તેમાં ય આ છોકરી તો સુલક્ષણી ને હોંશિયાર છે. બધું ય ઠીક થઈ જશે!...

બીજું બધું તો ઠીક પણ મામાની તપાસશક્તિ ગજબની હતી. એમે તેવાની દલીલ ટકવી મુશ્કેલ હતી પછી હું તો અનાધિકારી જ હતો ને?

નોકરીએ જતી વખતે માધવને મળવા તો ગયો પણ મૂંઝવણ મોટી હતી, 'મારે એને સલાહ શી આપવી?'

દિશા જ નક્કી ન હોય પછી સુકાન કઈ બાજુ ફેરવવું? અને મેં ભગવાનમાં ન માનવા છતાં ય છુટા પડતી વખતે એના ઉપર જ ભરોસો રાખવાની સલાહ આપી: 'ધીરજપૂર્વક ભગવાન જે કરે એ જોયા કરવું. જે યોગ્ય હશે એ જ થશે...'

પરંતુ મેં જોયું તો માધવની સિકલ ઉપર ન ભગવાન ઉપરનો વિશ્વાસ હતો કે ન હતો મારા પરે ય; દુઃખ પણ ન હતું કે ન હતો કોઈ આનંદ. મને તો એમ જ લાગ્યું જાણે એને કોઈની સલાહ કે હિંમતની જરૂર જ નથી રહી. હિંમત આપનારો જ નહિ સામી બાજુનો ડર દેખાડનાર પણ મોંઢો પડે એવી એ સુરત હતી.

છુટા પડ્યા પછી મને ય થોડીક નિરાંત વળી. 'એમે તેમ પણ માધવને કોઈક રસ્તો મળી ગયો છે.' જો કે એ રસ્તો શો હશે એની સમજ તો મને ન જ પડી શકી.

પણ બે પખવાડિયા પછી એક દિવસ જ્યારે ઑફિસેથી આવી ઓરડી ઉઘાડીને પડેલું કવર ઉપાડી ફોડવા ગયો ત્યાં, ઉપર જ લખેલું નજરે પડ્યું: 'લૂગડાં ઉતારીને વાંચજો.'

લૂગડાં તો ઠીક પણ મારા ઉપરનું નૂર-અરે શક્તિ પણ ઓસરી ગઈ-ઉતરી ગઈ! સાંભળેલા સમાચાર પ્રમાણે તો આજ-કાલમાં માધવનાં લગ્નની કંકોતરી મળવી જોઈતી હતી. કોણ જાણે કેમ પણ વિના વાંચે ય મારો અંતરાત્મા કહી રહ્યો હતો કંકોતરીને બદલે માધવના નામની જ આ કાળોતરી છે!

અને એવું જ નીકળ્યું. ઘરેથી મોટાભાઈએ લખ્યું હતું કે માધવને પીઠી ચોળવાની હતી એ જ દિવસે એકાએક એનું હૃદય બંધ પડતાં મૃત્યુ નીપજ્યું છે.'—

કહેવતમાં છે કે લખ્યું વંચાય. પરંતુ મારું હૃદય તો વણલખ્યું જ વાંચી રહ્યું હતું-કહી રહ્યું હતું. હૃદય બંધ પડવાથી નહિ પણ એમ કહો કે ગળું ઘુંટાતાં શ્વાસ બંધ થવાથી...

ખુરશી પર બેસી જતાં માધવનું છેલ્લે જોયેલું યાદ આવ્યું ને એ સાથે જ એ વખતના વણવંચાયલા ભાવ પણ અત્યારે ઉકલી ગયા, ત્યારે શ્વાસ લેતાં મારાથી બબડી જવાયું: 'સાચે જ માધવ! જીવનથી તો તેં એ વખતે જ હાથ ધોઈ નાંખ્યા હતા!'...અરે અમદાવાદ છોડી ઘેર જતો હતો ત્યારે જ-તારાથી ય છાને કોઈક તને મારા પેલા સવાલના જવાબ રૂપે બોલાવ્યો હતો: 'એમનો વિચાર હશે મને ફરીથી ચોરિએ ચઢાવવાનો!'...

ત્યાં તો મારી આંખમાં આંસુ પણ આવી ઉભાં. 'સાચે જ માધવ! તારા પિતાએ તને વિચારીને તો નહિ-પણ વગર વિચારે ચોરીને બદલે ચિતાએ જ ચઢાવી દીધો છે! તેં આપઘાત નથી કર્યો પણ તારું ખૂન જ—

અને હું અનાથ (માનવીના હૃદયને સમજનાર કોઈ ન હોય એ અનાથ જ ને?) માધવના મૃત્યુ ઉપર આંખો ભરતો, કવર ઉપરના પેલા શબ્દો ઉપર તાકી રહ્યો. 'લૂગડાં ઉતારીને વાંચજો!'

મને તો એમ જ લાગતું હતું જાણે એ શબ્દો કમનસીબ માધવના લોહીથી ન લખાયા હોય!

★

પંજાબની એક લોકકથા

# શેખચલ્લી

નિરંજન વર્મા
જયમલ્લ પરમાર

એક હતો વણકર. વણકરને એક દીકરો. એવો અક્કલવાળો કે એ ઢોરનું પૂંછડું દેખી રાજી થાય અને માણસને પૂંછડું ન દેખીને દુઃખી થાય. માણસને બે પગે ચાલતાં દેખી રાજી થાય અને ઢોરને ચાર પગે ચાલતાં દેખીને દુઃખી થાય અને પોતાની પાછળ એ પૂંછડું બાંધે અને પોતાની બકરીને બે પગે ચલાવે. ને પોતાનું પૂંછડું ખરી જાય તો પોતાને લાકડી લગાવે. બકરી બે પગે ચાલે નહિ તો લપાટ લગાવે. બાપ એને વણવા બેસાડે તો વણવાના દોરાને માથે બાંધે અને ખેડ કરવા મોકલે તો ખેતરમાં ખેડવાને બદલે માથાં ઝરાવે. નાની ચકલીને ચીં ચીં રાડ નાખતી સાંભળીને રાડ સાંભળવા પાસે જાય; પણ એવડી ચકલીને ઊડી જતી જોઈ ને આખો દિવસ ચકલીઓ પાછળ દોડયા કરે અને સાંજે મળે એની સાથે ભટકાયા કરે. ચકલીઓ પાછળ એને દોડતો જોઈને લોકોએ એનું નામ પાડી દીધું 'શેખચલ્લી.'

શેખચલ્લી સોળ વરસનો થયો કે બાપે ગમે એમ કરીને પરણાવ્યો ને શેખચલ્લીનો સંસાર જોઈ શકે એ પહેલાં બાપ મરણ પામ્યો. ઘરમાં હવે ત્રણ જણ રહ્યાં. એક શેખચલ્લી, બીજી એની બુઢ્ઢી મા અને ત્રીજી એની વહુ. શેખચલ્લીને ઘરનો વણાટ અને ઘરની ખેતી. પણ સાચું લણે અને ખરી ખેડ કરે તો ખાવા પામે ને!

બિચારી બુઢ્ઢી આખો દિવસ કાંતે ને વહુ આખો દિવસ હાડિયે જાય ત્યારે સૌ ખાવા પામે.

ખરો ઉનાળાનો દિવસ અને ખેતર બધાં ઉજ્જડ. એવે વખતે એક દિવસ એની મા કાંતતી હતી ને વહુ વાડીએ ગઈ હતી ત્યારે શેખચલ્લીને થયું કે લાવ હું યે કંઈક કામ કરું. વિચાર કરીકરીને નક્કી કર્યું કે લણણી જ કરું. તરત દાણા ઘરમાં આવે ને ઘરનાં સૌ રોટલા કરી ખાવા પામીએ. લણણી કરવા તો દાતરડું જોઈએ ને દાતરડું ડકરાવેલું હોવું જોઈએ.

તરત એણે ઘરમાંથી જૂનું પાનું દાતરડું ગોત્યું ને ઘરમાં જે કાંઈ નાણાં હતાં એ હાથમાં લીધાં ને લુહારની હાટે જઈને ઉભો રહ્યો લુહારને કહે: 'મારી આ બધી મોલકત લે ને બદલામાં દાતરડું ડકરાવી દે કે દાતરડું એની મેળે કામ કરે.'

લુહારે એની સામે દાંત કાઢી નાણાં બધાં લઈ ને દાતરડું ડકરાવી દીધું. તરત દાતરડું લઈને શેખચલ્લી ખેતરે ઉપડયો. જઈને જુએ તો ખેતર તો સાવ ઉજ્જડ. એને થયું કે મોલવાળાં ખેતરમાં સૌ લણણી કરે; હું તો ઉજ્જડ ખેતરમાં લણણી કરું તો ખરો. વળી આ દાતરડું તો એની મેળે કામ કરે એવું ડકરાવી દીધું છે ત્યારે એનો કેમ ઉપયોગ ન કરવો? આમ વિચારીને એણે દાતરડું ખેતર વચ્ચે મૂક્યું ને પોતે ખેતરમાં આવેલા ખીજડાના ઝાડ હેઠે સૂઈ ગયો. ઘડી પળ ન વીતી ત્યાં તો ઘસઘસાટ ઘોરવા લાગ્યો.

ખરો બપોર થયો અને સૂરજનાં કિરણ માથે પડયાં કે શેખચલ્લી જાગી ગયો. ઉઠીને નજર કરે તો દાતરડું એમને એમ પડયું છે. એને થયું કે 'હું ઊંઘી ગયો એટલે એનો લાભ લઈને દાતરડું યે કામ કર્યા વગર ઊંઘી ગયું લાગે છે. લાવ એને મારીને ઠેકાણે લાવું.' આમ વિચારી ધડ કરતી દાતરડા પર પાટુ મારી.

દાતરડા પર પાટુ મારતાં પગ ચિરાઈ ગયો, પણ પોતાના પગ સામી નજર કોણ કરે? તરત એણે બીજે પગેથી પાટુ મારી, તો એ પણ ચિરાઈ ગયો. એની સામે યે નજર કોણ કરે? હવે તો હાથમાં લઈને લપાટ લગાવું—એમ વિચારીને એણે દાતરડું હાથમાં લીધું તો દાતરડું ગરમ, ગરમ!

શેખચલ્લીને થયું કે અરરર! મેં દાતરડાને નકામું માર્યું, આટલો બધો તાવ આવ્યો છે ને બિચારું કામ કેમ કરી શકે? તાવ ન આવ્યો હોત





તો આખું ખેતર લણી નાખ્યું હોત. લાવ જઈને લુવારને પૂછું ને એના તાવનું ઓસડ કરું.

તરત એ લુવારની કોડે દોડ્યો ને પૂછ્યું: 'લુવારભાઈ! લુવારભાઈ! તેં દાતરડું તો મજાનું કકરાવી દીધું, પણ એને તો કેવો ધખધખીને તાવ આવ્યો છે! એનો તાવ મારે ઉતારવો કેમ? કંઈ દવા બતાવ.'

હસીને લુવાર કહેઃ 'દાતરડાને હાથે દોરડી બાંધ અને કુવામાં ઉતારી સાત ડુબકી ખવરાવ એટલે હમણાં તાવ ચાલ્યો જશે. જોઈતી હોય તો લે આ દોરડી.'

દાતરડાને દોરડી બાંધીને શેખચલ્લી કૂવે દોડ્યો. કૂવામાં સાત ડુબકી ખવરાવીને બહાર કાઢ્યું. દાતરડા પર હાથ મૂકે તો ટાઢુંબોળ! એને થયું કે વાહ! વાહ! કેવી મજાની દવા! લાવ જઈને માને દવાની વાત કરું.

શેખચલ્લી દાતરડું લઈને ઘેર દોડ્યો. જઈ જુએ તો રેંટિયો એમને એમ પડેલો, મા રેંટિયા પાસે ન મળે. 'મા! મા!' એમ રાડો નાખતો શેખચલ્લી ઘરમાં ગયો. જુએ તો માને તાવ આવ્યો છે ને ખાટલામાં પડી આમતેમ અડવડિયાં માર્યા કરે છે. પાસે જઈને શેખચલ્લીએ હાથ મુકયો તો આખું શરીર ગરમ! ગરમ!

શેખચલ્લીને લુવારની દવા યાદ આવી ગઈ. તરત તેણે દોરડું લાવી માની કેડે બાંધ્યું અને ઘરની પાછળ કૂવો હતો ત્યાં લઈને ચાલ્યો. મા ઘણીયે રાડો નાખે પણ સાંભળે કોણ? માને કૂવામાં ઉતારી અને ડબક ડબક કરતાં સાત ડુબકી ખવરાવી, બહાર કાઢી માથે હાથ ફેરવે તો મા ટાઢીબોળ.

પણ મા તો ઘરડી ને ખર્યું પાન. આવો તાવ અને અને એમાં વળી ઊંધે માથે કૂવામાં સાત ડુબકી! તરત એનો જીવ ઉડી ગયો. શેખચલ્લીએ તો માને રેંટિયા પાસે મૂકી અને બોલ્યો: 'લે મા હવે તું તારે કાંત્યા કર.'

માને રેંટિયા પાસે મૂકી અને પોતે માના ખાલી ખાટલામાં જઈને સૂઈ ગયો. કેટલા વખતે ઊંઘ ઉડી કે શેખચલ્લી બહાર આવ્યો. જુએ તો માનું મોઢું ઊઘડી ગયેલું. મોઢા પર કીડીઓ ચડી ગયેલી. શેખચલ્લીને થયું કે સાજી થઈ ગયેલી મા તલ ખાય છે ને દાંત કાઢે છે. ફળિયા વચ્ચે કૂદતો કૂદતો એ બોલવા લાગ્યો: 'જુઓ! જુઓ! મારી મા તલ ખાય છે ને દાંત કાઢે છે! તાવ એની પાસે ન આવે!'

એની રાડો સાંભળીને આખું ગામ ભેગું થયું ને દાડીએથી એની વહુ પાછી ફરી. આખું ગામ દાંત કાઢતું કહે: 'મૂરખા! તારી મા દાંતે ય નથી કાઢતી ને તલે ય નથી ખાતી. એ તો મરી ગઈ છે ને મડદાને મોઢે કીડીઓ ચડી ગઈ છે.'

આમ કહીને ગામનાં માણસ પોતાને ઘેર ગયાં કે શેખચલ્લી માને વળગીને રોવા લાગ્યો ને માથાં પછાડવા લાગ્યો. થોડી વારે એની વહુએ એને માથી છૂટો પાડયો અને કહ્યું: 'હવે રોયે આરો કયાં આવશે? જઈને જંગલમાંથી લાકડાં લઈ આવો એટલે માને બાળવાની જોગવાઈ કરીએ.'

શેખચલ્લી કુહાડો ઉપાડીને વગડામાં લાકડાં કાપવા ચાલ્યો. આખી રાત આખું જંગલ ભમ્યો ને સવાર પડયે પાછો ગામને સામે છેડે એક કૂવા ઉપર ઊગેલા લીંબડાના ઝાડ પર લાકડાં કાપવા ચડયો. સૂકી ડાળીઓ એક બાજૂ મૂકી અને થડની ઉપર જ આવેલી ડાળી કાપવા લાગ્યો. પણ પોતે બેઠો ડાળીને છેવાડે અને કુવાડો મારવા લાગ્યો ડાળીના મૂળમાં; ધડ્...ધડ્...ધડ્...

થોડી વાર થઈ ત્યાં એક મુસાફર ઝાડ પાસેથી નીકળ્યો. શેખચલ્લીને આમ ઊંધેથી ડાળ કાપતો જોઈને એ બોલ્યો: 'અરે ભાઈ! આમ ડાળ કાપીશ તો તો ડાળ કપાશે ને તું હેઠો પડીશ, વધારામાં નીચે કૂવો છે એમાં પડીશ તો તારાં હાડકાંયે સાજાં નહિ રહે!'

ડાળી પર કુહાડો મારતો અટકીને શેખચલ્લીએ કુહાડો મુસાફર સામે ઉગામ્યો ને બોલ્યો: 'હાલતો થા, હાલતો. લાકડાં કાપવાની તને શી ખબર પડે? વધારે બોલીશ તો મારીશ આ કુહાડો ને ભાંગી નાખીશ માથું.'

મુસાફર બિચારો શું બોલે ? છાનોમાનો પોતાના રસ્તે ચાલતો થયો.

અરધો પહોર વીત્યો ત્યારે ડાળીનું અરધું મૂળ કપાયું. પણ છેવાડાને ભાગે શેખચલ્લી બેઠો હતો એના ભારથી ડાળી ફસડાઇ, કડૂડૂડૂ કરતી તૂટી ગઈ અને ધુફફાંગ કરતો શેખચલ્લી કૂવામાં જઇ પડયો. પણ આ તો જંગલનો કૂવો. કૂવામાં કાંટા–ઝાંખરાં પડેલાં એની ઉપર પડતાં શેખચલ્લી આખે અંગે ઉઝરડાઇ ગયો ને હાડકેહાડકાં ભાંગી ગયાં.

કૂવાની દીવાલે ઊગેલાં ઝાડનાં મૂળિયાં ઝાલીને શેખચલ્લી બહાર નીકળ્યો અને કુહાડો લઇને પેલા મુસાફરને પકડી પાડ્યો અને પૂછવા લાગ્યો : 'અરે ભાઈ ! તમારી વાત સાચી. તમે કહ્યું એમ હું કૂવામાં જઇ પડયો અને મારાં હાડકાં ભાંગી ગયાં. મને એની ખબર ન પડી અને તમને પહેલેથી કેમ ખબર પડી કે હું કૂવામાં પડીશ ને મારાં હાડકાં ભાંગી જશે ?'

મુસાફર કહે : 'એ તો સાવ સાદી વાત હતી. એમાં કઇ મોટી વાત હતી ?'

શેખચલ્લી કહે : 'જો એ વાતની આગળથી તમને ખબર પડી ગઇ તો મને કહોને મારું મોત ક્યારે થશે ?'

મુસાફર કહે : 'એની તો મને કેમ ખબર પડે ભાઈ ?'

'હું કૂવામાં પડીશ ને હાડકાં ભાંગી જશે એની ખબર પડે અને આની ખબર કેમ ન પડે ? કહો છો કે મારું કુહાડો ?' કહેતાં શેખચલ્લીએ મુસાફરની સામે કુહાડો ઉગામ્યો.

વનવગડો ને લાલચોળ ડોળા તાકતો શેખચલ્લીનો કુહાડો. મુસાફરને થયું કે કયાં મને કુમતિ સૂઝી અને કયાં આ મૂરખને શિખામણ આપી ? હવે આનાથી છટકવું કેમ ? મુસાફરે અક્કલ લડાવીને કહ્યું: 'જો ભાઇ ! ઘેર જઇને પેટે કાચો દોરો બાંધજે ને એક શેર લોટની રાબ પીજે. જો દોરો ન તૂટી જાય તો માનજે તારું મોત હમણાં નથી, ને દોરો તૂટી જાય તો માનજે કે તારું મોત છે.'

તરત શેખચલ્લીએ કુહાડો નાખ્યો ખભા પર અને દોડયો ઘર તરફ. ઓસરીએ ચડીને એણે વહુને રાડ પાડી: 'હમણાં ને હમણાં એક શેર લોટની રાબ કરી દે.'

એની વહુ કહે: 'પણ તમે તો આ બાટ લાકડાં લેવા ગયા હતા ને ? પહેલાં આની વિધિ તો બતાવો પછી રાબ કરી દઉં.'

શેખચલ્લીએ ખભેથી કુહાડો ઉગામ્યો અને બોલ્યો: 'કરી દે છે રાબ કે મારું એક કુહાડો ?'

બિચારી વહુ કાંઈ બોલ્યા વગર રાબ કરવા બેઠી ને પોતે ઓસરી વચ્ચે પેટ પર કાચો દોરો તડાતડ બાંધીને સૂઇ ગયો. થોડી વારે વહુ રાબ લાવી કે ચમચે ચમચે મોંમાં રાબ પાવા કહ્યું. અરધી રાબ પીધી ત્યાં તો પેટ ફૂલીને દડો થયું અને તડ કરતો કાચો દોરો તૂટી ગયો. આ જ ઘડીએ એણે રાડ નાખી: 'હું મરી ગયો રે ! હું મરી ગયો રે !'

એની રાડો સાંભળીને આડોશીપાડોશી ભેગાં થઇ ગયાં. બધાં એને કહેવા લાગ્યાં: 'અરે ગાંડા ! તું હજી રાડો નાખે છે ને મરી કેમ કરીને ગયો ?'

શેખચલ્લી કહે: 'જોતા નથી, આ પેટ પર બાંધેલો કાચો દોરો તૂટી ગયો તે ? જંગલમાં મને મુસાફરે વાત કરી હતી.'

આડોશીપાડોશી કહે: 'પણ દોરો તૂટે એમાં તારું મોત શેનું થાય ?'

શેખચલ્લીએ ઊભા થઇને કુહાડો ઉગામ્યો અને બોલ્યો 'અરે ! કહું છું કે હું મરી ગયો તો યે નથી માનતાં ?'

આડોશીપાડોશી કહે: 'મરવા દો એને ! ડોશી સાથે એને ય બાળી આવીએ. ગામમાંથી ટાઢે પાણીએ ખસ જાય છે ત્યારે જવા દો ને બલા ટળવા દો.'

આડોશીપાડોશીએ મળીને એક ઠાઠડી ડોશીની બાંધી અને બીજી ઠાઠડી શેખચલ્લીની બાંધી. ઉપાડીને મસાણે ગયા અને ચિતા ખડકી. એક બાજુ ડોશીને સુવરાવી ને બીજી બાજુ શેખચલ્લીને સુવરાવ્યો.





જેવી ચિતાને આગ ચાંપી કે 'બળી મૂઓ રે !' એવી રાડો નાખતો શેખચલ્લી ચિતામાંથી ઊભો થયો.

બાળવા આવનારા કહેઃ 'પણ તું તો મરી ગયો છે ને બળી શાનો મૂઓ ? તારી મા ક્યાં રાડ નાખે છે ?ઃ

શેખચલ્લી કહેઃ 'મારી મા તો ઘરડી હતી એટલે એને આગ નહિ લાગતી હોય. હું તો જુવાન હતો એટલે મને આગ લાગતી હશે. પણ મરી ગયેલાને એકલા બળાય જ એવું ક્યાં છે ? દાટી પણ શકાય. મને બાળવાને બદલે દાટો.'

બાળવા આવનારા કહેઃ 'એ કરતાં તો બહાર નીકળીને ઘર ભેગો જ થા ને.'

શેખચલ્લીએ ચિતામાંથી એક લાકડું ખેંચ્યું અને ઉગામીને બોલ્યોઃ 'દાટો છો કે આ લાકડાનો સપાટો ખાવો છે ?'

આડોશીપાડોશી કહેઃ 'ગેલો લપ. બાળવાને બદલે દાટી દો.'

સૌએ મળીને આખેઆખો એને દાટી શકાય એવો ઊંડો ખાડો કર્યો અને શેખચલ્લીને ખાડામાં નાખ્યો. ઉપરથી ધૂળ પૂરવા લાગ્યા. ધૂળ પૂરતાં પૂરતાં ડોકું દબાવીને જેવી નાક ઉપર ધૂળ નાખવા ગયા કે શેખચલ્લી મૂંઝાયો. એણે રાડ નાખીઃ 'મૂંઝાઉં છું, મૂંઝાઉં છું. હવે ધૂળ નાખવી બંધ કરો.'

આડોશીપાડોશી કહેઃ 'ગાંડા ! તું મરી ગયો છે ને મૂંઝાય છે શાનો ?'

શેખચલ્લીએ ખાડામાંથી હાથ બહાર ખેંચ્યો અને પત્થર ઉગામીને બોલ્યોઃ 'અરે કહું છું કે મૂંઝાઉં છું તો યે માનતા નથી ? ગળા સુધી પૂરીને માથે કૂંડિયું ઢાંકી દો, એટલે આખો દટાઈ જઈશ.'

આડોશીપાડોશી કહેઃ 'મૂકો લપ ! કરો એ કહે છે તેમ.'

લોકોએ એને માથે કૂંડિયું મૂકી દીધું ને ડોશીની ચિતા ઠારીને ઘર ભેગા થઈ ગયા.

ખાડામાં ને ખાડામાં ઊભાઊભા રાત પડી ને અંધારાં ઘેરાયાં. આ મસાણની પાસે એક મારગ ચાલ્યો જાય. એ મારગેથી એવે વખતે એક વેપારી નીકળ્યો. વેપારી મધનો ઘડો લઈને પાસેના શહેરની બજારમાં વેચવા ચાલ્યો જાય. પણ મધનો ઘડો વજનદાર એટલે થાકીપાકીને વેપારી બોલતો જાયઃ 'અરેરે ! આ ઘડાના ભારથી તો થાક્યો. અત્યારે રાતને વખતે કોણ મજૂર મળે ? જો મજૂર મળે તો ચાર આના આપું અને સામેના શહેર સુધી ઉપડાવું.'

આ શબ્દો શેખચલ્લીને કાને પડ્યા. એને થયું કે ચાર આના તો આખી જિંદગીમાં યે કમાયો નથી. આજ આ મોકો કેમ ચૂકું ? એણે ખાડામાં ઊભાં બૂમ પાડી 'એય વેપારી ! આમ આવ, આમ આવ. લાવ તારો ઘડો ઊપાડું, આપજે મને ચાર આના.'

વેપારીએ આમ જોયું, તેમ જોયું, પણ કોઈ દેખાયું નહિ. રાતનાં અંધારાં ને વેપારીનો જીવ— એને થયું કે મસાણમાંથી ભુત બોલ્યું કે શું ? બિચારો પોતડી ઝાલીને ભાગી છૂટ્યો. એને ભાગતો જોઈ પાછળ શેખચલ્લીએ રાડ નાખીઃ 'એલા પાછો ફરે છે કે નહિ ? મરી જઈશ નહિ તો !'

વેપારીને થયું કે ભૂતના હાથથી ભાગીને કેટલેક જઈશ. બિચારો થરથરતો પાછો વળ્યો ને અડખેપડખે જોવા લાગ્યો પણ ક્યાં યે કોઈ દેખાય નહિ. શેખચલ્લીએ ખાડામાંથી રાડ નાખીઃ 'આંધળા ! દેખતો નથી હું અહીં દટાઈ પડ્યો છું તે ? આ કૂંડિયું ઉપાડ ને આ ધૂળ આઘી કર.'

વેપારીએ મધનો ઘડો મૂક્યો અને કૂંડિયું ઉપાડીને અડખેપડખેથી ધૂળ આઘી કરી ને શેખચલ્લી બહાર નીકળ્યો. બહાર નીકળીને એણે ઘડો માથે મૂક્યો અને વેપારીને હુકમ કર્યો : 'થા આગળ.'

વેપારી તો શું બોલે ? છાનોમાનો એ આગળ થયો કે શેખચલ્લી પાછળ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં થોડેક આઘે ગયા ત્યાં શેખચલ્લી વિચારે ચડ્યો. મનોમન હળવે હળવે એ બોલવા લાગ્યો :

'આ ચાર આનાની એક મુરઘી લઈશ. એ



મુરઘીનાં કચ્ચાંબચ્ચાં થશે. કચ્ચાંબચ્ચાં વેચીને પૈસા મેળવીશ અને એ પૈસાની બકરી લઈશ. એ બકરીનાં કચ્ચાંબચ્ચાં થશે, એ કચ્ચાંબચ્ચાં વેચીને પૈસા મેળવીશ અને એ પૈસાની ગાય લઈશ. એ ગાયનાં કચ્ચાં-બચ્ચાં થશે. એ કચ્ચાંબચ્ચાં વેચીને પૈસા મેળવીશ અને એ પૈસાની ભેંશ લઈશ. એ ભેંશનાં કચ્ચાંબચ્ચાં થશે એમાંથી થોડાંક કચ્ચાંબચ્ચાં વેચીને બીજી બાયડી પરણીશ. આ બાયડી તો ખાસ કામ કરતી નથી. એ બીજી બાયડી ભેંશનાં દોણાંવલોણાં કરશે ને ઘી ઉતારશે. હું ઘીની દુકાન કરીશ અને હું પોતે વેચવા બેસીશ એમ કરતાં અમારે ઘેર પ કચ્ચાંબચ્ચાં થશે. મારો દીકરો પાંચ વરસનો થશે એટલે બપોરે મને ખાવા માટે દુકાને તેડવા આવશે ને બોલશે : 'બાપા! બાપા! ચાલો ખાવા.' હું માથું હલાવીને કહીશ : 'ના બેટા! હમણાં નહિ. આટલા ઘરાક પતાવી લઉં એ પછી........'

આમ વિચાર કરતાં એણે સાચેસાચું માથું હલાવ્યું કે માથેથી એને આખે શરીરે મધ ઢોળાતું ગયું ને ઘડો નીચે જઈ પડ્યો. એનાં કાચલાં થઈ ગયાં. મધ મારગ માથે ધૂળ ભેગું થઈ ગયું કે વેપારીની એ બાજુ નજર પડી.

ચાલતાં ચાલતાં વેપારીએ શેખચલ્લીની બધી વાત સાંભળેલી. એને સમજાઈ ગયેલું કે આ ભૂત-પ્રેત નથી, પણ કોઈ મૂરખ માણસ લાગે છે. પોતાનો ઘડો ઢોળાઈ ગયેલો દેખીને વેપારી ખિજાયો અને લાકડી લઈને શેખચલ્લીની પાછળ વેપારી જાય દોડ્યા.

દોડતાં દોડતાં એક ગામ પાસેથી પસાર થયા, ગામને છેડે એક પીંજારાનું ઘર ને ત્યાં લોભી પીંજારો રાતને વખતે રૂ પીંજ્યા કરે. શેખચલ્લી દોડતોદોડતો આડખેપડખે નજર કરતો આવે અને ક્યાં સંતાવું એ શોધતો આવે પણ એની નજરે કંઈ સંતાવા જેવું સ્થળ ચડે નહિ. પીંજારાના ઘરની પાસેથી નીકળ્યો કે એણે પીંજેલા રૂનો ઢગલો જોયો. એને થયું કે સંતાવા માટે આ પોલ ઠીક છે. આમ વિચારીને એણે દોટ દીધી અને રૂના પોલમાં ભૂસકો માર્યો.

પોલની અંદર ઘૂસીને આમતેમ પડખાં ફર્યો કે આખે શરીરે મધ ઢોળાયેલું એના પર રૂ ચોંટી ગયું.

'અરે! અરે! ઊભો થા, ઊભો થા!' એમ કહેતાં પીંજારાએ પીંજવાનો ધોકો ઉગામ્યો કે આખે શરીરે ચોંટેલા રૂ સાથે શેખચલ્લી ઊભો થઈને ભાગી છૂટ્યો. આગળ શેખચલ્લી ને પાછળ પીંજારો.

પીંજારો ઘરની બહાર નીકળ્યો ત્યાં સામે વેપારી મળ્યો. બેય સામસામા ભટકાઈ પડ્યા ને મારગ ઉપર બે બાજુ જઈ પડ્યા. ઊભા થઈને વેપારીએ પીંજારાની ખબર પૂછી, અને પીંજારાએ વેપારીની ખબર પૂછી. વેપારીએ પોતાનું મધ ગયાની વાત કરી અને પીંજારે પોતાનું મોંઘા ભાવનું રૂ ગયાની વાત કરી. બેય મળીને શેખચલ્લીની પાછળ પડ્યા. આગળ શેખચ-લ્લીને પાછળ વેપારી તેમ જ પીંજારો જાય દોડ્યા, જાય દોડ્યા.

શેખચલ્લી દોડતો જાય ને સંતાવા માટે સ્થળ શોધતો જાય, પણ ક્યાંયે સંતાવા જેવું સ્થળ મળે નહિ. દોડતાં દોડતાં એક ખેતર પાસે આવ્યો તો ખેતર વચ્ચે ઘેટાંનું એક વાઘ ચર્યા કરે. ઘેટાંને માથે ધોળું ઊન દેખાયું કે પોતાને માથે ચોંટેલા રૂનો દેખાવ જોઈ શેખચલ્લીને પોતે ઘેટા જેવો લાગ્યો તરત એ ઘેટાંના ટોળા વચ્ચે ઘૂસી ગયો ને ચાર પગે થઈને ઘેટાં ભેગો ચરવા લાગ્યો.

પાછળ દોડતાદોડતા પીંજારો ને વેપારી ઘેટાંના વાઘ પાસે આવ્યા ત્યાં અચાનક શેખચલ્લી અલોપ. આમ જુએ તેમ જુએ, પણ ક્યાંય શેખચલ્લી દેખાય નહિ. અરધો વગડો ખૂંદી વળ્યા તો યે ક્યાંયે શેખ-ચલ્લી દેખાયો નહિ. થાકીપાકીને બેય પોતાના નુકશાનને રોતા પાછા વળ્યા ને પોતપોતાના ઘર તરફ ચાલ્યા.

આ બાજુ શેખચલ્લી ઘેટાંના ટોળા વચ્ચે ચાર પગે ચાલતો ચાલતો ખેતરમાં આંટા મારવા લાગ્યો.

બરાબર ચડુગત થઈ એવે વખતે ત્યાંથી ચાર ચોર નીકળ્યા. ચારે ચોરે આખા દિવસનું કંઈ ખાધેલું નહિ. વિચાર કર્યો કે આમાંથી એકાદ ઘેટો





ઉપાડી જઈએ અને મારીને રાંધી ખાઈએ. ચારે જણાને પૂરો થઈ રહે એ માટે તેઓએ ભારેમાં ભારે ઘેટો ઉપાડવાનું નક્કી કર્યું. ચારે ચોર અંધારાને આશરે નીચા નમીને છાનાંમાના ઘેટાંના વાઘમાં ઘૂસ્યા અને એક પછી એક ઘેટાને ઉપાડીને ભારેમાં ભારે ઘેટો શોધવા લાગ્યા, શોધતાં એક ચોર શેખચલ્લી જ્યાં ઘેટાની જેમ ચારે પગે ઊભો હતો તેની પાસે આવ્યો અને શેખચલ્લીને ઘેટો માનીને ઊંચો કર્યો. જરાક ઊંચો કર્યો તો અધધધ! કેટલો બધો ભારે ઘેટો! એણે બીજા ચોરોને ઇશારો કરી પાસે બોલાવ્યા અને આ ભારે ઘેટો બતાવ્યો. ચારે ચોરે ઊંચો કરીને ઘેટાનો ભાર જોયો અને એ જ ઘેટો ઉપાડી જવાનું નક્કી કર્યું.

ચારમાંથી એક ચોરે શેખચલ્લીને ખભે નાખ્યો અને ચારે ચોર ઘેટાના વાઘમાંથી બહાર નીકળી ગયા. પણ શેખચલ્લીનો આટલો બધો ભાર ક્યાંથી ઊપડે? આથી એક ચોરે થાકીને બીજા ચોરને ઘેટો દીધો અને બીજા ચોરે થાકીને ત્રીજા ચોરને દીધો. ત્રીજા ચોરે ચોથા ચોરને ઘેટો દીધો, પણ ચોથો ચોર શરીરે નબળો. થોડુંક ચાલ્યો કે એ થાકી ગયો અને બોલ્યો: 'એ ભાઇ! જેને ઉપાડવો હોય એ ઉપાડો આ ઘેટો. હું નથી ઉપાડી શકતો.

આટલો ભારે ઘેટો ઉપાડીને સૌ થાકી ગયેલા અને કોણ ઘેટો ઉપાડે એ વિચારે સૌ એક બીજા સામે જોવા લાગ્યા. ત્યાં થાકીને ચોથા ચોરે રાડ નાખી: 'જેને ઉપાડવો હોય એ ઉપાડો હું તો નાખું છું એને હેઠો.

એ આમ બોલ્યો કે શેખચલ્લીએ રાડ નાખી: 'ભાઈ હેઠે એમને એમ નાખશો નહિ. મૂકવો હોય તો હળવેથી મૂકજો. ક્યાંક મારાં હાડકાં ભાંગી જશે.'

ચારે ચોર ઘેટાને બોલતો જોઇને પહેલાં તો ચમકી ગયા. પણ અવાજથી સમજ્યા કે આ માણસ લાગે છે. એમણે પૂછ્યું: એલા કોણ તું?

શેખચલ્લી કહે: 'એ તો હું શેખચલ્લી'

આમ કહીને શેખચલ્લીએ પોતે કેવી રીતે ઘેટાંના વાઘમાં આવ્યો તેની વાત કહી સંભળાવી. ખિજાઈને ચાર ચોર કહે: 'માળા મુરખ! એક તો અમને આટલો બધો ભાર ઉપાડીને થકવી નાખ્યા ને વધારામાં તેં અમને ભૂખ્યા રાખ્યા. વહેલું મોઢામાંથી ફાટવું હતું ને!'

આમ કહીને શેખચલ્લીને ચારે ચોરે પડતો મૂક્યો ને ચોરી કરવા ચાલતા થયા. તરત શેખચલ્લી એમની પાછળ દોડયો અને બોલ્યો: 'અરે ભાઇ! મનેયે સાથે લેતા જાઓને!'

ચારે ચોર કહે 'અમે તો ચોરી કરવા જઈએ છીએ. ત્યાં તને શું કરીએ?'

શેખચલ્લી કહે: "તમારા ચારે કરતાં હું જાડો છું ને ચોરીમાં હું કામ નહિ આવું? મને સાથે લો જ લો, નહિ તો અઠખેપડખે જાણ કરી દઈશ."

ચોરોએ વિચાર કર્યો કે લો એને સાથે. ક્યાંક મજૂરીના કામમાં આવી જશે. નકામો અત્યારે ફૈરો કરી દેશે તો આપણું કામ બગડી જશે, આમ વિચાર ને ચારે ચોરે સાથે લીધો અને અંધારામાં ચારે ચાલી નીકળ્યા.

ચાલતા ચાલતા તેઓ એક ગામને પાદર આવ્યા. ચારે ચોર ગામને પાદર બેઠા અને શેખચલ્લીને કહ્યું: 'જા જઇને ગામની વાડે કાન દઇ આવ. જોઈએ ગામમાં કોઇ જાગે છે કે નહિ?'

શેખચલ્લી ગામની વાડ પાસે ગયો અને ખીસ્સામાંથી ચપ્પું કાઢ્યું. ચપ્પુથી એક કાન કાપીને વાડે મૂક્યો અને પાછો આવીને ચોર સાથે બેસી ગયો. ચોર કહે: 'કાં, કોઈ જાગે છે?'

શેખચલ્લી કહે; 'ના રે.'

તો યે ચારે ચોરે થોડીવાર રાહ જોવાનું નક્કી કર્યું. થોડીવાર થઇ એટલે ફરીથી ચારે ચોરે કહ્યું; 'જા એલા શેખચલ્લી! ફરીથી વાડે કાન દઇ આવ જોઇએ, ગામમાં કોઇ જાગે છે કે નહિ?'

ફરીથી શેખચલ્લી ગામની વાડ પાસે ગયો અને ખીસામાંથી ચપ્પુ કાઢ્યું. એનાથી બીજો કાન પણ

કાપીને મૂકી દીધો અને પાછો આવીને ચોર સાથે બેસી ગયો.

ચોર કહે: 'કાં વાડે કાન દઈ આવ્યો? કોઈ જાગે છે?'

શેખચલ્લી: 'તારે કોઈ નથી જાગતું.'

થોડીવાર થઇ એટલે છેલ્લી વખતની બરાબરની ખાતરી કરી લેવા માટે ચોર કહે: 'જા તો ફરીથી એકવાર કાન દઇ આવ, એટલે ચોરી કરવા ઉપડીએ.'

ખિજાઇને શેખચલ્લી કહે: 'હવે વાડે કાન ક્યાંથી દઇ આવું? બે તો કાન દઇ આવ્યો. જુઓ એકે ય કાન મારી પાસે છે? તમારી પાસે બે બે કાન છે કે બેથી વધારે?'

ચારે ચોર જુએ તો બેય કાન કાપીને શેખચલ્લી ગામની વાડે મૂકી આવેલો. તે કહે: 'માળા મૂરખ! ગામની વાડે કાન દઈ આવવા કહ્યું હતું એટલે કાન કાપીને મૂકી આવવા કહ્યું ન હતું, પણ ગામમાં કોઈ જાગે છે કે નહિ એ તપાસ કરવા કહ્યું હતું.'

શેખચલ્લી કહે: 'તો પહેલેથી એમ કહેવું હતું ને! તમે કહો ને કાન ન દઈ આવું તો તમે પાછા કહો કે તને ચોરી કરતાં ન આવડી. હવેથી કહેશો એમ કરીશ.'

આ પછી ફરીથી શેખચલ્લી દોડાદોડ ઉપડયો, પાછા આવીને એણે સમાચાર દીધા કે હવે આખું ગામ ઊંઘી ગયું છે એટલે ચારે ચોર ગામમાં ઉપડ્યા. આગળ ચારે ચોર ને પાછળ શેખચલ્લી.

ફરતા ફરતા એક ઊંચા મકાન પાસે આવ્યા. એમને થયું કે આ ઘરમાં ખાતર પાડીએ તો કાંઈક મળી જશે. પણ ઘર પર ચડવું કેવી રીતે? ચારે ચોર શેખચલ્લીને કહે: 'જો તો, આટલામાં ક્યાંયે વાંસડો કે વળી હોય તો ઉપાડી આવ, એટલે એનો ટેકો લઇને આ ઘર ઉપર ચડીએ ને ખાતર પાડીએ.'

એકદમ શેખચલ્લી ઊપડયો. એક-બે શેરીમાં ફરી જોયું પણ ક્યાંયે વાંસડો કે વળી ન દેખાયાં. જુએ તો એક મકાનની ખડકી ઉઘાડી. ખડકી ઉઘાડીને ફળિયામાં આવ્યો, પણ ત્યાંયે વાંસડો કે વળી ન દેખાયાં. જુએ તો ફળિયામાં ખાટલો ઢાળીને કોઇ સૂતેલું. શેખચલ્લી એ ખાટલા પાસે ગયો અને અંદર સૂતેલાને હલાવવા લાગ્યો. ખાટલામાં સૂતેલો જાગ્યો એટલે કહે: 'તમારે ત્યાં કાંઇ વાંસડો કે વળી હોય તો આપોને!'

પેલો માણસ જાગીને એકદમ કહે: 'કોણ છે તું?'

શેખચલ્લી કહે: 'હું શેખચલ્લી.'

પેલો માણસ કહે: 'તારે અત્યારે વાંસડા-વળીને શું કરવું છે?'

શેખચલ્લી કહે: 'રાતને વખતે વાંસડા-વળીનું શું કરે? ચોરી કરવી છે, ચોરી-ચાર ચોરને ઘર માથે ચડવા વાંસડો-વળી જોઈએ છે. લાંબી પંચાત મૂકીને હોય તો તરત કાઢી દે એ.'

આટલું કહ્યું કે પેલા માણસે શોર નાંખી: 'દોડો! દોડો! ચોર! ચોર!'

એની રાડ સાંભળતાં અડખેપડખેનાં ઘરનાં માણસો જાગીને ભેગાં થયાં અને શેખચલ્લીની પાછળ પડયાં. આગળ શેખચલ્લી ને પાછળ માણસો. ભાગતો ભાગતો શેખચલ્લી ચોર સંતાઇને ઊભા હતા ત્યાં આવ્યો કે પાછળથી બૂમો સંભળાઇ. તરત ચારે ચોર એને લઈ ને ભાગી છૂટયા અને આડીઅવળી શેરીઓ વટાવતા ગામને બીજે છેડે જઇ પહોંચ્યા. ત્યાં જઈને લોકોને કેમ ખબર પડી ગઈ એનું કારણ પૂછ્યું એટલે શેખચલ્લીએ જે થયું હતું તે કહી બતાવ્યું. સાંભળીને ચારે ચોર કહે: 'માળા મૂરખ! આપણે તો ચોરી કરવા આવ્યા છીએ.'

શેખચલ્લી કહે: 'એની મને શું ખબર પડે, ભાઈ! હું તો તમે કહ્યું હતું એટલે વાંસડો-વળી લેવા ગયો. છાનોમાનો વાંસડો-વળી લઈ આવવાનું છે એમ જો પહેલેથી કહ્યું હોત તો કોઇને ખબરે ય શાનો પડવા દેત?'

થોડી વાર થઈ અને આખું ગામ શાંત થઇ ગયેલું લાગ્યું કે પાછા ચારે ચોર ચોરી કરવા ચાલ્યા. આ





વખતે વિચાર કર્યો કે કોઈ નાના સરખા ઘરમાં જ જવું કે વાંસડા-રળીની જરૂર ન પડે.

આમ વિચારીને એક નાનકડા ઘર પાસે આવ્યા અને ઘરની પછીતમાં બાકોરું પાડયું. શેખચલ્લીને બહાર છાનોમાનો ઉભો રાખીને, કોઇ આવેજાય તો હળવેથી ઇશારો કરવાનું કહ્યું ચારે ચોર ઘરમાં ઘૂસ્યા.

ચોરને ગયે ઠીક ઠીક વખત થયો એટલે શેખચલ્લીને થયું કે આ બધા ચોર કયાંક એકલા એકલા ચોરી કરીને ભાગી ન જાય ! લાવ અંદર જઈને જોઉં.

આમ વિચારી એ ઘરમાં ઘૂસ્યો. જુએ તો ચારે ચોર આમતેમ છાનામાના હળવેથી આંટા માર્યા કરે અને ચીજવસ્તુઓ ભેગી કરી પોટલાં બાંધ્યા કરે. શેખચલ્લીને ખાસ દેખાયું નહિ, પણ ધારીને નજર કરી તો ચૂલા નીચે બળ્યા કરતું હતું-ને થોડું થોડું અજવાળું નાખ્યા કરતું હતું. એ અજવાળાની એંધાણીએ ચૂલા પાસે ગયો. જઈને જુએ તો ચૂલા ઉપર હાંડલું અને હાંડલામાં ખીચડી ચડે.

વાત એમ બનેલી કે એ ઘરમાં એક ડોસી રહે. ડોશીએ ખાવા માટે ચૂલે ખીચડી મૂકેલી ને પાસે જ ખાટલો ઢાળીને આડે પડખે થયેલી. પણ આડે પડખે થતાં આંખ પર ઊંઘ ચડી ગઇ અને ચૂલા પર ખીચડી એમ ને એમ રહી ગઇ.

શેખચલ્લીએ આખા દિવસનું ખાધેલું નહિ, એટલે તરત હાંડલું ઉઘાડીને જોયું તો અંદર ખીચડી દેખાઇ. પાસેથી એણે ચાટવો ઉપાડયો અને ખીચડી ભરીને બહાર કાઢયો. ભૂખ્યા શેખચલ્લીએ ચાટવામાંથી કોળિયો ભર્યો કે ઊનીઊની ખીચડીથી હાથ દાઝી ઊઠયો. ફ...ફ...ફૂંક મારીને શેખચલ્લી બળેલો હાથ ઠારવા લાગ્યો.

બરાબર એ જ વખતે ડોશીએ ખાટલામાં પડખું ફેરવ્યું અને ઊંઘમાં ને ઊંઘમાં ઊંહકારો કર્યો: 'ઊં હું હું હું...'

એને ઊંહકારો સાંભળીને શેખચલ્લીએ ધડ્ કરતો ડોશીના માથામાં માર્યો અને બોલ્યો: 'એલી ડોકરી! હાથ દાઝયો છે મારો ને તું શેની ઊં હું હું હું... કરે છે ?'

ધડ્ કરતો ચાટવો માથામાં વાગ્યો કે ભર ઊંઘમાંથી ડોશી જાગી ગઈ અને રાડો નાંખવા લાગી: 'દોડો! દોડો! ચોર! ચોર!'

ડોશીની રાડ સાંભળીને ચારે ચોરે માલનાં પડતાં મૂકયાં અને ચારે ખુણામાં સંતાઇ ગયા, શેખચલ્લીને થયું કે ચારે ચોરે ચાર ખૂણા દબાવી દીધા. હવે મારે કયાં સંતાવું ?—

એમ વિચારી એણે અડખે પડખે ને ઊંચેનીચે નજર ફેરવી. ઊંચે જુએ તો એક મજબૂત શીકું ટીંગાય. ઊંચા થઇને શેખચલ્લીએ શીકું હાથમાં ઝાલ્યું અને એક ઠેકડે શીકા ઉપર ચડીને છાનોમાનો બેસી ગયો.

ડોશીની રાડો વધતી વધતી બહાર ગઇ અને એ સાંભળીને આડોશીપાડોશી એકઠાં થઇ ગયાં. સૌ આવીને પૂછવા લાગ્યાં: 'કયાં છે ચોર ? ડોશીમા! કયાં છે ચોર ?'

એક તો ડોશીની નબળી આંખો ને એમાં રાતનું અંધારું અડખેપડખે જુએ તો કયાંયે ચોર નજરે દેખાય નહિ. થાકીને ડોશી બોલી:

'હમણાં ચોર અહીં હતા પણ દેખાતા નથી. ચોર કયાં છે એ ઊંચલો (ઊંચે આકાશમાં રહેનાર ભગવાન) જાણે.'

તરત શીકા ઉપર બેઠેલા શેખચલ્લીએ ડોશીના માથામાં છૂટો ચાટવો માર્યો અને બોલ્યો: 'ઊંચલો જાણે! કહે છે તે મેં કયો ગુનો કર્યો છે? તારા ચોર તો એ બેઠા ચાર ખૂણામાં સંતાઇને.'

થોડાક લોકો ચાર ખૂણા તરફ ફરી વળ્યા અને થોડાક લોકો શીકાને ઘેરી વળ્યાં. ચારે ચોર અને શેખચલ્લીને પકડી લીધા અને પાસેથી ચોકિયાતને બોલાવીને પાંચેયને હવાલે કર્યા.

ચોકિયાત ચાર ચોર અને પાંચમા શેખચલ્લીને બાંધીને રાજધાનીમાં લઈ ચાલ્યો. બીજે દિવસે પાંચ



જણાને પીંજરામાં ઊભા રાખીને રાજા સામે રજૂ કર્યા.

આ ચાર ચોર કેટલાય વખતથી આ રાજમાં ચોરી કરતા હતા અને કેમેય પકડાતા ન હતા. હવે આ ચોર હાથ આવ્યા છે એટલે એમને કાળાપાણીની સજા દેવી કે ફાંસીએ ચઢાવી દેવા એ બાબતનો રાજા એના પ્રધાન સાથે વિચાર કરતા હતા ત્યાં શેખચલ્લીએ પાસેના ચોકિયાતને પૂછ્યું: 'અરે ચોકિયાત ! અમને અહીં પૂરી રાખ્યા છે તે સજા ક્યારે કરવી છે ?'

ચોકિયાત કહે: 'રાજા સાહેબ તમને કાળાપાણીની સજા કરવી કે ફાંસી દેવી એનો હજી વિચાર કરે છે.'

આ સાંભળીને શેખચલ્લીએ રાડ નાખી: 'એ રાજા સાહેબ ! તમારે કાળાપાણીની સજા દેવી હોય તો કાળાપાણીની સજા દઇ દો અને ફાંસીની સજા દેવી હોય તો ફાંસીની સજા દઈ દો. વહેલી વાત પતાવોને. સજા પતે એટલે હું મારા ઘેર જાઉં અને કાલનું મારું દાતરડું સાજું નરવું થઈ ગયું છે એને લઈને ખેતરે લણણી કરવા જાઉં.'

એની વાત સાંભળીને રાજા ને પ્રધાન હસી પડ્યા. વધારે વાત પૂછી તો શેખચલ્લીની બધી મૂર્ખાઈની ખબર પડી. એમને થયું કે સાચા ચોર તો આ છે ને શેખચલ્લી તો મૂરખ છે. તરત રાજાએ ચારે ચોરને કાળાપાણીની સજા કરી ને કેદખાનામાં મોકલી દીધા અને શેખચલ્લીને છોડી મૂક્યો.

દોડતો દોડતો શેખચલ્લી પોતાને ગામ ગયો અને પોતાના પરાક્રમની વાતો આખા ગામને કરી. આખું ગામ કહે: 'ખરો શેખચલ્લી !'×



* તાજેતરમાં ભારતી સાહિત્ય સંઘ. લી. તરફથી પ્રગટ થયેલ 'શેખચલ્લી' નામની પુસ્તિકામાંથી.

# સર્વોદય કે સામ્યવાદ?

વસુબન્ધુ

## શ્રમણક્રાન્તિનો સર્વોદય.

### પ્રકરણ ૫

ગૌતમ બુદ્ધના જન્મ સુધીમાં સદીઓના પુરુષાર્થ પછી આર્યોએ એક ભવ્ય સંસ્કૃતિ સર્જી હતી, એમણે આ દેશના આદીવાસીઓ અને પોતાની પૂર્વેના વિજેતાઓને બળ, કળ ને પ્રેમથી વશ કર્યા હતા; રાષ્ટ્રીય એકતા સાધી હતી, તત્ત્વજ્ઞાનના ઉચ્ચ શિખરો સર કર્યાં હતાં, અને સમાજવ્યવસ્થા ને રાજવ્યવસ્થાના અનેક સફળનિષ્ફળ પ્રયોગો કર્યા હતા. એ રીતે આર્યો ભટકતા ભરવાડોની ટોળીમાંથી એક સંસ્કારી મહાપ્રજા બનવાની હદ સુધી પહોંચ્યા હતા.

હવે એવો તબક્કો આવ્યો હતો કે ઉત્ક્રાન્તિની જટીલતાને કારણે સંસ્કૃતિનો વધુ વિકાસ અટકી પડ્યો હતો. એટલે આર્યપ્રજાના પ્રાણબળે ઉત્ક્રાન્તિ બંધનોને ભેદવા મથતી એક ભવ્યક્રાન્તિ સર્જી.

એ વખતે આ દેશમાં જૂના વૈદીક ધર્મથી અસંતુષ્ટ એવા ૬૨ સંપ્રદાયો હતા. એ સૌના અનુયાયીઓને આકર્ષી શકે અને એમનું સંગઠન કરી શકે એવી બે મહાન વિભૂતીઓ આ દેશમાં પાકી. ગૌતમ બુદ્ધ અને મહાવીર. બંને ધર્મોમાં બુદ્ધનો ધર્મ એ એના મધ્યમ માર્ગને અંગે આમ-પ્રજાને વિશેષ આકર્ષી શક્યો.

**બૌદ્ધધર્મ.** ક્રાન્તિકાળ (ઈ. સ. પૂ. ૪૩૮ થી ઈ. સ. ૧૨૦ સુધી).

બૌદ્ધ ધર્મે પ્રેરેલી શ્રમણ સંસ્કૃતિનો ક્રાન્તિકાળ બુદ્ધના ધર્મોપદેશથી શરૂ થાય છે અને કનીષ્કના રાજ્યારોહણ આગળ પુરો થાય છે.

બૌદ્ધ ધર્મનો ઇતિહાસ જોતી વખતે બે હકીકતો ખ્યાલમાં રાખવી જોઈએ, અને તે એ કે મહાવીરના માર્ગની પેઠે ગૌતમનો માર્ગ એ એક ક્રાન્તિ હતી. એટલું જ નહિ પણ એ એક આંતરિક ક્રાન્તિ હતી.

ક્રાન્તિ હોવાને કારણે એણે સૌથી પ્રથમ કામ ભૂતકાળ સાથેનો સંબંધ કાપી નાખવાનું કર્યું.

ઈશ્વરનું આધીપત્ય, વેદોનું અપૌરુષેયત્વ, સંસ્કૃતની પવિત્રતા, બ્રાહ્મણની શ્રેષ્ઠતા, શુદ્રની અધમતા, યજ્ઞની શક્તિ અને દેહદમનના પુણ્ય જેવા વૈદિક સંસ્કારો ઉપર ગૌતમ બુદ્ધે એકી સાથે આક્રમણ કર્યું. સાથે સાથે એમણે સૌને સમાન અધિકાર આપીને, સૌ સમજી શકે એવી લોકભાષામાં પોતાના બુદ્ધિવાદ ને સદાચારનો ઉપદેશ આપવાનું કામ શરૂ કર્યું.

બૌધ ધર્મ અને વૈદીક ધર્મ બન્ને એકબીજાના કટ્ટર વિરોધી હતા. છતાંય બન્નેની માતા તો આર્ય-સંસ્કૃતિ જ હતી. એટલે ભૂતકાળને બાળી નાંખવાના પ્રબળ પ્રયત્ન છતાંય શ્રમણસંસ્કૃતિમાં કર્મનો નિયમ, સદાચારનું મહત્ત્વ અને જીજ્ઞાસા, ચીંતન ને યોગાભ્યાસની આવશ્યકતા પક્ષના પ્રતીકની પેઠે એવા ને એવા જ ચાલુ રહ્યા.

વૈદીક ને બૌદ્ધ એ બન્ને સંસ્કૃતિઓ બ્રાહ્મણ સંસ્કૃતિઓ હતી. એટલે બન્ને વચ્ચેના ઝગડામાં સત્યાસત્યનો નિર્ણય શાસ્ત્રાર્થ ને સદાચારથી થતો હતો; સમશેરથી નહોતો થતો.

> सर्वोपजीव्या करुणा न लक्ष्मी
> धर्मः प्रकाशः सततं न दीपः।
> यशांसि रम्याणि न यौवनानि
> स्थिराणी पुण्यानि न जीवितानि॥

એ પ્રકારના તથાગતના સરળ ધર્મોપદેશથી શરૂ થએલો બન્ને સંસ્કૃતિઓ વચ્ચેનો જીવનવિગ્રહ પુરી બાર સદી સુધી ચાલીને શંકરના દિગ્વીજયથી છેવટને માટે શમી ગયો.

આ આખાયે સમય દરમ્યાન બંને સંસ્કૃતિઓ વચ્ચે મોટે ભાગે મૈત્રી ભરેલી સ્પર્ધા ચાલુ રહી. ઘડીમાં આ તો ઘડીમાં પેલી સંસ્કૃતિ વિજયી થશે એમ લાગ્યા કરતું. પણ છેવટનું પરીણામ વૈદીક સંસ્કૃતિના લાભમાં આવ્યું.

વિશ્વસંસ્કૃતિમાં પોતાના ફાળા પેટે ભારતવર્ષે બે ધર્મ સર્જ્યા. હિન્દુધર્મ ને બૌદ્ધધર્મ. પહેલો રાષ્ટ્રધર્મ ને બીજો વિશ્વધર્મ.

બૌદ્ધધર્મ એ આ દેશની સંસ્કૃતિએ સર્જેલી પહેલી ને છેલ્લી આંતરરાષ્ટ્રીય ક્રાન્તિ હતી. એને પ્રતાપે ભારતવર્ષ જગતગુરૂ તો ન બન્યું પણ એશિયાનું શિક્ષક બન્યું, અને એ પણ ફક્ત ધાર્મિક બાબતોમાં. ભારતની ધર્મપ્રતિભાથી આખો એશિયા અંજાયો. આજે પણ માણસ જાતનો લગભગ ⅓ ભાગ બૌદ્ધ ધર્મ પાળે છે.

બુદ્ધે શરૂ કરેલા સંસ્કારપ્રવાહનું મોટામાં મોટું મોજું અશોક. પોતાની પહેલાંના અને પોતાની પછીના કોઇ હિન્દુ સમ્રાટે ન જીત્યો હોય એટલો પ્રદેશ એણે જીત્યો. ભારતવર્ષનો એ ચક્રવર્તી થયો. પણ એ ચક્રવર્તી થવાની ક્રિયામાં થએલા રકતપાતથી ઘૃણા પામીને, એણે પોતાની સમશેર સદાને માટે મ્યાન કરી દીધી. એ યુદ્ધવીર મટી ધર્મવીર બન્યો. ભેરીઘોષનું સ્થાન ધર્મઘોષે લીધું. વિહારયાત્રાને બદલે ધર્મયાત્રાઓ શરુ થઇ. હિંદને ખુણેખુણે ધર્મસ્તંભો ઉભા થયા.

બૌદ્ધ ધર્મમાં ફાંટા ન પડે એની અશોક ખાસ કાળજી રાખતો. પોતે ચુસ્ત બુદ્ધ હોવા છતાં એની ધર્મસહિષ્ણુતા પણ એટલી જ પ્રસંશાપાત્ર હતી. બ્રાહ્મણો ને જૈનો પ્રત્યે પણ એ ઉદાર હતો.

અશોકની સિદ્ધિઓ સર્વતોમુખી હતી. ઇ. સ.ની પાંચમી સદી સુધી તો પાટલીપુત્ર આવતા પ્રવાસીઓ એની સ્થાપત્ય સીદ્ધીઓ જોઇને આશ્ચર્યથી દીગ્મુઢ બનતા હતા. આજે પણ કલાવિવેચકો મૌર્યશીલ્પ અને તેની પૉલીશનાં વખાણ કરતાં થાકતા નથી.

અશોકના મરણ પછી બાદ્ધધર્મ ને મૌર્ય સામ્રાજ્ય બંનેની પડતી થવા માંડી. ઇતિહાસકારો એને માટે મોટે ભાગે અશોકની અહિંસાની નીતિને જવાબદાર ગણે છે. જ્યાં મૃગયા બંધ થાય, લશ્કરની ઉપેક્ષા થાય, રાજ્યના અમલદારો ધર્મના પ્રચારકો બને, શાત્રતેજના ભોગે ધર્મતેજની વૃદ્ધિ થાય ત્યાં પ્રજા ગુલામ ના બને તો બીજું થાય શું ? જે હિંદુઓએ સેલ્યુકસને મારી હઠાવ્યો હતો, તે જ હિંદુઓ અશોકની અહિંસાની નીતિને લીધે એટલા નિર્બળ બન્યા કે બેકટ્રીયાના આક્રમણકારી ધાડાંઓનો બિલ્કુલ સફળ સામનો કરી ના શકયા.

આ આક્ષેપમાં સત્ય તો છે જ પણ પૂરૂં સત્ય નથી. અશોકની નીતિને લીધે રાજની પડતી થાય એ સમજાય એવું છે પણ ધર્મની પડતી શાથી થઇ ?

ખરી હકીકત તો એ લાગે છે કે સર્જનની ક્રિયા એ પ્રસૂતીની ક્રિયા જેવી છે. પોતાનું સર્વશ્રેષ્ઠ સર્જન કરવા માટે કોઇ પણ સંસ્કૃતિને પેઢીઓ ને સદીઓ સુધી તૈયારી કરવી પડે છે. એ સર્જન કરતી વખતે વિશ્વના વિરોધી બળો સામે પોતાની શક્તિનો કણેકણ ખર્ચી નાખવો પડે છે. એટલે સ્વાભાવીક રીતેજ એ સર્જન પછી સંસ્કૃતિ થાકીપાકીને શીથીલ થઇ જાય છે. પણ ક્રૂર કુદરતને સંસ્કૃતિના થાકની પડી નથી. એ તો સતત પોકાર કરે છે કે: 'કાં તો આગળ ધસો કે પછી પાછા હઠો ! આ સંસાર રૂપી કુરૂક્ષેત્રમાં તે વિસામો વળી કેવો ?' એટલે પોતાની સર્વોચ્ચ સિદ્ધી પછી સંસ્કૃતિની ઉર્ધ્વગતી અધોગતીમાં ફેરવાઇ જાય છે.

દેવાનાંપ્રિય પ્રિયદર્શી અશોક જેવો બત્રીસલક્ષણો પુત્ર સર્જ્યા પછી બૌદ્ધ સંસ્કૃતિ થાકી ગઇ અને એની પડતી શરૂ થઇ.

આ પ્રશ્નને બીજી રીતે જોઇએ.

સંસાર શરૂ થયો ત્યારથી ક્રાન્તિ ને ઉત્કાન્તિ વચ્ચે સ્પર્ધા શરૂ થઇ છે. આ સ્પર્ધા સસલા ને કાચબાની શરતની વાર્તા જેવી સ્પર્ધા છે. શરૂઆતમાં ક્રાન્તિના વિજયો બધાને આંજી નાખે એવા હોય છે, પણ સરવાળે તો ઉત્ક્રાન્તિ જ જીતે છે.

ક્રાન્તિ ઉત્ક્રાન્તિને કહે છે: 'ભલી બાઇ ! તારા અસ્તિત્વની જરૂર જ ક્યાં છે ? તું જે કામ એક સદીમાં કરે છે, તે જ કામ હું દસકામાં ને ઘણીવાર તો એકાદ બે વરસમાં જ પૂરૂં કરી નાખું છું.'





ઉત્ક્રાન્તિ જવાબ આપે છે: 'હશે! પણ તારૂં કામ તો જો! કેટલું તકલાદી છે! મારી એક જ ફૂંકથી ઊડી જશે!'

આ સંસારમાં જે ઝડપથી રચાય છે, તે ઝડપથી વીંખાય છે. જે ધીમે ધીમે બંધાય છે તે ધીમે ધીમે ભાંગે છે.

બૌદ્ધ સંસ્કૃતિના વિજયો એ ક્રાન્તિના વિજયો હતા. એ સંસ્કૃતિ આર્ય સંસ્કૃતિની પેઠે ભૂતકાળનાં સંસ્કાર ઝરણોમાંથી પોષણ નહોતી મેળવતી, પણ એક મહાપુરુષના અદ્દભૂત પુરુષાર્થમાંથી પ્રેરણા મેળવતી હતી. એટલે ધીમે ધીમે એ નિસ્તેજ થવા માંડી.

અશોકનો અહિંસાનો ઉપદેશ પશ્ચિમ મારફના ગ્રીકોને બહુ રૂચ્યો નહોતો. એમાંના કેટલાકે ધર્મ તરીકે બુદ્ધ ધર્મનો સ્વીકાર કરવા છતાંય પોતાની તલવાર તોડી નાખી નહોતી. મૌર્ય સામ્રાજ્ય નિર્બળ થતાં જ એમણે પોતાના આક્રમણો શરૂ કરી દીધા હતા.

પુષ્યમિત્રના રૂપમાં આર્યસંસ્કૃતિએ ફરી પાછું પોતાનું માથું ઊંચું કર્યું, ચક્રવર્તી થવા માટે એણે અશ્વમેધ યજ્ઞ કર્યો. પણ એ બૌદ્ધ બનેલ યવન મિનેન્દરને હરાવી શક્યો નહિ. તો બીજી બાજુ કાલીંગના જૈન રાજા ખારવેલે મગધ પર જે ચડાઈ કરી એમાં એ ફાવ્યો નહિ.

આ સમયમાં આર્ય, બૌદ્ધ ને જૈન એ ત્રણે સંસ્કૃતિઓ એટલી વીર્યવાન હતી કે કોઈ કોઈને ગળી જઈ શકે એમ હતું જ નહિ. સૌ સહકારથી સાથે રહી શકે એમ જ હતું.

બૌદ્ધ સંસ્કૃતિ નાબુદ તો ના થઈ, પણ કનિષ્કના વખત સુધીમાં બહુ નિર્બળ બની ગઈ. એના પગ હેઠળથી ધરતી ઝપાટાબંધ ખસવા માંડી હતી.

આ ખસતી ધરતીને સ્થીર કરવાનો રસ્તો એ સંસ્કૃતિને નાગાર્જુને બતાવ્યો. ક્રાન્તિને સ્થીર થવું હોય તો એણે ઉત્ક્રાન્તિનો આશ્રય લેવો જોઈએ. એનાં મૂળ ઊંડા નાખવાં જોઈએ. નાગાર્જુને મહાયાન સંપ્રદાય સ્થાપીને ક્રાન્તિને ઉત્ક્રાન્તિમાં ફેરવી નાખી. મહાયાન સંપ્રદાય એટલે બૌદ્ધ ધર્મની હિંદુ આવૃત્તિ.

જૂના બૌદ્ધ ધર્મમાં ચાર આર્ય સત્યોના ઉપદેશક ભગવાન તથાગત એક સ્વપ્રયત્નથી સીદ્ધ થએલા મહામાનવ હતા. જ્યારે નવા બૌદ્ધ ધર્મમાં એ માનવી મટીને દેવ જ નહિ પણ દેવાધિદેવ થયા. વળી વૈષ્ણવોના ભગવાનની પેઠે, આ સંસારના જીવોનાં કષ્ટ કાપવા માટે અને એમને સત્ય સમજાવવા માટે એમણે વારંવાર અવતાર લેવા માંડયા. એમની મૂર્તિઓ ઘડાવા માંડી, અને શ્રદ્ધાળુ ભક્તોએ એની ભાવપૂર્વક પૂજાચર્ચા શરૂ કરી દીધી. એટલું જ નહિ પણ એમની આજૂબાજૂ અનેક દેવદેવીઓ વીંટળાઈને આ નવો ધર્મ વધુ જટીલ બન્યો. ધીમે ધીમે સંસ્કૃતની પણ પુનઃ પ્રતીષ્ઠા થઈ.

બૌદ્ધ ધર્મ. ઉત્ક્રાન્તિકાળ ( ઈ. સ. ૧૨૦ થી ઈ. સ. ૬૪૦ સુધી.)

ગૌતમ બુદ્ધની ભાવનાઓને જેમ અશોકે વ્યવહારૂ સ્વરૂપ આપ્યું, તેમ નાગાર્જુનના વિચારોને વ્યવહારમાં મૂકનાર મહાન કનિષ્ક થયો. અકબરની પેઠે એ હિંદમાતાનો ઓરમાન પુત્ર, પણ એના અનેક સગા પુત્રો કરતાં એણે ઘણું મોટું કામ કર્યું. એણે બૌદ્ધ ધર્મીઓની ચોથી અને છેલ્લી મહાન પરિષદ બોલાવી અને બધા પાસે નવા સંસ્કારેલા બૌદ્ધ ધર્મનો સ્વીકાર કરાવી એના પ્રચાર માટે પૂરતો રાજયાશ્રય આપ્યો.

કનિષ્કથી હર્ષ સુધીનો કાળ બૌદ્ધ સંસ્કૃતિનો ઉત્ક્રાન્તિકાળ ગણી શકાય. આ સમય દરમ્યાન આ સંસ્કૃતિ પોતાનો ક્રાન્તિકારી જુસ્સો ગુમાવી બેસે છે. બ્રાહ્મણ ને શ્રમણ એ બન્ને સંસ્કૃતિઓ એકબીજાની વધુ પાસે આવે છે. એકબીજાના તત્ત્વોની વધુ આપ લે કરે છે, પણ ક્રાન્તિ જેમ જેમ ઉત્ક્રાન્તિ બનતી જાય તેમ તેમ એના સ્વતંત્ર અસ્તિત્વની જરૂર પણ ઘટતી જાય!

દરેક સંસ્કૃતિની બે બાજુ હોય છે. વિચાર અને આચાર. સંસ્કાર અને સંસ્કૃતિ. શ્રમ અને સંપત્તી, સાહિત્ય અને સ્થાપત્ય એમાં પહેલું પાસું સૂક્ષ્મ છે ને બીજું સ્થુલ છે. આ બન્ને વચ્ચે જ્યાં સુધી સુમેળ હોય છે, ત્યાં સુધી સંસ્કૃતી ઉત્કર્ષ પામતી રહે છે.

પણ વિચાર, સંસ્કાર ને સાહિત્યમાં ઓટ આવે, અને સંપત્તી, સંસ્કૃતિ ને સ્થાપત્યમાં ભરતી આવે, ચેતનને ભોગે જડ ફાવે, આત્મા ક્ષીણ થઈને દેહ પુષ્ટ થાય, એટલે પ્રજાની પડતી શરૂ થાય.

બૌદ્ધ સંસ્કૃતિમાં બરાબર આમ બન્યું. કનિષ્કના સમયમાં એણે બે બહુમુખી પ્રતિભાવાળા પુરૂષો સર્જ્યા. નાગાર્જુન અને અશ્વઘોષ.

આ બે મહાત્માઓ સર્જ્યા પછી, એ સંસ્કૃતિની પ્રાણશક્તિ એટલી ક્ષીણ થઈ ગઈ કે એમને પડખે બેસી શકે એવો એક પણ પુરૂષ એ પોતાના બાકીના અસ્તીત્વ દરમ્યાન સર્જી ના શકી. એ સંસ્કૃતિએ પોતાના પાછળના કાળમાં વસુબન્ધુ, દિઙ્નાગ, અને ધર્મકીર્તિ જેવા સમર્થ સંસ્કારસ્વામીઓ સર્જ્યા. એમણે પડતીને થંભાવી, એનો વેગ ઘટાડયો પણ તેઓ એ સંસ્કૃતિને પોતાની અસલ સાંસ્કારિક સપાટીએ લઈ જઈ ના શકયા.

આમ એક બાજુ સંસ્કારસૃષ્ટી સંકોચાવા માંડી તો બીજી બાજુ વિહારો, ચૈત્યો, સ્તુપો, મૂર્તિઓ ને ગુફાઓના રૂપમાં પાષાણી સૃષ્ટીનો વિસ્તાર વધ્યો. મઠોમાં સંપત્તી એકઠી થઈ. ભીક્ષુઓ પ્રમાદી ને સ્વચ્છંદી બન્યા. અને જે સંસ્કૃતિની શરૂઆત સદાચારથી થઈ હતી, એનો અંત વ્યભિચારમાં આવ્યો !

ગુપ્ત સામ્રાજ્યના સમયમાં બૌદ્ધધર્મમાં મંત્રતંત્રના બીજ પેઠાં હતાં, પણ સદાચારની ઉપેક્ષા નહોતી થઈ. મહાયાનમાંથી મંત્રયાન જન્મ્યો અને તે ઈ. સ. ૪૦૦ થી ૭૦૦ સુધી લગભગ ૩ સદી સુધી ચાલ્યો. પછી તો મંત્રયાન વજ્રયાનના ઘોર સ્વરૂપમાં પલટાઈ ગયો, અને ૮૦૦ થી ૧૨૦૦ સુધી એણે તંત્રમાર્ગનું અવલંબન કર્યું, વ્યભીચારની પ્રતિષ્ઠા કરી, અને તાંત્રીક શીલ્પીઓએ હિંદનાં અસંખ્ય દેવમંદિરોને અશ્લીલ ભોગશીલ્પોથી ભરી દીધાં. છેવટે ઇસ્લામની વિજયી સમશેરે વજ્રયાનનો અંત આણીને શંકરનું અધુરૂં કામ કર્યું.

પોતાના ૧૨-૧૩ સદીના પુરૂષાર્થના ફળરૂપે બૌદ્ધ સંસ્કૃતિ પોતાની પાછળ વિપુલ ધાર્મિક ને બીનધાર્મિક સાહિત્ય, અને નાલંદા, સાંચી, સારનાથ, ભારહુત, અમરાવતી, કાર્લી, ઇલોરા ને અજંતાની અદભૂત કલાસૃષ્ટી મુકતી ગઈ. હિન્દુ સંસ્કૃતિ ઉત્ક્રાન્તિ યુગ. (ઈ. સ. પૂર્વે ૨ જી સદીથી ઈ. સ. ૮ સદી.)

આ હજાર વર્ષના યુગને આપણે હિન્દુ ઉત્ક્રાન્તિ યુગ અથવા તો ગુપ્તયુગને નામે ઓળખીશું. રાજકીય રીતે ગુપ્તયુગ ઇ. સ. ૩૧૯ માં શરૂ થાય છે અને ઈ. સ. ૫૪૫ પછીય કેટલોક સમય ચાલે છે. કલાની દ્રષ્ટીએ ગુપ્તયુગને ઈ. સ. ૬૧૯ થી ૬૦૦ સુધી મુકી શકાય. પણ સાંસ્કૃતિક દ્રષ્ટીએ તો એ પુષ્યમિત્રથી શરૂ થાય છે અને શંકરાચાર્ય આગળ પુરો થાય છે. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી શંકરાચાર્યને ગુપ્તયુગનું સર્જન ગણે છે, અને સાંસ્કૃતિક દ્રષ્ટીએ જોતાં એમાં કાંઈ ખોટું નથી. કારણ કે રાજવંશ એ તો સંસ્કાર પ્રવાહનું ગોટામાં મોટું મોજું હોય છે. સંસ્કારપ્રવાહ રાજવંશના ઉદય પહેલાં શરૂ થાય છે, અને એના અસ્ત પછી પણ લાંબો સમય ચાલે છે. કાલીદાસનો સમય જુદાજુદા વિદ્વાનો જુદાજુદાં કારણોસર ઇ. સ. પૂર્વે ૧લી સદીથી ઇ. સ. ની છઠ્ઠી સદી સુધી મુકે છે. પણ આપણે જો ઇતિહાસનું સમગ્ર દર્શન કરીએ, તો આ વિગતોથી ગુંચાવાની આપણે જરૂર રહે નહિ. કાલીદાસ એ હિંદુ સંસ્કૃતિની વસંતનું એક મનોહર પંખી હતું, એટલું આપણે જાણી લઇએ તો એ પુરતું છે.

ઇતિહાસકારો ગુપ્તયુગને ભારતીય સંસ્કૃતિનો સુવર્ણયુગ કહે છે. મને જો કોઈ પૂછે કે આપણો સુવર્ણયુગ કયો ? તો હું સામેથી પુછું કે કઇ સંસ્કૃતિનો અને કઇ દ્રષ્ટીએ ? હિન્દુ સંસ્કૃતીનો સુવર્ણયુગ જો નક્કી કરવો હોય તો તે આંતરરાષ્ટ્રીય દ્રષ્ટીએ મૌર્યયુગ, રાષ્ટ્રીય દ્રષ્ટીએ ગુપ્તયુગ, પ્રાંતીક દ્રષ્ટીએ સોલંકી યુગ, અને વ્યક્તિગત દ્રષ્ટિએ ગાંધીયુગ !

ઇતિહાસના દરેક યુગની શરૂઆત સાહિત્યથી થાય છે, જ્યારે એનો અંત સ્થાપત્યમાં આવે છે. સાહિત્ય એક વ્યક્તિ સર્જી શકે છે. પણ સ્થાપત્ય એ તો

દશાંશ પદ્ધતી એ ગણીતમાં હિંદુઓનો મહત્વનો ફાળો હતો. આર્યભટ, વરાહમિહિર અને બ્રહ્મગુપ્ત એ જમાનાના મહાન ખગોળશાસ્ત્રીઓ અને ગણીતશાસ્ત્રીઓ હતા.

વૈદકના ક્ષેત્રમાં ચરક, સુશ્રુત ને વાગ્ભટ જેવા વૈદો શસ્ત્રવૈદો ને આરોગ્યશાસ્ત્રીઓ થયા. ચરકના પાયામાં અગ્નિવેશ છે, અને એનાય પાયામાં છેક ઋગ્વેદના જમાનાથી ચાલ્યો આવતો આર્યોનો વૈદકીય પુરૂષાર્થ છે. વાત્સાયને કામશાસ્ત્ર રચ્યું. એનો પુરૂષાર્થ પણ એની અગાઉના અનેક કામશાસ્ત્રીઓના પાયા ઉપર ઉભો હતો.

ધનુર્વિદ્યાનો વિકાસ પણ એટલો જ અદ્ભુત હતો. હ્યુએનસંગે બુદ્ધની લગભગ ૮૦ ફુટ ઉંચી તામ્રપ્રતિમા નાલંદામાં જોઇ હતી. સુલતાનગંજમાંથી ૭ ૧/૨ ફુટ ઉંચી બુદ્ધની કાંસ્યપ્રતિમા આપણે આજે પણ જોઇ શકીએ છીએ. કુતુબમીનારને પડખે ઉભો રહેલો લોહસ્તંભ જે ગુપ્તયુગની શરૂઆતનું સર્જન એ ટીપાથી ( wroght iron )નો બનાવેલો હોવાથી એને કાટ લાગતો નથી, ઓગણીસમી સદીની શરૂઆત સુધી યુરોપનો કોઇ પણ દેશ આવો લોહસ્થંભ બનાવવા માટે સમર્થ નહોતો. ગુપ્તકાલના સુંદર સુવર્ણસીક્કાઓ પણ એ યુગની ઉંચી રસવૃત્તી બતાવે છે.

એ જ રીતે રસાયનશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, વ્યાકરણ, જ્યોતીષ, કાયદો, યોગ, યુદ્ધકલા, રાજકારણ, નૌકાયાન, વેપાર વ૦ જીવનના અનેક ક્ષેત્રોમાં, નાગાર્જુન, અશ્વઘોષ, દીહનાગ, પતંજલી અને બીજા અનેક જાણીતા અને અજાણ્યા મહાપુરૂષોએ પોતપોતાનો ફાળો આપી તે તે ક્ષેત્રોને સમૃદ્ધ કર્યાં.

દીહનાગના (ઇ. સ. ૪૨૫) "પ્રમાણ સમુચ્ચયે" ન્યાયશાસ્ત્રમાં એક નવા યુગનો આરંભ કર્યો અને એ યુગ ગંગેશ (ઇ. સ. ૧૨૦૦) "તત્વચીંતામણી" લખ્યો ત્યાં સુધી ચાલ્યો.

ટુંકામાં સ્થાપત્ય અને ઇતિહાસ જેવાં ક્ષાંખાં ક્ષેત્રો બાદ કરતાં, ગુપ્ત યુગમાં હિંદુ પ્રતિભાએ માનવજીવનના એકેએક ક્ષેત્રને નવપલ્લવીત કર્યું હતું. જ્યાં નવો ફાળો ના અપાયો ત્યાં જૂના જ્ઞાનનો પૂરે-પુરો ઉપયોગ થયો હતો. ગુપ્તયુગનું સ્થાપત્ય એના પછીના યુગના સ્થાપત્યની સરખામણીમાં કંગાલ લાગે છે. પણ એનું કારણ કદાચ એમ પણ હોય કે મોટા ભાગનાં સ્થાપત્ય સર્જનોનો હુણ અને મુસ્લિમ આક્રમણકારોએ અને રાજકીય અંધાધૂંધીએ નાશ કર્યો હોય.

આપણે આ જે હજાર વર્ષનો ગાળો લેયો એમાં ઇ. સ. પૂર્વે બીજી સદીથી ઇ. સ.થી ચોથી સદી સુધીના છસો વરસના ગાળામાં ઉત્તર હિંદમાં હિંદુ રાજાનો એક પણ સિક્કો મળી આવતો નથી. કારણ કે આ સમય દરમ્યાન મોટે ભાગે ઉત્તરને મધ્ય હિંદમાં ગ્રીક, પાર્થીયન, શક, કુશાન વગેરે પરદેશી પ્રજાઓનું શાસન હતું.

આ કાળ રાજકીય એકતાને સાતત્યનો નહોતો. છતાંય સમાજમાં સાંસ્કૃતિક સાતત્ય પુરેપુરૂં હતું. વર્ણ-વ્યવસ્થા સ્થીર થઇ હોવા છતાં સમાજનું સ્વરૂપ તેજાબ જેવું હતું. પરપ્રજાઓ, પરસંસ્કારો, અને પર સંસ્કૃતિયો હિંદુસંસ્કૃતિની ભઠ્ઠીમાં પીગળી જઇને, પરદેશીઓ હિંદુ જીવનવ્યવસ્થામાં સ્થીર થતા હતા. પરદેશી રાજાઓ શૈવ, વૈષ્ણવ કે બૌદ્ધ બનીને પ્રજાની સંસ્કૃતિના જ્યોતિર્ધરો બનતા હતા. કનિષ્ક, રૂદ્રદામન, મનેન્દર, હેલીઓડોરસ અને ડેમેટ્રીયસ (બીજા) જેવા મહાન યોદ્ધાઓ હિન્દુ સંસ્કારની સર્વોપરિતા આગળ પોતાનું શીશ નમાવતા હતા.

બુદ્ધ—મહાવીરના જન્મ પહેલાંના આર્ય ક્રાન્તિ ઉત્ક્રાન્તિના યુગમાં સમાજ એક મહાયોધ જેવો હતો, ગુપ્તયુગમાં એ સુંદર સરોવર બની જાય છે, અને ત્યારપછીના જમાનાઓમાં ગંધાતાં ખાબોચિયાંઓ થવાની દિશામાં, અથવા શ્રી. મશરૂવાળાની ઉપમા વાપરૂં તો ખારો સમુદ્ર તો નહિ જ પણ ખારૂં સરોવર થવાની દિશામાં એ ગતિ કરે છે. આ હજાર વર્ષના ગાળામાં લોકજીવનમાં સંસ્કૃતિની ભરતીઓટનાં મોજાં આવતાં, પણ કોઇ મોટા ક્રાન્તિકારી ફેરફારો થયા નથી, એટલે જ મેગેસ્થીનીસથી અલબેરૂની સુધીના





પરદેશીઓના વર્ણનમાંથી ઉપસ્થીત થતું હિન્દુનું ચીત્ર લગભગ સરખું છે.

ગુપ્ત સામ્રાજ્યના પતન પછી હુણોના હુમલા શરૂ થયા અને ત્યારપછી હર્ષ ગાદીએ આવ્યો. એણે ફરી પાછું ઉત્તર હિંદમાં સાર્વભૌમ સામ્રાજ્ય સ્થાપ્યું. આપણા ઇતિહાસની ધાર્મિક સહીષ્ણુતાની સદીઓ જુની પરંપરા હર્ષે પ્રેમપૂર્વક ચલુ રાખી. ઉત્તર હિંદનો આ છેલ્લો હિંદુ સમ્રાટ ઈ. સ. ૬૪૧માં ચાલ્યો ગયો. એના પછી આપણા દેશના ઇતિહાસમાં જેનામાં આ દેશની સઘળી સંસ્કૃતિઓનું સરખું પ્રતિબીંબ પડતું હોય એવો એક મહાપુરૂષ પાકયો નથી.

**શંકરયુગ અથવા પહેલી હિંદુ પ્રતિક્રાન્તિ.**
**(ઇ. સ. ૮૦૦ થી ૧૨૦૦)**

હર્ષ પછી હિંદુઓની પડતી શરૂ થઇ એ સંબંધી સૌ ઇતિહાસકારો એકમત છે. મતભેદ માત્ર એ શાથી થઇ એને વિષે છે. કુસંપ, ઈર્ષ્યા, બીક, અનીતિ, મુસલમાનના હુમલા અને બીજાં અનેક કારણો એને માટે રજુ કરવામાં આવે છે. આ બધાં બાહ્ય, ગૌણ ને આકસ્મીક કારણો છે. સાચું અને અંદરનું કારણ એક જ છે. સંસ્કૃતિની પોતાની અંતર્ગત અશક્તિ.

જીવનનો એ સ્વભાવ છે કે એ કોઇ બીંદુ ઉપર લાંબો કાળ સ્થીર રહેતું નથી. આગળ વધો કે પાછળ હઠો. વિકાસ પામો કે સંકોચાવ. જીવનના આ સ્વભાવને ફેરવવામાં બીજી સંસ્કૃતિઓને મુકાબલે હિન્દુસંસ્કૃતિએ ઘણી ભારે ફત્તેહ મેળવી હતી. હિન્દુઓ પોતાની જીવનવ્યવસ્થાથી સદીઓ સુધી સમાજની સ્થીરતા સાચવી શકી હતી. હવે એનો છેડો આવ્યો હતો.

હર્ષના મરણથી આ સાંસ્કૃતિક ચમત્કારનો અંત આવ્યો. હિન્દુ પ્રજાનું યૌવન પુરૂં થયું અને વાર્ધક્ય શરૂ થયું. એનું પહેલું પરીણામ શંકર. કોઇપણ પ્રજાના મહાપુરૂષોનું માનસ એની ગતીની દીશા અચુક બતાવે છે.

જીવનની પેઠે વૈદકને પણ બે બાજુ છે. એક વિશ્લેશક અને બીજી સર્જક. પશ્ચિમના વૈદકમાંથી એલોપેથીએ માનવ દેહનું વિશ્લેષણ કર્યું, નિસર્ગોપચારે માનવપ્રાણનું, હોમિયોપેથીએ પ્રાણ અને મન બન્નેનું, ફ્રોઇડ અને એના અનુયાયીઓએ માણસના સુષુપ્ત મનનું અને અનેક અર્વાચીન વિચારકોએ એના જાગ્રત મનનું. પણ સમાજ કે જે એક જટીલ વ્યક્તિ છે, એના માનસનું એના ઇતિહાસની મદદથી વિશ્લેષણ કરવાનું ક્ષેત્ર હજી લગભગ અણખેડાયલું. અભ્યાસીઓને આમંત્રણ આપતું પડી રહ્યું છે.

હર્ષથી પૃથ્વીરાજ સુધીના યુગને ઇતિહાસકારો રજપુત યુગ અને કલા વિવેચકો મધ્યયુગ કહે છે. રાજકીય દૃષ્ટિએ રજપુતયુગ એ નામ બરાબર છે પણ સાંસ્કૃતીક દૃષ્ટિએ આપણે આ યુગને શંકરયુગ કહેવો જોઇએ. નવમીથી તેરમી સદી સુધીની ચાર સદીઓનો સમય આ મહાપુરૂષની પ્રતિભાથી જાજ્વલ્યમાન બન્યો છે.

નાની વયમાં સઘળાં હિંદુ શાસ્ત્રોનું જ્ઞાન મેળવી એમણે સંન્યાસ ગ્રહણ કર્યો. અને હિંદને ખુણે ખુણે ધાર્મિક દિગ્વીજય કરીને, સનાતન હિંદુ ધર્મની પુનઃ પ્રતિષ્ઠા કરી. શંકર કેવળ પ્રતિભાશાળી ફીલસુફ નહોતા. એ સાથે સાથે મહાન વ્યવસ્થાપક હતા. હિંદને ચાર ખુણે શૃંગેરી, દ્વારકા, જગન્નાથપુરી અને બદ્રીનાથમાં ચાર મઠ સ્થાપીને એમણે પોતાના ધાર્મિક દિગ્વીજયને સ્થીર કર્યો. એ રીતે પોતાનું જીવનકાર્ય પૂરૂં કરીને ૩૨ વર્ષની ભરયુવાન વયે એમણે સમાધી લઇ પોતાની જીવનલીલા સંકેલી લીધી.

શંકરના આ દિગ્વીજયને હું પહેલી હિંદુ પ્રતિક્રાન્તિ કહું છું. ક્રાન્તિમાં જીવનનાં જૂનાં બળો ઉપર નવાં બળો દિગ્વીજય મેળવે છે. જ્યારે પ્રતિક્રાન્તિમાં જીવનનાં નવાં બળો ઉપર જૂનાં બળો દિગ્વીજય મેળવે છે.

આપણા સાંસ્કૃતિક સંકોચને કારણે શંકર શ્રમણસંસ્કૃતિ પ્રત્યે અનુદાર થયા, અને એનો નાશ કર્યો. પણ એનો નાશ કર્યા બાદ એનાં એટલાં બધાં તત્ત્વો નવસર્જીત હિંદુ ધર્મમાં સમાવ્યાં, કે એમના સનાતની

વિરોધીઓ એમને 'પ્રચ્છન્ન બુદ્ધ'ને નામે ઓળખવા માંડયા અને એમાં કાંઈ ખોટું ય નહોતું. શંકરે સ્થાપેલો નૂતન હિંદુ ધર્મ એ હિંદુ ધર્મની બૌદ્ધ આવૃત્તિ હતો. એનો આત્મા હિંદુ ધર્મનો હતો, પણ દેહ બૌદ્ધ ધર્મનો હતો. ત્યાગ, વૈરાગ્ય, જ્ઞાન, અહિંસા, મૂર્તિપૂજા, ગુફાસ્થાપત્ય અને બીજા અનેક તત્ત્વો ઓછેવત્તે અંશે બૌદ્ધ ધર્મનાં હતાં. ડૉ. રાધાકૃષ્ણન કહે છે કે'He killed Buddhism by Fraternal embrace' એણે બંધુત્વભર્યા આલીંગનથી બૌદ્ધ ધર્મનો નાશ કર્યો. પણ બુદ્ધની સામેનું શંકરનું પ્રતિસર્જન—નવીન હિંદુ ધર્મ એ તો બનાવટી બુદ્ધ ધર્મ હતો. એનામાં બુદ્ધ ધર્મની પેઠે વિશ્વધર્મ થવા જેટલી જીવનસ્ફૂર્તિ નહોતી!

શંકર જેવા પ્રતિભાશાળી ફીલસુફ જો હિંદુઓના ઉન્નતીકાળમાં જન્મ્યા હોત તો ઉપનીષદો, ભગવદ્‌ગીતા અને બ્રહ્મસૂત્રો ઉપર ભાષ્યો રચવાને બદલે, એમણે આપણા દેશને સ્વતંત્ર જીવનદર્શન આપ્યું હોત. પણ ગુપ્તયુગ પછી સમન્વયશક્તિ ગુમાવતું હિંદુ માનસ સર્જન કરતાં વિશ્લેષણમાં વધુ રસ લેતું હતું. રામાનુજને માટે પણ આવું આ જ કહી શકાય. સંસ્કૃતિના વાર્ધક્યકાળની અસરમાંથી એનો મોટામાં મોટો પુત્ર પણ મુક્ત રહી શકતો નથી!

ગુપ્તયુગ પછી શરૂઆતમાં દર સૈકે અને પછી તો દર પેઢીયે હિંદુ સર્જકશક્તિ અને સમન્વયશક્તિનો પારો ઉત્તરોત્તર નીચે ને નીચે જ ઉતરતો ચાલ્યો છે. ગુપ્તયુગ પછી થએલી સઘળી ધર્મક્રાન્તિઓ, રાજક્રાન્તિઓ અર્થક્રાન્તિઓ અને શ્રમક્રાન્તિઓ ક્રમશઃ વધુને વધુ નીર્બળ અને નીસ્તેજ બનતી ચાલી છે.

શંકરે શ્રમણસંસ્કૃતિ ઉપર આક્રમણ ના કર્યું હોત, તો પણ હિનયાન, મહાયાન, મંત્રાયાન અને વજ્રયાનમાં રૂપાંતર પામતી બૌદ્ધ સંસ્કૃતિ અચુક આપઘાત કરી રહી હતી. પોતાની દેહશુદ્ધી કરવા માટે પ્રતિક્રાન્તિ કરવા જેટલું પ્રાણબળ એ મહાન સંસ્કૃતિમાં રહ્યું નહોતું. શંકર ના પાક્યા હોત તો એ થોડી મોડી પણ મરવાની જ હતી. શંકરના જન્મ પહેલાંય બૌદ્ધ ગુફાઓનું સ્થાપત્ય પોતાનું વ્યક્તિત્વ ગુમાવીને હિંદુ ગુફાઓની લગોલગ આવતું જતું હતું. આવી દુર્બળ દશામાં એ સંસ્કૃતિ શંકરનો ઝંઝાવાત સહી ના શકી. અને ઝપાટાબંધ તુટી પડી. પોતાની પાછળ વૈરાગ્ય, શીલ અને અહિંસાદી સંસ્કારોનો વારસો હિંદુ સમાજને આપીને એ સંસ્કૃતિએ પોતાના અસ્તીત્વ માટે ચીન જાપાનાદી દેશોનો આશ્રય લીધો. છતાંય એ સંસ્કૃતિના જીવનબળને કારણે એના કેટલાક અવશેષો બારમી સદીના અંત સુધી પહોંચ્યા. આજે પણ એના કેટલાંક ભ્રષ્ટ અને મીશ્ર સ્વરૂપો બંગાળ અને કાશ્મીરમાં ટકી રહ્યાં છે.

બૌદ્ધ ક્રાન્તિ એ બ્રાહ્મણ પ્રતિક્રાન્તિ કરી. બુદ્ધના શાસ્ત્રાર્થ ને સદાચારથી સ્થપાયેલા એ ધર્મનો અંત શંકરના શાસ્ત્રાર્થ અને સદાચારથી આવ્યો, અને ઈશ્વર, વેદ, વર્ણાશ્રમ, બ્રાહ્મણ અને સંસ્કૃતની પુર્નપ્રતિષ્ઠા આખાયે ભરતખંડમાં કરી.

શંકરના ઝંઝાવાતથી બૌદ્ધધર્મનું મહાકાય વૃક્ષ ઉખડી જઈને ઉથલી પડ્યું, પણ જૈનધર્મના નાનકડા છોડને એની કશી અસર ના થઈ, ઉલટું બૌદ્ધ સંસ્કૃતિની ભસ્મમાંથી એણે હિંદુધર્મની પેઠે જ પોષણ મેળવ્યું. છતાંય કાળક્રમે જૈન સમાજ હિન્દુ સમાજનો એક ભાગ બની ગયો, અને દાર્શનીક મતભેદો શીવાય હિન્દુઓ અને જૈનો વચ્ચે કોઈ મહત્વનો તફાવત ના રહ્યો.

શંકરે તોડ્યું શું અને રચ્યું શું? એમણે બુદ્ધ જેવો વિશ્વધર્મ તોડયો. અને હિન્દુધર્મ જેવો રાષ્ટ્રધર્મ રચ્યો. બુદ્ધના સર્જનને કારણે આખા એશીયાની સંસ્કૃતિ એક બની અને ભારતવર્ષમાંથી એનો હૃદય ધબકાર સંભળાવવા માંડ્યો. શંકરના સર્જનને કારણે ભારત અને બૃહદ ભારત સાંસ્કૃતિક એકતાથી સંધાયાં. બુદ્ધિની ધર્મક્રાન્તિ પછી અશોક જેવા એશીયાના ધર્મસમ્રાટે દેખા દીધી. શંકરની ધર્મક્રાન્તિ પછી કર્ણ કલચુરી અને સિદ્ધરાજ જયસિંહથી કોઈ મોટા રાજાએ દેખા ના દીધી.





શંકર પછીના યુગમાં આપણે પ્રગતિને બદલે પીછેહઠ, રાષ્ટ્રીય એકતાને બદલે પ્રાંતીય અસ્મીતા, મૌલીક ગ્રંથોને બદલે ભાષ્યો, અને સર્જનને બદલે અનુકરણનું જોર વધતાં જોઈએ છીએ. ભાવનું સ્થાન રૂઢી, અર્થનું સ્થાન અલંકાર, શક્તિનું સ્થાન નીતિ પ્રતિભાનું સ્થાન પાંડિત્ય અને સ્વતંત્ર સંશોધનનું સ્થાન પ્રવચન લે છે.

શંકરાચાર્યથી જવાહરલાલ નહેરૂ સુધીનો આપણો આખો ઈતિહાસ એક જ શબ્દમાં સમાવી શકાય. અને તે શબ્દ તે "સંરક્ષણ."

શંકરાચાર્યના સમયથી બદલાયલી હિન્દુ મનોવૃત્તી ઉપર વિશેષ ભાષ્ય જોઈતું હોય તો આ રહ્યો શ્રી. મશરૂવાળાનો વિચારપ્રેરક ફકરો.

'આપણો ચોકો બીજાઓથી તદ્દન જુદો હોવો જોઈએ, એમાં કોઈ બીજાનો ભેળ ન થવો જોઈએ, આંધળો યે જોઈ શકે એવી આપણી વિશિષ્ટતા દેખાઈ આવવી જોઈએ, એ હિંદુ જનતાનો—બલ્કે જનતાનો નહીં, પણ હિંદુ પંડિતો, આગેવાનો તથા ઉચ્ચ કહેવાતી જાતિઓનો સ્વભાવ અને આગ્રહ બન્યો છે.

'આવો સમાજ સુધરતો કે પ્રગતિ કરતો જ નથી એમ નહીં પણ એ સુધારા કે પ્રગતિને બુદ્ધિપૂર્વક અપનાવતો નથી. જબરજસ્તીથી તે ઠોકી બેસાડવામાં આવે અને પુરતો કાળ જાય એટલે તેને એ વશ થાય છે. વશ થાય છે એટલું જ નહિ, પણ એ જાણે અસલથી જ પોતાનું અંગ હતું એમ સમજી તેનું મમત્વ પણ રાખવા માંડે છે. સુધારા પ્રત્યેની આપણી વૃત્તી આગગાડીના મુસાફરો જેવી છે. જગ્યા હોય તો યે નવો મુસાફર બેસવા આવે તો પહેલાં તેને રોકવા પ્રયત્ન કરવો.

પણ એ પરાણે ઘુસી જાય તો પહેલાં બે ટીવાર રોષ બતાવવો અને પછી તેને મિત્ર બનાવવો. વળી કોઈ ત્રીજો મુસાફર આવે તો જુના અને નવા બન્નેએ મળી તેવો જ વ્યવહાર એ ત્રીજા પ્રત્યે બતાવવો.'

"સમૂળી ક્રાન્તિ"

હિંદુઓની મૂર્ખતાનું શ્રી. મશરૂવાળાએ દોરેલું આ પ્રમાણીક ચીત્ર આપણે આગળ જોઈ ગયા તેમ પડતીકાળના હિંદુઓને લાગુ પડે છે, ચઢતીકાળના હિંદુઓને નહિ. હિંદુઓ અસલથી આવા બેવકુફ નહોતા.

શંકરયુગથી આપણે સ્વેચ્છાએ પ્રગતિ, ઉત્ક્રાન્તિને સમન્વય કરતા અટકી ગયા છીએ. ત્યારપછીની આપણી સઘળી આગેકુચ બળાત્કારે અને લાચારીથી થઈ છે.

દેશની સાંસ્કૃતીક એકતા સાધીને શંકરે એક મહાભારત કામ પાર પાડ્યું, પણ એ એકતા એટલી પ્રાણવાન નહોતી કે જેમાંથી રાજકીય એકતા પણ પ્રગટે. એટલે ગુપ્ત સામ્રાજ્યના ઓલવાતા સંસ્કાર-દીપમાંથી મેવાડના સીસોદીયાઓ, કનોજના પ્રતિહારો ને રાઠોડો, દીલ્હીના તોમારો ને ચૌહાણો, ગુજરાતના સોલંકીઓ, માળવાના પરમારો, બુંદેલખંડના ચંદેલો, બંગાળના સેન અને પાલો, અને દક્ષીણ હિંદના રાષ્ટ્રકુટો, યાદવો, બલ્લાળો ને હોયશાલોએ પોતપોતાના સ્વતંત્ર સંસ્કાર દીવો પ્રગટાવીને પોતપોત્તાની પ્રાંતીય અસ્મીતાને વિકસાવી.

ધાર્મિક સાહિત્યમાં શંકરયુગનું મોટામાં મોટું સર્જન, ભાગવત.

લલિત સાહિત્યમાંથી ત્રણ મહાકાવ્યો માટે શ્રી. રામનારાયણ પાઠક કહે છે કેઃ 'કિરાતાર્જુનીય, શિશુપાલ વધ અને નૈષધચરિત્ર ગુજરાતીમાં ભાષાંતર યોગ્ય છે. એમ થોડા જ આગ્રહપૂર્વક કહી શકાશે. આ ત્રણ કાવ્યોમાં જેને સળંગ લંબુ કાવ્ય, અંગ્રેજીમાં જેને 'એપીક' (epic) કહીએ એવું ઘણું ઓછું છે. એ તત્ત્વ આ ત્રણમાં ઉત્તરોત્તર ઉતરતું જાય છે. વિશાલ અર્થની અપેક્ષાએ અલંકારો તરફ અને અલંકારોમાં પણ શબ્દાલંકારો તરફ એના કર્તાઓનું ધ્યાન વધતું ગયું જણાય છે. જે ભાષાંતરમાં પ્રતિકૂળ હોવા સાથે કાવ્યત્વને હાનીકારક છે. અલંકારનો આગ્રહ વધવા સાથે તેમાં એક એક શ્લોક ઉપરની કારીગરી અને

ભાષાપાંડિત્ય વધ્યા. અને સમગ્રમાંથી કોઈ ઉદાત્તભાવ તરી આવે એ દૃષ્ટિ લગભગ અદૃશ્ય થઈ ગઈ.'

થોડાક ફેરફારો સાથે આ ટીકા શંકરયુગ અને ઇસ્લામયુગના ઉત્તરોત્તર નીષ્પ્રાણ બનતા જતા સઘળા સંસ્કૃત સાહિત્યને લાગુ પાડી શકાય.

આ યુગમાં વિજ્ઞાન અને વૈદકની પ્રગતિ અટકી જાય છે.

શીલ્પની બાબતમાં ઉત્તર હિંદમાં કેટલીક ઊંચી કક્ષાની હિંદુ અને બૌદ્ધ મૂર્તિઓ મળી આવે છે, પણ એમની સરખામણી ગુપ્તયુગની મૂર્તિઓ સાથે ના થઈ શકે, એમાં ભાગ્યે જ કોઈ મૌલિક કલ્પના નજરે પડે છે. સૌંદર્ય, સરસતા અને સંપૂર્ણતામાં રાચતી ગુપ્તકલાનું સ્થાન, જેમ જેમ મધ્યયુગની કલા લેતી જાય છે, તેમ તેમ સૌંદર્ય દૃષ્ટિને બદલે ધાર્મિક દૃષ્ટિનું પ્રાધાન્ય વધતું જાય છે. આ મૂર્તિઓ કોઈ ને કોઈ ધાર્મિક ભાવનાને વફાદારીથી રજુ કરે છે, અને એને લીધે કેટલીક તો તદ્દન કદરૂપી અને ઘૃણાસ્પદ હોય છે. પાછલા કાળમાં તાંત્રિક શીલ્પીઓએ રચેલાં અશ્લીલ ભોગશીલ્પો કેળવાયલી રસવૃત્તીને અવશ્ય આઘાત પહોંચાડે એવાં છે.

સંસ્કૃતિની ચડતી અને પડતી—ક્રાન્તિ અને પ્રતિક્રાન્તિ—એ બંને કાળમાં ધર્માંધતા બહુ જોર ઉપર હોય છે. બુદ્ધિનું સામ્રાજ્ય તો માત્ર ઉત્ક્રાન્તિના કાળમાં હોય છે.

હિંદુ સંસ્કૃતિનું ચૈતન્ય ઉત્તર હિંદથી દક્ષિણ હિંદ તરફ ગતી કરી રહ્યું હતું એટલે આ યુગમાં દક્ષિણ હિંદે નટરાજ જેવી કેટલીક મૌલીકતા વ્યક્ત કરી પ્રતિમાઓ સર્જી છે. આ કાળમાં સર્જાયલી ગોમતેશ્વરની જૈન મૂર્તિની ભવ્ય કલ્પના અને નીર્માણકૌશલ્યની દૃષ્ટિએ જગતભરમાં જોટો નથી.

સ્થાપત્યે આ યુગમાં કદાચ ગુપ્તયુગ કરતાં પણ વિશેષ પ્રગતિ કરી એમ કહી શકાય.

ભુવેનેશ્વર અને એલીફન્ટાથી શરૂ થતું શંકરયુગનું સ્થાપત્ય દેલવાડા અને હોયશાલેશ્વર આગળ પૂર્ણવિરામ પામે છે. હોયશાલેશ્વર માટે તો યોગ્ય રીતે જ કહેવાયું છે કે: "ધૈર્યશીલ પૂર્વમાં જોવા મળતાં માનવ પુરૂષાર્થના પ્રદર્શનોમાં પણ એ એક અત્યંત અદ્ભુત નમુનો છે."

ઈ. સ ની શરૂઆતથી સ્થપાવા માંડેલા હિંદુ સંસ્થાનોએ આપણા ઇતિહાસનું એક અત્યંત ઉજ્જ્વળ પ્રકરણ છે. આ સંસ્થાનોએ હિંદુ ધર્મ, સંસ્કાર, ચઢાકાવ્યો, કાયદો, વૈદક, રાજ્યવ્યવસ્થા ને સમાજ-વ્યવસ્થાને અપનાવ્યા. આ સંસ્થાનોમાં રચાવા માંડેલા હિંદુ સંસ્કૃતિ મંદિરનું શીખર, એટલે કે હિંદુ સ્થાપત્ય ઇ. સ. ૬૫૦ થી ૯૫૦ સુધીમાં રચાયું. આજેય અંગકોરવાટનું ભવ્ય શીવમંદિર અને બોરોબુદર પોતાની શીલ્પસમૃદ્ધિથી પ્રવાસીઓને આશ્ચર્ય-મુગ્ધ કરે છે.

પણ સ્થાપત્યનો આ અદ્ભુત વિકાસ સંસ્કૃતિ-દેહના આરોગ્યની દૃષ્ટિએ હિતાવહ નહોતો. સંસ્કૃતિનું શીખર સ્થાપત્ય ફેલાતું હતું. સંસ્કૃતિનો પાયો વિદ્યા અને કલા નિર્બળ બનતો જતો હતો. શંકરયુગના અંત સુધીમાં તો આપણી આખીય સંસ્કૃતિ ગુરૂ-શીખર—Top heavy—સંસ્કૃતિ બની ગઈ! બૌદ્ધ ઇતિહાસનું જ પુનરાવર્તન હિન્દુ ઇતિહાસમાં થયું! સંકુચીત સ્મૃતિકારોએ અટકની પેલીપાર જવામાં પાપ માન્યું. સમુદ્રગમનનો નિષેધ કર્યો. હિંદુઓનો દરિઆઈ વેપાર ધીમેધીમે અરબોએ ઝૂંટવી લેવા માંડયો. જેમ રોમનો ઘરઆંગણે નબળા પડયા, એટલે એમણે સામ્રાજ્ય ગુમાવ્યું. ૧૦ થી ૨૧ સદી સુધીમાં બૃહદ ભારતમાંથી હિંદુ સંસ્કારોનો લોપ થવા માંડયો. સ્થાનીક તત્વોએ માથું ઉંચું કરીને પોતાના સમાજ-જીવન ઉપરનું હિદુ પડ ખંખેરવા માંડયું અને પંદમીથી સોળમી સદી સુધીમાં તો વીર્યવાન ઇસ્લામી સંસ્કૃતિ હિંદુ સ્થાપત્યને ગળી ગઈ.

, આપણા પતનનું સાચું કારણ આ! નહિ કે મુસ્લીમ આક્રમણ!

મુસ્લીમોએ આ દેશ ઉપર આક્રમણ ના કર્યું હોત તો આપણે અંદરોઅંદર લડી મરત. પડતી





સંસ્કૃતિની સંકુચીતતા અને ધર્માંધતાએ આપણામાં ધીમે ધીમે પ્રવેશ કરવા માંડયો હતો. શશાં કે નાલંદાનો નાશ કર્યો હતો, અને બખ્તીયાર ખીલજીના નાશનું અધુરૂં કામ બ્રાહ્મણોએ પુરૂં કર્યું હતું. ગુજરાતમાં અજયપાલે જૈન મંદિરો તોડાવ્યાં હતાં. એવી જૈનોની સાહિત્યનોંધમાં કદાચ ઘણી અતીશયોક્તી હોય તોપણ એમાં કંઇક તો સત્ય હોવું જ જોઇએ. અને દક્ષીણ–હિંદના દેવમંદિરોએ શૈવોએ જૈનોને માર્યાની સ્થાપત્યનોંધ લીધી છે.

આ રીતે જ્યારે શંકરના ઝંઝાવાતથી બુદ્ધનો ઝાંખો પડેલો ધર્મદીપ ઓલવાતો હતો, અને શંકર પોતાના અનુયાયીઓને એ પ્રકારનો તીવ્ર વૈરાગ્યસંદેશ

भज गोविन्दं भज गोविन्दं
भज गोविन्दं मूढमते ।
× × ×
पुनरपि जननं पुनरपि मरणं
पुनरपि जननी जठरे शयनम् ।

સંભળાવતા હતા, ત્યારે શંકરે સર્જેલા સમાજની સત્વપરીક્ષા કરી શકે એવી, ત્રીખંડને પોતાના પ્રકાશથી ભરી દેતી, અનેક મહાપ્રજાઓને પોતાના સાન્નીધ્યથી દઝાડતી, એક પ્રચંડ ધર્મજ્વાલા અરબસ્તાનમા પ્રગટી ચૂકી હતી.

[ આવતે અંકે: ઇસ્લામી ક્રાન્તિ ]



[ ૧ ]

પણ મહારાજની મોટામાં મોટી શક્તિ એમની માણસો પસંદ કરવાની રીતમાં રહી હતી. જેને પસંદ કરે એ સો ટચનો હોય તો જ રાખે. એવા માણસોએ તો મહારાજ માટે માથાં વાઢી આપ્યાં છે! પેલી જગદેવ પરમારની વાત નથી? સિદ્ધરાજ મહારાજને આયુષ આપવા પોતાનું માથું વધેરી દે છે! એ વાત તો દંતકથાની. પણ શિવાજી મહારાજ આડે તો માથું વાઢીને આપનારા ખરેખરા પડયા હતા!

એમ તો એના ઈતિહાસનો પાર નથી. પણ મહારાજના એક સરદાર બાજી પ્રભુનું પરાક્રમ જાણવા જેવું છે.

શિવાજી મહારાજે અફઝુલખાનનો વધ કર્યો પછી એ તકનો લાભ લઇને પોતે પન્નાળાનો મજબૂત કિલ્લો કબજે કર્યો. આ ડુંગરી કિલ્લા એવા કે એમાં બેસો એણે પછી ભલેને દુશ્મનનું લશ્કર ચારે કોર આંટાફેરા કરે! દાણોપાણી ખૂટે તો વાત જુદી બાકી નહિતર તોપુ ફોડી ફોડીને ઘાણ નીકળી જાય પણ એક પથરો એમાંથી પડે નહિ.

આ પ્રમાણે શિવાજી મહારાજ કિલ્લાઓ વધારવા મંડયા એટલે તો વિજાપુરમાંથી સીદી જોહર મહારાજને પકડવા બહાર પડયો. એ મોટો સરદાર. અફઝુલખાનનો દીકરો પણ બાપનું વેર લેવા ભેગો હાલ્યો. દસ હજાર તો ઘોડે સવાર ને ચૌદ હજાર પાયદળ એવું જબરૂં લશ્કરને લઇને બન્ને નીકળ્યા!

આવડું જબરૂં લશ્કર નીકળ્યું એટલે હવે શિવાજી મહારાજ પાંચ પંદર દિના મહેમાન છે, માટે હવે આપણે તો ઉગતાને પૂજો, એવી બુદ્ધિવાળા કોક કોક દેશદ્રોહી હતા એ પણ મહારાજની સામે થઇને દુશ્મનને મળ્યા

સીદી જોહર પન્નાળાના કિલ્લા ઉપર જ આવ્યો. મહારાજ એ વખતે ત્યાં. એવામાં ચોમાસું જામ્યું ને ઝરણાં ગાંડાતૂર થઈને ડુંગરામાંથી દોડવા માંડયા. મહારાજે જાણ્યું કે હવે આ સીદીભાઈ ભાગવાના!

પણ સીદી જોહર જબરો નીકળ્યો. એણે તો ચોમાસું હતું છતાં કિલ્લાને ઘેરો ઘાલીને બહારનો વહેવાર બધો બંધ કરાવી દીધો. ન કાંઇ બહારથી આવે કે ન કાંઇ બહાર જાય. એણે તો ઠીકઠીકનો બંદોબસ્ત કરી દીધો

હવે? હવે શું થાય? કિલ્લો કેટલા દિ પુરું પાડે? અનાજ ખૂટે એટલે તો પછી દુશ્મન શેનો દયા બતાવે?

મહારાજે વળી જુક્તિ ગોઠવી. સામે ચાલીને કહેવરાવ્યું. કિલ્લો તને સોંપ્યો ભાઇ! પણ અમને જાવા દે તો!

સીદી જોહરે એ કબૂલ કર્યું. મહારાજ એને મળવા નીચે આવ્યા. વાતચીત થઈ. કિલ્લો બીજે દિવસ સોંપી દેવો એમ કબુલાત આપી.

પણ દુશ્મનનો વિશ્વાસ કરે એ બીજા! કિલ્લો પોતે સોંપી દે પછી આ દુશ્મનો એમને જીવતા જાવા દે એમ? એ વાતમાં માલ શું હતો?

પરંતુ આ પ્રમાણે કિલ્લો સોંપવાની વાત સૈન્યમાં ફેલાણી એટલે વિજાપુરના ચોકી પહેરા રાતે જરાક મોળા પડયા. સૌ જરાક છાંટાપાણીમાં પડી ગયા. જરાક ગાનતાને ચડી ગયા. અરધી રાતે મહારાજ, સાવળાઓની એક ટોળી લઇને કિલ્લામાંથી બહાર નીકળી ગયા. અંધારાનો લાભ





લઇને છટકી ચાલ્યા. થોડી વાર સુધી તો આ વાતની કોઇને ખબર પડી નહિ. પણ પછી જાણવામાં આવ્યું. શિવાજી તો છટકી જાય છે.

તરત અફઝુલખાનનો દીકરો ફાઝલ મહંમદ અને સીદી જોહરનો દીકરો સીદી અજીજ પાછળ પડયા. વિશાળગઢ નામના એક બીજા મજબૂત કિલ્લા ઉપર જવા મહારાજ નીકળી પડયા હતા. આ પાછળ આવનારાઓએ એમને પકડી પાડયા! એ જાય! એવી વાત થઇ ગઇ. ઘોડાંઓની હરીફાઇ ચાલી. દુશ્મનો લગોલગ આવી પહોંચ્યા. વિશાળગઢ દેખાવા માંડયો. એક વખત વિશાળગઢ પહોંચી જાય પછી કોઇનો ભાર નહિ કે એ કિલ્લા ઉપર આવી શકે. એવો એ મજબૂત કિલ્લો.

પણ આંહીં તો માર માર કરતા પાછળ ઘોડેસવારો આવી રહ્યા હતા. વિશાળગઢની ખીણ આવી. શત્રુઓને આવી પહોંચેલા જોઇ મહારાજે પોતાના એક સાથીદાર બાજી પ્રભુને કહ્યું, 'બાજી પ્રભુ! તમે આંહીં ખીણમાં દુશ્મનોને રોકી રાખો. ત્યાં અમે ઉપર કિલ્લામાં પહોંચી જઈશું. આ સાંકડી નેળમાં એમને રોકવા ઠીક પડશે. બાજી પ્રભુ થોડાંક માણસો લઈ ત્યાં રસ્તો રોકીને ઊભો. મહારાજ આગળ વધ્યા. એટલામાં તો પેલા પાછળ પડ્યા હતા તે આવી પહોંચ્યા. પણ આંહીં તો આડે જાણે ખડક ઉભા હતા! એક તસુ પાછા હઠે નહિ ને!

લડાઈ ચાલી. મહારાજ વિશાળગઢ પહોંચી જાય ત્યાં સુધી આ કોઈ આગળ વધી ન શકે એમ કરવાનું હતું. બાજી પ્રભુએ મચક ન આપી. લડાઇ લંબાતી ગઇ, ગોળીઓની રમઝટ બોલવા માંડી.

પણ બાજી પ્રભુએ રસ્તો ન આપ્યો તે ન જ આપ્યો!

એમને એમ બપોર થયા. બીજાં નવાં માણસો પણ આવી પહોંચ્યા.

બાજી પ્રભુનાં માણસો ટપોટપ મરવા માંડ્યા. પણ એને તો મહારાજે કહ્યું હતું કે અમે કિલ્લા ઉપર પહોંચીશું કે તરત તોપ ફૂટશે. બાજી પ્રભુને હજી તોપ સંભળાણી ન હતી. અને ત્યાં સુધી રસ્તો આપવાની વાત જ ન હતી!

એવામાં એક સનન કરતી ગોળી આવી. ને બાજી પ્રભુ પોતે પડ્યો!

પણ એ જ વખતે તોપ પણ સંભળાણી અને એના ચહેરા ઉપર આનંદ આનંદ છવા ગયો. 'મહારાજ પહોંચી ગયા હતા!'

બાજી પ્રભુએ એક મુઠીભર માણસોની મદદથી મોટું સૈન્ય ત્યાં રોકી રાખ્યું ને બે પહોર સુધી સામે મોંએ જુદ્ધ આપ્યું. એને લડતાં લડતાં પચીસ તો ઘા પડ્યા પણ એક ડગલું પાછું ભરવાની વાત એણે ન કરી! પણ માવળાઓએ બાજીના મરણ પછી હદ કરી નાખી! એનું શબ ત્યાં રહેવા ન દીધું. સાથે ઉઠાવી તે કિલ્લામાં પહોંચાડયું!

આ અદ્‌ભુત શૌર્યની કથા સાંભળી મહારાજ શિવાજીની આંખમાંથી આંસુ ચાલી નીકળ્યાં!

પણ દેશ કેમ સચવાય છે એની આ એક વીરકથા છે. મહારાજે એના મોટા પુત્રને સરદારી આપી.



શિવાજી મહારાજ આ પ્રમાણે સ્વરાજ સ્થાપનામાં આગળ વધ્યા.

પણ આમ શિવાજી મહારાજનું કામ વધતું ગયું એટલે હવે વિજાપુરને પણ વિચાર થઇ પડયો. એને સાથે દિલ્હીના બાદશાહનું વેર ગાજે એમાં આ ઘરઆંગણે પાછો કજીયો વધારવો ? એટલે હવે શિવાજીને મેળવી લેવાના વિચાર કરવા માંડયા. એના બાપ શાહજીને બોલાવીને કહ્યું: 'તમે તમારા દીકરાને સમજાવો. ગમે તેમ પણ તમે અમારા જૂના માણસ છો!'

શાહજીએ કહ્યું : 'દીકરો મારા કબજામાં નથી. પણ તમારા માનની ખાતર હું જાઉં ખરો !'

શાહજી પોતે શિવાજીને મનાવવા ચાલ્યો. શિવાજીને ખબર પડી પિતા પોતે મળવા આવે છે. એ પગપાળો સામે ચાલતો આવ્યો. એટલું જ, નહિ શાહજીની પાલખીને પણ જાતે ઉપાડી. લોક તો આશ્ચર્યથી આ જોઇ રહ્યું ! આમ એકબીજાની વાત જુદી તો પણ પુત્રધર્મમાં ક્યાંય ખામી મળે નહિ. શાહજીનું હૈયું ભરાઇ આવ્યું. અને કેમ ભરાઇ ન આવે ? શિવાજીએ એકલે હાથે વિજાપુર જેવાને નમાવી દીધા હતા, એ કાંઇ જેવી તેવી વાત હતી ? શિવાજીએ બાપનું માન રાખ્યું. છેવટે એમ નક્કી થયું કે જ્યાં સુધી શાહજી જીવતો હોય ત્યાં સુધી શિવાજી વિજાપુર સાથે લડે નહિ !

આ પ્રમાણે શિવાજી મહારાજે પોતાનું નાનકડું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. કિલ્લા બંધાવ્યા. અષ્ટ પ્રધાનમંડળ—આઠ પ્રધાનોની કારભાર મંડળી ગોઠવી. અને જરાક સ્થિર થયા.

પણ એ જમાનામાં સ્થિરતા કેવી ? માથે દિલ્હીના બાદશાહનું વાજું બેઠું હતું. શિવાજી મહારાજને હવે દિલ્હી સાથે અથડામણ ઉભી થઇ.

[ ૨ ]

ઔરંગઝેબ જ્યારે દિલ્હીમાં બાદશાહ થયો ત્યારે એણે શિવાજીને વશ કરવાનો નિશ્ચય કર્યો. પણ શિવાજી મહારાજ કોઈનો એકદમ વિશ્વાસ કરે તેમ ન હતા. લડાઇમાં હારે તો પણ હતાશ થાય તેમ ન હતા. છતાં જ્યારે જયપુરના રાજા જયસિંહ જેવા માણસે ખાત્રી આપી કે બાદશાહ ઔરંગઝેબની મૈત્રી મેળવવાની આ તક છે, ત્યારે શિવાજી મહારાજે દિલ્હી જવાનું કબુલ કર્યું.

પોતે કબુલ તો કર્યું પણ મન કોઇ રીતે માને નહિ ! જયસિંહ મહારાજને પૂછયું પણ ખરું: 'બાદશાહ દોસ્તી ન કરે તો કાંઇ નહિ, પણ જૂની દુશ્મનાવટ યાદ કરીને ક્યાંક દિલ્હીમાં તળ તો નહિ રાખે નાં ?'

જયસિંહ મહારાજ જયપુરનો મહારાજા. બાદશાહનો સેનાપતિ. ઉમ્મર વરસ સાઠની. પણ જુદ્ધમાં હજી પોતે ચડે. આહીં પોતે લડવા આવ્યા હતા—વિજાપુરના બાદશાહ સામે અને ગોવળકોંડાના બાદશાહ સામે એ બન્ને

* પ્રૌઢ શિક્ષણ સંસ્કાર શ્રેણીમાં શ્રી ધૂમકેતુનાં પ્રગટ થયેલાં પાંચ પુસ્તકોઃ જ્ઞાનગોષ્ટિ, વડનેછાંયડે, બોધકથાઓ—પહેલી, બોધકથાઓ—બીજી, સંસ્કાર કથાઓ. હવે પછી પ્રગટ થાય છે. 'ચારિત્રકથાઓ.'





સ્વતંત્ર હતા. શિવાજી મહારાજ પણ એક રીતે તો દિલ્હીના દુશ્મન હતા. એટલે વખત છે ને, જો આંહીં ફરી બેસે તો બાદશાહી લશ્કરનો ત્રણુ ભેગા થઇને ઘાણુ કાઢી નાખે!

રાજા જયસિંહ બાર વરસનો હતો ત્યારથી દિલ્હીના બાદશાહના સૈન્યમાં રહ્યો હતો! કોઇ દિ લડાઇમાં એ હારેલ નહિ. સૈન્યમાં એનું માન શાહજાદા જેટલું. ફારસી, ઉર્દૂ, હિંદી, તુર્કી ચાર ચાર તો ભાષા જાણે. બોલે એવું કે સામો માણસ ગળી જાય! એણે શિવાજી મહારાજને દિલ્હી મોકલવામાં એક કાંકરે બે પંખી માર્યા જેવું કર્યું. એક તો, વખત છે ને આંહી બાદશાહી લશ્કર વિજાપુર–ગોવળકોંડામાં હારે તો એ વખતે શિવાજી મહારાજ આંહીંથી છેટા હોય તો સારું. બીજું બાદશાહ માને તો હમેશને માટે આ તરફની લડાઇ પતી જાય. શિવાજી મહારાજને જ આંહીંની કામગીરી સોંપે ને સંપ થઇ જાય.

એ પ્રમાણે વાત સમજીને શિવાજી મહારાજ દિલ્હી જવા તૈયાર થયા. જયસિંહે પોતે રજપૂત તરીકે વેણ આપ્યું. સહીસલામતતીથી એ પાછા આવે તેનું. બાદશાહને મળવા માટે ઉપડયા તો ખરા, પણ મનમાં હજી મહારાજને શંકા થાય કે વખત છે ને દગો થાશે તો હું પાછો નહિ આવું! એટલે પોતે પહેલાં તો આખા રાજનો બંદોબસ્ત કરી લીધો. માતા જીજાબાઇને રાજ સોંપ્યું. પોતે પાછા ફરે કે ન ફરે પણ નિયમ પ્રમાણે રાજ ચાલ્યા જ કરે એવી વ્યવસ્થા કરી લીધી. દીકરો સંભાજી પણ સાથે હતો. આંહીં સૌ સગાવહાલાં, મા, સ્ત્રી બાળબચ્ચાં, બધાંને મૂકી પોતે રાજના કામ માટે જતા હતા. સાથે ચાર હજારનું સૈન્ય હતું. બાદશાહનાં વેણ ઉપર આધાર રાખીને સૌ ઉપડયા હતા.

આ પ્રવાસનું ખર્ચ પણ હવે તો બાદશાહ આપે. કારણ કે પોતે બાદશાહના કહેવાથી દિલ્હી જતા હતા. અને વિજાપુર ગોવળકોંડા જીતાઇ જાય પછી બાદશાહ એમને જ દક્ષિણની સુબાગિરી પણ આપે એવો સંભવ હતો!

દક્ષિણમાંથી શિવાજી મહારાજ, દિલ્હીના બાદશાહને મળવા જાય છે એવી ખબર, ઠેકાણે ઠેકાણે પડી ગઈ! જયાં જુઓ ત્યાં શિવાજી મહારાજને જોવા માણસોનાં ટોળાં જામે. એમ કરતાં કરતાં ત્રણ મહિને એ આગ્રા આવ્યા.

બાદશાહનો મુકામ એ વખતે ત્યાં હતો. બાદશાહની પચાસમી જન્મતિથી ઉજવવાનો પ્રસંગ હતો. મોટો દરબાર ભરાયો હતો. શિવાજી મહારાજને પણ તેમાં હાજર રહેવાનું આમંત્રણ મળ્યું. જયસિંહ મહારાજનો કુમાર રામસિંહ તે વખતે ત્યાં. તેણે શિવાજી મહારાજની સાથે રહીને દરબારની બધી વાત તેને સમજાવી. પછી બન્ને દરબારમાં ગયા. પણ ત્યાં

બાદશાહ ઔરંગઝેબનો દરબાર, એટલે એ વખતે તો આખા હિંદના બાદશાહનો દરબાર. એનો ભભકો જેવો તેવો નહિ, અને એમાં આજ તો જનમ દિન! સોના રૂપાથી બાદશાહને જોખવાના હતા. સેંકડો દરબારીઓ અને રાજા મહારાજાઓ ત્યાં ઊભા રહી ગયા હતા. રત્ન અને માણેકથી ભરેલું મયુરાસન ઝળાં ઝળાં શોભી રહ્યું હતું. આ બાદશાહી મયુરાસનમાં સાચ્ચાં મોતીનાં તો તોરણ લટકતાં હતાં. પછી બાદશાહ આવ્યા એટલે ઉમરાવોએ ઘુંટણીએ પડી સેજદો કર્યો. શિવાજી મહારાજે પંદરસો સોનામહોરનો નજરાણો કર્યો. અને છ

હજાર રૂપિયાની ભેટ ધરી ! ' આવો શિવાજી રાજા !' એટલું માત્ર બાદશાહે કહ્યું ને આંખના એક ઇશારામાં તો એને, બાદશાહી સિંહાસન પાસેથી જ્યાં ત્રીજા વર્ગના સરદારો ઉભા હતા ત્યાં હરોળમાં ઉભા રહેવા માટે લઇ ગયા ! આ બધા સરદારો પાંચ હજારનું સૈન્ય રાખવાવાળા મહારાજની ગણતરી પણ આમાં થઈ ! શિવાજી પાંચહજારી !

પછી દરબારનું કામ તો આગળ ચાલ્યું. સેના રૂપાનો જોખ થવા માંડયો. શિવાજી આંહી આવ્યો છે-એ વાતની જાણે કોઇને કાંઇ પડી હોય નહિ તેમ કોઈએ પછી શિવાજી મહારાજ તરફ નજર સરખી પણ કરી નહિ !

શિવાજી મહારાજનું મન તો ખાટું ખાટું થઇ ગયું. એને તો એમ હતું કે બાદશાહ પોતાને દક્ષિણની લડાઈઓ વિષે પૂછશે. પોતે બાદશાહને સાચી વાત કરશે. ને હવે પછી એનું નામ બાદશાહી મુખ્ય સરદારોમાં લેવાતું થાશે. પણ આંહીં એની કાંઇ ગણતરી જ મળે નહિ !

આ તો ભારે થઇ ! જયસિંહ મહારાજે બાદશાહને લખ્યું તો હતું કે શિવાજીનું માનપાન બરાબર જાળવજો. મેં એને અભય વચન આપ્યું છે, પણ આંહીં તો અબી બોલ્યા ને અબી ફોક વાળી વાત મહારાજે દીઠી. આંહીં એણે કુમાર રામસિંહને મોટેથી પૂછયું પણ ખરું: 'આ બધા પાંચહજાર સૈન્યવાળા સરદારો જેવો હું પણ ત્રીજા વર્ગનો સરદાર ગણાઉં છું એમ? મારું અપમાન કરવા તમે મને આંહી બોલાવ્યો છે ? રામસિંહ ! આ શું ? મારી પાસે કેટલાય પાંચહજારી છે !'

પણ શિવાજી મહારાજ મોટેથી બોલી ગયા એટલે દરબારીઓનું ધ્યાન ખેંચાયું. તેમણે રામસિંહને પૂછયું પણ ખરું. બાદશાહને કાને પણ વાત તો પહોંચી ગઈ.

પરંતુ કોણ જાણે કેમ શિવાજી મહારાજનું કોઈ મહત્ત્વ બાદશાહને ગળે ઉતર્યું નહિ ! શિવાજી મહારાજને ઉતારે લઇ જવાની બાદશાહે રજા આપી !

એ વખતે પણ અંગ્રેજોના કોઈ કોઈ માણસ દિલ્હીમાં વેપાર કરવા રહે. એ તો પાછા હોશિયાર. એટલે ઘેર જઇને શહેરમાં આજ શું બન્યું છે એની નોંધપોથી રાખે. વર્ષોની વાત છે, પણ આવી નોંધપોથી ઉપરથી ખબર પડે છે કે આ પ્રમાણે વાત બની !

પછી તો આગ્રા શહેરની બહાર તાજમહાલ પાસે, રામસિંગનો બાગ હતો. તેમાં શિવાજી મહારાજને મુકામ આપ્યો. શિવાજી ઉપર નજર રાખવાનો બાદશાહે રામસિંહને જ હુકમ કર્યો. અને ઉપરાંત શહેરના કોટવાળ ફોલાદખાનને કહ્યું: જો જો, શિવાજી કાંઇ લબાડી કરી બેસે નહિ !'

શિવાજી મહારાજને હવે ખબર પડી, કે પોતે દિલ્હી આવી શકયા છે ખરા, પણ દિલ્હીમાંથી બહાર તો હવે નીકળે ત્યારે!

મહારાજે જુકિતથી વિજાપુર ગોવળકોંડા જીતવાની વાત બાદશાહને કાને પહોંચાડી. પણ બાદશાહે જવાબ વાળ્યો: 'હમણાં થોડી રાહ જુઓ. પછી વિચારીશું !'

શિવાજી મહારાજ સમજી ગયા. આંહીંથી છુટવું એક તો હવે વાઘની બોડમાંથી છુટવા જેવું છે.

માણસો ઉપર તો જોખમ ઓછું થાય એમ ધારી બધા માણસોને એક પછી એક





રવાના કરવા માંડયા. બાદશાહે જાણ્યું કે આપણે એટલી ઓછી ઉપાધી !

મુખ્ય વજીરને મળવાનો પ્રયત્ન કર્યો. મુખ્ય વજીરનું નામ જાફરખાન. પણ એ સાહિસ્તખાનનો સાળો. અને સાહિસ્તખાનને તો મહારાજે પોતે, પુનામાં અરધી રાતે હુમલો કરીને એક વખત ભગાડયો હતો ! એટલે વજીર, મહારાજને મળ્યો તો ખરો, પણ એને ડર હતો કે વખત છે, આ માણસ તો ભયંકર છે ! એટલે બે શબ્દમાં જ વાત પતાવી દીધી. એણે જવાબ આપ્યો કે સારું હું બાદશાહ સલામતને વાત કરીદી !

હવે ? હવે શું થાય ? આંહીં તો કેદ વિનાની કેદ થઈ ગઈ. દીકરો સંભાજી પણ સાથે હતો. શિવાજી મહારાજ તો ચિંતામાં પડી ગયા. ત્યાં માતા જીજાબાઇ રાહ જોતાં હશે ને આંહી તો બાદશાહ હવે મળતા પણ નથી !

પણ બાદશાહને તો એમ હતું કે વિજાપુર ગોવળકોંડાની લડાઈ ચાલે છે ત્યાં સુધી શિવાજીને આગ્રામાં જ રાખી મૂકવો. એણે રામસિંહને કહ્યું પણ ખરું કે શિવાજીને આગ્રામાં જ રોકવાની જોખમદારી તું લે તો નજરકેદમાંથી છુટા કરીએ !

રામસિંહે એવી જવાબદારી લેવાની ચોખ્ખી ના પાડી દીધી. એણે કહ્યું કે અમે તો વેણ આપ્યું છે. એટલે એક વખત એ સલામત પાછા ફરે. પછી બાદશાહ હુકમ કરશે તો અમે જ એને કચરી નાખીશું !

પણ શિવાજી મહારાજે હવે આજીજી ને અરજીઓ છોડી દીધી. તેમણે પોતાનો માર્ગ પોતે શોધી કાઢયો.

શહેર કોટવાલ ફુલદખાન હંમેશાં શિવાજીના સમાચાદ આપે એવો બંદોબસ્ત થયો હતો. એટલે છટકી જવાય તેવું તો ન હતું. ઊપર ચોકીપહેરા હતા. પછી થોડા વખતમાં સમાચાર ફેલાણા કે શિવાજીને મંદવાડ છે. મહારાજે સાધુ, સંત, ફકીર, ભિક્ષુક બ્રાહ્મણ સૌને કરંડિયા ભરી ભરીને મીઠાઈ વહેંચવા માંડી ! કોઈ કોઈ વખત અમલદારને પણ પહોંચાડે. મહારાજની તબીયત વધુ લથડતી ચાલી. કરંડિયા પણ વધતા ચાલ્યા.

મીઠાઈના કરંડિયા ઉપર મહારાજ હાથ મૂકે પછી કરંડિયા ભગત ભિખારીને વહેંચી દે. હમેશાં કરંડિયામાં મિઠાઇ જાય, હમેશાં જમાદાર ચોકીદાર કરંડિયા તપાસે, આમ ને આમ કેટલોક વખત ચાલ્યું.

એક વખત મહારાજે સાહસ કર્યું. વિશ્વાસુ મજુર મળી ગયા, એટલે બે કરંડિયામાં બાપ દીકરો બેસી ગયા. હમેશ પ્રમાણેના મીઠાઇના કરંડિયા છે એમ જમાદારની ગફલત થઈ ગઈ, શહેરની બહાર, આગળથી કરેલા સંકેત પ્રમાણે, એકાંતમાં આ કરંડિયા ઉતાર્યા.

આગ્રાથી છ માઇલ દૂર એક ગામડા પાસે જંગલમાં ઘોડા તૈયાર રાખ્યા હતા. બાપ દીકરો ત્યાં પહોંચી ગયા. પણ બીજી જ ક્ષણે ત્યાં નિશ્ચય થઈ ગયો. એમણે સાધુનો વેષ લઈ લીધો. ને શિવાજી, શંભાજી ને બીજા ત્રણ એમ પાંચ સાધુ ત્યાંથી ગોકુળ મથુરાની જાત્રાએ નીકળી પડયા ! જે બીજાં માણસો હતાં તેમણે સીધો રસ્તો લીધો. એ ધરને પંથે ઉપડયાં ! પકડાય તો એ પકડાય ! ને એમાં વખત ચાલ્યો જાય ત્યાં પેલા સાધુ નજર બહાર થઈ જાય ! આવી જુક્તિ કરી. કેદમાં



પણ દેખાવ રહે માટે મહારાજ એક રમ્મત કરતા આવેલા. મહારાજ પોતે પહેરતા હતા એ જ સોનાનું કડું પહેરીને એનો નોકર હીરોજી ત્યાં પલંગમાં સૂઈ રહેલો હતો. મહારાજની જ જગ્યાએ. સોનાનું કડું પહેરેલો એનો હાથ એણે પલંગમાંથી જાણી જોઈને બહાર લટકતો રાખેલો ! પહેરગીરો નજર કરે તો પેલું કડું જુએ ને જાણે કે શિવાજી મહારાજ સૂતેલા છે ! એમ સવારમાં નજર કરી ગયેલા. એક નોકર બેઠો બેઠો મહારાજના પગ પણ તળાંસતો હતો. પણ તે દિવસે આ મહારાજને ઉંઘ પણ એવી આવી ગઈ કે ન પૂછો વાત ! છેક બપોરે ત્રણ વાગે હીરોજી બહાર નીકળ્યો ! પહેરગીરોને એણે કહ્યું કે મહારાજની તબીયત વધુ લથડી છે માટે હું કોઈ સારા વૈદને શોધી લાવું ! અને હીરોજી પણ ઉપડી ગયો !

પછી તો થઈ પડી દોડાદોડી. હાંફળો ફાંફળો કોટવાળ ફુલદખાન દોડયો. પણ પાંજરામાંથી પંખી તો ઉડી ગયાં હતાં ! ઘણું એણે બાદશાહને કહ્યું કે સવારે તો હાજરી લેવાણી છે. ને આ માણસ જ જાદુગર લાગે છે. નહિતર શી રીતે ખડી ચોકીમાંથી છટકી જાય ?

પણ બાદશાહ એ કાંઈ માને ? માણસો એકદમ પાછળ દોડયાં. ઘોડેસવારો છૂટયા. સાંઢણીઓ ઉપડી. ઠેકાણે ઠેકાણે તપાસ માંડી. જેટલા મરાઠા મળ્યા તેટલા બધાને પકડી આણ્યા ! પણ મહારાજનો કયાંય પત્તો લાગે નહિ !

મહારાજને વખત ઠીક મળી ગયો હતો મહારાજ પણ સીધો રસ્તો લેવાને બદલે લાંબે રસ્તે આડા નીકળેલા ! નીકળ્યા જાતા મથુરાં. ત્યાં જઈને દાઢીમુછ મુંડાવી સંન્યાસી બન્યા. ને એમ મુસાફરી કરતા કરતા રાયગઢ પહોંચ્યા !

[૩]

એક વખત વખત મહારાજ આ સંન્યાસી વેષમાં એક ગરીબ ખેડુતને ત્યાં રાત રહ્યા. ડોશીમા બેસવા આવ્યાં. રાતે સંન્યાસી મહારાજે એની બધી વાત પૂછી. ડોશીમાએ તો શિવાજી મહારાજના સૈન્યને જ પાંચ પંદર ગાળો દઈને કહ્યું: 'ટપીચ લડતાં જંપે તો અમે ખેતર ખેડીએ ના ?'

મહારાજે ડોશીમાનુ નામ ઠામ બરાબર યાદ રાખી લીધું. ને ઘેર પહોંચ્યા પછી સહકુટુંબ ડોશીમાને તેડાવી બધો બદલો વાળી દીધો !

રાયગઢ પહોંચ્યા ત્યાં માતા જીજાબાઈને કહેવરાવ્યું કે 'માતાજી ! બે ચાર સંન્યાસી તમને મળવા આવ્યા છે !'

માતાજી તો સમજ્યા કે કોઈ સાધુ હશે એટલે બહાર આવ્યાં. ત્યાં તો આ નવીન પ્રકારના સંન્યાસી એમના પગમાં પડયા ! જુએ છે તો શિવાજી મહારાજ પોતે !

[૪]

દેશનું ઘડતર તો આવું. એમાં સમા સમા પ્રમાણે માણસોનો ખપ પડતો આવે. આ ઇતિહાસની જ બીજી એક વાત જાણવા જેવી છે મહારાજ શિવાજીએ આ દુર્ગ બંધાવ્યો રાયગઢ—એની જ એક વાત છે. રાયગઢનો કિલ્લો એવો મજબૂત કે એમાંથી કોઈ બહાર નીકળે કે કારવે ! તેમ બહારનો કોઈ અંદર





પેસી ન શકે! ડુંગરા ઉપર કિલ્લો એટલે ક્યાંય ડુંગરાની કોઈ ગુફા કે ભોંયરું પણ ધ્યાન બહારું રહી ન જાય એની મહારાજે જાતે કાળજી રાખેલી!

હવે એક વખત એવું બન્યું કે એક રબારણ દૂધ વેચવા આવી. વાતુડી હશે તે દૂધ વેચતાં વેચતાં તો મોડું થઈ ગયું. સાંજ પડી ગઈ ને દરવાજા તમામ બંધ! રાયગઢમાંથી બહાર જવાય એવું મળે નહિ.

પણ એણે તો ઘેર નાનાં છોકરાં મૂક્યાં હતાં. ઘણી પહેરેગીરોને આજીજી કરી. પણ એ લડાઈના જમાનામાં કોઈ કોઈનો વિશ્વાસ કરે નહિ તો! એટલે રબારણ તો મુંઝાણી. રાત આખી આંહીં કાઢે તો તો ધાવણું છોકરૂં ઘેર મરી જ જાય નાં?

પણ આ તો જંગલની કેડીએ કેડી જાણનાર જાત. એટલે ડુંગરાના કિલ્લામાંથી રસ્તો ખોળી કાઢ્યો કે ગમે તેમ રાતોરાત સરકી ગઈ!

મહારાજ તો રજેરજ વાતનું ધ્યાન રાખે! એમને કાને આ વાત આવી. મહારાજે હુકમ કર્યો કે એ રબારણને શોધી કાઢો. એને આંહીં બોલાવો. મહારાજ પાસે રબારણને લાવ્યા. હીરાકણી એનું નામ. એના મનમાં બે કે મહારાજ કોણ જાણે શું નું શું કરી નાખશે? પણ મહારાજને તો જાણવું હતું કે કિલ્લામાં આ ફાંકું ક્યાંથી? જેમ રબારણ નીકળી ગઈ એમ દુશ્મન નીકળી જાય ને કાં આવી જાય!

રબારણે એક છાનો રસ્તો બતાવ્યો. મહારાજે ત્યાં એક બુર્જ બંધાવી દીધો. અને એ બુર્જનું નામ પાડ્યું: 'હીરાકણી!'

પ્રજાજન સાથે આમ હળતા મળતા રહે તો જ આવી વાતનો પત્તો લાગે નાં? શિવાજી મહારાજની આવી વાત હતી.

[ ૫ ]

ઔરંગઝેબ બાદશાહના વખતમાં જેમ શિવાજી મહારાજ થઈ ગયા. તેમ ઔરંગઝેબના વડદાદાના વખતમાં રાણો પ્રતાપ થઈ ગયો. એ વખતે દિલ્હીની ગાદી ઉપર બાદશાહ અકબર.

અકબર બાદશાહની વાત વળી ન્યારી હતી. બહાદુરીમાં કોઈનાથી કમ નહિ. તો બુદ્ધિબળમાં પણ કોઈનાથી કમ નહિ. એણે હિંદુ-મુસલમાનનો સંપ કરાવ્યો. પણ મેવાડના મહારાણા પ્રતાપને એક વાત ગમી નહિ હિંદુરાજાઓ બાદશાહ સાથે સગાઈનો સંબંધ બાંધવા માંડ્યા એ એનાથી જોયું જાય નહિ. એણે એવા તમામ રાજાઓનો બહિષ્કાર કરી દીધો!

પણ આ રાજાઓ પાછા બાદશાહી સેનાપતિપદે પણ ખરા. એમને આ અપમાન ખુંચ્યું. રાણો પ્રતાપ ભલે ગમે તેટલો બહાદુર હોય પણ દિલ્હીના બાદશાહ પાસે એનું શું ગજું? એ બોલવા માંડ્યા કે અમે એનું માન જાળવવા માટે અમારી જાતને આમ નીચે ઉતારી તો રાણોજી અમને આમ હલકા ગણે છે ના? તો હવે જોઈ લ્યે, કેટલા દિ રાજ ભોગવે છે?'

આમ વાત વળે ચડી ગઈ. એ વખતે જયપુરમાં મહારાજ માનસિંહ. બાદશાહ અકબરના એ જમણા હાથ. એ એના મોટા સેનાપતિ. બાદશાહી લશ્કર લઈને કાબુલ



જીતવા એ ગયેલા. એમનું બાદશાહ પાસે ભારે માન. બાદશાહના એ ધગા. એને આ અપમાન હાડોહાડ લાગી ગયું. બાદશાહનો મોટો શાહજાદો સલીમ અને રાજા માનસિંહ પોતે બન્ને લશ્કર લઈને મેવાડ ઉપર ચડી આવ્યા. હલદીઘાટીના મેદાનમાં લડાઈ થઈ.

એ મેદાને તે દિવસે લડાઈનો જે રંગ જોયો એ તો અદ્ભુત જ હતો. મહારાણા પ્રતાપે તો હદ કરી નાખી. સલીમના હાથી ઉપર જ પોતાનો ઘોડો કૂદાવ્યો! ત્યાં સેંકડો રજપૂતો ને હજારો મુસલમાનો પોતપોતાના રાજા માટે પ્રાણ આપવા જુદ્ધે વળગ્યા. પણ એટલી બહાદુરી છતાં રાણા પ્રતાપની હાર થઇ. એ પોતાના ચેતક નામના ઘોડા ઉપર ભાગ્યા!

પણ આ લડાઇના વીરત્વને દે એવી મહાન સ્વાર્પણની વાત તો હવે આવે છે!

પ્રતાપ રાણાનો ચેતક આરમાર કરતો જાય છે ને તેને પકડવા પાછળ બે બળવાન મોગલ ઘોડેસવાર પડયા છે! ઘોડાની ઘોડદોડ જોવા આખી શીસ જાણે થંભી ગઇ છે. ચેતક પુરપાટ દોડયો જાય છે, જમીન બરાબર થઇ ગયો છે, એના હૈયામાં શ્વાસ ક્યાંય માતો નથી, પણ એ જાણે છે કે આ તો રાણાજીના જીવનમરણનો સવાલ છે! પળે પળનો હિસાબ રાખીને એ પુરપાટ નાસે છે! પાછલા ઘોડેસવારો સાથેનું અંતર ઘટવા દેતો નથી! એવામાં આડું એક ઝરણું આવ્યું. ઝરણું તો નાનું. પણ થાકયા માણસને જેમ એ હાથનું છેટું ભારે પડી જાય, તેમ હાંફી ગયેલા ઘોડાને આ નાનકડું ઝરણું તો સાગર સમું થઇ પડયું! પણ આ તો રાણાજીનો ઘોડો. એ ઘોડો કયાં રહ્યો હતો? એ તો જાણે રાણાજીનો દિલોજાન દોસ્ત બની ગયો હતો: એ સમજી ગયો, ઝરણું ન ઠેકાય તો તો આ દોડ બધીયે નકામી! રાણાજીના જીવનું જોખમ થઈ જાય. એણે બધું બળ કાઢી નાખ્યું. ઝરણું ઠેકી ગયો. પણ ઠેકયો એ ઠેકયો. મહારાણાને સામે પાર કરી દીધા પણ ત્યાં જ એણે પોતાના સ્વામી માટે જીવન આપી દીધું!

રાણાજી નિશ્ચેતન બનેલા ચેતકને જોતા ત્યાં થંભી ગયા! ઘોડાએ આજે હદ કરી નાખી હતી. એને આમ મૂકીને એક ડગલું ખસવું એ રાણાજીને હવે ન ગમ્યું. ભલે થાવું હોય તે થાય!

એટલામાં રાણાજીને કાને બંદુકનો અવાજ આવ્યો. પેલા બે મોગલ સૈનિકો આવી પહોંચ્યા હોવા જોઈએ, એમ સમજીને પાછળ જુએ છે તો એક જ ઘોડેસવાર દેખાયો. એ એને બૂમ મારી રહ્યો હતો.એ આસમાની રંગના ઘોડેસવાર! જરા ઊભો રહે, ઉભો રહે. મારે કામ છે!'

રાણાજીએ સાદ ઓળખી કાઢયો. આ તો પોતાનો જ ભાઈ શકિતસિંહ આવી રહ્યો હતો. એ મોગલ સેનામાં હતો. પોતાનો ભાઈ પોતાને પકડવા આવે એ તો હદ થઇ ગઈ! રાણાજી તલવાર ખેંચી ત્યાં એની રાહ જોતા ઊભા રહ્યા.

પણ શકિતસિંહ પાસે આવ્યો અને તેની આંખમાંથી આંસુની ધારા છૂટી તેણે રાણા પ્રતાપના ચરણમાં માથું મૂકી દીધું. મોટાભાઇનું આજનું જુદ્ધ એને દેવ જુદ્ધ જેવું લાગ્યું હતું. એણે મોગલસેન છોડી દેવનો નિર્ણય કરી લીધો હતો!

બન્ને ભાઇઓ ત્યાં ચેતકને જોતા ઊભા રહ્યા.

હલદીઘાટના આ જુદ્ધમાં હાર્યું જીત્યું કોણ એ જોવા કરતાં જોવાનું તો આ છે! એ જુદ્ધના એક એક લડવૈયાએ કર્તવ્યના વીરત્વની હદ બતાવી હતી. શકિતસિંહ પણ પછી મોગલ સેનાની નોકરીમાં ન રહ્યો. રાણા પ્રતાપની સેવામાં આવી ગયો.





## [માનવીનાં હૈયાં–પાન ૨૪ થી ચાલુ]

કેટલાક સારા માણસો પણ ખુલ્લે ખુલ્લું મોટાભાઈના પગલાનું સમર્થન કરવા માંડયા, પણ સામાન્ય જનસમૂહને કોણ રીઝવી શક્યું છે? તે તો પોતાને ફાવે તેમ જ બોલતો રહ્યો. આ બધું જ્યારે મેં જાણ્યું ત્યારે કેવી કૃતજ્ઞતાથી મારું હૈયું મારા આ પૂજ્ય વડીલો પ્રતિ ઢળ્યું હશે–કયા શબ્દોમાં વર્ણવું? મને થયું મોટાભાઈની એ વેદનાનો થોડોક હિસ્સો મને પણ મળવા પામ્યો હોત તો કેવું સારું? પણ મારો એ ઓરતો ય અધૂરો રહેવાનો નહોતો એનો મને ખ્યાલ ન હતો, અને એ જ્યારે પૂરો પડવાનો પ્રસંગ સાંપડયો ત્યારે? એ પ્રસંગ યાદ કરતાં હજુ પણ હું ધ્રૂજી ઊઠું છું.

અને એ વાત આમ બનવા પામી, એક વાર દિવાળીની રજામાં હું ગામ આવી. ગામમાં પગ મૂકતાં સૌ કોઇનું હેત મારા પર વરસવા માંડ્યું. અમારા વાસમાંનાં સૌ કોઇ વહાલથી મને ખબર અંતર પૂછવા આવી ગયું, અને મારું મન ભર્યું ભર્યું બની ગયું. એ બધામાં વળી એક વિશેષ ઘટના બનવા પામી હતી. મારા બાપાના મિત્ર–પેલા બે છોકરામાંનો એક–નારણ લાલાના પુત્ર કેશુ સાથે મોટાભાઈની સમ્મતિથી થોડાક દિવસ ઉપર જ મારો સંબંધ નકકી થયો હતો. એટલે પ્રણય જગતનાં દિવાસ્વપ્ન જોવામાં પણ હું અહીં આવ્યા પછી વધુ ને વધુ મગ્ન બનતી ગઇ. કેશુને આમ તો હું બહુ મળવા પામી ન હતી, પણ એના સંબંધી મેં સાંભળ્યું હતું ખૂબ. એનો સંસ્કારી પિતાનો વારસો એને મળ્યો હતો, અને મુંબઈની કોલેજમાં એ ભણતો હતો, ઊગતા ખેલાડી તરીકે છાપાંઓમાં પણ એનું નામ ચમકતું થઈ ગયું હતું. એક વાર બાપા સાથે મુંબઇ જવાનું થયેલું ત્યારે મેં એને જોયેલો. અમારી ન્યાતમાં મૂરતીયાઓની કંઈ ખોટ ન હતી, પણ મારા ઘરને યોગ્ય અને ભણેલો ગણેલો મૂરતીયો મળવો મુશ્કેલ હતો એ હું જાણતી હતી એટલે એને જોયો ત્યારે મારા મનમાં એ વિચારને આવતો હું ખાળી ન શકી કે એની સાથે મારું ગોઠવાઈ જાય તો કેવું સારું! અને એથી જ્યારે વડીલોએ પણ એવું જ વિચાર્યું ત્યારે મારા આનંદનો પાર રહ્યો નહિ. ગામમાં આવ્યા પછી એ સંબંધને અનુલક્ષીને થતા મીઠા વિનોદ મારે માટે પરમ આનંદના વિષય થઈપડયા.

એવા સુખસ્વપ્નમાં હું ડૂબી હતી ત્યાં કોણ જાણે શાથી મને અમારા ગામના સવર્ણોના લત્તામાં ને બજારમાં જવાનું મન થયું, હું જ્યારે જ્યારે ગામે આવતી ત્યારે ખૂબ ખેલકૂદ કરતી, ફરવા જતી, નદીમાં તરવા પડતી એ બધું ખરું—પણ તે અમારા વાસમાં કે સીમમાં—ગામમાં નહિ, ઊંડે ઊંડે મને એવો ખ્યાલ હતો કે હરિજનોને સવર્ણોના લત્તામાં વિના કારણ હડધૂત થવું પડે છે. અને તેથી ત્યાં જવા જેવું નથી હોતું. કદાચ એ જ કારણે આ વખતે મને સવર્ણોના લત્તામાં જવાની જાણે કે લગની લાગી. એ માટે કોઈ કારણ શોધવાની જરૂર ન હતી. મા કયાંક કાર્યવશાત્ બહાર જાય એવી તકનો લાભ લઇ ગામમાં જવાનો નિશ્ચય કરી હું રાહ જોતી બેઠી.

અમારી ખળીની આસપાસ નવી વાડ નંખાતી હતી ત્યાં એક દિવસ મારી મા ગઇ, મારા બાપુ ખેતરે ગયા, બપોરના ચારનો સુમાર થયો હશે. મેં મારાં સારામાં સારાં કપડાં પહેર્યાં. કોઇ અદમ્ય ઊર્મિઓ મારા અન્તરમાં જાગી ઊઠી. હું હરિજન કન્યા! હું અછૂત! આજ એ સૌ જોશે કે કોણ અછૂત છે!–હું કે તેઓ! અમારા ગૃહમાં સવર્ણ કન્યાઓની નજરમાં મારા તરફ માત્ર મારા જન્મને કારણે જ, જે સૂક્ષ્મ તિરસ્કાર હું જેતી હતી તેનાથી ઘવાએલી મારી બધી લાગણીઓ આજે છંછેડાએલી સિંહણની જેમ જાગી ઊઠી હતી. મારા રૂપની ભભક આગળ એ બધા કહેવાતા સવર્ણોને આંજવાની અને એમ કરીને તેમની ઉપર સરસાઇ માણવાની–એક અદમ્ય ઊર્મિએ મને ગાંડી બનાવી દીધી! પણ હાય! કેવો ભ્રમ? કેવો નિષ્ફળ એ રોષ? સવર્ણોના એ ભૂતની રમતમાં હું જ મૂર્ખ નહોતી બની રહી? હું જ મારી જાતને નહોતી વધેરી રહી?



એ દિવસની ઘટનાને કયા શબ્દોમાં વર્ણવું ?

એકલા જવાની તો મારી હિંમત નહોતી ચાલી, એટલે મારી બહેનપણી જડીને મારી સાથે આવવા મેં લલચાવી.

જડીએ જ્યારે મને બની ઠની તૈયાર થએલી જોઈ ત્યારે તે મોં વિકાસી જોઈ જ રહી—જાણે સ્વર્ગની કોઈ પરીને અચાનક પોતાની સામે ઊભેલી જોતાં ધરતીના કોઈ માનવીને થાય તેમ. ધીમે રહીને તે બોલી :

'શું તારું રૂપ છે પની !'

મેં હસતાં હસતાં કહ્યું.

'તું કયાં ઓછી રૂપાળી છે જડી ? ખાત્રી કરવી હોય તો પહેર મારાં કપડાં ને જો પેલા તકતામાં.'

'હં અં, મા મારી જ નાખે તો. પની મારું કહ્યું માને તો ઉતારી નાખ આ કપડાં. કોઈની તને નજર લાગશે.'

'ગાંડી થઈ ગઈ જડી ? એમ તે કોઈની ઓછી જ નજર લાગે ?'

'લાગે જ, કેમ ન લાગે, અને હેં કેશુએ તને આ કપડાંમાં જોઈ હતી કે ?'

મારા મોં ઉપર લાલી ચઢી આવી.

મારે કબુલ કરવું જોઈએ કે મોટાભાઈ અને મોટી બહેનના આવા સુન્દર સંસ્કારો છતાં સગાઈ થઈ તેની પણ પહેલાંથી હું લગ્નના વિચાર કરતી. આમાં મારી જવાબદારી કેટલી હતી તે તો હું નથી કહી શકતી, પણ મારી ઉમ્મરની બીજી છોકરીઓ મારા કરતાં આ વિચારથી કેટલી વધુ મુક્ત હતી તે હું નથી કહી શકતી. લગ્નનો વિચાર તો જાણે અમને ગળથુથીમાંથી મળ્યો હતો. ગૃહમાં કન્યાઓ ગૌરીનું વ્રત ઊજવતી, અને ત્યારે અમે જે રમતો રમતાં તેમાં વર–વહુની રમતમાં અમને ખૂબ રસ પડતો. અમારામાંથી એક છોકરીને વર અને એકને વહુ બનાવી અમે લગ્નની અનેક વિધિ રસપૂર્વક કરતાં. અમારામાંથી કેટલીક વેવાણો બનતી. કેટલીક જાનૈયણો બનતી, અને અમે લડતાં ઝઘડતાં ને ગીતો ગાતાં છોકરી માટે લગ્ન અનિવાર્ય છે એટલું જ નહિ પણ ઇષ્ટ છે એ 'વિચાર બહુ સચોટ રીતે આવા વાતાવરણમાં બાલિકાના મનમાં ઘર કરી બેસે છે, વળી એક બાજુથી રમતગમતોનાં આવાં તત્ત્વો માત્ર નભાવીને જ નહિ પણ કેટલીક વખત તો પ્રેરીને જ્યારે બીજી બાજૂથી કૌમાર્ય અને બ્રહ્મચર્યના આદર્શને સાતમે આસમાને ચઢાવવામાં આવે ત્યારે કુમળાં કિશોર-કિશોરીઓ ભારે દ્વિધામાં પડી જાય છે. અવિવાહિત જીવન કોઈ આદર્શ વસ્તુ છે જ્યારે વિવાહિત જીવનમાં કંઈક ઊણું છે એવો વિચાર અજાણતાં કિશોર મનમાં ઘર કરી બેસે છે, અને એમાંથી જીવનવિકાસમાં અનિષ્ટ એવાં ઘણાં તત્વો દાખલ થઈ જાય છે. આ વખતે મારી કંઈક આવી જ સ્થિતિ હતી. ગૃહના ભાવનાપૂર્ણ વાતાવરણમાં હું અવિવાહિત જીવનના વિચારો સેવતી, જ્યારે મારી બધી વૃત્તિઓ અને લગ્ન જીવનના દિવાસ્વપ્નોમાં હસડી જતી, એટલે કેશુ સાથે મારી સગાઈ થઈ ત્યારે તો એ દિશામાં મારું મન ઠીક ઠીક વેગથી કામ કરતું હતું. અને એની અસર મારા અંગવિકાસ ઉપર પણ થઈ હતી, એટલે જડીના પ્રશ્નથી મને ગલગલીઆં થતાં હતાં. છતાં જાણે આવી વાતો મારા જેવી ભણેલી ગણેલી છોકરી માટે હીણી હોય એમ બતાવતાં હું બોલીઃ

'કેશુએ જોઈ હોઇ હોય તો તેમાં મારે શું ?'

'કેમ તારે શું ? તે તારો વર નથી !'

'એ તો પરણીએ ત્યારની વાતને ?'

'તે તું નથી પરણવાની એમ ?'

'કંઈક એવું જ,' હું જાણતી હતી કે આ જૂઠું હતું. મારે પરણવું હતું જ—પછી તે કેશુને કે બીજા ગમે તેને. મારાં આ વિધાનથી તમને આશ્ચર્ય થવા સંભવ છે; પણ એ જેટલું મારે માટે સાચું હતું તેટલું જ મારા જેવી અસંખ્ય કન્યાઓ માટે તે વખતે સાચું હતું, ભૂતકાળમાં સાચું હતું, અને આજે પણ સાચું છે. વર એ કન્યા માટે ધ્રુવ વસ્તુ છે—કયો





વર તેને મળે એ માત્ર અકસ્માતની જ વાત હોય છે અને એથી જ 'કુંવારીના સો' જેવી કહેવતો પણ પ્રચલિત બનવા પામી હશે. એટલે મને કેશુ ગમતો હતો એમ કહું એના કરતાં કેશુ મારો વર થવાનો છે અને એથી મને ગમતો હતો એમ કહેવું વધુ સારું છે. તેના ઉપર મારો પ્રેમ હતો એમ જો હું કહું તો મારે કબુલ કરવું જોઈએ કે પ્રેમ એટલે શું એનો મને ખ્યાલ ન હતો. કોઈ ઊંડી અવર્ણનીય સહાનુભૂતિ અને તેમાંથી જન્મતી એકત્વ માટેની તીવ્ર ઝંખના એ કદાચ જગત જેને પ્રેમ તરીકે વર્ણવે છે તેના મૂળમાં હશે. એ સહાનુભુતિ કેવળ કૃત્રિમ રીતે નક્કી કરેલા સંબંધમાંથી કેમ જન્મે ? પણ કેટલીક વૃત્તિઓ કૃત્રિમ રીતે કેળવી શકાય છે. લગ્ન 'પ્રેમની વૃત્તિ' આનું એક ઉદાહરણ છે, એવું મારું વિધાન જે લોકો જૂઠું લેખતા હોય તેમણે હિન્દુ સમાજની લગ્ન પ્રથા જોવી. એમાં અજાણ્યા છોકરા છોકરીને વરવહુ તરીકે જોડી દઈ સમાજ કહે છે કે તમે અન્યોન્યનાં સુખદુઃખનાં સાથી બનો. અને સાચે જ અનેકવાર એમાંથી ઊંચામાં ઊંચી ઊર્મિઓ જાગતી આપણે જોઈએ છીએ. માનસશાસ્ત્રીઓએ આ પ્રશ્ન ઝીણવટથી વિચારવા જેવો છે. ટુંકમાં કેશુ નામનો એક છોકરો મારો વર થવાનો છે એ વાતનું મને ભાન હતું, અને એ ભાનમાંથી મારામાં એક જાતનું મુગ્ધપણું જન્મ્યું હતું. એ મુગ્ધપણાએ મને મારી કલ્પનાઓનો એક કેશુ સર્જી આપ્યો હતો અને એથી જ જડી મારા એ સંબંધની વાત મારી સાથે કરે એમને ગમતું હતું. મારો જવાબ સાંભળતાં તે બોલી:

'વાહ, ભણી ગણી એટલે હવે મોટી મીરાંબાઈ થવાની ખરું ?'

'એમાં શું ખોટું છે ?'

'બધું જ ખોટું, કહેને પરણવામાં શું ખોટું છે! કાલ સુધી તો બધી એની ને એની વાતો કરતી હતી, આજે ક્યાંથી આ ડહાપણ આવ્યું ? કેશુ તને નથી ગમતો ? તો તું તો કોઈ વાણિયા-બ્રાહ્મણને પરણવાની હશે !'

આમી બનતી જડીની વાગ્ધારા હું સાંભળી રહી. હું હસી પડી.

'વાહ, જડી જબરી છે તું ! કેવાં મહેણાં મારે છે !'

'એમાં મહેણું ક્યાં આવ્યું ? કેશુ જેવો આપણી ન્યાતનો છોકરો જેણે પુણ્ય કર્યાં હોય તેને જ મળે, ને બાઈ સાહેબ કહે છે 'નથી પરણું' ના તો પાડી જો, પછી જોઉં છું કે કેવીક મીરાંબાઈ બને છે.'

'ચાલ ચાલ જડી—કેવી દુષ્ટ છે તું ! તને હું ઓછી જ પહોંચી શકું ? હું હારી. હવે તો તું એ પીછો છોડશે ને ?'

'જોયું ! આમાંયે પાછી તારી લુચ્ચાઈ ! કેશુ માટેની વાત તને ગમે છે, અને છતાં દોષ મારે માથે ! ત્યાં બધું આવું જ ભણી આવી હશે, ખરું ને ?

અને અમે બંને જણાં હસી પડયાં. મેં હસતાં હસતાં કહ્યું,

'આ બધું તું કોની પાસે શીખી જડી ? જગુએ તો નથી શીખવ્યું ?'

જગુ જડીનો વર થતો હતો. ચાર મહિના ઉપર જ તે આણે ગઈ હતી, તેનું સાસરું પાસેના ગામમાં જ હતું, અને એથી કોઈ કોઈ વાર જગુને હું જોવા પામી હતી. જડી કરતાં ત્રણેક વર્ષે તે મોટો હતો, ને મોચીનું કામ કરતો હતો. મારા સવાલથી ખડખડાટ હસતી જડી બોલી:

'તે બધાં ભણેલાંને જ આવું બધું આવડતું હશે ખરું ને ?'

"લે, તું તો વાત વાતમાં આડી થઈને બેસે છે. ખરી વાત તો એ છે કે તું ભણી નથી એવું જે માને છે તે જ ખોટું છે. જોને વાતવાતમાં કેવી તું મને પાછી પાડી દે છે ! વાંચતા આવડે એટલે ભણતર આવડી ગયું એ વાત સાચી નથી.'

'ચાલ હવે રહેવા દે એ બધું ડહાપણ. કહે કે આમ શણગારાઈને હવે શું કરવું છે ?'

'બજારમાં જવું છે.'



'બજારમાં ?'

'હા.'

'વાહ, અલિ ! કાંઈ ગાંડી તો નથી થઈ!'

'કેમ એમાં ગાંડા થવાનું શું છે ?'

'પૂછી જો ગામમાં–કોઈ ગયું છે આવાં નવાં કપડા પહેરીને બજારમાં ?'

'ન ગયું હોય તેમાં મારે શું ? ને કોઈ જાય તેમાં ખોટું પણ શું ?'

'ખોટું–બધું જ ખોટું. આપણે અવળ વરણનાં કહેવાઈએ. ઊજળીયાતોની આમન્યા આપણે રાખવી જોઈએ.'

'એટલે ?' હું વિસ્મય પામતી તેના કથનનો અર્થ સમજવા મથી રહી.

'એટલે એમ કે ઊજળિયાતો જેવાં જ કપડાં પહેરી તેમની વચ્ચે જઈએ તો તેમનામાં ને આપણામાં કંઈ ફેર ન રહે; અને એમ થાય એ કેમ ચાલે ?'

'શા માટે ન ચાલે ? તેમનામાં ને આપણામાં કયો ફેર છે ? તે માણસ છે ને આપણે પણ માણસ છીએ. તે પૈસાદાર હશે ને આપણે ગરીબ હઈશું. તે ભણેલા હશે આપણે અભણ હઈશું, પણ તેથી એવું થોડું જ છે કે આપણે સારાં કપડાં પણ ન પહેરી શકીએ ?'

'જો પની, આ જીભાજોડીનો કાંઈ અર્થ નથી. હું કહું કે આપણે સૌ સરખાં છીએ તો તેથી આપણે સરખાં નથી થઈ જવાનાં, એથી ભલી થઈને મારું માન અને કપડાં કાઢી નાખ. બહેન આપણે હલકી વરણનાં. આવું આપણને કેમ પરવડે ?'

વેદના અને ક્રોધથી મારું મોં લાલચોળ બની ગયું. બીજાઓનો કયાં વાંક કાઢું જ્યાં અમે પોતે જ અમારી હીન સ્થિતિમાં કશું ખોટું જોતાં ન હતાં ? મેં ક્રોધમાં કહ્યું,

'વારુ જડી, ભલે તારે ન આવવું હોય તો ન આવ. હું એકલી જઈશ. પણ આ કપડાં તો નહિ જ ઉતારું.'

'એ તો જેવી તારી મરજી, બહેન. મારું થોડું જ તારા પર જોર છે ? પણ બીજા કોઈને, પૂછવા કરતાં કરસન કાકાને જ તું પૂછી જોજે ને. આપણાં આખા ગામમાં કરસન કાકા પાસે છે તેવો પૈસો ઊજળિયાતોમાં પણ કેટલા બધા ઓછાની પાસે છે ! કેટકેટલાં ઊજળિયાતોને એમણે પૈસા ધીરેલા પણ છે –અને એમ છતાં જ્યારે આપણા વાસના કોઈ પાટીદાર અહીં આવી ચડે છે ત્યારે કરસન કાકા જેવાને પણ ખાટલા પર બેઠા હોય ત્યાંથી ઊભા થવું પડે છે.'

'પણ શાથી ?' હું વધુ અકળાતી બોલી.

'એથી કે તે ઊંચા છે, આપણે નીચા, તેમની આમન્યા આપણે જાળવવી જોઈએ.'

'પણ એ તો આપણે જોવાનું—બળજબરીથી થોડું જ કોઈની પાસે એવું કરાવી શકાય ?'

'તને કઈ રીતે સમજાવું ? સારું છે કે હું તો તને બરોબર જાણું છું—બીજી કોઈ હોત તો કહેત કે ધાંચીની છોકરી બોલનો ટુકડો કેટલી વારમાં ભૂલી ગઈ ?'

'ખરી વાત છે જડી, ગૃહમાં મેં ઠીકઠીક અપમાનો વેઠયાં છે, પણ તમે સૌએ તો મારા કરતાં ઘણું ઘણું વેઠયું છે. પણ એમાં આપણો પણ વાંક ખરો ને ?'

'આપણો કઈ રીતે ?'

'કેમ કઈ રીતે ? બાપા પાસે આટલા પૈસા છે, અને છતાં શા માટે તે ઊજળિયાતોથી દબાતા ફરે ?'

'તો શું કરે ?' જડી કુતૂહલપૂર્વક મારા તરફ જોઈ રહી.

'શું કરે ? ઊજળિયાતોની જોહુકમી પોતે ન સાંખે અને બીજાઓને સાંખતા અટકાવે.'

'તે તું એમ માને છે કે કરસન કાકામાં એટલી પણ અક્કલ નહિ હોય ?'

હવે મારે માટે આ અસહ્ય થઈ પડ્યું. મારા મોં પરથી મારા મનનો ભાવ સમજી જતાં જડી બોલી:





'જો પની, તું ભલે ભણી હોય, પણ હજુ ગણી નથી. તારે ભણેલું ઘણું'ય ભૂલવું પડશે, અને નવું ઘણું'ય શીખવું પડશે. ભલે તારા મોટાભાઈ તને દીકરી બનાવે, ભલે તારી મોટીબ્હેન તારા હાથનું જમે, પણ બ્હેન, કહેવત છે ને કે ધરતી છેડો ને ઘરનો નેડો? અન્તે તો તારે આ જ ઘરમાં આવવાનું છે; અને એ ઘર તો એને આજ સુધી જે આવડતું હતું તે જ રીતે વર્તે ને? તને એમ લાગે છે કે કરસન કાકાને એ બધાં અપમાનો નહિ ખૂંચતાં હોય! પણ એ એકલા શું કરે? કદાચ તું કહેશે બીજે રહેવા જાય—પણ બીજે ક્યાં જાય? આપણી પાસે લાખ્ખો રૂપિયા કેમ ન હોય પણ આપણે એથી થોડાં જ અછૂત મટી જઈએ?'

મારામાં દલીલની શક્તિ નહોતી રહી, મારું મન ખૂબ ખાટું બની ગયું, કંઈ કેટકેટલી આંધીઓ મારા મનમાં જાગી ઊઠી. મેં જોયું કે જડી મારી માથે આવે અને હું આ કપડાં પહેરી બજારમાં જાઉં એ લગભગ અશક્ય વસ્તુ હતી. એટલે મેં કહ્યું.

'વારુ જડી, તારી વાત સાચી. આપણે બજારમાં નથી જવું.'

'પણ શાથી તું આમ માંડી વાળે છે? મારી વાતથી તને માઠું લાગ્યું?'

'તારાથી મને શા માટે માઠું લાગે? પણ જવા દે એ વાત. આપણે બજારમાં જઈને કરવું છે ય શું?'

'એ તો તેં કહ્યું એટલે હું તૈયાર થઈને આવી હતી; બાકી મને તો કદી પણ ત્યાં જવું નથી ગમતું.'

ફરીથી મારું કુતૂહલ જાગ્યું; એટલે હું બોલી.

'કેમ એમ?'

વેદનાથી તેની આંખ ઢળી ગઈ, ઘડીભર તે મૂંગી બની ગઈ, પણ હું અધીરાઈથી તેના મોં તરફ જોઈ રહી છું તે જોઈ તે બોલી;

'બ્હેન, તું પાછી તારા ગૃહમાં જ જતી રહે. આ સ્થળને યોગ્ય તું નથી રહી. સાચે જ તારાથી અહીં નહિ રહેવાય.'

'જડી, ભલે એ ગમે તેવી ખરાબ વાત હોય પણ જો તું મને નહિ કહે તો કોણ કહેશે? ગૃહ મને હંમેશ માટે થોડું જ સંઘરવાનું છે? મારું સ્થાન તો અહીં જ છે. હું આ ધરતીની માટીથી ઘડાઈ છું ને અહીં જ રહેવાની છું. તો પછી એનાથી મારે શા માટે દૂર ભાગવું? આજ બધું જ તું મને કહે.'

'એટલી બધી શા માટે અધીરી બને છે? તારે ન જાણવું હોય તો ય એક દિવસ એ બધું આપોઆપ તને જણાઈ આવશે. અને તે દિવસ તું જાણવાની ના પાડે તો ય તારી નાને સાંભળનાર કોઈ નહિ હોય. આજ તો તું અહીં બે દિવસની ઊડતી પંખિણી આવી છે, તો દીવાળીના આ તહેવારોમાં ઘડીભર તારી જુની બ્હેનપણીઓ સાથે ખેલી લે. એટલું પૂરતું નથી?'

મારા બાપુજી જડીના હંમેશ વખાણ કરતા. તેના જેવું ડહાપણ મેં ભલભલા ભણેલાઓમાં પણ નથી જોયું એમ અવારનવાર તે કહેતા, અને મને તેમાં જાણે હું ભણતી હતી તે વાતનું મારામાં ગુમાન ન ભરાઈ જાય તે માટેની એક યુક્તિ જ લાગતી. પણ આજે તેમના કથનને હું બરાબર સમજી શકી. જડીનું ડહાપણ, ઠાવકાઈ, ધીરજ—એનો થોડોક અંશ પણ મારામાં આવ્યો હોત તો કેવું સારું થાત? પણ એ બધું મારાથી ઘણું ઘણું દૂર હતું, એટલે મેં કહ્યું.

'સારું જડી, ભલે તારે મને ન કહેવું હોય તો ન કહે,' ને એમ કહેતાં મારું મો પડી ગયું. એ જોઈ તે હસી પડી.

'પની, તારાં મોટાંબ્હેન તને દીકરી બનાવે એમા કાંઈ જ ખોટું નથી, તારા પર કોને વહાલ ન છૂટે! અને એથી જ હું તને કહું છું કે બ્હેન, દુનિયામાં કેટલુંક એવું હોય છે જે આપણે ન જોઈએ ન જાણીએ કે ન સાંભળીએ તેમાં કોઈનું કશું બગડતું નથી—કેટલીક વાર તો વધી ફાયદો જ થતો હોય છે. આપણી બધી અનેક આપવીતીઓ જાણી તારા મનને આજે દુઃખી થવા ન દે તો તેથી કંઈ બગડી નથી જવાનું.'

લેખક: શ્રી. મહન્ત ચન્દ્રરાજપુરી
અનુ. જયેન્દ્ર ગિ. ત્રિવેદી

'[illegible]ી આંખો સામે લાલપીળાં દેખાવા લાગ્યાં ! અને થયું કે હું કદાચ બેભાન થઈ જઈશ ! મારા શિકારી જીવનમાં મેં કોણ જાણે કેટલીએ આફતોને વધાવી લીધી છે, કોણ જાણે કેટલીયેવાર મોત સાથે આંખમિચામણાં કર્યાં છે, કોણ જાણે કેટલીયેવાર યમદૂતો સાથે કુસ્તી લડવી પડી છે પણ આજના જેવી તો મારા પર કોઈવાર વીતી નથી ! વાહરે વાઘનો શિકાર અને વાહરે શિકારી ! ઉપર મૃત્યુ. નીચે મોત ! માથા ઉપર વાઘ અને પગ નીચેય વાઘ !'

આખરે એ બન્યું શી રીતે ? વાત બહુ લાંબી નથી અને હું કહીશ ય ટુંકાણમાં. 'દોન' ગામમાં કિસાન-સભા યોજાયેલ હતી. સોમેશ્વર અને ઠોરીના પહાડોની વચ્ચે જે પાતળો એવો, સમથળ જમીનનો ટુકડો છે તે 'દોન' નામે ઓળખાય છે. તે ચમ્પારણની છેક ઉત્તરે આવેલ છે. ધાંગડ અને થારુ જેવી પછાત જાતીઓ ત્યાં રહે છે. એવી પછાત જાતીઓ પરના અત્યાચારોની તો શું વાત કરવી ! એમને મન તો ગામનો મુખી અને રાજ્યનો સિપાહી વાઈસરોયના જમાઈ બરાબર જ છે. પરાણે મુરઘી ઉપાડીને હલાલ કરી નાખે, પૈસા ચુકવ્યા વગર બકરા ઉઠાવી જાય ! કોઈના છાપરા પર દૂધી કે એવું શાક બચવું પણ મુશ્કેલ છે. પણ જો કોઈ સાચો આદમી માર્ગદર્શન કરે તો ખૂબ દ્રઢતાપૂર્વક જુલમોનો સામનો પણ કરે છે !'

પં. હૃદયાનંદ મિશ્રના કાગળ પર કાગળ આવતા હતા. જ્યારે જ્યારે મળતા ત્યારે ત્યારે પણ કહેવામાં કંઈ બાકી ન રાખતા. 'સભાનો દિવસ નક્કી કરો, બિચારા ખેડૂતો મને હેરાન કરે છે, મારો જીવ લઈ જાય છે. હવે ક્યાં સુધી હું એમની પાસે બહાના કાઢયા કરૂં ?'

અહીં મને બહારના આમંત્રણોમાંથી સમય નહોતો મળતો. અંતે લાચાર થઈને મેં દિવસ નક્કી કરી નાખ્યો. મિશ્રજીને પત્રિકા છાપીને ગામડે ગામડે વહેંચવાની સૂચના આપી દીધી, હૃદયાનંદજી ખૂબ ખુશ થયા. એમને એમ થયું એમના તકાજાને અંગે કામ થયું. પરંતુ મારા પેટમાં તો પાપ હતું. વિચાર્યું કે ચાલો 'દોન'માં કિસાન સભા યે કરતો આવું અને એમા ભેગા વાઘનો શિકાર પણ કરતો આવું.

પરંતુ સૌથી મોટી મુસીબત તો કિસાન સભામાં શિકારનો સામાન શી રીતે લઈ જવો એ જ હતી. કિસાનો તો એમ જ ધારેને કે અમારા દુઃખદર્દથી પીગળીને અમને સદુપદેશ દેવા નહીં પણ શિકાર ખેલવા આપ તો પધાર્યા છો. વિરૂદ્ધ પક્ષોને પણ સાચો-ખોટો પ્રચાર કરવાની એક તક મળી જાય. બહુ વિકટ સમસ્યા હતી. ઘરનાંઓને સમજાવવાનું હતું કે કિસાન સભાની બેઠકમાં જાઉં છું. બહારના-

'પણ મારે એ જાણવું હોય તો?' મેં જીદ પકડી.

'તો? કઈ રીતે તને એ બધું જણાવું? હાડકાનો ટુકડો જોતાં ભુખ્યા કૂતરાની આંખમાં શું શું આવતું હશે તે કઈ રીતે વર્ણવી શકાય? એ તો જોયે જ સમજાય. તેમ આપણા લોકની જૂવાન છોકરીઓ જ જ્યારે બજાર બાજુ જાય ત્યારે તેને માથે શું શું વીતે છે તે તો જેને વીત્યું હોય તે જ સમજી શકે-ને હું ઇચ્છું છું બહેન કે તારે માથે તેવું ન વીતે-જો કે મને એવી આશા તો બહુ ઓછી છે, આવું રૂપ ને આવી ચતુરાઇ! કોણ જાણે શાં ય વિઘ્નો એ ન નોતરે; પણ કરસન કાકા જેવાનું માથે છત્તર છે એટલે તારે કંઈ મૂંઝાવાની જરૂર નથી.'

આ વાર્તાલાપે તો બજારમાં જવાની મારી ઊર્મિને ઉલટી અનેક રીતે ઉત્તેજીત કરી મુકી. જીદીને મેં એ ન જણાવા દીધું. તેમજ તેની પાસે વધુ જાણવા આગ્રહ પણ મૂકી દીધો. હું બજારમાં નથી જ જવાની એમ જાણતાં તે તેને ઘેર ગઈ એટલે જે કપડાં મેં પહેરેલાં હતાં તે તેમ ને તેમ જ રાખી હું ચોરની જેમ ઘરમાંથી બજારમાં જવા નીકળી પડી.

[અપૂર્ણ]





એને વળી જુદું જ સમજાવવાનું હતું જાણે કિસાન સભા અને શિકારને કંઇ સંબંધ જ નથી. હા, ફક્ત એક રીત હતી. શિકારની અને સભાની જગ્યા જુદી જુદી રાખવી. મેં એમ જ કર્યું. 'સેરહવા–મહજીદવા'માં સભા રાખી અને ત્યાંથી દસ માઇલ દૂર પશ્ચિમમાં 'વનકટવા'માં શિકાર ખેલવા જવાનું નક્કી કર્યું. જો કે આ જાતની ગોઠવણમાં વચલો એક દિવસ બગડતો હતો પણ શું કરવું ? એ સિવાય બીજો છૂટકો નહોતો.

પરંતુ સાવચેતી રાખવા છતાં વ્યંગ–બાણોમાંથી હું ન બચ્યો. તે દિવસે, જ્યારે હું બધી તૈયારી પૂરી કરીને હાથી પર બેસવા જતો હતો ત્યાં મારા એક મિત્ર મને મળવા આવ્યા. મારા સામાનને જોતાં જ કહે, જરા હસીને, કે 'બાપરે ! કિસાન સભામાં ભાષણ આપવામાં યે બહુ સામાનની જરૂર પડતી લાગે છે. હાથી, ગાડી, તંબુ, બંદુક, કાર્તુસોથી ભરેલો પટ્ટો ! શાબાશ છે તમને કે આટલો સામાન લઇને કિસાનોને ઉપદેશવા ઉપડયા છો !'

મેં પણ જરા હસીને કહ્યું, 'આપ ભૂલો છો, નામદાર ! આ બધા સામાનની જરૂર તો કિસાન સભા પછી પડશે. આપે નાહક બિચારા આ સામાનને કિસાન સભા માટે ગણી લીધો. બીજા કોઇની નહીં તો ઓછામાં ઓછી આ બંદુકની તો તમારે જરૂર માફી માગવી જોઇએ !'

શિયાળાના દિવસો હતા. અનાજ લણાઇને ખળામાં આવી ગયું હતું. ચંપારણના ખેડૂતોનો સૌથી મોટો પાક આ અનાજનો જ છે, ખળાંઓની ચારે બાજુ જમીનદારો અને શાહુકારોના પડછાયાઓ ફરતા હતા. રોજ એકવાર તો એમનો માણસ આવીને ખળાં તપાસી જ જતો હતો.

મારા ઘરથી સભાની જગ્યા જરા દૂર હતી. સવારે જમીને હું નીકળ્યો હતો, સભાનો સમય ત્રણ વાગ્યાનો હતો. મેં વિચાર્યું હતું કે પાંચ વાગ્યા સુધીમાં સભા પૂરી કરીને નીકળી જઇશ અને રાતના આઠ, નવ સુધીમાં તો 'વનકટવા' પહોંચી જઈશ. બીજા દિવસથી શિકારની વ્યવસ્થા કરવી હતી.

બરાબર સમયે હું સભામાં પહોંચ્યો. ધાંગડો અને થારુઓની અર્ધનગ્ન મૂર્તિઓ જોતાવેંત મનમાં કરુણા ભરી દેતી હતી, સદીઓથી પીડિત અને દલિત !

પાંચ વાગ્યા પહેલાં જ મેં સભા પૂરી કરી. આ બાજુ સૂરજ ડૂબ્યો કે હું હાથી પર 'વનકટવા' જવા રવાના થયો. જંગલના રસ્તે દસ માઇલ જવાનું હતું. પહેલી રાત પણ અંધારી હતી. જ્યાં સુધી હાથી દોડી શકે તેમ હતો ત્યાં સુધી તો અમે તેને દોડાવ્યો. રસ્તામાં એક મોટું એવું ગામ આવ્યું, સાવ સાંજ પડી ગઇ હતી, ઘરેઘરમાંથી ચૂલાનો ધુમાડો નીકળતો હતો. હજી અમે ગામમાંથી નીકળીને થોડે દૂર નહીં ગયા હોઇએ ત્યાં તો પાછળથી એક આદમી, 'એ હાથી ! એ બાબૂ !' કહેતો દોડતો આવતો લાગ્યો. ગમ્યું તો જરાયે નહીં પણ અમે ઊભા રહ્યા. આદમીએ આવતાં આવતાં જ પૂછ્યું, 'બાબૂ ! થોડું મીઠું હશે ?'

ખૂબ વિચિત્ર પ્રશ્ન હતો. મેં જરા ખીજાઇને પૂછ્યું, 'શેનું મીઠું ?'

'મીઠું, ખાવાનું જ તો ! હોય તો થોડું આપોને ?'

'ગામના બધાં ઘર છોડીને, એક જરા જેટલું મીઠું લેવા માટે હાથીની પાછળ દોડયા આવો છો !'

'બાબૂ ! હાથીવાળા પાસે મીઠું નહીં હોય તો બીજા કોની પાસે હશે ?'

'હું ગામમાં કયા ઘેર મીઠું માગવા જાઉં ? ગામવાળાને જો ખબર પડે કે આપની પાસે મીઠું છે તો ચપટીએ રહેવા ન દે. બધુંય તમારી પાસેથી માગી જાય !'

મને એની વાત સાંભળીને બહુ નવાઇ લાગી. શું દુનિયામાં એવું યે એક ગામ હશે જ્યાં કોઇના ઘરે મીઠું યે ન હોય ? મેં બહુ જ ઉત્કંઠાથી પૂછ્યું, 'ગામમાં કોઇના ઘરે મીઠું નથી ?'

'કોઇના ઘરે નથી.'

'તો લોકો ખાય છે શી રીતે ?'

'એમજ. મીઠાં વગરનું શાક જ બને છે. ક્યારેક વળી દાળ જો બનાવીએ તો એ પણ અલૂણી.'

'કેટલા દિવસથી આમ ચાલે છે ?'

'કેટલા દિવસથી ? આઠ મહિના થયા કોઇએ મીઠું ખાધું છે ! એ દરમીયાન મેં એકવાર મારા બનેવીને ત્યાં ખાધું હતું.'

આશ્ચર્યથી હું તો સાંભળી જ રહ્યો. આંખો પટપટવાનું યે ભૂલી ગયો.

આ, હું શું સાંભળતો હતો ? આવી તપસ્યા શા માટે ? ખોટું માનવાનું યે કંઇ કારણ નથી, મેં એને પૂછ્યું. 'બજારમાંથી શા માટે નથી ખરીદી લાવતા ?'

'પૈસા ક્યાં છે ? જો પૈસા હોત તો ઉધાર આપનારો વાણીયો જ ન આપત ? એ ઉધાર દેવું શું કામ બંધ કરત ?'

'એણે ઉધાર દેવું શું કામ બંધ કર્યું ?'

'બાબુ, દરેક વરસે એ જ ઉધાર મીઠું ખવડાવે છે. આખું વરસ ખવડાવતો હતો. અને વરસમાં એક વાર ફાગણમાં બધી કિંમતનો સરવાળો કરીને વ્યાજ સહિત અનાજ તોળી જતો હતો. આપ તો જાણો છો, ગઇ સાલ પાક ઉગ્યો જ નથી. કોઇને ત્યાં એક મૂઠી અનાજ પણ નથી પાકયું. થોડી ઘણી કડબ થઇ હતી તે પણ જમીનદાર ઉપાડી ગયો. અમે ફાગણમાં શી રીતે વાણીયાને અનાજ આપીએ ? વાણીયાએ તો ચોકખે ચોકખું કહી દીધું કે જ્યાં સુધી બાકીનું દેવું નહીં ચૂકવો ત્યાં સુધી આગળ ઉધાર નહિ મળે. બાબુ, ત્રણ મહીના સુધી તો અમે 'ગેંઠી' (એક જાતની વેલનાં મૂળિયાં) ખોદી ખોદીને ખાતા રહ્યા. ત્યાં તો મકાઇ થઇ ગઇ એટલે જીવ્યા છીએ... !' કહેતાં કહેતાં એનું ગળું રૂંધાઇ ગયું હોય એમ લાગ્યું. દેખાઇ આવતું હતું કે તે રડી પડયો હતો. ઘણા વખત સુધી હું પણ કંઇ બોલી ન શકયો, મારા મોંમાંથી પણ અવાજ નહોતો નીકળતો.

કિસાન–સભાઓના પર્યટનોમાં મેં ખેડૂતોના એવાં એવાં કરૂણ દશ્યો જોયાં છે કે પથ્થરનાં કલેજાં પણ પીગળી જાય ! છતાં આની સરખામણી કોની સાથે થઇ શકે ? મહેનત કરતાં કરતાં આખા શરીરનું લોહી, પરસેવો થઇને વહી ગયું ! ખેતર વાવતાં, ખોદતાં એની કમ્મર વાંકી વળી ગઇ ! સ્ત્રી, બાળક જુવાન અને વૃદ્ધોએ એક સાથે હળી મળીને ખેતર ખેડતાં, વાવતાં, ખાતર પૂરતાં, નીંદતાં દિવસને દિવસ કે રાતને રાત ન ગણી ! ટાઢ, તડકો કે વરસાદની પરવા ન કરી ! એમને જ મહિનાઓથી એક ચપટી મીઠું ન મળ્યું ! એમની આ કઠિન તપસ્યા કયારે સમાપ્ત થશે ? કયારે એમને પેટ ભરીને ખાવાનું મળશે ? અને જો આ વાત મેં મારી આંખોએ ન જોઇ હોત તો શું મને તરત જ એની પર વિશ્વાસ બેસત ? મારી આંખો છલકાઇ ગઈ. કમ્મરમાંથી એક રૂપિયો કાઢી અને ખન્ત કરીને તેની તરફ ફેંકી મેં કંઈ બોલ્યા વગર જ હાથી આગળ લીધો.

( ૨ )

માંચડા પરથી વાઘનો શિકાર કરવામાં જેટલી સુરક્ષિતતા અને મઝા છે તેટલી જ માથાકુટ પણ છે. હજી સુધી વાઘના શિકાર માટે આથી વધુ રક્ષાપૂર્ણ સાધન નથી મળ્યું. કોઈ વૃક્ષ પર, ઘટાદાર ડાળીઓ વચ્ચે માંચડો બાંધીને બેસી જાઓ. જ્યારે વાઘ આવે ત્યારે મારવાના હોશ હોય અને સગવડ હોય તો ગોળી છોડો નહીં તો ચૂપચાપ બેઠાબેઠા તમાશો જોયા કરો. હાથી પર બેસીને વાઘ પર ગોળી છોડવાની તો વાત જ શું કરવી ?

પણ માંચડામાં માથાકૂટ બહુ. ઠેકાણે ઠેકાણે જ્યાં વાઘના પંજાનું નિશાન હોય અથવા એના આવવાની શકયતા હોય ત્યાં પાડો બંધાવતા ફરો. જ્યારે પાડાને વાઘ મારી નાખે અને લોહી પીને ચાલ્યો જાય ત્યાર પછી ત્યાં માંચડો બાંધીને એના ફરી આવવાની રાહ જુઓ. માંચડા પરની પ્રતીક્ષા પણ





કંઇ સાધારણ નથી હોતી; શ્વાસ રોકીને કલાકો સુધી તપસ્યા કરવી પડે છે. જો વાઘ મહારાજ ગમે તે કારણે ભડકી જાય અને આવે નહીં તો આ બધી મહેનત તે દિવસ પૂરતી તો નકામી જ. છતાં યે માંચડાની સુરક્ષિતતા માટે તો બે મત છે જ નહિ.

અમે બીજે દિવસે પાડા બાંધવાની જગ્યાઓ નક્કી કરવા ઉપડયા. ત્રણ ચાર માઇલના ઘેરાવામાં જંગલને ખુંદી વળ્યા. પાડા બાંધવાની અનુકૂળ જગ્યા એક નહીં પણ અનેક લાગી. અમે ત્રણ જગ્યાએ ત્રણ પાડાઓ બાંધવાનો વિચાર કર્યો. જે પ્રમાણે મચ્છીમારો જલદી અને ઘણી માછલીઓ પકડવા માટે ત્રણ ત્રણ ચાર ચાર જાળ પાણીમાં નાખે છે એટલું જ નહીં એક જ દોરીમાં કાંટાઓના અનેક ગુચ્છ ગોઠવે છે તે જ રીતે જલદી વાઘને સપડાવવા માટે અમે ત્રણ જગ્યાઓ પસંદ કરી. હા, એ તો પહેલાં જ જોઇ લીધું હતું કે જ્યાં વાઘ પાડાને મારે ત્યાં માંચડો બાંધવાની સગવડ છે કે નહિ ? બધી રીતે જગ્યાઓ યોગ્ય હતી.

એક જગ્યાએ, એક સુકા નાળામાં વાઘના પંજાની ઘણીએ જુની અને નવી છાપો હતી. આ રસ્તે વાઘ આવ-જા કરતો હોય એમ સ્પષ્ટ જણાતું હતું. એક પાડો ત્યાં બાંધવાનો હતો. એક જગ્યાએ, એક ગાઢ ઝાડીમાં વાઘનું તાજું પાયખાનું જણાયું: આસપાસ એના પંજાનાં નિશાન પણ હતાં. એક પાડો ત્યાં બાંધવાનું વિચાર્યું. જંગલના આ ત્રણ ચાર માઇલના ઘેરાવામાં ફક્ત એક જ એવો ખાડો જોયો જેમાં પાણી હતું. જંગલના મોટા ભાગના જાનવરો તરસ છીપાવવા જરૂર અહીં આવતાં હશે. અને આવી જગ્યાએ વાઘ પોતાનું નસીબ અજમાવવા આવે એ સ્વાભાવિક હતું. આમ વિચારીને એક પાડો ત્યાં બાંધવાનું વિચાર્યું. ક્યાંક તો સફળતા મળશે !

ત્રણ પાડાઓ મેળવવાની વ્યવસ્થા પણ કરી. ગામમાંથી એક ગોવાળને બોલાવ્યો. એની પાસે ત્રણ પાડા હતા. ત્રણે મંગાવ્યા. દરેકની જુદી જુદી કિંમત જ આપવામાં આવશે. જો ત્રણે માર્યા જશે તો ત્રણેની કિંમત આપીશું અને આગ ત્રણ દિવસના સતત પ્રયત્ન છતાં એક પણ પાડો ન મરે તો ત્રણે પાછા આપી દેશું એમ પણ નક્કી કર્યું હતું. હા, પાડાની સાથે સાથે એને પડતા શ્રમ માટે બે રૂપીયા આપવાની વાત પણ થઇ હતી.

સાંજ થતાં પહેલાં જ અમે નક્કી કરેલી જગ્યાઓએ પાડા બાંધી આવ્યા. એમની ગરદનમાં દોરડું નહોતું. ઘણા ખરા વાઘ હવે, જાનવરની ડોકમાં દોરડું જોઇને ચેતી જાય છે. એક પગમાં મજબૂત દોરડું બાંધીને ખૂંટા સાથે બાંધવામાં આવ્યા. જગ્યા ગોતવા જતી વખતે, પાડા બાંધવા જતી વખતે અમે ધાર્યું હોત તો એક બે હરણ બહુ સહેલાઇથી મારી શકત. બન્ને વખત હરણના ઝુંડ મળ્યા હતાં. પણ એવા નકામા શિકાર માટે અમે ફાયર કરવા નહોતા ઇચ્છતા. બંદૂકના અવાજે વનરાજના ચેતી જવાની પણ બીક હતી.

(આવતા અંકે પૂરું.)

સંપાદક:
ઈશ્વરલાલ મોહનલાલ દવે

સમાજ, સાહિત્ય અને સંસ્કારવાંછુઓનું ઉત્તમ માસિક



વર્ષ વીસ • જૂન '૫૦ • અંક ત્રીજો



પાછાં ફરતાં

ચિત્રકાર : શ્રી કનુ દેસાઈ

નિસર્ગોપચારની દૃષ્ટિએ
જીવનઘડતરનું માસિક

# તંદુરસ્તી

*

તંત્રીઓ :
ભૂપતરાય મો. દવે
શંકરલાલ મો. દવે

જૂનની ૧૦ તારીખે પહેલો અંક પ્રગટ થશે.

દરેક ઘરમાં આ માસિકનું વાંચન ઉપયોગી ને રસપ્રદ થઇ શકે તેટલો પરિશ્રમ આની પાછળ લેવામાં આવ્યો છે.

તંત્રીઓનો અઢાર વરસનો કિંમતી અનુભવ આ માસિક પાછળ રહ્યો છે.

દવાઓ અને બીજા ઇલાજો પાછળ જ્યારે ખૂબ પૈસા ખરચીએ છીએ ત્યારે વરસે માત્ર સાડાચાર રૂપિયાના ખર્ચમાં (લવાજમમાં) અત્યંત સરતુ ને ઉપયોગી થઇ પડશે.

આજે જ ગ્રાહક માટે નામ લખી મોકલો. લવાજમ દેશમાં રૂ. ૪-૮-૦ પરદેશમાં રૂ. ૭.

*

## તંદુરસ્તી કાર્યાલય

ફરનાન્ડીઝ પૂલ નીચે : ગાંધી રસ્તો
અમદાવાદ-૧

ઊર્મિ અને નવરચના સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૦ : 'નવરચના' વર્ષ ૧૫ : અંક ૩ જો

જૂન : ૧૯૫૦

ક્રમ





: વાર્ષિક લવાજમ :

દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂા. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧
રવાણી એન્ડ કંપની : ૪૦૫, કાલબાદેવી : મુંબઈ-૨

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઇશ્વરલાલ મો. દવે
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧
મુદ્રક : જયંતી ઘેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ, ઘેલાભાઇની વાડી : અમદાવાદ.



## જીવનધારા

### 'ટાગોર'માંથી

[ ૧ ]

રાજકુમારના ઠાઠમાઠથી શણગારેલું શીશુ, પોતાની રમતગમતની મઝા ગુમાવી બેસે છે હર ક્ષણે એને એનાં આભૂષણ સાંભરી આવે છે! "રમવા જતાં ક્યાંક એ બગડે નહિ!"

એ આભૂષણની સંભાળમાં ને સંભાળમાં એ બિચારું આઘુંપાછું પણ ખસી શકતું નથી.

હે મા! આ આભૂષણના ઠાઠમાઠે એને બિચારાને બંધન આપ્યું છે. એને તંદુરસ્તીની ધૂળભરી રમતમાં જતું રોક્યું છે. સૌની સાથે સામાન્ય આનંદ-વિનોદમાં એ ભળી જાત; પણ આ ઠાઠમાઠી આભૂષણે એને એકલું પાડી નાખ્યું છે! આ તો તેં એને બંધન બાંધ્યું છે! આભૂષણ પહેરાવ્યાં નથી.

[ ૨ ]

રે મૂરખ! તારી જાતને તારા પોતાના ખભા ઉપર લઈ જવાનું તને મન થયું છે? નવી નવાઇની વાત!

રે ભિખારી! તું, તારે ત્યાં જ, ભિક્ષાન્ન દેહિ કરવા નીકળ્યો છે? એ પણ નવાઈની વાત! ભલા માણસ!

તારી બધી મુશ્કેલીઓને ઉપાડવાને જે સમર્થ છે, એના હાથમાં જ તારી જાત સોંપી દે ને! પણ જોજે, એ સોંપણી કર્યા પછી પાછો ચિંતા કરવા બેસતો નહિ! નહિતર સોંપણીનો એ ઢોંગ જ હશે!

તારી મનોકામના, તારા અંતરના પ્રકાશને ઝાંખો કરે છે!

એ પ્રકાશ મેળવવા માટે, એવી અદ્‌ભુત ભેટ માટે, પહેલાં તો તારા હાથ સ્વચ્છ ને પવિત્ર રહેવા જોઇએ.

પવિત્ર પ્રેમ વડે જે કાંઈ તને મળે તે તારું, એમ ગણતાં શીખવું જોઈએ.





[ ૩ ]

આ બધી માળા, ને પ્રાર્થના ને 'રઘુપતિ રાઘવ'ની ભજનધૂનો હવે બંધ કરો. આંહી' આ એકાંત ખૂણામાં બારણાં બંધ કરીને તમે કયા ઈશ્વરને શોધી રહ્યા છો ? કહેશો જરા ? તમારી આંતરચક્ષુ ઉઘાડો. ખબર પડશે કે જે ઇશ્વરના સાન્નિધ્યની તમે વાતો કરો છો તે તો ત્યાં નથી.

એ ઇશ્વર તો ત્યાં છે જ્યાં પેલો ખેડૂત પરસેવો પાડીને હળ ખેડે છે. જ્યાં પેલો માળી ઝાડ રોપે છે. જ્યાં પેલો મજૂર રસ્તો સુધારે છે. ઈશ્વર ત્યાં બેઠો છે અને તમે એને આંહી' શોધો છો ! એ તો ત્યાં, એમની સાથે તડકામાં અને વરસાદમાં બેઠો છે. એ ઈશ્વરનાં વસ્ત્રો પણ ધૂળથી ભરેલાં છે. એને ધરતી અને ધૂળ વહાલાં છે !

આ પૂજાના અંચળાને એક બાજુ મૂકો. ધરતીની પૂજા શરુ કરો, એટલે ઇશ્વરની પૂજા થાશે !

મુક્તિ ? શું કહ્યું ? મુક્તિ માટે આ તમે કરી રહ્યા-છો ? મુક્તિને કયાં શોધવી એમ ? અરે ! ભલા આણુસ, ચૌદલોકનો નાથ પોતે, આનંદપૂર્વક, સર્જનનાં આટલાં બધાં બંધનો ઉપાડી રહ્યો છે ને તમે બંધનથી ધ્રૂજો છો ? ભગવાનની સાથે આપણે ને આપણી સાથે ભગવાન– હમેશના બંધનથી આપણે આમ બંધાયા નથી કે તમે બંધનથી છુટવા ફાંફાં મારો છો ?

મારા ભાઈ ! બંધનથી મુક્ત થવાનું નથી. બંધનથી ન બંધાવાનું રાખો એટલે ઘણું !

એટલે હવે તમારા ધ્યાનમાંથી બહાર આવો. એ પુષ્પોને ત્યાં જ છોડો. ધૂપ દીપ ભલે ત્યાં રહ્યાં. આપણાં લૂગડાં ધૂળથી મેલાં થાય તો શું વાંધો છે ? આપણે સૌ શ્રમ કરીએ, સૌ મહેનત કરીએ, સૌ પરસેવો પાડીએ, તો જ પછી ઈશ્વરની કાંઈક ઝાંખી પામીએ.

[ ૪ ]

હું જે ગીત ગાવા આવ્યો હતો તે મારું ગીત હજી ગાવાનું રહી ગયું છે !

મારો ઘણો સમય તો મારાં વાજિંત્રના તાર મેળવવામાં જ ચાલ્યો ગયો. હજી ગીતની એ પળ મને આવી મળી નથી. હજી એ શબ્દો હૈયામાં ઉગ્યા નથી. માત્ર હૃદયમાં ઊંડું ઊંડું દર્દ બેઠું છે, ન ગવાયલા ગીતનું !

પરિમલનો ભંડાર તો અણઉઘડયો રહ્યો છે: માત્ર પવનની એકાદ બે લેરખીના નિ:શ્વાસ જ આવ્યા છે !

મેં એ સૌન્દર્યસાગરની તો ઝાંખી પણ કયાં કરી છે ? કે એના શબ્દો– એમને પણ કયાં સાંભળ્યા છે ? કેવળ મારા ઘર પાસેથી પસાર થતા એના આછા પદધ્વનિને જ મેં કયારેક સાંભળ્યો છે !

સારો દિવસ પસાર થવા આવ્યો છે. સંધ્યાનાં આછાં અજવાળાં આ બાજુ ઢળે છે. માત્ર એની બેઠકની તૈયારીમાં જ આટલો બધો વખત વીતી ગયો ! પણ હજી મારું કોડિયું પ્રગટયું નથી. ઘરમાં અજવાળું આવ્યું નથી. એને અંદર આવવાનું કયે મોંએ હું કહું ?

કોઈક દિવસ, અનંતતાને પંથે કોઇક દિવસ, હું એને મળીશ, એ દૂર દૂરની આશામાં હું જીવું છું. પણ હજી એ ઝાંખીની પળ દેખાતી નથી !




[ ૫ ]

મારી તૃષ્ણાઓનો કોઇ છેડો નથી. અને વળી એ અતૃપ્ત તૃષ્ણાઓ માટે મારું આક્રંદ પણ કેટલું કરુણાજનક! પણ હે દયામય! તેં મને હમેશાં બચાવ્યો છે– એ તૃષ્ણાઓની તૃપ્તિ માટે કાંઇ પણ આપવાની ચોખ્ખી ના પાડીને! અને આ તારી વજ્જર દયા મારા જીવનના અણુએ અણુમાં વણાઈ ગઇ છે!

અને દિવસે દિવસે, સાદી પણ મહાન બક્ષીસો માટેની મારી લાયકાત તું વધારી જ રહ્યો છે. અને આવી અમૂલ્ય બક્ષીસો તું મને વગર માગ્યે જ આપે છે! આ આકાશ, ચાંદની, પ્રકાશ, અને આ શરીર, આ જીવન, આ મારું મન–તેં મને શું શું નથી આપ્યું? અને એ આપીને તો તૃષ્ણાઓની અતિશયતામાંથી તેં મને ઉગારી લીધો છે!

એવા સમય પલટા જીવનમાં આવે છે, જ્યારે હું મારા ધ્યેયની પ્રાપ્તિ માટે જરાક આળસુ બન્યો હોઉં, અથવા તો જાગ્રત બનીને, એની શોધમાં દોડ્યો હોઉં! પણ તું અત્યંત [ દયા ભરેલી ] ક્રૂરતાથી મારી નજરે જ ચડતો નથી!

મારા સમસ્ત જીવન વડે હું તને ભેટી શકું એવી લાયકાત માટે, તું મને અવારનવાર 'ના'ની ભેટ આપે છે. અનિશ્ચિત અને નબળી તૃષ્ણાઓના ભયમાંથી એ રીતે તું મને ઉગારતો આવે છે!

[ ૬ ]

સંસારના આ મહાન મેળામાં મને પણ આમંત્રણ હતું, અને એ માટે મને જીવનની અણમોલી બક્ષીસ મળી હતી.

મારાં ચક્ષુઓએ, જોવાનું કામ કર્યું છે. મારા કાને સાંભળવાનું કામ કર્યું છે.

આ માનવ મિજબાનીમાં મારા વાજિંત્ર ઉપર મારે મારું ગીત ગાવાનું હતું. અને મેં એ યથાશક્તિ ગાયું છે.

હવે હું તને પૂછું છું દયામય! એ વખત હજી નથી આવ્યો જ્યારે હું તારો ચહેરો જોવા પાછો ફરું અને તારે ચરણે મારું શાંત નમન મૂકું?

## 'જિબ્રાન'માંથી

(૧)

અને તેણે કહ્યું: 'આપણા જીવનદ્વીપને નિહાળો. ધરતીએ આપણે માટે એમાં એક ગીત મૂક્યું છે, અને એક કોયડો મૂક્યો છે. એ ગીત ગગનગામી છે. કોયડો ધરતીમાં જનારો છે. પણ આપણી પોતાની વેદના વિના બીજું કોણ એ ગીતને આકાશમાં મોકલી શકે કે કોયડાને ધરતીના પેટાળમાંથી ખોળી શકે? વેદના એ જ આપણું મોટામાં મોટું બળ છે. અને વળી સાધન પણ છે.

મહાન જીવનસમુદ્રની એક છોળે આપણને આંહીં આણ્યા છે. એ જીવનસમુદ્રના લાખો ને કરોડો મોજાંમાંનું એક મોજું આપણે એણે આપણને આંહીં મોકલ્યા છે, કે આપણે એની વાણી બોલી શકીએ. પણ તૃષ્ણાની રેતીની સાથે અને મુશ્કેલીઓના ખડકો સાથે ઝઝુમ્યા વિના–એની વાણીને, આપણે વાણી શી રીતે આપવાના હતા? અને આપણા હૃદયની દિવાલોને ભાંગ્યા વિના આપણે શી રીતે ઝઝુમવાના હતા?

કારણ કે સમુદ્રનો અને નૌકાધારીઓનો

આગળ વધતી આપકથાનું એક વધુ પ્રકરણ

# જીવનપંથ [૬]

ધૂમકેતુ

જીવનનિર્માણનાં આ વર્ષોમાં અસ્થિરતા જ બળવાન હતી. કયે માર્ગે જવું એનો કોઈ નિશ્ચય થઈ શકતો ન હતો. એ વખતના કાઠિયાવાડમાં, તેમ જ કાઠિયાવાડમાં તો હંમેશને માટે, એક જ વસ્તુ ફાયદો આપનારી ગણાતી. લાગવગ-અને-ખુશામત. મારા જેવા છેક ખૂણામાંથી આવેલા માણસને લાગવગ તો કોની હોય? એટલે એ લાગવગ મારે ઉભી કરવાની હતી. એ લાગવગ વધારવાનું કાઠિયાવાડીઓનું અમોઘ શસ્ત્ર ખુશામત. એ ખુશામત મને આવડતી ન હતી, પણ જો આગળ વધવું હોય તો એ ખુશામત મારે શીખવી જ રહી.

સેંકડો કારકુનો ને માસ્તરો સવારમાંથી જ પોતપોતાના સાહેબને ત્યાં બાઈસાહેબ કહે તે શાકપાંદડું લાવવા માટે ઝોળી લઈને પહોંચી જતા. કામ હોય કે ન હોય પણ સાહેબ જે રસ્તે નીકળવાની સનસા હોય તે રસ્તે અરધો કલાક કલાક અમસ્તા રખડીને પણ સાહેબની સલામ કરી લે તે દિવસે કારકુન રોટલી દસ ખાતો હોય તો દોઢડઝને પહોંચે! અને પછી એની વહુ એને સંખ્યા સંભારી આપે ત્યારે એને સાંભરે કે એણે 'ઓવરબાન્ડરી' લગાવી દીધી છે! પણ એ પ્રતાપ, પેલી સાહેબે જરાક ઓળખાણ હોય એવી મુખમુદ્રાએ, ઝીલેલી સલામનો!

જ્યાં આ વાતાવરણ ઘરઘરનું હતું ત્યાં મારા અંતરાત્માને કોઈ રીતે ચેન પડતું ન હતું. એક દિવસ કોકની શીખવણીથી વિવેક ભરેલી રીતે સલામસપાટી કરતો ફરું ત્યાં ત્રીજે દિવસે કોઈ ને કોઈ સીમની હરિયાળી ટેકરીનો પડછાયો મને બોલાવી લ્યે કે, 'અલ્યા! ત્યાં મફતનો ઢેફાં ભાંગ છ, એના કરતાં આંહી બેસીને, તારી પેલી પાડોશણ ખાંટબાઈ સુમલની જીવનવ્યથા લખી કાઢને!' થઈ રહ્યું. એ અવાજને માન આપવામાં દિવસ આઠ દસ વીતી જાય, ત્યાં તો આંહીં કેટલું ય પાણી ચાલ્યું ગયું હોય!

આ અસ્થિર મનોદશા જોઈને એક વખત, તે સમયના ટ્રાફિક સુપ્રીન્ટેન્ડેન્ટ સદ્‌ગત શ્રી. વસંતરાયે મને પ્રેમથી કહેલું ખરું કે તમારું ક્ષેત્ર નિરાળું છે! પણ હજી તો આ 'કલેઈમ્સ' સેકશનમાં પગલાં પાડ્યાં હતાં, ત્યાં વેપારી ફટ દઈને-સારામાં સારી જાતના ચોખા આપણને દેખાડે—અને "ભાવ સા'બ! પછી તમને કહેવરાવશું લ્યો, કેટલા લઈ જાઓ છો? અલ્યા, ભાણીયા! પાંચશેર જોખી દે. જોજે કસ્તર આવે નહિ હોં! અમારી પેલી ફાઈલ પછી જોઈ સા'બ? આજ આવું!" એમ માન આપે એટલે 'રેવન્યુડીપાર્ટ'મેન્ટ' જેવી તરત દાન અને મહાપુણ્યની, પૂર્વભવનાં ઘણાં પુન્યે માંડ માંડ મળે તેવી, આ જગ્યા છોડવાનું કોઈને મન થાય ખરું? જો વીરપુરમાં કોઈ ભોજિયો ય સામું જોતો નહિ, ત્યાં ખબર પડી કે 'કલેઈમ્સ'માં ભાઈ છે, એટલે કોઈ વખત કામે જવાનું થાય તો બજારમાં દસ જગ્યાએ ચાપાણી રાહ જોતાં હોય! એક માસ્તરું જ ભારતવર્ષમાં, એમાં પણ ગુજરાતમાં, અને એમાં પણ કાઠિયાવાડમાં, એવું છે કે, જેને પ્રાચીન સમયના ચંડાળોની જેમ સૌ અસ્પૃશ્ય ગણે છે! એટલું જ સારું છે કે પેલા ચંડાળો ગામમાં આવતા ત્યારે લોકો એમની પાસે ઘંટ રખાવતા એટલે એ વગાડતા આવે. ભદ્રલોકોને એમનો પડછાયો ન ખપે એટલે ઘંટના અવાજે આઘા પાછા થઈ જાય. જ્યારે આ અત્યારના અસ્પૃશ્ય 'ગુરુજીઓ'ને બે હાથ જોડીને જે જે કરે છે! એ 'જે જે'ની પાછળ રહેલી ભયંકર ઉપહાસ ભરેલી ઠંડીક્રૂરતા એ તો આખી નાટકમાળાનો વિષય થઈ જાય!

એટલે ઘણું, સાહિત્ય તરફનું આકર્ષણ પુસ્તકોમાં ખેંચતું, પણ જીવનવ્યવહારનું સત્ય આંહીં જકડી રાખતું. આગળ વધવું હોય તો આ રસ્તો હતો. પાછળ રહેવું હોય તો પેલો રસ્તો હતો.

આ દ્વિધાવૃત્તિના પ્રતાપે તે જમાનામાં ઠીક ઠીક અરજીઓ કરેલી જણાય છે. કવિ ન્હાનાલાલ તે વખતે એજ્યુકેશનલ ઇન્સપેકટર હતા. તેમણે પચાસ રૂપિયાનો લખતરની મીડલસ્કૂલના હેડમાસ્તર તરીકેનો ઓર્ડર પણ આપેલો. મોરબી, વાંકાનેર, રાજકોટ, વડોદરા,



અમદાવાદ, મુંબઈ, જ્યાં જાહેરખબર વાંચી ત્યાં અરજી કરી. આ પ્રમાણે એક તરફ નોકરીની સાથે સાથે જ્યારે જ્યારે વખત મળ્યો ત્યારે ત્યારે જે આવડયું તે લખતો ગયો.

તે છતાં એ એકાદ વર્ષ કાંઇ થઈ શકયું નથી. દેખીતી રીતે જ સને સળેલી જગ્યા, જો એને ચોંટી રહેવાની શક્તિ હોય તો, ભવિષ્યના ટ્રાફિક 'સુપ્રીન્ટેન્ડેન્ટ સુધીની શકયતાવાળી હતી. આવી જગ્યા કેવળ અકસ્માતથી જ હાથ આવી ગઇ હતી. આયર સાહેબને મળવા ગયા, ઓળખાણ કોઇ નહિ, કોઇ વગ નહિ, કેવળ બે શબ્દો, ત્યાં બેઠેલા ઓડીટર પરમાર સાહેબે કહ્યા, તે પણ મારા પિતાને કાંઇક ઓળખે ને મને નજરે જાણે એટલે, એમાં કોઈ ગ્રેજ્યુએટને ઉભો ન રહેવા દે એ આયરે સાહેબ, ત્યાં ને ત્યાં ઓર્ડર આપે ! આ એક સુભાગ અકસ્માત હતો.

પણ એટલે એને હું ચોંટી નહિ રહું તો ભવિષ્ય ગુમાવી બેસીશ એ ચિંતા પિતાને હતી. એમણે એ માટે અનેક વખત મારું ધ્યાન દોર્યું. મારી પણ ખાસ ઇચ્છા હતી કે આને વળગી જ રહેવું. કારકુનો પહેલાં અદેખાઈ કરતા પણ ધીમે ધીમે હવે હળતામળતા થતા જતા હતા, મને પણ ફાવી જશે એમ લાગવા માંડયું હતું, તે સમયે એક બીજો અકસ્માત થયો. અને એ અકસ્માતે આખું જીવનચક્ર ફેરવી નાંખ્યું.

એ અકસ્માત મારું જીવન ફેરવવા માટે થયો હતો, એમ કહેવું એ અભિમાનની કે સ્વમાનની કે સ્વની વધારે પડતી મોહભરેલી આંકણી મૂકી કહેવાય. એ અકસ્માત એક નજીવો પ્રસંગ હતો એમ કહેવાનું મન તો થતું નથી. કારણ કે એટલી વ્યાપક એની અસર નીવડી. એ અકસ્માત હતો જ નહિ, કેવળ મારી કલ્પનાના ભૂતે એને એમ ઠરાવ્યો હતો, એવા તાર્કિકને પ્રત્યુત્તર કદાચ ન અપાય; છતાં મન એને એમ ગણવાની ના પાડતું જ રહે. એટલે હવે એ જે હો તે—પણ તે સમયે પોસ્ટલડીપાર્ટમેન્ટની એક બે ગ્રેજ્યુએટ માટેની જાહેર ખબર આવી.

'પોસ્ટલડીપાર્ટમેન્ટ' ને 'પેન્શનેબલ સર્વીસ' એ ધૂન તો રામજીભાઇએ ઠેઠ મેટ્રીકથી મગજમાં ભરેલી એટલે આ પચીસવર્ષની વયમર્યાદાને લક્ષમાં ન લેનારો અસાધારણ પ્રસંગ આવતાં જ, મેં તો રાજકોટ પોસ્ટલસુપ્રિન્ટેન્ડેન્ટને અરજી કરી કાઢી. અને એને ખાસ જરૂર હશે, ગ્રેજ્યુએટને કેળવીને ખાતા માટે તૈયાર કરવાની, એટલે તરત જ મળવા માટે પણ બોલાવ્યો !

પામખાની હવેલીને સરનામે એ ઝાંખું ભૂરા પીળા રંગનું લાંબુ પરબીડિયું આવ્યું અને મારા આનંદની કોઈ સીમા ન હતી ! પચીસવર્ષની વય વટાવ્યા પછી આ પેન્શનેબલ સર્વીસની તક મળી જતી હતી. આ તો કેવળ સુભગ અકસ્માત હતો. પાછળની બધી ભૂલો સુધરતી હતી. અને ઘરમાં જેની વાહ વાહ બોલાતી રહેતી હતી તે પોસ્ટલ ડીપાર્ટમેન્ટ મળતું હતું ! જેમાં પેલી તારીખ આવે ને ફટ પગાર મળે !

આ પ્રમાણે હું તો મનનો આનંદ માણતો ઑફીસે ગયો. ત્યાં જઇને ત્રણ દિવસની રજા જ લેવાની હતી. ટેબલ ઉપર બેસીને ફાઇલો આમ તેમ ગોઠવી, એટલામાં શ્રી. વસંતભાઇની જ ચીઠ્ઠી આવી. એમણે મને મળવા માટે બોલાવ્યો હતો.

હું ઑફીસમાં ગયો. મારા મનમાં ખ્યાલ પણ ન હતો કે એમની પાસે અતિ અગત્યના સમાચાર હતા.

આયર સાહેબે થોડાવખત પહેલાં જ, મારું પરિણામ આવતાં મને ચાળીશના પચાસ કરી વધારે અહત્ત્વની કામગીરી સોંપી હતી. તેમ જ જુદા જુદા વિભાગમાં મને મોકલવાની ભલામણ પણ થઇ હતી. એટલે મેં ધાર્યું આવી કાંઈ વાત હશે.

હું ત્યાં ઉભો રહ્યો. થોડીવાર પછી વસંતભાઈએ ફાઇલોમાંથી ડોકું ઉંચું કરીને મારી સામે જોયું. એમણે ધીમેથી પૂછયું: 'તમે 'પોસ્ટલડીપાર્ટમેન્ટ'માં અરજી કરી છે !'

સવાલ સીધો હતો. અને એમની પાસે કયાંકથી પણ માહિતી આવેલી હોવી જોઇએ એટલે ના





પાડવાનો કાંઈ અર્થ ન હતો. હા પાડતાં, પેલી ત્રણ દિવસની રજા મારે હમણાં લેવાની હતી, તે એને માટે જ હોવી જોઈએ એ વગર કહ્યે, કહેવાઈ જતું હતું. પણ બીજો કોઈ ઉપાય ન હતો મેં કહ્યું: 'હા.'

એમણે કહ્યું: ''એ પોસ્ટલસુપ્રીન્ટેન્ડેન્ટ' આજે જ અકસ્માત આયર સાહેબને ટ્રેઈનમાં ભેટી ગયા હશે. તેમણે તમારું નામ આપીને આયર સાહેબને કહ્યું લાગે છે કે તમારે ત્યાંથી એક ગ્રેજ્યુએટ મી. જી. જી. જોશી, અમારે ત્યાં આવવા માગે છે, એની અરજી છે. અમે એને લેવા માગીએ છીએ! આયર સાહેબે એને તો કાંઈ કહ્યું નહિ, પણ આંહીં આ 'મેમો' તમારે માટે મોકલ્યો છે, ને એ પોતે તો આજે મદ્રાસ ઉપડી ગયા છે એક મહિના માટે, એટલે હવે તમે મળી શકશો પણ નહિ! આ રહ્યો મેમો!'

'મેં 'મેમો' હાથમાં લીધો ને મારું લોહી ઉડી ગયું! એક મહિનાની, નોકરીમાંથી મુક્ત કરવાની નોટીસ હતી!

ત્યાં ધરતી સાથે મારા પગ જડાઈ ગયા હતા. ઉંચું કે સામે જોવાનું જાણે શરીરમાં બળ જ રહ્યું ન હતું. માંડ માંડ મળેલું પરમ સદ્‌ભાગ્ય વેડફાઈ જતું હતું. શું—શું વેડફાઈ ગયું હતું. કેવળ મારી મૂર્ખાઈને લીધે.

આયર સાહેબનો હુકમ છેલ્લો હતો. એના ઉપર એ વખતે કોઈ સાંભળે તેમ ન હતું. સર ભગવત એ વખતે ઈંગ્લંડ હતા. ને હોય તો પણ આ વાતમાં માથું મારે એ મારે માટે અશકય. એટલે બા'રે વહાણુ ડુબ્યાં જેવો મામલો હતો.

હું ત્યાંથી સલામ કરીને એક પણ શબ્દ બોલ્યા વિના બહાર નીકળી ગયો.

આ નોટીસ મળ્યાની વાત તો પવનવેગે બધે ફેલાઈ ગઈ. મારા પિતાને સમાચાર મળ્યા. એમના અફસોસની કોઈ સીમા ન હતી. મારું હૃદય, જો હું મારી જાતને કાંઈ વાંચી શક્યો હોઉં તો, અમુક પરિસ્થિતિમાં, કોઈ વખત એટલી બધી વિષાદમય વ્યથા ધારણ કરી શકતું દેખાયું છે કે, એ વ્યથા શરીરને ભાંગી નાખવા માટે બસ ગણાતી હોવી જોઈએ એમ મારું માનવું છે: પણ જ્યારે જ્યારે—આવી વ્યથા એ ધારણ કરે છે, ત્યારે ત્યારે એનું અચૂક પરિણામ આવતું મેં અનુભવ્યું છે. સંભવિત છે કે એ કાકતાલીય અકસ્માત જ હોઈ શકે. પણ આવી અત્યંત ઉગ્ર વ્યથા, જેને માટે બીજો શબ્દ મળતો નથી માટે એ જ વાપરવાનો રહે છે આજ દિવસ સુધી જીવનમાં મેં માત્ર અનુભવી છે, ફક્ત ત્રણ જ વખત. એ છ સાત કે આઠ દિવસનો આખો અનુભવ જ જુદો હોય છે. એ અનુભવને શબ્દનું રૂપ આપી શકાયું નથી. આપી શકાય તેવું પણ નથી. પણ જાત ભૂલી જવાય એવી એ વ્યથા, સદ્‌ભાગ્યે કે પછી દુર્ભાગ્યે, આવી છે, આ લગભગ પાંચ છ દશકાના જીવનમાં માત્ર ત્રણ જ વખત! એ ત્રણે પ્રસંગો બરાબર યાદ છે એટલે એની આ નોંધ લીધી છે. એમાંથી 'કારણ' ને 'પરિણામ' તારવવા જેટલો અવિવેક કરવાની લેશ પણ વૃત્તિ નથી. આ પ્રસંગ એમાંનો એક છે.

એ વ્યથા, મને મારા પિતાના હૃદયનો શોક ન જોવાયાથી થઈ આવી હતી. શરીરના રોમરોમને બાળી નાખે એટલી એ ઉગ્ર હતી. આયર સાહેબે જે નોટીસ આપી હતી તે મહિનો જ્યારે પૂરો થવા આવ્યો, ને માત્ર સાત આઠ દિવસ બાકી રહ્યા, અને નિશ્ચિત થયું કે આજથી આઠમે દિવસે આપણે ઓફીસમાં જવાનું નથી, ત્યારે મારા પોતાના માટે નહિ, પરંતુ જે પિતાએ વર્ષોનો મુશ્કેલ જીવનનો સામનો કરીને મારું જીવન વ્યવસ્થિત ને શાંત વહે એ માટે પ્રયત્ન કર્યો હતા, એમનું સ્વપ્ન છિન્નભિન્ન થઈ જતું હતું એ જોઈને, એમના ચહેરા પર જે મૂંગી વેદના હતી, આંખના એક ખૂણામાં સહેજ રતાશ આવી હતી, અને એ વજ્જર પરાજયથી તો ડગતું નહિ, એટલે આ નિરાશા સહન કરવા માટે જે પ્રયત્ન થઈ રહ્યો હતો એ જોઈને, મારું હૃદય એમની એ સઘળી વ્યથાનો જાણે પડઘો પાડતું હોય તેમ શોકાગ્નિમય બની ગયું! એ વ્યથામાં ને આશામાં મેં આયર સાહેબને એમને મદ્રાસને સરનામે એક કાગળ




લખી નાખ્યો ! એમાં એવી મતલબનું લખ્યું હતું કે આવા દેખીતા અન્યાયનું પરિણામ તમને ન નડે એવું બને જ નહિ, આ કાગળ તમારા હાથમાં આવશે અને તમને એ અનુભવ થશે !

આમ મેં શા માટે લખી નાખ્યું હશે એ તો સમજાય તેવું છે. બરાબર બેસતાવર્ષને દિવસે મારી નોટીસનો છેલ્લો દિવસ આવતો હતો એટલે જે વર્ણનાતીત વ્યથાનો હું અનુભવ કરી રહ્યો હતો તે રાત દિવસ જાણે મારી પાછળ ને પાછળ ભમતી હોય તેમ લાગતું હતું ! એક પળ પણ, એવા અનુભવમાં, વ્યથા વિનાની જતી નથી ! હૃદય તમામનો કબજો એના હાથમાં હોય છે. એના જ ગાંડા આવેશમાં આ કાગળ લખાઇ ગયો હોવો જોઇએ. એ ટપાલ પણ કરી કાઢયો !

કાકતાલીય ન્યાયે બન્યું એવું કે આ બાજુ આયર્ર સાહેબ કાગળ ફોડે છે, ને પેલી બાજુ તારનો પટાવાળો ઉભો છે ! તારમાં એમની એકની એક પુત્રી વિધવા થવાના સમાચાર હતા !

આ આશ્ચર્યજનક ન મનાય તેવા કાકતાલીય પ્રસંગને લીધે હોય કે ગમે તેમ, પણ ઘણો જ તાકીદનો એક તાર ત્યાં ગોંડલના દિવાન ઉપર એમણે તરત જ કર્યો. એ તારમાં જી. જી. જોશીને તરત કામ ઉપર લઇ લેવાનો, ને જે દિવસો પડયા તેનો પગાર આપવાનો હુકમ હતો !

એ વખતે ગોંડલના દિવાનપદે રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી હતા. ઘણા જ સજ્જન અને ધાર્મિક પુરુષ હતા. વૈષ્ણવધર્મ પ્રત્યે એમને અચળ ભક્તિ હતી. ગાંધીજી સાથે બાળપણમાં રમ્યા હતા. તેમના પ્રત્યે સંપૂર્ણ માન છતાં, કેટલીક વસ્તુઓ વિષેનો એમનો આગ્રહ એમને અસ્થાને કે અયોગ્ય જણાતો. આ પટવારી સાહેબને એક નિયમ હતો કે અઠવાડિયામાં એક દિવસ દરેક વૈષ્ણવસ્થાને દર્શન કરવા જવું. હું ત્યાં પામબાની હવેલીમાં રહેતો ત્યાં પોતે ઘણીવખત આવતા. મને ઓળખતા એટલે મને તરત બોલાવ્યો. હું એમને મળવા ગયો ત્યારે આયર્ર સાહેબનો તાર ત્યાં તેમના હાથમાં જ હતો.

તેમણે મને પૂછયું: 'તમે આયર્ર સાહેબને કાંઇ લખ્યું છે ?'

મેં કહ્યું: 'હા સાહેબ! મેં એમને મારા વિષે લખ્યું હતું ! મને અન્યાય કર્યો છે તે વિષે!'

'શું લખ્યું હતું?'

'એમણે, હું અંતઃકરણથી માનું છું કે મને અન્યાય કર્યો હતો' મેં કહ્યું: 'એટલા માટે મેં તો લખ્યું હતું કે આનું પરિણામ ન આવે એમ ન જ બને !'

'ખરેખર આમ લખ્યું હતું ?'

'હા સાહેબ !'

'પણ આમ લખાય નહિ એ તો તમે સમજો છો નાં ?'

મેં જવાબ આપ્યો કે 'કેમ ન લખાય ? તમને કોઇ ગોંડલનું દીવાનપદું છોડાવી ને વડોદરાનું દીવાનપદું આપે તો તમે પ્રયત્ન કરો કે ન કરો ? આવો પ્રયત્ન કરવો એ શું કોઇ એવો મોટો અપરાધ છે કે જેને માટે માણસને, સાંભળવાની પણ તક લીધાં વિના, તમે નોકરીમાંથી કાઢી જ મૂકો ? એટલે મેં તો અત્યંત દુઃખમાં આવીને આમ લખ્યું નાખ્યું હતું!'

'પણ તમને ખબર છે તમારો પત્ર મળ્યો તે જ દિવસે પણ નહિ, તે જ પળે, એમની એકના એક પુત્રી વિધવા થયાનો તાર એમને મળ્યો. એમનો કાગળ મારા ઉપર છે, ને આ તાર છે. તમને તરત નોકરી ઉપર લઇ લેવાના છે. આટલા દિવસ પડયા તે તમારી રજામાં ગણી લેવાશે, પણ જુઓ હું તમને એક શિખામણ આપું. જે મનમાં આવે તે તરત બોલી નાખવું નહિ !'

'પણ સાહેબ !' મેં કહ્યુ: 'મને પણ આ લખવાનું ગમ્યું નથી. અને આ તો એક અકસ્માત હતો. માત્ર એટલું હું તમને કહું છું. આવી વ્યથા મેં કોઇ દિવસ અનુભવી નથી !'

પટવારી સાહેબ ગાદી આગે જોઇ રહ્યા. થોડી-





વાર પછી એમણે કહ્યું: 'તમે કાલથી ઓફીસે જજો પણ મેં કહ્યું છે તે યાદ રાખશો તો તમને ફાયદો થશે!'

મેં સલામ કરીને રજા લીધી. ઘેર આવ્યો ત્યારે ફળીમાં સૌ રાહ જોતાં બેઠા હતા. દીવાન સાહેબનું તેડું આવે એવો આ નવીન જ પ્રસંગ હતો.

મેં આવીને વાત કરી ને સૌને આશ્ચર્ય થયું કે મારા પિતાએ કહ્યું 'માણસ દુઃખથી નરમ પડી જાય છે, પણ એણે આ સારૂં કર્યું'!'

હું ઓફીસમાં જવા માંડયો. આ અનુભવે હવે મને ડહાપણ આવ્યું હતું. ડાહ્યોડમરો થઇને ફાઇલોમાં સેરા મારવા મંડી ગયો. હવે તો નિશ્ચય કર્યો કે આને ચોંટી રહેવું!

આ પ્રમાણે ઓફીસમાં એક દિવસ લગભગ સાડા અગીઆર બાર વાગે હું નીચી મુંડી રાખીને ફાઇલોમાં એકધ્યાન થઇ ગયો હતો.

એટલામાં મારી પાછળથી ને ઓફીસમાં ચારેતરફથી કારકુનો ને મોટા કારકુનો પણ ઉભા થવા મંડ્યા. એમના હાથમાં લખવાની પેન એમને એમ રહી ગઈ હતી. ને સૌ પોતપોતાનાં બટન બરાબર સંભાળી રહ્યાં હતાં. શું થયું છે એ જોવા મેં મુખ્ય બારણા તરફ દૃષ્ટિ કરી તો ત્યાં આયર સાહેબ પોતે આવી રહેલા દેખાયા! એમની પાછળ જ વસંતરાયભાઈ પણ આવતા હતા!

સૌના અને મારા પોતાના પણ આશ્ચર્યની વચ્ચે, આયરસાહેબ સીધા, મારા ટેબલ તરફ આવી રહેલા મને દેખાયા!

એ ત્યાં આવ્યા. અને મને મારા પિતાના શબ્દો સાંભરી આવ્યા. ખરેખર એમના ચહેરા ઉપર ઉદાસીનતા છવાઇ ગઇ હતી. તે ધીમે શાંત પગલે છેક મારા ટેબલ પાસે આવ્યા. ત્યાં આવીને એમણે મારા ટેબલ ઉપર બે હાથ મૂકયા. જરાક મંદ પણ શોકભીના અવાજે એમણે પહેલું આ જ કહ્યું:
' Are you satisfied now mr. Joshi ?

મને તો દીવાન સાહેબે વાત કરી હતી. મેં અત્યંત નમ્રતાથી કહ્યું: 'સાહેબ! મારાથી અકસ્માત આપને કાંઇ લખાઇ ગયું હોય તો હું માફી માગું છું!'

એમણે ફરીને કહ્યું: 'હવે તમે તમારી રાજી ખુશીથી જાઓ તો ભલે–તમને કોઇ કાંઈ કહેશે નહિ. આનંદથી તમારૂં કામ કરો!'

મને એમની સજ્જનતાની ઉંડી છાપ પડી, પણ એક અકસ્માતે કેવો વિચિત્ર અનુભવ કરાવ્યો હતો એ જોઇને મને નવાઈ લાગી!

પણ આ થયું હશે ડીસેમ્બર જાન્યુ. ૧૯૨૦માં. મને લાગે છે ત્યારપછી મેં કેટલાક મહિના સુધી ત્યાં ટ્રાફિક સુપ્રીન્ટેન્ડેન્ટના ઓફીસમાં કામ કર્યું. પણ એ કામ મારા સ્વભાવને અનુકૂળ ન હતું. એટલે છેવટે તો મેં ત્યાંની હાઇસ્કૂલમાં જવાનું નક્કી કર્યું જણાય છે.

આ વખતે અપારો ત્યાં ઠીક રસિક કહેવાય એવો એક સાહિત્યસંઘ પણ જામ્યો હતો.

બચુભાઇ રાવત એ વખતે ગોંડલ છોડીને અમદાવાદમાં જવાની તૈયારીમાં હતા. અને એમનો પ્રયાસ અમને પણ અમદાવાદ ખેંચી લઇ જવા માટેનો ચાલુ થયો હતો. પણ તે વખતે હજી દેશળજી પરમાર ત્યાં ગરાશીઆ કોલેજમાં હતા. એટલે દેશળજી પરમાર, હું, એક વિજયશંકર કરીને વઢવાણના જુવાન મિત્ર હતા, તે ત્યાં પોસ્ટ ઓફીસમાં હતા, પણ એમને સાહિત્યનો ઘણો રસ હતો. અને એ રસ પણ ઉચ્ચ કોટિનો હતો. એ અમારા મિત્ર મંડળમાં હતા–એક છોટાલાલ શ્યામજી શુકલ. આ શુકલ તો પછી આફ્રિકા ગયા. આ અમારી મંડળી, કોઇ વખત ભાઇશંકર આવી ચઢ્યા હોય તો એ પણ ખરા, રવિશંકર વિઠલજી મહેતા ને એમના મોટાભાઇ 'જગુભાઇ!' એ તમામ મંડળ રેલ્વેને પાટે પાટે ફરવા નીકળતું. ચંદુભાઇ પટેલના પિતા 'વિહારી' પોતાનાં કાવ્યો ત્યાં ગાતા હોય, ત્યાં રાષ્ટ્રની, રાષ્ટ્રોદ્ધારની સાહિત્યની ને અલક મલકની વાતો થતી.

પણ પરમાર, પંડિત રવિશંકર, બચુભાઇ ને હું– એમ અમે ચાર જણા દરદરના રેલ્વેના પુલ નીચે



રેતીમાં બેસીને જે કલ્પનાઓ કરતા એ કલ્પનાઓ અમારા મનથી એ વખતે અદ્‌ભુત હતી! એમાં શું અદ્‌ભુત હતું એ કોઈને પુછીએ તો કોઇ નહિ કહી શકે. પણ કદાચ એ અનિશ્ચયાત્મક રમણીયતાને લીધે જ અમને એ જીવન રસાયન જેવું અદ્‌ભુત લાગતું હતું!

એ વખતે અચુભાઈ 'જ્ઞાનાંજલિ' નામે હસ્ત-લિખિત કાઢતા. એમના એ સમયની ધ્યેયનિષ્ઠા એટલી એકાગ્ર હતી કે એમાંનો એક અક્ષર સુદ્ધાં પારકે હાથે ન લખાતો! લેખો બધાના લેતા. દેશળજી ની કવિતાઓ આવતી. હું પેલા પત્રો આપતો. ભાઈ-શંકરનો લેખ આવતો. દ્વારકાથી લેખ મળતા. પણ ઉતારે બધું પોતાના હાથથી—અને તે પણ એકધારા સરખા અક્ષરે!

આમાં પોતાનો કેટલો વખત જાય છે એનો એ ખ્યાલ રાખતા જ નહિ.

એમની તો એક સિદ્ધાંતને વરેલી નીતિ હતી. હસ્તલિખિત એટલે ગમે તેમ ગમે તેવા અક્ષરે ગમે તેટલાએ લખેલું એમ નહિ. એક જ જણાએ સુંદર મરોડદાર અક્ષરે લખેલું!

આ સમયમાં હું જુદા જુદા માસિકોમાં લેખો મોકલતો રહેતો. 'વસંત'માં મારા પત્રો છપાતા હતા. પણ પછી શ્રી. રમણભાઈ પાસે તંત્ર આવતાં, એ પત્ર છાપવામાં કાંઇક ઢીલ થયેલી હશે, ને ઉતા-વળ તો લેખો પ્રગટ કરવાની ઘણી રહેતી, એટલે કાંઈક કાગળ લખ્યો જણાય છે. એ કાગળનો રમ-ણભાઇએ પ્રત્યુત્તર પણ આપેલો. ટીકીટ લેખક બીડે, એટલે તંત્રી, લેખ પાછો મોકલે જ, તો એ વ્યવસાય પણ છેવટે ગેરવ્યવસ્થા જન્માવે એવો એ પત્રનો ધ્વનિ હતો. આખો પત્ર, આજે ઘણા ઉગતા લેખકો તંત્રીઓ ઉપર લેખ પણ પાછો ન મોકલ્યો એવા આરોપો મુકવા માંડયા છે, ત્યારે, આ માર્ગસૂચક બને તેવો તેવો લાગે છે. પત્ર નીચે પ્રમાણે છે.

અમદાવાદ, ૭-સપ્ટે. ૧૯૨૦

રા. રા. ગૌરીશંકર ગોવરધનરામ જોશી,

મુ ગોંડળ.

આપનો તા. ૩–૯–૨૦ નો પત્ર પહોંચ્યો છે. આપ લખો છો કે (આપનો લેખ મોકલતી વખતે) "શિષ્ટાચારના ધોરણ પ્રમાણે મ્હેં ટીકીટ સાથે બીડેલી હતી એટલે એ લેખ પ્રગટ કરવા યોગ્ય ન હોય તો પાછો મોકલવો એ આપની ફરજ હતી."

પત્રના તંત્રીની એવી ફરજ હોય એમ મને લાગતું નથી. પત્રમાં પ્રસિદ્ધ થવા સારૂ તંત્રી પર આવેલા લેખ પ્રસિદ્ધ ન કરવાનું તંત્રી ઠરાવે તો તે લેખ સંઘરી મૂકવાની કે પાછા મોકલવાની તંત્રીની ફરજ હોતી નથી. અને હોવી પણ ન જોઇએ. લેખકો પોતાની ઇચ્છાથી લેખ મોકલે તે ઉપરથી તંત્રીને માથે એવી જવાબદારી „ઉત્પન્ન થતી નથી. તંત્રીનું કાર્ય એવી જવાબદારીથી ગુંચવાવું ન જોઈએ એવી સામાન્ય માન્યતા છે.

લેખક ટપાલની ટીકીટ મોકલે તે પણ લેખ પાછો મોકલવાની તંત્રીની જવાબદારી ઉત્પન્ન કરવાનું કારણ બનતું નથી. ફક્ત લેખકને તેની ટીકીટ પાછી મોકલવી એટલી જવાબદારી તંત્રીને માથે ઉત્પન્ન થાય છે. ખરી રીતે તો એવી ટીકીટો સાચવવાનું તંત્રીને સોંપવા કરતાં ટીકીટો ન મોકલવી એ વધારે સારું છે...દરેક લેખકે પોતાને જોખમે લેખ મોકલવો એ જ નિયમ ચાલી શકે. લેખકની ખુશી હોય તો રજીસ્ટર્ડ પોસ્ટથી લેખ મોકલી લેખ પહોંચ્યાની ખાતરી મેળવે.

આમ જો હવે પછી 'વસન્ત' માટે લેખ મોકલો તો લેખો સંબંધમાં ઉપર પ્રમાણે વ્યવહાર થશે એ લક્ષમાં રાખીને લેખ મોકલશો. અને ટીકીટ ન મોકલવાનો રિવાજ રાખશો.

'કેટલાક પત્રોઃ પત્ર–૫' એ આપનો લેખ 'વસન્ત'માં પ્રસિદ્ધ કરવાનું કેટલાક દિવસ પર ઠરેલું છે. યથાવકાશે તે પ્રસિદ્ધ થશે, અને જે અંકમાં તે પ્રસિદ્ધ થશે તે અંકની નકલ આપને મોકલવામાં આવશે.'

લિ.

રમણભાઈ મહીપતરામ નીલકંઠ

તંત્રીઃ 'વસન્ત'

'વસન્ત'નું તંત્રીપદ રમણભાઇએ સંભાળ્યું હશે

## મહીદાસ ઐતરય

[૧]

આખું જંગલ, આ એક નાનકડા છોકરાનું રૂદન સાંભળવા થંભી ગયું હોય તેમ, ઝાડનું એક પાન પણ ક્યાંય ચાલતું ન હતું. પવન બંધ થઈ ગયો હતો. વૃક્ષો શાંત હતાં. ઝરા અને ઝરણાં પણ છાનું છાનું વહી રહ્યાં હતાં!

કાલે સાંજે એણે ચુપચુપ રહીને એક વાત સાંભળી હતી. એના પિતા, પાસેના કોઈ નગરમાં, યજ્ઞ કરાવવા જવાના હતા. એના પિતા મોટા યજ્ઞવિદ્ હતા એની સાથે બીજા પણ ઋષિમુનિનાં વૃંદ જવાનાં. રસ્તે આખે કથાવાર્તા ને રસવિનોદની વાતો થતી જાશે. અલક મલકની લોકકથાઓ કહેવાતી જાશે. જ્યાં પડાવ થાશે ત્યાં ફળફળાદિ કંદમૂળના ઢગલા થાશે. એટલે એનું શિશુ-હૃદય આ સાંભળીને નાચી ઉઠ્યું. એણે નિશ્ચય કરી લીધો. પોતે સવારમાં વહેલો ઉઠીને કોઈ ન દેખે તેમ સૌથી પહેલો તૈયાર થઈ જાશે. માત્ર માના કાનમાં છાનું માનું કહી આવશે કે પોતે જાય છે! નહિતર પાછી એ રડે. અને પછી ખાખરાની ડાળીયે ઝોળી લટકાવીને સૌની મોઢા આગળ એ ચાલતો થઇ જાશે. પછી એને કોણ ના કહેશે? અને કોઇ ના કહેવા આવશે તો પોતે સીધો પહોંચશે પિતાજી પાસે! એને બીક એના ભાઈઓની હતી. એનો સગોભાઈ તો કોઈ હતો નહિ. પણ સાવકા ત્રણ ચાર હતા! એ એને રમવામાં પણ પાસે ઢુંકવા દેતા નહિ. પાસે જાય તો તરત કાઢી મુકતા. 'તું આંહીં નહિ! તું આંહીં નહિ! એ ઈતરાના! તું આહીં નહિ! અમારી સાથે તું નહિ, તું બીજે રમવા જા!'

હમેશાં, આ 'તું આંહીં નહિ!' એ સાંભળી સાંભળીને એને હવામાંથી પણ રાત દિ એક જ જાતના પડઘા પકડવાની જાણે ટેવ પડી ગઇ હતી! 'તું અમારી સાથે નહિ! એ ઇતરાના!' એ શબ્દો એને વારંવાર સંભળાવતા. એને સૌ ઈતરાનો છોકરો કહેતા. એની માને એણે ઘણી વખત પૂછ્યું હતું કે 'મા! તારું નામ શું?' નીચાં નેણ ઢાળીને મા એક જ જવાબ દેતી: 'બેટા! ઈતરા! મારું નામ ઈતરા!'

'પણ મા! સૌ તો કહે છે એ કોઇનું નામ જ નથી. એ તો અમસ્તું કહેવાનું નામ છે. આપણે પેલી ગાયને 'સુનંદા'નું નામ આપ્યું છે, પેલા હરણના બચ્ચાને પિતાજીએ 'વિદ્યુત્‌રેખા' નામ આપ્યું છે, એવું તારું સાચું નામ શું મા?'

મા સજળ નેને દીકરા સામે જોઇ રહેતી. પછી ધીમેથી બોલતી: 'બેટા! મારું નામ ઇતરા!'

'પણ પેલા મારા ભાઇઓ તો કહે છે મા! 'ઈતરા' એટલે તો ગમે તે! હામશી ભામશી! ઢેકુંઢળીયું! અચ્ચુરણ પચ્ચુરણ!' એવું તે કાંઈ નામ હોય?'

એનો જવાબ એને કોઈ દિવસ મળ્યો ન હતો.

---

તે સમયનો આ પત્ર એક વાત સારી રીતે સમજાવે છે કે લેખ રજીસ્ટરથી મોકલવો ને પરચુરણ વાતોમાં તંત્રીને નાની નાની ગુંચવણ ઉત્પન્ન થાય તેમ ન કરવું.

તે વખતે આનો પ્રત્યાઘાત શું થયો હશે તે જાણવાનું સાધન નથી. પણ આજે આ પત્રમાં લખેલું વ્યવહારુ સત્ય જ વધારે અનુકૂળ જણાય છે. અને ઉગતા લેખકો પોતાના લેખો વિષે તરત ફરિયાદ કરે છે એમને માર્ગદર્શન કરાવે તેવો છે.

[ક્રમશઃ].



એટલે એના શિશુ–હૃદયમાં પિતાની આ વાત સાંભળતાની સાથે જ એક ભડક પણ ઉભી થઇ હતી. ક્યાંક એના ભાઈઓ એને ન લઇ જવાનું પિતાને કહેશે તો? એણે વૃક્ષના થડ આડેથી એક ચોર દૃષ્ટિ કરીને અંદર જોયું તો ત્યાં પર્ણકુટિમાં એના પિતાની સામે બેસીને, એના ભાઇઓ સમિધના નાનાં નાનાં પોટકાં બાંધી રહ્યાં હતાં!

એટલામાં એણે વાતચીતના શબ્દો સાંભળ્યા અને એની છાતી બેસી ગઈ. એના પિતા પોતે જ એના ભાઈઓને કહી રહ્યા હતા: 'જુઓ, આ સમિધના ઢગલા જો ઈતરાનો છોકરો જોઇ જાશે તો એ તમારી વાંસો વાંસ પ્રભાતમાંથી જ ચોંટશે હો! એને ખબર પડે એટલી વાર છે! એને જોકે ક્યાંક ખબર પડી યજ્ઞ કરાવવા જવાનું લાગે છે; તો પછી એ રાત આખી તમારી ચોકી ભરશે! અને સવારે ભેગો ઉપડશે!'

'અરે, એને સૂતો મુકશું પિતાજી!'

'તો ઠીક; નહિતર તે દિવસે ખબર છે ને આપણે આખી વેદી ફરીને રચવી પડી. એ આવીને કોણ જાણે ક્યારે ઉભો ને સૂરજ દેવતાએ પણ એના પડછાયાને બીજી દિશામાં વાળવાને બદલે, વેદી ઉપર જ નાખ્યો! આપણે આખી વેદી ફરીને રચવી પડી'

'તમે ફિકર ન કરતા ને! હું હમણાંથી જ એને અલકમલકની વાતોએ ચડાવીને સુવરાવી દઉં છું. એ સૂએ કે ગુંપડી જ ઢસાવી દઉં. મા દીકરો મહેનત કરીને થાકે પણ સવારે બારણું જ ન ઉઘડે ને!'

મોટા છોકરાની વાતને ઋષિએ જરાક શાંત રહીને ઉત્તેજન આપ્યું. એટલે ત્યાંથી ઉભો થયો. પણ જેવો એને ઉભો થતો જોયો કે ઇતરાનો છોકરો સડેડાટ દોડયો જ ગયો! અને ક્યાંય નજરે જ ચડયો નહિ.

પણ પ્રભાતમાં ઇતરાના છોકરાને સૌથી આગળ ચાલતો જોયો અને સૌને નવાઈ લાગી. રાતે એનો પતો લાગ્યો નહિ. ને અત્યારમાં સૌથી પહેલો હાજર! બે ત્રણ ઋષિકુમારો એને ટીંગાટોળી કરીને પાછો મૂકી આવ્યા. ફરી આવ્યો તો ફરી પાછો મૂકી આવ્યા. એના પિતાએ પણ એને સાથે લઈ જવાની ના પાડી, 'તું 'ઇતરા'નો છોકરો છે તારાથી નહિ અવાય!' પિતાએ સ્પષ્ટ શબ્દમાં ના પાડી દીધી.

એનું શિશુ–હૃદય આ નિષ્ઠુર વાણી સાંભળીને ફાટી ગયું. તે હૈયાફાટ રુદન કરતો પાછો ફર્યો. એ ઘડી જંગલ પણ એનું આ રુદન સાંભળીને થંભી ગયાં! એને કોઈ રીતે સમજાતું ન હતું કે આ 'ઈતરા' શબ્દમાં એક શું જાદુ છે કે એ ગમે ત્યાં જાય, એક એ શબ્દનો ઉચ્ચાર થતાં જ, એની આડે મોટી વજ્જરની દિવાલ ખડી થઈ જાય છે! એની મા શું કરવા પોતાનું નામ બદલતી નથી! અને બીજા તમામ ઋષિમુનિકુમારોને રૂપાળાં રૂપાળાં નામ છે, કોઈ શ્વેતકેતુ છે, કોઈ વારૂણી છે, કોઈ આરણ્યક છે, કોઇ અશ્વત્થ છે. એકલો એ જ નામ વિનાનો? કેવળ 'ઇતરાનો છોકરો!' અને એને 'છોકરો' પણ કોઇક વખત કોઇક વિવેકમાં કહેતું. બાકી તો એ 'ઇતરાના!' એટલું જ એનું સંબોધન!

આજ એનું શિશુ–હૃદય હવે ફાટી જતું હતું. એ ધ્રૂસકે ધ્રૂસકે ત્યાં ઝરણાંને કાંઠે રહ્યો હતો. એને થતું હતું કે એનો આખો દેહ





જો આંસુ રૂપ થઈને આ ઝરણુમાં વહી જાય તો બસ !

મોડી સાંજે એ પાછો ફર્યો. એની મા ઇતરા એની રાહ જોતી ત્યાં ક્યારની ઉભી હતી: એને એણે દીઠી અને એની આંખમાંથી શ્રાવણુ ભાદરવો ચાલી નીકળ્યાં. ઈતરા પણુ બોલ્યા વિના જ વાત સમજી ગઈ. તેણે તેને પ્રેમથી પોતાની છાતીમાં દાબી દીધો 'બેટા! મેં તને કહ્યું ન હતું કે એ આપણે માટે નથી !'

'પણુ ત્યારે મા ! તેં તારું નામ 'ઇતરા' શું કરવા રાખ્યું ? આજ તું ચાલ. આપણે નામ બદલાવી કાઢીએ !' છોકરાને એમ હતું કે આ બધું નામને લીધે થાય છે. એને બાળકને જ્ઞાતિભેદની આ કરામત ક્યાંથી સમજાય ? બેટા ! નામ બદલાવવાથી કાંઇ ન થાય. આપણું આ નામ ઠીક છે !'

'પણુ મા!' છોકરો રડતો રડતો બોલ્યો:–

'તેં મને પણુ કાંઈ નામ આપ્યું નથી'

'દીકરા ! તારું નામ તો છે ને ! તું ઈતરાનો !'

મા દીકરો બન્ને જણાં ત્યાં એમ ને એમ બેસી જ રહ્યાં. એમને કાંઈ ગતાગમ પડતી નથી કે એમણે એવો મોટો શો અપરાધ કર્યો છે કે વળી આખું પેલા મહાન યજ્ઞમાં હાજરી આપવા ગયું છે–અને કેવળ એ બે જ જણાં મા દીકરો આંહીં બાકી રહ્યાં છે!

માએ નીચાં નેણુ ઢાળીને છોકરાની સામે જોયું. એની આંખમાં આંસુ આવી ગયાં હતાં. તેણે પૃથ્વી ઉપરથી થોડી ધૂળ લઇને એને હવામાં ઉડાડી !

'કેમ બોલી નહિ મા ? આપણી કુળદેવતા કોણુ ?'

માએ ફરીને ધૂળ ઉડાડતાં કહ્યું: 'આ ધરતી દીકરા ! એ આપણુને એ સંઘરે. એ પાળે, એ રક્ષે, મરીએ તો એ ખાંપણુ આપે. આપણી કુળદેવતા પૃથ્વી. ધરતી મહી આપણે એને પ્રાર્થના કરવાની એ જવાબ આપે તો!'

★

બીજે દિવસે પ્રભાતમાં મા દીકરો બન્ને જંગલમાં ગયાં. માએ શુદ્ધ માટી આણી. છોકરો સમીધ લઈ આવ્યો. ઋષિમુનિઓ બનાવતા હતા એવી વેદી એણે બનાવી. એકચિત્ત થઈને એણે મા ધરતીને આહ્વાન આપ્યું.

અને મા ત્યાં ગદ્‌ગદ્ કંઠે પ્રાર્થના કરી રહી: 'હે મા ! હે ધરતી! તું આ મારા દીકરાને તને ઠીક પડે તેવું નામ આપ. હે મા ! તું એને નામ આપ. અને તું જ આશીવાદ આપ. હે મા ! તું અમારી છે. અને તારા વિના અમારે બીજું કોઈ નથી !

મા દીકરા બન્નેના આશ્ચર્ય વચ્ચે જાણે પવનમાંથી પડઘો ઉઠતો હોય તેમ થોડીવારે એક વાણી ઉઠી: 'હે ઈતરા ! તારો આ પુત્ર મહીદાસ એ નામે હવે પ્રસિદ્ધ થાઓ ! એ મહી એટલે ધરતીનો પુત્ર કહેવાઓ ! તારો આ પુત્ર મહીદાસ ઐતરેય મારો પણુ મહિમા સ્થાપશે. લોકોને એ જ્ઞાન આપશે કે મહી એટલે ધરતી–એ જ અંતે સર્વની સાચી જનની છે! મહીદાસ ઐતરેય એક પરમ સત્ય આપી જશે: प्रज्ञानं ब्रह्म બ્રહ્મ જ્ઞાનમય છે. આણી માત્ર જીવે છે કારણુ કે એનામાં એ બલ છે. એક પ્રાણુબલ છે, બીજું જ્ઞાનબલ છે. એમ કરતાં કેવળ જ્ઞાન વડે જ્યારે એ જીવે, ત્યારે એ મુક્ત બને. માટે प्रज्ञानं ब्रह्म બ્રહ્મ જ્ઞાનમય છે પરમસત્યનો દ્દષ્ટા હે ઈતરા ! તારો આ મહીદાસ થશે!'




આ અશરીરી વાણી સાંભળતાં. મા અને દીકરાના મસ્તક ત્યાં પ્રેમથી ધરતીને અડતાં નીચે નમી પડયાં!

(૨)

જ્ઞાનદાન!

એક રાજા હતો. એનું નામ જાનશ્રુતિ. એને એવી લગની લાગી કે પોતે અન્નદાતા, ખરા અર્થમાં થાય, તો ખરો! એ કીર્તિ મેળવવા માટે એણે ઠેર ઠેર અન્નશાળાઓ બંધાવી. જે કોઇ આવે તે ત્યાં જમી જાય! ગમે તે આવે ને ગમે ત્યારે આવે અન્નની કોઈને ના નહિ.

રાજા જાનશ્રુતિની આ કીર્તિની પછી તો ઋષિમુનિઓએ પણ ગુણગાથા ગાવા માંડી. રસ્તે માણસો પણ બે ભેગાં થાય તો જાનશ્રુતિની વાતો ચાલે! જાનશ્રુતિ રાજા ખરો અન્નદાતા એમ લોકમાં એને પ્રસિદ્ધિ થઇ.

પણ એની એ કીર્તિ ધૂળ થઈ જાય એવી વાત એક દિવસ બની ગઇ.

એક ઋષિએ બીજાને કહ્યું: 'આ રાજા જાનશ્રુતિનો મહિમા ઘણો છે, પણ ગાડાવાળા રૈકવને એ ન પહોંચે!'

'ગાડાવાળા રૈકવને આ રાજા જાનશ્રુતિ ન પહોંચે? શું બોલ્યો? તારા રૈકવે કેટલી અન્નશાળાઓ બંધાવી છે?'

'એમાં અન્નશાળાઓ બંધાવવાની વાત નથી ઋષિજી! આ તો નીરક્ષીરના ભેદની હંસ જેવી વિવેકવાત છે. અન્નદાન રાજાનું ખરું. પણ રાજા રૈકવ ગાડાવાળાને ન પહોંચે!

રૈકવ પાસે જ્ઞાન છે. સાચું જ્ઞાન જે તરત અસર કરે. એની તોલે અન્નદાન ન આવે!

રાજા આ વાત સાંભળી ગયો. એને કુતુહલ થયું. 'એવો કોણ જબરો પાકયો કે જેનું દાન મારા કરતાં ચડી જાય! અને તે પણ કેવળ જ્ઞાનનું દાન? અન્નની તો વાત નહિ!'

પછી તો એ નાનામોટાની વાત થઈ. એને આખી રાત નિદ્રા આવી નહિ. સવારના પહોરમાં જ એણે સારથીને બોલાવ્યો: 'રથ જોડો, આપણે પ્રસિદ્ધ ગાડાવાળા રૈકવને મળવું છે! એને બોલાવી લાવો!' સારથી રૈકવને કયાંથી ઓળખે? પણ એણે વિચાર કર્યો કે આ કાંઇ જેવો તેવો માણસ નહિ હોય. શહેરમાં જાતાં કોઇ ને કોઇ એનો ભવ્ય મહાલય બતાવી દેશે! એને એમ કે આવડા મોટા દાનેશ્વરી રાજા કરતાં પણ, જેને ઋષિ મુનિ મોટો માને એ કાંઈ ઢાંકયો રહેશે?

એણે તો અનુમાને રથ હાંકયો. શહેરના ખૂણેખૂણા ફરી વળ્યો. પણ ત્યાં રૈકવ ગાડાવાળો? કયાંય પત્તો લાગ્યો નહિ.

પાછો આવ્યો. રાજા કહે: 'અરે! એ તો જ્ઞાની છે. એ તે કાંઇ શહેરમાં રહેતા હશે? તપાસ કરો જંગલમાં, ત્યાં એનો પત્તો ખાશે!

સારથી ફરીને ઉપડયો. પણ રૈકવ ગાડાવાળાનો પત્તો કયાં કયાં મળે? જંગલમાં એક ઠેકાણે એક ગાડાની નીચે એક માણસને બેઠેલ જોઇને એણે અનુમાન કર્યું. 'આ તો રૈકવ નહિ હોય? રૈકવ ગાડાવાળો કહેવાય છે અને આનો મુકામ પણ ગાડાની નીચે જ રહેતો લાગે છે! ગાડું જ એનું મુકામ લાગે છે!' તેણે હાથ જોડીને એને પૂછ્યું: 'રૈકવ ગાડાવાળા કહેવાય છે તે તમે જ છો પ્રભુ?' રૈકવે જવાબ વાળ્યો: 'હું તો હુંજ!'

સારથીએ દોડતા જઈને રાજાને ખબર આપી. રાજાને તો એક ધૂન હતી. જો રૈકવનું જ્ઞાન એને મળી જાય તો પછી પોતાની કીર્તિમાં કાંઈ કહેવાપણું રહે નહિ! પછી એ અન્નદાતા કહેવાય ને જ્ઞાનદાતા પણ ગણાય. એકને બદલે બે કીર્તિ મળે!

એણે તો આ જ્ઞાન મેળવવા માટે સુવર્ણ





ને ગાયો ને હારશણગાર ઉપાડયા. જઇને ઋષિને ચરણે ધર્યું. હાથ જોડીને વિનંતી કરી. 'હે ભગવાન! તમારું જ્ઞાન મને આપો આ દાન લ્યો, ને જ્ઞાન આપો!'

ઋષિ રૈકવ મનમાં હસી પડયા. આ રાજાને શું કહેવું? એ એમ માનતો લાગે છે કે ધનથી ન ખરીદાય એવું કાંઇજ નથી. આ તો શુદ્ર જેવી વાત થઈ.

એટલામાં રાજાએ ફરીને હાથ જોડયા: 'હે પ્રભુ! મને ઉપદેશ કરો. મને તમારું જ્ઞાન આપો!' રૈકવ ઋષિએ બધી વસ્તુઓ તરફ નજર કરતાં કહ્યું: 'હે શુદ્ર! આ બધું તું લઈ જા! જ્ઞાન એ જુદી જ વસ્તુ છે! તને અજ્ઞાનીને જ્ઞાનનું શું જ્ઞાન હોય?'.

રાજા તો આ સાંભળીને ઉદાસ થઈ ગયો. પોતે આટલાં આટલાં અન્નક્ષેત્રો બાંધ્યાં છે અને પોતે અજ્ઞાની?

પણ એના મનમાં તો પેલી વાત ઘર કરીને બેઠી હતી. ધન વડે ન મળે એવું દુનિયામાં શું હોય? કાંઈ જ નહિ. દરેક વસ્તુને તમે મેળવી શકો માત્ર ઓછી કિમ્મત એટલું જ!

એટલે એ તો ફરીવાર રૈકવ મુનિ પાસે આવ્યો પણ આ વખતે પાંચસોને બદલે હજાર ગાયો લાવ્યો, હાર પણ એક ને બદલે બે લાવ્યો, અને આ ઋષિ કનકથી જીતાતા ન હોય તો બીજી રીતે જીતાશે; એ પણ છેવટે છે તો માણસ કે બીજું કાંઈ? એટલે પોતાની પુત્રી લઇને ઋષિ પાસે આવ્યો 'આ રાજકન્યા પરણાવું, ગામગરાસ આપું. પછી તો પ્રભુ! મને ઉપદેશ કરશો ના?' તેણે હાથ જોડીને કહ્યું.

ઋષિને મનમાં શોક થયો. 'ઓહો હો!' તે વિચાર કરી રહ્યા. 'માણસ પાસે જ્યારે સંપત્તિ હોય છે, ત્યારે એ એમ માનતો લાગે છે કે હવે થઈ રહ્યું! વેચાતું ન લેવાય એવું હવે કાંઇ જ રહ્યું નથી! જ્ઞાન પણ, સોનાને બદલે મળે એમ એ માનવા મંડે, ત્યારે માણસાઇનું એ મોટામાં મોટું દીવાળું સમજવું! બીજી વસ્તુ તો ઠીક, જ્ઞાન પણ? સોનામાં એનો પણ લેખ! તો તો થઈ રહ્યું, અજ્ઞાનકુપમાંથી પછી એ માણસ નીકળી શકે જ નહિ કારણ કે એમાં અભિમાન, લાલસા, સત્તાકાંક્ષા, બધું ભેગું થાય!'

ઋષિ ધીમેથી બેઠા થયા. રાજકન્યા પાસે આવ્યા; 'દીકરી તું આ તારા શુદ્ર બાપની સાથે પાછી ઘેર જા વિદ્યા પણ વેચાતી મેળવી શકાય છે એમ એ સમજે છે. પોતાના જાતવિકાસ દ્વારા એ સાધવાની અલૌકિક વસ્તુ છે, એમ આને હજી સમજણ જ નથી. હે રાજા! તું શુદ્ર છે. તું ફરીને આ લઈને આવ્યો? જા ફરીને એ પાછું લઈ જા!'

રાજા જાનશ્રુતિની હવે આંખ ઉઘડી ગઈ. એને એમ થયું કે બહારનાં સાધન વધુ ઓછાં માણસ પાસે હોય, તો એ બે પૈસા આમ કે તેમ ખચે, ધર્માદામાં ખર્ચે, છતાં જે મેળવવાનું છે જ્ઞાન, એ જો એ ન મેળવે, તો એનું એ તમામ દાન, ધર્મ, બધું ફોક! મૂળ વસ્તુને ઉદય પમાડવા માટે જ એ સઘળું દાન પુન્ય ધર્મ છે. અને એ મૂળવસ્તુ તે આ. આંહીં આ દુનિયામાં જે કાંઈ છે તે પરમાત્માનું છે. પરમાત્મા સિવાય જ્યાં જીવન જ નથી ત્યાં પોતાનાં થોડાં ઘણાં સાધનોથી દાન ધર્માદો કરવાનું અભિમાન લેવું, એ જ મહાપાપ છે. પુણ્યને બદલે એ જ મહાપાપ!'

રાજા જાનશ્રુતિ આ સમજણનો ઉદય થતાં જ ઋષિના ચરણમાં પડી ગયો. પોતાના પાસે જે હતું તે કુછ વિસાતમાં નથી. એવું કાંઈક ખરું તત્ત્વ તો ઋષિ પાસે હતું, એની સમજણ હવે એને પડી.

[ ૩ ]

## સર્વશ્રેષ્ઠ કોણ?

એક વખત એવું બન્યું કે માણસના પોતાના શરીરમાં બળવો જાગ્યો. મન, પ્રાણ, ઇંદ્રિયો વિસંવાદ સરજાવી બેઠાં. દરેક કહેવા લાગ્યું, 'હું સૌથી શ્રેષ્ઠ. હું છું તો તમે છો.'

હવે આ વસ્તુનો નિકાલ કોણ કરે? નિકાલ કરનારૂં મન, એ પોતે જ પોતાનો પક્ષ લેનારું થાય! એટલે વાત વળે ચડી. પછી તો બધી ઇંદ્રિયો એક પછી એક મનને જ ઘેરી વળી. આંખ આવીને મનને કહેવા લાગી: 'મારા વિના તો તું આંધળું ધબ! પછી તું શું જુએ ને શું સમજે?'

મન બિચારું મુઝાઈ ગયું. ત્યાં તો કર્ણેન્દ્રિય આવી: મનને કહે, 'તારે માટે તમામ જ્ઞાનનો વારસો હું લાવું છું એ તને ખબર છે? તું નહિ જૂએ તો અજ્ઞાન નહિ રહે, પણ નહિ સાંભળે તો? પાંચ વરસના બાળક જેટલું પણ પછી તને જ્ઞાન નહિ હોય! માટે સમજી લે કે સર્વશ્રેષ્ઠ હું છું. હું કર્ણેન્દ્રિય! મોટા મોટા નરપુંગવ પણ જો કાનના કાચા હોય તો નમાલા ગણાય છે એ આટલા જ માટે!

મન બિચારું કર્ણેન્દ્રિયની વાત સમજ્યું ન સમજ્યું ત્યાં તો એના ઉપર નાસિકાનો હલ્લો આવ્યો: 'અલ્યા એ! નહિ જુએ તો શું ખાટું મોળું થઇ જવાનું છે? ને નહિ સાંભળે તો શું અખણિયાળું રહી જવાનું છે? એમ તો તું કયાં હમેશાં સ્વર્ગ જ જુએ છે કે અપ્સરાનાં ગાને જ સાંભળે છે? કાનના કીડા ખરી જાય એવી ફૂલવાણી પણ સાંભળવા મળે છે, ને આ જોયાથી ન જોયું ભલું, એવું તો દિવસમાં દસવાર તું દેખે છે, એનું શું? માટે એ બન્નેને જવા દે. મારા વિના તો તારો શ્વાસ જ ધબાય નમઃ માટે સર્વશ્રેષ્ઠ હું! મારા વિના દેહ જ ન રહે. અને દેહ નહિ હોય તો તારો પોતાનો જ ભાવ કોણ પૂછશે એ બોલને! માટે સો વાતની એક વાત. સર્વશ્રેષ્ઠ હું નાસિકા! લોકમાં અમસ્તી કહેવત ચાલે કે દસશેરનું માથું ભલે ડૂલ થાય પણ નવટાંક નાક ન જાય તો ઘણું!'

નાકની વાત પુરી થઈ ન થઇ ત્યાં જીભ બોલી ઉઠી: 'પણ એ નાકની પ્રતિષ્ઠા કોને લીધે છે એ કોઇ જાણો છો? નિર્માલ્યોનાં નાક તો હમેશાં કપાય છે ને હમેશાં ચોડાય પણ જાતકજાતની ખબર તો મારે લીધે પડે છે. એનું શું? એના ઉપર જ નાકનાં તોલ! 'બોલ એક સાંહી તોલ માણસનો પ્રમાણે' એમ કવિજનો અમસ્તા બોલે છે? હું છું તો માણસ માણસની સાથે રહી શકે છે; હું છું તો પરંપરા જીવતી રહે છે. હું છું તો તમે તમારી જાતને પ્રગટ કરી શકો છો. હું વાણી અમૃતનો કુંભ ધારૂં છું, ને જરૂર પડે તો ઝેર પણ હું જ ઓકું છું. મેં અનેક સામ્રાજ્યો સ્થાપ્યાં છે તે ઉથાપ્યાં છે. મેં ઇતિહાસ ઘડયો છે. ભૂગોળને હું લોપી શકું છું. હું હતી તો વેદ વર્ષો સુધી જીવતા રહ્યા. મારા વિના તો માણસ શબ જેવો બની જાય. વગર વિચારે કહી નાખો મહેરબાન! કે સર્વશ્રેષ્ઠ ઇંદ્રિય છે, જીભ વાણી. એ જીવન લાવે છે ને મૃત્યુને પણ વારે છે. સાવિત્રીએ જમરાજાને શેના વડે હરાવ્યા? વાણી વડે. માટે ઇંદ્રિયોમાં શ્રેષ્ઠ તો જીભ જ કહેવાય!'





મન તો હજી વિચાર કરતું રહ્યું ત્યાં પ્રાણ બોલ્યા: 'ભાઈ! મારા વિના તો દેહના લોચા દેખાશે લોચા! ને ગીધડાં માનશે કે આ માંસપિંડ છે મિજબાની માણવા જેવો! હું છું તો ઢાંકયા શોભો છો. અને જ્ઞાન તો જેટલું આંગળાના ટેરવામાં રહે છે એટલું મગજમાં પણ રહેતું નથી. માટે વગર પૂછયે ઠરાવો કે સર્વશ્રેષ્ઠ તો હું છું. હું પ્રાણ સમજ્યા?'

પણ એમ કાંઈ કોઇના કહેવાથી કોઇ પોતાની વાત જાવા દે ખરું? ચક્ષુ, કાન, મન, વાણી બધાં કહેવા માંડયાં. 'તમારી વાત સાચી, પણ અમારા વિના તમે ય શું? તમને એકલાને ઓળખે પણ કોણ? અમે હઈને તમે છો તેનું શું? એમ કાંઇ કોઇ મોટાભા થવા દેશે?'

સમાધાન થયું નહિ. એટલે પછી આખો કાફલો ઉપડયો બ્રહ્માજી પાસે. દેહ ઘડનાર પ્રજાપતિ તો એ નાં? સૌએ નક્કી કર્યું કે એને જ પુછીએ કે એણે કોને સર્વશ્રેષ્ઠ ગણેલ છે!

પ્રજાપતિ મહાચતુર હતા. વાત સમજી ગયા, કે અનુભવ વિના આ કોઇ પોતાની વાત જાવા દે એમ લાગતું નથી. એટલે એમણે જવાબ વાળ્યો: 'તમે એમ કરો. તમે એક એક જણ બહાર મુસાફરી કરવા નીકળો. બીજાને તમારા વિના કેવી વીતે છે એ જાણશે, એટલે નરમઘેંશ થઇને કબુલ કરશે કે સર્વશ્રેષ્ઠ આ!

પછી પહેલાં વાણી બહાર ફરવા ગઇ માણસ મુંગો થઈ ગયો. પણ મુંગો મુંગો, એ જીવતો રહ્યો. ખાય પીયે ને મજા કરે! બોલાય નહિ તો ન બોલે એમાં શું?

એ પાછી આવી ને બધાને પૂછયુ: 'કેમ કેવું વીત્યું? મારા વિના જીવવું આકરું થઈ પડયું નાં?'

બધાએ જવાબ દીધો: 'પ્રાણી કયારે બોલવા જાય છે? તું ન હોય તો ગાડું ચાલે, વાંધો ન આવે!'

વાણી મુંગી મુંગી વાત સમજી ગઈ કે પોતાના વિના બધા હેમખેમ તો છે, માટે બહુ ખેંચવા જેવું નથી.

પછી ચક્ષુ બહાર ફરવા ગયાં. એ ગયાં એટલે થોડાક દિ તો બધાં મુંજાઇ ગયાં. પણ પછી ધીમે ધીમે રાગે પડી ગયું. તે એની ખોટ ન જણાય એમ બધાં બીજી રીતે કામ રોડવવા લાગ્યાં!

ચક્ષુ ફરીને પાછાં આવ્યાં ત્યારે વગર કહે સમજી ગયાં કે માળું આપણા વિના કામ તો ચાલતું રહ્યું! એટલે આપણે ખરા, પણ આપણા વિના કામ ન રડે એવું કાંઈ નથી!'

કર્ણેન્દ્રિય પણ એ પ્રમાણે બહાર ફરી આવી, પાછી ફરી ત્યારે એણે સૌને પૂછયું: 'કાં? કેમ લાગ્યું મારા વિના?'

બધાંએ જવાબ આપ્યો, 'તમારા વિના, તમે જ જુઓને, કોઇ મરી તો નથી ગયું!'

છેવટે મનને અભિમાન રહ્યું હતું કે હું નહિ હોઉ ત્યારે આ બધાં ખોટાં થઈ જવાનાં છે. એણે એ પણ બહાર ઉપડયું.

ફરી કારવીને લાંબે ગાળે એ પાછું ફર્યું ત્યારે એ ધારતું હતું કે બધી ઇન્દ્રિયો એને હાથ જોડીને નમી પડશે, કહેશે 'ભાઈ! તમે રાજા છો. તમારા વિના તો આંહીં અંધારું ઘોર થઈ ગયું હતું!

પણ એ પાછું આવ્યું ત્યારે તો કોઈ ઇન્દ્રિય કાંઇ બોલી જ નહિ. ઉલટાની મુંગા મુંગા મનને જાણે કહી રહી કે 'ભાઈ! તું તારી જાતને રાજા ધારે છે તે ખાંડ ખાય

# ધર્મો રક્ષતિ રક્ષિતઃ

ધૂમકેતુ

'આવો ભણુતગરજી! મારે એક વાત તમારી પાસેથી જાણવાની છે!'

'હા, બોલોને બાપા! જણાવવા જેવી હશે તો જણાવીશ. બાકી તો જોગનાં ને નદીનાં મૂળ જોવાય નહિ! એમ શાસ્તરમાં કહ્યું છે. ને તમે તો શાસ્તરના જાણકાર છો. એ તો જ્યાં વહે ત્યાં નિર્મળ!'

ગામડું સાવ ભુખડીબારશ હતું. મહેનત કરી કરીને હું થાકયો પણ માંડ ઓગણીશ છોકરા આવતા થયા. તે પણ ખરી રીતે નામ લખવાના. એમાંથી ભણે તેવા તો ત્રણ પણ મળે નહિ. આજ ગોખાવી ગોખાવીને તૈયાર કરાવું, કાલ પૂછું, એટલે બાઘાંની જેમ સામા ઊભા રહે! કોઈ બોલે કે કાંઈ કારવે! એમને સમજણ પડે નહિ કે આ શું કરવા ભણાવે છે! મને સમજણ પડે નહિ કે આ કેમ ભણતા નથી! અને વસ્તી પણ ત્યાં કોઈ ઉજળિયાત કોમની મળે જ નહિ. બધા પાણુખાણીયાં. સવારમાં પાંચ વાગે પાણુખાણુમાં પહોંચી જાય. ને ક્યારેક તો મહિનો બે મહિના ઘેર જ આવે નહિ. ખાવું પીવું નાવું ધોવું ફરવું હરવું બધુંય પાણુખાણુમાં. બપોરે બૈરું ભાત પહોંચાડી આવે એટલે થયું. એમાં કોઈ ઘેર તો હોય નહિ, એટલે આ એમનાં છોકરાં, ગામનાં ગધેડાં ભેગાં કરીને એમને તગડવાનું કામ કરે. અને એમાં ગામનાં કૂતરાં ભેગાં દોડે!

ગોકીરો તો એવો થાય કે જાણે ધાડપાડુ આવ્યા! એટલે એ ગામમાં ભલેને ગમે તેટલી મહેનત કરો, કોઈને વિદ્યા ચડે એવું મળે જ નહિ ને! હા, જો એટલું બોલો કે, ચાલો આજ આપણે પાણુખાણુ જોવા જઈએ, તો તમારો બોલ નીકળતા પહેલાં તો આખું લશ્કર નિશાળમાંથી બહાર નીકળી જાય! એવું એ ગામ!

ત્યાં બીજો કોઈ આસિસ્ટંટ પણ મળે નહિ. હું ગામમાં નવો સવો. બેસવાનાં મથક જ ત્રણ; એક ચોરો, એક ગામ બહાર શંકરનું દહેરું અને એક પડખે નાનકડી સારી વાડી હતી ત્યાં જવું હોય તો. બાકી ગામને ફરતો આંટો મારો તો અઢી મિનિટમાં પાછા ઘર ભેગા થઈ જાવ; એટલી એની લંબાઈ પહોળાઈ. પછી આમલી નીચે ખાટલો ઢાળીને દુર્ગાદાસની વાત વાંચો તો ભલે! બાકી કોઈ કહેતાં કોઈ તમને બોલાવે ને કારવે!

મને લાગવા માંડ્યું કે આ ગામડામાં કાં તો, હું દસ પંદર વર્ષનો વૃદ્ધ, થોડા મહિનામાં જ થઈ જવાનો! અરે! વેપારીની એક દુકાન પણ એવી સારી નહિ કે તમે ત્યાં બેસીને બેઘડી સોપારી ખાવ!

---

છે! તારા વિના તો અમારે મજા થઈ પડી. જેમ સાવ નાનકડું બાળક જીવે એમ અમે તો મજાથી, નહિ આ વાતમાં કે નહિ તે વાતમાં મન, એમ જીવતાં રહ્યાં! તારે લીધે તો થાક ચડે છે, તું ન હો તો તો અમારાં ચક્કર ચાલતાં રહે ને એને થાક જ લાગે નહિ!'

મન, ચુપચાપ આવીને દેહમાં બેસી ગયું જાણી ગયું કે આપણા વિના ગાડું ચાલતું રહ્યું એ ચોક્કસ!

પછી પ્રાણે કહ્યું કે 'હવે હું ફરી આવું! પણ એણે એમ કહ્યું ન કહ્યું ત્યાં તો કોણ જાણે શું થયું, તમામ ઈન્દ્રિયો ચકળવકળ થઈ ગઈ! બધી સૃષ્ટિ બધાં જાણે સાવ અર્થ-હીન બની ગઈ હોય તેમ થઈ ગયું. વગર કહે જ બધાં સમજી ગયાં કે હજી તો પ્રાણ એમ બોલ્યા કે, હવે હું જરા ફરી આવું ત્યાં આપણી આ સ્થિતિ થઈ ગઈ, તો એ ખરેખર ફરવા જશે ત્યારે તો આપણું શું થાશે? સમજાવ્યા વિના બધી ઈન્દ્રિયો વાત માની ગઈ કે કહો ન કહો, પણ પ્રાણ જ સર્વસ્વ છે. એના વિના તો આપણો સુડદાંનો કોઈ ભાવ પણ પૂછે તેમ નથી!'





ગામમાં પસાયતા અહીં. અહીં એટલા માટે કહું છું કે એક તો ઘણુંખરું માંદો રહેતો. ને એ હતા તે દિવસે તો છાણાવાડીની પાછળ શીમમાં રખડતા ને રાતે ચોરે ચોપટ માંડતા! એક રીતે ગામડું ન ધણિયાતા ઢોર જેવું હતું!

આ ગામમાં હું ક્યાં ભટકાણો એમ તો મનમાં થાય, પણ નભાવ્યા વિના બીજો કોઇ ઉપાય ન હતો.

નવરાનાં ઓસડ બે. કાં ચોપટ ને કાં વાર્તા. ચોપટ મને આવડે તો ખરી, એમ તો ભલે ને આખી બાજી છેવટે હારી બેસું, પણ ગાંઠી કાંકરી કર્યા વિના કોઇ બાજી જ હું ખેલું નહિ ને! પણ આંહીં તો જેની સાથે ચોપાટ માંડી શકાય એવો પણ કોઇ મળે નહિ! એટલે છેવટે મેં વાર્તાનો આધાર લીધો. એ માળી ઠીક, કોઇ દી જૂની થાય નહિ, કોઇ દી ખૂટે નહિ, કોઇ દી એનો થાક લાગે નહિ, કોઈ દી તમને થાક આપે નહિ! ને જ્યારે જુઓ ત્યારે હાજર! વાર્તાઓની ચોપડીઓ ગોતી કાઢી ને મંદિરના બાવાજી વાતોડિયા હતા, ત્યાં દોસ્તી બાંધી.

બાવાજી અલકમલકની હાંકે. બધી યે ગપ. પણ વચ્ચે શંકા નાખીને જો વિઘ્ન ન કરો તો બાવાજી વાતો એવી માંડે કે તમે અરેબિયન નાઇટ્સ પણ ભૂલી જાવ!

એવામાં મને એક દિવસ થયું કે બાવાજીની વાતો તો ઠીક, પણ બાવાજીની પોતાની વાત જાણવા જેવી હશે. એ જો કઢાવી હોય તો એમાં કાંઇક ને કાંઈક નવું મળે એટલે એક દિવસેં મોડી ગતે એક પછી એક બધા ઉભા થઇ ગયા પણ તે દિવસે હું બેઠો રહ્યો. બાવાજી પણ મુંગા મુંગા ચલમ ફૂંકી રહ્યા હતા.

'ક્યું માસ્ટર સા'બ! આજ કુછ રોટી બોટી પકાના નહિ હય?'

'આજ તો શનીવાર છે, ભભૂતગરજી! કાલે રજા છે એટલે નિરાંત છે. એકટાણું છે!'

'તો કુછ પરસાદી લીજીયે!' કહીને બાવાજી ને તલનો એક લાડવો લઇ આવ્યા.

તલનો લાડવો એણે મારી પાસે મૂકયો. પાણીનું પવાલું પણ મૂક્યું અને પાછા પોતે ચલમમાં પડી ગયા.

મેં અચાનક જ કહ્યું: 'ભભૂતગરજી! આજ તો મારે તમારી પાસેથી એક વાત જાણવી છે!'

ભભુતગરજીનો જવાબ ઉપર કહ્યો તે આવ્યો. નદીનાં મૂળ અને જોગીનાં મૂળ જોવાય નહિ! આમ બોલીને પછી પોતે મારી સામે જોઈ રહ્યો.

મને થયું કે માણસ કોઇક વખત તો પોતાની વાત કહેવા તલસતો હોય છે. માત્ર એ કઢાવવાની કળ જોઈએ. ભભુતગર કહેશે તો એની વાત આજે વાત કહેશે અને નહિતર એ કોઇ દિવસ નહિ કહે. મેં કહ્યું: 'ભભુતગરજી! આ ગામ સાવ રેઢિયાળ છે. આંહીં કોઈ ધણીધોરી છે નહિ. આપણે બે જણા છીએ તો વળી સુખદુઃખની કાંઇક માંડીએ છીએ. ને દિવસ કપાઈ જાય છે. ભલા એક બીજાના હેતુ મિતર થયા છીએ તો વધુ થાઇએ! બાકી આંહીં કોઈ માણસ છે?

'આંહીં તો કુછ નથી, માસ્તર સા'બ! આંહી ભુખડીબારશ છે. કેવળ પાણબાણો ઉભા છે!'

'હું એમ કહું છું કે હું તો ઠર્યો નોકરીયાત. આજ આંહી તો બે વરસે વળી કોણ જાણે કયાં! સુખે દુઃખે હું આંહીં વરસ બે વરસ કાઢી નાખીશ. પણ તમે કોઇ ઠેકાણે નહિ ને અહીં ક્યાં આવી ને પડયા? આંહીં કાંઇ આકર્ષણ થાય તેવું તો છે નહિ!'

ભભુતગરે કપાળ તરફ હાથ ધર્યો: 'માસ્ટરસા'બ! આમાં માનો છો?'

'માનું તો છું!'

'ન માનતા હો તો માનતા થાવ તેવી વાત છે!'

મને થયું છેવટે બાવાજી ખીલે તેમ લાગે છે. પણ અઘટિત ઉતાવળ કરવા જતાં વખતે મૂળગી વાત

(જુઓ પાનું ૬૮)

# વીંછીનું મોં

ઈશ્વર પેટલીકર

રાતનો એક વાગ્યો હતો તે વખતે કાન્તાબહેન પોતાને કોઇ બોલાવતું હોય તેમ જાગી ગયાં. અવાજ આવ્યો : 'કાન્તાબહેન !'

અવાજ ધીમો હતો, થડકતો હતો અને 'બહેન'ના ઉચ્ચાર વખતે ફરડાઈ ગયો હતો. કોણ હશે ? કાન્તાબહેનને થયું. તે સાથે ફફડાટ પેઠો.

ઇન્દુભાઇ ઘેર ન હોય ત્યારે એ ચોકસાઇથી, જો કે રોજ ચોકસાઈ રાખતાં, પણ તે દિવસે વધુ ચોકસાઈથી ઘરનાં બારી બારણાં બંધ કરતાં, છતાં એ ફફડાટ સાથે ધીમેથી ઊભાં થયાં, બહાર હિલચાલ જણાય તેમ, બારીની સ્ટોપર બરાબર બંધ છે કે નહિ તેની ખાત્રી કરી.

ફરી અવાજ આવ્યો : 'કાન્તાબહેન !'

અવાજ સહેજ જોરથી આવ્યો છતાં સ્વર ભારે થયો હતો, આખા ઉચ્ચારમાં ફરડાટ આવી ગયો હતો.

શહેરમાં છેતરપિંડીના એવા અજબ કિસ્સા બનતા હોય છે જેથી કાન્તાબહેનને થયું કે, ઘર ફોડવાને બદલે આ રીતે અંદર પેસવાનો નવીન પેંતરો હોય તો પણ કોને ખબર ? ઘરનાનું નામઠામ જાણી લે, પુરુષ ઘેર નથી તેની ખાત્રી કરી લીધી હોય, પછી આમ નામ દઇને બોલાવે એટલે સ્ત્રી સ્વાભાવિક બારણું ઉઘાડે એટલે છરો બતાવી એનું કામ પતાવી દે !

કાન્તાબહેનને આવો વહેમ આવવાનું કારણ, પાંચ દિવસ ઉપર જ આ સોસાયટીમાં એક મ્યુનિસિપાલિટીનો ઇન્સપેક્ટર બનીને ઘર માપવા આવ્યો છું કહીને ધોળે દિવસે કપાસીના બંગલામાં દાખલ થઇ અનસૂયાબહેનનાં ઘરેણાં લૂંટી ગયો હતો.

ત્યાં ફરી અવાજ આવ્યો : 'કાન્તાબહેન' ! 'કાન્તાબહેન !'

'કોણ ? હરિભાઈ ?'

'હા.'

કાન્તાબનનો ફફડાટ હેઠો બેઠો. પૂછ્યું 'કેમ અત્યારે ?'

હરિભાઇ : 'સુશીલા ઘરમાં નથી.'

'હેં !' કાન્તાબહેન હબકી ગયાં.

બારણા આગળજ એ ઉભાં હતાં, છતાં સ્ટોપર ઉઘાડતાં ઉઘાડતાં એમને સાત પાંચ થઇ. હાથમાંનું જોર ઊડી ગયું હોય તેમ સ્ટોપર ખસતી ન હતી. મહામહેનતે સ્ટોપર ઉઘાડી. બત્તી કરી હતી એટલે અજવાળામાં હરિભાઈનું મોં જોતાં એ ધ્રૂજી ઊઠયાં. હરિભાઇના મોં ઉપરથી લોહી ઊડી ગયું હતું.

પૂછ્યું : 'જાજરુ તો નથી ગયાં ને ?'

હરિભાઇ : 'જાજરૂ જોયું. બાથરૂમ જોઇ...'

ઉંચે આકાશમાં જાણે સુશીલાબહેન સાંભળતાં હોય તેમ કાન્તાબહેને એ તરફ મોં કરી ઉદ્દગાર કાઢયો : 'સુશીલાબહેન, તમે આ શું કર્યું' !'

એક વખત સુશીલાબહેને આપઘાત કરવા પ્રયત્ન કરેલો, પણ એની ખબર પડી જતાં એ ક્ષણ ચૂકી ગયેલાં. એને દસ વર્ષ પણ થઈ ગયાં હતાં અને ઓચિંતો એમણે આ ધડાકો કર્યો !

કાન્તાબહેને પૂછ્યું : 'કંઇ બોલવુંચાલવું થયું હતું ?'

ગુનેગાર હોય તેમ હરિભાઇ ગળગળા સાદે બોલ્યા : 'તમે જાણો છો, મારે શું કરવા બોલવું પડે છે તે. ભગીરથને શરદી થઈ છે છતાં એને ચદ્દી પહેરાવ્યા વગર છો ઉપર ઓળોટવા દીધો, ઉનાળામાં રોજ મારે એ જ કકળાટ કરવાનો કે બાળકોને બપોરે બહાર નીકળવા ન દેવાં. પણ...'

કાન્તાબહેનને સુશીલાબહેનની એક કથની યાદ આવી : 'રોજના કંકાસેથી હું કાયર થઇ ગઇ છું. કંકાસ કરે ત્યારે બાકી ન રાખે અને પછી કંઇ નહિ. એમના પેટમાં કંઇ પાડે ન મળે એ ખરું. પણ વીંછી ભોળાભાવે ડંખ મારે તો ય વેદના ન થાય એમ ઓછું બને છે ? આપઘાત કરવાનો ઘણીવાર વિચાર આવે છે પણ બાળકોને લીધે હું એ પગલું ભરી શકતી નથી.'

કાન્તાબહેનને થયું—જરૂર, એમણે કંઇ આવું પગલું ભરી દીધેલું, બાકી આમ અધી રાતે એ ક્યાં ગૂમ થાય !





કાન્તાબહેનથી ઊભું ન રહેવાયું. ચક્કર આવતાં હોય તેમ પૃથ્વી ફરવા લાગી. એ નીચે બેસી ગયાં. બોલ્યાં: 'મનહરભાઇને બોલાવો. તમે બેઉ આદમી માણસો તપાસ કરો. મારા પગ તો ભાંગી ગયા છે!' મનહરભાઈનો બાજુમાં બંગલો હતો.

હરિભાઇના પગ પણ ભારે થઈ ગયા હતા એમ એમનાં પડતાં ડગલાં કહી આપતાં હતાં.

કાન્તાબહેનને થયું: 'રાંડ્યા પછી જગતમાં બધાંને ડહાપણ આવે છે. હવે બાજી હાથથી ગઇ ત્યારે હરિભાઇ ઢીલા પડી ગયા. એમના બોલવામાં પસ્તાવો છે, મોં ઉપર નિરાશા છે; પણ અગાઉ કહી કહીને થાકી ગયાં કે તમારો આ સ્વભાવ છોડો, બાળકો તમારે જ છે કે બીજાંને પણ છે? કોક વખત તો ઠીક, પણ રોજ રોજ કોઇ પણ સ્ત્રી રોક-ટોક કેટલી સહી શકે? પણ એ માણસે છેવટ સુધી ન જ માન્યું! રતન ગુમાવે તેમ એમણે સુશીલાબહેનને ખોયાં ત્યારે જ જંપ્યાં!'

વળી થયું; 'શું સુશીલાબહેને છેલ્લું જ પગલું ભર્યું હશે? રિસાઇને ચાલ્યાં ગયાં હોય તો તો ઘણું સારું. પણ રિસાઇને કોઇને ઘેર–પિયરમાં પણ જાય એવો એમનો સ્વભાવ ન હતો. એ જે માનસિક તાણ ભોગવતાં હતાં એ પણ કોઇને કહેતાં ન હતાં. ફક્ત એક જ વાર, દુઃખનો ભાર ન વેઠાવાથી એમણે પોતે આપઘાત કેમ કરતાં નથી એનું કારણ વાતવાતમાં કહ્યું હતું. એટલે એમણે ઘરમાંથી પગ કાઢયો એનો અર્થ જ ઊલટી વાત!'

કાન્તાબહેન આંખ મીંચી ગયાં. કૂવામાં પડીને મરી ગયેલાં સુશીલાબહેનની લાશ જાણે તપાસ કરીને બહાર કાઢી હોય તેમ એમની દૃષ્ટિ આગળ વિકરાળ લક્ષ્ય ખડું થયું. પથારીમાં ઘસઘસાટ ઊંઘતા દસ વર્ષના રજનીને ઢંઢોળીને જગાડ્યો–બીક ઓછી થાય એ કારણે–રજની મધરાતે એમ ઢંઢોળવાથી ઓછો જાગે? પાસું ફેરવી એ સૂઇ ગયો. એને હાથ ઝાલી બેઠો કર્યો. આંખો ચોળી એણે કહ્યું: 'શું છે?'

કાન્તાબહેન શું કહે? ન કહે તો એની ઊંઘ કેમ ઊડે? વાત ઘડી પછી તો બધે જાહેર થવાની હતી એટલે એમણે કહ્યું: 'સુશીલામાસી ઘરમાંથી જતાં રહ્યાં છે. હરિકાકા શોધવા ગયા છે. આપણે જાગતાં બેસવાનું છે.'

સુશીલામાસી જતાં રહ્યાં એ સાથે જ રજનીની ઊંઘ ઊડી ગઇ. ક્યાં ગયાં? શું કામ ગયાં? કહ્યા વગર કેમ ગયાં? એવા સવાલ ઉપર સવાલ એણે પૂછી નાખ્યા. પણ કાન્તાબહેન એકેનો સંતોષકારક ઉત્તર આપી શક્યાં નહિ.

મહિના ઉપર આ જ સોસાયટીમાંથી, હાઇસ્કૂલમાં ભણતી સુભદ્રા નામની છોકરી એક છોકરા સાથે ભાગી ગઈ હતી અને ત્રણ દિવસ સુધી શોધાશોધ કરી એને પાછી પકડી આણી હતી. એ પ્રસંગ રજનીને યાદ આવ્યો એટલે એણે નવો સવાલ કર્યો: 'હેં બા! સુશીલામાસી કોઈની જોડે ભાગી ગયાં હશે?'

રજનીના ગાલે ટપલી મારતાં કાન્તાબહેન બોલ્યાં: 'મૂરખ છે કે શું? સુશીલામાસી કોઈની જોડે ભાગી જતાં હશે?'

રજની: 'સુભદ્રા નહોતી ભાગી ગઈ?'

કાન્તાબહેન: 'સુભદ્રા તો નાદાન–બુદ્ધિ વગરની છોકરી કહેવાય. સુશીલામાસી એવાં નાદાન છે?'

રજની: 'સુભદ્રાને બુદ્ધિ વગરની કેમ કહેવાય? ભણવામાં છોકરાઓ કરતાં આગળ રહે છે એમ સુશીલામાસી જ તે દહાડે વાત નહોતાં કરતાં?'

કાન્તાબહેન: 'બુદ્ધિ હોય તો માબાપને નીચું ઘાલવું પડે એવું કોઇ પગલું ભરે?'

રજની: 'સુશીલામાસીમાં બુદ્ધિ ઘણી છે એમ તું રોજ કહે છે, પછી એમણે આવું પગલું ત્યારે શું કામ ભર્યું?'

કાન્તાબહેનને શો જવાબ આપવો તે સૂઝયું નહિ એટલે ખિજાઇને બોલ્યાં: 'મેં તને એક કરતાં બે ભલા જાણી જગાડ્યો ત્યારે મૂરખ જેવી વાતો મૂકતો નથી. ચાલ, હરિકાકા મનહરકાકા પાસે ગયા છે એટલે જોઇએ કે શું થયું?'



રજની ઊભો થઈ ગયો. કાન્તાબહેને બારણું બંધ કર્યું.

રજની યાદ આવતાં બોલ્યો; 'દિનેશ જાગ્યો નથી ?'

કાન્તાબહેન : 'એને જગાડાતો હશે ? બા જતી રહી છે એમ જાણતાં એ તો રકારડ કરે.'

રજની : 'સવારમાં ઊઠશે ત્યારે તો જાણશે ને ? તે ઘડીએ નહિ રડે ?'

કાન્તાબહેન : 'તું એને છાનો રાખજે.'

રજની : 'હું તો એને આપણે ઘેર રાખીશ.'

કાન્તાબહેન : 'ક્યાં સુધી એમ એને આપણે ઘેર રાખીશ ?'

રજની : 'એની બા આવશે ત્યાં સુધી.'

કાન્તાબહેન : 'ન આવે તો ?'

રજની : 'નવી બા તો આવશે ને ? કુમુદને નવી બા આવી છે તેમ.'

કાન્તાબહેન પાસે વળી જવાબ ન રહ્યો એટલે બોલ્યાં: 'ચાલ છાનોમાનો. આવી મૂરખાઈભરી વાતો તને સૂઝે છે ક્યાંથી!'

બંને જણ મનહરભાઈના બંગલામાં દાખલ થયાં ત્યાર એ બંને જણ બહાર નીકળતા હતા. મનહરભાઈએ હાથમાં મોટી ટોર્ચ લીધી હતી અને દોરી લીધી હતી.

કાન્તાબહેન : 'ક્યાં તપાસ કરવા જાઓ છો ?'

મનહરભાઈ : 'પહેલાં સોસાયટીના કૂવામાં લાઈટ ફેંકી જોઈએ. પછી પત્તો ન લાગે તો સાયકલ ઉપર શહેરમાં જઈ આવીશું. એમની બે-ત્રણ બહેનપણીઓ છે, ત્યાં હોય તો. બાકી છેવટ પોલીસને ખબર આપવી રહી.'

રજની બોલી ઊઠ્યો: 'હેં બા! સુશીલામાસી કૂવામાં પડ્યાં હશે ?'

કાન્તાબહેન મનહરભાઈને ઉદ્દેશીને બોલ્યાં: 'કૂવામાં પડવા ધાર્યું હોય તો પણ એ રોજના વપરાશવાળા સોસાયટીના કૂવામાં પડે એમ હું માનતી નથી.'

મનહરભાઈ: 'માણસ કાયર થાય ત્યારે શું કરે તે કલ્પી ન શકાય. એમ તો એ આમ ચાલ્યાં જાય એમ પણ કોણ માનતું હતું ? ભણ્યો ભૂલે અને તારો ડૂબે એમ એ ડહાપણનો ભંડાર હોવા છતાં ઘર છોડવાનું પગલું ભરી શક્યાં પછી શું કરે અને શું ના કરે એ ક્યાં રહ્યું ?'

વખત બગાડવાનો અવસર ન હતો એટલે બંને જણ આગળ ચાલ્યા. મનહરભાઈ વિધુર હતા. ઘરમાં એક દીકરી હતી એ પણ આ સમાચાર જાણતાં ખી ગઈ હતી. એણે કાન્તાબહેનને બોલતાં સાંભળી કહ્યું: 'આવોને કાન્તાબહેન, મારો તો રહ્યો કૂવા ઉપર જવાનો જીવ જ ન ચાલ્યો એટલે નીચે જ બેસી પડી.'

કાન્તાબહેન અંદર ગયાં. લીલાવતી બોલી: 'સાચું પૂછો તો સુશીલાબહેન જ આવો રોજનો કંકાસ આટલા વરસ વેઠી શક્યાં, બાકી બીજું હોય તો ક્યારનું ય . . . . .'

કાન્તાબહેન : 'મને તો તે ઘડીએ જ કહેવાનું મન થઈ ગયું હતું કે, તમે એ જ માગો છો પણ આવે વખતે એવું કહેતાં જીભ ન ઉપડી. બાકી, વાત વાતમાં એ કહે છે કે, કાલ મરતી હોય તો આજ મર! પછી આટલા વર્ષે એ મરે એમાં નવું શું ?'

લીલાવતી : 'તમારાથી ન કહેવાયું, પણ સારાકાકાએ તરત સંભળાવ્યું.'

કાન્તાબહેન અધિરાઈ બતાવતાં બોલ્યાં: 'શું કહ્યું ?'

લીલાવતી: 'બીજું શું! કહી દીધું—તમને એની કદર ન હતી પછી એ ગઈ તેથી હવે હાંફળા ફાંફળા શું કામ થઈ જાઓ છો ?'

કાન્તાબહેન : 'એમના જેવી ટોક તો આ જમાનામાં કોઈ ન સહી શકે. દરેક વાતમાં ખૂંધરાં...'

'ખૂંધરાં તો ઠીક, પણ' લીલાવતીએ વચ્ચેથી ઉપાડી લેતાં કહ્યું: 'એક વખત હું એમને ત્યાં બેઠી હતી અને બોલવું થયું. કંપાઉન્ડમાં ભંગડી ઝાડું કાઢતી હતી તેના તરફ હાથ લાંબો કરીને





કહ્યું : તારાં કરતાં આ ભંગડી સારી છે. સુશીલાબહેનને મારી રૂબરૂ આવું કહે તે કેવું લાગે ? પણ એ બિચારા એક અક્ષર ન બોલ્યાં. પણ મારાથી બોલ્યા વગર ન રહેવાયું કહ્યું : ભંગડી ગમતી હોય તો એને ઘરમાં ઘાલો. છતાં ઝંખવાણા પડ્યા વગર હરિભાઈએ કહ્યું : આ મરે તો હમણાં મને ફાવે એને ઘરમાં ઘાલું ! સહેજ રહીને લીલાવતીએ કહ્યું: 'મને તે ઘડીએ જ થયું, આવા ઘા વેઠીને તો સુશીલાબહેન જ રહી શકે, મારાથી એક ઘડી પણ ન વેઠાય. મનથી ગાંઠ વાળી હું તે ઘડીએ બોલી નહિ. સુશીલાબહેનને લીધે એમની સાથે સંબંધ રાખવાનો. બાકી વીંછીના મોંને તો ખાસડું જ શોભે.'

કાન્તાબહેન : 'છેવટ વીંછીનું મોં હતું એટલે ખાસડું પડ્યું ને ? એમના ત્રાસે એક વખત આપઘાત કરવા તૈયાર થયાં હતાં છતાં એમણે પોતાની વર્તણૂંક સુધારી નહિ અને સુશીલાબહેને ઝેર પીવાય ત્યાં સુધી પીધું.'

લીલાવતી : 'રાંડ્યા પછી ડહાપણ આવે તેમ સારાકાકાએ કડવું વેણ સંભળાવ્યું ત્યારે એમણે કહ્યું: હવે જો એક અક્ષર બોલું તો તમારું ખાસડું અને મારું માથું. એની અણઆવડત કોઈ જોતું નથી પણ મારે બોલવું પડે છે તે જ બધાની આંખે ચડે છે.'

કાન્તાબહેન : 'આ જ દુઃખ છે ને ? એક અક્ષર નહિ બોલું એમ કહેવા છતાંય બોલ્યા વગર તો ન જ રહેવાયું !'

લીલાવતી : 'સારાકાકાએ એનો પણ શેકડો જવાબ આપ્યો—બીજાની અણઆવડત જોતાં પહેલાં તમારી જુઓને. સુશીલાબહેનનું એક વાંકું હશે તો તમારાં ઊંટની જેમ અઢારે ય વાંકાં છે ! એ તમારાં અઢાર વાંકાં નભાવી લે અને તમારાથી એક નભાવાતું નથી !'

કાન્તાબહેન : 'પછી હરિભાઈએ શો જવાબ આપ્યો ?'

લીલાવતી : 'કાનની બૂટ પકડી કહે—હવે જો કોઈ બાબતનો ટકટકારો કરું તો તમે અને લીલાવતીબહેન સાક્ષી છો. મેં કહ્યું—રાંડ્યા પછી આટલું ડહાપણ આવ્યું તો પહેલાં બતાવવું હતું ને ?

કાન્તાબહેન : 'મને રડવું થયા કરે છે કે, સુશીલાબહેન એમ મરે નહિ. એમણે જ મને કહ્યું હતું કે હું બાળકોને લીધે જીવું છું. આવેશમાં ને આવેશમાં કદાચ રાત્રે નીકળી ગયાં હોય અને શહેરમાં બે-ત્રણ બહેનપણીઓ છે તેમાંથી ગમે તેને ઘેર ગયાં હોય.'

લીલાવતી : 'સોસાયટીના કૂવામાં જો એવું કંઈ હોય તો તરત ખબર આવે. પણ કંઈ જણાયું નહિ એટલે લાગે છે કે એ લોકો શહેરમાં ગયા.'

કાન્તાબહેન : 'શહેરમાં હોય તો તો ઠાકોર રણછોડજીને મારે થાળ કરવો. અણી ચુકી જાય એટલે બસ. આ વખત તો હું એમને સમ ખવડાવું કે ભવિષ્યમાં પણ આવું કંઈ ન કરે.'

લીલાવતી : 'જીવતાં હોય તો પછી એવો વખત આવવાનો નથી. હરિભાઈએ કાનની બૂટ પકડી છે.'

કાન્તાબહેન : 'એ તો ઠીક. કૂતરાની પૂંછડી ભોંયમાં ઘાલો તેટલો વખત સીધી, બહાર કાઢી કે હતી એની એ.'

લીલાવતી : 'કશું કહેવાય નહિ, ઘણી વખત આમ માણસનો હૃદયપલટો થઈ જાય છે.'

રજની કાન્તાબહેનના પગ ઉપર માથું મૂકી ઝોકાં ખાતો હતો અને વચ્ચે સવાલ ઊભો કરતો ન હતો એટલે ઘેનમાં આવી ગયો છે એ જોતાં એમણે કહ્યું: 'ચાલ ઘેર જવા દે. બંનેનાં બારણાં ઢીલાં છે. કોઈ છોકરું રડવું કર્યું' અને એમણે રજનીનો હાથ પકડી ઊભો કર્યો.

ઊંઘમાંથી જાગતાં રજની બોલ્યો: 'સુશીલામાસી આવ્યાં ?'

કાન્તાબહેન : 'હરિકાકા એમને તેડવા શહેરમાં ગયા છે, ચાલ ઘેર જઈએ.'

રજનીએ ચાલતાં કહ્યું: 'હેં બા ! સુશીલામાસી આમ જતાં રહ્યાં છે તે હરિકાકા એમને મારશે ?'

કાન્તાબહેન: 'જો પાછો દોઢ ડહાપણ કરવા લાગ્યો. એમ કોઈ કંઈ મારતું હશે ?'

રજની: 'દિનેશ એક દહાડો કહેતો હતો કે આરી



બાને મારા કાકાએ આજે બે તમાચા માર્યા હતા.'

કાન્તાબહેન: 'ખોટી વાત. દિનેશને વાતો જોડી કાઢવાની ટેવ છે એમ તો તુંજ મને કહેતો હતો. એ સાચું હોય તો સુશીલામાસી મને વાત કર્યા વગર ન રહે. મને તારા બાપુ મારે છે કે એમને હરિકાકા મારે?'

રજની: 'એમ તો બાપુ તને ક્યાં વઢે છે? અને હરિકાકા તો રોજ રોજ સુશીલામાસીને વઢે છે. એક દીવસ આપણે જોતાં હતાં અને ભાતની તપેલી બહાર ફેંકી દઈ, કેવા ઘાંટા પાડતા હતા?'

કાન્તાબહેન: 'તું ચાલીશ હવે બાપલા! મારા ક્યા ભોગ લાગ્યા તે મેં તને વળી જગાડ્યો.'

કાન્તાબહેન ઘેર આવ્યાં. મેડા ઉપર શાન્તિ હતી એટલે કોઈ બાળક જાગ્યું નથી માની એમણે પોતાનું બારણું બંધ કર્યું, રજનીને ઊંઘ ભરાઈ હતી એટલે એ આંખો મીંચી પથારીમાં પડ્યો. બીક ન લાગે તે માટે કાન્તાબહેને બત્તી બંધ ન કરી પણ એવાં ફફડી ગયાં કે અમસ્તાં પથારીમાં આડાં પડ્યાં. એના એ જ વિચારો આવ્યા કરતા હતા.—સુશીલાબહેન મૂઆં, ડહાપણનો દરિયો હતા અને આમ છેક આવું કરવાનું ક્યાંથી સૂઝ્યું? બાળકનો ય સહેજ વિચાર ન આવ્યો? પંદર વર્ષ સુધી વિષ પી પીને કંઠ નીલકંઠ થઈ ગયો હતો, ઝેર સહી ગયું હતું અને હવે એવું ઝેર શું પીવાનું બાકી હતું કે આમ કરી બેઠાં?

ત્યાં બહારથી અવાજ આવ્યો: 'કાન્તાબહેન!'

પગ નીચે સાપ આવે અને માણસ છલંગ મારે તેમ કાન્તાબહેન ઉછળી પડ્યાં. બોલ્યાં: 'કોણ? કોણ? સુશીલાબહેન!'

બારણું ઉઘાડ્યું તો સામે સુશીલાબહેન ઊભાં હતાં. બોલ્યાં: 'એ ક્યાં ગયા છે તે જાણો છો?'

કાન્તાબહેન હસી પડ્યાં. બોલ્યાં: 'તમે ક્યાંથી આવ્યાં એ તો પહેલાં કહો. એ તો જ્યાં ગયા છે, ત્યાંથી હમણાં પાછા આવશે.'

સુશીલાબહેન: 'મને ક્યાંક શોધવા તો નથી ગયા ને?'

કાન્તાબહેન: 'રાતના એક વાગે ઘરમાં સૂતેલું બૈરું ગૂમ થાય ત્યારે પુરુષ ક્યાં જાય એ તો તમે જ કહોને?'

સુશીલાબહેન: 'હું તો અગાસી ઉપર હતી.'

કાન્તાબહેન: 'આટલી રાતે!'

સુશીલાબહેન: 'સૂતી વખતે બોલવું થયું એટલે મને બાર સુધી ઊંઘ ન આવી. અમૂંઝણ થવા લાગી. પવન બિલકુલ ન હતો એટલે થયું—લાવ શાન્તિ વળે ત્યાં સુધી અર્ધો કલાક ખુલ્લામાં બેસું. ઉપર ગઈ અને ઠંડા પવનમાં આડી પડી તે આંખ મીંચાઈ ગઈ!'

☆





# વડવાગોળ અને ચામાચીડીયાં

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

સસ્તન પ્રાણીઓમાં ચામાચીડીયાં બહુ સહેલાઈથી ઓળખી શકાય એવું ઉડતું પ્રાણી છે કે જે ઉડવાને ઉડાન કહી શકાય. એવાં પણ કેટલાંક પ્રાણીઓ છે કે જેઓ હવામાં સરી શકે છે. એવાં પ્રાણીઓમાં ઉડતી ખીસકોલી એક છે. છતાં તેને વિશે એટલું કહી શકાય કે એને ચોક્કસ પાંખો હોતી નથી, પણ બન્ને પડખે નીકળતી પહોળી થતી ચામડી છે કે જેથી તે નીચે પડતું મુકી ધબ દઈને ન અથડાતાં હવામાં સરીને આસાનીથી બેસી શકે છે. આ ચામડી એવી રીતની હોય છે કે જાણે આધુનીક હવાઈ છત્રી કે જેનો ઉપયોગ વિમાનમાંથી નીચે કુદી પડવા માટેનો હોય છે. ચામાચીડીયાં પાંખને ઉંચી નીચી વીંઝીને ઉડાન કરી શકે છે. આ સસ્તન પ્રાણીને પાંખ થવાનું કારણ શોધી શકાતું નથી. એના જુના ઉત્ખાત અવશેષોમાં પણ તેઓને પાંખ હોવાનું પ્રમાણ મળી રહે છે. નિષ્ણાતોને ચામાચીડીયાની ઉત્પત્તિ કે તેના કોઈ આદ્ય વડવા વિશે માહીતિ સાંપડતી નથી. જ્યારે એવા મુદ્દા મળી રહે છે કે ચામાચીડીયાં અને આગળ જોઈ ગયા તે શીળા, છછુંદરના કુટુમ્બ સાથે સંબંધ ધરાવતાં હોય એવું સમજાય છે આથી એટલું કહી શકાય કે તેઓનાં આદ્ય પ્રાણીઓનો વાસ વૃક્ષ ઉપર હોય અને જીવાતનો ચારો કરતાં હોય. આથી એમ વિચાર કરી શકાય કે પહેલાં તેઓએ વૃક્ષોમાં નિવાસ કર્યો અને જીવાત પકડવા માટે ઠેકડા કુદકા મારવા શરૂ કર્યા, અને તેમાંથી તેઓ ઉડતાં શીખી ગયાં. આવાજ કારણે પંખીઓને પણ ઉડાનની કળા પ્રાપ્ત થઈ છે. જ્યારે ચામાચીડીયાંએ હવામાં કુદકા શરૂ કર્યા હશે ત્યારે તેઓના આગલા, જાળવાળા હાથ તે ઠેકડાને હવામાં રોકવા મદદરૂપ થયા હશે, અને બન્ને પડખાંમાં હવાઈ છત્રી જેવી ચામડી હશે. આ બન્ને કારણો એકઠા થયાં ત્યારે તેની પ્રગતિ ઉડાન પ્રાપ્ત કરી શકી. હવામાં ઠેકડા મારવા ; કારણ તો ઉડતી જીવાતને હાથ કરવા અને જીવન નભાવવા માટેજ હશે. કારણ કે દરેક જાતનાં ચામાચીડીયાંનો ખોરાક જીવાતનો હતો પણ જે ફળનો આહાર કરનારાં વડવાગોળ કે જે કુટુમ્બની બહુ થોડી સંખ્યા છે તે તો પાછળથી વિકાસ પામી હશે. ખોરાકનું જુદાપણું હોવા અંગે જીવાતભક્ષી અને ફળાહારી જાતનાં બાંધામાં ખાસીયતમાં બહુ નજીવો ફેર પડયો. આવા ફેરને લઈને ચામાચીડીયાંને મુખ્ય બે કુટુમ્બમાં વહેંચી નાખવામાં આવ્યાં. એક ફળાહારી કુટુમ્બ અને બીજુ જીવાતભક્ષી કુટુમ્બ. આ બન્ને કુટુંમ્બમાં જેઓ ફળ ખાય છે તેઓનું કદ બહુ મોટું બન્યું; અને જીવાત ખાનાર કુટુમ્બમાં કદ નાનું રહી ગયું. કોઈ ચામાચીડીયાનું કદ વડવાગોળ જેટલું કદાવર નથી.

આપણે જોઈ ગયા તેમ તેઓ પાંખ વડે ઉડતાં હોવાને અંગે બીજાં સસ્તન પ્રાણીઓની હરોળમાંથી બહાર તરી આવે છે એમાં તેના હાથ છે તે પાંખનું કામ આપે છે ગ્રીક ભાષામાં ચામાચીડીયાંને "Chiroptera" કહેવામાં આવે છે તેને જુદો પાડીએ તો "Chieros" એટલે હાથ અને "Ptpreron" એટલે પાંખ થાય છે. એ ઉપરથી જાણી શકાય છે કે તેના બાવડું અને કળાઈ મળીને પાંખ થાય છે. બાવડું કોણી સુધી આવે અને કળાઈ કાંડા સુધી આવે છે જ્યારે હાથમાં અંગુઠા સાથે બીજાં ચાર આંગળાં હોય છે. અંગુઠો છુટો છે જ્યારે આંગળાં ખુબ લાંબાં અને વચ્ચે પાતળી ત્વચાથી જોડાએલાં હોવા છતાં હોવા છતાં ભેગાં થઈ ઉઘડી શકે છે. એ રીતે ચામાચીડીયાં પોતાની પાંખ ઉઘાડી રાખી શકે છે. તે સિવાય આંગળામાં સાંધાની જોડ હોવાને લીધે પાંખ વિંઝવામાં સરખાઈ રહે છે તેનાં જાળવાળાં આંગળાં ભેગાં કરે એટલે તે તેની પાંખને સંકડાવી શકે છે આથી તેઓ ગતિને વધારે ઓછી કે રોકી શકે છે વળી પોતાની ઉડવાની રીતમાં કાનકડીયાંની પાંખ એટલી નરમ છે કે જોતાં એમ થઈ જાય કે પ્રકૃતિએ ચામાચીડીયાંને ઉડાનનું આ સાધન આબાદ આપ્યું છે.

ઉપરની સાચી પાંખોએથી આગળ વધીને ત્વચા પગ સુધી પહોંચે છે. ત્યાંથી પુંછડીને પણ લાગે છે. અને બન્ને પગો આગળ પહોંચતાં તેમાંથી



નીકળતા ખુરનો આધાર લે છે આ ત્વચા ખભા સુધી પણ આવેલી છે. એટલે ચામાચીડીયાના આખા શરીર ફરતી આવી ત્વચા આવેલી હોવા અંગે હવાઇ છત્રી બની જાય છે. અને હવામાં ગતિ તેને વીંઝીંત્રને મેળવે છે.

જેમ શીઘ્ર ચક્ષ્મ બાજની શેડઉતાર લાંબી પાંખ તેઓની ઉડાનમાં ગતિ બતાવે છે તેવી જ રીતે લાંબી શેડ ઉતાર પાંખ આ પ્રાણીની ઉડવાની ગતિ બતાવે છે. આવાં લાંબી પાંખનાં ચામાચીડીયાં સુર્યાસ્ત સમયે પોતાનો બશીરો છોડી આકાશમાં ઉંચે ઉડતાં નજરે ચઢે કે જે વખતે તેઓ અબાબીલ સાથે ઉંચે ઉડતી જીવાત પકડવા માટે હરીફાઇ કરતાં દેખાય છે. ઉપર બતાવ્યા પ્રમાણેની પાંખ અને ખાસીયત આવૃત્તપુચ્છ ચામાચીડીયા ( Sheath Tailed Bat ) માં જોવા મળે છે. આ વખતે તેઓ પોતાની લાંબી પાંખ અને ગતિ તથા સુંદર રીતે ઉડવાની કળાથી તેઓ બરાબર અબાબીલ (The House Swift) જેવાં જ દેખાય છે. આ કુટુમ્બનાં ચામાચીડીયાં સૌથી તેજ ઉડાન કરવાવાળાં ચામાચીડીયાંની ગણત્રીમાં આવે છે. જેઓને ટુંકી અને ગોળ પાંખ હોય છે તેઓ બહુ ઝડપી ગતિએ ઉડી શકતા નથી. આવાં ચામાચીડીયાં સાંજનાં મોડેથી પોતાનો બશીરો છોડે છે. અંધારું થયા પછી તેઓ ધીરે ધીરે વૃક્ષ વાડની આસપાસ જીવાતની શોધમાં મંડળમાં ઉડે છે. તેઓ ભાગ્યે જ ઉચાં ઉડે છે. તેઓને અશ્વક્ષુરપ્ર ચામાચીડીયાં [Leaf Nose] ના નામથી ઓળખીએ છીએ. આવી ઝડપી અને ધીરી ગતિનાં ચામાચીડિયાંની વચ્ચે આવે છે આપણાં છીપાં [ Pip strellesBa ). આ છીપાંને શિકાર કરવા માટે કોઇ ખાસ ઉંચાઇમાં ફરવું પડતું નથી. તેઓનું ત્વરાથી ઉંચે જવું અને એટલેથી જ ઝડપથી નીચે આવવુ તેમાં સોચી મારવી અને પટલી મારવી એ બધુ જોતાં આપણે ઘડીભર મુગ્ધ થઇ જઈએ એ. ઘણીએ વખતે એક જ વિચાર આવે છે કે આ નાના છીપાનું શરીર હવામાં કેટલી સહેલાઇથી સારું તરી શકે છે. આ ઉડાન બતાવી આપે છે કે તેઓની પાંખ કેટલી પૂર્ણ છે.

જો કે આ પ્રાણીના હાથ પાંખમાં ફેરવાઇ ગયા છે. છતાં તેઓ બીજાં પ્રાણી માફક પણ તેનો ઉપયોગ કરી શકે છે. તેમાં તેઓ તેનાથી ચ લી અને ચઢી શકે છે એટલું જ નહિ પરંતુ ખોરાકને પકડી અને મારી શકે છે. આપણે જોઇ ગયા કે નહોરવાળો અંગુઠો પાંખથી અલગ છે. ચાલતી વખતે પકડ મેળવવા માટે તેઓ વાપરે છે. વડવાગોળ અથવા વડવાગડાંને બન્ને બાજુ બે બે નહોર હોય છે. જેમાં એક છેડે આવેલો અને બીજો પહેલી આંગળીને છેડે આવેલો છે. આ વધારાનો નહોર તેઓને વૃક્ષની પાતળી ડાળીએ ચોટેલા ફળને પહોંચવા માટે મદદ રૂપ થાય છે. ફળ ખાનાર વડવાગોળ આ વધારાના નખ ઉપરથી તરત જ વરતાઇ જાય છે. જીવાતભક્ષી ચામાચીડીયાં આ વધારાના નહોરથી વંચિત છે. પાંખનો ઉપયોગ હાથની જેમ ચામાચીડિયાં તેનો ખોરાક પકડી રાખવા માટે કરે છે. વડવાગોળ (Elyingfox) જ્યારે મોટું ફળ ખાય છે ત્યારે તેને તે પાંખના ઝોળાણમાં અથવા તો બન્ને કાંડાંથી પકડીને ખાય છે. આવી રીતનો ઉપયોગ બતાવે છે કે પાંખો છે તે હાથ છે. આવી રીતે કેટલાંક જીવાતભક્ષી ચામાચીડીયાં પણ પાંખનો હાથ તરીકે ઉપયોગ કરે છે. કેટલાંક અશ્વક્ષુરપ્ર ચામાચીડીયાં હવામાંથી મોટી જીવાત પકડી લે અને ઉડતાં ખાઇ ન શકે તો નીચે આવી લટકીને પછી પોતાની કઠણ ત્વચા ઉપર શિકારને પછાડીને નરમ કરી ખાય છે અથવા પોતાની પાંખને અંદરની બાજુ લાવી પોતાની મ્હોનાળ ઉપર ફટકાવી જીવાતને નરમ કરી દે છે. વળી કેટલાંક ચામાચીડીયાં ઉડતી જીવાતને પાંખની ઝાપટ મારી દઇ પકડી લે છે. આ બધા ઉપરથી સમજી શકાય કે સમય પ્રમાણે પાંખનો ઉપયોગ હાથ તરીકે કરી નાંખે છે.

જ્યારે આરામમાં હોય ત્યારે ચામાચીડીયાં પોતાના શરીરની બાજુમાં પાંખને સંકેલી રાખે છે. એમાં અશ્વક્ષુરપ્ર ચામાચીડીયાં પોતાનું તમામ શરીર તથા ચહેરો પોતાની પાંખમાં જાણે ગોળ દડો હોય એમ ઢાંકી દે છે. જ્યારે આવૃતપુચ્છની પાંખો બંધ





કરવાની રીત તદ્દન જુદી છે. કે તેઓની પાંખ લાંબી અને શેડઉતાર હોવાથી તેને તદ્દન અલગ રાખી બીડી દે છે. સાધારણ રીતે આપણાં આંગળાં જેમ અંદર બીડાય છે તેમ ચામાચીડીયાં પોતાનાં આંગળાં બીડે છે. પણ આવૃતપુચ્છ પોતાનું બીજું આંગળું અંદર અને બાકીનાં બહારની બાજુથી અંદર લાવી બીડે છે; જેથી વાંકીચુંકી ઘડીથી પાંખની લંબાઇમાં ઘટાડો થાય છે.

ચામાચીડીયાંના પગો તેના આગલા ભાગ અને હાથના વિકાસના પ્રમાણમાં નબળા છે. આ પ્રાણીનો બાંધો પ્રકૃતિએ ઉડવામાં સરલતા રહે એવો ઘડયો છે. તેનો આવો વિકાસ થયો તેની સાથે તેનો બીજો વિકાસ થઇ શકયો નહિ. આથી જમીન ઉપર ચાલે તો કદાચ તેમ કરતાં તેને બહુ મુસ્કેલી પડે છે. કારણ કે તેઓના પગ ગોઠણ પાછળ જતા હોવાથી કે બીજાં પ્રાણીઓમાં આગળ આવે છે તેથી તેને ચાલવામાં ઘણી તકલીફ આપે છે. ચામાચીડીયાં જમીન ઉપર નિરાધાર બની જાય છે. જ્યારે તે કોઇ ઝપટવાળી ગતિ બતાવે છે તેમાં તેઓ આગળ પાછળ અને લગભગ કરચલાની માફક પડખાભર ચાલી નાંખે છે. આ વખતે તેઓ બીજાં પ્રાણી માફક આગલા અને પાછળના બન્ને અવયવોને હલાવે છે. ઉપર ચઢવા માટે તેઓના અંગુઠા ઉપર નહોર તથા પગના નહોરને પકડી ઝાલવાના કામમાં લે છે. વળી કેટલાક ચામાચીડીયાના પગ નાના અને કેટલાકના મોટા પ્રકૃતિએ સર્જ્યાં છે તે કોયડો સમજણ માગી લે છે. ગુફામાં વસવાટ કરવાવાળાં ચામાચીડીયાના પગો સપાટ છત ઉપર ચોંટી શકવા માટે લાંબા સર્જાયા છે એમ કહી શકાય. ચામાચીડીયા પોતાનો શિકાર શોધવા માટે પગનો જરાય ઉપયોગ કરતાં નથી. વડવાગોળ કોઇક વખત પોતાના પગ ફળ પકડી રાખવા માટે વાપરે છે. નહિ કે તેનાથી તે પકડીને પણ તેના નહોર કાંટા માફક તેમાં ભરાવી દે છે અને અધ્ધર રાખે છે. ખાસ કરીને પગના આંગળાં ઉપરના નખો તો શરીર ઉપરની રૂંવાટી ને ...... માટે વાપરે છે અથવા તો દાંતમાં ભરાએલી વસ્તુને ખોતરી કાઢવા માટે વાપરે છે. આ સિવાય જો બીજા કોઇ કામમાં પગનો ઉપયોગ કરી લે તો અજાણતા થઇ ગયેલો મનાય છે. આ તો હવાનું પ્રાણી છે. પગનો ખાસ ઉપયોગ તો પોતાની બશીરાની જગ્યાએ ચોંટવા માટે કરે છે. જ્યારે ચામાચીડીયાં બેસવા આવે છે ત્યારે પહેલાં તો તે અંગુઠા ઉપરના નહોરનો ચોંટવા માટે વાપરે છે. પછી ઝુલીને પોતાના પગથી ચોંટી જાય છે. કેટલાંક ચામાચીડીયાં બેઠક ઉપર આવી ગુલાંટ મારી પગથી જ પહેલી પકડ લઇ લે છે. આમાં આપણાં અશ્વક્ષુરપ્ર આવે છે. કારણ કે તેઓને અંગુઠાનો નહોર ઘણો નબળો હોય છે. આમ પગ ઉપર બેઠક નમાવી ચામાચીડીયું ઉંધે માથે લટકી ઉંઘમાં પડે છે. આવી રીતે ઉંધે માથે સુવું એ તેનો નિયમ છે. પણ કેટલાંક પગ અને અંગુઠાના આંકડા ઉપર લટકી આખા શરીરને ઝુલતું રાખે છે અથવા તો ઉંધા પડયા રહે છે. જો તેને તેમ કરવા સપાટ જગ્યા મળી જાય તોજ એમ સુવે છે. તેમાં કેટલીક જાતનાં માથાં તદ્દન સપટાં હોય આથી તેઓની નાની એવી તડ અથવા ચીરાડમાં સહેલાઇથી ઘુસી જઇ નીંદર લે છે.

કેટલાંક ચામાચીડીયાને લાંબી તો વળી બીજાંને ટુંકી અને ત્રીજાં કેટલાંકને તો ભાગ્યેજ વરતી શકાય એવી પુંછડી હોય છે. વડવાગોળને ટુંકી પુંછડી ચોકખી વરતાય એવી છે. અશ્વક્ષુરપ્ર ચામાચીડીયાંને લાંબી પુંછડી છે. જ્યારે પીતવરણા ચામાચીડીયાને તદ્દન ન દેખાય એવી પુંછડી છે જેની સાથે પાંખની ત્વચા ચોંટેલી હોય છે. જેનો ટુંકો છેડોજ દેખાય છે જે છેડો આંકડીયા તરીકે ચઢવા માટેના કામમાં લે છે. જ્યારે આવૃતપુચ્છની કાંણાવાળી ત્વચા પુંછડીને ચોંટેલી છે જે સારી લંબાઇવાળી બહાર દેખાય છે.

પુંછડીનો ખાસ ઉપયોગ તો પોતાની ઉડવાની દિશા બદલવામાં અને ઓછી વધુ તથા ઉપર ઉંચે જવામાં કરે છે. અને જ્યારે પૂરી લંબાવે છે ત્યારે પોતાની ઉડાનની સપાટી સાથે બરાબર સીધી રાખે છે. આવૃતપુચ્છ છીપાં પોતાની



પૂંછડીને મ્યાનમાં નાંખી શકે છે અને જરૂર પડે ત્યારે બહાર પણ લાવી શકે છે જ્યારે કેટલીક જાતનાં છીપાં ઉડાનમાં અનુકૂળતા રાખવા માટે પુંછડીને પુરી લંબાવી રાખે છે આથી આથી પાંખ પૂરે પૂરી ખોલી શકાય છે. જેમ વહાણમાં સઢ પવન પકડવા માટે પુરો ખોલી દેવાય છે અને જ્યારે સખત પવન હોય તે વખતે ઓછો પવન લેવા માટે સઢને સંકેલી લેવામાં આવે છે તેમ આ ચામાચીડીયાં કરતાં હોય તો નવાઈ નહિ. ઉડાન સિવાય પુંછડી અને તેને ચોંટેલી ત્વચાનું પડ બીજા ઉપયોગમાં આવતું હોય તો ના નહિ. જ્યારે તે પૂરી ઝડપથી ઉડાન કરતું હોય ત્યારે જો જલદી રોકાવવાની જરૂર પડે તો તે પુંછડીને અંદરના ભાગમાં વાળે છે એટલે ઊડાનની ગતિ લગભગ રોકી શકે છે. તેનો બીજો ઉપયોગ એ છે કે જ્યારે તે પુંછડીને પેટ બાજુ, અંદર વાળે ત્યારે હવામાંથી પકડેલા શિકારને તે ખોઈમાં રાખી ખાવાની અનુકુળતા કરે છે. ઉડતી જીવાતને પકડવા માટે પાંખની ઝાપટ તેને મારી શિકારને અશક્ત કરી પુંછડીને અંદરના ભાગમાં વાળી તે ખોઇમાં તેને ઝીલી લે છે અથવા તો જમીન ઉપર પડતાં પડતાં પણ તે ઝીલી લે છે. આ ખોઈમાં પછી પોતાનું માથું નાંખી શિકારને મારી નાંખે છે અને પછી તેમાંથીજ ખાય છે. તેનો ઉપયોગ જન્મતાં બચ્ચાંને ઝીલવામાં પણ કેટલાંક ચામાચીડીયાં આવી ખોઇ બનાવી કરે છે. આરામમાં હોય ત્યારે પુંછડી અને તેની સાથે ચોંટેલી ત્વચાને કાંતો પહોળી રાખે છે અથવા તો અંદરની બાજુ ગોઠવી દે છે. જ્યારે કેટલાંક પીઠ પીઠ ઉપર વાળી લે છે. આ છેલ્લી રીત ઘણી જાતનાં અશ્વક્ષુરપ્ર છીપાં અખત્યાર કરે છે.

છીપાંની દંતાવાળી માટે એટલું કહી શકાય કે જે જીવાતભક્ષી છે તેઓ હવામાંથી આવી જીવાત પકડીને ખાય છે અથવા તો ક્યાંક ચોંટીને પછી ખાય છે. આ અનુમાન આપણે જ્યાં આવા છીપાંનો બશીરો હોય ત્યાંની જમીન ઉપર જીવાતના કઠણ ભાગો પડેલા જોતાં કરી શકાય છે. વડવાગોળ પણ બશીરા ઉપર પહોંચ્યા પછી ખાવા માટે ફળો લઈ જતાં માલુમ પડયાં છે કારણ કે તેઓ ઉડતાં ઉડતાં કોઈ ખોરાક ખાઈ શકતાં નથી. છીપાં કોઈ છોડવા પર ઉડતી જીવાતને ઝપટ મારતાં દેખાય છે તેના શિકાર ઉપર થરથરી ચામાચીડીયું આંખનું તે મટકું મારીએ એટલો વખત બેસી શિકારને પકડી અને પાછું ઉંચે ઉડી જતાં પકડેલા શિકારને ચાવતાં જાય છે. નાની જાતનાં વડવાગોળ પણ આ રીતે ફળો ઉપર ઉડતાં નજરે ચઢે છે. આમ ઉડતાં ઉડતાં જ તેઓ ફળોને બચકાં ભરી મ્હોં ભરી લે છે. આવી રીતે મ્હોં ભરી ઉડતાં ઉડતાં ચાવતાં જાય છે. પણ આપણાં વડવાગડાં આમ કરવા માટે બહુ મોટા કદનાં પ્રાણી છે. એ તો ડાળીએ ચોંટી ઉંધે માથે લટકી ફળ ખાય છે, અને આરામ પણ ઉંધે માથે લટકીને કરે છે. વડવાગોળ અને ચામાચીડીયાં અકરાંતીયાં હોય છે. છતાં શંકા એટલી રહે છે કે જેટલું તેઓ મ્હોંમાં ભરે છે તે તમામ પેટમાં જાય છે કે કેમ? વડવાગોળ ફળોનો સત્વ અને રસ પીનારાં છે એટલે નક્કર ખોરાક નહિ પણ તેના પ્રવાહી રસ ઉપર નભે છે. અલબત તેઓ ફળનો માવો ચાવતાં દેખાય છે પણ તેનો રસ જ પેટમાં ઉતારે છે અને બીજો ભાગ કાઢી નાંખે છે. રેસાવાળાં પાંકડાં અને ફળોને ચાવીને માવો બનાવી દે છે. આ માવાને પોલા તાળવા સાથે દબાવે છે અને જ્યારે તેમાંથી રસ નીકળતો બંધ થઈ જાય એટલે જીભની મદદથી તેને બહાર કાઢતાં જાય છે. કેળાં અને જમરૂખ જેવાં માવાદાર ફળો તો ચાવીને પેટમાં ઉતારી દે છે. આ સિવાય ફૂલનું મધુ તેઓ પોતાની લાંબી જીભને ફૂલમાં ફેરવી લઈ લે છે તેઓની જીભ લાંબી હોય છે. આંબાના મહોર અને એવાં બીજાં ફૂલોને ચાવી તેનું સત્વ પી જાય છે અને બાકીનો કચરો મ્હોંમાંથી બહાર ફેંકી દે છે. વડવાગોળનો ખોરાક અને ખાવાની રીત આવી હોય છે. તેને લંબગોળ સુંવાળી સપાટીવાળી દાઢો હોય છે. આ દાઢમાં ઉભો ઊંડો ચારો આવેલો છે જે વાટે ચાવેલા ખોરાકનો રસ વડવાગોળના પેટમાં ઉતરે છે. તેની દાઢો તેના ખોરાકના પ્રમાણમાં ઘણી મજબુત છે. જ્યારે જીવાતભક્ષી ચામાચીડીયાંના દાંત





તદ્દન જુદા જ છે. તેની દાઢ ફરતી અણીદાર કોર આવે છે, તેનો ઘાટ અંગ્રેજી અક્ષર Wના જેવા આકારનો હોય છે. કડક કાયાવાળા ભમરા અને બીજી જીવાતને પકડવા અને ચાવવા માટે અણીદાર દાંતની જરૂર તેઓને છે. છતાં એટલું તો ખરું કે તેઓ જીવાતના કડક ભાગો ખાવાની ખાસીયત ધરાવતાં નથી. પણ તોડીને કાઢી નાંખી ફેંકી દે છે. ચામાચીડીયાની એક જાત લોહી ચુસનાર છે એટલે તેઓને તેના આગલા દાંત 'શિકારની ચામડીમાં પેસાડવા માટે ખાસ અનુકુળતા રહે એવા બન્યા છે.

આપણે એ તો જાણીએ છીએ કે ચામાચીડીયાં રાતના જ બહાર ફરવા નીકળે અને એ જ વખતે ખોરાક શોધે છે. અંધારામાં ઉડવું તેને જરાય મુશ્કેલ લાગતું નથી. કાળી રાતમાં ફરતાં વચમાં આવતાં આવરણોને બાજુ પર રાખી દેવાની કેટલાંક છીપાંમાં બહુ આબાદ શક્તિ હોય છે. આમ કરવામાં કેટલાંક પોતાની દ્રષ્ટિનો ઉપયોગ કરે છે. આવાં ચામાચીડીયાં કાંતો લુંઝુંવળે તે ટાણે ચરવા નીકળે અથવા તો પછી વહેલી ઉષા સમયે ઉડીને ચારો શોધે છે. આમા આવી રીતે અને સમયે ચરવા નીકળી ચારો શોધતાં ચામાચીડીયાનો સમાવેશ થાય છે. એવાં પણ ચામાચીડીયાં છે કે જેઓ પોતાની દ્રષ્ટિ ઉપર બહુ વિશ્વાસ રાખતાં નથી. જે છીપાંને આંખનું તેજ નજીવું છે તે બધાં પણ ઘોર અંધારામાં તકલીફ વગર આબાદ ઉડી શકે છે. દાખલા તરીકે ઓરડામાં આડી અવળી દોરીઓ બાંધી હોય અને જો ક્ષુદ્ર દ્રષ્ટિવાળું ચામાચીડીયું અંદર ધુસી આવ્યું હોય તો તે કયારેય તે દોરી સાથે અથડાવાની ભૂલ કરતું નથી. વળી જો તેના બશીરા આસપાસ કાટા બાંધ્યા હોય તો તેને પણ બચાવી પોતાની ધારી જગ્યાએ પહોંચી જાય છે. અંધાપો તેઓને જરાય નડતરરૂપ બનતો નથી. આથી સહેજે વિચાર આવે કે એવી કઇ શક્તિથી ભૂલ કર્યા વગર પોતાનો રસ્તો સાફ ભટકાયા વિના અંધારામાં કાપી શકતાં હશે? આ બાબત હમણાં તાજેતરમાં જ શોધ કરવામાં આવી છે. ચામાચીડીયાંને પડઘો ઝીલવાનું અતિ તીવ્ર સાધન પ્રકૃતિએ બક્ષીસ કર્યું છે. સાધનને અંગ્રેજી આપણે–'Radar' કહીએ છીએ. આ સાધન આવાં ચામાચીડીયાંની પાસે છે. તેની ઉડાનથી જે અવાજ ઉત્પન્ન થાય છે તેનાં હવામાં મોજાં ચાલે છે. આ મોજાં કોઇપણ રસ્તામાં આવતી વસ્તુ સાથે અથડાય એનો પડઘો પડે છે. આ પડઘો આવાં અંધ છીપાં આંખના પલકારામાં પકડી લે છે. આ સાવચેતીના પડઘા છીપાંને પોતાની ઉડાનના કેડામાં આવતાં આવરણોની ખબર આપે છે અને તેથી તે પોતાની જાતને બચાવી લેવામાં ફતેહમંદ થાય છે. બહુ મોટું અવાજ પારખવાનું યંત્ર વાપરી કેટલાક અખતરા કરનારાઓએ શોધી કાઢયું છે કે તેઓનાં રાખેલાં ચામાચીડીયાં પોતાનો અડ્ડો છોડતાં પહેલાં અવાજથી ખબર મોકલે છે આ અવાજની ગતિ એક સેકંડમાં દશની સંખ્યામાં થાય છે. ઉડવાનું શરુ કર્યા પછી આ સંખ્યામાં વધારો થઇને ત્રીસ સુધી પહોંચે છે અને બરાબર પેલું સાધન કામ આપવા લાગે છે એટલે દર સેકંડે અવાજની સંખ્યા પચાસની થાય છે. આમ સંખ્યામાં વધેલા અવાજના પડઘા ખુબ ઘેરા અને અને જોરદાર બને છે. જોરદાર અવાજ કાઢવા માટે ચામાચીડીયાને ગળું બહુ જોરદાર હોય છે. આવું જોરદાર ગળું આ પ્રાણીને શા માટે આપવામાં આવ્યું હશે તે સમજ બહારની વાત હતી, પણ હવે ઉપરના અખતરા પછી તેના ઉપયોગની સમજ આવી ગઈ છે. આવા ગળાથી તેઓ અવાજ મોકલી શકે છે. અવાજના પડઘા આ રીતે ઝીલી અખતરાથી બતાવાયું કે તેને આથી ઉડાનમાં માર્ગદર્શન થાય છે. છીપાંને અવાજ ન કરવા દેવામાં આવે તો તે જરૂર ભૂલ કરી બેસે છે.

હવે છીપાં તે ચેતવણીનો અવાજ ઝીલતાં કેવી રીતે હશે ? તે જોવાનુ રહ્યું અવાજ ઝીલવાની શક્તિ કાંઇ એકલા કાનમાંજ નથી. એ તો એક બીજી ઇન્દ્રીયના મેળ અને મદદથી ઝીલે છે. આમાં અલબત્ત કર્ણેન્દ્રીય સૌ જરૂરની છે. ખાસ કરીને જીવાતભક્ષી ચામાચીડીયામાં તેનો વિકાસ ઘણો થયેલો છે. વડવાગોળ અને જીવાત ભક્ષી ચામાચીડીયાં



તેના કાન ઉપરથી ઓળખાઇ આવે છે. જીવાતભક્ષી ચામાચીડીયાંના કાનની કોર મૂળમાં ભેગી થતી નથી, જ્યારે વડવાંગડાંમાં તે કોર મુળમાં ભેગી થઇ જાય છે અને કાનને ગોળ આકારના બનાવે છે આથી કર્ણ-દ્વાર ગોળ ભુંગળા જેવુ લાગે છે. વળી કેટલાંક કીટાદ છીપાંને કાન ઉપરાંત સાંભળવામાં વધુ મદદ થાય તેવી ગોઠવણુ થઇ છે. આ ગોઠવણુને અંગ્રેજીમાં Tragus નું નામ આપવામાં આવ્યું છે કે જે કાનની અંદરની બાજુમાં રહેલું છે. કાનની બહારની બાજુ ગોળ દડાના જેવુ હોય છે કે જેને અંગ્રેજીમાં Anti-Tragus કહેવામાં આવે છે. એ કેટલીક વખત બહુ મોટું થાય છે. આવી રચનાથી વડવા-ગોળ વંચિત છે. તેના કાન પણ કીટાદ છીપાંના કાન કરતાં નાના હોય છે. અને અલગ અલગ સાંભળવા શકવાની શક્તિવાળા છે. કીટાદ છીપાંના કાન અવાજ સાંભળવાની તીવ્ર શક્તિ ધરાવે છે. એવો અવાજ આપણા કાન સુધી પણ પહોંચી શકતો નથી. એવા અવાજ આ છીપાં ઘણી સહેલાઇથી સાંભળી શકે છે. આકાશમાં થતા ગડગડાટથી તેઓ ભાગ્યે જ મૂંઝાય છે, પણ નજીવો ચીત્કાર તેઓને તરત જ ખબરદાર બનાવી દે છે. આ બધુ ધ્યાન આપણે તેની કર્ણેન્દ્રીય વિશે કર્યું. કાન સાથે સ્પર્શની ઇન્દ્રીય સંકળાએલી છે બીજાં ઘણાં થોડાં પ્રાણીમાં આ પ્રમાણે અડકવાની ઇન્દ્રીય જેટલી તેજ છીપાંમાં જોવા મળી આવે છે એટલી તેજ ભાગ્યે જ મળી આવે છે. આ ઇન્દ્રીયની નાજુકતા એટલી બધી છે કે હવામાં જરા જેટલો અવાજ છીપાં તરત જ પકડી લે છે. આ શક્તિ તેની પાંખની ત્વચામાં ખાસ ગોઠવાએલી છે. એક તો પાંખનો પહોળો ઘેરાવો જેમા પુષ્કળ જ્ઞાનતંતુઓ અને રક્તવાહીનીઓ અંગે ઘણીજ જલદી તેના ઉપર અસર થાય છે. આટલી શક્તિ ઉપરાંત કેટલાંક કીટાદછીપાં એક વધારાની શક્તિ ધરાવતાં હોય છે. આ શક્તિનું સાધન તે તે તેઓના નાક આસપાસ ત્વચાનું મોટા-પણુ છે. જેને આપણે નાસિકા પત્રનું નામ આપીએ છીએ. આ પત્ર ઘણા છીપાંમાં નાનું અને ઘણામાં મોટા વિસ્તારવાળુ હોય છે. જે લોહી તરસ્યું છીપું છે તેને આ નાસિકા પત્ર નાનું અને અશ્વક્ષુરદ્ર અને ચર્મપત્રવાળાં ચામાચીડીયાંમાં આ પત્ર મોટું અને અટપટું છે. જેની ઘડીઓ ઉપર ઘણા લાગણીપ્રધાન વાળ ઉગેલા હોય છે. આ સાધન પણ જોઇ શકવાની ખાસ સાહેત ધરાવે છે. જ્યારે આવાં છીપાં ભડકી જાય ત્યારે આ ચહેરા ઉપર આવેલી કલગી જેમ કાન એકદમ ધ્રુજવા લાગી જાય છે તેમ ધ્રુજવા લાગી જાય છે. આ વખતે છીપુ પોતાનું મ્હોં આમ તેમ ફેરવી ભયની જગ્યા શોધવામાં પડી જાય છે. જે છીપાં બિલકુલ અંધારામાં નીકળવાની ખાસીયત વાળાં છે તેઓને આ નાસિકા પત્ર ખાસ ઉપયોગનું અંગ ગણાય છે. આવાં છીપાં પોતાનો ખોરાક વૃક્ષો અને જાળામાંથી શોધે છે. અશ્વક્ષુરદ્રની ખાસીઅત સાવ અંધારું થઇ ગયા પછી પોતાનો બખોલો છોડવાની છે અને પોતાના જીવાતના શિકાર માટે વનોમાં જ શોધે છે. જે વખતે તેઓ વૃક્ષની આડી અવળી ડાળોમાં ઘુસે અને બહાર આવે છે. આ ઉપરથી ખાત્રી થાય છે કે આ નાસિકા પત્ર તેઓની આડી અવળી ઉડાનમાં બહુ મોટો ભાગ ભજવે છે. છતાં એટલુ પણ ચોક્કસ છે કે આવુ નાસિકા પત્ર રહીત ચામાંચીડીયા કાંઇ આડી અવળી ઉડાન કરતાં નથી એવું નથી. આ બાબતનો અખતરો કરવા ખાતર સંખ્યાચર છીપાંને આંખો બંધ કરી કાનમાં પુમડાં નાખી ઓરડામાં છોડ્યું તો તે ગભરાયા સિવાય ઉડ્યુ છે એટલુ જ નહી, પણ ત્યાંના બધાં આવરણોને બચાવી લેતું હતું એ ઉપરાંત ચાલાકીથી જાળમાં ફસાવવાની તમામ યુક્તિઓને નાઇલાજ કરી હતી. આ ઉપર એટલુ સમજી શકાશું કે નાસિકા પત્ર અને કાન સિવાય પણ બીજી આશક્તિ તેઓ ધરાવે છે કે કે જેનાથી તેઓ અંધારામાં ઉડી શકે છે. અને પોતાનો શિકાર પકડી શકે છે.

વડવાગોળને કીટાદ ચામાચીડીયાં જેટલી કર્ણેન્દ્રીય વિકાસ પામેલી નથી. તેઓમાં આવું વધારાનું કોઇ અંગ નથી કે જેનાથી તે અગાઉ જોઇ શકે કે સાંભળી શકે, તેના કાન પણ અવાજ ઝીલવામાં

# જુવાનીનો રંગ—

—વ્રજલાલ ત્રિવેદી

જૂના રખડેલ જીવતરના આ બધા પ્રસંગો લગભગ કેટલાક હમાથી 'ઊર્મિ'ની અંદર લખવા શરુ કર્યા છે, આ બધા સ્મરણો વિશે મારે શરુઆતના પ્રથમ લેખમાં જ નાની એવી પ્રસ્તાવના રૂપે પરિચય કરાવવો હતો. પણ મને એમ થયું કે થોડાક પ્રસંગો છપાયા બાદ પરિચય કરાવવો ઠીક પડશે એમ ધારીને આ વખતે શરુઆતની ભૂમિકા અહીંથી સાંકળી લઉ છું.

આ મોજ બધી 'જુવાની દીવાની'ના સોનેરી રજકણોના ચળકાટની છે. ખરું તો આજે ભૂતકાળના એ બધા રજકણો જીંદગીના ઘડતરને ઓપ આપી રહ્યા છે. અને કોઇ કિંમતી ઘરેણાઓની જેમ ગળા અને છાતીની સાથે જડાઇ ચૂકયા હોય તેવું લાગ્યા કરે છે; અને આ જીંદગીના સુખ દુઃખમાં સમતારૂપ હરપળે રહ્યા કર્યા છે.

આ વિશિષ્ટતા ખાતર, એક સાચું જીવન-દર્શન નમ્રપણે આ પ્રકરણોમાં રજૂ કર્યું છે.

ભાગેલ જીંદગીના જન્મ પછી કુમારજીવનના સમયના ગાળા દરમ્યાન ભૂતકાળના મારા શેરી મીત્રો, ગદલ, જટીઓ, ભૂરીયો, મકનો, કુર્ણો, એ બધા, હીરા, પાના, અને માણેકની જેમ અમે એક બીજાના જીવતર સાથે ઘડાઇ ગએલા હતા. આજે એ બધા બીનજવાબદાર મસ્તીભર્યા સ્મરણો યાદ આવે છે ત્યારે આંખો કોઇ કોઇ વખત ભીની બની જાય છે, અને દીલ પણ ભારે બની જાય છે. આજના જીવનની સરખામણીમાં એ વખતના જીવનનું માપ કેવી રીતે કાઢવું? એ કહેવું તો ઘણું અશકય છે.

ઉપર વર્ણવ્યા પ્રમાણે ઉંચી જાતના હીરા, પાના, અને માણેક જેવા દિલોજાન વેરાગીઓના સંઘની આ કથનીઓ કોઇ સાહિત્યકારના તીર્થધામ સુધી પહોંચે અગર ન પહોંચે એનો જરા પણ ઓરતો રાખ્યા સિવાય આજે તો આ બધા પ્રસંગો લખ્યા છે.

×

હું (નંદો) અને ગદલ અમે બંને અમારા કેટલાક પ્રકરણોના નાયક આવા પ્રસંગે બન્યા છીએ પણ એથીયે વધુ પરસ્પર અમે પ્રસંગોપાત રમુજ ઉપજાવે તેમ ઇશ્કના હરીફો પણ મૈત્રીની શરૂઆતથી બન્યા હતા. આ સ્થળે એટલું જરૂર સ્પષ્ટ કહી દઉં કે, અમારો એ સુવર્ણયુગ હતો. એ યુગમાં જે મોજ માણી હતી એ નિર્દોષ બાલીશતા અને અર્ધ ઘેલી મસ્તીખોર દિવાની જુવાની અમારા જીવનમાં રમી રહી હતી.

કળીયુગ જુવાનીને લલચાવવા બીજી બાજુથી કોશીષ કરી રહ્યો હતો, પણ નિર્દોષતા એ લાલચથી પર હતી.

જુવાનીએ અમારી ઉગતી મુછોના દોરામાં કાળો રંગ પુરવાની જે વખતે શરુઆત પણ ન્હોતી કરી એ વખતના કેટલાક દિવાના સ્મરણો આવાં હતા.

"ઘર કામમાં કોઇપણ પ્રસગે ગદલની બા એને કોઇ કોઇ વખત કામ સોંપે કે 'ગદલા! જા! દુકાનેથી ચાર પૈસાનું સીસામાં ઘાસલેટ લઇ આવ તો! તરત જ આજ્ઞાપાલક ગદલો, હાથમાંની ગેડી એક ખુણામાં ફગાવનેક ને ડામચીયા ઉપર પડેલું તોરણદાર પહેરણ શરીર ઉપર ધારણ કરીને, તાકામાથી

---

તીવ્ર નથી તેમજ નાસિકા પત્ર પણ નથી. કેટલાકના કેટલાક નાની જાતનાં વડવાગોળ અંધારામાં ઉડે છે. પણ તેઓ ગીચ વનરાજીમાં ઘુસતાં નથી પણ ખુલ્લી સપાટ જગ્યામાં આવેલી વાડીઓ અને વૃક્ષની આસપાસ ફરે છે. આપણી વડવાગોળ તો સૂર્યાસ્ત પછી તરતજ પોતાનો અડ્ડો છોડે છે અને ઉડવા માંડે છે. વડવાગોળ પોતાની દ્રષ્ટિને આધારે ઉડે છે. કારણકે તેઓ અંધારામાં અણધાર્યા આવરણથી બચી શકતાં નથી. એ તો આપણે જોયું છે કે અંધારામાં તો ઘણી વખત વિજળીના તાર સાથે અથડાય છે અને બહુ કરુણ અંજામ પામે છે. આ તેનો ભૂલ ખાઇ જવાનો નક્કર દાખલો છે. (અપૂર્ણ)

સીસો લઇ અને ખડકી બહાર દોટ મુકતો. એની બા આ પ્રમાણે એકલા પહેરણભેર બજારમાં દોટ કાઢતા જુએ એટલે, ઘરમાંથી જ રાડ નાખે "એ... રોયા...તારી ડોશી ધોતલી તો વીંટતો જા! આમ વેડવા વાઘરીની જેમ નાગો નાગો બજારમાં દોડસ તે ભૂંડો લાગસ." એટલે તરત જ એને ખ્યાલ આવે કે સાળું ધોતલી પહેરવી તો ભૂલી ગયો. એટલે થોડેકથી પાછો આવી ફરી વળગણી ઉપરથી ધોતલી ખેંચીને પાછી દોડ કાઢે કે શેરીને નાકે પહોંચતા સુધીમાં ધોતલી પહેરી લ્યે. પોતાની ખડકીની અંદર પ્રવેશ કર્યા પછી ભાગ્યે જ એ શરીર ઉપર કપડા રાખતોઃ આવી નિર્દોષતા તો જીવનમાં સતત વર્ત્યાજ કરતી હતી.

×

શ્રાવણના ઘેરા વાદળો આભમાં ગાજતા હતા. ઉતાવળીના કાંઠાઓ પાણીની છલકો દઇ અને સભરે ભરાતા હતા. એવા સાતમ આઠમના પર્વને દીવસે આજુબાજુની હરીયાળી જમીનના વચલા પાણી-ઘાટ ઉપર મધુરી પાણી ભરવા જતી તે પહેલાં ગદલ ઉતાવળીના પુલની છેલ્લી કાતળી ઉપર પોતડીનો કચ્છ ભીડીને તૈયાર થઇને ઉભો હોય. જેવી, મધુરી નદીનો ઢાળ ઉતરવા તૈયારી કરે એટલે તરતજ, નાક દબા-વીને ગદલ ટોચેથી વહેતા પાણીમાં ખાબકે. મધુરી ઘણી વખત એવી રીતે ગદલને પાણીમાં ધુબકો ખાતા જોતી. કંઇક પરાક્રમ કર્યું હોય તેમ ગદલ પણ મનમાં બહેલી ઉડતો. બીજી બાજુથી આપણા રામ પણ ગદલની હરીફાઈ કરવા ભૂતનાથ મહાદેવની દેરી આગળ આવી પહોંચ્યા હોય. નાહી ધોઇને સરસ મંજાનું કેસરના રંગનો ભાસ કરાવે તેવું હળદર નાંખીને ઘસેલા ચંદનનું કપાળમાં, ઉત્તર ધ્રુવથી દક્ષિણ ધ્રુવ સુધી તાણેલું ત્રિપુંડ, ખભા ઉપર લાલ પીતાં-બરી, પગમાં લાકડાની ચાખડી પહેરીને ભૂતનાથની દહેરીએ લોટો ચઢાવવા હાજરી આપવી અને માથા ઉપર એક વાળ પણ અસ્તવ્યસ્ત ન થાય એટલી વ્યવસ્થિત ઓળેલી બાબરી, આટલો બધો શૃંગાર ભક્તિ પાછળ પડ્યો હતો. ખરું શું હતું એ તો મન સારી રીતે જાણતું હતું. ખરું તો ઇશ્કની હરીફાઇ આગળ જ આ શૃંગાર દોડતો હતો. આવી રીતે દિવ-સોના દિવસો મધુરીની મહોબત મેળવવા પાછળ ગાળતા હતા. દરમ્યાન ભૂલેચૂકે કોઇ દિવસ મધુરીએ અમારી સામે જોઇ લીધું હોય તે દિવસ અમારો ધન્ય બની જતો. નાતની વાડીમાં જ્યારે જમણવાર હોય તે દિવસ તો ઉત્સવનો ગણાતો. મધુરી જે ઘાલમાં જમવા બેઠી હોય તે ઘાલમાં અમે લાડવાના ભરેલા ત્રાસ ઉચકી ઉચકીને સેવા કરવા દોટંદોટ કરી મુકતા. એટલેથી તો કેમ પતે, બે ત્રણ કલાક પહેલાં વાણી-યાની દુકાને જઇને કેટલી ખુશામત કરી અને એકાદુ અત્તરનું પુમડું પણ કાનમાં ભરાવી દીધેલું હોય. કોઈ પણ રીતે અમારી તરફ નજર નાખવા મધુરી મહે-નત લ્યે છે કે નહિ એ ખુબ પરિશ્રમ કરી અમે જોઈ લેતા.

×

એક દિવસ હું અને ગદલ નદીએ નહાવા જતા હતા, રસ્તામાં મેં પૂછ્યું: કાં દોસ્ત સિંહ કે શિયાળ? ગદલે જવાબ આપ્યો: અરે સિંહ, સિંહ. શિયાળ તો હોતા હઈશું વળી? આજે તો બેડો પાર.

એલા, શું થયું વાત તો કર?

કોઇને કહીશ નહીં શેં કે, આ તો ખાનગી રાખવા જેવી વાત છે.

બહુ સારું. કહે જોઇએ શું બન્યું?

મઈ કાલે બપોરે મધુરી ઘી લેવા જતી હતી. મેં એને જોઈ લીધી અને તરત પાછો ખડકીમાં ભરાઇ ગયો. ખડકીની તેડમાં મારી આંખના ડોળા સ્થિર થઇ ગયા હતા રખેને પાંપણ ઉંચી નીચી થાય એટલામાં મધુરી પસાર થઈ જાય તો!

થોડીવારમાં જ ખડકી પાસે જાણે વીજળી પડી હોય એવી રીતે મધુરી નીકળી. બંગડીનો મધુર રણકાર થયો અને જાણે કશું બન્યું નથી એવી રીતે મેં બારણું ખોલી નાખ્યું.

અમારી બન્નેની દષ્ટિ મળી, મીઠું મોઢું હસ્યા.મેં કહ્યું—ઓ હો હો, મધુરી બહેન! અત્યારે ક્યાં ચાલ્યા?





મધુરી—ગદલ ભાઈ આ...જરા ચોકખું ઘી મળે એટલે કણુબીવાડમાં જઈને તપાસ કરૂં જો મળે તો !

અરે ! લ્યો મધુરી બહેન, તમને અગારે શું કહેવું ? શેરીના નાકે ચોવીસે કલાક અબધુતની જેમ અમે પડયા હોઇએ અને તમારે કણુબીવાડના ઢેફામાં રખડવા જવું પડે. એવું કામ અમારા જેવાને બતાવી દેતા હો તો શું અમને ભારે પડવાતું થતું હશે ?

મધુરી—અરે નારે ગદલ ભાઇ, તમને આવું કામ બતાવાતું હશે ? ઠીક લ્યો ત્યારે હવે હું જઇશ.

તરત જ ગદલે ખીસામાં હાથ નાખીને થોડાક લવીંગ અને એલચી મધુરીની સામે ધર્યા અને કહ્યું: કેમ મુખવાસ લેશો ? આપણા સુંદરજીની દુકાનના છે.

મધુરી—ના ? ના ? ગદલભાઈ, લવીંગ હું ખાતીજ નથી. અને તરત જ મધુરી અદૃશ્ય થઇ ગઇ.

ગદલના હાથમાં લવીંગ ઠઠયા રહ્યા.

"તે પછી તારા હાથમાંથી લવીંગ મધુરીએ લીધા ખરા કે નહિ ? મેં વાતને વધુ રસપ્રદ બનાવી પૃછયું."

તે શું, હાથમાંથી લવીંગ લીધા નહિ તેથી શું થઇ ગયું ? મારી સાથે વાત તો કરી ને ? તારી યે કરામત હું જાણી ગયો છું ભાઈ ! ચાખડીએ ચઢીને ચટક ચટક કરતા ભૂતનાથની દેરી સુધી રોજ શૃંગાર સજીને સીધાવો છો તે તમને કાંઇ લાભ મળ્યો ? શંકરે દર્શન દીધાં ? કે રોજ જાત્રા જ થાય છે ?

એટલામાં પાછળથી કંઇક ખખડાટ સંભળાયો પાછળ જોયું અને તરત જ ગદલનો હાથ મેં દબાવ્યો, એલા મૂંગો રહેજે.

છોકરીઓનું ટોળું પાણી ભરવા નદીએ આવતું હતું અમે બન્ને જણા નદીના ઢાળમાં ઝડપથી ઉતરી ગયા,

×

ભળકડું થયા પછી રોજ હું આયરના ચોરાને ઓટલે દાતણ કરવા બેસતો. થોડીકવાર થાય એટલામાં એક નમણું સૌંદર્ય, કાળી ભેંશની પાછળ દોરાતું ચાલ્યું જાય. આ પ્રમાણે રોજ થતું. પછી તો એલી કહેવત પ્રમાણે થયું. અફીણ વગર જેમ અમલ ચઢે નહિં, તેમ આયરના ચોરાને ઓટલે બેઠા સિવાય દાતણ ઉગી નીકળે જ નહિ. આવી રીતે ચોગ ઉપર દાતણ કરવા બેસવાનો વિધિ ઘણા વખત સુધી ચાલે છે. અને મારી આંખો પણ, પાસેથી ચાલ્યા જતા નમણા સૌંદર્યને રોજ વાંચ્યા કરે છે. આનાથી પછી કશું આગળ બનતું જ નથી. ન હું એની સાથે કોઇ દિવસ વાતચીત કરી શકયો કે ન એનાથી વાતચીત થઇ શકી. માત્ર ઉપર પ્રમાણેનો ટૂંકો કાર્યક્રમ ઘણા વખત સુધી બનતો રહ્યો.

×

દરમ્યાન સમયનો ગાળો ઘણો કપાય છે. અને મારા જીવનનો રાહ પણ બદલાય છે. એ વખતે મને પણ એમ થાય છે કે કંઇક યુગ–પરિવર્તન થયું. કલાનો એક નવો પંથ આ શરીરને જડી ચૂકયો હતો. આ નવા પંથે પ્રયાણ કરતા અને ભાવના અને નવા વિચારોનું સર્જન થવા લાગ્યું હતું. આ પંથે ચઢયા પછી ત્રણેક વર્ષના અંતર બાદ અને અચાનક મારા વતનથી મિત્રનો કાગળ મળે છે. કાગળ વાંચવા માંડયો, અને સાધારણ કુશળ સમાચાર વાંચ્યા પછી, એકાએક મને આંચકો આવ્યો. અંદર લખ્યું હતું કે એક અઘટિત બનાવ બની ગયો છે. તારી સૌંદર્યમૂર્તિ, જે તું ઘણી વખત કહેતો હતો કે, 'કાળી ભેંશ પાછળ એક નમણું સૌંદય ચાલ્યું જાય છે,' એ છોકરી નદીના પાણીમાં નહાવા પડતા બુડી ગઇ છે. આ સમાચાર વાંચી અને હું આભો જ બની ગયો વચલા વર્ષોમાં ભુલાઇ ગએલી ઘટના ફરી સ્મૃતિ પટ ઉપર ચઢે છે. અને જાણે એ જ ચોરા ઉપર હું દાતણ કરું છું અને આંખ પાસેથી એ જ 'કાળી ભેંશ પાછળ એ જ નમણું સૌંદર્ય ચાલ્યું જાય છે' સતત આ દર્શન ચાલુ જ રહ્યું. અને મનને એમ થયું કે, એ નમણા સૌંદર્યનું સર્જન કરીને સ્મૃતિ કાયમ રહે એવું કાંઈ કરું. આખરે એના અદૃશ્ય થએલા સુંદર દેહને ચિત્રકળાના સાજમાં ગૂંથી લીધું. અને આજે પણ એ ચિત્રને (બંસીના સુર) જયારે હું જોઉં છું ત્યારે મને એક મૂંગી વેદના સાથે એટલું

લાગ્યા કરે છે કે યુગ યુગ જુની વાર્તાનું અનુસંધાન જાણે અટકી ગયું ન હોય? અફસોસ !

આ પ્રસંગ મારે અહીં લખવો નહોતો પણ એટલા ખાતર અહીં સાંકળ્યો છે કે આવા પ્રસંગોના સર્જનો મેં કેટલાક ચિત્રોદ્વારા કર્યા છે, અને એની કલ્પનાસ્મરણીઓનો જન્મ એ જુવાની દિવાનીના યુગ કાળનો જ હતો.

જીવનના સુવર્ણયુગની, આવી અસંખ્ય હકીકતો દરેક જુવાનોની જીવન ઘટનાઓ સાથે બની ગએલી હોય છે.

આવી હકીકતો જીવનને કઇ જાતનું દીશાસુચન કરતી હશે! એ જબરી ગૂંચ છે. એ ગૂંચ ઉકેલવી એ ઘણી કઠીન છે. આ કામ તો સારા માનસશાસ્ત્રીઓની બુદ્ધિથી ભલે છણાતું.

છતાં પણ મારી દૃષ્ટિ કંઇક આવું જ કલ્પે છે—

ભૂતનાથ મહાદેવની દેરી સુધી રોજ જળનો લોટો ચઢાવવા જવું અને જાત્રા કરવી, કેસર જેવા રંગનું ત્રિપુંડ ખેંચી બાબરીની પૂર્ણ સજાવટ કરી ખભા ઉપર રેશમી પીતાંબરી ઓઢીને ભૂતનાથને નવરાવવા જવા ત્યાં શું ખરી ભક્તિ પ્રગટી હતી? ના ? ના ? ખાસ તો મધુરીના દર્શનની દૈનિક તાલાવેલી લાગી ચુકી હતી. અરે આટલા અથાગ પરિશ્રમ પછી પણ મધુરીએ કોઈ દિવસ બોલવા પ્રયત્ન પણ કર્યો નહિ. એના હોઠનો શબ્દ સાંભળ્યો હોત તો પણ જાત્રા સફળ થાત.

મારો હરિફ બિચારો ગદલ, નદીના ગરનાળાની ઉંચી ઉંચી કાતળીએથી કુદી કુદીને, પાણીમાં ધુબાકા ખાઈને ઘણાને પરેશાન થઈ ગયો તો પણ તેના હાથની હથેળીમાંથી એકાદુ લવીંગ કે એલચી ખાવાની મધુરીએ જરાએ ઇચ્છા દર્શાવી નહી.

આવી રીતે મધુરી અમને બનાવતી હશે એવો પણ ખ્યાલ કોઈ દિવસ નહોતો આવ્યો, તેમ એની તેમ તેની પાછળ કોઇ બુરા ઇશ્કનું સ્વપ્નુ પણ ન્હોતું. માત્ર એક જ વસ્તુ અમારી નિર્દોષતા ઉપર તરતી હતી. તે એ કે, અમારી અરસપરસની 'પ્રેમ દૃષ્ટિની આરઝુની ઝંખના' એને જ મેળવવાની અમારી નિર્દોષ તલપ તડપતી હતી. અને એ તડપતું દીલ મને રોજ ભૂતનાથ મહાદેવની દેરી સુધી જાત્રા કરાવતું અને ગદલને ગરનાળાની ટોચેથી પાણીની સપાટી ઉપર પછડાટા ખવરાવતું હતું.

આજ હજી પણ માનું છું કે એ જીવન તો પ્રેમ, ભક્તિ અને સ્વાર્થથી ભરપુર ભરેલું હતું. —



# ખંડિયેર પરની જીવનપતાકા

'હું હતું કેવું થયું?' એક પડછાયા જેવો માનવી આકાર એક ટેકરીના માથા પરથી પાસે દેખાતા ગામ પર નજર નાખતો હતો. સ્ટેશનથી ઉતરીને એક જ માઇલ દૂર આવેલા ગામ તરફ જતાં એ ટેકરી પર થંભી ગયો. ટેકરી નીચેથી એક ઝરણું વહેતું હતું. એણે એ વહી જતા ઝરણાં પર નજર નાખી.

એ બબડયો, 'ધરતી નવા સ્વાંગ ધરશે, આખુય ગામ તો ફરીવાર બંધાવા માંડયું છે તેમ નવી નવી વસંતમાં નવું કલેવર ધરશે!'

એ આસ્તેથી નીચે ઉતર્યો. ઝરણામાં એ પોતાનો ચહેરો જોતો હોય તેમ દેખી રહ્યો. અચાનક એનું આખું શરીર કંપી ઉઠયું, 'મારું ખંડેર કલેવર... એના પર હવે કોઈ જીવનપતાકા ચઢશે નહિં' એણે ગમગીન સ્મિત ઉડી જતું દેખ્યું. એ પોતાની જાતને ઠપકો દેતો હોય તેમ પૂછી રહ્યો. 'તો ય હું કયાં ઘસડાયો જાઉં છું!'

દૂરની જે હોસ્પીટલમાંથી મમતાભર્યો એ આટલે સુધી ખેંચાઇ આવ્યો હતો તે હોસ્પીટલ એને એને યાદ આવી. એ હોસ્પીટલમાં ત્યારે સંભળાયલો અવાજ એ ફરી પાછો સાંભળી રહ્યો.

'એક તદ્દન નવી જ જાતનું ઓપરેશન તમારા ચહેરા પર કરવામાં આવશે.'

પછી યુદ્ધભૂમિ પર તદ્દન બળી ગએલા એના ચહેરા પર નવો ચહેરો ચોઢવામાં આવ્યો. એની બળી આંખને ખુલ્લી મૂકવામા આવી, તથા દેખતી કરવામા આવી. એક બીજા શરીરમાંથી અને એના પોતાના શરીરમાંની ચામડી લઇને એના ચહેરા પર સીવવામાં આવી. એની સળગી ગએલી એક આંખમાં જોઇ શકતી પણ દેખતી નહિં એવી ખોટી આંખ મૂકવામાં આવી. એના ગળામાં ધાતુના કટકા ચોઢીને અવાજ ચાલુ કરવામાં આવ્યો.

'અને મને ખંડિયેર કલેવર બનાવીને એ ડોકટરોએ, અહીં સુધી ઘસડાઇ આવવા છૂટો મૂકયો... પણ હું ઘેર શું કામ જાઉં?' બોલતો એ ગામ પર અનિમિશ નજરે દેખી રહ્યો.'

અને પાણીના પ્રવાહમાં તણાતા કલેવરની જેમ એ મમતાથી ઉભરાતો ખેંચાયો. સ્વપ્નમાં...ઊંઘમાં એ ચાલતો હોય તેવો એ ઝરણું પાર કરી ગયો અને જોતજોતામાં ગામનું પાદર વટાવીને અંદર પેસી ગયો. એની અંદરની આંખ સામે એક સત્યા નામની યુવાન નારી દેખાઇ. એ યુવતિના બંન્ને હાથ ઝાલીને કલ્લોલ કરતાં એક દિકરો અને એક દિકરી જાણે એને આવકારી રહ્યાં. એના આવવાનાં દીવસ ગણીને ઘરડી થઇ ગઈ હોય એવી એક વૃદ્ધા એની મનોમન ભૂમિને ઉભરાવી રહી

'લડાઇમાથી આવો છો, બિરાદર!' અને તૂટતી વિચારમાળાને વીણતો હોય તેવો એ ચમકીને જોઇ રહ્યો. એને ત્રણ ચાર જણ ખૂબ દયાથી દેખી રહ્યાં હતાં.

'એલેક્ષી' એ કંપી ઉઠયો, 'એલેક્ષીનું ઘર કયાં?'

'કોણ છો તમે!'

'એલેક્ષીનો સાથી!'

એનો હોઠ ધ્રૂજ્યા.

'આજ ઘર' એ ઉભો હતો તે સામેના ઘર તરફ એક જણે હાથ લંબાવ્યો.

અને એ પેલા ટોળાથી ગભરાતો હોય તેવો તે દરવાજા સુધી પહોંચી ગયો. એના પોતાના ઘરનો એ દરવાજો તો એણે કેટલીયે વારે ઉઘાડ્યો હતો. આસ્તેથી દરવાજો ઉઘાડયો.

એક વૃદ્ધા દરવાજો ઉઘાડવાનો અવાજ સાંભળીને આગળ આવી. એણે હતી એટલી હિંમત એકઠી કરીને વૃદ્ધાને દેખી. દુઃખ, દયા અને અજાયબીથી ઉભરાતી નજરે વૃદ્ધા બોલી,

'કોણ છો, દિકરા;—કોનુ સત્યાનું કામ છે?

'તમારે પણ, માડી! હું તમારા એલેક્ષીના ખુશખબર લાવ્યો છું.'

અને વૃદ્ધાની આંખ ચમકી ઉઠી અને ભિંજાઇ ગઇ, 'તમે એને કયાં દીઠેલો, દિકરા, હોસ્પીટલમાં?'

'અમે રણભૂમિ પર પણ સાથે હતા, મા!'

'એ ઘવાયો ત્યારે પણ?' વૃદ્ધાના કંઠમાં ડૂસકું ભરાયું, 'હવે તો એ સારો થઇ જશે ને આવી પહોંચશેને? એનો કાગળ હતો.'



'એની સ્ત્રી અને બાળકો તો આનંદમાંને ?'

'સત્યા તો આખોય દિવસ સંઘખેતર પર અને સ્ટયોપા મારો પૌત્ર પણ એની સાથે જ જાય છે. હવે આવી પહોંચતા હશે. એકલી નાનકી નટાશા મારી સાથે રહે છે... ને મૂઇ હુંય કેવી છું, ઉંબરા પર ઉભી ઉભી જ... અંદર તો આવ દિકરા.'

અને એ વૃદ્ધા પાછળ અંદર પેઠો.

અંદર એક પાટલી પર નટાશા બેઠી હતી. પોતે નટાશા જેટલો હતો ત્યારથી જ આ ઓરડાને ઓળખતો હતો. આજે એની લાડકી નટાશાને એણે પોતાના સામે ત્રાસ અને અજાયબીથી જોઇ રહેતી દેખી. પણ એ તો આ એની દિકરીના ચહેરામાં સત્યાની છાયા વાંચતો હતો.

'તું બીતી નહિ બેટી, એતો કાકા છે. તારા બાપ પાસેથી આવ્યા છે' વૃદ્ધાનો અવાજ સંભળાયો. અને એ પાછો કંપી ઉઠયો. એની નજર નટાશા પરથી ઉઠીને દિવાલ પર લટકતી પોતાની છબી પર પડી.

'કેવો દેખાય છે, મારો એલેક્ષી !' વૃદ્ધાનો અવાજ પાછો આવ્યો.

પણ એ તો ઉઠયો, 'હું ગ્રામ સોવિયટની ઓફિસે જાઉં છું. મારે સત્યાને સંદેશો કહેવાનો છે.'

'એ જ અહીં આવી પહોંચતી હશે'

તોય એ ઘસડાતો હોય તેમ ચાલવા લાગ્યો.

થોડીવારે ગ્રામ સોવિયટની ઓફિસને દરવાજે એ પુછતો હતો, 'સત્યા છે ?

'હા અંદર'

અને ધીમે ધીમે આગળ વધ્યો. અને સત્યાની દયામય નજર એના પર પડી. સત્યાનો હસવાનો અવાજ એકાએક દબી ગયો અને એ ઉતાવળી આગળ આવી, 'કયાંથી આવો છો ?' પેલી દયામય નજર એના પર પળવાર ઠરી.

એ નજરનો ભાર એને કચડી રહ્યો. એક અસહ્યવેદના એની આરપાર નીકળી ગઇ. જગતભરમાં સૌથી વધારે પ્રિય એવી નજરમાં દયાની દ્રષ્ટિએ સહન ન કરી શકયો. પેલી નજરોની વાંકી ભમરો સંકોચાઇને તાંકતી બોલી.

'આવોને અંદર, કોનું કામ છે, આપને ?'

'સત્યા મીકીસેવના'

'હું જ. ઘણો આનંદ થયો તમને મળીને, પેલી દયાની નજરમાંથી દિલસોજી ઝરી.'

'હું તમારે માટે પત્ર લાવ્યો છું'

'કોનો ?'

'હોસ્પીટલમાંથી એલેક્ષીનો'

'કેમ છે હવે ? એણે લખ્યું હતું કે એ પોતે જ આવી પહોંચે છે... નહીં તો હુંજ જઇ પહોંચતને !'

'એને પાછું મોરચા પર પહોંચવાનું છે' કહેતાં એણે ઉતાવળે ગાડીમાં લખી રાખેલો અને ગજવામાં મૂકી રાખેલો પત્ર કાઢીને સત્યાના હાથમાં મૂકયો.

'અને પાછું મોરચાપર...' એ બબડી. એણે કાગળ વાંચ્યો.

'સંગ્રામમાં અમે સાથે જ...'

'હાશ,... જાણે હું એને જ મળી. ભલું થયું તમે આવ્યા... પણ મોરચા પર ફરીવાર જતાં પહેલાં...'

'સમય' એ બબડયો.

'સમયની મારામારી છે' એણે કાગળ સંકેલ્યો, અને પૂછયું, 'તમે એક જ ટેંક કોલમમાં ?'

'હા'

'પણ એ ઘવાયો ત્યારે ?'

'હું સાથે હતો... મારોય ચહેરો સળગી ગયો'

'હા, હા' કરુણતાની છબી જેવી સત્યા દેખી રહી.

'તમારૂં નામ ?'

'ડોનબાસ.'

અને અત્યાર સુધીમાં આ બંનેની આસપાસ થોડાંક સંઘકિસાનો આવી પહોંચ્યાં હતાં. એ સૌ તરફ સત્યા ઉતાવળી બોલી, 'એલેક્ષીનો મેરબંધ, રણમોરચાનો....'

અને એ ઉતાવળી બનીને રજા માગી રહી, 'હું જાઉં—હું ઘેર જાઉં છું.'





અને એ આ મહેમાન તરફ ફરી, 'ચાલો મારે ઘેર...તમારું પોતાનું જ ઘર માનીને આરામ કરજો.' સત્યા આગળ થઇ.

'હું આવ્યો તેવો ત્યાંજ ગયો હતો.'

'ઓહો, તો તો એલેક્ષીના– અમારાં વૃદ્ધમાજીને મળીને આવ્યા' બંન્ને ચૂપચાપ ચાલ્યાં.

અને એને નાસી જવાનું મન થયું. એ મનમાં ગરકાવ થઇ ગયો, 'કેવું એનું ઝળકતું જીવન! એ જીવતરને માટે એની સાથે રહીને કચાળી નથી જ મૂકવું.'

એ પાછળ ઘસડાયો, પણ એના પગ પાછા પડતા હતા. 'હું હવે જાઉં તો...વળતી ગાડીમાં!'

એનો અવાજ કરગરતો બોલ્યો.

'વળતી ગાડી!' સત્યાનું હાસ્ય ખખડી ઉઠયું.

'આવતી કાલે પણ ગાડી પાછી વળે છે, આજે નહીં.'

અને આ બંન્નેની સામે એક છ વરસનો છોકરો દોડતો આવતો હતો. એ પાસે આવીને અટકયો અને શ્વાસ અટકાવી પૂછી પડયો, 'તમેજ ને—તમે જ બાપાના ભેરૂબંધ—બાપા પાસેથી!'

અને પોતાના સગાદિકરા પર પ્રેમનો આવેશ રોકી રાખતો એ બોલ્યો, 'હુંજ...તેં કેમ જાણ્યું!'

'દાદીએ કહ્યું ને હું દોડયો,' એણે એલેક્ષીનો વાથ ઝાલ્યો, 'તમારો સળગી ગએલો ચહેરો...'

'હું બીહામણો લાગુછુંને!'

અને એકપળવાર સ્ટોયોપા દેખી રહ્યો, 'નાઝીઓ ...નાઝી પશુઓજ બિહામણા, કાં...મા!'

'હા, હા' સત્યા બોલી, 'કાકા, તો વળતી ગાડીમાં જવાનું કહેતા'તા,'

'હવે તો નથી જવાના!'

'મેં કહ્યું તને સમરાંગણની વાતો કીધા વિના તે જવાય?'

'હાસ્તો, જવાનું નહીં', હોંકે!' એણે એલેક્ષીનો હાથ ઝાલ્યો.

'પણ તું એમને પૂછી પૂછીને પજવતો નહીં'... આરામ કરવા દેજે.'

'સમરાંગણની વાત કહી રહે પછીને!'

×

અને બીજા દિવસની ઉષા ઉગી.

ત્યારે એ કયારનોય ઉઠયો હતો. એણે ઘર છોડ-વાનો નિશ્ચય કરી નાખ્યો હતો.

'કેમ આટલા વહેલા!' સત્યાએ સ્મિત કરીને પૂછ્યું.

'મારે પાછું સ્ટેશને પહોંચવું.'

'મેં અમારી કાર્યાલયની ગાડી મગાવી છે... હજુ તો વાર છે, અંદર આવોવાડામાં, ત્યાં આપણે નાસ્તો પાણી કરીએ. દાદી અને બાળકો તમારી રાહ જુવે છે.'

અને એ જ્યાં અનેકવાર નાસ્તો કરવા બેઠો હતો એ વાડાતરફ ઘસડાયો. મમતાનો ભાર એની હસ્તીને કચડી નાખતો હતો. પણ આ બધા બોજાને હડ-સેલી નાખવાનો એણે રાતભર ન ફરે તેવો નિરધાર કર્યો હતો.

'પણ તમે જાવ છો જ શું કામ!...મારે બહુ બધી વાતો સાંભળવી છે ને મમીતોહવે વાનોય નથી કહેતી' સ્ટોયોપાએ કહ્યું.

'કેમ!' એણે હસવાનો પ્રયત્ન કર્યો.

'કહે છે કે બહુ કામ છે.'

'તું આવવાનો કે અમારીસાથે મોટરમાં, કાકાને સ્ટેશન સુધી મૂકવા' બોલતી સત્યા ઉઠી. વાડાની બહાર કાર્યાલયની મોટરકાર ઉભી હતી.

અને એલેક્ષી ઉઠયો.

'તમારે સ્ત્રી અને બાળકો છે કે, દિકરા!' મહેમાનને મમતાભરી નજરથી ભરી દેતી વૃદ્ધા બોલી.

'મા પણ છે!'

'ડોનબારામાં?'

'પણ હું ત્યાં નથી જવાનો...મને આવો જોઇને...એના ઘડપણમાં વેદના વહેવાને બદલે એ

એના છેલ્લા દિવસો ભલે શાંતિમાં વીતાવી કાઢે'

'શાંતિ!' વૃદ્ધાએ ચીસ પાડી, 'તારી યાદના વિરહમાં શેકાતા કાળજાની તે શાંતિ કહેવાય ગાંડા!'

'પણ મને આવો જુએ તો એનું કાળજું ભાંગી જ જાય.'

'આ રૂસી ધરતીનું કાળજું ભાંગી ગયું છે? અને એણે શું નથી જોયું? એવું નર્યું મૂરખ જેવું નાં કરતો બેટા!' વૃદ્ધા આખી ધ્રૂજી ઉઠી.

અને એ આગળ વધ્યો.

ચૂપચાપ ઉભેલી નાનકડી નટાશાએ મહેમાનનો હાથ બન્ને કોમળ હાથમાં પકડયો અને ચૂમ્યો. અને એનાથી અચાનક નીચું નમી પડાયું. એણે નટાશાના કપાળમાં ચુંબન કર્યું અને પછી અનુરાગના આવેશથી ઉભરાતાં એણે સ્ટોયોપાને ઉંચક્યો, અને ઉંચો કર્યો અને આજથી બે વર્ષ પહેલાં સમરાંગણમાં જતી વેળાએ જેવો હવામાં હિંચોળ્યો હતો તેવો બંને હાથમાં ઝૂલાવ્યો. અને આખા વાતાવરણને હચમચાવી નાખતી એક ચીસ જાણે ઉડતી આવી, 'અલ્યોશા...એલેક્ષી.'

અને એક છલાંગ દઈને દોડેલી સત્યાએ એલેક્ષીની છાતીને આંસુથી ભીંજવી નાખી. એક પળવાર સત્યાનાં ડૂસકાં જ સંભળાયા.

'આલ્યોશેંકા...એલેક્ષી!' ગ્રામ સોવીયટની આ પ્રમુખ યુવતિએ પેલા જીવનખંડેરના ચહેરામાં કોતરાઈ જાય તેવા અક્ષરો ઉચ્ચાર્યા.

અને બીજી ચીસ પાડતો વૃદ્ધાનો દેહ આ બન્ને જોબનવંતાઓના પગમાં લથડી પડ્યો. સ્તબ્ધ બનેલી નટાશા રહી પડી.

અને સત્યાએ બંને હાથમાં દબાવેલા એલેક્ષીના ચહેરાને છલકાતી આંખે ચુમ્યો ને ચીડાઈને કહ્યું, તું...ભૂંડા...તું.'

'હા, હા, હું...હું' અને અપરાધી જેવા એલેક્ષીના હોઠ પર અવાજ બબડ્યો, 'બાળકો મારા વિના ઉછરી શકયાં હોત...અને તારા જુવાન જીવતરના ઉલ્લાસને મારા બીહામણા પડછાયાથી કચળાવી નાખવાની કશી જ જરૂર નહોતી.'

'મોટો મૂરખ' એલેક્ષીના પગ પકડી રાખીને બેઠેલી વૃદ્ધાએ ડોક ઉંચકી.

'અને તેં મારી, કિંમત ઠીક કરી' સત્યાનો અવાજ વેદનાભર્યો ઉભરાયો, 'મેં તારા સુંદર ચહેરા પર જ પ્રેમ કર્યો હતો એમ ને!'

❋

## યાદ

પૃથ્વી

હજી ય સ્મરણે તને ગતદિનો? અને એ બધી
સુમંગલ મહેફિલો, જયહીં શરાબના જામને
ભરી છલકતી સુરાહી થકી હું હું જેવા બધા
અનેક ભટકેલને અરપતી'તી સંતોષ શો!

અને તુજનું નૃત્ય એ, 'ઠમક' તાલ એ પાયનો
હજી ન વિસર્યો, હજીય રણકાર એ ઝાંઝરી
તણો હૃદય સાંભરે, મદભરેલ ગીતો તણી

જમાવટ કરેલ તેં મધુર રાગથી ના ભૂલ્યો
પરંતુ કયમ એ તને સ્મરણમાં રહેલું બધું?

હું એક નહીં, લાખ લાખ તણી મેદની ત્યાં હતી,
અને હું તુજ ગીત સાથ મદ-મસ્ત ડોલી રહ્યો

ઘણા હૃદય જેમ તે સમય ડોલતા'તા સખે!
અને બસ કદાચ આંખ પલવાર તારી સહે
ગયેલ ટકરાઈ, આજ તક યાદ શું એ તને?

હરીન્દ્ર દવે

# ઇસ્લામી ક્રાન્તિ

## પ્રકરણ ૬

### સર્વનાશ દ્વારા સર્વોદય

**પૂર્વ ઇસ્લામ યુગ અથવા તો ઇસ્લામનો ક્રાન્તિકાળ ( ઇ. સ. ૧૨૦૬–૧૫૨૬ )**

ઇસ્લામ એ મધ્યયુગની એક મહાશક્તિ હતી. મહમ્મદના મરણ પછી એ શક્તિ રાષ્ટ્રીય મટીને આંતરરાષ્ટ્રીય બની. એના સર્જક અને વિનાશક સામર્થ્યનો અનુભવ ચીનાઓ, ખ્રીસ્તીઓ, હિંદુઓ, યાહુદીઓ અને પારસીઓ એ સૌ મહાપ્રજાઓ કરી ચૂકી. અનેક સંસ્કૃતિઓના નામો નિશાન મીટાવી દેતી, આ મહાન ક્રાન્તિની અગ્નિજ્વાલાઓમાં જે જે સંસ્કૃતિઓ પીગળી ના શકી, તેમનામાં ય મોટાંમોટાં ગાબડાં તો પડી જ ગયાં.

ઇસ્લામની સાથેના સંસર્ગથી હિંદુઓએ શું શું મેળવ્યું ને શું શું ગુમાવ્યું?

પાછલા પ્રકરણમાં આપણે જોઈ ગયા કે હિંદુઓનું સાંસ્કૃતિક પતન હર્ષના મરણ પછી જ શરું થઈ ગયું હતું. એને માટે મુસ્લીમો જવાબદાર નહોતા. હિંદુ સર્જનશક્તિનો હ્રાસ જવાબદાર હતો. છતાંય આપણે સાથે સાથે એ ભુલવું ના જોઇએ કે ઇસ્લામી હલ્લાઓએ આ પડતી પ્રજા ઉપર જબરજસ્ત પાટુ માર્યાં.

રાષ્ટ્રમાં અર્વાચીન ઉત્સાહમાં તણાઈ જઈને અનેક લેખકોએ એમ સાબીત કરવાનો પ્રયત્ન કર્યો, ..., કે મધ્યયુગમાં હિંદુમુસ્લીમો વચ્ચે થએલાં યુદ્ધો ... કારણે થયાં જ નથી. કેવળ રાજકીય કે આર્થિક ...રણોસર થયાં છે! પંડિત સુંદરલાલ અને પ્રો હુમાયુંન ...બીર એમાંનાં લેખકો છે. પ્રો. કબીરે પોતાના ...સ્તક 'Our Heritage' માં એમ બતાવ્યું ... કે મધ્ય યુગમાં હિંદુઓ અને મુસ્લીમો કરતાં મુસ્લીમો ... મુસ્લીમો વચ્ચે વધુ લડાઈઓ થઈ છે. વાત સાચી ..., પણ બિચારા હિંદુઓ પાસે લડવા જેવું બાકી શું રહ્યું હતું, એ વાત તો એ સાવ સહેલાઈથી ભુલી જાય છે!

આ ખોટું દ્રષ્ટિબીંદુ છે. ઇસ્લામનો ક્રાન્તિકાળ હિંદુ પ્રજાના અસ્તિત્વ માટે કઠણમાં કઠણ કાળ હતો. બ્રીટીશ શાંતિની છત્રછાયા હેઠળ ઉછરેલી આપણી પેઢીને એનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. સર્વાંગી યુદ્ધ totalitarian War ની શોધ નથી જડવાદી બ્રિપમે કરી કે નથી આધુનીક યુગે કરી. એ શોધ તો એસોસીરીયનો જેટલી કે કદાચ એથીય પ્રાચીન શોધ છે. જ્યારેજ્યારે બે તદ્દન પરસ્પર વિરોધી સંસ્કૃતિઓ પોતાનો જીવનમરણનો સંગ્રામ ખેલે છે, ત્યારે ત્યારે હંમ્હમ્મેશ સર્વાંગી યુદ્ધ થાય છે.

હિંદુ અને મુસ્લીમ સંસ્કૃતિઓ વચ્ચેના વિગ્રહનો નિદાન પહેલો તબક્કો તો સર્વાંગી યુદ્ધનો જ હતો, એમાં સંશય નથી.

ઇસ્લામનો આ દેશમાં પ્રથમ પ્રવેશ તદ્દન શાંતિભર્યો હતો. કિનારા પ્રદેશના મહત્વના સ્થળોમાં અરબ વેપારીઓ અને ધર્મગુરુઓ ઇસ્લામનો પ્રચાર કરતા, અને એ ઉપદેશ જેને રુચે તે ઇસ્લામની દીક્ષા લેતા. અહીં સુધીનો એનો વિકાસ આ દેશની ધર્મસહીષ્ણુપરંપરાને અનુરૂપ હતો. પણ આ પ્રમાણે લાંબો સમય ના ચાલ્યું.

ટુંક વખતમાં જ મહમ્મદ બીન કાસીમની સરદારી હેઠળ એક હાથમાં તલવાર અને બીજા હાથમાં કુરાન લઈને ઇસ્લામે પોતાનું આક્રમણ શરુ કર્યું. વલભીનો નાશ, સિંધની જીત, અને મહમ્મદ ગીઝનીની ધાડો પછી આવેલા શાહબુદ્દીન ઘોરીના વિજયે આ દેશમાં ઇસ્લામી ક્રાન્તિને સ્થિર કરી. ત્યાં સુધીનો અને ત્યાર પછીનો હિન્દુપ્રજાનો ઇતિહાસ એ કેવળ હાર, માર ને પીછેહઠનો ઇતિહાસ છે. ફરીફરીને હિંદુઓએ પોતાના વિજેતાઓને ઉથલાવી નાખવા માટે માથું ઉંચક્યું છે, અને ફરીફરીને મુસ્લીમોએ એકધારી સફળતાથી એમનું માથું ભાંગ્યું છે.

ઇસ્લામના ક્રાન્તિકાળમાં, જ્યારે એક બાજુ



હિંદુઓ પોતાની પ્રાંતિક અસ્મિતા ખીલવીને એક બીજાનુ કાસળ કાઢવામાં મશગુલ હતા, ત્યારે ઇસ્લામને સદ્‌ભાગ્યે એની સંસ્કૃતિએ એકમેકથી ચઢિઆતા અનેક સમર્થ સેનાપતીઓ સર્જ્યા હતા.

મહમ્મદ બીન કાસીમ, મહમ્મદ ગીઝની, શહાબુદ્દીન ઘોરી, કુતુબુદ્દીન ઐબક, અલ્લાઉદ્દીન ખીલજી, અલફખાન અને અનેક કાફુરને પોતાની યુદ્ધશકિતનો પરચો બતાવવા માટે એક સડતી સંસ્કૃતિ આમંત્રણ આપી રહી હતી. પ્રલયકાળના મરૂતના સુસવાટો જેવાં, આ મુસ્લીમ સેનાપતીઓના વિજયી સૈન્યોના સપાટા આગળ સદીઓનાં જુનાં હિંદુ મહારાજ્યો ગંજીફાના મહેલની માફક જમીનદોસ્ત થવા માંડયાં હતાં. ' અલ્લા હો અકબર 'ના ધર્મઘોષથી હિંદના ખૂણે ખૂણાને ભયત્રસ્ત કરતાં આ ધર્માંધ ધાડાંઓને મારી હઠાવવાની શકિત હતવીર્ય હિંદુ સંસ્કૃતિમાં રહી નહોતી. કંઈક નાની મોટી પ્રજાઓ, અનેક મહારાજ્યો, અમણિત ગ્રંથ ભંડારો ને સંસ્કાર કેન્દ્રો અને ઉત્તર હિંદનું સમસ્ત દેવસ્થાપત્ય ઇસ્લામી ક્રાંતિની અગ્નિજવાળામાં ભસ્મીભૂત બની ગયાં. સોનારૂપાથી માંડીને ઝીંધન સુધીનું હિંદુઓનું સઘળું ધન લૂંટાઇ ઝૂંટાઇને છીન્નભીન્ન થતું ચાલ્યું. હિંદે પોતાના આખા ઇતિહાસમાં ના જોયો હોય એવો શ્રી, સરસ્વતી, શૌર્ય સંસ્કાર અને સૌંદર્યનો પ્રલય ઉત્તર હિંદે આ ત્રણ સદી દરમ્યાન જોયો.

મુલતાન, દીલ્હી, કાશી, મથુરાં, કનોજ, ચીતોડ, ચંદ્રાવતી, સોમનાથને વિજય નગર જેવી સૌંદર્યવતી મહાનગરીઓ આર્યસંસ્કૃતિના સ્મશાનોમાં ફેરવાઇ ગઇ. એકલું મથુરાં જ મહમ્મદ ગીઝની, સીકંદર લોદી, શાહજહાં, ઔરંગઝેબ અને અહમદશાહ અબદાલી એ પાંચ વિજેતાઓને હાથે તૂટયું, ફૂટયું અને લુટાયું. બીજી નાની મોટી નુકશાનીનો તો હિસાબ જ નહિ. આ દશ્યોના એક સાક્ષી ભૂષણ કવિએ નિશ્વાસ નાખ્યો:

**' काशीकी कला गई, मथुरा मसजीद भई '**

અને આ પ્રલયનું કારણ ? કૃષ્ણના નહીં પણ ગુલામનિષ્ઠા. ઇસ્લામનો સંદેશ સર્વોદયનો હતો, એનો માર્ગ સર્વનાશનો હતો. મુસ્લીમો અત્યાચાર દ્વારા સદાચાર સ્થાપવા માગતા હતા. આ દેશની માનવતાને તેઓ નવા ધાટે ધડવા માગતા હતા. નિરંજન નિરાકાર પરમાત્માની ઉપાસના, એકેશ્વરવાદ, એકગુરૂવાદ, એકગ્રંથવાદ, ભાઇચારો, દયા, લોકશાહી, આર્થિક સમાનતા, દારૂનિષેધ, જુગારનિષેધ, અને સ્ત્રીસન્માનનો રસૂલે, ખુદાનો, પયગામ ફેલાવવા માટે જ એ દીનપરસ્ત પ્રજાના ગાઝીઓ બુતપરસ્ત કાફરોની કતલ કરતા હતા. ' મરીશ તો સ્વર્ગ પામીશ ને જીતીશ તો પૃથ્વીને ભોગવીશ ' એ ભગવદ્‌વચનને અનુસરીને અર્જુન જેમ કુરૂક્ષેત્રનું ધર્મયુદ્ધ લડયો હતો, તેમ ઇસ્લામના ગાઝીઓ મરીશું તો હુરોને ગુલામોથી ભરેલું બહિશ્ત મેળવીશું, અને જીતીશું તો હિંદુસ્તાન જેવું નંદન મેળવીશું એવી ભાવનાથી જ કાફરો સામે જેહાદ જગાવતા હતા.

બન્ને સંસ્કૃતિઓ વચ્ચે ભિષણ વિગ્રહ અનિવાર્ય હતો. એક ઉત્ક્રાન્તિની સંસ્કૃતિ હતી, બીજી ક્રાન્તિની. એક સહીષ્ણુતાની, બીજી શિરજોરીની. એક સંરક્ષક, બીજી આક્રમક. એક "**वादे वादे जायते तत्त्वबोधः ।**" માનતી હતી, બીજીને તલવારના ત્રાસમાં શ્રદ્ધા હતી. એકમાં વૃદ્ધાવસ્થાનું ડહાપણ હતું, બીજીમાં યુવાનીનું પરાક્રમ હતું.

એટલે બન્નેનાં જીવનમૂલ્યો જુદાં જુદાં હતાં. જે શંકર હિંદુઓને મન પરમપૂજ્ય દેવ હતા, તે શંકર મુસ્લીમોને મન મસ્જીદના પગથીયામાં મઢાવી હજારોના પગ હેઠળ કચરવા લાયક બુતનો ટુકડો હતો. જે બ્રાહ્મણ હિંદુને મન પૃથ્વી ઉપરનો દેવ હતો, તેની કીમ્મત ગુલામ તરીકે ગીઝનીના બજારમાં માત્ર બેજ રૂપિયા ઉપજતી હતી ! જે ગાય હિન્દુને મન માતા હતી, તે ગાય મુસ્લીમને મન મંદિર ભ્રષ્ટ કરવાનું સાધન અને કુરબાનીને ખોરાક માટે જરૂરી એવું એક જાનવર હતું. વેદ, ઉપનિષદ, વ્યાસ, વાલ્મિકી, બુદ્ધ, મહાવીર, કાલિદાસ, ભવભૂતી ને ભારવિનો સંસ્કારવારસો હિંદુને મન મોંઘી દોલત હતી, મુસ્લી-





અનેક તટસ્થ રહ્યા, કેટલાય શત્રુપક્ષે ભળ્યા ! યુદ્ધમાં હિંસા થાય એમ કહી જૈનો ને બૌદ્ધો અલગ થયા! પરીણામે દાહીર લડતાં લડતા મરાયો. એની શુરી રાણીએ એલોરના કિલ્લા આગળ કેસરીયાં કર્યાં, અને એની પુત્રીઓ ખલીફાને ભેટ ગઈ. સિંધમાં અરબ સત્તા જામી પડી. સિંધ બગદાદની ખીલાફતનો એક ભાગ બન્યું.

દોઢ સદીના મુસ્લીમ જુલ્મથી ત્રાસીને આખરે નવમી સદીમાં રજપુતોએ અરબોને હાંકી કાઢયા.

પણ એનાથી આ દેશની ધરતી ઉપર આવતાં ઇસ્લામી સંસ્કૃતિનાં મોજાં અટકયાં નહિ. મહમ્મદ બીન કાસીમ પછીનું સૌથી મોટું મોજું તે મહમ્મદ ગીઝની.

વિશ્વસંસ્કૃતિ થવા મથતી એક ભવ્ય સંસ્કૃતિનો એ એક પ્રતાપી પ્રતિનિધિ હતો. આ મહાન મુસ્લીમ યોદ્ધો પોતાની શુરી સેના સાથે આ દેશની ધરતી પર સત્તર-સત્તર વાર ત્રાટકયો, અને ઇસ્લામની વિજયી યુદ્ધશક્તિનો આ દેશની પ્રજાને કદી ન ભુલાય એવો એણે પરચો બતાવ્યો. એ સત્તા થઈ શકત, કે એને રૂપમતીના પેઠે ઝેર ખાવું પડત? સિદ્ધરાજે માળવા જીત્યું અને ત્યાંના ગ્રંથભંડારો પાટણ આણ્યા. બખ્તીયાર ખીલજીએ જ્યારે બિહાર જીત્યું ત્યારે એણે નાલંદાનો નાશ કર્યો, અને એણે ચાંપેલી આગથી ત્યાંના ગ્રંથભંડારો મહિનાઓ સુધી બળતા રહ્યા. ઔરંગઝેબે કાશીવિશ્વેશ્વરનું મંદિર તોડયું ત્યારે ત્યાંના ભવ્ય પુસ્તકાલયનો ઉપયોગ મુસ્લીમ લશ્કરે ત્રણ દિવસ રસોઇ કરવા માટે કર્યો !

Totalitarian warfare સર્વાંગી યુદ્ધ એ આનું નામ !

પરસ્પર વિરોધી વિચારો, આચારો, ભાવનાઓ, ધાર્મિક, રાજકીય ને આર્થિક સ્વાર્થોની એકસામટી અથડામણ ઇસ્લામના ક્રાન્તિકાળમાં હિંદુઓ ને મુસ્લીમો વચ્ચે થઇ.

મુસ્લીમ શાસન હેઠળ હિન્દુઓ માટે ચારેજ રસ્તા ખુલ્લા હતા. પહેલો રસ્તો, તલવારથી ઝબ્બે થાય.

કદાચ એટલામાં પૂરું ન પણ બંધાય. મૂર્તિઓ તો ઘણી મળી અને ઘણી તોડી. તેમાં પાંચ મૂર્તિઓ તો ૭।। ફીટ ઊંચાઇની ચોખ્ખી સુવર્ણ બનાવટની હતી. એક ઉપર હીરો ગોઠવ્યો હતો. બહુ ખુશીથી પચાસ હજાર દીનાર કિંમત આપી સુલતાને એ હીરો બજારમાંથી ખરીદી હોત. એક મૂર્તિના પગમાંથી ૪૦૦ મીસ્કલ વજનનું સોનું નીકળ્યું. ચાંદીની મૂર્તિઓનો તો પાર ન હતો, અને તેમને તોળતાં પણ ઘણો સમય લાગ્યો. મુસ્લીમ સૈન્યે આખા શહેરને તારાજ કર્યું અને લશ્કરના મોટા ભાગને અહીં જ મૂકી સુલતાનની સવારી કનોજ તરફ ઊપડી. "

આ તો એકજ સવારીની એકજ લૂંટ-માત્ર એકજ શહેરની, અને એકજ હુમલાખોરની ! ત્યાર પછી તો હિંદ ઉપર અનેકાનેક હુમલાઓ ઇસ્લામીઓ લેઈ આવ્યા*

નથી ! ) એને રાજ્યમાં મોટી નોકરી મળે નહિ. હિંદુઓ ને મુસ્લીમો વચ્ચે જ્યારે જ્યારે હુલ્લડો ફાટી નીકળે ત્યારે ત્યારે હિંદુ ગુનેગારોનો ન્યાય ધર્માંધ કાઝીઓ શરીયતને આધારે તોળે !

હિન્દુઓને નવાં મંદિરો ચણવા ના દીધાં, જૂનાં બધા તોડીફોડીને સાફ કર્યાં. ગુજરાતનાં મોટા ભાગના ચાલુ મંદિરો મરાઠા ને બ્રીટીશ યુગમાં બંધાયાં છે. એ પહેલાના જે રડયાંખડયાં મંદિરો અસ્તિત્વ ધરાવે છે, એ મંદિર કે અપાસરા ઉપર મહેરાબનું ધર્મચિન્હ મૂકવાથી બચી ગએલા છે.

આપણી લોકભાષામાં હજીપણ મહેરાબને "મીયાંભાઇનો ગોખ" કહે છે. કેટલીક જગાએ અરબીમાં કુરાનની આયાતો કોતરી મંદિરો બચાવ્યાં છે, તો પાવાગઢ જેવાં કેટલાંક સ્થળોએ મંદિરને માથે પીર ગોઠવીને, અને જૈનોએ ધન વેરીને પોતાનાં મંદિરો બચાવ્યાં છે. છતાંય આવાં મંદિરોમાંય મૂર્તિઓ તો ભોંયરામાં જ સંતાડી મૂકવી પડતી. એમની જાહેર સેવાપૂજા થતી નહિ. શંકરયુગના



સોમનાથના વૈભવનો કોઈ પાર નહોતો. હિંદને ખૂણેખૂણેથી એમના દર્શન માટે યાત્રાળુઓ આવતા. પાંચસો સુંદર નર્તકીઓ ભગવાન સોમનાથ સમક્ષ રાતદિવસ અસ્ખલિત નૃત્યસંગીત કરતી હતી. દસ હજાર ગામોની આવક સોમનાથની જાહોજલાલીના નિભાવ માટે ખર્ચાતી. સદીઓની સંપત્તિ એ દેવનગરીમાં એકઠી થઈ હતી. આવા એ રાષ્ટ્રદેવના નાશ માટે જ્યારે મહમ્મદે ચડાઈ કરી ત્યારે એને અર્ધે રસ્તે આંતરનાર ઠેઠ ગીઝનીથી ગુજરાત સુધીમાં કોઈ મળ્યું નહિ ! ન કોઈ દક્ષિણ હિંદના રાજાને ત્યાં આવવાની જરૂર લાગી. બાણાવળી ભીમ જેવો પાટણનો પ્રતાપી સોલંકી સમ્રાટ મહમ્મદના ધાકથી પાટણથી નાઠો તે ઠેઠ કંથકોટ જઈને ભરાયો !

પોતાના ત્રીજા લોચનથી વિશ્વમાં પ્રલય પ્રસારતા, ભગવાન ચંદ્રમૌલિશ્વર હિંદુઓની સામુદાયિક કાયરતાથી કંટાળીને ક્યારનાય સોમનાથ છોડીને હિમાલય કચ્છમાં ગયા હતા. પાછળ પડ્યો રહેલો [illegible]ચર પાપી મીરપુર માથેલો આગળ મુકામ કર્યો. ગામના મુસ્લીમ આગેવાનો સાંજે ફીરંગીઓને જોવા આવ્યા અંગ્રેજોએ વાતચીતમાં ઉપયોગી માહિતી એકઠી કરવા માંડી. કેપ્ટને પુછ્યું : 'ગામની વસ્તી કેટલી ?' મુસ્લીમ આગેવાને જવાબ આપ્યો : 'પાંચ હજાર'. કેપ્ટને વસ્તી વધારે લાગી એટલે એણે ઉથલાવી ઉથલાવીને એ પ્રશ્ન પુછ્યો, જવાબ એક જ મળ્યો. છેવટે એણે પુછ્યું : 'ગામમાં મુસ્લીમ કેટલા અને હિંદુ કેટલા ?' જવાબ મળ્યો : 'અરે જનાબ ! સાલે હિંદુ કુત્તેકું ગીનતા હય કોન ?'

મુસ્લીમ વસ્તીગણત્રીમાં દીનપરસ્ત માનવીઓની વસ્તીગણત્રી થતી હતી હિંદુ કૂતરાઓની નહિ !

એ મહાપુરૂષો પાછા ગયા પછી, રાત્રે 'હિંદુ કૂતરાઓના' કેટલાક આગેવાનો એ મીશનને છુપી રીતે મળ્યા, અને પોતાની ઉપર થતા જુલ્મોની વિતકકથા કહી સંભળાવી, વિનંતી કરી કે 'આપનું રાજ્ય કચ્છ સુધી આવ્યું છે, તો હવે એને સિંધ સુધી લંબાવો. અમે સાંભળ્યું છે કે આપના રાજ્યમાં હિંદુઓને બહુ જ સુખ છે.'

મહમ્મદના ગયા પછી જાણે કંઈ જ થયું નથી એ રીતે, એની ચડાઈને એક દુઃસ્વપ્ન ગણી કાઢીને, વણિક ગુજરાતીઓએ પોતાના રાષ્ટ્રદેવનું પુનર્નિર્માણ કરવાનું શરુ કર્યું. ભોળા ભીમને હાથે સોમનાથના કાષ્ટસ્થાપત્યનું શિલાસ્થાપત્યમાં રૂપાંતર થયું. એ નવા મંદિરને કુમારપાલે શણગાર્યું ને સમૃદ્ધ કર્યું. ત્યારપછી એને છ છ વાર ધર્માંધ મુસ્લીમોએ તોડયું, અને ફરી ફરીને એને હઠીલા હિંદુઓએ ઉભું કર્યું. મહમ્મદ ગીઝની, ઉલુગખાન, અહમ્મદશાહ, સમશેરખાન, મુઝફરખાન, તાતારખાન અને ઔરંગઝેબને હાથે નષ્ટભ્રષ્ટ થએલું એ મંદિરનું ભોળાભીમ, કુમારપાલ, મહિપાલદેવ અને અહલ્યાબાઈ હોલ્કરને હાથે નવસર્જન થયું.સાત વાર નાશ પામેલા એ મંદિરનું આઠમી વાર નવસર્જન આજે સરદાર વલ્લભભાઈ પટેલ કરે છે !

અનેક સંસ્કૃતિઓની ચઢતી પડતી શાંત ચિત્તે નિહાળી રહેલ વૃદ્ધ ઇતિહાસપુરુષ આપણને ફરી એક વારપ્રશ્ન પૂછે છેઃ

પઠાણો, કે જુનાગ[illegible] આવતી હવા 'જય તોબાહ પોકરાવતા તેજ રીતે બરાબર [illegible] એકચક્રા નગરીને તોબાહ પોકરાવતો હતો. હિન્દુ ને મુસ્લીમ અભિપ્રાય વચ્ચે કેટલું મોટું સામ્ય છે !

પણ જ્યાં સુધી પ્રજાના દેહમાં ચૈતન્ય હતું, ત્યાં સુધી રાવણને હણનાર રામ, બકાસુરને મારનાર ભીમ, કાલયવનને પુરો કરનાર કૃષ્ણ, ગ્રીકો, હુણો ને શકોને નસાડનાર ચંદ્રગુપ્ત, વિક્રમાદીત્ય, ને શાલીવાહન જેવા પ્રતાપી પુરુષો રાંક, શાંતિપ્રિય હિન્દુઓ સર્જતા હતા. સમાજનું ચૈતન્ય ઘટયું એટલે એના મહાપુરુષોનું કદ પણ ઘટયું !

ઈ. સ. ૭૧૨ માં "બિચારાં કબુતરનાં ટોળાં" જેવી પ્રજા ઉપર મુસ્લીમો પહેલો પ્રચંડ હલ્લો લાવ્યા. એ લાવતાં પહેલાં કાશ્મીરના રાજાની ચડાઈ પાછી વાળવા સિંધપતિ દાહીરે આરબ મદદ મેળવી હતી એ હકીકત ખાસ નોંધપાત્ર છે. મહમ્મદ બીન કાસીમ ૭ હજાર આરબો લઈને આવ્યો હતો. દેવલ બંદર કબજે કરી, તારાજ કરી એ સીંધમાં આગળ ધસ્યો. બ્રાહ્મણ દાહીરના દુશ્મને રજપુતમાંથી





અનેક તટસ્થ રહ્યા, કેટલાય શત્રુપક્ષે ભળ્યા ! યુદ્ધમાં હિંસા થાય એમ કહી જેને તે બૌદ્ધો અલગ થયા ! પરીણામે દાહીર લડતાં લડતા મરાયો. એની શૂરી રાણીએ એલોરના કિલ્લા આગળ કેસરોમાં કર્યાં, અને એની પુત્રીઓ ખલીફાને ભેટ ગઈ. સિંધમાં અરબ સત્તા જામી પડી. સિંધ બગદાદની ખીલાફતનો એક ભાગ બન્યું.

દોઢ સદીના મુસ્લીમ જુલમથી ત્રાસીને આખરે નવમી સદીમાં રજપુતોએ અરબોને હાંકી કાઢયા.

પણ એનાથી આ દેશની ધરતી ઉપર આવતાં ઇસ્લામી સંસ્કૃતિનાં મોજાં અટકયાં નહિ. મહમ્મદ બીન કાસીમ પછીનુ સૌથી મોટું મોજું તે મહમ્મદ ગીઝની.

વિશ્વસંસ્કૃતિ થવા મથતી એક ભવ્ય સંસ્કૃતિનો એ એક પ્રતાપી પ્રતિનિધિ હતો. આ મહાન મુસ્લીમ યોદ્ધો પોતાની શૂરી સેના સાથે આ દેશની ધરતી પર સત્તર-સત્તર વાર ત્રાટકયો, અને ઇસ્લામની વિજયી યુદ્ધશક્તિનો આ દેશની પ્રજાને કદી ન ભુલાય એવો એણે પરચો બતાવ્યો. એના ઝનૂની સૈન્યના સપાટા આગળ પંજાબ પછી નગરકોટ, થાણેશ્વર, કનોજ ને મથુરા ભોંય ભેગાં થઇ ગયા.

મથુરાની લૂંટનું વર્ણન મહમ્મદ ગઝનવીના જ મંત્રી લહિયા ઉત્બીએ નીચે પ્રમાણે આપ્યું છે, જે ઉપરથી એ લૂંટનું આખું સ્વરુપ સમજાશે.

" મથુરામાં હજાર તો કોટ હતા, જેમાંનો પ્રત્યેક કોટ મૂર્તિવાળું મંદિર હતો. નગરની વચમાં એક સહુથી ઊંચી બાંધણીનું મંદિર ઝમમગી રહ્યું હતું. એ મંદિરનું સૌંદર્ય અને એનો શણગાર વર્ણવવા કે ચીતરવા જગતના બધા લેખકો અને ચિતારાઓ મથે તોય વર્ણવી કે ચીતરી શકાય એમ નથી. સુલતાને જાતેજ પોતાની નોંધમાં લખ્યું છે કે આવું મંદિરસ્થાપત્ય કોઇ બાંધવા જાય તો આજના જ હિસાબે હજાર હજાર દીનારનાં એક લાખ પડીકાં બાંધીએ એટલું ખર્ચ આવે, અને સારામાં સારા સ્થપતિઓ રોકવામાં આવે તોય બસો વર્ષ એ મંદિરને બાંધી પૂરું કરતાં લાગે ! કદાચ એટલામાં પૂરું ન પણ બંધાય. મૂર્તિઓ તો ઘણી મળી અને ઘણી તોડી. તેમાં પાંચ મૂર્તિઓ તો ૭ા ફીટ ઊંચાઇની ચોખ્ખી સુવર્ણ બનાવટની હતી. એક ઉપર હીરો ગોઠવ્યો હતો. બહુ ખુશીથી પચાસ હજાર દીનાર કિંમત આપી સુલતાને એ હીરો બજારમાંથી ખરીદી હોત. એક મૂર્તિના પગ-માંથી ૪૦૦ મીસ્કલ વજનનું સોનું નીકળ્યું. ચાંદીની મૂર્તિઓનો તો પાર ન હતો, અને તેમને તોળતાં પણ ઘણો સમય લાગ્યો. મુસ્લીમ સૈન્યે આખા શહેરને તારાજ કર્યું અને લશ્કરના મોટા ભાગને અહીં જ મૂકી સુલતાનની સવારી કનોજ તરફ ઊપડી. "

આ તો એકજ સવારીની એકજ લૂંટ—માત્ર એકજ શહેરની, અને એકજ હુમલાખોરની ! ત્યાર પછી તો હિંદ ઉપર અનેકાનેક હુમલાઓ ઇસ્લામીઓ લેઇ આવ્યા*

ઠેઠ મહાભારતના કાળથી કૃષ્ણના જન્મ, જીવન અને વિજયને કારણે હિંદુઓ માટે અતિપવિત્ર બનેલી સેંકડો દેદીપ્યમાન મંદિરોથી શોભતી. આ મનોહર દેવનગરીની આવી ને આવી દુર્દશા છસો વર્ષમાં પાંચપાંચ વાર ધર્માંધ સુલ્તાનોને હાથે થઈ. એની આજની કંગાલ દશા જોતાં એની પ્રાચિન જાહો-જલાલીની વાત કોઇને આજે મશ્કરી જેવી લાગે !

દરેક લૂંટ વખતે મુસ્લીમ થવાની ના પાડતા અસંખ્ય હિંદુઓને મહમ્મદ રાય કે રંક, બ્રાહ્મણ કે શુદ્રના ભેદભાવ વિના પકડતો, દોરડે બાંધતો, એમની જ ધનસંપત્તિના પોટલાં એમને માથે ઉંચકાવતો, અને ઠેઠ ગીઝની સુધી લઇ જઇ બે અઢી રૂપીએ ગુલામ તરીકે વેચી નાખતો ! ઇતિહાસનો સનાતન નિયમ હારે એના ભોગ !

મહમ્મદની છેલ્લી સ્વારી સોમનાથ પર થઈ. આ વખતે ત્રીસહજાર ઘોડેસ્વારો ને પચાસહજાર તીરંદાજો એ રીતે એંસીહજારનું લશ્કર લઈને મહમ્મદે ચઢાઈ કરી. સાથે ત્રણ હજાર હાથી અને પાણી માટે ત્રીસ હજાર સાઢણીઓ લીધી.

*અપ્સરા. ખંડ પાંચમો. ર. વ. દેસાઇ.



સોમનાથના વૈભવનો કોઈ પાર નહોતો. હિંદને ખૂણેખૂણેથી એમના દર્શન માટે યાત્રાળુઓ આવતા. પાંચસો સુંદર નર્તકીઓ ભગવાન સોમનાથ સમક્ષ રાતદિવસ અસ્ખલિત નૃત્યસંગીત કરતી હતી. દસ હજાર ગામોની આવક સોમનાથની જાહોજલાલીના નિભાવ માટે ખર્ચાતી. સદીઓની સંપત્તિ એ દેવનગરીમાં એકઠી થઈ હતી. આવા એ રાષ્ટ્રદેવના નાશ માટે જ્યારે મહમ્મદે ચડાઈ કરી ત્યારે એને અર્ધે રસ્તે આંતરનાર ઠેઠ ગીઝનીથી ગુજરાત સુધીમાં કોઇ મળ્યું નહિ! ન કોઇ દક્ષિણ હિંદના રાજાને ત્યાં આવવાની જરૂર લાગી. બાણાવળી ભીમ જેવો પાટણનો પ્રતાપી સોલંકી સમ્રાટ મહમ્મદના ધાકથી પાટણથી નાઠો તે ઠેઠ કંથકોટ જઇને ભરાયો!

પોતાના ત્રીજા લોચનથી વિશ્વમાં પ્રલય પ્રસારતા, ભગવાન ચંદ્રમૌલિશ્વર હિંદુઓની સામુદાયિક કાયરતાથી કંટાળીને કયારનાય સોમનાથ છોડીને હિમાલય ચાલ્યા ગયા હતા. પાછળ પડ્યો રહેલો પત્થર પાપી મ્લેચ્છને એની સમસ્ત સેના સાથે બાળીને ભસ્મ કરી દેશે, એવી બ્રાહ્મણોની ભોળી આશા ઠગારી નીવડી! ઉલટપક્ષે હિમ્મતવાળા મરદોને જ ખુદા મદદ કરે છે, એનો પ્રત્યક્ષ પદાર્થપાઠ મહમ્મદે બ્રાહ્મણોને આપ્યો. સોમનાથના સ્થાનિક સામનાને તોડી નાખીને, હજારો હિંદુઓની કતલ કરીને મૂર્તિ બચાવવા માટે પૈસા લેવાની ના પાડીને, એણે એ દેવનગરીને ધરાશાયી કરી નાખી. અને ધરાઈધરાઈને ધન લૂંટયા પછી, એની સમર્થ સેના જેવી અનીરૂદ્ધ આવી હતી, તેવી જ અનીરૂદ્ધ ગીઝની પાછી ફરી.

આ લૂંટને માટે એક મુસ્લીમ તવારીખનવેશ કહે છે કે: "સોમનાથમાંથી લૂંટ તરીકે મળેલ સુવર્ણ અને રત્નોનો એક શતાંસમો ભાગ પણ હિંદના કોઇ રાજાની ત્રીજોરીમાંથી ના મળી શકત."

મહમ્મદની સત્તર સત્તર લપડાકો પડી છતાં પણ રાજકીય રીતે કુંભકર્ણની નિદ્રામાંથી જાગ્રત ન થએલો હિંદુ સમાજ સ્વતંત્ર રહેવાને લાયક હતો કે કેમ એ પ્રશ્ન વિચારવા જેવો છે.

મહમ્મદના ગયા પછી જાણે કાંઈ જ થયું નથી એ રીતે, એની ચડાઇને એક દુઃસ્વપ્ન ગણી કાઢીને, ધનિક ગુજરાતીઓએ પોતાના રાષ્ટ્રદેવનું પુનર્નિમાણ કરવાનું શરુ કર્યું. ભોળા ભીમને હાથે સોમનાથના કાષ્ટસ્થાપત્યનું શિલાસ્થાપત્યમાં રૂપાંતર થયું. એ નવા મંદિરને કુમારપાલે શણગાર્યું ને સમૃદ્ધ કર્યું. ત્યારપછી એને છ છ વાર ધર્માંધ મુસ્લીમોએ તોડયું, અને ફરી ફરીને એને હઠીલા હિંદુઓએ ઉભું કર્યું. મહમ્મદ ગીઝની, ઉલૂગખાન, અહમ્મદશાહ, સમશેરખાન, મુઝફરખાન, તાતારખાન અને ઔરંગઝેબને હાથે નષ્ટભ્રષ્ટ થએલુ એ મંદિરનું ભોળાભીમ, કુમારપાલ, મહિપાલદેવ અને અહલ્યાબાઈ હોલ્કરને હાથે નવસર્જન થયું.સાત વાર નાશ પામેલા એ મંદિરનું આઠમી વાર નવસર્જન આજે સરદાર વલ્લભભાઇ પટેલ કરે છે!

અનેક સંસ્કૃતિઓની ચઢતી પડતી શાંત ચિત્તે નિહાળી રહેલ વૃદ્ધ ઇતિહાસપુરુષ આપણને ફરી એક વારપ્રશ્ન પૂછે છેઃ

"હિંદને પશ્ચિમ કીનારેથી આવતી હવા 'જય સોમનાથ'નો વિજયઘોષ સંભળાવે છે. આ ધર્મઘોષ શાનો છે?'

ત્યાં હિંદના રાષ્ટ્રદેવનું નવનિર્માણ થઇ રહ્યુ છે, કે પછી ગુજરાતી–મારવાડી ધનિકોના મિથ્યાભિમાનને પોષતું એક પાષણનું રૂપાળું રમકડું સર્જાઇ રહ્યું છે? ત્યાં ધર્માંધ બ્રાહ્મણશાહીનો એક નવો અડ્ડો ઉભો થઇ રહ્યો છે કે પછી રાષ્ટ્રીય એકતાનાં બીજ રોપાઇ રહ્યાં છે?"

આપણો ઇતિહાસ રાષ્ટ્રીય દૃષ્ટિએ લખવાનું અનેક સ્થળોએથી શરૂ થયું છે, પણ સર્વમાન્ય કે બહુમાન્ય હોય એવી રાષ્ટ્રીય દૃષ્ટિ હજી બંધાઇ નથી! દા. ત. શ્રી. નાનાભાઈ ભટ્ટ અને પ્રો. મૌલાના સૈયદ અબુઝફર નદવી એ બન્ને વિદ્યાપીઠની સંસ્કારછાયામાં આવેલા આપણા વિદ્વાનો. છતાંય બન્નેની ઇતિહાસ દૃષ્ટિમાં કેટલો મોટો ફેર છે એ જોવું હોય તો શ્રી. નાનાભાઇનો 'આપણા દેશનો ઇતિહાસ' વાંચવો,





અને નદવી સાહેબનો 'ગુજરાતનો ઇતિહાસ' વાંચી જવો!

પ્રાગૈતિહાસીક અને પૌરાણીક મહાપુરુષોનું મૂલ્યાંકન કરવામાં આપણે મોટે ભાગે કલ્પનાનો આશ્રય લેવો પડે છે. હિંદુ ઇતિહાસનાં ટૂંકા છે. મુસ્લીમ ઇતિહાસમાં એ ઉદારમાં ઉદાર હિંદુઓ અને મુસ્લીમો વચ્ચે પણ મતભેદો ઉભા થાય છે અને અંગ્રેજ ઇતિહાસ આપણા સાંસ્કૃતિક દ્વેષથી રંગાયેલો છે. મુશ્કેલીઓ મોટી છે, પણ અજીત નથી.

આ લેખમાળામાં પ્રસંગોપાત કરેલો દંતકથાઓનો ઉપયોગ કેટલાક વાંચકોને ખૂંચશે. પણ ઇતિહાસ અને દંતકથા વચ્ચેની ભેદરેખા બહુ જ સ્થિતિસ્થાપક હોય છે. એટલું જ નહિ, પણ ઘણીવાર દંતકથામાંની હકીકત ખોટી માલમ પડે, પણ એનું વાતાવરણ સાચું હોય છે. ઇતિહાસકારો કહે છે, વિક્રમાદિત્ય નામનો કોઇ રાજા થયો નથી. એ ખરું. પણ એનુ વાતાવરણ ગુપ્તયુગ જેવા શાંતિકાળનું છે.

હિંદુ દષ્ટિએ જોઈએ તો મહમ્મદ એક ક્રૂર; જુલમી ને ધર્માંધ ધાડપાડુ હતો.

મુસ્લીમ દષ્ટિએ જોઈએ તો એ એક મહાપુરુષ હતો. એના જમાનાનો એ એશિયાનો સર્વશ્રેષ્ઠ સેનાપતી હતો. એણે કેવળ સુંવાળા અને સંસ્કારી, હિંદુઓને સત્તર સત્તર વાર હરાવ્યા નહોતા. મધ્ય એશિયામાંથી આવેલા ઝનૂની તુર્ક ધાડાંઓને એણે બબ્બે વાર સખત શીકસ્ત આપી હતી.

રાજકર્તા તરીકે પણ એ એટલો બાહોશ હતો. ઇરાનથી છેક પંજાબ સુધી એનું રાજ્ય હતું. મહાકવિ ફિરદુસી પાસે 'શાહનામા' જેવું મહાકાવ્ય લખાવનાર, એશીયાના મહાપંડિત આલ્બેરૂનીનો આશ્રયદાતા, વિદ્યા ને કલાનો પ્રેમી, ગીઝનીને મુસાફરખાનાં, દવાખાનાં, પુસ્તકાલયો, મસ્જિદો, મદરેસાઓ અને શિલ્પસ્થાપત્ય ભરેલી અનેક ઇમારતોથી શણગારનાર એ સંસ્કારી સુલતાનને જંગલી તો કહેવાય જ કેમ?

રાષ્ટ્રીય દ્રષ્ટિએ જોઇએ તો ઇસ્લામી ક્રાન્તિનો એક અગ્રગણ્ય ધ્વજધારી હતો. હિન્દુઓના સામાજીક રોગનું નિદાન કરનાર એક મહાન સમાજવૈદ્ય હતો. દવાના સત્તર સત્તર ઘૂંટડા દ્વારા એ હિન્દુઓને એક મહાન પાઠ આપતો ગયો કે:–

શક્તિ વિનાની જાતિ, કર્મ વિનાનો ધર્મ શૌર્ય વિનાનાં સંસ્કાર, સંગઠન વિનાની સંસ્કૃતિ, દેશાભિમાન વિનાનું પ્રદેશાભિમાન, જાતિગૌરવ વિનાનું કુલગૌરવ, અને શ્રમ વિનાની સંપત્તિ પ્રજાને હમ્મેશાં પતનને માર્ગે દોરી જાય છે.

એ મહાન ગુરુએ ભણાવેલો પાઠ જો હજી પણ હિન્દુઓના ભણ્યા હોય તો તેમાં 'કોનો વાંક?'

મહમ્મદની સ્વારીઓથી આખું ઉત્તરહિંદ આર્થિક રીતે કંગાલ થઇ ગયું, હિન્દુઓની લશ્કરી તાકાત છીન્નભીન્ન થઇ ગઇ, અને આજસુધી અભેદ્ય જણાતી હિન્દુ સંસ્કૃતિની ઇમારતમાં જબરજસ્ત ચીરાડા પડી ગયા.

મહમ્મદ ગીઝની પછીનું ઇસ્લામી સંસ્કૃતિનું ત્રીજું મોટું મોજું શહાબુદ્દીન ઘોરી. આ મોજાંમાં દિલ્હીનું હિન્દુ રાજ્ય ડૂબી ગયું અને ઉત્તર હિંદમાં ઇસ્લામી સત્તા સ્થિર થઇ. શહાબુદ્દીન ઘોરી આ દેશ ઉપર સાત સ્વારીઓ લાવ્યો. એણે એકવાર તો ગુજરાતના સોલંકી રાજા મૂળરાજને હાથે સખત હાર ખાધી. બીજીવાર પૃથ્વીરાજને હાથે પણ સખત રીતે ઘાયલ થઇને, પૂરેપૂરી હાર ખાઇને, નાસી છુટીને એણે પોતાનો જીવ માંડમાંડ બચાવ્યો. પણ આ પરાજયોથી નિરાશા કે નાહિંમત ના બનતાં એણે છેલ્લું આક્રમણ ઇ. સ. ૧૧૯૩માં કર્યું. આ વિજયી આક્રમણે ઉત્તર હિંદના કુસંપી રજપુતોની સ્વતંત્રતા કાયમને માટે ખુંચવી લીધી. પૃથ્વીરાજ હાર્યો અને મરાયો, અને દિલ્હીપતિ તરીકે શાહબુદ્દીન સ્થિર થયો.

સ્થિર થઇને એણે પહેલું કામ દેશદ્રોહી જયચંદનું કાસળ કાઢવાનું કર્યું. શાહબુદ્દીન નિર્વંશ મરી ગયો, એટલે દિલ્હીની ગાદી કુતુબુદ્દીન ઐબકને મળી. એણે અને એના પછીના સુલ્તાનોએ ઉત્તર હિંદના સઘળા ફળદ્રુપ પ્રદેશોમાંથી સંકુચિત પ્રદેશાભિમાન અને કુલ-



ગૌરવમાં મસ્ત, પરસ્પર વેર ઝેર ને દ્વેષથી ખદબદતા રજપૂતોને હાંકી મૂકવાનું કર્યું. ઉત્તર હિંદના ફળદ્રુપ પ્રદેશોમાંથી નાઠેલા રજપુતો સ્વસંસ્કારના રક્ષણ માટે રાજસ્થાનમાં જઈને ભરાયા. અને પાંચ સદી સુધી એમણે અસંખ્ય શૂરવીરો અને સુંદરીઓનો ભોગ આપીને, અને અખંડ પુરૂષાર્થ કરીને હિંદુ સંસ્કૃતિનું વીરત્વ ભર્યું સંરક્ષણ કર્યું".

આપણા દેશના ઇતિહાસમાં તેરમી સદી ગુલામ વંશની સદી છે. આ સદી દરમ્યાન, ગુલામવંશે કુતુબુદ્દીન ઐબક, અલ્તમશ, ને બલ્બન જેવા શુરા સરદારો ને પ્રતાપી સુલ્તાનો, રઝીયા બેગમ જેવી શક્તિશાળી સ્ત્રી અને નાસીરૂદ્દીન જેવો સંત રાજવી સર્જીને આ ભૂમી ઉપર ઇસ્લામી સંસ્કારને સ્થિર કર્યો.

ચૌદમી સદીમાં હિંદની રાજકીય રંગભૂમી ઉપર ખિલજી અને તઘલખવંશો આવે છે.

ઇસ્લામી ક્રાન્તિ આ દેશમાં સ્થિર થયા પછી એણે સર્જેલા મહાન નેતાઓમાં સૌથી વધારે પ્રતાપી નેતા સુલ્તાન અલ્લાઉદ્દીન ખીલજી હતો. એના રાજ્યઅમલ દરમ્યાન ઇસ્લામી ક્રાન્તિનો સૂર્ય સોળે કળાએ પ્રકાશી નીકળ્યો.

એના હાથમાં આખું ઉત્તર હિંદ હતું. પણ એનાથી આ મહત્વાકાંક્ષી સુલ્તાનને સંતોષ ના થયો. એટલે એણે ચીતોડ, ગુજરાત ને દેવગીરી સર કર્યાં. ઈ. સ. ૧૩૦૯માં એનો સમર્થ સેનાપતિ મલેક કાફુર દક્ષિણ હિંદ પર ત્રાટક્યો. ઠેઠ દિલ્હીથી લશ્કર લઇને એ નીકળ્યો અને અસંખ્ય દેવમંદિરોનો નષ્ટ ભ્રષ્ટ કરતો, હિંદને દક્ષિણ છેડે આવેલા સેતુબંધ રામેશ્વર સુધી પહોંચ્યો. ત્યાં તેણે અનેક મંદિરો તોડીફોડી ઇસ્લામી ક્રાન્તિની વિજય પતાકા સમી એક મસ્જીદ બંધાવી. દક્ષિણ હિંદમાંથી અઢળક દેવદ્રવ્ય અને રાજ્યદ્રવ્ય લૂંટીને વિજયી કાફુર દિલ્હી પાછો ફર્યો.

અલ્લાઉદ્દીન ખીલજી યોદ્ધા તરીકે એક મહાન યોદ્ધો હતો, એટલુંજ નહિ પણ એ એક સમર્થ શાસક હતો. હિંદના એ પહેલો ચક્રવર્તી મુસ્લીમ સમ્રાટ હતો.

એ પોતે એક ધર્માંધ સુલ્તાન હોવા છતાં રાજ્યશાસનને ધર્મના અમલમાંથી એણે કર્યું. માપબંધી જેવા કેટલાક આધુનિક આર્થિક સુધારાઓ પણ આપણને એના અમલમાં પહેલવહેલા જોવાના મળે છે. એનું જાસુસીખાતું બહુ જ વ્યવસ્થિત હતું. નાસિરૂદ્દીનના સમયથી શરુ થએલા મોગલ હુમલાઓને અલ્લાઉદ્દીને પૂરેપૂરા મારી હઠાવ્યા. એને માટે એણે શાંતિના સમયમાં, પણ સિંધ, પંજાબ અને ઉત્તર હિંદમાં પાંચ લાખનું ખડું સૈન્ય રાખવું પડતું. એના સિંધ અને પંજાબના સુબા ગ્યાસુદ્દીન તઘલખને મોગલો સામે ૨૯ વાર લડવું પડયું હતું. ઈ. સ. ૧૨૯૮ મા બે લાખ મોગલોનું એક જંગી ટોળું પંજાબની નદીઓ ઓળંગીને ઠેઠ જમના નદી સુધી આવી પહોંચ્યુ હતું. અલ્લાઉદ્દીને એમને સખત પરાજય આપીને હિંદ બહાર હાંકી કાઢયા હતા.

દારૂ અને બીજી કેફી ચીજો બનાવવી, રાખવી, વેચવી એના સાધનો રાખવાં કે પીવી એ સૌ એના રાજ્યમાં કાયદેસર ગુન્હા હતા લાંચના સબંધમાં પણ કડક કાયદા હતા અને તેનો સખ્તાઈથી અમલ થતો હતો. વ્યભિચાર માટે પણ સખત સજા હતી. આ ગુન્હા માટે અનેક લોકોની એણે ખસ્સી પણ કરાવી હતી.

સુલ્તાન પોતે સાદાઇ અને સ્વયંસંપૂર્ણતામાં માનતો એટલે ભપકાદાર વસ્તુઓની પણ નિકાસ કરવા દેતો નહીં તેમજ દેશમાં પણ ખાસ પરવાનગી વિના પહેરી શકાતી નહિ. બીજી બાજુ એ વેપારીઓને પરદેશથી સસ્તું કાપડ આયાત કરવા માટે નાણાં ધીરતો. પરિણામ ઉત્પાદનના સર્વાંગી ઘટાડામાં આવ્યું.

એ પોતે તો અક્ષરશત્રુ હતો. તેમજ એણે મહમ્મદ ગીઝનીની પેઠે વિદ્યાકલાને ખાસ ઉત્તેજન આપ્યું નથી. છતાંય એણે સર્જેલી શાંતિને કારણે એનો રાજઅમલ એ ઇસ્લામી વિદ્યાકલાની પરમોન્નતિનો કાળ હતો. જગતને ખૂણેખૂણેથી મુસ્લીમ વિદ્વાનો દીલ્હીમાં એકઠા થયા હતા.

એનો અમલ આમપ્રજા માટે સુખદાયક હતો કે દુઃખદાયક એ સંબંધી ઇતિહાસકારોમાં તીવ્ર મતભેદ





છે. પણ મને લાગે છે કે શ્રી. એ. યુસુફઅલીએ× એના અમલને સાચો ન્યાય આપ્યો છે. "સામાજીક અસમાનતાઓ ટાળવાના એના પ્રયત્નની કદર કરીને એમણે ટીકા કરી છે કે અલ્લાઉદ્દીને ગરીબીને નાબુદ ના કરી પણ ઉત્પાદન અને સંપત્તિને નાબુદ કર્યાં! એ સુલ્તાને એક પ્રકારનું સમાજવાદી રાજ્ય ઉભું કરવાનો પ્રયત્ન કર્યો એટલા માટે એ પ્રશંસાપાત્ર ખરો, પણ એના પ્રયોગો એના યુગથી ઘણા આગળ હતા, એટલા માટે એમના મરણ સાથે એમનો અંત આવ્યો."

અલ્લાઉદ્દીન ખીલજીનો અમલ એટલે ભુખમરા વિનાની ગરીબી, ઉત્પાદન વિનાની વહેંચણી, ઉન્નતિ વિનાની નીતિ, સંપત્તિ વિનાનો શ્રમ, વ્યક્તિસ્વાતંત્ર્ય વિનાની સામાજીક સમાનતા, અને રાજા પ્રત્યે પ્રજાનો પ્રીતિ વિનાનો ભય.

પરિણામે હિન્દુઓએ આ મહાન ક્રાન્તિકારને 'ખૂની"નો ઇલ્કાબ આપ્યો!

ઇ. સ. ૧૩૧૬માં અલ્લાઉદ્દીન ખીલજીની આંખ મીંચાઇ ગઇ, અને તેની સાથે જ એનું વિશાળ રાજ્ય છીન્નભીન્ન થઈ ગયું. અને ઇસ્લામી ક્રાન્તિની ઉતરતી કળા શરુ થઈ. ખીલજી વંશના અંત પછી ખુશરૂએ હિંદુ પુનરુત્થાનનો એક નિર્બળ પ્રયત્ન કર્યો. પણ ગ્યાસુદ્દીન તઘલખે એ પ્રયત્નને કચડી નાખીને દિલ્હીની ગાદી ઉપર તઘલખ વંશની સ્થાપના કરી.

ગ્યાસુદ્દીન પછી ગાદીએ આવેલ મહંમદ તઘલખ એક બહાદુર, બુદ્ધિશાળી, વિદ્વાન, ઉદાર, તરંગી, ક્રોધી અને આપખુદ રાજા હતો. એના તરંગી અખતરાઓને કારણે પ્રજાને ઘણું સહન કરવું પડયું. અને એનું વિશાળ સામ્રાજ્ય પીંખાઈ ગયું.

એના ખઅમલ સુધીમા મુસ્લીમોમાં હિંદુઓની નિર્વીર્યતાએ પ્રવેશ કર્યો હતો. ઇ. સ. ૧૩૨૭માં મોગલોએ જ્યારે પંજાબ ઉપર ચઢાઇ કરી ત્યારે મહમ્મદે એમને પૈસાની મોટી રકમ આપીને પાછા કાઢ્યા હતા!

ઇસ્લામના આખાયે ક્રાન્તિકાળ દરમ્યાન એક પણ ડાહ્યો મુસ્લીમ સુલ્તાન ધર્મસહીષ્ણુ નહોતો. ધર્મસહીષ્ણુ સુલ્તાન હતો એકજ: અને તે ગાંડો મહમ્મદ!

માનવજાતના દરેક ક્રાન્તિકાળમાં સહિષ્ણુતા અને શાંતિપ્રિયતા એ ગાંડપણ ગણાય છે!

એના પછી ગાદીએ આવેલ ફીરોઝ તઘલખના રાજ્યઅમલમાં સારી શાંતિ રહી, અને અનેક લોકોપયોગી કામો થયાં. છતાંય હિંદુઓ પરનો જુલમ તો એટલો ને એટલો જ રહ્યો.

એના પછી ૭ વર્ષમાં ચાર બાદશાહો થયા. ગુજરાત માળવા ખાનદેશ વગેરે સ્વતંત્ર થયાં. અમીરઉમરાવો સત્તામાટે અંદરઅંદર લડવા લાગ્યા. અંધાધૂંધી લાભ લઇને ઇ. સ ૧૩૯૮માં મહાન મોગલ સરદાર તૈમુરે હિંદ પર સફળ આક્રમણ કર્યું. પંજાબના સુબાને હરાવી માર્ગમાં આવતાં શહેરો ને ગામો લૂંટતો બાળતો પ્રજાજનોની કતલ કરતો તૈમુર દિલ્હી તરફ ધસ્યો, મહમુદશાહના લશ્કરને હરાવી તૈમુરે દિલ્હીનો કબજો લીધો. તૈમુરના સૈનિકોએ દીલ્હી શહેરમાં હિંદુ–મુસ્લીમોની નિષ્પક્ષપાતપણે પાંચ દિવસ સુધી કતલ ચલાવી. એ શહેર લૂટયું અને બાળ્યું. દિલ્હી ઉપરાંત ઉત્તર હીંદના બીજા અનેક સ્થળોએ મોટા પાયા ઉપર લૂંટફાટ ચલાવીને બે લાખ પ્રજાજનોની કતલ કરીને અસંખ્ય કેદીઓ, સુનંદા કારીગરો, અને અઢળક દ્રવ્ય લઇને તૈમુર પોતાના દેશમાં પાછો ફર્યો. એની ચઢાઈ પછી લૂંટાયલી પ્રજાને પડતા ઉપર પાટુ મારવા માટે દુષ્કાળ અને રોગચાળા ફાટી નીકળ્યા.

આ આસમાની સુલતાનીએ આખી ઇસ્લામી ક્રાન્તિના ટુકડા કરીને એનુ સ્વરુપ બદલી નાખ્યું. તૈમુરની ચઢાઇના પરિણામે ઇસ્લામી ક્રાન્તિ રાષ્ટ્રિય મટીને પ્રાંતિક બની. સાથે સાથે વિજયનગર જેવો હિંદુ પુનરુત્થાનનો છેલ્લો ભવ્ય પ્રયોગ શક્ય બન્યો. તૈમુરના ત્રાસથી નાઠેલા કાશ્મીરના બ્રાહ્મણો ઠેઠ વિજયનગરે જઇને વસ્યા. અને આ નવા સર્જાતા હિંદુ સામ્રાજ્યને ઉત્તર હિંદની સંસ્કાર પરંપરાથી સંસ્કાર્યું.

ઇસ્લામનો અદ્રશ્ય થતો જતો ક્રાન્તિકારી જુસ્સો

× Mediaeval India ( P. 15 ).

ટકાવવાનો સૈયદ અને લોદી વંશે નિષ્ફળ પ્રયત્ન કર્યો. બહિલોલ અને સિંકંદર લોદીના અમલ દરમ્યાન નિસ્તેજ બનતી ઇસ્લામી ક્રાન્તિમાં કંઇક તેજ અલ્પ જીવી હતું. ગુલામ અને ખીલજી સ્થાપત્યનું વીર્ય એના પછીના સ્થાપત્યમાં જોવાનું મળતું નથી. તૈમુરના આક્રમણ પછી ઊત્તરોત્તર નિસ્તેજ બનતી ઇસ્લામી ક્રાન્તિ ઇ. સ. ૧૫૨૬માં ઇબ્રાહીમ લોદીના પાણીપતના પરાજયથી સદાને માટે આથમી ગઇ.

આપણા દેશમાં ઇસ્લામના પ્રવેશ પછી થએલી એની ક્રાન્તિકારી પ્રસ્રુતિને આપણે સહેલાઇથી ત્રણ તબક્કામાં વહેંચી શકીએ.

૧. ઇ. સ. ૭૧૨થી ઇ. ૧૨૦૬.

**ઇસ્લામી ક્રાન્તિનો આંતરરાષ્ટ્રીય કાળ**: કાળ દરમ્યાન મહમ્મદ બિન કાસિમ, સબક્તગીન, મહમ્મદ ગીજની ને શહાબુદ્દીન ઘોરીનાં અનેક મોટાં અને અસંખ્ય નાનાં આક્રમણો આ દેશ ઉપર મુસ્લીમોએ કર્યાં. આ કાળ દરમ્યાન સ્પેનથી સિંધ સુધીની ઇસ્લામી સંસ્કૃતિમાં એકજ હૃદય ધડકાર સંભળાતો હતો. મહમ્મદ બિન કાસિમે જીતેલું સિંધ એ બગદાદની ખીલાફતનો એક ભાગ જ હતું.

૨. ઇ. સ. ૧૨૦૬ થી ૧૩૯૮.

**ઇસ્લામી ક્રાન્તિનો રાષ્ટ્રીય કાળ.**

આ કાળ દરમ્યાન મુસ્લીમો હિંદવાસી બન્યા. હિંદના મુસ્લીમો હજ કરવા માટે મક્કાને મદીના જતા. હિંદની મસ્જિદોમાં ખલીફાના નામનો ખુતબો પઢાતો. પણ સર્વસત્તાધીશ તો કુતુબુદ્દીન ઐબક કે અલ્લાઉદ્દીન ખીલજી જહેતા. અલ્લાઉદ્દીને પહેલવહેલા દાખલ કરાવેલા ચોરસ સીક્કાઓ પાછળ એણે ખલીફનો ઇલકાબ પડતો મૂકીને, બીજા સીકંદર નો ઇલકાબ છપાવ્યો હતો. રાતદિવસ સાથે રહેવાથી મુસ્લીમો હિંદુઓ પ્રત્યે કંઇક કુણા બન્યા. પરદેશી મોગલો સામે હિંદવાસી મુસ્લીમોએ રક્ષણ કર્યું.

૩. ઇ.સ. ૧૩૯૮ થી ૧૫૨૬

**ઇસ્લામી ક્રાન્તિનો પ્રાંતિક કાળ.**

દિનપ્રતિદિન તૈમુરની ચઢાઇથી નિસ્તેજ બનતી જતી ઇસ્લામી ક્રાન્તિના ચૈતન્યના નાના નાના ટુકડા થઇ ગયા. એટલે ગુજરાત, ખાનદેશ, માળવા, જુઆનપુર, બંગાળ, કાશ્મીર, ને ગુલબર્ગમાં સ્વતંત્ર મુસ્લીમ સલ્તનતો સ્થપાઇ. શરૂઆતમાં આ સુલતાનોએ પોતપોતાના પ્રાંતોમાં હિન્દુ સંસ્કૃતિનો પદ્ધતિસર નાશ કર્યો, પણ પછીથી પરસ્પરના ઝગડાઓમાં હિન્દુ મદદની જરૂર પડતાં બન્ને સંસ્કૃતિઓના સંસ્કારો વચ્ચે ઓછોવત્તો સમન્વય થઇને ઇસ્લામી ક્રાન્તિએ પ્રાંતિક ભૂમિકા ઉપર ઉત્ક્રાન્તિનું સ્વરૂપ ધારણ કર્યું.

**મુસ્લીમ વિજયનાં કેટલાંક મહત્વનાં કારણો.**

આર્ય સંસ્કૃતિ જેવી ભવ્ય સંસ્કૃતિ સર્જનાર હિંદુ પ્રજા જેવી મહાપ્રજા દાહીરથી જવાહરલાલ નહેરૂ સુધીના કાળમાં મુસ્લીમપ્રજા સામેના સામનામાં સતત શા માટે નામોશી ભરેલી રીતે હાર્યા કરી છે, એ પ્રશ્ન મહત્વનો છે. મુસ્લીમો કેવળ ધર્માંધતા અને ઝનૂનને કારણે જીતી ગયા છે, એમ કહેવામાં એ પ્રજાને અન્યાય થાય છે. હિન્દુઓ મુસ્લીમો કરતાં સ્હેજે ઓછા ધર્માંધ નથી. માત્ર બન્ને પ્રજાઓમાં ધર્માંધતા જુદાંજુદાં રૂપ ધારણ કરે છે. એકમાં ગાંડપણનું, બીજીમાં વેવલાપણાનું.

અનેક ઇતહાસલેખકો અને લોકકથાકારો હિન્દુઓની હાર માટે હિન્દુ રાજાઓની અનીતિ અને વિલાસને જવાબદાર ગણે છે. જેમકે કરણ વાઘેલા ને માધવનો પ્રસંગ, પાવાપતિ અને મહાકાળીનો પ્રસંગ, પૃથ્વીરાજનું વિલાસી જીવન.

પણ આ કારણોમાં ઝાઝું વજુદ નથી. નૈતિક અધઃપતન એ સાંસ્કૃતિક અધઃપતનનું ચિહ્ન છે. કારણ નથી. જો હિંદુરાજાઓ વિષયલંપટ અને વ્યભિચારી હતા તો મુસ્લીમ સુલ્તાનો કાંઇ બ્રહ્મચારી નહોતા. તેઓ તો બેગમો, બાંદીઓ, તવાયફો, ગુલામોની ગણીકાઓ અને બંદાઓની એક મોટી ફોજ નભાવતાહતા. રૂપસુંદરીને રાણીવાસમાં દાખલ કરનાર કરણ અને દેવળાદેવીને પોતાના જનાનામાં દાખલ કરનાર અલ્લાઉદીન એ બંન્ને નૈતિક દષ્ટિએ સરખાજ દોષીત હતા.

ધર્માંધ અને ઝનૂનની મોટામાં મોટી સિદ્ધિઓ પણ અલ્પજીવી હોય છે. પાંચપાંચ સદીઓ સુધી રાજકીય સર્વોપરીતા ટકાવનાર અને આજે પણ



સરવાળે હાર ને માર ખાઇને ગુલામ બની.

બીજી બાજુ મુસ્લીમોમાં વ્યક્તિગત અને સામુદાયિક બન્ને પ્રકારનાં શૌર્ય હતાં. એમની યુદ્ધશક્તિને ક્રાન્તિનું ઝનૂન પાનો ચઢાવતું હતું. એમની વ્યુહ રચના ચઢીયાતી હતી. મધ્ય એશીયામાંથી આવેલા ઉંચી જાતના ઘોડાઓ એમની જીતોને ઝડપી બનાવતા હતા.

બાબરથી ઇબ્રાહીમ લોદી અને સંગ સામેની જીતોમાં એની તોપોએ જબરો ભાગ ભજવ્યો હતો.

**(૭) ફરજીયાત લશ્કરી તાલીમ.** હિન્દુઓમાં કેવળ ક્ષત્રીયો લઢે, એ હારે એટલે બિચારી રાંક પ્રજાને વિધર્મી વિજેતાની દયા ઉપર જીવવાનું. ઉલટ પક્ષે ગમે તે હાથમાં સમશેર લઈને પાક ઇસ્લામના પ્રચાર માટે નીકળી પડે એટલું જ નહિ પણ જે જે હિન્દુઓ લશ્કરમાં દાખલ થતા તે સૌ દેહાંતદંડ, વટાળ અને જજીયાવેરાના ત્રિવિધ તાપમાંથી મુક્ત બનતા.

**(૮) વહીવટી કાબેલીયત.**

હિન્દુ રાજાઓને હિસાબે મુસ્લીમ સુલ્તાનોએ બહુ સારા પ્રમાણમાં વહીવટી કાબેલીયત બતાવી છે, એ હકીકત તરફ હમણાં હમણાં ઘણા વિદ્વાનોનું ધ્યાન ખેંચાવા માંડયું છે.

**(૯) જાસુસી ખાતું.** હિન્દુ હારનું એક મહત્વનું કારણ હિન્દુઓની બાલાઇ એ છે. દેવલથી દેવગીરી સુધીના લગભગ બધા જ હુમલા અણધાર્યા હતા. હિન્દુઓ પાસે કાં તો જાસુસી ખાતાં નહોતાં કે પછી તદ્દન અવ્યવસ્થિત હતાં. પરિણામે બખ્તીયાર ખીલજીએ ૨૦૦ સ્વારોની મદદથી આખું બિહાર જીત્યું, અને ૧૮ સ્વારોની મદદથી બંગાળ !

**(૧૦) હલકાં નૈતિક ધોરણો.** ધર્મ અને રાજકારણનો ખીચડો ના કરવાની કણાદ ને ચાણક્યની સલાહ પડતી કાળના હિંદુઓ ભુલી ગયા હતા. જેવાની જોડે તેવા થવાની એમનામાં આવડત નહોતી.

રજપુતો શુરા, ટેકીલા ને એકવચની હતા. એ વચનભંગ ને વિશ્વાસઘાત કરતા નહોતા. નાસતા, દુશ્મની પુંઠ નહોતા પકડતા- શરણાગત પ્રત્યે દયા બતાવતા. નિર્દોષ પ્રજાજનોની કતલ નહોતા કરતા. આ અને આવાં બીજાં અનેક નૈતિક ધોરણો યુદ્ધને સંસ્કારી બનાવતા હતા અને હિન્દુ સમાજની સ્થિરતા સાચવવામાં મદદ કરતા હતાં. અંદરે અંદરના યુદ્ધનાં આ ધોરણો એમણે એક સર્વાંગી યુદ્ધમાં માનતી પરસંસ્કૃતિ સામે અજમાવ્યાં. બીજી બાજુ મુસ્લીમોને આવાં કાંઈ જ બંધનો નહોતાં. પરિણામ જગજાહેર છે.

**(૧૧) મુસ્લીમોનો વિદ્યાપ્રેમ.** હિન્દુને મન મુસ્લીમ મ્લેચ્છ હતો. મુસ્લીમને મન હિંદુ કાફર હતો. પણ હિન્દુ મુસ્લીમની વિદ્યાને પણ મ્લેચ્છ વિદ્યા માનતો હતો. જ્યારે મુસ્લીમ હિન્દુની વિદ્યાને કાફર વિદ્યા નહોતો માનતો. યુદ્ધનો કાળ બાદ કરતાં મોટેભાગે ખલીફા મનસૂરથી દારા સમય સુધીમાં અનેક મુસ્લીમ વિદ્વાનોએ હિન્દુ વિદ્યાકલાઓ આત્મસાત કરી. આ મુદ્દા ઉપર વધુ વિચાર આવતે અંકે કરીશું.

[ આવતે અંકે : ઈસ્લામની વસંત : મોમલાઇ ]



# માનવીનાં હૈયાં—પત્નીની કથા

સ્નેહરશ્મિ

## પ્રકરણ છઠ્ઠું

### ઝેરના પહેલા ઘૂંટડા

આ મારે માટે એક સાહસ હતું એનો મને પૂરો ખ્યાલ હતો; પણ સાહસમાં પડનાર અપેક્ષીત જોખમોનો સામનો કરવા પોતે જાય છે, એ ખ્યાલથી કેવી આનંદની ઊર્મિ અનુભવે છે! અને એવી આનંદની ઊર્મિને જો સાહસમાં સ્થાન ન હોય તો દુનિયામાં કોણ સાહસ કરવા પ્રેરાય? અજિત હિમાલયનાં ઉત્તુંગ શિખરને સર કરવા ઝંખતા માનવીને મન એ પ્રયત્નમાં મૃત્યું પણ મહોત્સવરૂપ બની શકે છે. તેનું કારણ આ જ છે ને? અને એ રીતે જોતાં જીંદગી પણ એક મોટું સાહસ નથી? જો એમ ન હોત તો માણસને આટઆટલાં દુઃખો અન્યાય, અને અપમાનમાં ઘડી ત્યાં પણ રહેવું ગમતે! સાહસ જીવનમાં, અને એકધારા વ્યથાના ક્રમમાં, તાજગી બક્ષે છે, જડી સાથેની ચર્ચામાંથી જન્મેલો મારો વિષાદ મારા ઉરમાં જાગી રહેલી આ ઊર્મિઓમાં કાંઇક હળવો બન્યો. અમારો વાસ છોડી હુ ખુલ્લાં ખેતરોમાં આવી પહોંચી. બજાર ત્યાંથી અડધો માઇલ દૂર હતું. ઋતુ અત્યંત પ્રસન્ન હતી. જાણે ધોવાઇને નિર્મળ બન્યું હોય તેમ શરદનું નીલ આકાશ એની બધી ય શ્રી સાથે સ્મિત કરી રહ્યું હતું. તેના એકાદ ખૂણામાં રૂના પોલ જેવાં થોડાંક છૂટાં છવાયાં વાદળાં, કૃત્યકૃત્યતાના સંતોષથી શાન્તિ અને પ્રસન્નતા અનુભવતા મનની ગતિની જેમ ધીરે ધીરે આવતાં હતાં, અને આકાશની નીલિમાને વધુ ઘેરી, વધુ મોહક બનાવતાં હતાં. ઘણો પાક ઊતરી ગયેલો હોઇ ખેતરો બધાં ખુલ્લાં થઇ ગયાં હતાં અને સંતોષ આરામ અને સ્વસ્થતાથી જાણે ભર્યાં ભર્યાં હોય ...નાનાં–નાનાં ઘણો સીમમાં ચરતાં હતાં. પંખી, ... માનવી, કુદરત–સર્વત્ર જાણે એક અભેદ આનંદ ...ને પરિતૃપ્તિનો સંવાદ રહ્યો હતા. મારા મન ઉપર આની ઊંડી અસર થઇ. આવી પ્રસન્નતામાં મનમાં કોઇપણ જાતની ઊર્મિ સેવવી એ મને પાપભર્યું લાગ્યું. આપણા કલહ અને કંકાસ, આપણા મનોરથો અને અન્યાયો કુદરતની આ ગહનતા સમક્ષ, આ શાશ્વત સમક્ષ કેવા ક્ષુદ્ર કેવા તુચ્છ, કેવા પામર છે! આપણે સૌ એક દિવસ ચાલ્યાં જઇશું, પણ આજે આપણા માથા ઉપર પ્રસન્નતાથી હસી રહ્યું છે તે આકાશ તો એવું એ જ રહેવાનું છે એ જ અખંડ આશિર્વાદની ધારા એ વર્ષાવ્યા જ કરશે—પછી આપણે એને જોઇએ કે અવગણીએ, આપણે એનો સ્વીકાર કરીએ કે તુચ્છકારીએ, એને મન આપણો એ સ્વીકાર કે તુચ્છકાર બન્ને સરખાં છે. કાળના સાગરમાં નાના નાન બુદ્‌બુદો જેવાં એ છે. એ એવા બુદ્‌બુદોને તેના સનાતન ગંભીર ગાન આગળ, તેની અનિર્વચનીય ગૌરવશ્રી આગળ કોણ યાદ કરે?

આવી પ્રસન્ન કુદરતને ખોળે જાણે સૂર્યના પ્રકાશમાં કલ્લોલ કરતાં પતંગિયાની જેમ મારું હૈયું થનગની રહ્યું. મારા મુખમાંથી સહજ રીતે ગાનની હલક પહેલાં ધીરે–અસ્પષ્ટ સ્વરે ને પછી વધુ સ્પષ્ટતાથી વહેવા લાગી. હું ગણુગણુવા લાગી.

હું તો ધરતીને ખોળલે આવી  
આ ભોમ મને ભાવી—  
કે ભોમ મોરી અમ્મર તપો!

ધ્રુવચરણને ઉથલાવી ઉથલાવી હું ગાવા લાગી—

અમ્મર તપો કે અમ્મર તપો—  
આ ભોમ મોરી અમ્મર તપો!

અમ્મર તપોની એ ધૂન સાથે મારી એ જન્મભૂમિ મારું વહાલું વતન મારા મન સમક્ષ તેના એક અતિ મધુર ચિત્રમાં ખડું થયું. અમારાં નાનાં નાનાં ઘરો–અરે અમારાં એ ઝૂંપડાં, અમારું અકિંચન જીવન એ બધું પણ જાણે એક મધુર સંવાદમાં ભળી સુરેખ પ્રસન્નતા ધારણ કરી રહ્યું. એ ભોમના લોકો—તેમના ઉરની સરળતા, કોમળતા એ બધાં અનુકૂળ પવન લહરીએ ઊઘડતી કળીની

( જુઓ પાનું ૭૧ )

# ઉપર મૃત્યુ, નીચે મોત

લેખકઃ શ્રી. અહન્ત ધનરાજપુરી
અનુ. જયેન્દ્ર ગિ. ત્રિવેદી

[ ગતાંકથી ચાલુ ]

રાત આખી તંબુમાં પડયા રહ્યા. સવારે સૂરજ ઉગ્યો તે પહેલાં જ એમાં જ અમે પાડા જોવા નીકળ્યા. જતી વખતે અમે પૂરી સાવધાની રાખી. થોડેક દૂર એક આદમી; એની પાછળ બે માણસ અને સૌથી પાછળ એક આદમી! બધાયના હાથમાં ભરેલી બંદૂકો! સેફટી ચડાવેલી એટલે ઘોડો દબાવવાની જ વાર! એક પળમાં જ ધાંય! ધાંય! આમ વરસાવવા માટે અમે બરાબર તૈયાર હતા. જરાક ભયનો વહેમ આવ્યો કે બંદૂક છોડી જ છે!

સૌથી પહેલાં અમે નાળાને કાંઠે ગયા. પાડો બિચારો બાંધેલી હાલમાં ચુપચાપ ઊભો હતો. અમારા પહોંચતાં વેંત અમારી તરફ ભોળી આંખોએ તાકવા લાગ્યો!

મારા મોંમાંથી શબ્દો બહાર પડયા. "કોઈ વાઘે જોયો નથી લાગતો.' ત્યાં તો સામે જ વાઘના પંજાની છાપ જોઈ મારાં ભવાં સંકોચાઈ ગયાં. છાપ જરા અસ્પષ્ટ તો હતી પણ તાજી હતી અને પાડાની ચારે બાજુએ હતી. અમે ફરી ફરીને નિશાન તપાસ્યાં. બરાબર પગલાં જોયાં. વાઘની આ રમત જોઈને અમે એક બીજા સામે તાકી રહ્યા!

વાઘ ત્યાં આવી ગયો હતો એમાં શંકા નહોતી. પાડાની ચારે તરફ ફર્યો, ઠીક ઠીક સમય ઊભો રહ્યો, તપાસ કરી એકે એક ચીજને ખૂબ સારી રીતે તપાસી જોઈ પણ પાડા પર હુમલો ન કર્યો. પગમાંનું દોરડું કે એવું કંઈ જોઇને ભડકી ગયો હશે. નામદાર પાકા અનુભવી લાગે છે! કયારેક આવી જાળમાંથી મહામુસ્કેલીએ છટકયા જણાય છે! માટે જ અત્યારે ફુંકી ફુંકીને છાશ પીએ છે! થોડી વાર સુધી તો વાઘ-શાસ્ત્ર પર શાસ્ત્રાર્થ કર્યો.

એક પક્ષનો એવો મત હતો કે દિવસ દરમ્યાન પણ પાડાને ત્યાં જ રહેવા દેવો. જો આસપાસ કયાંયે વાઘ હશે તો આખી રાત અને દિવસ દરમ્યાન પણ પાડાની બુમો સાંભળીને એને સાવ રખડુ ભટકેલ માનશે. માનશે કે વાડામાંથી દોરડું તોડાવીને નાઠો હશે અને દોરડું અહીં કયાંક ભરાઈ ગયું હશે. બીજા પક્ષનું માનવું એમ હતું કે દિવસે પણ એની એની બુમો સાંભળીને વાઘ વધુ ભડકશે. વિચારશે કે આ તો પોતાને ફસાવવાની જ ચાલ છે. નહીં તો દિવસે પણ એને રખવાળ શા માટે એને શોધી નથી શકતો? જો ફક્ત રાત્રે જુએ તો માને કે દોરડું તોડીને પાછો છટકયો લાગે છે! ખૂબ ચર્ચા પછી અમે પાડાને ખસેડવો નહીં એમ નક્કી કર્યું. ત્યાંજ એના માટે ઘાસપાણીની વ્યવસ્થા કરી.

બીજી જગ્યાઓના બન્ને પાડા પણ સહીસલામત હતા. એમને ખસેડવાની તો જરૂર જ નહોતી. હા, પાયખાના પાસે બાંધેલો પાડો ત્યાંથી ખસેડીને બીજી જગ્યાએ બાંધ્યો. એ જગ્યાએ વાઘના આવવાનો સંભવ હતો. આ બન્ને પાડાઓ માટે પણ ઘાસ-પાણીની વ્યવસ્થા કરી.

આખો દિવસ નકામો ગયો. તંબુમાં બેસી કલમ તોડતો રહ્યો. રામ રામ કરતાં રાત પણ વીતી ગઈ. વહેલી સવારે, ફરી અમે હળવે હળવે પાડા જોવા નીકળી પડયા. હજી પૂરી સવાર નહોતી પડી. અમે નાળાવાળા પાડા તરફ જરા ઉતાવળે જવા લાગ્યા. નાળા પાસે પહોંચીએ તે પહેલાં એક રીંછ ભાગતું દેખાયું. આટલી વહેલી સવારે એને ભાગવાની શી જરૂર પડી? અમારા પગલાંનો અવાજ તેણે સાંભળ્યો નથી તેમ અમને જોયા પણ નથી. રાતભર પેટપૂજા કર્યા પછી ભાઈ પાછા ફર્યા લાગે છે! પણ એ તો ઠીક, એ ઉતાવળે ભાગ્યું કેમ? જરા આરામથી, શ્રદ્ધાપૂર્વક, પોતાની સ્વાભાવિક મસ્ત ચાલે જવામાં એને શું વાંધો આવ્યો? હજી તો જંગલમાં પ્રાતઃકાળ પહેલાં અંધારું છે. કુતૂહલ તો થયું પણ એ શમાવવાનો કોઈ ઉપાય નહોતો.

નાળા પાસે પહોંચતાં જ હું આનંદથી નાચી ઉઠયો. પાડો મરેલો પડયો હતો. એની લાશ, ખુંટાથી લગભગ દસ ગજ આઘે પડી હતી. જરૂર વાઘે એને





મજબૂતો ધક્કો માર્યો હતો. ઊંડો ખોડેલો ખૂટો ઉખડી ગયો હતો એટલું જ નહીં પણ દોરડું પણ તૂટવા જેવું થઇ ગયું હતું. પાછળનું થેડું ક ચામડું ચુંથાયું હતુ: ગરદનની ધોરી નસ કાપી નાંખી હતી. ગરદનથી જ લોહી ચુસ્યું હોય એમ લાગતું હતું. જમીન પર લોહીનું ટીંપુએ પડવા નહોતું દીધું. બે ત્રણ જગ્યાએ લોહીના થોડા થોડા ડઘા હતા પણ એ તો પાછળના ઘામાંથી પડયા હોય એમ લાગતું હતું. કંઠ ફાડીને વાઘે ગટગટ લોહી પીધું હતું અને બીજા દિવસ માટે લાશ મૂકી હતી. લોહીની તાજગી પરથી સ્પષ્ટ હતું કે પાછલી રાતે પાડાને મારવામાં આવ્યો છે. લાશ પર થોડીઘણી માટી અને ઘાસ લાકડાં જોઇ મને હસવું આવ્યું. લાશ પર માટી–ઘાસ નાખીને વાઘે માંસ–ભક્ષક વન્ય–પશુઓને જાણે ચેતવણી આપી દીધી કે લાશની માલિકી પોતાની છે. ભલા સુરક્ષાનું આવડું મોટું સાધન અને જયઘોષના આવા મોટા અવાજ પછી કયા જાનવરોમાં એટલી બધી હિંમત હોય કે લાશની પાસે પણ ફટકે! લાગતું હતું કે, ઉદરપૂર્તિ પછી, પાછાં ફરતી વખતે રસ્તામાં આવી ભયંકર ખૂનખરાબી જોઇને બિચારા રીંછની તબીયત જરાક બગડી ગઈ હતી! ડરપોક જાનવર, ભયનો આભાસ જોતાં જ બમણી ગતિએ ભાગવા માંડયું. બીજા બન્ને પાડા કુશળ હતાં. એને અમે તંબુ પર લેતા આવ્યા. હવે બીજી જગ્યાએ પાડા બાંધવાનો કંઇ જ અર્થ ન હતો.

કઇ જાતના વાઘે પાડાને માર્યો છે એ જાણવા માટે અમે કોશીષ કરી. વાઘના પંજાની ક્યાંયે એવી સ્પષ્ટ છાપ નહોતી કે જેની લંબાઇ–ટુંકાઇ જોઈને વાઘની જાત નક્કી થઇ શકે. છતાંયે ક્યાંક ક્યાંક પડેલી જાડી આંગળીઓની છાપ પરથી અને પહોળા પંજાની કોઈક કોઇક છાપ જોઇને અમે શેલા (Royal Tiger) નું અનુમાન કર્યું. વળી ચિત્તા ના (Leopord) ધક્કાથી આટલો ઊંડો ખોદેલો ખૂંટો ઉખડી શકે એ પણ સંભવિત નહોતું. અંતે ખૂબ ચર્ચા પછી અમે શેલ નું જ અનુમાન સાચું માન્યું. અહા! જો શેલાએ જ પાડો માર્યો હોય ને અમારી ગોળી એને બરાબર ચોંટી દે તો! તો તો પછી પૂછવું જ શું? શેલાની લાશ તો ગાડાગાં સમાશે ય નહીં!

ત્રીજા પહોરે જ માંચડો બાંધી દીધો. માંચડા પર બેસવાની સારી જગ્યા બનાવીને ચારે બાજુ મોટાં પાંદડાંવાળી ડાળીઓ ખોસી બાંધીને પડદા બનાવી દીધાં. જરાક આસન બદલવાથી ચરચરાહટનો અવાજ ન થાય એની કાળજી રાખી. બહેરીના ઝાડ પર માંચડો બાંધ્યો હતો. એના પર ચડેલી 'મહુલ'ની વેલે એની ચારે તરફ વીંટળાઇને એને વધુ સુંદર બનાવ્યું હતું. ડાળીઓ પણ સઘન હતી. બધું બરાબર ગોઠવાઇ ગયું. હવે ફક્ત અંધારા પહેલાં માંચડા પર ગોઠવાઇ જવાનું બાકી હતું. લાશની જરા પણ છેડછાડ ન થઇ જાય એનો અમે બહુ ખ્યાલ રાખ્યો હતો. જો લાશ જરા પણ આમ તેમ હલી ગઈ હોય તો વાઘ ભડકી જાય.

## (૩)

માંચડા પર પહોંચવામાં થોડું મોડું થયું. એમ તો હું બપોરે પણ નહીં જેવું જ જમ્યો હતો. ત્રણ વાગ્યા પહેલા શૌચ વગેરેથી પણ પરવારી ગયો હતો. બપોર પછી નાસ્તો નહોતો કરવો ને રાત્રે જમવું યે નહોતું. પરંતુ કોણ જાણે કેમ ચાર વાગે ચાલતી વખતે ફરી શૌચ જવું પડયું. મનમાં તો પહેલાં ખીજ ચઢી પણ પછી થયું કે માચડા પર બેઠા પહેલાં જ પતી ગયું તે બહુ સારું થયું.

માચડા પાસે પહોંચતાં અંધારૂં થઇ ગયું. બરાબર આવે વખતે જ વાઘ લાશ પર આવે છે. કેટલાક તો સાંજે જ આવી જાય છે. મોટા ભાગના અંધારૂં થતાં આવે છે. મોડી રાત્રે આવનારા તો જવલ્લે જ નીકળે. ક્યારેક ક્યારેક પહેલી રાત જવા દઈને બીજી રાત્રે લાશ ખાવા આવનારા વાઘ પણ મળે છે.

હું ઝટપટ માચડા નીચે હાથીને ઊભો રાખીને કુદકો મારીને માચડા પર ચડી ગયો. સંકેત–સીટી

વગાડું ત્યારે આવવાનું કહી મેં બધાને તંબુ તરફ વિદાય કર્યા.

માચડા પર બેઠા બેઠા વાઘની પ્રતીક્ષા કરવી એ ખુબ કષ્ટસાધ્ય કામ છે. સંસારની અત્યન્ત દુઃખદ પ્રતીક્ષાઓમાં આની ગણના કરી શકાય. પણ કષ્ટ વગર સુંદર ફળ ક્યાં મળે છે? યોગીઓની નિરંતર તપસાધનાને જુઓ! પ્રેમીઓની મટકું યે માર્યા વગરની પ્રતિમા જુઓ! મનીષિઓનું એકાગ્ર ચિંતન જુઓ! કેટલું કષ્ટ સહન કરવું પડે છે? પણ એમને જ મધુર ફળની પ્રાપ્તિ થાય છે અને ત્યારે બધું દુઃખ ભૂલી જાય છે. આનંદ આનંદ થઇ જાય છે,

શરૂઆતની રાત અંધારી હતી. જંગલોમાં તો સામાન્ય રીતે હવા શાંત જ રહે છે. જ્યારે ખૂબ જોરથી પવન ફુંકાય ત્યારે જંગલોમાં થોડી ઘણી અસર દેખાય છે. આજ તો હવા બિલકુલ શાંત હતી અને એ સારૂં હતું. નહીં તો આ શીયાળાની રાતે એ હેરાન કરત અંધારી રાતે ચુપચુપ માંચડા પર બેઠોબેઠો એકલો એકલો વાઘની રાહ જોતો હતો. હલવા ચલવાનું ઇષ્ટ ન હોતું તેમ એમ કરવાની હિંમત પણ નહોતી. વાતચીત તો શું પણ કોઈ પણ જાતનો સહેજ અવાજ પણ જ્યાં ભયજનક હોય ત્યાં કોઇ સાથી હોય તો યે ન હોવા બરાબર જ ગણવાનું. જાડા ઊનના ખમીસ પર ધાબળો લપેટીને ઊનના મોજાં અને ગલપટ્ટો પહેરીને, મૂર્તિ જેવો થઇને હું બેઠો હતો. કંટાળો તો આવે જ ને? કોઈ પણ પ્રકારનો અવાજ સાંભળવા કાન માંડીને અને અંધારામાં કંઇ જોઇ શકાય એ માટે આંખો ફાડીને હું બેઠો હતો.

એકવાર માચડા પર વાઘની બહુ જ રાહ જોવી પડી હતી. બનતાં સુધી ભાદરવો મહીનો હતો, રાહ જોવામાં જ આખી રાત પસાર થઇ ગઇ. બહુ કંટાળો આવ્યો પણ ભૂલથી ખમીસના ખીસ્સામાં કાગળ-પેન્સીલ રહી ગયા હતાં. એ દિવસે માચડા પર અમે બે હતાં, હું અને મારા ખાસ મિત્ર સંસ્કૃત-કોલેજ બકુલહરના પ્રિન્સીપાલ વ્યાકરણ-સાહિત્યાચાર્ય શ્રી. પં. મધુસુદન પ્રસાદ મિશ્ર. તેમને વાઘનો શિકાર જોવો હતો અને મેં તેમને માંચડા પર સાથે લીધા હતા. એવી ભીષણ પ્રતીક્ષા મેં ક્યારે ય કરી નથી. અંતે કંટાળીને અંધારામાં જ કાગળ પર કલમ દસડવા માંડ્યો હતો. એ રાત્રે વાઘ તો ન મળ્યો પણ કવિતા તો મળી હતી. આજ આ અંધારી રાતે માચડા પર બેઠો બેઠો 'સરસ્વતી'ના કોઇ પાછલા અંકમાં છપાયેલી મારી એ કવિતાની પંક્તિઓ યાદ કરવા માંડ્યો. મારો સૌથી મોટો દોષ એ છે કે મને મારી બનાવેલી કવિતા યાદ નથી રહેતી. વારંવાર યાદશક્તિને કસી પણ નિષ્ફળ ગયો. ખૂબ પ્રયત્ન પછી એક બે પંક્તિ યાદ આવી:–

'રજની થી સ્તબ્ધ અંધેરી!
મરુત આતા જાતા!
કિતના સુંદર થા મેરા–
ડાંડી પર રાત બિતાના!

મનમાં ને મનમાં આ પંક્તિઓ ગણગણવા લાગ્યો. પણ એક કડી ક્યાં સુધી ચાલે? ફરી સ્મૃતિને જાગૃત કરવાનો પ્રયત્ન શરૂ કર્યો બહુ વારે બીજી લીટીઓ યાદ આવી. ખૂબ પ્રસન્ન થઇને મનમાં ને મનમાં ગણગણવા લાગ્યો–

'આનન લખને કો મેરા
જબ, તબ, ઇઠલા ઇઠલા કર!
ચુલબુલી પ્રકૃતિ આતી થી
જુગનૂ કે દીપ જલા કર!'

હજી હું મારી પોતાની કવિતામાં જ મસ્ત થઇને બન્ને કડીઓ ગણગણ્યા કરતો હતો ત્યાં હવાનું એક નાનું એવું ઝાપટું આવ્યું અને મારા નાકમાં અત્યંત તીવ્ર દુર્ગંધ ભરતું ગયું! વાઘના શરીરની જ દુર્ગન્ધ હતી એમાં શંકા નહોતી. ખૂબ શાંત પવનમાં પણ, વાઘના શરીરની દુર્ગન્ધ ખૂબ જ તીવ્ર હોવાથી ફેલાઇ જાય છે અને વાઘ આસપાસ છે એની ખબર પડે તો શું વાઘ લાશ પર આવી ગયો? એટલો બધો હું બેવકૂફ છું! મને અહીં કવિતા સૂઝે છે અને વાઘ કોણ જાણે ક્યારે ય 'લાશ' પર આવી ગયો





છે ! બદમાશ એટલી ચાલાકીથી આવ્યો કે જ રા યે પ ગ ર વ ન થ યો ! એ વો લુચ્ચો અને આંખમાં ધુળ નાખી જનારો એ હોય છે ! પણ હવે ગુસ્સો કરવો નકામો હતો. મૂળ વાત તો વાઘને જોઈને ફાયર કરવાની હતી.

મેં વાઘને જોવા માટે અથક-ચેષ્ટા શરૂ કરી દીધી. અંધારું ઘણું હતું. અંધારી રાતનું અંધારું ! વૃક્ષોની છાયાનું અંધારું ! છતાંયે અમે તેવા અંધારામાયે આંખો મીંચવાથી કંઇ નહીં ને કંઇ તો જરૂર દેખાવા માંડે છે. મેં બધી જગ્યાએ આંખ ફેરવી. લાશ પર જોયું ! લાશની આસપાસ જોયું. આમ તેમ બધે નજર દોડાવી. જ્યાં સુધી નજર પહોંચતી હતી ત્યાં સુધી જોયું. પણ વાઘના દર્શન થયા નહિ. ક્યાં યે એનો પગરવ નહિ. આભાસ જેવું યે નહિ ! એકાદ વૃક્ષની પાછળ તો બિરાદર નથી છૂપાણા ને ?

તરત ધ્યાન લાશની દિશા તરફ ગયું. જે વૃક્ષ પર માચડો હતો તેની ઉત્તર દિશામાં લાશ હતી. એક જ દિવસમાં-અને તે પણ શિયાળાના દિવસમાં-લાશ સડી જાય તે અસંભવિત હતું. છતાં યે લાશ જ સડતી હોય તો પણ એની દુર્ગંધ અને તો આવે જ નહીં. એક તો હવા શાંત હતી અને એ ઉપરાંત હવા પૂર્વ-પશ્ચિમની હતી. એટલે એની બદબૂ મારી સુધી ક્યાંથી આવે ? હવા કઇ બાજુની છે એનો ફરી મેં વિચાર કર્યો. શરૂઆતમાં તો કંઇ ખબર ન પડી. જંગલમાં, અંધારામાં, અત્યંત ગંદ હવાની દિશાની શી રીતે ખબર પડે ? ખૂબ મહેનત પછી માંડમાંડ હવાની દિશાનો ખ્યાલ આવ્યો. પૂર્વનો પવન હતો. અને દુર્ગન્ધ પણ પૂર્વમાંથી આવતી હતી.

તો શું વાઘ પૂર્વ દિશા તરફ કોઇ ઝાડની પાછળ લપાઇને ઊભો છે ? ઓહો ! ત્યારે તો નામદાર પૂરા ચાલાક લાગે છે. લાશ પર આવ્યા પહેલાં દૂરથી જ છુપાઇને પરિસ્થિતિનું અવલોકન કરે છે. જો ભય જેવું કંઇ ન હોય તો લાશ તો ક્યાં ભાગી જવાની છે ? હમણાં નહીં તો એકાદ કલાક પછી ? અને જો જરા પણ ભય જેવું લાગે તો ત્યાંથી જ પાછા વળી જવામાં ડહાપણ છે !

રહી રહીને દુર્ગન્ધપૂર્ણ હવાનો પ્રવાહ આવી ચડતો અને નાક બંધ કરી દેવું પડે એવી સ્થિતિ થતી. વાઘના શિકારમાં છીંકવા કે ઉધરસ ખાવા જેવી બીજી એકેય આફત નથી. જરાક છીંક આવી કે સાંભળતાં જ વાઘ મહાશય પલાયન ! છીંક રોકવામાં અને બદબૂ સહન કરવામાં મને બહુ જ મુશ્કેલી પડવા માંડી. કોણ જાણે અભાગીયો ક્યાં સુધી બેઠો બેઠો આમ વિહંગાવલોકન કરતો રહેશે ? લાશ પર જલ્દી આવી જાય તો નિરાંત તો થાય !

અચાનક ઉત્તર તરફ પત્થર ગબડવાનો અવાજ આવતાં જ હું ચમક્યો. શું ઉત્તર તરફથી પણ બીજો વાઘ આવે છે ? કે પછી હરણ વિગેરે કોઇ બીજા જાનવરની ઠોકર વાગવાથી પત્થર ગબડી ગયો છે ! કોઈ વાઘ બીજા વાઘની કમાણી પર હાથ મારવા નથી આવતો. એમ તો વાઘ કટ્ટર માર્કસવાદી હોય છે ! બીજાની કમાણીમાં ભાગ પડાવવા કોઈ જતું નથી તેમ પોતાની કમાણીમાં કોઇને ભાગ પડાવવા દેતું નથી. ઉત્પાદન અને વિતરણમાં પણ પૂરો સમાજવાદ ! જરૂરથી વધારે પેદા જ કરતા નથી એટલે સમાજમાં વહેંચણીનો સવાલ ઉભો જ થતો નથી. કમાયા અને ખાધું ! જરા વધારે પડતી કમાણી થઈ ગઇ, કોઈ વિશાળ-કાય જાનવર હાથ આવી ગયું તો ત્રણ દિવસ સુધી પેટ ભરી ભરીને મિજબાની ઉડાવે, પછી તો પેટ છે, પગો છે ! જંગલ છે, જાનવર છે ! મૂડીવાદનું નામ નિશાન નહીં ! માર્કસના ખરા અનુયાયી તો તેઓ છે ! આવતી કાલ માટે મૂડી શું કામ ભેગી કરે ? પ્રકૃતિએ અનેક જગ્યાએ સગવડ રાખી છે. પોતાના બાહુબળ પર વિશ્વાસ રાખીને ઉદ્યોગ કરવો છે અને પેટ ભરીને ખાવું છે !

કોઇ હરણ જ હશે. પગની ઠેસથી પત્થર ગબડી ગયો હશે. લાશનો ભક્ષક અને રખેવાળ તો ક્યારનો યે અહીં બેઠો બેઠો છુપાઈને સિંહાવલોકન કરી રહ્યો છે. દુર્ગંધથી મારું તો નાક ફાટી જાય છે અને



છતાં કોઇ જાનવરની આવવાની હિંમત કેમ ચાલી હશે ? હા, આ રસ્તે થઇને બીજો વાઘ જતો હોય તો ઠીક છે. હું લાશ પર તાકીને જ બેઠો હતો. હવા વારંવાર પુર્વ તરફથી બદબુ ઉડાવી લાવતી, ત્યારે ત્યારે હું પણ પૂર્વ તરફ જરા નજર કરી લેતો હતો. ચંદ્ર કદાચ પુર્વ તરફ નીકળ્યો હતો. અંધારુ સહેજ સાજ આછું થયુ હતુ.

ત્યાં તો લાશની ઉત્તરે તડતડનો લાકડું ભાગ્યું હોય એવો અવાજ આવ્યો અને હું ચોંકી ઊઠયો. મારા જીવનમાં મેં કદી આવો તમાશો જોયો નથી ! એક વિશાળકાય શૈલા જે અંધારામાં પડછાયા જેવો જ લાગતો હતો, ધીરે ધીરે લાશ ઉપર આવતો હતો. જો મેં એની અંગારા જેવી આંખો ન જોઈ હોત તો મને આ ભ્રમ જ લાગત બહુ આશ્ચર્યજનક વાત હતી. હું તો થોડીવાર સુધી સ્તબ્ધ જ થઇ ગયો. જાદૂના ખેલ જેવુ આ શું છે તેજ સમજાયુ નહીં લાશ એક અને વાઘ બે ? એક તો કયારનો યે આસપાસ કયાંક છુપાયો છે અને બીજો આ લાશ પર ચાલ્યો આવે !

જરા જરા અજવાળું થતું આવતું હતું, વાઘ ચોકખો દેખાતો હતો. લાશ પાસે બેસીને ઠાઠમાઠ-પૂર્વક ભોજન કરવા લાગ્યો. ધીરે ધીરે તે ખાતો હતો. માંસના લોચા સાથે હાડકું પણ એના ઘંટી જેવા જડબામાં પીસાઇ જતું. એનો કટકટ અવાજ થતાં જ ચોંકીને ચારે બાજુ જોવા લાગતો, ફરી પાછો પોતાનો કાર્યક્રમ શરૂ કરી દેતો. મેં વધુ વાટ જોવાનું યોગ્ય ન ગણ્યું. પછી કદાચ વહેમ પડતાં તે ભાગે તો ! આવો મઝાનો લાગ પછી ન પણ મળે ! ફાયર કરી દેવામા જ મઝા હતી. બે નાળી રાયફલમાં કારતુસ ભરેલા જ હતા. ઘોડો ચડાવેલો જ હતો. રાઇફલનો કુંદો પણ છાતી સાથે લગાવી દીધો હતો. બધું તૈયાર હતું. નિશાન લઈને હું ફાયર કરવા માટે તૈયાર થઇ ગયો.

અકસ્માત ફરી હવાનુ એક મંદ ઝાપટું પહેલાં કરતાં પણ વધુ તીવ્ર દુર્ગન્ધ મારા નાકમાં ભરી ગયું. વાત શું છે આ ? ત્રીજા પહોરે માચડો બાંધતી વખતે હું પોતે ત્યાં હાજર હતો. આસપાસની તસુએ તસુ જમીન હું જોઈ વળ્યો હતો. દુર્ગન્ધ ફેલાય એવી કોઇ વસ્તુ ત્યાં નહોતી. બીજી સડી ગયેલી લાશની કલ્પના કરવી પણ વ્યર્થ હતી. સામે જે લાશ પડી છે તેમાંથી બદબુ છુટી જ ન શકે તો પછી વાઘ સિવાય બીજા કોના શરીરમાંથી આવી દુર્ગન્ધ છૂટે ? એક વાઘ તો બેઠો બેઠો નિરાંતે ખાય છે તો બીજો છુપાઇને શું કરે છે ? હવે એ કોની વાટ જુએ છે ? કાં તો તેણે રફુચક્કર થઈ જવું જોઇએ અને નહીં તો પછી પેલા વાઘ સાથે યુદ્ધ કરવું જોઈએ. વળી, આ વખતે દુર્ગન્ધ તીવ્ર હતી. ચોક્કસ, એ મારા માંચડાની વધુ નજીક આવ્યો હોવો જોઇએ. તો તો પછી એ કાં તો ભાગે છે અને કાં તો યુદ્ધ કરવા આવે છે. જો યુદ્ધ થાય તો કેવી મઝા ? વાઘનું મલ્લયુદ્ધ ! માનવ ચક્ષુઓ માટે સાવ દુર્લભ એ દૃશ્ય ! તો, પછી થોડી વાર વાટ જોવામાં જ મઝા છે !

વાઘ આવે છે કે ભાગે છે તે જોવા મેં કુતૂહલ-વશ થઇને મારી આંખો પૂર્વ તરફ ફેરવી. ચંદ્ર પણ થોડો ઉપર ચડયો હતો. જંગલમાં ચાંદની પણ ચળાઇ ચળાઇને આવવા માંડી હતી. જરાક આસન બદલવાથી મારી ગરદન જરા ઊંચી થઇ ગઈ હતી. પૂર્વ તરફ મારી આંખો ફેરવું ન ફેરવું ત્યાં તો જાણે મારા પર વજ્ર જ તુટી પડયું. વાઘ જમીન પર નહી-પણ ઝાડ પર હતો ! જે ડાળ પર મારો માચડો બાંધ્યો હતો તેની જરાક દક્ષિણે થઇને એક ડાળ પૂર્વ તરફ ફેલાઇ ગઇ હતી. એજ ડાળ પર મહુલાનની વેલ પણ વિંટાયેલ હતી. પાંદડાંઓના પડો પાછળ વાઘ લપાઇને બેસી ગયો હતો મારી અને એની વચ્ચે લગભગ બારથી તેર ગજનું અંતર હતું ? જો વાઘની ગરદન પરથી રેખા મારા તરફ દોરવામાં આવે તો મારા માથા ઉપર દોઢ હાથ જેટલે ઉંચે થઇને નીકળી જાય. વાઘ મારો પડોશી એ હતો અને મારા નાનકડા માથાની ઉપર પણ હતો ?

મારી આંખો સામે લાલપીળાં દેખાવા લાગ્યાં ! મને થયું કે હું કદાચ બેભાન થઈ જઇશ ! મારા





શિકારી જીવનમાં મેં કોણ જાણે કેટલીયે આફતોને વધાવી લીધી છે, કોણ જાણે કેટલીયે વાર મોત સાથે આંખમિચામણાં કર્યાં છે, કોણ જાણે કેટલીયે વાર યમદૂતોની સાથે કુસ્તી લડવી પડી છે પણ આજના જેવી તો કોઈ વાર મારા પર વીતી નથી ! વાહરે વાઘનો શિકાર અને વાહરે શિકારી ! ઉપર મૃત્યુ, નીચે મોત ! માથા ઉપર વાઘ અને પગ નીચે ય વાઘ !

ધારું છું કે માચડા ઉપર આવવામાં મને થોડી વાર લાગી એથી જ આ અનર્થ થયો. મારા આવવા પહેલાં જ વાઘ ઝાડ પર ચડીને, ડાળ અને પાંદડાંઓમાં લપાઈ ગયો હતો. એને જોતાં વેંત મેં એની જાત ઓળખી લીધી. શરીર પર ચટાપટા નહોતા પણ ડાઘા હતા. તે શૈલા નહીં પણ ચિત્તુવા હતો ! બીજાની કમાણીમાંથી થોડું ઘણું ઉડાવી જનારો અને ઝાડ પર ગાડવામાં પાકો ઉસ્તાદ ? બદમાશ સાંજે ફરવા નીકળ્યો હશે એને લાશ પર નજર પડી હશે એટલે દાનત હશે. ઢાંકેલી, સંરક્ષાયેલી લાશ ઉડાવવાની તો હીંમત ન હોય એટલે ઝાડ પર ચડીને બેઠો. વિચાર્યું હશે કે જ્યારે શૈલા ખાઈ પીને ચાલ્યો જશે ત્યારે પોતે પણ નીચે ઉતરીને વધ્યું ઘટ્યું ખાઈને ઉપડી જશે ? પેટ ભરાય કે ન ભરાય થોડો ઘણો મીઠો નાસ્તો તો મળશે ! પણ એને ક્યાં ખબર હતી કે લાશ નહીં પણ જાળ છે ! આ જ વૃક્ષ પર એક માંચડો બંધાયેલ છે અને એની પર બેસીને એક બે પગનું જાનવર જાળમાં ફસાએલ શિકારને આ દુનિયામાંથી મુક્તિ આપવા તત્પર થઈને બેઠું છે ! એ બિચારો તો પોતાને સુરક્ષિત માનીને સમય વીતાવવાની રાહ જોતો બેઠો છે ! અને મનેય ક્યાં ખબર હતી હતી કે પગની નીચે વાઘ આવે કે ન આવે પણ મારા માથાં પર તો આવી ગયો છે ! જો એવી ખબર હોત તો દુરથી જ માંચડાને પ્રણામ કરીને ચાલ્યો ગયો નહોત !

ઉપરવાળા વાઘને મારા વિશે કંઈ ખબર છે કે કેમ એ વિચારવાનો કંઈ અર્થ નથી. જો તે મારા આવ્યા પછી આવીને ઝાડ પર ચડ્યો હોત તો કંઈ અવાજ તો જરૂર થયો હોત ! પાંદડાંની ખરખરાહટ તો થાય જ ને ! પણ આ જાતનો પગરવ મેં સાંભળ્યો જ નહિ. છતાંયે મને એક શંકા હતી. મને આવતાં વેંત દુર્ગન્ધીનો અનુભવ કેમ ન થયો ? પણ એ વખતે હવા તો સાવ શાન્ત હતી. એટલું ચોક્કસ છે કે મારા આવ્યા પહેલાં જ આ વાઘ મહાશય તો ડાળ પર ચઢી બેઠેલા છે હું એની સામે જ હાથી પર બેસીને આવ્યો. કુદકો મારીને માંચડા પર બેઠો, કલાકો સુધી રાહ જોઈ એ બધી વાતની એને ખબર છે.

એટલું ચોક્કસ હતુ કે નીચેવાળા વાઘને મારી કંઈ ખબર નથી. પણ એ નામદાર છે પુરા ઉસ્તાદ? એક રાત તો ફક્ત પરીક્ષા જ કરી ! બીજી રાત્રે પણ કલાકો સુધી તપાસ કરીને પછી જ શિકાર કર્યો. આજે લાશ પર પધાર્યા તે પણ ઘણી વારે, ચારે બાજુની પરિસ્થિતિ જોઈ કારવીને. ઉસ્તાદી તો કોઈ વાઘ પાસેથી શીખે !

પણ મારી પાસે આવી ફિલસુફી વિચારવાનો સમય ક્યાં હતો. ! મારો જાન જ જ્યાં જોખમમાં હતો. ! ઉપર વાઘ, નીચે વાઘ, વચ્ચે મુઠીભર હાડકાંનું નાનુ પૂતળુઃ પોતાના નાના એવા પ્રાણ માટે તરફડી રહ્યું હતું ! નીચેના વાઘનો તો મને જરાએ ભય નહોતો. એને માટે તો વધુમાં વધુ એમ કહી શકાય કે હાથમાં આવેલ એક મઝેદાર શિકાર ખોયો. એથી વધારે તો કંઈ નહીં ને ? ખરું ચેતવાનું તો છે ઊપરવાળા વાઘથી એક જ કુદકો જો મારે ને તો સીધો મારી ગરદન ઉપર ! હું કલ્પનાથી જ ધ્રૂજી ઊઠ્યો. બંદુક પરનો હાથ ઢીલો પડી ગયો મારી સામે વિકટ સમસ્યા હતી. શું કરૂ ને શું ન કરૂ ? શું રાત ભર આમને આમ ચુપચાપ બેઠો રહું ? હજુ સુધી ઉપર વાળા વાઘે હુમલો કર્યો નથી તો કદાચ આખી રાત ન પણ કરે ! એ કોઈપર હુમલો કરવા માટે તો વૃક્ષ પર ચડ્યો નથી. લાશની લાલચમાં બેઠો હશે. પછી મારા પર હુમલો કરવાનું શું કારણ સૂઝે ? પણ કોને ખબર છે અંધારાને લીધે જ એણે મારા તરફ હજુ સુધી હુમલો ન કર્યો હોય ? કોણ જાણે



ક્યારે માગ તરફ કુદી પડે ? આ બાજુયે કુદે અને પેલી બાજુયે કુદે ! લુચ્ચો ક્યાંક લાગ ન ગોતતો હોય!

ખેર ! એનો તો જે ઇરાદો હોય તે પણ બે વાઘની વચ્ચે બેસવું તે તો ચોવીસે કલાક ફાંસીની સજાની રાહ જોઇને બેસવા જેવું જ કષ્ટપ્રદ હતું. આવી પરિસ્થિતિનો અંત જેમ વહેલો આવે તેમ વધુ સારૂં. ક્યારેક ક્યારેક મૃત્યુ અને જીવન વચ્ચે બહુ થોડું અંતર રહે છે. એક પગ આગળ વધતાં જ પેલી બાજુ એક પગ પાછળ હટતાં જ આ બાજૂ ! બરાબર એવી જ સ્થિતિ મારી હતી. મોત મુઠીમાં લઇને પણ કંઇક કરવું જરૂરી હતું. માંચડાની ચારે બાજુ ડાળીઓની આડે હું જરા લપાયો, મારી બેઠકનો ખુણો ઉત્તર તરફથી સ્હેજ પૂર્વ તરફ કરતાં જરા અવાજ તો થયો પણ એ નગણ્ય હતો: કોઇનું એ બાજુ ધ્યાન ન ગયું, બહુ જ ધીરેથી મારા બંને પગ માંચડાની બાજુની ડાળીની બન્ને બાજુ લટકાવી દીધા. મારૂ આ ખસવું ભયંકર જોખમથી ભરેલું હતું. જરા પાછળ ખસીને રાયફલ સંભાળી ! ફક્ત આ નિશાન પર જ મારા જીવનનું આખુ ભવિષ્ય અવલંબતું હતું. હૃદયના ધબકારા વધી ગયા, આવી સ્થિતિમાં ફાયર કરવાથી તો મોતને નિમંત્રણ આપવા જેવું જ થતું હતું. થોડીવાર રાહ જોઇને મેં હૃદયના ધબકારા ઓછા થવા દીધા. જરાક દીલ મજબુત થયું. ધબકારા જરા શાંત પડયા કે મેં બે નાળી રાયફલનો ઘોડો દબાવ્યો. જંગલની શાંતિને વીંધતો અવાજ થયો—ધાંય !

જે રીતે ઉંચા ઝાડ પરથી ફણસ નીચે પડતાં 'ધમ્મ' અવાજ થાય તેજ રીતે વૃક્ષ પરથી વાઘ પડવાનો 'ધમ્મ' અવાજ થયો. જોખમ ચાલ્યું ગયું હતું. જરાયે અવાજ કર્યા વગર જેટલી ઝડપથી પૂર્વ તરફથી ઉત્તર તરફ ફરાય એટલી ઝડપથી હું ઉત્તર તરફ ફર્યો. વાઘ લાશ ઉપરથી કૂદીને આઘે જઇને ઉભો ! એક વખત એણે ધ્યાનપુર્વક દક્ષિણ તરફ જોયું અને પછી ઉત્તર તરફ મોં ફેરવીને ભાગવા તૈયાર થયો કે મેં રાઇફલની બીજી નળી ખલી કરી નાખી- ધંય ! બન્ને વઘ, બહુ ખરાબ રીતે ઘાયલ થઇને બન્ને દીશાઓમાં ભાગી ગયા. બીજીવાર ફાયર કરવાની તક ન મળી.

દસ–પંદર મિનિટ પછી મારા માણસોને બોલાવવા માટે મેં સંકેત–સીટી વગાડી. પરંતુ રાયફલના બબ્બે અવાજ સાંભળીને પહેલેથી જ તેઓ સાવધાન થઇ ગયા હતા, અને આ બાજુ નીકળી પણ ચુક્યા હતા. સંકેત–સીટી વાગતાં જ વાગતાં જ હાથીને લઇ માંચડા પાસે હાજર થઇ ગયા. રાત બહુ આરામથી વીતી–માચડા પર નહી, તંબુમાં. સવાર પડતાં જ અમે લાશો શોધવા નીકળી પડયા. બન્ને વાઘની જીવન–લીલાના બધા ખેલ સમાપ્ત થઇ ચુક્યા હતા. એમની વાઘની લાશો જંગલની ઝાડીમાં પડી હતી !



[સંપૂર્ણ]

## સમર્પણ

મેં તમારી યાદ અંતરમાં ધરી
ને પૂજા અર્થે રહ્યો પગલાં ભરી.
જ્યાં ગયો મંદિર–દ્વારે ત્યાં નવા–
તેજે, બધાં અંધાર ઉરના નાસતા.

તેજ દેખ્યું, હું ભૂલ્યો તુજ બંદગી
મેં જલાવી દીપ બદલે જિંદગી.

અ. મ. રા.

## બાપુની ઝાંખી

[ લે. કાકા કાલેલકર; નવજીવન પ્ર. મંદીર, અમદાવાદ; એક રૂપિયો. ]

बापुकी झांकियाँ નામે મૂળ હિંદુસ્તાનીમાં લખાયેલા પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. બેતાલીસની લડત વેળા સિવની જેલમાં ઠાકુર લક્ષ્મણસિંહને તેમની વિનંતીથી કાકાસાહેબે રોજનાં એક બેને હિસાબે લખાવેલાં ગાંધીજી સંબંધી પોતાનાં ૧૦૧ સંસ્મરણોનો એ સંગ્રહ છે. ' મને પોતાને આ ચોપડીથી સંતોષ નથી ' અને ' ગાંધીજીની વિભૂતિની પૂરેપૂરી ભવ્યતા આમાં પ્રતિબિંબિત થઈ નથી ' એમ કાકાસાહેબ કહે છે. તેમ છતાં, તેઓ જ કહે છે તેમ, ' બાપુનું સંપૂર્ણ ચિત્ર જાણવા માગનારને આ ઝાંખીમાંથી કંઇ ને કંઇને કંઈ ઉપયોગી સામગ્રી મળ્યા વગર નહીં રહે. ' ગાંધીજીના જીવનનાં અનેક પાસાનું તથા તેમના ભવ્યોદાત્ત વ્યક્તિત્વનું કેટલીક બાજુથી આમાં થતું દર્શન આ પુસ્તકના વાચનને ફલદાયી બનાવશે. ગાંધીજીના ચરિત્રકારને આમાંની ઘણી સામગ્રી ઉપયોગી થવાની. મહાપુરૂષો તેમના જીવનના નાની નાની બાબતોમાં પણ કેટલા મહાન હોય છે એ બતાવતાં આ સંસ્મરણો ભાવનાશાળી વાચકોને થોડી આત્મસુધારણા તરફ પણ વાળશે

## ગાંધીજી સાથે ગોળમેજીમાં

[ લે. ઘનશ્યામદાસ બિરલા; પ્ર નવજીવન પ્ર. મંદીર; એક રૂપિયો. ]

ઈ.સ. ૧૯૩૧માં ગાંધીજી સાથે વેપારી મંડળના પ્રતિનિધિ તરીકે બીજી ગોળમેજી પરિષદમાં પોતે વિલાયત ગયેલા તે વખતે હિંદુસ્તાનીમાં શ્રી. ઘનશ્યામદાસ બિરલાએ રાખેલી તેની ડાયરીના એક દાયકા પૂર્વે પ્રગટ થએલા લઘુ-પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ પણ ઉપરના પુસ્તકની માફક ગાંધીજી વિશે કેટલીક વ્યક્તિત્વદ્યોતક સામગ્રી રજૂ કરે છે. ગાંધીજી અને બિરલા વિલાયત જવા ઉપડયા તે દીવસ એટલે તા. ૨૯–૮–'૩૧ થી તા. ૪–૧૨–'૩૧ના ગાળા સુધીની આ ડાયરીમાં ગાંધીજીના સ્ટીમર પરના તેમજ વિલાયત નિવાસ વખતના જીવન તથા તેમણે ત્યાં કોંગ્રેસનું દષ્ટિબિંદુ સમજાવવા તથા તેની માગણીઓ સ્વીકારવા અનેક હિંદી નેતાઓને તથા અંગ્રેજ નેતાઓને મળી કરેલા અવિશ્રાન્ત શ્રમ વિશે જીવન્ત શૈલીમાં લખાયેલી પ્રમાણભુત માહિતી વાંચનારને મળશે. ગોળમેજીના રાજકારણના બધા આંતરપ્રવાહો વિશે પણ પુસ્તક એટલી જ માહિતી પુરી પાડે છે.

## મહાદેવભાઈની ડાયરી–પુસ્તક : ત્રીજું :

[ સં. નરહરિ પરીખ; નવજીવન પ્ર મંદિર; મૂલ્ય, પાંચ રૂપિયા. ]

મહાદેવભાઇની ડાયરીના અગાઉ પ્રગટ થયેલા બીજા ભાગના અનુસંધાનમાં આગળ ચાલતું આ આ પુસ્તક તા. ૨–૧–'૩૩થી તા. ૨૦–૮–'૩૩, જે દિવસે મહાદેવભાઇ ગાંધીજીથી જુદા પડયા ત્યાં સુધીની ડાયરી રજૂ કરે છે. આ પુસ્તક સાથે ગાંધીજીનું યરવડાનું જેલજીવન પૂરું થાય છે. આ પુસ્તકનો મોટોભાગ આત્મશુદ્ધિ અર્થે ગાંધીજીએ કરેલા એકવીસ દિવસના ઉપવાસ તથા હરિજન કાર્યની છૂટ માટે તેમણે કરેલા ઉપવાસના તથા તેના વાતાવરણના નિરૂપણમાં રોકાયેલો છે. ઉપવાસ વેળાની સ્વજનો, સ્નેહીઓ, સાથીઓ અને પ્રશંસકોની ગાંધીજી પ્રત્યેની ભક્તિ તથા ઉપવાસ વિષેની તેમની તથા ગાંધીજીની જુદી જુદી દષ્ટિઓનું વર્ણન સ્વભાવિક રીતે એમાં આવે જ. સાથીઓ, સ્વજનો, પરદેશી પ્રસંશકો અને જિજ્ઞાસુઓને ગાંધીજીએ લખેલા પત્રો, અનેકો સાથે થયેલી તેમની મુલાકાતો અને ઘણા સાથે તેમને થયેલી ચર્ચાઓ પણ આ ડાયરીમાં વિસ્તારથી નોંધાયેલ છે. ગાંધીજીનો ઉત્કટ હરિજનપ્રેમ, અસ્પૃશ્યતા નિવારણ માટે તેમની સતત ચાલુ રહેલી દેખાતી ફીકર અને પ્રવૃત્તિ, એમનું અખંડ જાગૃત આત્મા-નિરીક્ષણ, એમની બુદ્ધિની સતેજતા, એમનું વિરલ મનોબળ, એમની સાથીઓ પ્રત્યેની વફાદારી, એમની તીવ્ર સ્વમાનવૃત્તિ--આ સર્વનું આ ડાયરીમાં અચ્છું દર્શન થાય છે. તેથી ઓછા પ્રમાણમાં સરદાર વલ્લભ-




ભાઈ અને ડાયરીલેખક મહાદેવભાઈના વ્યક્તિત્વનું પણ દર્શન એમાં મળે છે. ગાંધીજીના ઉદ્‌ગારોના અને આચરણના ભક્તિવૃત્તિના નિરૂપક અને ભાષ્યકાર મહાદેવભાઈ એકવાર તેમના મૃદુ ટીકાકાર અને તેમને ઉપવાસ વહેલા છોડવામાંથી અટકાવનાર કેમ બન્યા હતા તે પણ આ ડાયરીમાંથી જાણવા મળે છે. આદર્શ ડાયરીલેખક તો તેઓ જ છે એ હવે આ ત્રીજા ભાગ વખતે કહેવાની જરૂર રહી નથી. આ ડાયરીમાંથી રાજાજી સાથેની ગાંધીજીની હિન્દુધર્મ અને તેમાં કરવા જોઈતા સુધારા સબંધી ચર્ચા તથા જ્ઞાતી અને વર્ણ વિષેના ગાંધીજીના વિચારો ખાસ વાંચવા યોગ્ય છે. વચગાળાની જેલમુક્તિ પછી ગાંધીજીએ કરેલું સાબરમતી સત્યાગ્રહાશ્રમનું વિસર્જન તથા જેલમાં બેઠાં બેઠાં એમણે સુધારવા હાથ ધરેલો યુરોપીઅન રમણીનો કેસ—આ બે ગાંધીજીની મહાનતા અને સાધુતા બતાવનાર બાબતોનું નિરૂપણ પણ વાંચનારને આકર્ષશે.

ડાયરી સાથે સંપાદકે જોડેલાં ગાંધીજીનાં નિવેદનો અને લેખો, મહાદેવભાઈના લેખો તથા ગાંધીજી અને સરકાર વચ્ચેના પત્રવ્યવહારનાં પાંચ પરિશિષ્ટો 'આત્માની કળાના તેજથી ઝળહળતા બાપુના જીવનના એક ભવ્ય પ્રકરણની' દસ્તાવેજી મૂલ્યની માહિતી રજૂ કરતાં હોઈ ઘણાં ઉપયોગી છે.

આગળ અવલોકેલાં બે પુસ્તકોની આફક આ ડાયરી પણ ગાંધીજીના ભાવિ ચરિત્રકારને ઘણી સોનામૂલની સામગ્રી સંપડાવશે.

## ગાંધીજીની સંક્ષિપ્ત આત્મકથા

[ સંક્ષેપકાર, મથુરદાસ ત્રીકમજી; પ્ર. નવજીવન પ્ર. મંદીર; એક રૂપિયો. ]

ગાંધીજીને બરાબર ઓળખવા અને સમજવામાં એમની 'આત્મકથા' જેટલો મદદગાર બીજો કોઈ ગ્રંથ થાય નહીં. ઉછળતી પ્રજાને ગાંધીજીના જીવન વિકાસનો અભ્યાસ કરવા પ્રેરે એવો તેનો સંક્ષેપ કર્યો હોય તો સારું એમ વિચારી ગાંધીજીના વત્સલ પ્રેમ અને વિશ્વાસનું પાત્ર બનવા ભાગ્યશાળી બનેલા એમના એક સ્વજન શ્રી. મથુરદાસ ત્રિકમજીએ ગાંધીજીના જ શબ્દોમાં 'આત્મકથા'નું આ દોહન કર્યું છે. તેમ કરવામાં બાપુના લખાણનો ક્રમ, ભાષા, ઈત્યાદી પ્રાયઃ મૂળમાં છે તે જ રાખ્યાં છે.' કેટલાંક પ્રકરણોમાં નામ બદલ્યાં છે અને ક્યાંક ક્યાંક ટુંકાવેલા ભાગ જોડવા માટે નવી ભાષા યોજી છે; એમ છતાં આ સંક્ષિપ્ત આત્મકથાનો ૯૯.૯૯થીયે વિશેષ ભાગ મૂળનું અવતરણ જ છે. એમ સંક્ષેપકાર જણાવે છે તે સાચું છે. શ્રી. મથુરદાસ સંક્ષેપ વિવેક અને દૃષ્ટિ વાપરી સારો કર્યો છે એમ કહેવું જોઈએ.

## રામનામ

[ લે. ગાંધીજી; પ્ર. નવજીવન પ્ર. મંદિર; દસ આના ]

રામનામના પ્રાર્થનામય જપનો મહિમા ગાનારાં ગાંધીજીનાં લખાણોનો આ સંગ્રહ છે. રાજકીય અને સામાજીક પ્રવૃત્તિઓને પોતાનો બધો વખત આપનાર ગાંધીજીનું પોત આપણા દેશે વખતોવખત પેદા કરેલા પ્રભુનિષ્ઠ સંતપુરુષોનું જ છે એ આ નાનું પુસ્તક બતાવી આપે છે. ગાંધીજીની રામનામ ઉપરની શ્રદ્ધા ઉત્તરોત્તર કેવી વધતી ગઈ હતી તે છેવટના વખતમાં તેઓ શારીરિક વ્યાધીઓને શમાવા કે નિવારવા માટે પણ રામનામનો ઉપયોગ સૂચવતા હતા તે પરથી જણાય છે. રામ એટલે રામાયણના નાયક દશરથપુત્ર રામ નહિ, પણ સચરાચરમાં વ્યાપ્ત ઘટ ઘટમાં રમી રહેલા પરમાત્મા છે, એ પોતાનાં સમજણ જે એકથી વધુ વાર ગાંધીજીએ આ પુસ્તકનાં પોતાનાં લખાણોમાં કે ભાષણોમાં રજૂ કરી છે, તેના પર વાંચકોનું લક્ષ જવું જોઈએ. પુસ્તક અનાસ્થાળુઓમાં ઈશ્વર માટે આસ્થા પ્રગટાવે અને આસ્તિકોની પ્રભુનિષ્ઠાને દૃઢ કરે એવું છે.

## આશ્રમની બહેનોને

[ સં. કાકા કાલેલકર; પ્ર. નવજીવન પ્ર. મંદિર; એક રૂપિયો ]

ગાંધીજીના અક્ષરદેહનો એક મોટો ભાગ





તેઓશ્રીના પત્રો છે... એમના જીવનચરિતની દૃષ્ટિએ પણ, આ એક મોટું સંદર્ભ–સાહિત્ય ગણાય : આમ વિચારી નવજીવન પ્રકાશન મંદિરે ગાંધીજીનું પત્ર સાહિત્ય પ્રગટ કરવાનો જે આવકારપાત્ર સંકલ્પ કર્યો છે. બહેનો પરના ગાંધીજીના સંખ્યાબંધ પત્રોમાંથી તા. ૬–૧૨–'૨૬ થી ૩૦–૧૨–'૨૯ સુધીમાં લખાયેલા ૮૭ પત્રો આમાં ગ્રંથસ્થ થયા છે. પાછળ ૧૯૨૬ની સાલ દરમિયાન ગાંધીજીએ બહેનો આગળ તેમને માટે અલાયદી યોજેલી પ્રાર્થના વખતે કરેલાં પ્રવચનોની મણિબેન પટેલે રાખેલી નોંધ પણ છાપવામાં આવી છે. પત્રો દ્વારા આશ્રમવાસી સ્ત્રીસમાજને એક રીતે ગાંધીજીએ નિયમિત શિક્ષણ જ આપ્યું છે. સ્વચ્છતા, આશ્રમજીવન, ધર્મપાલન, કેળવણી, પ્રાર્થના, સામાજિક જીવન, નિર્ભયતા, સેવા આદિ બાબતો વિશે કુટુંબના વત્સલ વડીલની માફક ગાંધીજીએ બહેનોને જે દૃષ્ટિ અને ઉપયોગી માર્ગદર્શક આપ્યાં છે તેનો લાભ ગુજરાતનો બહોળો નારીસમાજ પણ આ પુસ્તક વાંચીને ઉઠાવે એમ ઇચ્છીએ. સ્ત્રીજાગૃતીનું કાર્ય પણ ગાધીજીની બીજી ઘણી સેવાઓના જેવા એક મોટી સેવા છે. એ કાર્યમાં સાધનાભૂત બનેલા આ પત્રો ગાંધીજીની પત્રલેખનકળાનો પણ સારો પરિચય કરાવે છે.

## સરદાર વલ્લભભાઇનાં ભાષણો

[ સં. નરહરી પરીખ અને ઉત્તમચંદ દી, શાહ; પ્ર. નવજીવન પ્ર. મંદીર; પાંચ રૂપિયા ]

ભારતની સ્વાતંત્ર્ય લડતના એક ભડ યોદ્ધા અને પ્રજાહૃદયમાં ગાંધીજી પછી પં. જવાહરલાલ જેટલુંજ મહત્ત્વનું સ્થાન મેળવનાર સરદાર વલ્લભભાઇ પટેલનાં ગાધીજીના સાથી અને સૈનિક તરીકે તેમની કારકીર્દીનો પ્રારંભ થયો તે સાલથી એટલે કે સને ૧૯૧૮થી ભારતે આઝાદી મેળવી ત્યાં સુધીનાં એટલે ૧૯૪૭ સુધીના ભાષણોનો આ ગ્રંથમાં એકત્ર સંગ્રહ કરવામાં આવ્યો છે. સરદાર આમ તો શબ્દોમાં નહિ પણ કાર્યમાં જ માનનાર તેજસ્વી કાર્યપુરુષ છે, છતાં તેમના કાર્યને અંગેજ તેમને અવારનવાર લોકોને સંબોધવા પડયા છે. તેમનાં ભાષણોની વિચાર સામગ્રી અને તેમની લાક્ષણિક વાણી એ ભાષણોને સંઘરવા લાયક અને અભ્યાસને યોગ્ય બનાવે છે. પ્રકાશકે વાજબીજ કહ્યું છે તેમ 'ગુજરાતની અને અમુક અંશે સમસ્ત હિન્દુસ્તાનની ગાંધીયુગની પ્રજાજાગૃતિમાં સરદાર પટેલનો ફાળો કેવો હતો તે જાણવાના સાધન તરીકે, ખુદ સરદાર પટેલનો ઊછરતી તેમજ ભાવી પેઢીનો સાચો પરિચય કરાવવા માટે, તેમના વ્યક્તિત્વના ગુણો પ્રકટ કરવાને માટે, પાછલાં ત્રીસ વરસ દરમિયાન ગુજરાતમાં થયેલી પ્રજાજાગૃતિના ઇતિહાસના દસ્તાવેજ તરીકે અને એક પુરુષાર્થી, સમર્થ તેમજ તેજસ્વી પુરુષની વાણીમાં ગુજરાતી બોલી કેવી સમર્થ બની શકે છે તેનો નમૂનો ભાવિ ગુજરાતી પ્રજાને સંઘરવાને સારૂ સરદાર પટેલના ભાષણો એકત્ર કરવાની જરૂર હતી.'

ભાષણોનું સંપાદન સરદાર તરફ ભક્તિભાવ ધરાવનારા શ્રી. નરહરિભાઈ પરીખ અને શ્રી. ઉત્તમચંદશાહે વિવેક કાળજી અને પ્રેમથી કરેલું છે. ભાષણો 'નવજીવન', 'હરિજન' અને અન્ય પત્રોમાં છપાયેલા તેમના અહેવાલો પરથી તેમજ શ્રી. મણિબહેને રાખેલા સંગ્રહ અને નોંધો પરથા તૈયાર કરેલાં છે. સરદારશ્રીની આંખ તળેથી કામના બોજાને લઇને તેને પસાર કરાવી શકાયાં નથી, છતાં હેવાલમાંની ખામીઓ સુધારી સરદારના વિચારોને બને તેટલા સાચા સ્વરૂપમાં રજૂ કરવાની પોતે કાળજી રાખ્યાની ખાતરી શ્રી. નરહરિભાઇએ વાચકોને આપી છે, આથી ભાષણોને લગભગ પ્રમાણભૂત માનવામાં વાંધો નથી. સરદારના મુખની પ્રત્યક્ષ વાણીની ખૂબી તેના જુદા જુદા રિપોર્ટરોએ લીધેલી નોંધો ઉપરથી તૈયાર થયેલા અહેવાલોમાં પૂરી ઊતરી ન શકે તે દેખીતું છે. પરિણામે, આ ગ્રંથમાં રજૂ થતાં સરદારનાં ભાષણો તેને ખરેખર સાંભળ્યાં હશે તેવા વાંચકોને મોળાં લાગવાનો સંભવ છે ખરો.

છતાં એ મર્યાદા બહુ મોટી નથી. સરદારનો લાક્ષ-



ત્રિક રણકો તો આ ભાષણોમાં સંભળાય છે જ એમની ઊંડી દેશદાઝ, ખેડૂતો માટેનો એમનો પ્રેમ, એમની સાચી પરિસ્થિતિ–પારખ, એમની વેધક દૃષ્ટિ, એમનું વ્યવહારૂ ડહાપણ, સરકારના અન્યાયો સામે ધગી ઉઠતો એમનો પુણ્યપ્રકોપ, ગાંધીજીના સિદ્ધાંતોનું એમનું અંધશ્રદ્ધાળુ નહિ પણ દેખતું અનુયાયીપણું અને ભાષ્યકારપણું–આ સર્વનો પૂરો પરિચય વાચકોને આ ગ્રંથમાંથી જરૂર મળશે. એજ રીતે, સરદારની સીધી અને ચોટદાર, તળપદી અને જીવન્ત, સરળ છતાં બળવાન અને તેમના વ્યક્તિત્વને પ્રતિબિંબિત કરતી ભાષાનો તેમજ તેમના ધર મથુ દૃષ્ટાંતો અને ધારદાર કટાક્ષોનો પણ પરિચય આ ભાષણો વાંચનારને અવશ્ય કરાવશે. ૧૯૧૮થી ૧૯-૪૭ સુધીની આપણી સ્વરાજ માટેની લડતની જુદી જુદી ભૂમિકાઓના અને ગુજરાતના રાજકીય જીવનના વિકાસનું જે ચિત્ર અંદર દોરાતું રહે છે તે પણ આ ગ્રંથની એક વિશિષ્ટતા છે. નવજીવન પ્રકાશન મંદિરે તે પ્રગટ કરીને એક ઉપયોગી કાર્ય કર્યું છે.

**ગ્રામસેવાના દસ કાર્યક્રમો**

[ લે. જુગતરામ દવે, પ્ર. નવજીવન પ્ર. મંદિર; એક રૂપિયો. ]

ગાંધીજીના આદેશો પ્રમાણે રચનાત્મક કાર્ય કરનાર શિક્ષક સ્વભાવનાં ગ્રામસેવકો અને સેવિકાઓ માટે શ્રી. જુગતરામ દવેએ આ પુસ્તિકામાં દસ કાર્યક્રમ રજૂ કર્યા છે. બાલવાડી, કન્યાકુમાર–આશ્રમ, ગોવાળિયાનું શિક્ષણ, ગ્રામસફાઈ, આરોગ્યકેન્દ્ર, ખાદી અને ગ્રામઉદ્યોગ, લોકશિક્ષણ, સેવાદળ, સ્વાવલંબન અને પાડોશના શહેરની સેવા–આ દસ કાર્યક્રમ અંગે વિગતવાર માર્ગદર્શક સૂચનાઓ જે અત્ર રજૂ થઈ છે તેની પાછળ શ્રી જુગતરામ દવેની ગ્રામ સેવાની ઉત્કટ ભાવના, ગાંધીજીના આદેશોનું પૂરું પાચન, ગ્રામસેવા અને લોકશિક્ષણનો તેમનો અનુભવે તેમને ગામડામાં રચનાત્મક સેવા કાર્ય કરવાની પદ્ધતિ વિશે સંપડાવેલી સૂઝ કામ કરી રહ્યાં છે.

**જોડણીકોશ**

[ પ્ર. નવજીવન પ્ર. મંદિર; ચોથી આવૃત્તિ; મૂલ્ય બાર રૂપિયા. ]

ગુજરાત વિદ્યાપીઠે ગાંધીજીની પ્રેરણા અને સૂચનાથી તૈયાર કરાવેલો સાર્થ ગુજરાતી જોડણીકોષ જેને ગુજરાતી ભાષાની જોડણી હવે એકધારી થવા માંડી છે તેનું શ્રેય જાય છે, તેની ત્રીજી આવૃત્તિ ક્યારની ખૂટી ગઈ હતી, તેથી આ ચોથી આવૃત્તિ પ્રગટ કરવામાં આવી છે. આ આવૃત્તિમાં કોશનું શબ્દભંડોળ પોણાલાખની આસપાસ પહોંચ્યું છે. મળી શકયા તેટલા શબ્દપ્રયોગોનો સંગ્રહ તથા શબ્દોના ઉચ્ચારણનાં સ્થાનોનો નિર્દેશ આ આવૃત્તિમાં કરવામાં આવ્યો છે એ એમાં થયેલા ઉપયોગી ઉમેરા ગણાય. ત્રીજો મહત્ત્વનો ઉમેરો છે. તદ્ભવ શબ્દોની આ કોશમાં આપવામાં આવેલી વ્યુત્પત્તિનો. આ બાબતમાં જોડણીકોશની આ ચોથી આવૃત્તિએ તેને માટે કંઈક કહેવાપણું ઊભું કર્યું છે. કેટલાક શબ્દોની વ્યુત્પત્તિ આનુમાનિક છે અને શંકાસ્પદ છે. આ ક્ષેત્રમાં આપણા વિદ્વાનોએ જે કાર્ય કર્યું છે તેનો પૂરો લાભ લેવાયો હોત અને એવા વિદ્વાનોનો આ બાબતમાં સહકાર માગીને મેળવ્યો હોત તો વ્યુત્પત્તિ નિર્દેશ ઓછો દોષપાત્ર થાત. ક્રમવ્યવસ્થામાં પણ ક્યાંક ક્યાંક ક્ષતિઓ થયેલી ઝીણનજરા અભ્યાસીઓને દેખાશે. આમ છતાં, 'જોડણીકોશ હવે ભાષાના એક ચાલુ કોશ તરીકે કામચલાઉ પરિપૂર્ણતાએ પહોંચે છે' એ તેના સામાન્ય સંપાદક શ્રી. મગનભાઈના શબ્દો સાથે સૌ કોઈ સંમત થાય તેવું છે.

**વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ**

[ સંયોજક, પોપટલાલ ગો. શાહ; પ્ર. ગુજરાત સંશોધન મંડળ અને શ્રી. ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ; મૂલ્ય, ૭ રૂપિયા. ]

ગૌર વર્ષ પર પ્રગટ થયેલ વૈજ્ઞાનિક શબ્દ-





સંગ્રહની આ સુધારેલી વધારેલી બીજી આવૃત્તિ છે. તેના સંયોજક શ્રી. પોપટલાલ શાહ એક વિજ્ઞાનપ્રેમી ગુજરાતી વિદ્વાન છે. માધ્યમિક શિક્ષણમાં વિજ્ઞાન માતૃભાષા દ્વારા શીખવવાની જોગવાઇ આપણે ત્યાં થઇ છે, તેમજ ઉચ્ચ શિક્ષણમાં પણ માતૃભાષાને બોધભાષા બનાવવાની વાતો થઇ રહી છે. એ પરિસ્થિતિમાં વિદ્યાર્થીઓને તેમજ તેમના શિક્ષકો અને અધ્યાપકોને માટે વિજ્ઞાનની સર્વસંમત ગુજરાતી પરિભાષાની જે મોટી જરૂર ઊભી થાય છે તેને આ કોશ મોટા પ્રમાણમાં સંતોષશે. શ્રી. પોપટલાલ શાહે કેટલાક ખંતીલા સહાયક સાથીઓ અને મિત્રોના સહકારથી પોતે તૈયાર કરેલા આ કોશમાં અત્યાર અગાઉ વિજ્ઞાનની પરિભાષા યોજવાના થયેલા સર્વ પ્રયાસોનાં ફળનો વિવેકપૂર્ણ ઉપયોગ કર્યો છે અને કેટલુંક નવું કાર્ય પણ કર્યું છે. બીજી આવૃત્તિના નિવેદનમાં તેમણે વિજ્ઞાનની પરિભાષા ઘડવાના જુદી જુદી પ્રાંતિક ભાષાઓમાં થયેલા પ્રયત્નની તેમજ ડૉ. રઘુવીરના પ્રયાસની ઐતિહાસિક સમાલોચના કરી, વિજ્ઞાનની પરિભાષા ઘડવામાં પોતાની શી દૃષ્ટિ છે અને કયા નિયમો બાંધી પોતે આગળ ચાલ્યા છે તે વિશે વ્યવસ્થિત માહિતી આપી છે. વિજ્ઞાનની જુદી જુદી અનેક શાખાઓના અભ્યાસીઓને તેમના વિષયના અંગ્રેજી શબ્દોના ગુજરાતી પર્યાયો પૂરા પાડતો આ વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ ઇતર ભગિનીભાષાઓને પણ અનુકરણીય બને એવો સંભવ વિચારી ગુજરાતી શબ્દોને નાગરીમાં છાપવામાં આવ્યા છે. સંગ્રહની ઉપયોગિતા વિશે કશી શંકા નથી.



(પાના ૨૪ થી ચાલુ)

જ ઢંકાઇ જાય એટલે હું મુંગો મુંગો ધરતી તરફ જોઇ રહ્યો.

[૨]

'માસ્ટરસા'બ!' ભભુતગર ચલમ એક તરફ મૂકી દેતાં બોલ્યો: 'યે શરીર–વર્ણોત્તમ બમ્મન કા હે!'

'એ તો લાગે જ છે' મેં ચારે તરફ નજર ફેરવતા કહ્યું. ભભુતગરે કરેણ તુળશી ગલગોટા રોપીને સ્થળને સુંદર ને સ્વચ્છ બનાવ્યું હતું. 'તે વિના આટલી સ્વચ્છતા ન હોય મહારાજ જી!'

ભભુતગરને એ ઠીક લાગ્યું. તે આગળ બોલ્યો:

'આ દેહ બ્રાહ્મણનો હતો માસ્તરસા'બ! પણ કરમે આ લખ્યું હશે તે કોણ ટાળી શકે? દેહ વટલાવ્યો. અને એક કામો કર્યો તેને પરિણામે આ રાખ ચોપડી!'

હું સાંભળી રહ્યો. ભભુતગર આગળ વધ્યો.

'એ વખતે મારી જુવાની. આજ તો એ વાતને પણ ત્રીશ પાંત્રીશ વર્ષ થઇ ગયાં પણ હું તે વખત અઢારનો હઇશ. માબાપ પહેલેથી સીધાવી ગયેલા. ભાઇભાંડુ કોઇ મળે નહિ. પણ ગોરપદું આખા ગામનું મારે ત્યાં. ઘી લોટ ગોળ ઢગલા મોઢે આવે. હું એકલો કેટલુંક ખાઉં? શરીર તો ધૂમાડે જાય–પણ ઘરમાં બૈરું કોઇ મળે નહિ.

'મહેનત ઘણી કરું પણ અમારી નાતમાં ક્યાંય કહેતાં ક્યાંય પત્તો ખાય નહિ. ત્રણેક પેઢી ઉપર અમારા કોક દાદાએ નાતનો કાંઇક વહેવાર તોડ્યો હશે, ત્યારથી આખી નાતમાં અમારા નામ ઉપર મીંડું મૂકાઇ ગયેલું!

મહેનત ઘણી કરી, પણ કોઇ ઢુંકે જ નહિ ને! નાતનો ધારો અતૂટ રહ્યો! એટલે પછી છેવટે ન છૂટકે એક પારકી નાતમાંથી હું બૈરી લાવ્યો.

હતી તો એ પણ બ્રાહ્મણી, પણ બીજી જાતની. પણ રૂપનો કટકો. જરાક ભાષા જાડી–પણ મને થયું કે એ તો સાવ ગામડાનું હોય તો એમ થાય!

મેં તો મારા રાઘવા કાકાનો એટલો ઉપકાર માન્યો કે ન પૂછો વાત! એણે ઘરરખુ બાઇ ગોતી દીધી હતી ને તે પણ પાછી સોંઘામાં. મેં રાઘવા કાકાને ત્રણસો રૂપિયા એમની મહેનતના પણ આપ્યા!

ત્રણેક વરસ અમારો સંસાર સુખથી ચાલ્યો.



એક બીજાની સાથે મન ભળી ગયાં. શું એ બાઇની રીતભાત હતી ! કોઇ દિ કોઇ વાતની ના નહિ તમે કહો કે દિવસ તો દિવસ. રાત તો રાત. એવી પ્રેમાળ, શાંત, હૈયારખી.

પણ અમારો આ સુખી સંસાર એક દિવસ અચાનક કડડભૂસ નીચે જઇ પડયો !'

ભભુતગર બોલતાં જરા થોભી ગયો. તેણે કાન સરવા કીધા. એને લાગ્યું કે કાંઇક ખખડાટ થયો ! વખતે ' મીઠીબાઇ હશે !' તે બોલ્યો. મીઠીબાઇ એની ચાર પાંચ ગાયોને સાચવતી ને છાણુ વાસીદું કરી જતી એ મને ખબર હતી. પણ અત્યારે એ રહેતી હોય એની મને નવાઇ લાગી. પણ પછી કાંઇ ખખડાટ થયો નહિ, એટલે થોડીવાર પછી વાત ઉપાડી.

' એક દિવસ અડધી રાતે મારા ઘરનું બારણું અચાનક ખખડયું. ઉઠીને જોઉં છું તો રાઘવાકાકા પોતે ત્યાં ઉભા હતા તે બેબાકળા જેવા દેખાતા હતા. એના મોં ઉપરથી નૂર ઉડી ગયું હતું.

મને નવાઇ લાગી. કાકાને અત્યારે આ શું થયું હશે ?

ત્યાં તો તેમણે મારો હાથ દાબ્યો. બહુ ધીમેથી પુછ્યું: 'તારી વહુ જાગે છે કેશવા !'

' ના. કેમ કાકા એતો ઊંઘમા છે !'

' તો જરાક બહાર આવ. મારે તારું કામ છે !' તેમણે કહ્યું.

હું નવાઇ પામતો ફળીમાં ગયો. તેમણે થોડીવાર મારી સામે જોયું પછી બહુ જ ધીમેથી બોલ્યા : ' આપણી સાત પેઢી નરકમાં પડે એવી વાત થઇ છે ? '

કેશવા ! ભારે થઇ છે ! આજ હું શહેરમાંથી સાંભળીને આવ્યો !'

' કાકા ! શું સાંભળીને આવ્યા છો ? ' શેની વાત છે.

' આ તારી વહુ......તારી વહુ જાગતી તો નથી ના ?'

' ના ના. એ તો એ પડી, ભર ઊંઘમાં છે !'

' ત્યારે મેં સાંભળ્યું. ખાત્રી પણ કરી. ' તારી વહુ કેશવા ! ઢેઢડી છે ! '

' હેં કાકા ? હેં કોણે કહ્યું ? કોકે અદેખાઇના માર્યા હાંકયું હશે !'

' હાંકયું કોઇએ નથી દીકરા ! મેં ખાતરી કરી— શહેરમાં વાત સાંભળી ! મારા સાતે સાત છોકરા હવે રખડયા. તારૂ ઘર બંધાવવા જતાં હું ય મરી ગયો. તેય વાત છાની રહે તેમ હોત તો તો જાણે ઠીક. પણ આ તો એવું થયું છે કે આવતી કાલે સવારમાં કુલેસ આવીને ઉભી રે ' તેમ છે. આ રાંડની ઉભો મૂકીને આવી છે. એ સાંભળ્યું ને હું દોડતો આવ્યો. હું ય આંધળો બન્યો. તુંય આંધળો થયો. આપણને ફસાવ્યા વશરામબોરે. થવાનુ થઇ ગયું. પણ હવે શું કરવું છે બોલ ? '

' હવે બીજુ શું થાય કાકા ? આમ તો કોઇ દી કોઇને ખબર પડી નહિ !'

''એ તો હુંય જાણું છું. પણ આ તો ફજેતો થાશે. ને મારે ઘેર તો તાળું જ દેવાઇ જાશે. નાત આખી જાણે છે કે તારુ ઘર મેં બંધાવ્યું છે. એનો એના મનમા કાંઇ જેવો તેવો દખધોખો નથી. એટલે મારા છોકરાને હવે કન્યા મળે કે કમૂવે ! એટલે મારે ઘેર તો તાળું દેવાઇ ગયું એમ સમજને ! ભારે થઇ છે કેશવા ! ને ધરમ ગયો છે, એ આખો મલક જાણશે !'

' પણ હવે—અત્યારે બીજું શું થાય કાકા ? હું ભાગી જાઉં ? બીજું શું થાય ?'

' અરે બધું ય થાય—મારાભાઇ ! ધર્મો રક્ષતિ રક્ષિતઃ તારામાં હરમત જોઇ ગાંડા !' કાકાએ આકરા થઇને કહ્યું.

કાકાની સુખમુદ્રા જોતાં હું ધ્રૂજી ઊઠયો. એટલામાં તો તેમણે બે હાથ ભેગા કરીને મારું ગળુ દાબ્યું. ' આવડે તો આટલી વાર ! અત્યારે કોણ કાઢે જાણવા બેઠો છે ! નહિતર શાની ભારે !'

'અરે પણ કાકા!' હું ધ્રૂજી ઉઠયો: 'હું હમણાં જ ભાગી નીકળું! એને ય ભેગી લઉં!'

કાકા ક્રૂર રીતે હસ્યાઃ કુલેસ ગમલા હશે? આવતી કાલે પકડી પાડશે! ને ફજેતના ફાળકા થશે. ધરમ જાશે. નાત જાશે. મારે ઘેર નિર્વંશિયાનું તાળું લટકશે!'

'પણ તંઈ?'

'તંઇ શું? રાંડની જાણતી જાય!

મેં કહ્યું તે ઠેકાણે પાડી નાખીએ. અત્યારે જ. ભલે ઉંઘતો જ રહે! તું આંઠીં ઉભો રે.'

મારો રોમે રોમ ઉભો થઈ ગયો. અરર! મનમાં અરેરાટી થઇ ગઈ.

પણ હજી હું કાંઇ બોલું તે પહેલાં તો કાકા અંદર જ દોડયા ગયા! એમને આ કામની નવાઇ ન હતી. નહિ નહિ તો પાંચ દસ વાતો એમના નામ ઉપર હતી. બધી જ આવી!

હું તેમની પાછળ ધસ્યો, પણ કમાડ થોડીવાર પછી તે વસાઇ ગયું હતું. બહાર નીકળ્યા ત્યારે તેમને ખભે પછેડીની પોટલી હતી.

હું બેબાકળો જેવો અંદર દોડયો. પણ ત્યાં ઘરમાં કોઈ હતું જ નહિ!

એમને એમ ઘર રાખીને હું ગાંડાની જેમ કાકાની પાછળ હું દોડયો ગયો.

પણ રાઘવા કાકાનો પત્તો જ લાગ્યો નહિ. હું થોડીવાર રખડીને પાછો ફરવા જતો હતો ત્યાં કાકા રસ્તામાં ભેટી ગયા.

'ગોત્યા કરે મારા બેટા! આંઠીં હતી જ કોના ઘરમાં? એ તો ભાગી ગઇ! મારા સાત છોકરાનો જનમારો બગાડી નાખત કેશવા! આ તો રાંડ કજાતની નીકળી!'

કાકા અદૃશ્ય થઇ ગયા.

પણ મારા મનની ભડકનો પાર ન હતો. એક બાઈનું કારણ વિનાનું જીવન કાકાએ હણી નાખ્યું એ જોઈને હું તો ધ્રૂજી ગયો હતો! અરર! મારા મનમાં એવી અરેરાટી છૂટી હતી કે કાંઈ કહેવાની વાત નહિ જેના સાથે ત્રણ વરસ સુખમાં ગાળ્યાં—તેને એક જ ઘડીમાં નિષ્ઠુર રીતે મારી નાખી! અરર!

મારો પગ ઘર તરફ વળ્યો જ નહિ. મન ધ્રૂજતું હતું હૃદયમાં ફફડાટ હતો. કોઈની સામે જોવાની જાણે તેમાં તાકાત જ ન હતી!

મેં ઘર તે રાતે જ છોડી દીધું છોડયું તે છોડયું!

ચપટી રાખે પછી મને કયાંય ઓળખાવા દીધો નહિ! ને ન ઓળખાવા માટે રાખ રાખવી જ પડી. પણ માસ્ટર સા'બ! એ વાત જ્યારે જ્યારે સંભારું છું ત્યારે ત્યારે હજી આજ પણ નિંદર આવતી નથી!

પણ તમે બોલો આમાં મારો કાંઇ વાંક હતો?

ને છતાં સપડાઉં તો હું સપડાઉં એવું હતું! કાકાએ કહેલું હજી પણ મને યાદ છે 'ધર્મો રક્ષતિ રક્ષતિઃ'

હું તો ભજુતગરની વાત સાંભળીને સડક જ થઈ ગયો.

'પછી કેશવા કાકા'નું શું થયું? ખબર?'

'એના પાંચ છોકરા તો પરણી ગયા હતા. મારો પછી ગોરપદું એને મળ્યું એટલે એ જામી ગયા હતા. હમણાંની ખબર નથી!'






(અનુસંધાન પાન ૫૬ થી ચાલુ)

પાંદડીઓની જેમ મારા મન સમક્ષ લહેરાઇ રહ્યાં. ભલે મારી એ માડી ગરીબ હોય, પણ એ માનવતાથી ભરી હતી–એ માનવતાએ બે દિવસ ઉપર જ્યારે હું ગૃહમાંથી આવી ત્યારે મને કેવી હુલાવી ફુલાવી મૂકી હતી. ! બેનુલ કાકી ને ચંચળ ફોઇને, એ દલા કાકા ને જીવા દાદાને એ બધાં મારાં હેતાળ પાડોશીઓ કેવા ઉમળકાથી મને વળાંમણાં આપ્યાં હતાં ! ના, ના, મારે જીવનમાં કશાની ખોટ નથી. કશાનોય રંજ નથી. મારે માટે શું આ ઓછું હતું? ને આમ હું જાણે એક દિવાસ્વપ્નમાં સરતી હતી. ત્યાં ગીતની બીજી કડી વાતાવરણમાં લહેરાઇ રહી.

અમે મૂઠી એક બાજરી વાવી
હું સુંડલી ભરી લાવી !
કે ભોમ મોરી અમ્બર તપે !

ને બાજુબાજુની ક્યારીઓ, જાણે મૂરીમાંથી ઢગલે ઢગલા ઉગાડી પોતાના એ મહામૂલ્ય ભંડારથી તાજેતરમાં જ હળવી બનીને પ્રસન્નતાથી હસી રહી હતી. તાજી લણણીની વાત હજુ વાતાવરણમાં છલકાતી હતી; અને ત્યાં મારે કાને એક મીઠો ટહુકો પડયો;

'ઓહો પતી, શું તારો કંઠ છે ! ક્યાં ચાલી ?'

અને એ સાદથી ચમકીને જોઉં છું તો એક આંબાની નીચે પોતાના છ મહિનાના કીકાને ધવડાવતી મકન કાકાની જુવાન પુત્રવધૂ ગોમતી બેઠી હતી. તેને જોતાં ઘડીભર તો હું થંભી જ ગઈ. હું ચિત્રકાર હોત તો એ સુન્દર ચિત્રને મારી પીંછીમાં ઝડપી લેત. ગોમતી માંડ અઢાર ઓગણીસની હશે. એ ઉમ્મરે સ્ત્રીઓ જો સારી રીતે, કુદરતી રીતે ઉછરી હોય તો તેનાં અંગનો જે વિકાસ થાય, તેમાં જે સહજ લાવણ્ય આવે તે બધું ગોમતીમાં હતું. અને વળી તેને હૈયે ઉમળકાથી અમૃતના જાણે કે ઘૂંટડા લઈ રહેલો તેનો કીકો હતો ! કેવું મનોરમ હતું એ દૃશ્ય ! આ હતું મારું જગત ! એમાં મારે શાની કમીના હતી ? મારાં સ્વપ્નમાંથી જાણે ઝબકીને બોલતી હોઉં તેમ મેં કહ્યું.

'ગોમતી ભાભી, શો તમારો કીકો છે ! તમે બજારમાંથી વળતાં થાકીને અહીં વિસામો ખાવા બેઠાં હશો, ખરું ને? પણ છે એ લુચ્ચાને એવું કંઇ ! કેવો એ ધાવે છે—જાણે કોઇ એમાં ભાગ પડાવી લેવાનું ન હોય તેની બીજે હાથે ખબરદારી પણ કેવી રાખી રહ્યો છે !'

મારાં કથનનો મર્મ સમજતાં ગોમતી હસી પડી ને બોલી :

'હું કહેતી હતી તે ખોટું નથી, પતી કાલે જ તારા મોટાભાઇને મેં કહ્યું હતુ કે આ વરસે તો કરસનકાકાએ પતીનાં લગન લેવાં જ જોઇએ. તારી પાસે આ લુચ્ચો હોત તો કેવો સરસ લાગત'

'જાવ. ભાભી તમનેતો આ સિવાય બીજી કોઈ મશ્કરી જ ક્યાં આવડે છે !' તેમના હાથમાંથી કીકાને લઈ તેને મારા માથા ઉપર બન્ને હાથે અદ્ધર કરી ઉછાળતી હું બોલી, ને જાણે કીકાને સંબોધીને કહેતી હોઉં તેમ ઉમેર્યું.

'ખરુંને કીકા ? ફરી ફરીને ગોમતી ભાભીએ છેવટે આ જ મશ્કરી કરીને ? પણ એમને ક્યાં ખબર કે હું પરણવાની જ નથી.'

હું નાની હતી ત્યારથી ગોમતી મને ખૂબ લાડ લડાવતી, અને ભાભી તરીકેની બધી છૂટ લેતી. કેશુ સાથે મારી સગાઇ થઈ નહોતી તે પહેલાં તો એવાં એવાં જોડકણાં તે સંભળાવતી કે તેનો પૂરો અર્થ ન સમજાતા છતાં હું હસી હસીને બેવડ વળી જતી. કોઇ વાર માવડિયો તો કોઇ વાર વીંછીના ડંખ જેવો તીખો—એવા જાતજાતના વર તે મારે માટે ગોઠવી કાઢતી ને હું પણ તેના ઠીકઠીક જવાબ આપતી ને ઉમેરતી 'પરણે ને તેને મારી બલારાત.' અને મારા એ બધા વર અમારી વચ્ચે વિનોદના પ્રાણી થઇ પડયા હતા. એટલે મારા ઉત્તરની મજાક કરતી તે બોલી ;

'એમ કે ? તો તો કેશુને તેં લખી પણ દીધું હશે, ખરું ને? ભણીગણી છે તે બીજા કંઇ કામમાં આવે તે પહેલાં આવા કામમાં આવે તેમાં શું ખો'





છે !' અને પછી ખડખડાટ હસતી તે બોલી: 'પણ મોઇ હું—મને કોઈએ લખતાં વાંચતાં પણ ન શીખવ્યું, નહિ તો તારો એ કાગળ વાંચી હું પણ તારા મોટાભાઇને તેના જેવું આજે પણ કંઇક ચીતરી આપતે.'

'તે તમે એમ કહેશો એટલે તમે એમ માન્યું કે હું ઠગાઈ જઇશ.' એવો કાગળ લખે મારી બલારાત

'હં અં. મારે નથી પરણવું. એવું તો તારી બલારાત જ લખે ને, પણ હવે તો મહિના નહિ તેટલા દહાડા અને દહાડા નહિ તેટલા કલાકની પણ મારાથી ધીરજ રખાય એમ નથી—કેશુ તું વહેલો વહેલો જાન લઇ આવ, તારી પની તારા વિના ઝૂરે છે એવું તો આ તારા સગા હાથ સિવાય બીજું કોણ લખે ?'

ને તે એ બોલે એટલામાં કીકાએ મારા પાલવના એક છેડાને અચાનક ભીનો કર્યો– તે જોતાં હસી પડી તે બોલી.

"લુચ્ચા, ફોઇની આટલી યે શરમ ન રાખી !" તે પછી મારા તરફ જોઇ ઉમેર્યું.

"કેવા સરસ શુકન થયા !"

હું આબાદ રીતે સપડાઈ ગઈ. જેની સગાઈ થઇ હોય તેવી કન્યાનાં ને જેને બાળક ન થયું હોય તેવી સ્ત્રીનાં કોઈ બાળક કપડાં પલાળે તો તે તેને માટે શુકનરૂપ લેખાય છે તે હું જાણુતી હતી. ગોમતી ભાભીએ સ્રચવેલા એ શુકનનો અનાદર કરવા જતાં તેમને માઠું લાગવાનો સંભવ હતો એટલે, અને તેમની મજાકનો મારે જવાબ આપવો હતો તેથી હસતાં હસતાં મેં કહ્યું

"એ તો દીકરો તમારો ને ભાભી ! મારો થોડા જ પક્ષ લે ! લુચ્ચો ! પાછો હસે છે કેવું !"ને એમ બોલી મેં તેના ગાલ પર ટપલી લગાવી, ને બચીઓથી તેને અકળાવી મૂક્યો. મારા હાથ પર તેને ઝુલાવતી પેલા લોકગીતની પંક્તિઓ હું ગણગણવા લાગી. ગોમતીએ પણ ધીરે ધીરે તેમાં સૂર પૂરવા માંડયો, અને સીમ આખીમાં—

'આવ્યા ત્યારે અમ્મર થઇને રહો'ની મંગળવાણી જાણે છલકાઈ રહી !

ગોમતીને તેનો કીકો સોંપી મેં જ્યારે બજારની દિશામાં પગલાં ભર્યાં ત્યારે દૂરથી જાણે આકાશ તરફ માથાં ઊંચાં કરી કોઈની રાહ જોઈ રહ્યાં હોય એવાં ઘરો મેં જોયાં તેની શાંત સ્વસ્થતા અને ગંભીરાઈ મને ખૂબ આકર્ષક લાગી. આખું જગત આજે જાણે કોઈ નવી જ નજરે હું જોઇ રહી. ગોમતીભાભીના કીકાનો સુખદ સ્પર્શ મારામાં કોઇ અનનુભૂત મધુર સંવેદનો જગાડી ગયો. ખરાં કે નકલી બાળકોને આ પહેલાં મેં અનેકવાર રમાડયાં હતાં, પણ આજે મારા મનમાં જે ઊર્મિઓ જાગી ઊઠી તે અપૂર્ણ હતી. ગોમતી ભાભીના સૂચનને એ કેટલે અંશે આભારી હતું તે તો હું નથી કહી શકતી, પણ તેમની મીઠી મજાકમાં જાણે કંઇક તથ્યાંશ તો હતો જ. અને ત્યારે જ મેં એક અતિ મધુર સંવેદન અનુભવ્યું– જે યૌવનના ઉંબરામાં પ્રથમ પગલું મૂકતાં બધી તરુણીઓ એક અથવા બીજી રીતે અનુભવતી હશે. અને એ ઊર્મિના મીઠા ઘેનમાં મેં મારાં અંગો ઉપર નજર કરી. હું પોતે જ જાણે કે તેના પર મોહી પડી.

અને મનની આ મુગ્ધ દશામાં જ બજારમાં હું પહોંચી ગઇ હતી તેનો પણ મને ખ્યાલ ન રહ્યો. એક દુકાન ઉપર કોઇના ખુંખારવાના અવાજે હું ચમકી અને મારી એ મધુર દુનિયામાંથી એકદમ ધરતી પર સરી પડી. એ ખુંખારો સ્વાભાવિક ન હતો તે તરત જ મારા કાન કળી ગયા, અને અકલ્પ્ય ભીતિથી અચાનક તે ખુંખારાથી દિશામાં મારી નજર ફરી વળી. મારી ભીતિ સાવ ખોટી ન હતી. કોઇ એક જુવાન કાછીઓ પોતાના પાડોશીનું મારા તરફ જાણે ધ્યાન ખેંચવા મથતો હોય તેમ આંખના ચાળા કરી રહ્યો હતો. તેના પર મારી નજર પડી છે એમ જાણતાં જ જાણે એકાએક તેનાથી સ્વસ્થ થઈ જવાયું; અને જાણે સહજ ભાવે બોલતો હોય તેમ બોલ્યો.

"શું જોઇએ છે, બહેન. આવોને ! ભીંડા તાજા છે. ગુવારસીંગ પણ કુણી છે." એમ કહી મને

બોલાવવા મંડયો. મારે શાક નહોતું જોઇતું એટલે હું કંઇ પણ બોલ્યા વિના આગળ ચાલી. મારી પીઠ ફરી એટલે તે બોલ્યો.

"હેં અલ્યા નારણ, આ વળી કોણ ? આવું તો આપણા ગામમાં કોઈ છે જ નહિ. કોઈ મુંબઈથી આવી લાગે છે."

"મને ત્યાંથી આવી હોય તેમાં તારે શું ?" નારણે જવાબ આપ્યો.

મારું ધ્યાન એ વાર્તાલાપમાં ખેંચાયું. એટલે એક મદારી કંઈક ખેલ કરવાની શરૂઆત કરી રહ્યો હતો તે જોવાનો ડોળ કરતી પેલા લોકોની વાતચીતની બાજુમાં મારા કાન રાખી હું ઉભી રહી. મારા કાન પર શબ્દો પડયા—

'બેસ જોયો મોટો 'તારે શું' કહેવાવાળો ! ભાઇ સાહેબ પોતે ક્યારે તાકી તાકીને શું કરવા જોતા હતા ! '

'તારા કરતાં વધારે તાકીને મેં નહોતું જોયું. સમજ્યો '

'કાકા. સમજ્યો. પણ કહે જોઇએ કોના ઘરથી એ આવી હશે ?'

'કોના શું ? ખબર નથી પડતી એના રૂપરંગ અને પહેરવેશ પરથી ? દેસાઇજીના ઘરથી વળી.'

'તેં બરાબર ધાર્યું. હું પણ એમ જ માનું છું. દેસાઈજીના મોટા છોકરાની વહુ આણે આવવાની હતી તેજ આ હશે. તે વહુના રૂપની જે વાત આપણે સાંભળી હતી આબેહુબ તેવી જ આ છે.'

'તો આટલું ડહાપણ છે તો ગધેડા છાનો મરને. દેસાઇજી જાણશે તો તને જીવતો નહિ મૂકે.'

'હા ભાઇ, નદીમાં રહેવું ને મગર સાથે વેર એ કેમ ચાલે ?'

હું નથી કહી શકતી આ વાર્તાલાપે મારા મનમાં શું શું મંથનો જગાડયાં. દેસાઈજી અમારા ગામના એક મોટા જમીનદાર નાગર ગૃહસ્થ હતા. શ્રીમંતાઈ અને કુલિનતાનો મોટો વારસો ભોગવતા અમારા એમનું ઘર સૌથી મોટું લેખાતું. ઘરની પુત્રવધૂ થવા જેવી મારી યોગ્યતા આ લોકોની નજરમાં હતી એ સાંભળતાં મારે માટે એ કેવું અશક્ય હતું એ વિચારે હું કદાચ નિશ્વાસ નાખત, પણ આજે જે મધુરતાથી મારુ મન ભર્યું ભર્યું બન્યું હતું તે મારે ઢોળાઈ જવા દેવી ન હતી, અને તેથી મેં અનુકૂળ જ અનુમાન કાઢયું. પેલાએ ખોંખારો કર્યો. એમાં એની દુષ્ટતા જ હતી એમ મારે શા માટે માનવું ? કોક સુંદર ફૂલ જોતા આપણે બીજાનું ધ્યાન ને તરફ નથી દોરતા ? કે કોઈ અવનવીન વસ્તુ જોતાં સૌ તે જીવે એવું આપણને નથી થતું ? અને વળી તેમની વાતચીતમાં મારે માટે હલકા ભાવ પણ કયાં હતા ? બલકે હું તો કોઇ કુલિન ઘરનું ફરજંદ છું એવું તેમણે માન્યું કે તેમના સ્વભાવનો સંદેશ નહોતો ? ના, મારે આજે કોઇનેય અન્યાય નહોતો કરવો, કોઇનો આદેશ નહોતો રાખવો. હું આમ વિચાર કરતી હતી ત્યાં તો ઠીક ઠીક લોકો પેલા મદારીના ખેલ જોવા ભેગા થઇ ગયા હતા. મારા ધ્યાન ઉપર એ આવતાં હું તદ્દન જોઈ શકી કે અનેક આંખો મને ધારી ધારીને જાણે કે જોઇ રહી હતી. હું સહેજ મૂંઝાઈ, પણ તરત જ મારા મનને મેં સ્વસ્થ કર્યું. બે ચાર છોકરીઓ હું ઊભી હતી ત્યાં મારી પડખે ઊભી રહી ખેલ જોવા મંડી. ખેલથી તેમના મનમાં જે કુતૂહલ જાગ્યું હતું તેના કરતાં મારે લીધે તેમના મનમાં કૂદી રહેલું કુતૂહલ મોટું હતું એ હું જોઈ શકી. તેમાંની એક અગીઆરેક વર્ષની છોકરીએ મારા હાથ તરફ નજર કરતાં કહ્યું.

'કેવી મઝાની છે પેલી બંગડી ! હું જોઉ ?'

'જોને બહેન, થોડી જ એ જોવાથી ખમડી જવાની છે ?' અને એમ બોલી સ્મિત કરતાં કરતાં મેં બંગડી ઉતારી તેના હાથમાં મૂકી. તે ઘડીભર તો આભી જ બની ગઇ, પણ તે બીજુ કંઇ પણ બોલી શકે તે પહેલાં તો તેના હાથમાં મેં એ બંગડી ચડાવી પણ દીધી, અને તેના હાથનાં વખાણ કરતાં બોલી :

'વાહ કેવો મઝાનો, પોચો નાજુક હાથ છે !'

[ અપૂર્ણ ]

# સંસ્કારકથાઓ

— ધૂમકેતુ —





લોક સંસ્કાર જ્ઞાન પ્રદીપાવલિ



વિશ્રાંતિ

ચિત્રકાર : શ્રી કનુ દેસાઇ

# નવી કોલંબિયા રેકૉર્ડસ



વડલો કહે છે વનરાયો સળગી,

મેલી જુના માળા,

ઊડી જાઓ પંખી પાંખોવાળા...

શ્રી. અભરામ ભગત

હુલા કાગનું આ જાણીતું ભજન શ્રી અભરામ ભગતે આ રેકોર્ડ પર ગાઈ સંભળાવ્યું છે. રેકોર્ડની બીજી બાજુ પણ સાંભળતાંજ ગમી જાય એવું સુંદર ભજન— 'ભાઇ મારો સાથીડો રીસાણો' રજૂ થયું છે. તમારી પાસે આ રેકોર્ડ હોવી એ ગર્વનો વિષય છે.

**શ્રી અભરામ ભગત**

GE 8567 { વડલો કહે છે વનરાયો સળગી
ભાઈ મારો સાથીડો રિસાણો

## નવી રેકોર્ડસ

**મોહુમ્મદ રફી** (sic: મોગુભાઇ કૂડીકર)

GE 8566 { આવો આજ બાજે બજાયે.
પાના બિરી મેં કે કબ ઉન દિને

**વિજય કુમાર**

GE 18051 { મેરી માતાકે સર પર તાજ રહે
ભાગ ૧–૨

**વિઠ્ઠનેસી અને પાર્ટી**

GE 8525 { બેડી ચંદાકી બારાત
ભાગ ૧–૨

**એલ. એ. મલીક**

GE 8553 { ઇસ ભેદ કો કોઈ કયા જાને
હાલે ગમે ફિરાક

**૦ અમે નીમેલા નજીકના ગ્રામોફોનના વ્યાપારીની દુકાને પધારી આ રેકોર્ડ આજેજ સાંભળો**



નિસર્ગોપચારનીદૃષ્ટિએ
જીવનઘડતરનું માસિક

# તંદુરસ્તી

*

તંત્રીઓ :

ભૂપતરાય મો. દવે
શંકરલાલ મો. દવે

જૂનની ૧૦ તારીખે પહેલો અંક પ્રગટ થઈ ચૂક્યો છે.

દરેક ઘરમાં આ માસિકનું વાંચન ઉપયોગી ને રસપ્રદ થઈ શકે તેટલો પરિશ્રમ આની પાછળ લેવામાં આવ્યો છે.

તંત્રીઓનો અઢાર વરસનો કિંમતી અનુભવ આ માસિક પાછળ રહ્યો છે.

દવાઓ અને બીજા ઇલાજો પાછળ જ્યારે ખૂબ પૈસા ખરચીએ છીએ ત્યારે વરસે માત્ર સાડાચાર રૂપિયાના ખર્ચમાં (લવાજમમાં) અસંત સરતુ ને ઉપયોગી થઈ પડશે.

આજે જ ગ્રાહક માટે નામ લખી મોકલો. લવાજમ દેશમાં રૂ. ૪-૮-૦ પરદેશમાં રૂ. ૭.

☆

## તંદુરસ્તી કાર્યાલય

ફરનાન્ડીઝ પૂલ નીચે : ગાંધી રસ્તો
અમદાવાદ-૧

ઊર્મિ નવરચના  સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૦ : 'નવરચના' વર્ષ ૧૫ : અંક ૪ થો

જુલાઈ : ૧૯૫૦

ક્રમ



સ્થળ સંકોચને કારણે 'સર્વોદય કે સામ્યવાદ ?'ની લેખમાળા તથા 'ગ્રંથસમીક્ષા' આ અંકમાં આપી શકાઈ નથી.

—: વાર્ષિક લવાજમ :—

દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂ. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧
રવાણી એન્ડ કંપની : ૪૦૫, કાલબાદેવી : મુંબઈ-૨

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઈશ્વરલાલ મો. દવે
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧
મુદ્રક : જયંતી ઘેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ, ઘેલાભાઈની વાડી : અમદાવાદ.



## જેને સત્ય જડ્યું છે

તેને માટે સ્વયંનિર્મિત બંધનનો આનંદ જ બસ છે. એ એમાં જીવનની ધન્યતા અનુભવે છે.

એક દેશના વેપારીની વાત છે. એણે એના માખણના વેપારમાં ઘી કેળાં થવા માંડ્યાં. કડાઈ આવી હતી કે પછી જતી જતી પૂંછડીનો ઘા મારી રહી હતી. ગમે તેમ, પણ એ હજારો લાખો ને કરોડોનાં સ્વપ્નાં દેખવા માંડ્યો.

પણ પછી એક દિવસ એનો અંતરાત્મા જાગ્યો; અતિલક્ષ્મીના ભાનથી કે પછી જીવનની ક્ષણભંગુરતાથી.

એણે દેશદેશના ભાવનો અભ્યાસ માંડ્યો. પોતાના દેશની ખપત જરૂરિયાત ખર્ચ ઉત્પાદન તમામ આંકડાઓને સત્યની હાજરીમાં બેસાર્યા. એમાંથી એને સુઝી આવ્યું કે જે ભાવ એ લઈ રહ્યો હતો તે ભયંકર રીતે અન્યાયી હતો.

પણ એના દેશમાં એ એકલો જ રાજા ન હતો.

બીજા એના ભાઈઓ એની સાથે વેપાર સંબંધથી જોડાયેલા હતા. એમનું એક મંડળ હતું.

એ મંડળના દરેક વેપારીને એણે પોતાનું મનોમંથન જણાવ્યું. જે ભાવ લેવાય છે તે ભયંકર રીતે અન્યાયી છે એ બતાવ્યું.

એમ છેવટે, આપણે આપણા દેશમાંથી જ તાકાતવાન ને વીર્યવાન પ્રજાનો નાશ કરીશું એ પણ સમજાવ્યું.

પણ પૈસો બુરી ચીજ છે. ભાવ ઓછા કરવાનું કોઈએ કબુલ કર્યું નહીં.

એ પોતે પોતાના મંડળથી એકલો થઈ જાય—એમાં પ્રજાશાસનના સિદ્ધાંતની મશ્કરી હતી.

માણસ મોટો ગમે તેટલો હોય, પણ જો અત્યંત અપમાનજનક વસ્તુ ન બની હોય, તો એણે બહુમતવાદને માન આપવું એ જ પ્રજાશાસનને દૃઢ કરવાનો એક માત્ર ઉપાય છે.





એણે એણે મંડળનો ત્યાગ ન કર્યો. મંડળ વિરુદ્ધ થઈ પોતે પોતાના ગ્રાહકોને ખાનગી કમીશન આપે એ પણ ઠીક નહિ.

એટલે એણે એક નવો રસ્તો શોધ્યો. પોતાના ગ્રાહકોનું 'લીસ્ટ' તૈયાર કર્યું. તેમનું આર્થિક સ્થિતિનું પૃથક્કરણ કર્યું. અને પછી

પોતે જે ભાવ ખરી રીતે યોગ્ય માનતો હતો, એના કરતાં જેટલા પૈસા વધારે આવતા હતા, તે માખણમાં ગુપ્ત રીતે તેમને ભેટ તરીકે મોકલવા શરુ કર્યા!

આનું જતે દહાડે એક પરિણામ આવ્યું. મંડળના તમામ સભ્યોએ ન્યાયસરના ભાવ લેવાનું કબુલ કર્યું!

આપણે આંહીં પણ પ્રવચનો કરવા વાળા પ્રવચનો બંધ કરે મોટી મોટી ફંડ ફાળાની સભામાં હાજરી આપી અને ચર્ચા કરવાનો આનંદ જતો કરે. અને જો ખરી રીતે કાંઇક પણ કરવું જ હોય તો પોતાને આંગણેથી વિવેક-પૂર્વકની વ્યવહાર યોજનાથી શરૂઆત કરો

એનું પરિણામ આવ્યાં વિના નહિ જ રહે એ નિશ્ચિત છે.

પણ સવાલ આટલો જ છે: "પહેલ કોણ કરે?' અને ખરી રીતે તો એ સવાલ પણ નથી. સવાલ આ છે: 'આવી કલ્પના કોના બાપની ઉછીની લેવી?'



ધૂમકેતુ

## બંધન મુક્તિ

આપણો આત્મા બંધનથી મુક્ત થવા ઈચ્છે છે એમ આપણે સાધુ સંન્યાસીઓ કહ્યા જ કરે છે. એ વાત તદ્દન ખોટી છે. આપણો આત્મા હર પળે એમ ઈચ્છી રહ્યો છે કે આપણે મન દ્વારા, વાણીદ્વારા, કર્મદ્વારા સત્યનું બંધન મેળવી લેવા પ્રયત્ન કરીએ. સત્યના બંધનથી આપણો આત્મા, આપણા દેહને નિત્ય વળગી રહેવા ઈચ્છે છે. એની ઈચ્છા તો આપણો દેહ હજારો વર્ષ કામ કરે તેવી છે. બંધનથી મુક્તિ તો આપણું જે નિર્બળ મન છે તે ઇચ્છે છે. આપણો આત્મા મુક્તિ નહિ-બંધન-સત્યનું બંધન માગે છે. સત્યના બંધન કરતાં મુક્તિમાં કાંઈ જ વધુ નથી. માટે આત્માનું બંધન શોધી કાઢો. બંધન દ્વારા જ માણસ માણસ બને છે, બંધન દ્વારા જ એ પોતાનો ત્યાગ, સત્યનું અન્વેષણ અને કર્મનો આનંદ, મેળવે છે. માટે આત્મા તો હરપળે ઇચ્છી રહ્યો છે કે આપણે સત્યનું બંધન મેળવીએ અને એ દ્વારા પરમાનંદના ઝાંખી કરીએ.

આગળ વધતી આપકથાનું એક વધુ પ્રકરણ

# જીવનપંથ [૭]

ધૂમકેતુ

આ પ્રમાણે હું રેલ્વેમાંથી નીકળીને ત્યાંની સંગ્રામજી હાઈસ્કૂલમાં રહ્યો. પણ હજી કાંઈ મન સ્થિર થયું ન હતું. એ વખતે આફ્રિકા જવાનો વિચાર પણ થઈ આવ્યો હતો. અમારી તે વખતની મંડળીના એક ભાઈ છોટાલાલ શ્યામજી શુકલ આફ્રિકા ગયા હતા. તેમણે ત્યાંની હકીકત અને થોડી સાહિત્ય મોકલી હતી, અને Director of Education Nairobi. E. Africa એ સરનામે અરજી કરવાની સૂચના આપી હતી. પણ એમણે આફ્રિકાના હિંદી જીવનનું દોરેલું ચિત્ર બહુ આકર્ષક ન હતું. એટલે એ વિચાર પાછળથી મૂકી દીધો હોય એમ લાગે છે.

પણ તે છતાં, કોણ જાણે કેમ ગોંડલમાં સ્થિર થવાનું નિર્માણ ન હોય કે ગમે તેમ, પણ એ અરસામાં ઘણે સ્થળે અરજીઓ કરી છે ને કેટલેક ઠેકાણેથી સારો જવાબ પણ મેળવ્યો છે. જો કે એક કે બીજે કારણે ક્યાંય જવાનું કર્યું નહિ.

આ વખતે ત્યાં હેડમાસ્તર તરીકે હીરાભાઈ કરીને ગૃહસ્થ હતા. ઘણા જ આનંદી હસમુખા અને પ્રેમાળ!

બપોરે બેથી ત્રણની ચા હીરાભાઈ પીવા જાય ત્યારે એમની સાથે ચા પીવા જવી એ એક પ્રકારની અનોખી મોજ હતી. માસ્તરો પણ બધા મારા જાણીતા ને પ્રેમાળ હતા. એટલે ઘડીભર લાગ્યું કે હવે આ જીવન જ યંત્રવત્ ચલાવવાની ભાગ્યરેખા જણાય છે.

વિદ્યાર્થીઓમાં પણ મારી નામના ઠીક ઠીક હતી. એક વખત એ અરસામાં એક પ્રસંગ બનેલો તે યાદ આવે છે.

ઘણું કરીને વાર્ષિક પરીક્ષાઓ પૂરી થઈ હતી અને નવા વર્ગો પાડવાનું કામ શરુ થયું હતું.

વિદ્યાર્થીને અંગ્રેજી ત્રીજા અને ચોથા ધોરણ વચ્ચેનો તફાવત મુંઝવનારો અને આકરો લાગે છે.

નિશ્ચયાત્મક વલણ લઇ શકે એ પરિપકવ બુદ્ધિ હજી. એ વખતે ઉદય પામી હોતી નથી. અને ત્રીજા ધોરણમાંથી ચોથા ધોરણના પ્રવેશ વખતે જ નવા અનેક વિષયો આવી પડે છે. વળી માધ્યમ જ્યારે પરભાષામાં હોય ત્યારે તો આ દરેક વિષય ખરી રીતે હોય તેના કરતાં હજાર ગણો વધારે અઘરો લાગે છે.

ચોથા ધોરણમાં બીજી ભાષાનો પ્રશ્ન પણ મુંઝનારો થઈ પડે છે. ફ્રેંચ, પર્શ્યન, સંસ્કૃત ત્રણમાંથી કોણ વધારે સહેલી પડે એના જવાબ વિદ્યાર્થીને જુદી જુદી રીતે મળે છે. એટલે એ બીજી ભાષાની પસંદગીનો પ્રશ્ન પણ મુંજવનારો બની જાય છે. આ પ્રમાણે એક વખત નવાં ધોરણો રચાયાં ત્યારે કોણે જાણે કોણ તૂત ઉડાડેલું કે પર્શ્યન સહેલું પડે ને સંસ્કૃત અઘરું પડે. સાધારણ રીતે પણ આ માન્યતા પ્રવર્તતી હોય છે જ. એટલે ચોથા ધોરણમાં જતા ઘણાખરા વિદ્યાર્થીઓએ પર્શ્યનને પસંદગી આપી અને સંસ્કૃતમાં તો બે ત્રણ છોકરા જ દેખાયા!

એ વખતે સંસ્કૃત મારે લેવાનું હતું. ક્લાસમાં છોકરા ત્રણ કે ચાર જ! ને પર્શ્યનનો આખો વર્ગ ભરાઇ ગયેલો.

નિશાળ જીવનમાં તો આવા પ્રશ્નો જ મહત્ત્વના રહ્યા. એટલે આ તફાવત ઉડીને આંખે વળગે તેવો હતો. એમાંથી તો એ ય પણ નિર્ણય થઇ શકે કે આ તફાવતમાં શિક્ષકોની બીનઆવડત કારણરૂપ હોવી જોઈએ.

બીજે દિવસે ક્લાસ શરૂ થયા. બધા વિદ્યાર્થીઓ પર્શ્યનમાં દોડે એ સહેલું છે એવી માન્યતા ઘર કરી ગયેલી. વળી સંસ્કૃતમાં નવો માણસ કેવું શીખવશે એ પણ શંકા!

પરિણામે હું તો ચાર પાંચ છોકરા લઈને આખા વર્ગમાં વારંવાર ઘૂમી વળું તો પણ વખત પૂરો ન થાય! પણ ડૉ. નરભેરામે જે રીતે શીખવવાનું શરુ કર્યું હતું તે પ્રમાણે, મેં સંસ્કૃતના ગણના તફાવતો નાતજાતના ભેદથી સમજાવવા માંડયા! અત્યારે અપ્રગતિશીલ લાગે તેવી આ ઉપમાઓએ ગણભેદ—પહેલો ચોથો છઠ્ઠો દશમો—વિદ્યાર્થીઓ માટે વિનોદાત્મક ને રસમય કરી મૂકયો. બ્રાહ્મણ, રજપૂત, કણબી એ





બધા જેમ માણસ છે પણ ભેગા જમવા બેસતા નથી, તેમ પહેલો ગણ, ચોથો ગણ, છઠ્ઠો ને દસમો ગણ બધાં ક્રિયાપદ છે પણ પોતપોતાનો અનોખો ચોકો રાખે છે; એવી રીતે ગણભેદ સમજાવતાં એ વિદ્યાર્થીઓએ તરત પકડી પાડયો! એટલું જ નહિ એ અનોખી વાતોનો પ્રચાર શરૂ થયો!

અને માત્ર એક જ અઠવાડિયામાં એક ચમત્કાર થયો!

પર્યંનમાં, જ્યાં આખો વર્ગ ભરાઇ રહેતો હતો ત્યાં, ત્રણ ચાર છોકરા જ દેખાયા. સંસ્કૃત વર્ગ આખો ભરાઈ ગયો.

સંસ્કૃતને રસમય અને સહેલું કરવા કરતાં પણ વાતાવરણમય કરવાની પ્રથમ જરૂરિયાત છે. અને તે મધુર કંઠે શ્લોકો બોલવવાથી થઈ શકે. ક ચ ટ ત ને ગમ્–ગચ્છ કરતાં પહેલાં દિવસો સુધી વિદ્યાર્થીઓમાં સંસ્કૃતની મધુરતા રમતી કરવી જોઇએ તો એનાથી એ વિષય પરત્વે સાંસ્કૃતિક પ્રેમ ઉભો કરી કરી શકાય એવો અનુભવ થયો છે.

આ તો જાણે જ્યાં પ્રસંગો ઓછામાં ઓછા બને છે એવા શિક્ષણ જીવનને લગતી એક વાત થઇ. પણ જો આપણે વારંવાર હાલત ચલતાં કહીએ છીએ તે ખરેખર ગંભીર રીતે કહેતા હોઇએ તો શિક્ષણ પ્રદેશમાં આપણે વધારે ને વધારે કલ્પનાશીલ ને વિવેકી અભ્યાસ ગોઠવવો જોઈએ, અને ગોખણપટ્ટી પરીક્ષા અને સર્ટિફીકેટને ધીમે ધીમે વ્યવહારમાં કોઇ સ્થાન ન રહે તેવું કરી નાખવું જોઇએ. આપણો ઉદ્ધાર તો છે, બાકી અત્યારની રીત પ્રમાણે તો આપણે ઉલમાંથી ચુલમાં, ને ચુલમાંથી ઉલમાં પડવાના ફેરફારો જ માત્ર કરી રહ્યા છીએ.

આ પ્રમાણે હું હાઈસ્કુલમાં સ્થિર તો થયો પણ મનમાં નિરાંત ન હતી. એટલે જુદા જુદા પ્રયત્નો ચાલુ રાખ્યા જ હતા. નવલિકાના ઉદ્ભવ વિષે કહેવાય છે કે નિત્યજીવનમાં કોઇ પ્રસંગ ન બને તો મનમાં ને મનમાં વાત જોડીને પણ બાળક એને કાર્યવેગ આપે ત્યારે જ એને આનંદ આવે છે! બધાં બાળક માટે કદાચ આ સાચું નહિ હોય, કોઇને કોઇ રીતે તો બીજાને બીજી રીતે આનંદ લેવાની વૃત્તિ હોય એ સ્વાભાવિક છે, પણ આ ત્રણ ચાર વર્ષ જે મનોમંથન, અથડામણ, અશાંતિ, અને અસંતોષમાં ગયાં એનું જ્યારે આજે એક ચિત્ર મન સમક્ષ રજુ કરવાનો પ્રયત્ન કરું છું, ત્યારે લાગે છે કે એનું પૃથક્કરણ એક જ રીતે થઇ શકે. અને તે એ કે હું કાંઇક શોધી રહ્યો હતો–અને એ જડતું ન હતું!

પણ વખતે કોઇ વક્રદૃષ્ટિ વિવેચકને આમાં વધારે પડતો હુંકાર જડી આવે એવો સંભવ છે, એટલે આજે કરેલું એ પૃથક્કરણ અશાસ્ત્રીય છે એ કબૂલ કરીને પણ, આટલું કહેવું પ્રાપ્ત થાય છે કે આ તમામ અશાંત પ્રયત્નો, સાહિત્યનું કાંઇક રૂપ હાથમાં આવતાં ધીમે ધીમે થાળે પડવા માંડયા હતા. એ વસ્તુસ્થિતિનું કાંઇક મહત્ત્વ હોય તો એ ઉપરથી પણ અનુમાન તો ઉપલું જ–શક્ય લાગશે, પછી તો ભિન્ન રૂચિર્હિ લોકા.

પણ આ શાળાજીવનમાં એક વસ્તુ હમેશાં, ખૂચતી હતી. એનું સ્થાનિકમાં કે સમાજમાં કાંઇ જ મહત્ત્વ નહિ! એ સ્વમાન હણનારી વસ્તુથી ઘણી વખત એમ લાગી આવતું કે બધું સંકેલીને પણ કોઇક એવી જ કેડી સ્વીકારવી જોઇએ કે જે કેડીએ આગળ જતાં કિમ્મત વધતી હોય! શિક્ષકની તો જીંદગી જ એવી કે જેમ ઉમ્મર વધે ને અનુભવ વધે તેમ એની કિમ્મત ઘટે! હા, જે જે, સલામોની સંખ્યા વધતી રહે!

એટલે ' મેલ મેચીડા કરવત 'ની પેઠે વળી પાછી રેલ્વે તરફ દૃષ્ટિ કરી!

એક વખત નીકળેલા માણસને પાછું પેસવું એ ઘણું મુસ્કેલ તો હતું. પણ દેશીરાજ્યોમાં–તેમ જ આજે તો હવે કાંગ્રેસ સરકારમાં પણ, વાડાનો મહિમા ઘણો છે. તેમ કોઇ પણ એક વાડાના બનો એટલે તમારા બધા ગુણો જ ઉભા થવા માંડે! પછી તમારામાં શકિત લાગે. તમારી સેવાવૃત્તિ અદ્ભુત જણાય. તમારી ભકિતની પરાકાષ્ટા દેખાય. તમારા કરતાં વધારે લાયક કાંઈ નજરે જ ચડે નહિ ને! પછી તમે ભલે ને બલાડાં ખેંચો પણ તમારાં એ બલાડાં



કલાત્મક જણાવા માંડે! વાડાનો આવો મહિમા છે. અને વળી એનો એક બીજો મહિમા પણ છે. મોગલસામ્રાજ્ય જ્યારે પડ્યું ત્યારે એના પતનમાં જેટલો ભાગ આ વાડાએ ભજવ્યો હતો તેટલો તો ખુદ રણમેદાનમાં મળેલા પરાજયોએ પણ ભજવ્યો નહિ હોય! દરેક માણસ રાજકાજમાં પોતાના વાડાનું ઘેટું લાવવા મથી રહ્યો હતો. પરિણામે આવું તંત્ર ઘેટાંઓનું બની ગયું હતું ને સિંહ કોઈ ન હતો!

એટલે આ વાડા, હરેકતંત્રનો વિનાશ સરજના ને નવુંરુપ લાવનાર તરીકે પણ કામ કરે છે!

મેં પણ આ વાડામહિમાનો આશ્રય લીધો. જે એક વાડો મને નજરે ચડ્યો ત્યાં આંટાફેરા શરુ કર્યા, બીજા વાડાની આથી પાછી આદરી. પણ મને ખબર નહિ કે આ બધું હું કરી રહ્યો હતો, છતાં કુદરત તો પોતાની રીતે પણ આમાંથી પોતાનો રસ્તો કાઢવાની હતી!

મને લાગે છે ઘણીવખત કુટુંબમાં વાત થતી કે રેલ્વેની આવી સારી નોકરી ગુમાવી દીધી, એ વાતથી વેગ પામીને કે પછી આવી નોકરી પાછી મેળવવી એ શક્તિ બહારની વાત નથી, એવું સિદ્ધ કરવા ગમે તેમ, મને પણ આ રસ્તો સૂઝયો. એક વાડો પકડવાનો, બાકી સ્વભાવથી એ રસ્તો મારો ન જ હતો.

એટલે તે વખતે એક બીજા રેલ્વે અધિકારીને સાધ્યા. સર ભગવત પાસે એનો બોલ એ વખતે પડ્યો ઝીલાતો. આયર સાહેબ બદલી ગયા હતા. એટલે પરિણામ અનિવાર્ય રીતે ધાર્યું હતું તે જ આવ્યું. ફરીને મારે માટે રેલ્વેનો ઓર્ડર નીકળવાની તૈયારી થઈ રહી! સવાલ માત્ર ચોવીસ કલાકનો જ બની ગયો.

પણ જ્યારે આ વસ્તુ શક્ય છે તેમ લાગ્યું, જ્યારે સિદ્ધિ પ્રત્યક્ષ દેખાણી, જ્યારે આ નોકરી પાછી મેળવવાની તાકાત છે એ વાત નક્કી કરવાની હતી તે નક્કી થઇ ગઈ, બરાબર ત્યારે જ હવે મહા મનોમંથન શરૂ થયું!

સવારમાં પેલા અધિકારી સાહેબ સાથે નક્કી કર્યું. મારું નામ હવે પછીના આવતીકાલના ગેઝેટમાં રેલ્વેમાં થયેલી ફેરબદલી રૂપે આવનારું છે એ ચર્ચા થઇ ગઈ. વિજય પામ્યાનો સંતોષ અનુભવ્યો. પછી તે વખતના એડીટર પરમાર સાહેબને ત્યાં મારું 'ટ્યુશન' હતું. એટલે હું ટ્યુશનમાં ગયો!

એમની સાથે કેટલીક વાતચીત થઈ, અચાનક કદાચ અકસ્માત જ, મારાથી એક પ્રશ્ન એમને પૂછાઇ ગયો: 'કઇ 'લાઈન' સારી?'

ગેઝેટમાં મારું નામ આવે છે એ ખબર એમને હોય તેમ લાગ્યું. તે મારી સામે જોઇ રહ્યા. પોતે ખરા વૈષ્ણવ હતા અને ભક્તજન પણ હતા. રહેવાશી લાઠીના હતા, ઘણી ગરીબીમાંથી આગળ વધ્યા હતા. પહેલાં રેલવેમાં રખાવવા માટે મારી ભલામણ એમણે જ કરી હતી એ મારું મનોમંથન સમજી ગયા. તેમણે ધીમેથી કહ્યું: 'તમે આમાં આવીને આંહીં વધારે આગળ વધશો એવું કાંઇ જ નથી! આગળ તો માણસ ગમે તે ઠેકાણે વધી શકે. પોતાનામાં રતિ હોવી જોઈએ!'

એમના આ શબ્દોએ એ વખતે ચમત્કારિક અસર કરી,

તે આખી બપોર હું નદી કાંઠે ને બગીચાઓમાં રખડ્યા જ કર્યો!

સાંજે પાછો ફર્યો ત્યારે વલણ નિશ્ચયાત્મક બની ગયું હતું!

ગમે તેમ થાય હવે તો એક જ વસ્તુને જીવન અર્પણ કરવું છે. અને એને માટે તો આ જે હતું તે જ ઠીક હતું, એ નિશ્ચય થઇ ગયો હતો.

એટલે રાતે આઠ વાગે પેલા અધિકારીને ત્યાં ગયો. એને જઇને કહ્યું કે મારે રેલવેમાં આવવું નથી.

એના આશ્ચર્યનો પાર રહ્યો નહિ! એને મારી મૂર્ખાઇ ઉપર હસવું કે ખીજાવું એ સમજાયું નહિ. પણ આ અનિશ્ચયાત્મક વલણથી પોતે અગવડમાં મૂકાતો હતો એની ચિંતા એને વધારે હતી. એટલે એણે તો તરત મને કાંઈક ઉપેક્ષાભરેલી રીતે વિદાય જ કરી દીધો ને ગમે તેમ કરીને તે જ વખતે દોડાદોડી કરી મૂકી અને 'ગેઝેટ'માંથી ફેરફારી કઢાવી નાખી!





આ પ્રમાણે બીજી વખત રેલવેમાં જવાનું થતું હતું તે છેલ્લી પળે અટકી પડ્યું!

પણ કોઈને ખબર નહિ એવો એક ફણગો ફૂટ્યો.

આ કરવા ધારેલી ફેરફારીને લીધે મારું નામ, જે અત્યાર સુધી તો અજ્ઞાત રૂપે જ હતું, તે હવે પ્રગટ થઇ ગયું. અને કોણ જાણે કેમ બીજે જ મહિને એક દિવસ સગ્રામજી હાઇસ્કુલમાં એક ઓર્ડર આવી પડયો!

મારી બદલી કન્યાહાઇસ્કુલમાં કરવામાં આવી હતી.

તે વખતના ત્યાંના સ્થાનિક મહત્ત્વ પ્રમાણે, શિક્ષકોને કન્યાહાઇસ્કુલ, નીચી કક્ષાની જણાતી. ત્યાં જવું એ ઉતરતી પાયરીનું લેખાતું. ગરાશીઆ કોલેજના શિક્ષકો શ્રેષ્ઠ મનાતા. સગ્રામજી હાઇસ્કુલ તે પછીનો નંબર મેળવતી. પણ કન્યાહાઇસ્કુલ તો ત્રીજાવર્ગનો અધિકાર રાખતી.

એટલે ત્યાં થયેલી બદલી મને ખૂંચી ગઈ!

અનુમાન એમ પણ થયું કે રેલવેની છેક છેલ્લી ઘડીએ બંધ રખાયલી ફેરબદલીનો આ પડઘો છે!

એ ગમે તેમ હોય પણ હુકમ એ હુકમ હતો, અને ત્યાં જવું જ પડે એ ચોક્કસ હતું.

પણ કોઇ વાતમાં, ખાસ કરીને અન્યાયી જણાતી વાતમાં નમતું ન આપવાની વૃત્તિ તો પહેલેથી જ બળવાન હતી. એટલે જ્યારે ધારી લીધું કે આ અન્યાય છે ત્યારે પહેલાં તો એને માટે ઘોડા શરુ કર્યા. બધા કેળવણી અધિકારીઓને મળ્યો. એમાં કાંઇ ફેરફાર કરવાની એમની શક્તિ ન હતી એટલે છેવટે કન્યા-હાઈસ્કુલમાં જવું પડયું—પણ તે જ વખતે મનમાં નિશ્ચય કરી લીધો કે આંહીં હવે લાંબો વખત રહેવાનું નથી.

આ પ્રમાણે જે પ્રયત્ન વડે ફરીને રેલવે લાઇન લેવાનો આશય રાખ્યો હતો, તે જ પ્રયત્ને ગોંડલ છોડવાનો નિશ્ચય કરાગ્યો!

પરંતુ આ નિશ્ચય એ હવે કેવળ હવાઇ નિશ્ચય ન હતો.

આ સઘળો વખત, આત્મનોમંથન અને પ્રયત્નની સાથે સાથે, સાહિત્યપ્રવૃત્તિ ચાલુ જ રહી હતી. એ વખતે 'વીસમીસદીની બોલબાલા હતી એ આગળ કહેવાઇ ગયું છે. એક વસ્તુનો નિર્દેશ આંહીં કરવો જોઇએ. ઘણું કરીને હાજીમહમ્મદના એક બે કાગળ મને મળ્યા હતા. એની સાદામાં સાદી કથનીમાં પણ એટલી બધી સચ્ચાઇ દેખાઇ આવતી કે એમના એ કાગળ વાંચતાં, કાગળમાં કાંઇ ન હોય છતાં કોણ જાણે કેમ, કાંઇક અસરકારક પડ્યું હોય તેમ લાગ્યા જ કરતું!

અને 'વીસમીસદી'ની એ સજાવટ, એ રજૂઆત, હાજીમહમ્મદની પ્રેમભરેલી પ્રોત્સાહક પંક્તિઓ, એ સઘળાની સમગ્ર અસર, એ થતી કે, સાહિત્યનો આ માર્ગ બાદશાહી જણાતો અને એને પડખે બીજી તમામ વસ્તુઓ મુફલીસ લાગતી

અને તેમાં પાછા ત્યાંના મિત્રો દેશળજી પરમાર અને બચુભાઈ રાવત, સાહિત્યના વાતાવરણમાં એટલા રચ્યાપચ્યા રહેનારા માણસો હતા કે સાહિત્યની ધૂન સિવાય બીજી કોઇ ધૂનનો અવકાશ જ રહેતો નહિ!

અને એને પરિણામે જ્યારે આ કન્યા હાઈસ્કુલમાં બદલી થઈ ત્યારે તો આ સાહિત્યનો જ માર્ગ આપણા માટે છે એ વધારે દૃઢ રીતે મનમાં ઠસી ગયું!

એ બદલી થઇ ન હોત તો કદાચ એ નોકરી છોડવાનો સંકલ્પ કર્યો ન હોત. પરંતુ ગમે તેમ એ બદલી એક રીતે થઇ તે સારું થયું.

કન્યા હાઇસ્કુલવાળાને મોટામાં મોટો ગેરલાભ એ હતો કે એમને વેકેશન મળતું નહિ. એને બદલે ચડને પગારે એક મહિનાની રજા મળતી.

એટલે જેમને કાંઇક પણ સાહિત્યપ્રવૃત્તિ કરવી હોય તેમને માટે આ ફેરબદલીનું મહત્ત્વ, વખતની દૃષ્ટિએ પણ ઘણું હતું. એટલે આ નિશ્ચય થયો તે અમલમાં મૂકતાં વખત તો લાગ્યો પણ એ નિશ્ચય મનમાં લેવાઈ ગયો હતો એટલું ચોક્કસ.

બરાબર હિસાબનો આંકડો માંડીને તો ન આપી



શકાય પણ સામાન્ય ગણતરીએ ત્રણ વર્ષનું- એટલે બરાબર એક હજાર દિવસનું-આ મનોમંથન ચાલ્યું !

આ સમય દરમ્યાન મેં શરૂ કરેલી એક અપ્રગટ નવલકથા- 'મસ્તચિતારો ' એના કેટલાક પ્રકરણો જીવનની વિષે કલ્પનામાંથી ઉદ્ભવ્યાં લાગે છે. હાજી મહમદમહમ્મદના અખાડાની વાતોએ પણ એ કલ્પના આવી હોય એ અસંભવિત નથી. 'મસ્તચિતારા' નાં કેટલાંક પ્રકરણો આ પ્રમાણે છે.

એક રાત્રિ !
ચિતારાનું કાવ્ય !
એનું મિત્રમંડળ
રંગનો અખાડો.
.........
...........
કલ્પનાનો મહેલ
ત્રિપુટી
સમર્પણ !

આ નવલકથા ' રાજમુગટ ' પહેલાંની છે. હજી એ પ્રગટ થઇ નથી, તેમ પછી તો પૂરી લખાઇ પણ નથી, પરંતુ એ સાહિત્યપ્રવૃત્તિ વિષેની રંગભરી કલ્પનાનું એક મનોરમ ચિત્ર રજૂ કરે છે. અને એ ચિત્ર બીજા કોઇનું નહિ, પણ મનમાં જે એક અખાડાની ને અખંડ ઉપાસનાની ભૂમિકા રચાઇ રહી હતી તેનું જ એ પ્રતિબિંબ હતું. એ વખતે અમારા બધા મિત્રોના મનમાં સાહિત્યની સૃષ્ટિમાં કાંઇ ને કાંઇ કરી નાખવાની ધૂન જ સવાર થઇ બેઠી હતી. એમાં બચુભાઇ રાવત અમદાવાદ જઇ બેઠા હતા. એમણે પ્રથમનાં મુશ્કેલીભર્યાં વર્ષો 'સસ્તાસાહિત્ય'માં શરૂ કર્યાં હતાં. તે વખતના એમના એક પત્રમાં થોડું ટાંચણ બતાવી શકશે કે એક પ્રકારની સાહિત્યઉપાસના માટેની ધૂન એ વખતે સૌને દોરી રહી હતી. એનું ચિત્ર સુરેખ નહિ હોય છતાં એમાં રહેલી ભાવના તો બળવાન હતી જ. 'મસ્ત ચિતારા'ની અપૂર્ણ નવલકથાના એક પ્રકરણમાં ઉપર મૂકેલું એક સુવાક્ય આ પ્રમાણે છેઃ— "Painting is silent poetry; and poetry is speaking painting", "મસ્તી એટલે મૃત્યુ."

શ્રી. બચુભાઇ રાવત 'સસ્તાસાહિત્ય'માં બેઠા ભાવના તો સાહિત્યજીવનની જ ઘડી રહ્યા હતા. એમનું મનોમંથન આ નીચેના ટાંચણથી દેખાઇ આવશે. પોતાના હસ્તલિખિત "જ્ઞાનાન્જલિ" માટે લખ્યું છે: "તું અને દેશુ (દેશળજી પરમાર) મારી મદદે છો એ આશાએ મેં ઝંપલાવ્યું છે. છોટુનો મને બહુ ભરોસો નથી. વિજય પણ બહાવરા સરખો દીસે છે હવે તમારી જ મદદ અને હિમ્મતે કામ શરૂ કરું છું. પણ મારો એક પ્રકારનો છુપો ભય છે. જ્ઞાનાન્જલિનો દીપોત્સવી અંક આ વખતે હું તૈયાર કરી શકીશ કે નહિ?...કાર્લાઇલ (તું લખે છે તેમ) માનવસમાજના ધિક્કારભર્યા સ્વરૂપોને જોઇને હાથ પગ પછાડતો. હું પણ આદર્શોને પૂજું છું. આદર્શ જીવન ગાળવાના મ્હને અભિલાષ છે. એ માટે હું જીવું છું......વગેરે."

આ લખાણનું મહત્વ પ્રાથમિક ભૂમિકાની દૃષ્ટિએ જોતાં સમજાય તેવું છે.

પણ બચુભાઇ રાવત અમદાવાદ આવ્યા, અને એમની કાંઇક સ્થિર થવાની મનોદશા થઇ એટલે દેશળજી પરમારને તેમજ મને-અમને બન્નેને આંહીંનું આકર્ષણ વધ્યું. એ વખતના પત્રોમાં પણ આ વસ્તુ દેખાઇ આવે છેઃ સાહિત્ય પ્રવૃત્તિ વિષે લખતાં કહે છે; "અને મને તારો એક સિદ્ધાંત બહુ ગમ્યો. અને હમણાં હું એ અનુભવી રહ્યો છું. સતત પ્રવૃત્તિથી જીવન યંત્ર જેવું બની જાય છે અને એ મને આંહીં આવ્યા પછી જણાયું. ઘણાયે કલાકોના કલાકો સુધી મને એવું થાય છે કે હું અચેતન સમો પડી રહું છું. વાંચતો નથી, લખતો નથી, વાતચીત પણ કરતો નથી. એમ ને એમ પડી રહું છું. વળી કોઇ દિવસ સતત લખું છું; તો બે ચાર દહાડા સુધી લખ્યા કર્યા વગર વાંચ્યા જ કરું છું. મને આમ આંહીં આવ્યા પછી થાય છે. પણ મને લાગે છે એમાં જ મારો આનંદ છે, એટલે તારો સિદ્ધાંત કેટલાક દિવસ સુધી કાંઇ પણ ન કરવાનો મને ગમ્યો છે, એટલું જ નહિ સાચો અને નક્કર જણાયો છે, વાતો કરવી એ સુંદર સાહિત્ય છે!' તેં કહેલું આ વાક્ય સાંભરે છે પણ આંહીં વાતો કર્યા કરું? એ સિદ્ધાંત પણ આંહીં આવ્યા પછી સમજાય છે!"

આ પ્રમાણે સાહિત્યની ઉપાસના ભૂમિકાની તૈયારી થઇ રહી હતી, તે વખતે એક બનાવ બન્યો. અમૃતલાલ શેઠનો અચાનક કાગળ આવ્યો- [ચાલુ]

# ભાંગ્યાં હૈયા

'કલ્પના'

રમર ઝરમર વરસાદ વરસી રહ્યો હતો. ચારે તરફ વાતાવરણ રમણીય જામ્યું હતું. ધુમસ પણ થોડું હતું. હજી સુર્યોદય થયો નહોતો. ચારે તરફ નિરવ શાંતિ હતી. પથારીમાંથી ઉઠીને મેં આંટા મારવા માંડયા. જરા વરસાદ ધીમો પડે તો ફરવા જઉં એ વિચારમાં હતો. બારી પાસે ઘડીક ઉભા રહી સૃષ્ટિસૌંદર્ય જોતો હતો. ઓચિંતાનો એક પહાડી સુર સંભળાયો. ખૂબ મીઠી હલકે પ્રભાતીયું ગવાતું હતું. પણ થોડી વાર થઇ બીજું પ્રભાતીયું શરૂ થયું. એ સાંભળવા માટે બહાર નીકળીને એ તરફ મેં પગ ઊપાડયા. ફળીયાની દિવાલ બહાર ઝાડ નીચે એક પડછંદ પુરુષ ગાઇ રહ્યો હતો. પૂર્વ તરફ એનું મોં હતું. એના તાનમાં એ એટલો મસ્ગુલ હતો કે મારાં પગલાં એણે સાંભળ્યાં નહિ. એણે ફરી ફરી ને બીજાં પ્રભાતીયાં ગાવા માંડયાં.

જાપ જપીએ જાપમાંને છગનભાઇના પાપમાં
એ છોરૂં મારાં મરી ગયાં—
—તારા તારા તાપમાં
માવડી એની ઘેલી થઈ ગઇ
ઈય તારા પાપમાં ...જાપ જપીએ.

છેલ્લી પંક્તિ ઉથલાવી ઉથલાવીને એણે ત્રણ વાર ગાઈ અને પછી છૂટે મોંએ એ પડછંદ પુરુષ રડવા માંડયો. ડુંગરામાં પડઘા પડે વાતાવરણ થંભી જાય એવું એનું રૂદન હતું. ધીમે પગલે એની પાછળ જઇ મેં એને ખભે હાથ મૂકયો. એ ચોંકી ઉઠયો, 'ભાઇ! કોણ તમે! અહીં કેમ આવ્યા!'

તમારૂં પ્રભાતીઉં પહેલાં તો ખુબ મીઠું લાગ્યું તે સાંભળવા આવ્યો પણ પછી એ મૂંઝાયો એટલે પાસે આવ્યો!'

'અરે ભગવાન! ભાઇ વહ્યા જાઓ. મારા હૈયાની આ નબળાઇ તમે જાણી ગયા! અરે જીવ! પાછો કાં ઉધમાત કર્યો!" હાથ જોડીને એણે કહ્યું હજી એના કંઠે ડુમો ભરાયાથી ગળગળો હતો.

'ભાઇ! મારે જાણવું છે કે છગનભાઈ કોણ? તમારાં છોરૂં શાથી ગુજરી ગયાં. છોરૂંની મા ઘેલી કેમ થઈ ગઇ. મને કહેવું પડશે.' હું પથ્થર પર એની સામે જ બેઠો.

પ્રભાતીયું ગાનારનું નામ એભો હતો. બે દિવસથી હું અહીં આવ્યો ત્યારે મેં એને જોયો હતો. એનો પડછંદ દેહ અને આકર્ષક ચહેરો મને આકર્ષી રહ્યાં હતાં. પાંચ હાથ પૂરો એનો દેહ હતો. સપ્રમાણ એનાં અવયવ હતાં. વૃદ્ધાવસ્થા ચાલી રહી હતી. કોઇક વાર્તાના પાત્ર તરીકે એને ગુથવાની વિચારણા મારા દીલમાં થઇ હતી. એ એભો આટલી વહેલી સવારે ડૂસકે ડૂસકે રડતો હતો. આવા પડછંદને બળીયા માણસને શું દુઃખ હશે? એની બે લીટીમાં એનો જાણે ભેદ ઉકેલાતો હતો પણ સો સુધી એના પુરા અંકોડા મળે નહિ ત્યાં સુધી સર્વ નકામું. કંઇક અદ્ભૂત રોમાંચક એના જીવનમાંથી મળશે એ જાણવાની મનોવૃત્તિ મને થઇ હતી.

'બાપુ! તમારા જેવા તો કૈંક આવે ને કઈંક જાય. હૈયાની વરાળ કોને કહેવાય! બાકી આજ મારા મનને ભારે દુઃખ થાય છે. મારું હૈયું તમે કળી ગયા. બાપુ! અગ્નિ અને દુઃખ દાટયાં જ સારા—' બહાર પડે તો તો સત્યાનાશ નીકળી જાય. એ તો દટાયું જ ભલું. એને બહાર કાઢો મા.'

'બધું સાચું! પણ તમારે મા આજ તો હૈયું હળવું કરવું પડશે. તમારી થોડી વાત મને ન કરો?'

'ભાઈ મારા! એમાં સાર નથી પણ હવે અરધું જાણ્યું તો અરધું કહી દઉં. પણ કોઈને કાને ન જાય. મારે આ દેશમાં પેટ ભરવું—મારા સગાં સાગવાં અંહી ને જો બીજો સાંભળે તો મારા કરમ ફરી વળે! તમે તો આંહીના લાગતા નથી. બાપુ! કયાં રહેવાં?'

'મારે? મારે તો મુંબઇ રહેવું આતો આ તરફ મુલક જોવા નીકળ્યો હતો અહીં ઉતર્યો. લાગ્યું સાવજ દીપડા દેખાય તો દેખી લઉ? બે' દિવસથી અહીં પડયો છું. કંઇ જોવામાં ન આવ્યા આજે પાછો જઇશ.'

એતો હસ્યો! 'અરે ભાઈ! ઈતો કંઇ કૂતરો છે કે જ્યાં ત્યાં નજરે પડે! ઈતો જંગલના રાજા! તમે



બધા પણ ઠીક હાલી મળ્યા છો સાવજ દીપડા જોવા ! હાલો જોવા છે? સામે ધંટલો છે એની પાછળ કે હાંતો કરીયાના નેસ તરફ. પણ બાપુ! ઇ હરણ જેવાં તમારાં કુણાં કાળજાં સાવજની ત્રાડ જીરવે નહિ. કાલ રાતે જ અહીં બે સાવજ હતા.'

હું ઘડીભર એના તરફ જોઇ રહ્યો. એ શાંત પડયો હતો. એનામાં સ્વસ્થતા આવી હતી. 'પણ હવે મૂળ વાત કરોને મારે સાંભળવી છે.' મેં કહ્યું.

એતો પાછો ગંભીર થઇ ગયો.

'ભાઇ! બહુ જુની વાત છે જે દી જુવાની હતી, આ કાયામાં જોમ હતું. એક કડીયાળીથી દીપડાને ઝુડી નાખતો ને આખો ગિરમાં એકલો રાતે બાર વાગે પણ જતો. એ દિવસ હતો. આવી ધરતી ક્યાંય ચોર નહોતી. ધઉં ને બાજરો મબલખ મળતો ને ધરતી હિલોળા લેતી હોય એમ ચારે કોર ભગવાનની દયા હતી. મારે પણ ખેતર હતાં. ઢોર હતાં. પણ બધું જે હાથે દીધું હતું એ હાથે ભગવાને લઇ લીધું. છોકરાં ને છોકરીની મા-ભાઇ ને બાપ બધાય એની સાથે ગયા. હું એકલો રહ્યો.

પહેલાં તો હિલોળા હતા. ખાતાં પીતાં ને ભગવાનનું નામ લેતાં. પણ દિવસ કંઇ સરખા હોય છે? એમાં કોક એવા આવે કે પાયમાલ કરી દે. મારૂં પણ એમ જ થયું. થોડા દિવસ તો દુનીયા જાણે સ્વર્ગ જેવી લાગી. પણ પછી? પછી તો મારૂં સત્યાનાશ નીકળી ગયું.' એ ગળગળો થઇ ગયો.

'હવે બસ કરો! મારે વાત નથી કરવી.'

'એભાભાઇ! બેસો, એમ ન થાય. થોડી પુરી વાત તો કરો!

'પણ ભાઇ! સુરજ તપવા માંડયો. તમને અસુખ થશે હમણાં નહિ. હું બપોરે આવીશ.'

એભો ઉભો થયો ને હું પણ ઉભો થયો. એ ચાલ્યો ગયો હું ઉતારે આવ્યો. મને થયું, બપોરે નહિ આવે.

બાર થયા એક થયો અને બે વાગ્યા. મેં આશા છોડી દીધી ને સાંજની ટ્રેનમાં જવા માટેની તૈયારી કરવા માંડી.

સવા બે વાગ્યા હશે. ધીમેથી એણે ખોંખારો ખાધો.

'કોણ!'

'બાપુ! હું! એભો!'

'આવો! આવો! મેં તો માન્યું હવે નહિ આવો!'

'જરા મોડું થયું.'

એણે વાત શરુ કરી.

×

મધ્ય ગીરમાં ભોજદે રૂપાળું ગામડું.. ગામને પાદર વોકળો. ધોળે દિવસે પણ સિંહ ને વાઘ પડયા હોય. ચોમાસામાં પાણી ઘણું રહે પણ શિયાળામાં પથ્થર સિવાય કંઇ ન હોય.

ભોજદેમાં કાનજી આયરનું ખોરડું મોટું ગણાતું. કાનજી મોંનો મીઠો ને વ્યવહારનો કુશળ હતો, મહેનતુ અને પ્રમાણિક પણ હતો. અસલ એ હતો તો હાલારનો પણ નળગીરના વસવાટ વેળાએ ત્યાં આવીને વસ્યો હતો. મહેનત ને દીર્ઘદૃષ્ટિને લીધે ખેતીમાંથી એણે સારૂં મેળવ્યું હતું. થોડો વેપાર પણ કરતો. એના બળ ને શકિતને લીધે ભોજદેની સીમમાં કોઇ હરામખોર આવી શકતો નહિ. ચોરીની રંજાડ હતી નહિ, એ ઘોડીપર બેસીને રોજ સીમમાં ફરતો અને કોઇ હરામખોર નજરે પડે તો એનું આવી બનતું. દીલનો ઉદાર હતો. એના બારણેથી કોઇ ભૂખ્યું ન જતું. અભ્યાગતને અમલદાર સૌને સૌના પ્રમાણમાં એ સત્કારતો. સાકરનું પાણી તો કોઇપણ પીધા વિના ન જાય. કાનજીની સુવાસ ચારે તરફ પ્રસરી હતી. ઘણાને સલાહ આપતો-ઘણાને ઠપકો પણ આપતો. પણ સૌના મનમાં એના માટે માન હતું.

કાનજી પાસે ઠીક જીવ હતો. ૫૦-૬૦ ગોદડાં કે ૨૫-૩૦ થાળી વાટકા એક સાથે એના ઘરમાંથી નીકળતા. સોનું રૂપું પણ ઠીક હતું. ધીરધાર પણ સારા પ્રમાણમાં કાનજી કરતો હતો.

વહીવટદાર કે ફોજદાર, શેઠ કે શાહુકાર એને ઘેર સુરમું કે દુધપાક ખાધા વિના ન જતો.





કાનજીને બે દિકરા, હતા એભો ને અરજણ. અરજણ એની બાપીકી જમીન સાચવતો. એમાં કસ નહોતો પણ જમીન હતી એટલે સાચવવી રહી. એભો બાપની ભેગો રહેતો.

કાનજી ભજન કરતો. સાધુને જમાડતો. ભજન મંડળીઓ બેસાડતો અને પોતાના દિવસ પુરા કરતો. કાનજીએ સાઠ પુરાં કર્યાં હતાં. એભાની મા આ બધું સુખ જોઇ ગત થઇ હતી. એને શાંતિ હતી. દ્વારકાની જાત્રા પણ કરી આવી હતી. કાનજીએ એભાની મા પાછળ કારજ કરવામાં ઘણો ખર્ચ કર્યો.

સમય જતાં વાર લાગી નહિ. કાનજીના સારા દિવસો ફરવા માંડયા. ઉપરા ઉપરી વરસ મોળાં પાકવા માંડયાં, ઘરમાંથી દાગીના વેચવા માંડયા. સંઘરેલું અનાજ પણ ખુટી ગયું. વરસાદ લંબાયો.

આજે ગામના ચોરા પર બધા ખેડુતો ભેગા થયા હતા. વિઘોટી ભરવાની રકમ નહોતી. બબ્બે વરસથી મેઘરાજાએ રૂસણું લીધું હતું. થોડીવાર નિરવ શાંતિ રહી-

કાનજીએ મૌન તોડયું. 'બધા કાં ચુપ બેઠા ? આ સરકાર પાસે અરજે જઇએ ! આ વરસે તો ચામડાં પણ ઉતરડીએ તો પણ વિઘોટી ભરાશે નહી. બોલો કેમ કરશું ?'

"કરે શું ? બધા ભેગા થઇ જઇએ જુનેગઢ. સરકાર પાસે ધા નાખીએ. વગડામાં નથી ઘાસ કે પાણી, નથી કાઠીએ બાજરો. ઓણ સાબ વિઘોટી માંડી વાળેને તગાવી આપે. તગાવી વિના ટકવું અઘરૂં છે." જીવા પટેલે સાથ આપ્યો.

બધાનો મત થયો ને ચાર જણા જુનાગઢ અરજે ગયા. સરકારી કામની ધમાલમાં અમલદારોની વફાદારીમાં આ ખેડુતોને સાંભળવાની કોઇને પડી નહોતી. વફાદાર મહેસુલી અધિકારી હતા. નિમ કહલાલ કરવામાં માનતા. ખેડુત જીવે કે મરે એની એ અધિકારીને પડી નહોતી. ખેડુતોને ધમધમાવી અપશબ્દો બોલી-હેઠા પાડીને ધારી રકમ એ સરકારી તીજોરીમાં જમા કરાવી શકતા. એમના ત્રાસે કઈંકે દેશ છોડયો હતો, કઈંકનાં ઘર-ખોરડું મૂકાયાં હતાં, કઈંકને ઘેરથી સોનાં રૂપાંએ પાછા પગ કર્યા હતા. અને ઘણા ખેડુતોએ પોતાની પત્નીને લખણું લખીને છુટી કરી હતી. એવા આ નીમકહલાલ અમલદાર પાસે અંજી ગીરનાં સાવજથી ને દીપડાથી ન ડરનાર ખેડુતો ડરતા હતા. એના પગ પાછા પડતા હતા. એની જીભ સીવાઇ જતી હતી. અને એનું દીલ ધડકતું હતું.

ઘણી મુસીબતે ત્રણ ત્રણ દિવસની વાટ જોવરાવ્યા પછી, સાહેબ મળ્યા ! બેઠી દડીના સશકત બાંધાના એ અમલદાર હતા. ગોળ મોઢું-માંજરી આંખો ને ઘઉંવર્ણો વાન હતો. એના મોંમાં સદાય પાનનો વાસ રહેતો. મોંમાં થૂંક ભરી રાખીને એ ઘણીવાર વ્યંગમાં બોલતા ત્યારે સાંભળનારને થતું કે પ્રભુએ શયતાનનું સ્વરુપ થોડુંક આનામાં પણ મૂકયું છે.

પટાવાળાએ બૂમ પાડી ને કાનજી ને બીજા ખેડુતો હાજર થયા.

સાહેબ તાડુકયા ! એલા કાનીયા ! બહુ ફાટયો છે નહિ? આ બધાને ચડાવી ચડાવીને તુંજ અંહી લાવ્યો છે. બદમાસ ! ખટપટ કરે છે ? શરમાતો નથી ? ઘરમાં સંચમાં નાણાં ભર્યાં છે અને આંહી દુકાળ જાહેર કરાવવા આવ્યો છે. સા—

કાનજી:-બાપુ ! ગમે ઇ કરો મલકના ધણી છો પણ હજી તો અમે વાત કરીએ ઇ પહેલાંજ કાં દાબી દયો. અમારી વાત તો સાંભળો. પછી ઘટારત કરજો !

સાહેબ વધુ ગુસ્સે થયા. ત્રણ ટકાનો આયરડો બોલે એ એના જેવા અમલદારથી કેમ સહન થાય !

કાના ! તું શું સમજવા માંડયો છે ! આંહી રહેવા દીધો છે માટે ! જા નીકળ અંહીથી હરામખોર ! "સાહેબ ઉભા થઇ ગયા ને ચારે ખેડુતો મોં વકાસીને એના સ્વરૂપને જોઇ રહ્યા. આ અમલદારના ઘરમાં કેટલી ઘીની તાંબડીયું ઢલવાણી



હતી? કેટલી થેલી રૂપીયાના હમલા એણે કર્યા હતાં? અને એ સમયે "કાનજી! તારા જેવું 'અસલ' માણસ નહિ! એમ કહેનારો આ માણસ હજુ તો દુકાળના ઓળા પડે છે ત્યાંજ આમ કરે છે? બીજું તો ઠીક પણ આ બધા વચ્ચે આવાં વેણ કહે! કાનજી છોભીલો પડી ગયો. એ અમલદારની પાછળ ગયો.

'શું છે! કેમ પાછળ આવ્યો? સાહેબ તાડુક્યા.

'સાહેબ! વાત તો સાંભળો. મિરમાં પાણી પણ ખૂટયું છે. અને ચારેકોરના પાર વિનાનાં ઢેર આવ્યાં છે. કંઇક બંદોબસ્ત કરો. નીકર અમારો આરો નથી!'

સા—તને ખબર છે તો અમે શું આંવળા છીએ, આ સરકારે આ ઓફીસમાં શું કામ બેસાડયો છે! અમને ખબર નથી? તું કોણ કહેવા આવનાર! આ તો તું હતો બીજો હોત તો જેલમાં ઘાલત જેલમાં. જા ઘર ભેગો થઇ જા.

કાનજી વીલે મોએ પાછો ફર્યો. એની આંખમાં આંસુ આવી ગયાં. એ અપમાન ને અવગણના ગળી ગયો. પણ એનું વૃદ્ધ શરીર ધ્રુજતું હતું. બહાર બેઠેલા ખેડુતો મામલો સમજી ગયા. વીલે મોઢે કમને દોષ દેતા સ્ટેશન ભેગા થયા.

શ્રાવણ ઉતરવા આવ્યો હતો. વરસાદની જરાય આશા રહી નહોતી. એકાદ વાર વરસે તો પાણી થાય એ આશાએ આકાશ સામે મીટ માંડીને ખેડુતો બેઠા હતા. ભાદરવો શરૂ થયો. જાણે પ્રભુએ કંઇક કરવા ધારી હોય એમ એકાદ ઝાપટું પડયું ને તળાવમાં ને નદીમાં પાણી થયું. ઢોર નબળાં પડયાં હતાં. ધૂળ ચાટીને, થોરના ડાંડલા ખાઇને અને કચરો ચાટીને એ જીવતાં હતાં. હાડકાંના માળખાં જેવી ગાયો ને ભેંસોનાં ટોળાં રવડતાં હતાં.

મહિનાઓ જવા માંડયા. જમીનની મહેસુલ આકારવા માટે સાહેબની પધરામણી થઇ. સરકારની તીજોરી ખાલી થાય તો મોટરો ને કૂતરાં કયાંથી આવે? ને જુલમ ન કરે તો અમલદારને ઘેર સોના રૂપાં ને ઘરવખરી કયાંથી થાય?

અને એમાંએ છગનલાલથી બધા હેઠ. એને આ સરકારનું લૂણ હલાલ કરવું હતું. બધા લેતા તો ચપટી મૂકી લેતા! કામ કરીને લેતા. દેતા તે ખુશી થઇને દેતા, હસીને આપતા. પણ છગનલાલ! એણે તો જુલ્મનો કોરડો ફેરવવા માંડયો હતો. મોજદેની સીમનો ૧૨ આની પાક આકારવામાં આવ્યો. ખેડુતો ઠરી ગયા, ઉભાડ ધ્રુજી ગયા. કયાંથી અપાશે! ઘર માથે નળીયાંયે ચાળવાના પૈસા નહોતા. શું કરશે!

તરતજ નોટીસ અપાઇ ને ૨૪ કલાકમાં પૈસા ભરવા હુકમ નીકળ્યો.

ગામમાં રોકકળ થઇ ગઇ. દાગીના હતા તે દાગીના લઇ મારતે ઘોડે બાજુના મોટા ગામમાં ગીરો મુકવા ગયા. પણ પૈસા નહોતા તે શું કરે! કાનજીની સ્થિતિ કફોડી થઇ હતી. આબરૂ હતી પણ ધન નહોતું રહ્યું. શેઠને ચીઠ્ઠી લખી કે થોડી મદદ કરે. પણ ચોકખો જવાબ મળ્યો કે તમારે હવે આશા રાખવી નહિ. તમે તો મુલકને ઠગનારા છો. વધુમાં શેઠે કહેવરાવ્યું કે કોઠી નીચે દાટેલું કાઢીને મહેસુલ ભરી દો. ગોસે થા મા? કાનજીને ભારે લાગી આવ્યું. એ સાહેબની પાસે ગયો. પગે પડયો. બાપુ! સાચે જ ઝેર ખાવા નથી. નહિતર આવું અપમાન સહન ન કરૂં.

તું તુંજ નાલાયક છે. તારી જ દાનત નથી અને ઉપરથી બધાને ચડાવી તું સરકાર સામે ઉશ્કેરે છે. કાનજી! સીધે સીધી મહેસુલ ભરી દે નહિતર જેલના સળીયા જોવા પડશે, તારી પાસે એટલું ન ન હોય એ કેમ માનું? કમજાત! સરકારના હાથ લાંબા છે લાંબા! ૩૬. કલાકમાં ભરી નહિં જાય તો શી વલે થાય છે. એ જોજે' છગનલાલે કરેલું અપમાન ગરજો જુનાગઢ ગયો ત્યારે જ સહ્યું હતું. સાહેબનો બોલ મિથ્યા થનો નહિ. એની અશિષ્ટ ભાષાને કોઇ પહોંચતુ નહિ. ગાળો દઇને બીજી પળે રામ રક્ષા કે શિવ રક્ષા એ વદવા માંડતા. પલાંઠી મારીને એકાદ દેરી કે મંદિરમાં બેસી ભજન કરતા. નવરાત્રીમાં નવરાત્ર બેસતા અને હવન કરતા. મહા-





દેવ ને વિષ્ણુ, રામ ને હનમાન, દેવીને દેવ બધાંને રીઝવવા સદાય તત્પર રહેતા. સવારમાં કલાક પૂજા કરતા, પણ ભગવાને કાળજું સેતાનનું ઘડયું હતું. માણસ પ્રત્યેની માનવતા એનામાં નહોતી. આજે એને તડાકો હતો. બે આની પણ પાક ન હોય ત્યાંથી બાર આની એને લેવો હતો. ગામના વેપારી સાથે ભાગ હતો. ગીરો મૂકી જતા કે પાણીને મૂલે દાગીના વેચી જતા. એમાંથી સારી આવક હતી.

કાનજી લથડતે પગે બહાર નીકળ્યો. એભાને બોલાવ્યો.

' એભા ! શેઠે કંઇ ન આપ્યું હવે શું થશે ! આ કાળમૂખો જવાનો નથી. મારી પાસે કંઇ નથી. શું કરશું ? '

' બાપા ! હાલી નીકળીયે. જ્યાં જવાય ત્યાં ખરું ! દેશ જઈએ. અરજણને ત્યાં બાકી હવે શું થાય ! ';

બાપ દિકરો ઘડીભર ચુપ રહ્યા. વાચા સીવાઇ ગઇ હતી. રસ્તો સુઝતો નહોતો. બપોર થવા આવ્યા હતા પણ રોટલાનું બટકુ ભાંગ્યું નહોતું. મુશ્કેલીમાં મુકાયલું પણ સુખી ગામ ગઈ કાલ સુધી આનંદમાં હતું. કારણ કે દુઃખ કુદરતે દીધેલું હતું. એ ગામમાં આજે ચુલા સળગ્યા નહોતા. વલોણાં થયાં નહતાં ને ઢોરને વાછડાં પાડાં ધાવી ગયાં હતાં. આખું ગામ વિમાસણમાં હતું.

સાહેબ માટે મહારાજે ચુરમા લાડુ ને ભજીયાંની રસોઈ કરી હતી.હસી હસીને સાહેબ ખેડુતોની ખંધાઇને પોતે કેવા કડકાઇથી પહોંચી જાય તેવા છે એ વાતો વારે વારે ફેરવીને કારકુનોને વેપારીઓને યાદ કરાવતા હતા.

ત્રણેક વાગ્યા હશે. કઢેલ દુધની ચા ઉકળી. સાહેબે પીધી. ઉપર ડબલ પટ્ટી પાનની મોંમાં ચડાવી સાહેબ બહાર નીકળ્યા. એના હાથની પાતળી સોટી વારંવાર પગપર પછાડતા હતા. એના તાલ સાથે પગનો તાલ પણ દેખાતો હતો.

તાપમાં જમી પરવારીને સિપાઇઓ ઊંઘતા હતા. સાહેબનો મિજાજ ગયો અરે ! કયાં મુઆ બધા ! હરામનો પગાર ખાવ છો હજી સુધી વસુલાત કેમ શરૂ કરી નથી. તમારા બાપનાં બધાંનાં મોં આવે છે ! નોકરીમાંથી પાણીચું દઈ દઈશ ! કરો છો શું બધાં ?

સાહેબની રાડે તરત જ બધા ભેગા થઈ ગયા. કારકુન ને હવાલદાર, પસાયતો ને પગી બધા ચાલવા માંડયા. સાહેબ પણ સાથે નીકળ્યા. આજ એને સીકા પાડી દેવો હતો. સાહેબની કલ્પનામાં કાનજીની કોથળી હતી. આની પાછળ કરાયત પૈસા કઢાવવાની હતી. પણ કાનજી ખાલી થઇ ગયો હતો રૂપીયાની રીઝવી શકે તેમ નહોતો.' સાહેબનો પારો ચઢતો જતો હતો.

'સિપાઇ ! પહેલી કડી આ કાનીયાને ઘેર ઘો ! એણે જ મને ધક્કો ખવરાવ્યો છે. સાલો હરામી છે !'

કાનજીના ઘર પાસે બધા આવ્યા. ઘેર ઘેર બારણામાં બધા ઉભા હતા. કોઇની હિંમત પાસે આવ-હતી. સિપાઈ તો ઘરમાં પેઠા. એભાની વહુ ને છોકરાં બહાર પહેરે કપડે નીકળી ગયો.

' બાપુ ! આ બચલાંનાં લુગડાં ને બટક ખાવાનું લેવા ઘો ! કાનજીએ આજીજી કરી.

આહ !-સાહેબ હસ્યા. ઈતો હવે મળી રહ્યું. જાઓ. જયાં સંઘર્યું હોય ત્યાં જાઓ.

કાનજી કપાળે હાથ દઇને બેઠો. રાતના આ આ ટાઢમાં છોકરાંને વહુ શું કરશે ! એભો ઉકળી ગયો હતો,

' બાપુ ! કંઇ ચોર લૂટારા તો નથી. આ તમારા ઘરમાં ઘીની તાંબડીયુ ઠલવી દુધે ધોઈને રૂપીયાના ઢગલા કર્યા ને સાહેબ ! તમારા પેટમાં અમારાં ચુરમાં ને દુધપાકને મગજ હજી બોલે છે ને મારાં બચ્ચાં સારૂ કટકો રોટલો લેવાની ના પાડો છો ? ફટ છે તમને ! '

સાહેબ હવે ઉકળ્યા. અબદુલ્લા ! સા– તારો પટો ઝુંટવાઈ જશે પટો. પકડ આ અકરમીને-! એલા ઘીને દુધ મફત લાવ્યો હતો.' સાહેબે એભાને બે તમાચા મારી દીધા

' સાહેબ ! હવે હદ થાય છે આ બધા તમારો



જુલમ જોયા કરે છે ત્યાં લગી. બાકી હાથ સલામત છે.' એભો તપતો હતો. એની છાતી ટટાર થઇ. કાનજીએ ઉઠી એને ઝાલ્યો ને પડખે લઈ જઈ કંઈ કહ્યું. એ ચૂપ થયો પણ સાહેબ તો બોલે જ રાખતા હતા. ઘોડેસ્વાર મોકલી થાણામાંથી વધુ પોલીસ ને ફોજદાર બોલાવ્યા.

ફોજદારે આવી કાગળીયાં કર્યાં. મહેસુલી અમલદાર પર હલ્લો કરવાના આરોપસર એભાને પકડયો. પાછલે બારણેથી ગામમાંય હતા એટલા મરદો સીમમાં ભાગી ગયા. ગામમાં નિરવ શાંતિ હતી. બધા ચુપ હતા. કયાંક કયાંકથી સ્ત્રીઓના ડુસકાં ને બાળકોના રડવાનો અવાજ આવતો વતો.

ગામની જપ્તી પુરી થઇ સાહેબ ઘોડે ચડીને વસુલાત પુરી કરી સીધાવ્યા.

ભૂખ્યાં, ટળવળતાં સ્ત્રીઓ બાળકોને પુરૂષો શું કરવું એ વિચારમાં બેઠાં. અંગીઠું કરી રાત વિતાવી. સવારે પાસેના ગામમાં સગાવહાલાંને ત્યાં સ્ત્રીઓને બાળકોને મોકલી દીધાં.

×

એભા પર કામ ચલાવાયું. મહેસુલી અધિકારી પર હુમલો કરવા બદલ એને ત્રણ વર્ષની સજા થઇ. વિના કારણે જેલમાં એ ચડી રહ્યો હતો. બાપાને છોકરાંને છોકરાંની માની ચિંતાએ એ અરધો ગાંડો થયો હતો. ઘણીવાર ભીંતમાં માથાં પછાડતો. ઘણીવાર પોતાના જ હાથ પોતે કરડી ખાતો.

દિવસ પર દિવસ વીતવા લાગ્યા.

×

એભાની સજા પુરી થઈ. લાંબે ગાળે એ છૂટયો પણ કયાં જવું, કોને મળવું ? બાપ ને પત્ની કયાં છે એની એને ખબર નહોતી, સ્ટેશને આવીને એ ઊભો. ભૂત જેવો જાણે સ્મશાનમાંથી ઊઠીને આવ્યો હોય! એવું શરીર કૃશ થયું હતું. વાળ વધી ગયા હતા. આંખો ઉંડી ઉતરી ગઇ હતી. જીવનનાં કપરા સંયોગો ઘણું દુઃખ વિના વાંકે, વિના કસુરે એણે ભોગવ્યું હતું. એક ઝાટકે એના બેહાલ કરનારને ધમી દેવાની એની ઇચ્છા હતી. એકજ ઝપાટે એન હાલહવાલ કરનારને ભોં ભેગો કરી દેવા એ તલસી રહ્યો હતો. બારવટું કરવાના એને કોડ હતા. વ્યાજખાઉ વેપારી! કીડી મંકોડાને ઇયળને પોષનાર વેપારીને જીવતા જીવની દયા નથી, મહોબત નથી, બે આંખની શરમ નથી. એ નાણાંને ઓળખે માણસને નહિ! ચોપડા ચીતરે–ચોપડા વાંચે પણ ભગવાનના લેખ વાંચે નહિ. માનવીનાં હૈયા ઉકેલે નહિ. એ મૂલકના ચોર મૂલકના અધરમના કરનાર શાહુકાર અને અમે! ધૂળનાં ઢેફાંમાંથી ધાન પકવનાર રાત દિ વન વગડે રહેનાર–કોઈ દિ અધરમ નહિ કરનારના આ હાલ! વરસાદ ન વરસ્યો, મહેસુલ ન ભરાણું ઈ અમારો ગનો! હવે આ વેપારીને તો વાઢી જ નાખવાના રહ્યા! ઉકળતા તેલમાં બોળી દઉં એના અધરમી હાથ! એટલે વિચારે ચડયો હતો. એના દિલમાં સામટું દુઃખ આજે ઉભરાયું હતું. ગાડીનો સમય થયો. ગાડીમાં બેઠો પણ એના દિલમાં વળી પાછા વિચાર ઉભરાયા.

ગાડી ચાલવા માંડી. એનું મન પણ દોડવા માંડયું 'નક્કી બારવટું જ હવે! આ અમલદારી અમારૂં ઘી ખાય! ધન ખાય ને ધાન ખાય ને ઇજ અમારૂં લોહી પીએ ને જેલમાં ધકેલે! હાથ આવે તો ચાંચડની જેમ ચોળી નાખું! મસળી નાખું!' એભો ઉભો થઇ ગયો. એના હાથની મૂઠી વળી ગઇ હતી. પાસે બેઠેલા બ્હી ગયા, આ કોઈ ગાંડો લાગે છે! જગાએથી ઉઠી સામા ચાલો. નહિતર ઘર છેટું રહી જશે.

એભો ભોઠો પડયો. પાછો બેસી ગયો. ઘર પાસે આવતું હતું. એની ઉત્સુકતા વધતી હતી પણ શું થાય! બધાં જીવતાં હશે! આટલા વરસમાં કટકો કાગળે નહિ? બધા કેદીના તો કાગળ આવતા મારે તો એ પણ નહિ. ભાઇ બાપ ને બાયડી ત્રણેમાંથી કોઇ ફરકયો જ નહિ?

એભાને ઓછું આવી ગયું. દિલ દુઃખાયું પણ ખુલાસો તો ઘેર જાય ત્યારે જ થાયને!

ગાડી ધીમે ધીમે ચાલી જતી હતી.





એભાને પકડી ગયા. એના પર કામ ચાલ્યું અને એને સજા થઇ. પણ કાનજીની દશા બેઠી હતી. એભાને પકડાયાને બીજે જ દિવસે સમાચાર આવ્યા કે અરજણને સાપ કરડવાથી મરી ગયો હતો અને જમીન મહેસુલ ન ભરી શકવાથી જપ્તીમાં લેવાઈ હતી. અરજણની વહુ પીયેર ચાલી ગઇ હતી.

અરજણને ત્યાં જઇને પડવાથી વાત તો રહી. પણ હવે ક્યાંય આધાર નહોતો. એભાની વહુ સાજણને પીયેરમાં કોઇ નહોતું. ડોસાને ભારે મુંઝવણ હતી પણ હિંમત રાખીને એ રસ્તો કાઢવા પ્રયત્ન કરતો હતો. એભાની સજા લાંબી હતી એ ખબર પડતાં કાનજીએ વહુને કે "બીજો આયર ગોતી લે."

સાજણ એક અદ્‌ભૂત સ્ત્રી હતી. સીધો સોટા જેવો એનો દેહ ગ્રીક કે સીથયન શરીરસૌષ્ટવને યાદ કરાવતા. એના રતુંબડા મોંની મોહકતા ઓર હતી. લાંબી અણીયાળી આંખોની ચમક અનેરી હતી, સીધું નાક ને લંબગોળ મોં એના રૂપમાં વૃદ્ધિ કરતાં. સાજણનો બાપ બે પૈસે સુખી હતો. એકજ દીકરી હોવાથી સાજણનાં લાડ ઘણાં હતાં. માની એ લાડકી હતી. બાપની લાડઘેલી દીકરી હતી. બાપે કરીયાવરમાં પણ દેવાયાં એટલું દીધું હતું. સાજણ વીસેક વર્ષની થઈ ત્યાં મા બાપ બેય ગુજરી ગયાં. એભો એને ઓછું આવવા દેતો નહિ ને કાનજી કોઇ દિ' ટુંકારો કરતો નહિ. સાજણ કામની આવડતને મીઠપથી એને બધાં અનુકુળ હતાં.

કાનજીએ કહેવડાવતાં તો કહેવરાવ્યું પણ પછી ડોસા છૂટે મોંએ રોઇ પડયા અને સાજણે પણ મોં વાળીને રોવા માંડયું.

આડોસપાડોસનાં કહેવા માંડયાં પણ સાજણને આજે પીયર સાંભર્યું–પીયરમાં ભાઈ નથી બહેન નથી–એ બધું યાદ આવ્યું ને 'પીયરમાં પીપળો વાવ્યો છે' એ દુઃખ થયું.

છેવટે વહુ ને સસરો વાતે ચડયાં. એકાદ ભેંસ જપ્તીમાંથી બચી હતી એ લઈને પાસેના ગામમાં જઇ ગુજારો કરવાનું નક્કી કર્યું

મામા! હું મૂલે મજુરીએ જઈશ ને તમારો દીકરો છુટશે ત્યાં સુધી રેડવીશ. તમે છોકરાંવને સાચવજો.

થયું પણ એમજ. સાજણ મજુરીએ જવા માંડી. ડોસો છ તું છાતું રોઇ લેતો. બે–ચાર મહિના વિત્યા. કાળો ઉનાળો હતો. ક્યાંય મજુરી મળતી નહિ. કોઇ મૂલે રાખતું નહિ ઉપરા ઉપરીના દુકાળે ગામડાંને ભરખી ખાધાં હતાં. એમાં અધુરામાં પુરો હાય ઘોરગોનો રોગચાળો શરૂ થયો.

એક દિવસે સાંજના થોડી મજુરી મળી હતી ત્યાંથી સાજણ ચાલી. ડોસા પડયા હતા. એણે બોલાવી. વહુ! બેટા પહેલાં અહીં આવ!

કેમ! શું થયું છે! સાજણે પૂછ્યું!

જો! હવે હું ઘડી અઘઘડીનો મહેમાન છું. હાય-ધોણું થઈ ગયું છે. હવે જીવીશ નહિ, જાતવંતની દીકરી છો, તેવી જ રહેજે. આ બચલાંને સાચવજે ને એભો આવે તંઇયે કહેજે હું એને સંભારતો ગયો. દુઃખનો ઉપાય નથી. વેરઝેર ભૂલી જાય. પૂરવજનમનાં સંચિત. ગાંડો થઇ મલકને ધમરોળે નહિ. કોઇનાં નાક–કાન કાપે નહિ!

સાજણે રોવા માંડયું. વૈદ્યને તેડવા એ ઉઠી. ડોસા સમજી ગયા–

વહુ! ઠીકાં ખાંડમાં. હવે આમાંથી ઉઠાશે નહિ. જો આટલી વારમાં ઝાડો થઈ ગયો. માવડી આવી જા! મારી મરજાદ લોપાશે જીવાને ને રૂડાને બોલાવી લાવ" કાનજીએ રામનામના જાપ શરૂ કર્યા. ઝાડા ને ઉલટી થયા જ કરતાં હતાં.

જીવો, રૂડો, નથુ ને ગોવીંદ બધા ભેગા થઇ ગયા. વહાણુંવાતાં તો કાનજી ભગવાનનું નામ લેતો પોતાની કરણીનો હિસાબ આપવા પ્રભુને ઘેર પહોંચી ગયો.

હવે સાજણ એકલી પડી. એ હૈયાફાટ રોઇ. એનાં આંસુ લુછવાની કોઇની હિંમત નહોતી. દિલાસો દે એવું કોઇ નહોતું. બધાંય દુઃખમાં–ભુખમાં હેરાન હતાં.

દિવસો કપરા આવતા હતા. મૂલ મજુરી કે




ઘરમાંહે કંઇ મળતાં નહોતાં. છોકરાં અટવાતાં હતાં. ખાવાનું એક દિવસ મળે તો બે દિવસ ભૂખ્યા રહેવું પડતું એ દશા હતી.

વિધિનો ક્રૂર હસ્ત લાંબો થયો. બન્ને બાળકો કોલેરામાં મરી ગયાં.

હવે સાજણનું કોઇ રહ્યું નહિ એનું ફટકી ગયું એણે બીજે દિવસે ઘર છોડ્યું. ભોજદે ગઇ ને ત્યાંથી એણે જંગલમાં રખડવા માંડયું. એક દિવસે હિરણ નદીની ભેખડ પરથી પગ લપસતાં છોકરાં ને છોકરાના બાપને યાદ કરતી બોલાવતી ગાંડી થઇને રખડતી દુઃખી સાજણ નદીમાં પડી! એનું માથું ફાટી ગયું. કોઈએ એની ચીસ ન સાંભળી કોઈએ એને અગ્નિ ભેગી ન કરી ને કાગડા કુતરા ને શિયાળે એના દેહને ચૂંથી નાખ્યો.

અને હું ભાઇ! મારે ઘેર આવ્યો. મોં પરની તટસ્થતા દૂર કરીને એભાએ કહ્યું. મને બધી ખબર ધીરે ધીરે પડી.

આ સામે ભેખડ દેખાય છે ને એ ભેખડેથી સાજણ પડી. એ તરફડીને મરી ગઈ. સુખી થઈ ગઇ બઈ ને હું!

'હું હજી જીવું છું. આ ઝાડ જેવો એકલો! દુઃખી." એભાની આંખમાંથી આંસુ ટપકતાં હતાં.

શું બોલવું એમને પણ ન સૂઝયું. હું મૌન જ બેસી રહ્યો.

પણ એભા! તમે આંહી આવીને આટલાં વરસ શું કર્યું?

ભાઈ કહું છું! પાપ કરતાં પાછું વાળીને જોયું હશે તે છૂટીને આવ્યો ત્યારે આંહી અમલદાર હતા એને મારી વિતકની બધી ખબર હતી. મને તેડાવ્યો મારા મનમાં અમલદાર નામે ફડફડાટ હતો. એક દિવસ તો ન ગયો. બીજે દિવસે ફરી તેડાવ્યો ધ્રુજતો ધ્રુજતો હું ગયો. શું એની મોટાઇ! મને ભાવથી બેસાડાયો ને ખબર અંતર પૂછી તે દિવસથી જ નોકરીએ ચડાવ્યો. મેં ઘણી ના પાડી પણ કહે હું કહું એ કરેજ છૂટકો! હવે મારો જુલમ પણ તું સહન કર!

ભાઇ! માણસે માણસે ફેર હોય છે. એવાં છોકરાંને એના ઘરમાંથી બધાં મને દુઃખી જાણી મને ઘરના માણસની જેમ રાખતાં સાહેબનાં ઘરમાંથી પેટે અવતાર લઇએ એવાં હતાં. ખાવાનું પીવાનું બધું મને પહોંચાડે. ન મારું-મન વિચારે ચડે તે દિવસ છોકરાં સામે બેસે. એભા તું ખાતો અમે ખાઇએ! કોઇ દિ હુંકારો નહિ. અપમાન નહિ. એના અમલમાં દસ વરસ રહ્યો. મને જ્યાં જાય ઘ્યાં ફેરવે. બધાને ચોખ્ખો હુકમ એભાને જાળવી લેજો. હેરાન થયો છે.

પણ એમ ગયા જેવા અમલદાર હોત તો દુનીયા સ્વર્ગ થાત. મારે નસીએ કાળો કામનો કરનાર છગન કયાંથી આવ્યો. મારો માળો વીંખી નાખ્યો.

હવે ભાઈ! આંહી રહું છું. સામે મહાદેવની ડેરીએ રોજ જઈ ને કાલાવાલા કરૂં છું. થોડી મહેનત મજુરી કરૂં છું. બાકી આ મનખો એળે ગયાં. ભગવાનથી મરજી!

એભો ઉભો થયો! એના વૃદ્ધ પણ પડછંદ, શરીરને હું જોઇ રહ્યો. મારૂં મન ભરાઇ આવ્યું એક પણ શબ્દ હું બોલી શકયો નહિ.

એભાએ કહ્યુ. ભાઇ! હવે જાઉં છું. રામ રામ!

રામ. રામ. એભા ને હું બન્ને રડતા હતા.

ટ્રેનનો સમય થવાથી બીસ્તરો ઉપડાવી હું સ્ટેશને આવ્યો.



## રોકું કયાંથી ?

તવ તરફની વૃત્તિ સર્વે રોકું કેવી રીત હું ?
તુજ તરફનાં આક્ષેપોને સહ્યા કરવા કયાં સુધી ?
તુજ તરફથી કૈં ના આવે, સ્વીકારું શી વિધ હું ?
તુજ તરફ હું વહેતો આવું, રોકું કયાંથી હું મને ?

જયન્ત પરમાર

# સાને ગુરુજીનું પુનિત સ્મરણ

ઈશ્વર પેટલીકર

વસુધૈવ કુટુંબકમ્ એમ આપણે બોલતા હોઈએ, પરંતુ માનતા હોઈએ છીએ ઘરની ચાર દિવાલોની અંદરના કુટુંબને. છતાં અમુક માણસો એવા હોય છે કે જેમણે સારી દુનિયાને કુટુંબ માન્યું હોય છે. એ કામ તો મનુષ્યની મર્યાદાને લેઈને અમુક પરિમિત ક્ષેત્રમાં કરતા હોય છે, છતાં એમની હૃદયની વિશાળતાને લીધે ક્ષેત્ર બહારના લોકોને પણ એ પોતાના હોય તેવા લાગે છે.

શ્રી સાને ગુરુજી આ જાતના પુરુષ કહી શકાય. એમનું કાર્યક્ષેત્ર મહારાષ્ટ્ર હતું, છતાં એ ગુજરાતના નથી એવું મને લાગ્યું નથી, કોઈને લાગ્યું નહિ હોય. કારણ કે એમના હૃદયને એવી સીમા ન હતી. અને હૃદયનો પડઘો એવો છે કે એ સામામાં પ્રતિધ્વનિ પાડે છે. મારા મિત્ર શ્રી નટવરલાલ દવેએ એમના 'ગીતાહૃદય'નો અનુવાદ કર્યો, મેં વાંચ્યો અને હું ગુરુજી તરફ પ્રેમથી, આદરભાવથી જોતો થયો. એમના વિષે નટવરલાલ પાસે સાંભળતાં થાકતો નહિ. એમણે બીજું પુસ્તક 'શ્યામની મા' ગુજરાતીમાં મૂક્યું અને હું ગુરુજીનો ભક્ત થઈ ગયો. શું નિર્મળ હૈયું એ માણસનું છે! એવા હૈયા વગર હૈયાના ભાવ–માના હૈયાના ભાવ અક્ષર દેહે ઉતારવા એ ભાગીરથીને પૃથ્વી ઉપર ઉતારવાં જેવું કઠિન છે.

ગુજરાતના પવિત્ર પુરુષ સાથે ગુરુજીને સરખાવવા હોય તો શ્રી રવિશંકર મહારાજ સાથે સરખાવી શકાય. મહારાજ તરફ ગુજરાતને જેટલો પૂજ્યભાવ છે તેટલો ગુરુજી પ્રત્યે મહારાષ્ટ્રને છે. મહારાષ્ટ્ર એમનાં પુસ્તકો ઉપર મુગ્ધ છે. કલાની દૃષ્ટિએ એમની કૃતિઓનો આંક ઓછોવત્તો ઉતરે, પણ હૃદયના ભાવ, માનવતાને વિકસાવવાના ભાવ, એમની કલમમાંથી જે ભાવ વહ્યા છે તેવા પ્રબળ ભાવ આજના કોઈ લેખકે વહાવ્યા હોય તેવું નામ શોધવા નીકળતાં જડવું મુશ્કેલ છે.

આમ એમનાં પુસ્તકો દ્વારા, નટવરલાલ સાથેની વાતચીત દ્વારા, હું એમને ઓળખતો થયેલો, છતાં મને ક્યારેય એવું નથી લાગ્યું કે હું ગુરુજીથી અપરિચિત છું. જાણે મારે અને ગુરુજીને વર્ષોનો સંબંધ હોય, સ્નેહ હોય તેમ મારા હૃદયે અનુભવ્યું છે. આનું કારણ હું ગુરુજીના હૃદયમાં વસુધૈવ કુટુંબકમ્ ભાવ હતો એમ માનું છું.

છેલ્લા સર્વોદય દિને ( તા. ૩૦–૧–૫૦ ) ગુરુજી અમદાવાદમાં પધાર્યા હતા, હું પણ અમદાવાદ હતો એટલે જેમના પ્રત્યે આટલો આદર હોય તેમને મળવાનું દિલ થાય એ સ્વાભાવિક છે. દર્શન કરવાની ઝંખના થાય તેની નવાઈ નથી. દૂરથી દર્શન કરવાથી સંતોષ નહિ થાય, એમની સાથે વાતો કર્યે ઈચ્છા સંતોષાશે એમ લાગતાં મેં ઈશ્વરભાઈ ( ભારતી સાહિત્ય સંઘવાળા ) ને કહ્યું.

આવા કામમાં એમનો પણ એટલો ઉત્સાહ હોય છે. સંમત થતાં એમણે કહ્યું: 'આપણે ગુરૂજીને મળીએ. એમને વખત હોય તો જરૂર લાભ લેવો.' અને એ શ્રી દાદાસાહેબ માવલંકરના બંગલે ઉતર્યા હતા. ત્યાં મહારાષ્ટ્ર સોસાયટીમાં જવા અમે નીકળ્યા ત્યાં રસ્તામાં ઈશ્વરભાઈ કહે: 'એમને વખત હોય તો એક પંથ અને દો કાજ કરી લઈએ તો?'

હું: 'દો કાજ શું?'

ઈશ્વરભાઈ: 'રેખા માટેની મુલાકાત એમની લઈએ તે ખોટું નથી. આપણે જે લાભ લેઈએ તે 'રેખા'ના વાચકોને પણ મળતો હોય તો શું ખોટો?'

મેં સંમત થતાં મોં મલકાવ્યું.

સવારનાં પહોરમાં એ એમના કાર્યક્રમ માટે બહાર નીકળે તે પહેલાં અમે સેવાકુટીરની બાજુના બંગલામાં, જ્યાં દાદા સાહેબના પુત્ર શ્રી. પુરુષોત્તમ માવલંકર રહે છે ત્યાં એમનો મુકામ હતો એટલે પહોંચી ગયા. ભાઇ પુરુષોત્તમે મારું અને ઈશ્વરભાઈનું ઓળખાણ કરાવ્યું. એમણે બે હાથ જોડી નમસ્તે કર્યા. એ વખતનો ગુરુજીનો ભાવ આજે પણ હું ભૂલ્યો નથી. જાણે મનુષ્ય માત્રને દેવ માનતા હોય અને આસ્તિક દેવને જે ભક્તિભાવે વંદન કરે તેવો ભાવ મોં ઉપર છવાયો હતો. મને થયું, એમનું આ હૈયું જ, એમને વગર જોયે, મારામાં ભક્તિભાવ જગાડતું હતું.

ગોરો વાન તાપમાં ઝંખવાયો હોય તેવો શરીરનો રંગ. પાંચ ફૂટ ઉપર બેત્રણ ઇંચ જેટલી ઊંચાઇ,



પણ નમીને ચાલવાની ટેવને લીધે ઊંચાઈ કરતાં થોડો નીચો લાગતો દેખાવ. આજે મોટો વર્ગ જેટલું નીચું ધોતિયું પહેરે છે તેના પ્રમાણમાં ઊંચું લાગે તેવું ધોતિયું–ઢીંચણ જેટલું ઊંચું નહિ. પહેરણ અને ટોપી. કુળવાન વહુનાં જે લક્ષણો ગણાય છે—નમીને ચાલે, નીચી નજરે ચાલે, ખપ પૂરતું બોલે, તેવાં લક્ષણો ગુરુજી વહુ નહોતાં છતાં એમનામાં આપણને લાગે. વાત કરતાં લજ્જાશીલ પણ એવા થઈ જાય કે આપણે માનવું પડે કે બ્રહ્માએ એમને ઘડતાં ઘડતાં છેલ્લે પોલીસનો હાથ મારતી વખતે ભૂલથી પુરુષ ભાવના કુંડામાં પોતું બોળાઈ જવાને બદલે સ્ત્રૈણ ભાવના કુંડામાં બોળાઈ ગયેલું. બાકી આટલો જાણીતો ફરેલો, કામ કરતો માણસ આવો લજ્જાશીલ શાથી હોય ?

આમાં નમ્ર, લજ્જાશીલ પુરુષ વાતો કરવા ગયા હોઈએ ત્યાં સુધી તો સાંભળે, વાતચીત પણ કરે, કોઈ છાપા માટે મુલાકાતનું નામ લો ત્યારે કુળવાન વહુ અજાણ્યા માણસ જોતાં ઘુમટો કાઢી ઘરમાં ભરાઈ જાય એવું જ કરે! ના પાડતાં, એમણે બે હાથે જે નાનો અભિનય કર્યો એમાં મને એક જાતનાં ઘુમટા જ દર્શન થયાં!

પરંતુ જેમને ઘેર એ ઉતર્યા હતા એ ભાઈ પુરુષોત્તમ ગુરુજીને ઘુમટો કાઢવા દે એવા ઢીલા યજમાન ન હતા. ગુરુજીનો કાર્યક્રમ એમની પાસે હતો ગુરુજીની લજ્જાને એ સમજતા હતા. એટલે એમણે પોતે ૧૧–૧૨ ની વચ્ચે એક કલાક હતો તેમાં આવવાનું જણાવ્યું. પણ મારી જેમ ગુરુજી ઉપર તો સર્વ કોઈ હક કરતા આવે ને? હરિજન આશ્રમમાં ગયેલા ત્યાં આગ્રહ કરીને બહેનો આગળ બે શબ્દ બોલવા જણાવ્યું. ગુરુજી આવ્યા હોય અને આશ્રમ એનો હક જતો પણ કેમ કરે? પરિણામે

૨૪૦ સાને ગુરુજી





અર્ધો કલાક મોડું થયું. અમારે માટે રહ્યો અર્ધો કલાક !

સાંગામાંથી જેને આપણે કહીએ છીએ તે આસન ઉપર ગુરુજી બેઠા. એમની અને અમારા વચ્ચે પુરુષોત્તમ બેઠા. અને અમારો વાર્તાલાપ શરૂ થયો. ગુરુજીના જીવન વિષે જણાવવાનું કુતૂહલ હતું એટલે શરૂઆત કરતાં મેં કહ્યું: 'આપ ભણતા ત્યારે જીવનના કયા ક્ષેત્રમાં પડવાની ઇચ્છા જાગેલી ?'

ગુરુજી ગુજરાતી સમજી શકતા હતા, પરંતુ બોલી શકતા ન હતા એટલે મરાઠીમાં એમણે જવાબ આપ્યો. મરાઠીનો મને તો કંઈ અનુભવ નથી પણ એક માની બે બહેનો હોવાથી જેમ અમુક મોંખાનાં બંનેનાં મળતાં આવે તેમ આ બંને ભાષાઓનું છે. કંઇક સમજાય ખરૂં. એમનો જવાબ પુરુષોત્તમે પછી ગુજરાતીમાં કહ્યો: 'શિક્ષણ ક્ષેત્રમાં અને કેંક લેખનમાં, એમ બે ઇચ્છાઓ થયેલ. શિક્ષણમાં પડવાની ઇચ્છા થવાનું કારણ મારાં માસી હતાં. હું બ્રહ્મદેશમાં માસી પાસે મોટો થયેલો. માસી વડોદરામાં શિક્ષક હતાં. પછી પૂનામાં કર્વે સંસ્થામાં જોડાયેલાં. એમના વાતાવરણમાં રહેલો એટલે લાગેલું કે આ પવિત્ર વ્યવસાય છે.

'લેખન બાબત તો કુદરતી કહી શકાય. નાનાભાઇ ને હીંચકો નાખતો ત્યારે મનમાં જે કંઈ આવે તે ગાતો. હું શું ગાઉં છું, કવિતા ગાઉં છું, એની મને ખબર નહિ. પણ આવી વૃત્તિમાં આપોઆપ કાવ્ય નીકળી જતું. આમ નાનપણથી, મને ખબર વગર કવિતા ગાતો થયો અને પછી એમાંથી કવિતા લખતો થયો. આમ લેખનની શરુઆત કાવ્યથી થયેલી. કોંકણના અમારા ઘરમાં જૂની પોથીઓ જે હતી, મોટે ભાગે ભક્તિ સાહિત્ય હતું તે મેં બધું દસ વર્ષની ઉમેરે વાંચી નાંખેલું.'

મેં પૂછ્યું : 'તમે બધાં થઇને કેટલાં પુસ્તકો લખ્યા હશે ?'

ગુરુજી : 'લગભગ ૧૫૦ પુસ્તકો હશે. એમાંથી ૫૦–૬૦ લખેલાં છપાવવાનાં પડ્યાં છે.'

હું બોલ્યો : 'લેખનનો ધોધમાર વરસાદ જ વરસતો હોય પછી કયો પ્રકાશક એ બધું એના પાત્રમાં ઝીલી શકે ?'

ગુરુજી : 'સૌ પ્રથમ લખેલું મારું પુસ્તક હજુ અપ્રગટ છે !'

હું : 'એ તો ઘણી નવાઈ ! જે મુખમાંથી લેખનની નદી વહેવા માંડી, તે મુખ જ વાચકો ન જાણે, જુએ તો વિચિત્ર કહેવાય. એમ શાથી બન્યું ?'

ગુરુજી : '૧૯૨૨ ડેક્કન વર્નાક્યુલર સોસાયટીએ એક ઇનામી નિબંધ, ચરિત્ર માગેલ. હું તે વખતે બી. એ. પાસ થયેલો. ગોપાળ હરિ દેશમુખ વિદ્યાસભામાં કામ કરતાં. તેમનું ચરિત્ર લખ્યું. એ ઈનામ મારી અને પ્રો. જી. એચ. કેળકર વચ્ચે વહેંચાયું. આમ જે પુસ્તકથી કલમ ઝાલી તે ચરિત્ર હજુ અપ્રગટ છે !'

હું બોલ્યો : 'જીવનચરિત્ર છે એટલે કોઇ પ્રકાશકે એને અત્યાર સુધી હાથ અડકાડ્યો નહિ હોય. હગણાં નવલકથા કે વાર્તાઓ હોત તો ક્યારની ય એને કોઈ ચોરી ગયું હોત.

ગુરુજીએ મોં મલકાવ્યું. કંઇ ન બોલ્યા.

સામેના ઘડિઆળનો કાંટો ખસતો હતો. અર્ધો કલાક તરત પૂરો થઇ જશે એની મનમાં ચિંતા પણ હતી. તેમાં વળી મરાઠીમાંથી – ગુજરાતીમાં બોલવાનો વખત જાય. ગુરુજી મા મલકાવીને કંઇ ન બોલ્યા, એમના સ્વભાવ પ્રમાણે નીચી નજર કરીને જમીન તરફ તાકી રહ્યા હતા એટલે મેં તરત પૂછ્યું: 'નવલકથાઓ અંગે સનાતની ધર્મ એવો અભિપ્રાય ધરાવે છે કે એના વાચનથી જુવાન પ્રજા ઉપર માઠી અસર થાય છે. આપ એ અંગે શું માનો છો ?'

ગુરુજી: 'ખરાબ અસર એથી થાય છે જ એવું નથી. દુનિયાના અનેક બળો માણસ ઉપર અસર કરતાં હોય છે. એટલે કોઇના ઉપર માઠી અસર થતી લાગે તો કેવળ એ એનાથી થઇ છે તેમ ધોરણ બાંધી લેવાય નહિં.'




આ પ્રશ્ન ચર્ચા માગી લે તેવો હતો, પરંતુ મારી જેમ ગુરુજી પણ ઘડિયાળના કાંટા સામે નજર રાખીને જવાબ ટૂંકાવતા હતા. પુરુષોત્તમ પણ સહેજ પણ વખત ન બગડે તેમ ઝડપથી, એક શબ્દ ન રહી જાય તેમ ગુજરાતીમાં અનુવાદ બોલી જતા હતા. એટલે મેં વધારે મેળવી લેવાના લોભમાં એ મુદ્દો આગળ ન લંબાવ્યો. પૂછ્યું: 'આપ આપની કયી નવલકથાને શ્રેષ્ઠ માનો છો?'

ગુરુજી: 'આસ્તિક'

હું: 'આપના જીવન ઉપર મુખ્ય અસર કોણે પાડી છે?'

ગુરુજી: 'રામકૃષ્ણ પરમહંસ, એમના ગ્રંથો, વચનો મેં નાનપણમાં જ મોઢે કરેલાં. રામતીર્થનાં બાર પુસ્તકો મોઢે થયા જેવાં બની ગયેલાં, ટાગોર, વિવેકાનંદની પણ અસર ખરી. ગાંધીજીની તો ખરી જ."

હું: 'લગ્ન ન કરવાની ભાવના કેવી રીતે જાગેલી?'

ગુરુજી: 'નાનપણથી હૈયામાં થયા કરે કે ઘર છોડીને બહાર ક્યાંક ચાલ્યો જાઉં અને ભગવાનને મળું! એમાંથી નિષ્કામ કાર્ય કરવાની વૃત્તિને પોષણ મળ્યું એમ માનું છું.'

હું: 'કુટુંબનાંએ લગ્ન કરવા આગ્રહ નહિ કરેલો?'

ગુરુજી: 'મા તો નાનપણમાં ગુજરી ગઇ હતી. મોટાભાઇનાં લગ્ન થયા એટલે પિતાને મેં કહી દીધું કે, મારા લગ્નની ભાંજગડમાં પડશો નહિ. પિતાને પણ એક પુત્ર પરણ્યો એટલે વંશવૃદ્ધિની વૃત્તિ સંતોષાઇ હશે એટલે એમણે પણ પછી દબાણ નહિ કરેલું.'

હું: 'સંયમ સ્વાભાવિક કહી શકાય?'

ગુરુજી: 'કેવળ માણસ ભાવના સેવે તેથી સંયમ સ્વાભાવિક બની જતો નથી, કોઇ પણ કાર્ય પુરુષાર્થ વિના સિદ્ધ થતું નથી, તો સંયમ એ પણ મનોબળથી સાધવાનું કામ છે. એટલે એ પણ મનોબળ કહો, પુરુષાર્થ કહો, મથામણ કહો, એ દ્વારા સધાય છે.'

હું: 'હિંદુ કોડ બીલ અમલમાં આવે તો આપણી આર્યસંસ્કૃતિને ધોકો પહોંચશે એમ આપ માનો છો?'

નકાર ભણતાં ગુરુજીએ બે હાથ જોરથી હલાવ્યા એમાં સ્પષ્ટ ઇન્કારનો ભાવ હતો; તે વખતે એમના બે હાથનો નકારનો ભાવ, અને નીચું મોં નાખેલું તે ઉપર ફરી વળેલી લજ્જાનું ચિત્ર દોરવાની મારામાં શક્તિ હોત તો કોઇ સ્ત્રી ઉપર પુરુષ હુમલો કરતો હોય અને સ્ત્રી–અબળા સ્ત્રી જે જાતનો હળવો વિરોધ કરતાં લજ્જાશીલ બની જાય તેવો શરીરનો અંગ મરોડ અને મોં ઉપરનો ભાવ હતો. અને હિંદુ કોડ બીલનો વિરોધ કરીને પુરુષ એક રીતે સ્ત્રી ઉપર હુમલો જ કરે છે ને? ગુરુજી પુરુષ હોવા છતાં ન્યાયના પડખે ઊભા રહેનાર હોવાથી સ્ત્રીના એક પ્રતિનિધિ તરીકે એમણે એ જાતનો ભાવ બતાવ્યો તેમ મને તે વખતે લાગેલું.

એ પુનિત મુલાકાતનાં જે સ્મરણો મારા મગજમાં જડાઇ ગયાં છે, તેમાં જો કોઈ સ્મરણ, ચિત્ર પ્રબળ જડાઇ ગયું હોય તો હિંદુ કોડબીલના જવાબમાં એમણે હાથવતી સ્પષ્ટ ઇન્કાર કરતાં બતાવેલી લજ્જા.

અને મારા મનમાં કંઈ અસ્પષ્ટતા રહી ન જાય તેટલા માટે, અભિનયમાં સંપૂર્ણ જવાબ આવી ગયો હતો છતાં વાણીથી સ્પષ્ટતા કરીઃ 'સંસ્કૃતિને કોઇ જાતનો ધક્કો પહોંચવાનો નથી. હું એને સંસ્કૃતિ કહું છું, જેમાં દરેક વ્યક્તિને સરખી સ્વતંત્રતા હોય.'

હું: 'ભાષાવાર પ્રાંતરચના કરવાથી પ્રજામાં આજના કરતાં પ્રાંતીયવાદ વધશે એમ આપ માનો છો?'

ગુરુજી: 'જો એ રચનામાં કેટલીક મર્યાદાઓ જાળવીને ચાલીએ તો પ્રાંતીયવાદ નહિ વધે. પ્રાંતનું વૃથા અભિમાન ન જોઈએ. ભાષાવાર પ્રાંતો એ પ્રાંતોનું અભિમાન પોષવા માટેની રચના ન હોવી જોઇએ. પ્રજાની સેવા કરવામાં અગવડ થાય માટે જરૂરની છે. ભાષા લોકોના ઉપયોગ માટે છે, ભાષા માટે લોકો નથી. અને માણસ જો ત્રણચાર ભાષા જાણતો હોય તો આ વૃત્તિ





શમી જાય વિનોબાજી કહે છે કે, હિંદની ઓછામાં ઓછી ત્રણ ભાષા હિંદી તરીકે પોતાને ઓળખાવનારે જાણવી જોઈએ. એક માતૃભાષા, બીજી એક ઉત્તરની ભાષા, અને એક દક્ષિણની ભાષા. યુરોપમાં લોકો એ રીતે શીખે છે. ઝેકોસ્લોવાકિયામાં લોકો યુરોપની તો શું, પણ આપણી હિંદી ભાષા પણ શીખે છે. એ શીખનારને પૂછો તો જવાબ આપે છે કે, હિંદને સમજવા અમે હિંદી શીખીએ છીએ! એ રીતે મોટા દસ દેશો એવા છે કે જેમાં ઉર્દૂ લીપી છે. ગાંધીજી આ માટે જ ઉર્દૂની હિમાયત ઉપર ભાર દેતા હતા. આજે આપણે મુસ્લીમ રાજ્યોને સમજવા હોય તો અંગ્રેજી દ્વારા, એટલે અમેરિકન અને ઈંગ્લીશ પ્રજા દ્વારા સમજવા પ્રયત્ન કરીએ છીએ. અને એ લોકો તો એમનાં ચશ્માંથી જ આપણને બતાવે એથી પૂર્વગ્રહ વધે એશિયાનું સંગઠન કરવું હોય, એને ગોરી પ્રજાના ચૂસણમાંથી બચાવવો હોય તો દરેક દેશે એક બીજાને પરોક્ષ રીતે નહિ, પણ સીધી રીતે, એની ભાષા દ્વારા સમજવા પ્રયત્ન કરવો જોઈએ. આમ ભાષાનો ઉપયોગ થાય તો પ્રાંતીયવાદ વધવાનો સવાલ રહેતો નથી ?'

બારના આંક ઉપર મિનિટ કાંટો આવી ગયો હતો. પુરુષોત્તમની નજર એ બાજુ મંડાઈ હતી. છતાં મેં છેલ્લો છેલ્લો એક પ્રશ્ન પૂછી લીધો: 'સમાજવાદી તરીકે આમને આજના 'કોંગ્રેસી તંત્ર સામે કયો મુખ્ય વિરોધ છે ?'

વખત બચાવવા માટે ગુરુજી આ વખતે મરાઠીને બદલે અંગ્રેજીમાં બોલ્યા:

'હું સમાજવાદી પક્ષનો સભ્ય નથી. કોંગ્રેસનો પણ નથી. મારી સમાજવાદી પક્ષ તરફ સહાનુભૂતિ છે. કોંગ્રેસ તંત્ર સામે મારો જે મૂળભૂત વિરોધ છે તે મુખ્ય ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવું જોઈએ તે છે. આજે ઉત્પાદન થયેલ માલને સરકારી ધોરણે વહેંચવાની ગોઠવણ કરવાના અખતરા થાય છે. પણ મૂળ વાત તો ઉત્પાદન પ્રથમ સહકારી ધોરણે કરવું જોઈએ. વહેંચણી કરતાં ઉત્પાદનનું કામ અગત્યનું છે. એટલે એ પહેલું થવું જોઈએ. દસ-પંદર વર્ષ પછી રાષ્ટ્રીયકરણ કરવાની વાતનો કંઈ અર્થ નથી. આમ કરવાથી બમણું નુકશાન છે, ભવિષ્યમાં રાષ્ટ્રીયકરણ થવાનું છે તે ભયે આજથી ધનિકો ઉદ્યોગમાં મૂડીનું રોકાણ કરતા અટકી ગયા છે અને તેમાંથી દોહવાય તેટલું દોહી લેવાની શરતદોડમાં પડી ગયા છે. હમણાં રાષ્ટ્રીયકરણ નહિ કરવાનું કારણ માણસો નથી એમ કહેવાય છે. પણ આજે જે માણસો છે તે એક વખતે કામ કરવાના જ છે.

'એવો જ મારો બીજો વિરોધ જમીનદારી પદ્ધતિમાં વળતર (Compensation) આપવા બાબતનો છે ઉત્તર પ્રદેશમાં ૧૮૦ કરોડ રૂપિયા જમીનદારોને વળતર આપવાનું તેનો શું અર્થ છે? મુંબઈ પ્રાંતમાં જમીનદારો પાસે અમુક એકર કરતાં વધારે જમીન હોય તો ખેડૂતને ખરીદવાનો હક છે. પણ ગરીબ ખેડૂતો એવી રકમ લાવે ક્યાંથી ? અને કાયદાનો લાભ મળે ક્યાંથી ?......'

હું વચ્ચે બોલ્યો : 'એટલે વળતર ન આપવું જોઈએ એમ ને !'

ગુરુજી એમના સ્વભાવ પ્રમાણે હાથે ન કાર સૂચવતાં બોલ્યા : 'બિલકુલ વળતર ન આપવું જોઈએ એ મતનો હું નથી. વળતર ભલે આપવામાં આવે, પણ તેનું યોગ્ય ને મર્યાદાશીલ પ્રમાણ જોઈએ ને ! વળી હું જે ખેડૂતને જમીન ખરીદવી હોય તે ખરીદી શકે' અને સરકારે નક્કી કરેલો હપ્તો જમીનદારને ભરે. એક જ દિવસે, જમીનદારને પૈસા મળી જવા જોઈએ એવી ચિંતા સરકારે છોડી દેવી જોઈએ.

હું : 'મુંબઈ સરકારે ગણોતધારો કરી જમીનમાલિકને ત્રીજો ભાગ ઉત્પન્નનો લેવાનું નક્કી કર્યું' તે ખેડૂતને ફાયદાકારક તો છે જ ને ?

ગુરુજી : 'પૂરતું ફાયદાકારક ન કહેવાય. ઠીક કહી શકાય. મલમપટ્ટી મારી કહેવાય. પરંતુ એથી રોગનું મૂળ નાશ પામતું નથી.'

ગુરુજી તો શાંત ચિત્તે નિરાંતે બેઠા હતા, પરંતુ એમની જેને માથે જવાબદારી હતી તે પુરુષોત્તમ ઊંચાનીચા થતાં હતા. હવે અવિનય કરીને આમળ

( અનુસંધાન માટે જુઓ પાનું ૭૩ )

# માનવીનાં હૈયાં—પત્નીની કથા

સ્નેહરશ્મિ

## પ્રકરણ છઠ્ઠું

### ઝેરના પહેલા ઘૂંટડા

પેલી છોકરી બાપડી મૂંઝાઇ જ ગઇ. તેનાથી બે એક વર્ષે નાની બીજી એક છોકરી બોલી ઉઠી–

'મને પણ એક પહેરાવોને.'

'આવ બહેન, તને પણ પહેરાવું' બોલતાં બીજા હાથ પરની બીજી એક બંગડી કાઢી તેને પણ મેં પહેરાવી દીધી. અને બોલી, 'પણ જોડી વિના એ બરોબર નથી શોભતી.' એવું કહેતાં મારા બન્ને પર એમાંની એકેક બંગડી બાકી રહી હતી તે ઉતારી એ બેઉ છોકરીઓના બન્ને હાથ પર મેં એકેક પહેરાવી દીધી. મારા હાથ બંગડી વિનાના બની ગયા એ જોતાં પેલી મોટી છોકરી બોલી ઉઠી–

'અરે! તમારા હાથ તો સાવ સૂના બની ગયા' અને તે પોતાના હાથ પરથી બંગડી ઉતારવા લાગી. તેને ટોકતાં મેં કહ્યું,

'કંઇ નહિ બહેન, એમાં શું થઇ ગયું? ઘેર જઇને બીજી પહેરી લઇશ, આ બંગડી તો હવે તમે બન્ને તમારી પાસે જ રાખી મૂકો.'

'અરે વાહ થાય કે એવું!' પેલી મોટી છોકરી બોલી.

'કેમ, એમાં શું થઇ ગયું?'

'પણ અમે ક્યાં તમને ઓળખીએ છીએ કે તમારી પાસે એ બંગડી લઇએ!'

'ન ઓળખો તેથી શું? હું થોડી જ કોઇ પારકી છું?'

પેલી છોકરીના જ નહિ પણ બીજા લોકોના પણ કુતૂહલનો પાર ન રહ્યો–અને ત્યારે જ અચાનક મને ભાન આવ્યું કે હું વધારે પડતું બોલી ગઇ હતી, અને વધુ પડતું મેં કહી નાખ્યું હતું–પેલી નાની છોકરીઓને જોતાં જાણે મારા કન્યા ગૃહમાં જ છું એમ મારાથી અજાણતાં વર્તી જવાયું. મારી છાતી એકાએક ધડકી ઊઠી. હું બોલી ગઇ હતી કે હું થોડી જ કોઇ પારકી છું, એ એ લોકોના ધ્યાન ઉપર આવ્યા વિના નહિ રહે, અને તેથી તરત જ મારી ઉપર પ્રશ્નોની ઝડી વરસી રહેશે, ને તે સૌને મારે સમજાવવું પડશે કે હું કરસન નાયાની પત્ની છું, ને એ જાણતાં કોણ જાણે તેમના મનમાં શું ય થશે એ બીતિથી પેલી છોકરીઓનું ધ્યાન બીજે દોરવા મેં કહ્યું.

'વાહ, કેવો સરસ ખેલ કરે છે પેલો છોકરો! અરે! અરે! બાપડો પડી જશે.'

છએક વર્ષનો એક નાનકડો છોકરો જમીનથી ચૌદ પંદર ફીટની ઊંચાઇએ બાંધેલાં એક દોરડાં ઉપર કોઈ પણ જાતના ટેકા વિના અદ્ધર ચાલી રહ્યો હતો. નીચે તેના બાપ અને મા જેવાં જણાતાં બે જણાં ઢોલ વગાડી ગીત ગાઈ રહ્યાં હતાં.

પોતાની બધી કળા એ ત્રણે જણ જાણે ખૂબ ઉલ્લાસમાં આવી દાખવી રહ્યાં હતાં. દોરડાં ઉપરના છોકરાનો પળે પળે બદલાતો અંગ મરોડ અને તેમાંથી તરી આવતાં સુરેખ ચિત્રો, સમતોલપણું જાળવવામાં અંગને અપાતો કળાત્મક વળાંક ને છટાભર્યો ત્રિભંગ, ઢોલની રમઝટ સાથે ખીલેલું પુરુષનું જોમ અને સ્ત્રીનાં નર્તનમગ્ન અંગોની સ્ફૂર્તિ એ બધાંનું જાણે એક અદ્‌ભુત નાટક ભજવાઈ રહ્યું હતું. પેલા છોકરાએ એવો તો સાહસભર્યો અંગમરોડ કર્યો હતો કે સૌના જીવ અદ્ધર થઇ ગયા, અને બધા મને ઘડીભર ભૂલી ગયા. હું પોતે પણ મારી જાતને ભૂલી ગઇ, માત્ર મારા કાન અને મારી આંખો એ બે જ ઇન્દ્રિયો કામ કરી રહી, પેલી બાઇ ગાઈ રહી હતીઃ

આભેથી આવ્યાં ને ધરતીએ ઝીલ્યાં

મારી! કલ્પના સૃષ્ટિમાં એક અપૂર્વ ચિત્ર દોરાઈ ગયું. આ બાઈ કોણ જાણે સમાજના કેવા ય થરમાંથી આવતી હશે; કોણ જાણે શું શું એના પર રોજ વીતતું હશે? છતાં એ પોતાની જાતની અવજ્ઞાનથી કરતી! એ કહે છે કે આભેથી આવ્યાં! હા એ જ એક પરમ સત્ય હતું–સૌ એ સનાતન મૌનભર્યા અને છતાં અમિત પ્રેમના સાગર જેવા આભનાં જ બાળક હતાં, ને ધરતીએ તેમને અપનાવ્યાં હતાં. હા, એ ખરું





કે ધરતી સર્વત્ર એક સરખી નથી હોતી; ક્યાંક મેદાન ક્યાંક ખાડ, ક્યાંક ડુંગર, ક્યાંક કાંટા, ક્યાંક ફૂલ–પણ તે બધાંય અન્તે તો ધરતીનાં જ છોરું ને ? તેને મન તો કાંટા કે ફૂલ બેઉ સરખાં ! એ ભેદ તો આપણે પાડયા–એને સાચા માનીએ એ આપણું અજ્ઞાન, એ અજ્ઞાન એટલે જ આપણે માની લીધેલું દુઃખ. એ અજ્ઞાન ટળે એટલે દુઃખ માત્ર જાય, અને આખા જગતના સનાતન મધુર સંવાદનું અને તેની મનોહર અખંડતાનું આપણને દર્શન થાય. આવા સ્પષ્ટ શબ્દોમાં નહિ, પણ કંઇક આને મળતું ચિત્ર એ પંક્તિ સાંભળતાં મારા મનમાં ખડું થઇ ગયું. પેલો નાનકડો છોકરો બાઇ જેમ અકેકે પંક્તિ બોલતી જતી હતી તેમ ઉપરથી 'વાહ માડી વાહ !' ગાઇ ટહુકો પૂરતો હતો. લોકો મા દીકરાનું એ ગીત સાંભળી રહ્યા :

આભેથી આવ્યાં ને ધરતીએ ઝીલ્યાં !
વાહ માડી ! વાહ !
ધરતીએ ઝીલ્યાં ને દુનિયાને સોંપ્યાં !
વાહ માડી ! વાહ !
લોકે તે તેડયાં ને હેતે ઉછેર્યાં !
વાહ માડી ! વાહ !
હેતે ઉછેર્યાં ને રમવા તે મેલ્યાં !
વાહ માડી ! વાહ !
જોતાં એ રીઝયાં ને હૃદયાં શું ચાંપ્યાં !
વાહ માડી ! વાહ !

અને છેલ્લી પંક્તિના સૂર વાતાવરણમાં શમે ન શમે ત્યાં તો પેલા છોકરાએ પગની નીચે કળ રાખી હોય તેમ રીતે કલાત્મક ઉછળી ઉંચે હવામાં અધ્ધર ગુલાંટ ખાઈ, ફરીથી દોરડાં ઉપર જાણે કોઇ મૂર્તિ ન મૂકી હોય તેમ અસાધારણ સ્વસ્થતાથી સમતોલપણું જાળવી, સૌને ચકિત કરતાં હવામાં ફરીથી ગુલાંટ લઈ જાણે હળવેથી, કોઇ ફૂલ પડતું હોય તેમ તેની માના અંગ ઉપર પડતું મૂકયું–ને પેલી બાઈએ તેને તેના હૈયા સરસો હેતથી ચાંપ્યો. ચારે બાજુએ તાલીના ગગડાટ થઇ રહ્યા પેલો મદારી બોલ્યો.

' બેટા, સલામ કર સૌને !'

અને ચારે બાજુએ ઝૂકી ઝૂકી સલામ કરતો તે તેની કાલી વાણીમાં બોલ્યો, ' સલામ '

' બેટા, બતાવ તારું પેટ સૌને,' પેલો પુરુષ બોલ્યો. તે પોતાના પેટ પર ટપલી લગાવતો ફરીથી તેની કાલી બોલીમાં તે છોકરો બોલ્યો.

' બાપુ, ભૂખ્યાં છીએ. પાઇ પૈસો આલો તો ખાવા પામીએ બાપુ.'

ને પેલી બાઇ બોલી:

' ધર્માત્મા છો બાપુ, ભગવાન તમારું ભલું કરે બાપુ.'

ને છોકરો માને અનુસરતો બોલ્યો.

' ભગવાન તમારું ભલું કરે, બાપુ પાઇ પૈસો આલો બાપુ.'

મારાં અંગોમાં ન વર્ણવી શકાય એવી એક ધ્રૂજારી પસાર થઇ ગઇ. એવું નથી કે મેં ભૂખ જોઇ ન હતી, અમારા વાસમાં દારિદ્ર્યની કમીના ન હતી. ભૂખ્યાં કંગાળ, હાડપીંજર જેવાં બાળકો મેં અનેક વાર જોયાં હતાં–પણ મનુષ્યની અસહાયતાનું આવું બીષણ–આવું વિરૂપ ચિત્ર આજની જેમ આવી વેદનાભરી સચોટતાથી અગાઉ મારા ધ્યાન ઉપર નહોતું આવ્યું. અને એ છોકરાની આજીજી છતાં કોઇના મુખ ઉપર તેને કાંઇક આપવાના કોઇ પણ જાતના ઉલ્લાસનો જ્યારે મને અભાવ દેખાયો ત્યારે તો મારી એ વેદના ઘૃણામાં ફેરવાઇ ગઇ. ઘડી પહેલાં એ બધાં હસતાં હતાં, તાળી પાડતાં હતાં–જે ત્રણે જણે તેમને આવો અપૂર્વ આનંદ આપ્યો તે પોતાના શ્રમનો અતિ તુચ્છ બદલો માગતાં હતાં તે આપવા એમાંથી જાણે કોઇયે તૈયાર ન હતું. ઘડી પહેલાં જે મધુરતા મારા અણુ અણુમાં વ્યાપી રહી હતી તે જાણે ઝેર બની ગઇ. એ બધાને તેમની મોં ઉપર કહેવાની જાણે એક અદમ્ય પ્રબળ ઊર્મિ મને થઈ આવી કે તે બધાં નીચ, સ્વાર્થી, અધમ પેટભરાં છે. પણ એવું કરવાનું મારામાં સાહસ નહોતું, એટલે પેલા છોકરાને મેં બોલાવ્યો, ને તેના હાથમાં એક આઠ આની મૂકતાં કહ્યું:



'લે, આનું ખાવાનું લઈને ખાજે.'

તેના હાથમાં આઠ આની પડતી જોઈ ઘડીભર તો લોકોની આંખ એ વાત સમજી જ ન શકી. એક જણે તો કહ્યું પણ ખરું. 'અરે બહેન પૈસાને બદલે ભૂલથી તમે આઠ આની આપી દીધી. સાલો લુચ્ચો. કહેતો પણ નથી.'

પણ તે વધુ આગળ બોલે તે પહેલાં તેને અટકાવતી હું બોલી: 'ના, ભૂલ નથી થઈ. મેં આઠ આના સમજીને જ આપ્યા છે.' ને મારા એ શબ્દો સાંભળતાં બધા એક બીજા તરફ સૂચક રીતે જોઈ રહ્યા. લોકોનો કંઈક ગણગણાટ શરૂ થઈ ગયો, પેલો મદારી પણ ઘડીભર તો આભો બની ગયો હતો. થોડી જ ક્ષણમાં સ્વસ્થ બની તે બોલ્યો.

'જીવતી રહેજે મારી માડી! સો વરસની થજે બહેન! ગયા ભવમાં આવાં જ પુન કર્યાં હશે–અમ જેવાં ગરીબ ગરબાંની આંતરડી ઠારી હશે તે આ ભવે આવો ઊંચ વરણનો મનખાદેહ પામી...'

મારે માટે એ અસહ્ય હતું. તે કદાચ સાચી લાગણીથી બોલતો હશે, પણ તેના અવાજમાં જે એકધારી યાંત્રિકતા હતી, જે આત્મ–અવજ્ઞા હતી તે અસહ્ય હતી–અને તેમાં વળી 'ઊંચ વરણ' શબ્દે તો મારા સંયમને કેવળ બ્હેકાવી મૂકયો. 'ઊંચ વરણ!' મારા મનમાં હું ઘૃણા સાથે બોલી, આ ઊંચ વરણના જ બધા હતા ને? ને જાણે તે મૌન પર પેલી આઠ આની આપીને ઓછું વેર લીધું હોય તેમ હું બોલી:

'ના, ભાઈ હું એવી ઊંચ વરણમાં જનમવાનું સદ્‌ભાગ્ય નથી લઈ આવી, હું તો હરિજન છું.'

બોલતાં મારાથી બોલી તો જવાયું, પણ પછી તરત જ ભયની એક અરેરાટી મારા અન્તરમાં વ્યાપી ગઈ.

'હરિજન!' એક સામટા અનેક મુખમાંથી ઉદ્‌ગાર નીકળી ગયા, ને પછી 'ઢેડવી સાલી!' રાંડને છે કંઈ લાજ શરમ!' 'નીકળે કોઈ ઊંચ વરણના આમ નફફટ બનીને બહાર કે?'–પણ એ બધાં ઘૃણાભર્યાં વાકયો નોંધી આપણા જીવનના એ કલંકને માટે વધુ જાહેરાત નથી આપવી. એ ટોળામાંથી એક આધેડવયના પુરુષે બૂમ પાડી:

'નરભા, જોઈ શું રહ્યો છે? હાંકી કાઢ રાંડને અહીંથી, રાંડ વેશ્યા, શરમ ન આવી બ્રાહ્મણની દીકરીને સમજાવતાં' ને તરત જ મારી ધસી આવી પેલી મોટી છોકરી સામે ડોળા કાઢતાં કહ્યું, 'લાખ વખત મેં એ છોકરીને કહ્યું છે કે કાચની બંગડીનો બહુ શોખ ન રાખીએ. પણ સમજે જ શાની? આજ કાલનાં સાલાં છોકરાં. જોયું ને શું પરિણામ આવે છે તે! સારૂં છે આજે તો માથાબોળ નાહી નાખ્યે પાપ ધોવાઈ જશે. પણ આમ એ કયાં અટકે જ કોણ જાણે?'

પેલી છોકરી તો બાપડી રડવા જેવી થઈ ગઈ હતી. તે ડુસકાં લેતી બોલી:

'બાપા, પણ એમાં શું થઈ ગયું? એનો બિચારીનો કયો વાંક હતો?......'

'બેસ બેસ મોટી વાંકવાળી!' અને મારા તરફ ફરીને બોલ્યો, 'હજુ ઉભી ઊભી અહીં જોયાં શું કરે છે? નીકળ રાંડ! આખું ગામ અભડાવ્યું અમારું......'

અને પછી જે અપમાન, જે કલંકો મારે વેઠવાં પડયા તે યાદ કરતાં પણ મારું હૈયું થથરી ઊઠે છે. પેલા નરભાએ તો જેનું બ્રાહ્મણપણું તેની દીકરીને હું અડી તેથી રસાતળ ગયું હતું તે રાજાજનને કયાંય પાછળ પાડી દે એવી બહાદુરી બતાવવા બહાર પડયો હોય તેમ મારો પોંઠો પકડયો. એ બન્ને કાકા ભત્રીજા હતા એ હું પાછળથી જાણવા પામી. એના કાકાનું નામ હતું પ્રેમશંકર. નામ પાડનારી ફોઈઓ સામાન્ય રીતે ભૂલો જ કરતી હોય છે, પણ પ્રેમકાકાનું નામ પાડનારી ફોઈએ કરેલી ભૂલ તો ભાગ્યે જ કોઈ બીજી ફોઈએ કરી હશે. પેલી બેઉ છોકરીઓ રડતી હતી. મોટી બોલી 'બાપા, આપી દો એને બીચારીને એની બંગડી.'

પણ તે વધુ બોલે તે પહેલાં તેને અટકાવતો તે





બોલ્યો, 'બેસ ડાહ્યલી. હું પાછો એ રાંડના તરફ હાથ લંબાવું, ખરું?'

એટલે એક જણ હસતો હસતો બોલ્યો, 'એમ કંઇ પ્રેમશંકરકાકા કાચા નથી તો. ઢેડલી અડે તો અભડાઇ જવાય, પણ તેની બંગડીથી કંઇ થોડું જ અભડાવાય?'

પ્રેમશંકર ભભુકી ઊઠયો, 'છાનો મર કે તીલા. હું કંઇ કીકો નથી તે તારું મહેણું ન સમજું–સમજ્યો? આવી તો કંઇ કેટકેટલી બંગડીઓ મેં જોઇ નાખી છે. સમજ્યો?' અને પેલી છોકરીઓ તરફ જોઈ બરાડયા–'અહીં આમ મૂઢની જેમ જોયા શું કરો છો? જાવ ઘેર જઇને નાહી લો.'

'પણ આ બંગડી?' પેલી મોટી છોકરી બોલી.

'વળી પાછી એ જ વાત? જાય છે કે નહિ? નહિ તો ચામડી ઉતારી નાખીશ'– અને જાણે તેને મારવા જતો હોય તેવો તેણે અભિનય કર્યો. પેલા તેનો હાથ પકડી લીધો. 'અરે! પ્રેમશંકરકાકા, હોય એ તો. એમાં આટલા બધા ચીડાઈ શું જાવ છો?' અને મારા તરફ જોઈ બોલ્યો, 'તે તેં બહુ ધાડ મારી નાખી કે આમ ઊભી ઊભી નફ્ફટની જેમ આ બધો તાલ જોયા કરે છે? જાય છે કે નહિ અહીંથી?' ને પ્રેમશંકરના હાથમાંથી લાકડી લઇ છૂટી મારવા આવતો હોય તેમ તેણે હાથ ઉગામ્યો; પણ પાસેના ઓટલા પરથી કોઇ બાઇનો અવાજ આવતાં બધા ચમકયા:

'આ બધું શું માંડયું છે તમે સૌએ ભેગા થઇને? શરમ નથી આવતી આ બિચારી નાદાન છોકરી ઉપર આમ વિતાડતાં? તમારે કેટલાયને તો એવડી દીકરીઓ છે. જા, બહેન તું તારે રસ્તે જા. કયાંથી આ બાજુ ભૂલી પડી?'

હું તો કિંકર્તવ્યમૂઢ જેવી બની ગઇ હતી. શું બોલવું, શું કરવું તે કંઇ જ સમજાતું ન હતું. પણ એટલામાં પેલી બાઇનો ફરીથી અવાજ આવ્યો:

'કોણ? આ પની તો નહિ? કરસન નાથાની?'

'હા, મા.' મારા મુખમાંથી અચાનક નીકળી ગયું.

'જીવતી રહેજે, બહેન. સો વર્ષની થજે. ભગવાન સુખી રાખે. પ્રેમશંકરભાઈ, તમારા આ કરસનની આ દીકરી ને એને તમે ઓળખો પણ નહિ?'

પ્રેમશંકરનું મોં કંઇક ઝંખવાયું. પેલો તીલો પણ કંઈક નરમ પડયો લાગ્યો.

'આપણને શું ખબર પડે નર્મદાભાભી? એ તો બહારની બહાર રહે–આજે પહેલી જ વાર જોઇ. એ તો બાળક કહેવાય, પણ સોમીની અક્કલ કયાં બહેર મારી ગઈ?' અને જાણે મને સમજાવતો હોય તેમ મારા તરફ ફરીને બોલ્યો, 'જો પની, આમાં તારો વાંક નથી, પણ તું હવે નાની ન કહેવાય. તારે સમજવું જોઇએ કે તારાથી આવી રીતે નહિ હરાય ફરાય.' ને છોકરાંનાં ટોળાં તરફ વળી તેણે કહ્યું,

'અહીં નાટક થોડું જ થઇ રહ્યું છે કે બધા ભેગા થઈ ગયા છો–જાવ અહીંથી, નહિ તો મારા મોઢાની કંઇ સાંભળી જશો.'

ને તેના ડોળા જોઇ છોકરાંઓ મારા તરફ જોઇને 'ભાભીને...! ભાભીને...!' બોલતાં નાસી ગયાં. ગરીબની વહુ સહુની ભાભી એ કહેવત તો મેં અનેકવાર સાંભળી હતી–પણ હું તો કોઈની વહુ પણ નહોતી થઇ. સાચે જ ગરીબની દીકરી સહુની ભાભી પડી હોત તો તે સત્યની વધુ નજીક હોત. અને આ છોકરાંઓના મુખમાં બિભત્સ શબ્દ! અને એ પણ તેમના વડીલોના દેખતાં! આ અમારો કહેવાતો ઉજળિયાત વર્ગ! અપાર ઘૃણાથી મારું મન ભરાઇ ગયું. મારી આસપાસ જામી રહેલા આ ગાઢ અંધકારમાં જો કોઇ એકાદ આવી પ્રકાશરેખા મને લાધી હોય તો જે બાઈ મારી વહારે આવી હતી–જેને મેં મા કહીને સંબોધી તે–તે નર્મદામા.

નર્મદામાને તો હું કેમ કરી ભૂલી શકું? જીવનમાં કેવળ એક જ વાર જો તેમને મેં જોયાં હોત તો પણ મારાથી તેમને કેમ ભૂલાત? જીંદગીની વિશાળ મરુભૂમિમાં નર્મદામા જેવાં રડ્યાંખડ્યાં રણદ્વીપ કયાંક જો આપણને લાધતા ન હોત તો જીંદગીનો



કદુ ખોજ ઉઠાવવાની કોણ દરકાર કરત? સાચે જ નર્મદામાનું મારું પ્રથમ દર્શન અતિ મીઠું, અતિ મંગળ હતું. ચાલીસેકની આસપાસની તેમની ઉમ્મર હશે. વયે તેમના મુખ પર વિષાદ કરતાં શાન્તિ અને સૌમ્યતાની રેખાઓ વધુ આંકી હતી. તેમનું મુખ જોતાં જ આપણે જાણે જનનીનું દર્શન કરતાં હોઇએ એવું લાગે જાણે માતા થવાને જ તે જાણે જન્મ્યાં હતાં એવી વત્સલતા તેમની આંખમાંથી તરતી હતી. તેમની ગોદમાં માથું ઢાળી મારી બધી વેદના મારાં આંસુમાં વહાવી તેમના હાથે સાંત્વન પામવાની પ્રબળ ઊર્મિ મારા મનમાં જાગી ઊઠી. પણ હું કન્યાગૃહની પની હવે નહોતી રહી હવે તો હરિજનવાસની પની હતી. નર્મદામા ગમે તેવાં પ્રેમાળ કેમ ન હોય, પણ તે એક હરિજન કન્યાને કેમ કરીને અપનાવી શકે? મારા અન્તરમાંથી એક ઊંડો નિઃશ્વાસ નીકળી ગયો.

જડી મને કેમ મના કરતી હતી તે હવે મને પૂરેપૂરું સમજાયું. બજારમાં બહુ વખત થોભવાની મારી ઈચ્છા ન ચાલી. મેં ઘર તરફ પગલાં માંડયાં. એક સાથે કંઈ કેટકેટલી નજરો જાણે મને શારી રહી. માત્ર જન્મના અકસ્માતને કારણે આપણી જીંદગીઓમાં કેવાં જુદાં જુદાં મૂલ્યો આવી જાય છે! ગામની બહાર હું આવી ત્યારે મારું મન અપાર વેદના અને ઘૃણાથી ભર્યું હતું. જે કુદરત ઉપર હું મુગ્ધ બની હતી તે જ મારા પ્રતિ નિહાળી રહી હતી. પણ તે મારામાં હવે કોઇ ઊર્મિ જગાડી શકી નહિ. સૂરજ આથમવાની તૈયારીમાં હતો, અને તેની અસહ્ય વખતની લાલાશ રડતાં રડતાં સૂજી ગએલી લાલ આંખ જેવી મને લાગી. આખા જગતમાં જાણે મારું કોઈ નથી, હું કેવળ અસહાય છું એવી એક અસહ્ય ગ્લાનિ મારા અન્તરને ભરી રહે. એવામાં મને પાછળથી કોઇ સંબોધન કરી રહ્યું છે એવું મને લાગ્યું. પાછળ ફરીને જોઉં છું તો અમારા વાસનો લલ્લુ મને સંબોધી કહી રહ્યો હતો.

'બહુ વસમું લાગ્યું હશે તને, ખરું ને પની!' મેં તેનો ટૂંકા હકારથી જવાબ આપ્યો. વાત કરવાની કોઇ પણ જાતની ઇચ્છા મારામાં રહેવા જ પામી ન હતી. વળી અમારા વાસની કેટલીક સ્ત્રીઓ બાદ કરતાં બહુ ઓછા જોડે મારે ઓળખાણ હતું; કારણ કે પાંચ વર્ષની ઉમ્મર બાદ મોટો વખત તો હું બહારની બહાર જ રહી, એટલે ઘણાં માણસો મને અપરિચિત જેવાં હતાં. લલ્લુ પણ મને અપરિચિત જેવો હતો, જો કે કોઇ કોઇ વાર તે અમારે ઘેરે આવતો. તેની ઉંમર વીસેકની હશે, અને વરતણીઆનું તે કામ કરતો. તેણે જરાક ઉતાવળા ચાલી મારો સંગાથ કર્યો, અને મારા તરફ અપાર સહાનુભૂતિ બતાવતો હોય તેમ બોલ્યો.

'પની, આવું તો અમારે રોજનું વેઠવાનું. પણ તું ભણીમણી એટલે તને એ વસમું લાગે એ સાચું છે.'

'માત્ર ભણવા ગણવાથી જ સ્વમાનની ભાવના આવે એવું થોડું જ છે? આવાં અપમાન આપણે ક્યાં સુધી વેઠતાં રહીશું?' મારી અનિચ્છા છતાં પણ મારાથી બોલ્યા વિના નહિ રહેવાયું.

'એ તો તારી જેમ બધાં જ ભણવા માંડે તો કદાચ કાંક બદલાય.'

'ના, તો પણ ન બદલાય એને ભણવા સાથે કંઇ જ સંબંધ નથી, આપણે એ લોકોની દયા ઉપર જીવવાનું ચાલુ રાખીશું ત્યાં સુધી એમાં કંઇ ફેર નહિ પડે.' મેં જાણે એ પ્રશ્ન હું બહુ સારી રીતે સમજતી હઉં એમ કહ્યું.

'તે કઇ રીતે પની!'

'આપણે એમનાં કામ ન કરીએ, એમની સાથે સંબંધ ન રાખીએ તો તરત જ એ લોકો ઠેકાણે આવી જાય.'

'એવું કેની રીતે થઇ શકે? આપણે ધારો કે સંબંધ બધો તોડી નાખ્યો પણ આપણા પેટનું શું?' લલ્લુએ પૂછ્યું. વાતવાતમાં અમે જુદી કેડી પર ચઢી ગયાં હતાં તેનું મને ભાન ન રહ્યું. લલ્લુના પ્રશ્નો મારા મનમાં એક પછી અનેક વિચારોની આંધી જગાડી રહ્યા હતા. મેં કહ્યું,

'પેટ? પેટ તો કૂતરાં બિલાડાં પણ ભરી શકે





છે. તો શું આપણને એટલું પણ ન આવડે?'

'જો આવડતું હોત તો આવો વારો આવત?' લલ્લુ જાણે મારાં કથનને હસતો હતો. તેની આંખમાં કરેલાં કટાક્ષથી હું અકળાઇ.

'એ જ તો દુઃખ છે આપણને એટલું જ નથી આવડતું. રોજ આટઆટલાં અપમાનો છતાં આપણે કૂતરાંની જેમ પૂછડી પટપટાવતાં પાછાં ત્યાંને ત્યાં જ જઇએ છે.'

'એ જ તો હું તને પૂછું છું કે બીજું આપણે શું કરી શકીએ? ઘડીભર માની લઇએ કે આપણે તેમની સાથે સંબંધ તોડી નાખીએ. એનું શું પરિણાંમ આવે એ ખબર છે? કરસન કાકાને પેલા મીલવાળા સુતર આપવાની ના પાડે એટલે કંઇ કેટકેટલા વણકરો કામધંધા વગરના થઇ પડે. અને આપણા બધા જ ધંધાનું એમ સમજી લેવું.

હું અકળાતી બોલી. 'ના. બધા ધંધા માટે એવું નથી. આપણે એમનાં પહેલાં ઢોર ન ખસેડીએ, એમનાં જાજરૂ ન સાફ કરીએ તો એ કામ એમને બીજું કોણ કરી આપશે? એમને જાતે જ્યારે એ કરવાનાં આવશે ત્યારે તેમને આપણી કિમ્મત સમજાશે, અને ત્યારે આપણને પગે લાગી કહેશે: 'અમારી ભૂલ થઇ, તમે અછૂત નથી. ગઇ ગુજરી બધી ભૂલી જાવ.'

લલ્લુ ખડખડાટ હસી પડ્યો. 'તું ધારે છે એટલું એ સહેલું હોત તો આપણે ક્યારનાં અછૂત મટી ગયાં હોત. મફત એ મરેલાં ઢોર ખસેડવા નહિ જાય તો રઘલો જશે. પહેલાં તો આપણે એક થઇ શકીએ એમ જ નથી. અને ધારો કે એવું થાય તો ય આપણે કેટલા દહાડા એમ ખેંચી શકીએ?'

વાતવાતમાં અમે જાણે રસ્તો કાપી નાખ્યો હતો; પણ અમારો વાસ બીજી જ બાજુએ રહી ગયો હતો. તેનો એકાએક મને ખ્યાલ આવ્યો એટલે મેં કહ્યું,

'અરે, વાતવાતમાં આપણે તો આડાં ચડી ગયાં, આ રસ્તે તો અગાઉ હું કદી નહોતી ગઇ'

'એમ!' લલ્લુએ જાણે વિચારમાંથી જાગતો હોય એમ પૂછ્યું. 'આ રસ્તે પણ વાસમાં તો જવાય જ. એ જરાક લાંબો છે.'

'તો આપણે ટૂંકે જ રસ્તે જઇએ.' એમ બોલી હું પાછા વળવાનું કરતી હતી તે જોઇ લલ્લુ બોલ્યો,

'પણ એમ પાછા આ રસ્તે થઇ જૂને રસ્તે જતાં જેટલો વખત લાગશે તેના કરતાં આ રસ્તે ઓછો લાગશે, અને વળી તને નવો રસ્તો જોવાનો મળશે.'

એમ બોલી તેણે આગળ ચાલવા માંડ્યું; ને હું પણ યંત્રવત્ તેની સાથે સાથે ચાલી. અમે થોડેક ગયાં એટલે એક ઊંચા ટેકરા ઉપર થઇ રસ્તો એક કોતરમાં પડતો હતો. સૂરજ આથમી ગયો હતો. મને મનમાં ચટપટી થવા લાગી, મા ઘેરે અકળાતી હશે એ વિચાર મારા મનમાં આવ્યો; તે સાથે કદાચ અંધારું થવા આવે તેવે વખતે ગામમાં એક જુવાન છોકરા સાથે મને દાખલ થતી લોકો જૂવે તો કંઇક ચર્ચા પણ થાય એવો પણ મને વિચાર આવ્યો. જાણે મારા મનના ભાવ કળી ગયો હોય તેમ લલ્લુ બોલ્યો,

'પની, આપણે બે અહીં એકલાં છીએ એ જો કોઇ જોઇ જાય તો કેવું ધારે એમ તું વિચારે છે ખરું?'

મેં હા પાડી. એટલે હસતો હસતો તે બોલ્યો,

'ત્યારે તું ભણી એ બધું નકામું જ ને?'

હું નવાઇ પામી. ભણવાને ને આ વાતને શો સંબંધ?' એટલે મેં કહ્યું,

'કેમ, ભણ્યાં એટલે ગમે તેમ વર્તાય?'

'આમાં ગમે તેમ ક્યાં આવ્યું? ભણેલાં તો કેવું કેવું કહે—આપણે કંઇ થોડું જ તેવું કહીએ છીએ?

મને તેની વાત ન સમજાઇ. તે જાણે તેના ધ્યાન ઉપર આવ્યું હોય તેમ તે બોલ્યો.

'આપણા ગામનાં ભણેલાં બૈનાં તેં જોયાં નથી. પેલો મગન વલ્લભ આફ્રિકા ગએલો છે તે તું જાણે છે?'

મેં ના પાડી; એટલે તેણે આગળ ચલાવ્યું, તેને આફ્રિકા ગયાને છ વરસ થયાં છે, ત્યારે તેની વહુ અગિઆર વરસની હતી. તેણે આફ્રિકાથી કાગળો



પર કાગળ લખી તેના સસરાને હેરાન કરી મૂકયો, ને અંતે સસરાએ બિચારાએ તેને મુંબઈની કોઈ નિશાળમાં ભણવા મૂકી. પણ માણસ કયાં સુધી ભણ ભણ કરે ? તે ત્રણ વરસથી અહીં તેના સાસુ સસરા સાથે રહે છે, પણ જાણે છે તેનાં પરાક્રમ ?'

મેં કંટાળા સાથે કહ્યું, 'તેમાં આપણે શું ?' મારા ઉત્તરથી કંઈક હતોત્સાહ થતો તે બોલ્યો,

'આપણે એ સાથે કંઈ નિસ્બત નથી એ સાચું; પણ આ જ જગ્યાએ તે એકવાર મને અચાનક મળી ગઇ, ત્યારે પણ સાંજ પડવા આવી હતી, તે તેના ખેતર પરથી પાછી વળતી હતી; પણ તેના પાછા વળવાનો આ રસ્તો નથી, આ રસ્તે તો ભાગ્યે જ કોઇ આવે છે. કાપણી વખત એ વપરાય તે માફ. પછી કોઇ આ બાજૂ નથી આવતું, હું તો અમસ્થો ફરવા જ આવ્યો હતો, ને તેને અહીં જોતાં નવાઇ પામ્યો, બાઈ માણસને આમ એકાન્ત જગ્યાએ જોતાં હું પાછો વળતો હતો, ત્યાં તેણે મને બોલાવ્યો,

'એ આમ આવજો, મને જૂવોને કાંટો પેસી ગયો છે, કાઢી આપો તો.'

મેં કહ્યું, 'હું તો વરતણીઓ છું. મારાથી કેમ અડાય ?'

એટલે તે બોલી, 'અરે, એમાં શું ? આપણે બધાં માણસ જ છીએ ને ?' અને તેણે મારા તરફ એવી રીતે તો જોયું—બસ, ન પૂછો વાત. મારી તો છાતી ધડકી ઊઠી, મને ગભરાતો જોઇ તે બોલી,

'એમ ડરવાનું કંઇ કારણ નથી, કાઢી આપો મારો કાંટો.'

ને ખરેખર, મારા તો પગ ધ્રૂજવા લાગ્યા. કોઇ જો મને જૂવે તો મારી જ નાખે; પણ મારો છૂટકો નહતો. હું તેની પાસે ગયો. મેં તેનો પગ મારા હાથમાં લીધો, પણ કયાં ય મને કાંટો ન દેખાયો. એટલે મેં કહ્યું,

'કાંટો નથી દેખાતો.'

'ન કેમ દેખાય ? દેખાશે ? જરા બરોબર જૂવો,' અને એમ કહી તે હસી પડી:

'તો ય મને સમજાયું નહિ કે એ બાઇ મારા ઉપર મોહી પડી હતી. એટલે મેં તો પગના તળિયા ઉપર કાંટો શોધવા હાથ ફેરવવા માંડ્યો. મારો હાથ પકડી તે બોલી.'

'કાંટો એમ ન પકડાય—બહુ ઊંડો છે, અને અહીં વાગ્યો છે, જુઓ.'

એમ કહી તેણે મારો હાથ તેની છાતી ઉપર ખેંચ્યો, અને જોરથી દબાવ્યો...'

તેની આ વાતથી હું અકળાઇ ઊઠી. મેં ઘૃણાથી કહ્યુ. 'લલ્લુ. મારે એ વાતનું કામ નથી. અને જાણે હું કોઇ જાળમાં ફસાઈ રહી હોઉં એવું એકાએક મને સમજાઇ આવતાં હું ધ્રૂજી ઊઠી. એ જોતાં તે બોલ્યો.

'પની, તારા કરતા તે ઘણી બધી રૂપાળી હતી સમજી, એમ રૂપના ગુમાન નહિ રાખીએ. તું મને હજી ઓળખતી નથી એટલે વધુ શું કહું ?'

મારે એનો કંઇએ જવાબ આપવો નહતો. હું હવે બરોબર સાવધ થઇ ગઈ. એની દાનત જરા ય સાફ ન હતી એ સ્પષ્ટ હતું. તે પણ સમજી ગયો, એટલે બોલ્યો.

'પની, આવી તક તને નથી મળવાની, મારી સાથે બે મીઠી વાત કરશે તેથી કંઇ બગડવાનું નથી નહિ તો જાણે શું થશે ?'

મારે કશું ય જાણવું નહતું. મારી ઘૃણા વધતી જ જતી હતી; પણ તેનાથી જરાય મૂંઝાયા વિના તે બોલ્યો.

'ગામમાં મને સૌ કોઇ ઓળખે છે. કંઈ કેટ-કેટલી ઉજળિયાત બૈરીઓ, અને આપણા લોકની બૈરીઓ મારી પાછળ ગાંડી થઇ છે. એ બધાં જાણે છે, અને આજે તને મારી સાથે જોતાં લોકો તારે વિશે જુદું ધારવાના છે એ રખે માનતી.'

હું હવે પૂરી ચીડાઇ. 'તું આવો હલકો હશે એ હું નહોતી જાણતી' ને ગુસ્સામાં હું પાછી ફરી તરત જ મને બાથમાં બીડી તે બોલ્યો,

'આમ હવે હું તને જવા નહિ દઉં. ગામમાં જઇને જો મને બદનામ જ કરવાની હોય તો મફતનો





હું શા માટે બદનામ થાઉં ? એકવાર તારો શોખ કરી લઉં પછી તારે જે કરવું હોય તો કરજે ' એમ કહી તેણે અતિ આવેગ સાથે મને ચુંબન કર્યું. મારું શરીર સામાન્ય છોકરીઓ જેવું ન હતું. એ કસાએલું હતું, એટલે તેના હાથમાંથી છટકવા મેં જોર કર્યું, પણ તેમાં સફળ ન થવાય એમ લાગતાં જોરથી તેના હાથ ઉપર મેં બચકું ભર્યું–તે બૂમ પાડી ઊઠયો, ને તેના હાથ છૂટી ગયા. જીવ લઇ હું નાઠી. પાછળ જોવાની મારી હિમ્મત નહતી, મેં દોડયા જ કર્યું, અને જ્યારે વાસની નજીક આવી પહોંચી ત્યારે મને જડી સામે મળી. મને જોતાં તે બોલી:

'અરે પની ! આમ ક્યાંથી ?'

હું કંઈ બોલી શકી નહિ. તેના ખભા પર માથું ઢાળી હું ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી.

મારા માથા પર તે દિવસે જે કંઈ વીત્યું હતું, તેની જડી સિવાય મેં બીજા કોઇને ય ખબર પડવા દીધી નહિ. મને હવે મારું ઘર અકારું થઈ પડયું. ક્યારે રજા પૂરી થાય ને પાછી મારા ગૃહમાં ચાલી જાઉં તેની હું રાહ જોવા મંડી, આખી દુનિયા આવી દુષ્ટ હોઇ શકે એ કેમે કર્યું મારી બુદ્ધિમાં ઉતરતું જ ન હતું. અમે કચરાએલાં છીએ એમ છતાં અમારામાં ય ક્યાં હરખુ જેવા નથી ? ને અમે પણ અંદર અંદર એક બીજાને કંઇ ઓછા કચરતાં હઈશું ? શું જગતનું મંડાણ આવા અન્યાય અને પાપોની પરંપરા ઉપર જ રચ્યું હશે ?...અને આમ હું તર્કની પરંપરામાં જ્યાં અવળાં અનુમાનો ઉપર આવતી હતી ત્યાં બહેન અને મોટાભાઇનાં પ્રેમાળ, મંગળ મુખ મારી નજર સમક્ષ તરી રહ્યાં. ના, જગતમાં અંતે તો પ્રેમ એ જ એનું ધારણા બળ છે. સુવર્ણને એની મલિનતામાંથી મુકત થતાં ધગધગતી ભઠ્ઠીમાં તળાવું પડે તેમ પ્રેમને ય આ જગત રૂપી ભઠ્ઠીમાં તળાવું પડે છે અને એ તાવણીમાં અન્તે એનો વિજય જ છે. મોટાભાઇ પાસે કંઈક આવી મનોદશામાં હું પાછી ગઈ. (ચાલુ)

# દરિયાનું દિલ

પદ્મકાન્ત શાહ બી. એસ સી, એ. એમ. ટેક્. આઈ., (મેટપ્લિટન) કેમિકલ એંજીનીઅર.

કવિએ ગાયું છે કે "દિલના દરિયાવ માંહી કાંઈ કાંઈ મોતી, ગોતી ગોતીને કોઈ ચૂંટશો મા, મારા હૈયાની વાતડી પૂછશો મા." હૃદયનું સમુદ્રમંથન કરવાની કવિ ના કહે છે પણ સમુદ્રના હૃદયનું મંથન કરીને વિજ્ઞાને માનવીને કલ્પનાતીત સમૃદ્ધિની ભેટ ધરી છે. પૃથ્વી પરની પોણા ભાગની ભૂમિ જેટલો વિસ્તાર સમુદ્રનો છે. આદિકાળથી આ જળક્ષેત્ર ઉપર માનવીએ વિહાર કર્યો છે; સમુદ્રના ઊંડાણો માપીને એમાંથી અનર્ગળ ધન તેણે પ્રાપ્ત કર્યું છે; કેટલીયવાર તેણે સમુદ્રસ્નાનનો લ્હાવો લીધો છે. બદલામાં સમુદ્ર પણ તેને ભેટ્યો છે તેમ ભરખ્યો છે. અનેક વખત તેણે જગત પરની સંસ્કૃતિઓ ઉદરસ્થ કરી છે; સ્થળ ત્યાં જળ અને જળ ત્યાં સ્થળ કરી એક યુગને વિલીન કરી બીજા યુગને જન્મ આપ્યો છે. સ્થળ પર વસતો માનવ જળને એક આશ્ચર્યવત્ પેખતો આવ્યો છે, પેખીને અંદર ઝંપલાવતો આવ્યો છે અને માંહી પડીને મહાસુખ માણવાની મઝા ભોગવતો આવ્યો છે. કલ્પનાના અવનવા રંગો વડે એણે સાગર સાથેના પોતાના પરાક્રમોની કથા રંગી છે. સમુદ્રની ભરતી તથા ઓટ અને ક્ષિતિજમાં દેખાતી પેલી જળ અને નભની મિલનરેખાની વર્તુલાકૃતિએ તેનામાં રહેલી શોધવૃત્તિને વેગ આપ્યો છે અને વિજ્ઞાનના પૂર્ણ વિકાસના પ્રથમ પગથિયે તે તેના જળ સ્થળ અને નભના નિરીક્ષણ વડે જ ચડ્યો છે. પોતાની શોધમાં તેને જે લાધ્યું એનાથી તેની શોધકવૃત્તિને પોષણ મળતું રહ્યું છે અને તે વધુને વધુ શોધતો ગયો છે.

સૃષ્ટિના મંડાણથી શરૂ થએલી માનવશોધની કૂચકદમમાંથી વિજ્ઞાનનો વિકાસ થતો ગયો છે અને એ ચકાવાના કોઠાની જેમ ફૂલતો જ રહ્યો છે.

સમુદ્રના પાણીનું પૃથક્કરણ કરતાં તેના હજાર ભાગમાં ૧૯ ભાગ વાયુ—જેમાંનો સાડા છ ભાગ પ્રાણવાયુ, બાર ભાગ નત્રવાયુ, અને પા ભાગ જેટલો અંગાર વાયુ—માલમ પડયો છે. વાતાવરણમાં ૨૧ ભાગ પ્રાણ-વાયુ હોય છે જ્યારે દરિયામાં ૩૪ ભાગ જેટલો હોય છે. દરિયાની અંદર વધતા વિવિધજીવો માટે આ અત્યંત આવશ્યક છે. ત્યારબાદ સમુદ્રના પાણીમાં નીચેના ક્ષારો જણાય છે—

| ક્ષારો | પ્રમાણઃ સમુદ્રના પાણીના એક હજાર ભાગમાં | ટકા% |
|---|---|---|
| મીઠું (સોડિઅમ કલોરાઈડ) | ૨૭.૨૧૩ | ૭૭.૭૫૮ |
| મેગનેશિયમ કલોરાઇડ | ૩.૮૦૭ | ૧૦.૮૭૮ |
| ,, સલ્ફેટ | ૧.૬૫૮ | ૪.૭૩૭ |
| કેલ્શ્યમ સલ્ફેટ (ચોક) | ૧.૨૬૦ | ૩.૬૦૦ |
| પોટાશિયમ સલ્ફેટ | ૦.૮૬૩ | ૨.૪૬૫ |
| મેગનેશિયમ બ્રોમાઇડ | ૦.૦૭૬ | ૦.૨૧૭ |
| કેલ્શ્યમ કાર્બોનેટ (ચૂનો) | ૦.૧૨૪ | ૦.૨૧૭ |

તે ઉપરાંત બહુજ અલ્પ પ્રમાણમાં અપાનવાયુ (એમોનિઆ) લોહ, તાંબુ, સુવર્ણ, રજત તથા અનેક મૂળતત્વો સમુદ્રના પાણીમાં જણાયાં છે. ઉપરના આંકડા પરથી બરોબર ખ્યાલ લાવવા માટે સમુદ્રના પાણીના એક ઘનમાઈલમાંથી કેટલાં તત્વો નીકળે તેનો વિચાર કરીએ તો ઘણું રસપ્રદ જાણવાનું મળશે. એક ઘનમાઈલ પાણી એટલે એક માઇલ પહોળું, એક માઈલ ઉંડા અને એક માઇલ લાંબા વિસ્તાર જેટલું પાણી. આટલા પાણીમાંની ૧૧૭,૦૦૦,૦૦૦ (અગિઆર કરોડ સિત્તેર લાખ) ટન વજનનો મીઠાનો ડુંગર ઊભો કરી શકાય. ૫,૯૨૦,૦૦૦ (ઓગણ સાઠ લાખ વીસ હજાર) ટન જેટલું મેગનેશિયમ એમાંથી મેળવી શકાય, જે વર્ષો સુધી જગતને તેની જરૂરિયાતો પૂરી પાડી શકે તેટલું બ્રોમિન (ફોટોગ્રાફીમાં ખાસ વપરાતું રસાયણ) આટલા પાણીમાંથી ૨૮૩,૦૦૦ ટન મળે અને આયોડિન ૧૯૨ ટન મળે, લોખંડ, તાંબુ, રજત અને ૮,૭૦૦ ટન, ૫૫૦ ટન, ૯૪ ટન, અને ત્રણ ટન જેટલા પ્રાપ્ત થઇ શકે! બીજી ધાતુઓ કરતાં સુવર્ણનું પ્રમાણ અલબત્ત ઓછું છે, પણ લોભીનો લોભ તો જરૂર એ આંકડો ઉત્તેજી શકે તેટલો છે. અને તાંબાનું પ્રમાણ એટલું છે કે એમાંથી તો આખી દુનિયાને મધ્ય ભાગે લપેટી લેવાય એટલો





લાંબો તાર ખેંચી શકાય.

પરંતુ એક ઘનમાઇલ પાણી ઓછું ન કહેવાય છતાં સમુદ્રનું સમગ્ર પાણી ૩૨૦,૦૦૦,૦૦૦ (બત્રીસ કરોડ) ઘનમાઇલ છે તેની સરખામણીમાં તે નજીવું લાગે. સમુદ્રની કુલ સમૃદ્ધિની ગણત્રી આ ઉપરથી આપણે કરીએ તો એનો આંકડો આપણને આશ્ચર્યથી મૂક બનાવી દે તેટલો થાય. સમુદ્રના પાણીના જથ્થાનો કંઈક ખ્યાલ દુનિયાની બધી નદીઓ આડસો વરસ સુધી પોતાનું પાણી ઠાલવે ત્યારે આ આંકડો પહોંચાય તે ઉપરથી આવશે. સમુદ્રમાંથી બ્રોમીન બનાવવાનું કારખાનું નાખવાનું વિચારાયું તે વખતે એવો અંદાજ કાઢવામાં આવ્યો હતો કે છોંતેર ફૂટ ઊંડા આટલાંટિક મહાસાગરના એક ચોરસ માઇલમાંથી ૧૪,૭૭૩૦૦૦ પાઉંડ સ્ટર્લિંગ જેટલી કિંમતના તત્વો મળે. જેમાંના ૧૨,૦૦૦ પાઉન્ડ સ્ટર્લિંગની કિંમતના તો સુવર્ણ અને રજત જ હોય !

સમુદ્રના પાણીની બીજી નવીનતા એ છે કે તે સ્હેજસાજ રેડિઓ–એક્ટિવ છે; અર્થાત્ તેમાંથી જો રેડિઅમ કાઢવા બેસીએ તો ૨૦,૦૦૦ ટન જેટલું રેડિઅમ મળે, અને તેની કિંમત આપવી કુબેર ભંડારીને પણ વસમી પડે.

આ તો દરિયાના પાણીમાંથી શું નીકળે તેની વાત થઈ. હવે તેના ગુણધર્મોનો વિચાર કરીએ. શુદ્ધ પાણીનું ઘટત્વ ૧ ગણતાં દરિયાના પાણીનું ઘટત્વ ૧.૦૨૬ છે. દરિયાના પાણીમાં રહેલા ક્ષારોને પરિણામે તેનું ઘટત્વ પાણી કરતાં વધારે છે. પ્રશ્ન એ થાય છે કે દિવસે દિવસે દરિયો વધુને વધુ ખારો થતો જાય છે કે કેમ? દર વર્ષે ૨૭,૦૦૦ થી ૫૦,૦૦૦ લાખ ટનના વજન જેટલા પદાર્થો નદીના પાણી વાટે દરિયામાં પ્રવેશતા હોય છે. શરુઆતમાં દરિયો ખારો ન હતો; અને બાષ્પીભવન તથા નદીઓ વાટે પ્રવેશતા ક્ષારોને પરિણામે ધીમે ધીમે તે ખારો થતો ગયો એવી એક માન્યતાના હિસાબે ગણત્રી કરતાં પૃથ્વી પર સાગરનું અસ્તિત્વ ૧૦૦૦ લાખ વર્ષ બતાવે છે પણ આ ગાળો બરાબર નથી. ખરી રીતે તો દરિયો પ્રથમથી જ ખારો છે. તેના પાણીનું પૃથક્કરણ કરતાં, તેમાં માલમ પડતા સલ્ફેટ અને ક્લોરાઇડ પૃથ્વીની શરુઆતમાં જ્વાળામુખી પર્વતો વડે થએલા અગ્નિના ઉત્પાતોમાંથી ગંધક અને ક્લોરિનને આભારી છે વળી નદીના પાણીમાં કાર્બોનેટ તથા સલ્ફેટનો ભાગ વિશેષ હોય છે જ્યારે દરિયાના પાણીમાં ક્લોરાઇડ વિશેષ હોય છે તે હકીકત બીજી માન્યતાની તરફેણ કરે છે.

જુદી જુદી જગ્યાઓના સમુદ્રના પાણીમાં પણ ફરક રહેલો છે. ઘટત્વ, ક્ષારત્વ (ખારાપણું) અને ઉષ્ણતામાનમાં દરિયો વિવિધ જગ્યાઓએ તફાવત ધરાવતો જણાયો છે. દરિયાઇ સપાટી (અં. સી લેવલ) પણ જુદી જુદી જગ્યાઓએ જુદી જુદી હોય છે. ગુરૂત્વાકર્ષણને પરિણામે દરિયો કિનારા તરફ ખેંચાતો હોય છે એટલે કિનારાની અને મધ્ય દરિયાની સપાટીમાં ફેર પડે છે. હવાનું દબાણ જ્યાં ઓછું હોય છે ત્યાં જ્યાં દબાણ વધુ હોય છે તેના કરતાં સપાટી ઊંચી હોય છે. વળી પૃથ્વીપરના જુદાજુદા ભાગોમાં ઉષ્ણતામાનની વધઘટના પરિણામે પાણીનું બાષ્પીભવન વધારે ઓછું થતું હોય છે અને આ કારણે પણ સપાટીમાં ફેરફાર રહ્યા કરે છે. ભૂમધ્ય સમુદ્ર અને આટલાંટિક મહાસાગરની સપાટીમાં આમ ૧૪ થી ૨૦ ઈંચ જેટલો ફરક આવી રહેલો છે.

ઉષ્ણતામાનના ફેરને લીધે દરિયામાં પ્રવાહો પેદા થાય છે. ઠંડુ ભારે પાણી નીચે બેસે છે અને ઉષ્ણ હલકું પાણી ઉપર આવે છે. સમુદ્રનો કોઇ પણ ભાગ આ અસરથી મુક્ત નથી. દરિયાના પાણીના પ્રવાહોનું બળ અતિશય હોય છે. ઈંગ્લાંડ પાસે આવેલા ગલ્ફસ્ટ્રીમનો વિસ્તાર ૯૦ થી ૨૫૦ માઇલ પહોળો અને ૩૦૦ થી વધુ ફૂટ ઊંડો છે.

દરિયાના ક્ષારત્વમાં જુદે જુદે સ્થળે તફાવત હોય છે એટલેથી જ બસ નથી, જુદે જુદે સમયે તેમાં ફેરફાર થયા કરતો હોય છે. સરખાજ માપની અંદર શિયાળામાં ક્ષારોનું પ્રમાણ વિશેષ જણાશે જ્યારે ઉનાળામાં તેના કરતાં ઓછું માલમ પડશે. એટલે ક્ષારત્વનો આધાર ઉષ્ણતામાન પર રહેલો છે. દરિયામાં જે વસતિ



જીવે છે તેને માટે આ ફેરફારો જીવનમરણના પ્રશ્ન જેટલા મહત્વના હોય છે. આપણા વાતાવરણની જેમ તે પણ દરિયાના પાણીથી વીંટળાયેલા હોય છે—દરિયાનું પાણી તે એમનું વાતાવરણ છે—અને તેથી દરિયાના પાણીના બંધારણની અસર તેમના શરીરો પર થતી હોય છે. ક્ષારત્વ અને ઉષ્ણતામાનની સીમાઓ આમ ઘણીવાર દરિઆઇ જીવનના અસ્તિત્વ અને વિનાશની સીમાઓ બની જતી હોય છે. લગભગ સાઠવર્ષ પૂર્વે યુ. એસ. એ.નો ઉત્તર આટલાંટિક કિનારો હજારો ચોરસ માઇલના વિસ્તારમાં મૃત માછલીઓના શરીરોથી ભરાઇ ગયો હતો. આનું કારણ તે જગ્યાના પાણીના ક્ષારત્વ તથા ઉષ્ણતામાનથી અંદર અચાનક ફેરફાર થવાને લીધે જણાયું હતું.

આપણે જોઇ ગયા કે સમુદ્રનું પાણી સામાન્ય પાણી કરતાં ભારે છે. આને લીધે દરિયાના પાણીમાં તરવાનું સુગમ થઇ પડે છે. સમુદ્રનું પાણી જ્યારે બંધિયાર હોય છે (દા. ત. રાતો સમુદ્ર) ત્યારે બાષ્પીભવન ઝડપથી થતું હોય છે અને પાણીમાં ખારાશ વધે છે. જેને પરિણામે ઘટત્વ પણ વધે છે. રાતા સમુદ્રમા હિંદી મહાસાગરનું પાણી થોડું પણ ન ઠલવાતું હોત તો બે હજાર વર્ષમાં રાતો સમુદ્ર મીઠાનો એક પર્વત બની રહેત. સમુદ્રમાં દરવર્ષે ૩૨ ઈંચ ઊંડાઇ જેટલું બાષ્પીભવન થયા કરતું હોય છે. અને દરિયાનું પાણી ભારે છે તેથી જ સમુદ્રમાં વહાણો ઊંચા તરે છે. દરેક સ્ટીમર ઉપર આવી રીતે ડુબવાની એક રેખા દર્શાવી હોય છે (જેને પ્લિમસોલ માર્ક કહે છે) જેને પરિણામે જુદા જુદા સમુદ્રોમાં તે કેટલી ડૂબશે તેની ખબર પડે છે. આ રેખા ઉપરથી સ્ટીમરમાં સલામત રીતે કેટલું વજન ભરી શકાય તેનો ખ્યાલ રહે છે. દરિયાનું પાણી ભારે ન હોત તો અત્યારે સ્ટીમરો જે માલ ભરી જાય છે તેના કરતાં ઘણો ઓછો માલ લઇ જઇ શકાત.

દરિઓ ખારો ન હોત તો દુનિયામાં આજ પડે છે તેના કરતાં વધુ ઠંડી પડતી હોત; કારણકે દરિઆના પાણીનું બાષ્પીભવન સામાન્ય પાણીના ૯/૧૦ ભાગ જેટલું હોય છે. *સાદું પાણી શૂન્ય અંશ બરફ થઇ જાય છે પણ સમુદ્રનું પાણી એમ સહેલાઈથી ઠંડીને વશ થતું નથી. જેમ એમાં ક્ષારોનું પ્રમાણ વિશેષ તેમ એનું બરફમાં રૂપાન્તર થવું મુશ્કેલ. પાણીમાં ઓગાળી શકાય એટલું મીઠું ઓગાળ્યું હોય તો શૂન્ય પછી ૨૨° અંશ (સેન્ટી.) જેટલી ગરમી રહે. આ ગરમી અંદરથી ઓછી કરીએ ત્યારે જ તે ઠરે. પ્રભુની આ એક મોટી કૃપા છે, કારણ કે તેમ ન થાત તો શિયાળામાં પૃથ્વી પરના ઠંડા પ્રદેશોમાં સમુદ્રની અંદર વહેલો બરફ થઈ જાત અને દુનિયાનો કેટલોક વ્યવહાર અટકી પડત. જો સમુદ્રનું પાણી ખારું ન હોત તો સમશીતોષ્ણ કટિબંધમાં પણ કેટલેક સ્થળે પાણી બરફ થઇ ગયું હોત.

હવે દરિયામાંની વસતી વસતિનો વિચાર કરીએ. દરિયામાં વસતા મોટા જીવો ઉપરાંત નાના અને નરી આંખે નથી દેખી શકાતા તેવા સૂક્ષ્મ જીવો (અં. ઑર્ગેનીઝમસ) પણ હોય છે. આને પ્લેન્કટન Plankton કહે છે.

जीवो जीवस्य जीवनम् એ સૂત્ર સમુદ્રની સૃષ્ટિને સંપૂર્ણ રીતે લાગુ પડે છે, કારણકે અહીં તો નાના જીવો જ મોટા જીવોનો આહાર હોય છે અને પરસ્પરના જીવન ઉપર જ દરિયાના જીવો નભતાં હોય છે. 'કેલેનસ' નામનું પ્લેન્કટન હેરિંગ માછલીનો મુખ્ય ખોરાક છે. અને હેરિંગ એ કૉડ મત્સ્યનો ભક્ષ્ય છે. એમ કહેવાય છે કે કૉડલિવર ઑઇલનું વિટામિન 'એ' આ કેલેનસ પ્લેન્કટનને આભારી છે. મહાસાગરના પેટાળમાં અનેક પ્રકારની વસ્તીનું અસ્તિત્વ હોય છે અને જમીન માફક ત્યાં પણ ફળદ્રુપ તથા વેરાન પ્રદેશો હોય છે. જીવનનો આધાર સૂર્ય પ્રકાશ ઉપર ઘણો અવલંબેલો છે. પ્રકાશ વગર પ્લેન્કટન ન ટકી શકે અને પ્લેન્કટન વગર દરિયાની બીજી વસતી

* અહીંથી આ પેરેગ્રાફના અંત સુધી આજ લેખકના 'વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો' નામના પુસ્તકના પાન ૩૮ પરનું લખાણ ઉતાર્યું છે. લેખક.





પણ સજીવ ન રહી શકે. દરિયાની અંદર પ્રકાશ ત્રીસ ફૂટ ઊંડા જતામાં તો તેનો નેવુ ટકા ભાગ ઓછો થઈ જાય છે; અને ૧૦૦ ફૂટને અંતરે તો માત્ર એક ટકો જ પ્રકાશ બાકી રહે છે. વળી શ્વેત-પ્રકાશનું થોડું ઘણું વિકિરણ પણ થાય છે. લાલકિરણો જલદી ચૂસાય છે અને લીલાં કિરણો સૌથી ધીમે ચૂસાય છે. (આને લીધે જ પાણી લીલુ દેખાય છે.) ફોટોગ્રાફિક પ્લેટના સાધનો વડે એટલું શોધી શકાયું છે કે ભૂરા અને જાંબલી કિરણો ઠેઠ ૩૦૦૦ ફૂટ ઊંડે પ્લેટ ઉપર અસર ઉપજાવી શકયા છે પરંતુ પ્રકાશ એક માઇલથી વધુ અંતર સુધી બિલકુલ જઈ શકતો નથી.

આ ઉપરથી લાગશે કે દરિયાની પણ એક અવનવી સૃષ્ટિ છે. આપણાં આછાંપાતળાં અવલોકનો ઉપરથી દરિયાઇ સૃષ્ટિનો પૂર્ણપણે ખ્યાલ આવવો મુશ્કેલ છે. અને તે સંબંધીની આપણી કેટલીક માન્યતાઓ વાસ્તવિકતાથી દૂર કલ્પનારંગી પણ સંભવી શકે છે. પરંતુ આપણે તો દરિયાઈ જીવન કરતાં આપણા ઉપયોગના લાભો દરિયામાંથી કેવા ઊઠાવી શકીએ છીએ તથા ભવિષ્યમાં ઊઠાવી શકવાના છીએ તેનો વધુ વિચાર કરવાના છીએ. દરિયાની બીજી સૃષ્ટિ સાથે આપણને નિસ્બત નથી. તેમના જીવનવ્યવહારમાં આપણે ડોકીયું કરવું નથી. આપણે તો આપણી સંપત્તિ તથા સમૃદ્ધિની વિપુલતામાં દરિયો શું ઉમેરી શકે છે તેમાં વિશેષ રસ ધરાવીએ છીએ.

સાગરના કુબેરભંડારમાંથી આપણે શું પુરુષાર્થ વડે પ્રાપ્ત કરી શકવાના છીએ તેની સાથે જ આપણને વધુ લાગે વળગે છે. સમુદ્રનું મંથન એ માનવીના પ્રબળ પુરુષાર્થનો ઇતિહાસ છે. પુરાણોમાં આપણે તેને કલ્પનાથી રંગાએલો વાંચ્યો છે. વૈજ્ઞાનિકોએ વીસમીસદીમાં તેને સાચો કરી બતાવ્યો છે.

[ ૨ ]

દરિયાના પાણીનું પૃથક્કરણ કરતાં આપણે જોયું કે તેમાંથી ઘણાં કિંમતી તત્વો આપણને મળી શકે તેમ છે. તેમાં સૌથી મોટો હિસ્સો મીઠાનો છે. મીઠા વગર આપણે ચલાવી શકાતા નથી. માણસ દીઠ વરસ દહાડે બાર રતલ મીઠું ખવાય છે એવો અટસટ્ટો કાઢવામાં આવ્યો છે. એ રીતે મીઠું એ માનવીને ખોરાકની દૃષ્ટિએ અત્યંત ઉપયોગી વસ્તુ છે એટલું જ નહિ પણ અર્થશાસ્ત્રની દૃષ્ટિએ માનવીનું એ મહામોલું ધન છે, મીઠામાં ક્લોરિનનું તત્વ સમાયેલું હોવાથી અને ક્લોરિન ઘણા અગત્યનાં રસાયણો તથા ઔષધોના બંધારણમાં પ્રવેશતું હોવાથી મીઠાનો ઉદ્યોગ એ બીજા અનેક ઉદ્યોગોની ચાવી રૂપ બની રહેલો છે. વળી તેમાંનું બીજું તત્વ સોડિઅમ પણ એટલું જ મહત્વનું છે. આપણો ચિરપરિચિત સોડા મીઠા વગર સંભવી શકતો નથી અને આજના વસ્ત્રવિજ્ઞાનના ઉદ્યોગમાં તથા આપણા પોષાકની ઉજ્જવલતામાં સોડાનો ફાળો અગત્યનો છે કારણ કે આપણી સંસ્કૃતિનું માપ જે ઉદ્યોગ વડે થઈ રહ્યું છે એમ કહેવાય છે તે સાબુનો ઉદ્યોગ સોડિઅમના રસાયણો વગર અસ્તિત્વ નથી ધરાવી શકતો. મીઠું એ દરિયાએ માનવીને આપેલી એક અમૂલ્ય બક્ષિસ છે. ખનિજ મીઠાનો પિતા પણ એક કાળે દરિયો જ હતો એટલે એ પણ દરિયાની જ પેદાશ છે. આમ દરિયો એ અત્યારના મહત્વના રસાયણિક ઉદ્યોગોનો જાણે અજાણે 'पुरुषः पुराणः' બની રહેલો છે.

દરિયામાંથી મીઠું અને બીજા ક્ષારો ઉત્પન્ન કરવા માટે દરિયાના પાણીને જુદી જુદી અવસ્થાઓ સુધી ઘટ્ટ કરવું પડે છે. મીઠાના પાણીને વિજ્ઞાનની ભાષામાં 'બ્રાઇન' કહેવામાં આવે છે. બ્રાઇન એ આમ તો દરિયાનું જ પાણી છે પણ તે દરિયાના પાણી કરતાં વધુ ઘટ્ટ હોય છે. બ્રાઇનમાંથી મીઠું લીધા પછી તેને 'બિટર્ન' કહેવામાં આવે છે. બ્રાઇનનો સ્વાદ મુખ્યત્વે ખારો અને સહેજ કડવો હોય છે. એમાંથી મીઠું નીકળી જતાં કડવા સ્વાદનું પ્રભુત્વ વધે છે, એટલે તેને 'બિટર્ન' અર્થાત્ કડવું પાણી (અં. બિટર=કડવું) કહે છે આ બ્રાઇન રણના કૂવાઓમાં મળી છે. વિરમગામ



તાલુકામાં ખારાઘોડા તથા સૌરાષ્ટ્રમાં ધ્રાંગધ્રા પાસે આવેલા કુડામાં કચ્છના નાના રણના ભાગની જમીનમાં કૂવાઓ ખોદીને બ્રાઈન કાઢવામાં આવે છે, અને તેને અગરોમાં ભરીને મીઠું પકવવામાં આવે છે. આ બ્રાઇન ઘટ્ટ કરેલા સમુદ્રના પાણીને મળતું છે, કારણકે તેમાંના દ્રાવ્યક્ષારોનું પ્રમાણ સમુદ્રના પાણીમાંના ક્ષારો પ્રમાણે જ છે. ઓખામંડળના કિનારાના દરિયા પાસેથી મીઠાપુરમાં, નવલખી બંદર પાસેના દરિયામાંથી લવણપુરમાં, વેરાવળમાં, કોડીનારમાં, મુંબઇમાં, મદ્રાસમાં વગેરે સ્થળે હિંદમાં દરિયાના પાણીમાંથી મીઠું ઉત્પન્ન કરવામાં આવે છે. તે ઉપરાંત રાજપૂતાનાના સંભર સરોવરમાંથી તેમજ પંજાબની રોક સોલ્ટ માઇન્સમાંથી મીઠું સારા પ્રમાણમાં મેળવવામાં આવે છે. આ ઉપરાંત પરદેશથી પણ ઘણું મીઠું આયાત કરવામાં આવે છે.

કચ્છના રણના બ્રાઇનનું તથા હિંદના પશ્ચિમ કિનારાના અરબી સમુદ્રના પાણીનું પૃથક્કરણ કરતાં ખાત્રી થાય છે કે એકવાર કચ્છના રણને સ્થાને અરબી સમુદ્રનો ભાગ હશે. છેલ્લાં સો વર્ષથી કચ્છના રણમાંથી કૂવાઓ ખોદીને મીઠું ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ ચાલે છે છતાં હજુ બ્રાઈનની તાણ પડી નથી. આ બ્રાઇનના પ્રવાહની દિશા ખારાઘોડા તરફ જતી હોવાનું જણાયું છે. પણ ખારાઘોડા ઊંચી સપાટી પર આવેલું હોવાથી નીચા ભાગમાં આવેલા કૂડા કરતાં ત્યાં બ્રાઇનનું પ્રમાણ ઓછું માલમ પડયું છે. વળી ખૂબ ઊંડે તો બ્રાઇનને ઠેકાણે શુદ્ધ સાધારણ ખારાશવાળું પાણી મળી આવે છે. કચ્છના રણના બ્રાઇનમાં કેલ્શ્યમ સલ્ફેટ (ચોક) સિવાય બીજા ક્ષારોનું પ્રમાણ દરિયાના પાણીના ક્ષારો જેટલું જ છે. દરિયો ઉપર આવતાં કેલ્શ્યમ સલ્ફેટ રણની સપાટી પર સૂકાઈ જવાને પરિણામે આ પ્રમાણે બનવા પામ્યું છે. વળી દરિયામાંના ઇપ્સમ સોલ્ટ (મેગનેશ્યમ સલ્ફેટ)નું રણમાં ઠંડીને લીધે મેગ્નેશિ-ક્લોરાઇડમાં રૂપાન્તર થઈ ગયું હોય છે. આને લીધે ખારાઘોડામાં મેગ્નેશિયમ ક્લોરાઇડનો ઉદ્યોગ અસ્તિત્વમાં આવ્યો છે.

દરિયાના પાણીમાંથી અગર બ્રાઇનમાંથી જુદા જુદા ક્ષારો મેળવવા માટે બ્રાઈનને જુદી જુદી ઘટ્ટતાવાળા તબક્કાઓમાંથી પસાર થવા દેવું પડે છે. એ બધું સમજતા પહેલાં બ્રાઇનની ઘટ્ટતા માપવાના સાધન—હાઇડ્રોમીટરનો પરિચય કરી લેવો આવશ્યક છે, કારણકે એની સમજણ વગર બ્રાઇનમાંના ક્ષારોનું પ્રમાણ તબક્કે તબક્કે અથવા ક્રમે ક્રમે કેવી રીતે બદલાયા કરતું હોય છે તેનું ભાન થવું મુશ્કેલ છે. ઘટ્ટતા માપવાના સાધન તરીકે 'બોમે હાઇડ્રોમીટર' વપરાય છે. તેની બનાવટ એવી હોય છે કે વિશુદ્ધ પાણીમાં તેને બોળ્યુ હોય ત્યારે તે લગભગ આખું ડુબી જાય છે. એટલે તેની દાંડીના છેક ઉપરના ભાગમાં શૂન્યનો આંકો કરેલો હોય છે. ત્યાર પછી તેને ૮૫ ભાગ પાણીની અંદર ૧૫ ભાગ મીઠું ઓગાળીને કરેલા દ્રાવણમાં મૂકવામાં આવે છે. આવા બ્રાઇનના દ્રાવણમાં જેટલે સુધી તે ડુબે છે ત્યાં આગળ બીજો આંકો કરવામાં આવે છે અને શૂન્ય અને આ એક વચ્ચેના ભાગને ૧૫ સરખા ભાગમાં એવી રીતે અંકિત કરવામાં આવે છે કે કોઇ પણ બે અંક વચ્ચેનું અંતર ૧ ટકા જેટલો ઓગળેલો પદાર્થ દર્શાવે. આવી રીતે ૪૦ અંશ સુધી અંકિત થએલું હાઇડ્રોમીટર યોગ્ય થઇ રહે છે. કેટલીકવાર 'બોમે' હાઇડ્રોમીટરને સ્થાને 'ટવેડલ' હાઇડ્રોમીટર વપરાય છે. તેના ઉપર એવી રીતે અંકો મૂકવામાં આવ્યા હોય છે કે કોઇ પણ અંકને પાંચે ગુણી જે આવે તે સંખ્યામાં ઉમેરતાં દ્રાવણ પાણી કરતાં કેટલું ભારે છે તે તે અંકને મળતી સંખ્યા નીકળે છે. તેને હજાર વડે ભાગતાં આ સંખ્યા દશાંશ નીકળે છે:

દાખલા તરીકે:

(૧) બોમે હાઇડ્રોમીટર:

$$\text{ઘટત્વ (સ્પેસિફિક ગ્રેવીટી)} = \frac{૧૪૪\cdot૩}{૧૪૪\cdot૩ - \text{અંક સંખ્યા (મીટર પરની)}}$$

(૨) ટ્વેડલ હાઇડ્રોમીટર

$$\text{ઘટત્વ (સ્પેસિફિક ગ્રેવીટી)} = \frac{૧૦૦૦ + ૫\ (\text{મીટર પર સંખ્યા})}{૧૦૦૦}$$





સમુદ્રના પાણીનું અને અથવા બ્રાઇનનું ઘટીકરણ–

આ ઘટીકરણની ક્રિયાને સાત જુદી જુદી અવસ્થાઓ અથવા તબક્કાઓમાંથી પસાર થવા દેવી પડે છે. અવસ્થાઓ નીચે પ્રમાણે:–

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૧) | બોમે ૩.૯ અંશ | અને | ૧૦ અંશ | વચ્ચે | માત્ર સમુદ્રનું પાણી |
| (૨) | ,, ૧૦ ,, | ,, | ૧૭ ,, | ,, | |
| (૩) | બોમે ૧૭ અંશ | અને | ૨૪.૫ અંશ | વચ્ચે | |
| (૪) | ,, ૨૪.૫ ,, | ,, | ૨૯.૫ ,, | ,, | બ્રાઇન અને બિટર્ન |
| (૫) | ,, ૨૯.૫ ,, | ,, | ૩૫.૦ ,, | ,, | |
| (૬) | ,, ૩૫.૦ ,, | ,, | ૩૭.૦ ,, | ,, | |
| (૭) | ,, ૩૭.૦ ,, | ,, | ૩૮.૫ ,, | ,, | |

**પ્રથમ અવસ્થા**—દરિયાનું પાણી ૨૫ અંશ સેન્ટી ઉષ્ણતામાન (સામાન્ય ટેમ્પરેચર) ૩.૫ થી ૪.૦ અંશ બોમે બતાવતું હોય છે. આ હિસાબે તેનું ઘટત્વ ૧.૦૨૫ અને ૧.૦૨૯ વચ્ચે હોય છે. હિંદમાં સામાન્યપણે સમુદ્રના પાણીની બોમે ૩.૯ અંશ હોય છે. બાષ્પીભવનથી કદમાં જ્યારે ૩૭ ટકા જેટલો ઘટાડો થાય છે ત્યારે ૧૦ અંશ સુધી તેમાં હાઇડ્રોમીટર ડૂબે છે. ૧૦ બોમે અંશથી આગળ વધતાં તેમાંથી પહેલો ક્ષાર કેલ્શ્યમ કાર્બોનેટ (ચૂનો) છૂટો પડે છે. આપણને પૃથ્વી ઉપર તે વિપુલ પ્રમાણમાં મળતો હોવાથી સમુદ્રમાંથી તેને પ્રાપ્ત કરવાની કોશિષ કરવામાં આવતી નથી.

**બીજી અવસ્થા**:—કેલ્શ્યમ કાર્બોનેટ (ચૂનો) નીકળી ગયા પછી ૧૭ અંશ બોમે સુધી સમુદ્રના પાણીમાંથી કશું નીકળતું નથી. કોઇકવાર ચૂના સાથે મૅગ્નેશિઅમ કાર્બોનેટ નીકળી જાય છે. પાણીનું કદ મૂળ ભાગના ⅕ જેટલું અત્યારે થઇ જાય છે.

**ત્રીજી અવસ્થા**.—૧૭ અંશ બોમે પછી કેલ્શ્યમ સલ્ફેટ (જીપ્સમ–ચોક) છૂટો પડવા માંડે છે. પ્રથમ તો તે સપાટી પર તરતો હોય છે પણ જેમ જેમ તેની છારી જાડી થતી જાય છે તેમ તેમ ભારે થતાં તળિયે બેસવા માંડે છે. તે સાથે થોડું ઘણું મીઠું પણ નીચે બેસી જાય છે. ૨૫ અંશ બોમે સુધી આ પ્રમાણે જીપ્સમ–ચોક છૂટો પડયા કરે છે. કુલ જીપ્સમનો ૮૪ ટકા જેટલો ભાગ આમ મુક્ત થઇ જાય છે. કૂવા તથા ખારાઘોડાના બ્રાઇનમાં કૂવાને તળિયે જીપ્સમનું પડ બંધાઇ ગએલું હોય છે, કારણ કે બ્રાઇનની બોમે ૧૭ થી ૨૫ અંશ વચ્ચે હોય છે. દરિયાના પાણીમાંથી પેદા કરેલા મીઠાના દર એક સો ટને ચારથી પાંચ ટન જેટલું જીપ્સમ પ્રાપ્ત થાય છે. એડનમાં તો આ જીપ્સમને સડકો બનાવવા રસ્તા ઉપર પાથરવામાં આવે છે. આ વખતે મૂળ પાણીનું કદ પ્રથમના ⅒ જેટલું થઇ જાય છે.

**ચોથી અવસ્થા**:—આ અવસ્થા ૨૪.૫ અંશ બોમેથી શરૂ થાય છે. ૨૬ અંશ બોમેએ ચોકખા મીઠાથી દ્રાવણ સંતૃપ્ત થઇ જાય છે પણ બીજા ક્ષારોની હાજરીને લીધે તે વહેલું સંતૃપ્ત થયું હોય તેમ ૨૪.૫ અંશ બોમેએ મીઠું છૂટું પડવા માંડે છે. બાષ્પીભવન જેમ જેમ વધતું જાય છે તેમ તેમ વધારે ને વધારે મીઠું છૂટું પડે છે. પાણીના દર ૧૦૦ ભાગ ઓછા થતાં ૩૬.૫ ભાગ મીઠું જુદું પડે છે. ૧૦૦ ભાગ સંતૃપ્ત દ્રાવણમાં ૭૪.૨૬ ભાગ પાણીના અને ૨૫.૭૪ ભાગ મીઠાના હોય છે. ૨૫ અંશ બોમે અને ૨૬ અંશ બોમે વચ્ચે દ્રાવણ ઘણો સમય રહે છે. મીઠું છૂટું પડવાને કારણે દ્રાવણના ઘટત્વમાં જલદી વધારો થતો નથી. લગભગ અડધું મીઠું પડી જાય છે ત્યાર પછી જ ધીમે ધીમે ઘટતા વધવા માંડે છે. દિવસના અને રાત્રિના ઘટત્વમાં પણ ફેરફાર રહ્યા કરે છે કારણકે દિવસના ભાગમાં ઉષ્ણતામાનને કારણે બાષ્પીભવન વધુ થતું હોય છે. આમ ૨૯ અંશ બોમે સુધી મીઠું પડયા કરે છે. પૂરેપૂરું મીઠું કદી છૂટું મળતું નથી. વધુમાં વધુ કુલ મીઠાનો પોણો ભાગ છૂટો પડી જાય છે. ૨૮.૫ અંશ બોમેએ છૂટું પડેલું મીઠું પૃથક્કરણ કરતાં નીચે મુજબ જણાયું છે:–

| | સમુદ્રના પાણીમાંથી. | બ્રાઇનમાંથી. |
|---|---|---|
| મીઠું | ૯૭.૧૧ | ૯૭.૪૦ |
| કેલ્શ્યમ સલ્ફેટ (જીપ્સમ) | ૧.૧૦ | ૦.૫૮ |
| મૅગ્નેશિયમ સલ્ફેટ (ઇપ્સમ) | ૦.૨૩ | ૦.૧૫ |
| ક્લોરાઇડ | ૦.૦૦૪ | ૦.૦૮ |
| પાણી | .૪૦ | ૧.૭૧ |



ઓગળે નહિ તેવો ભાગ ૦.૦૫ —
કુલ ૯૯.૯૩ ૯૯.૯૨

મેગનેશિયમ ક્લોરાઇડને લીધે મીઠાને ભેજ લાગે છે અને ચોમાસામાં તે ભીનું થઈ જાય છે. ઉપરના પૃથક્કરણમાં પોટાશિયમ ક્લોરાઇડ દર્શાવાયું નથી છતાં ૦.૦૧૨ ભાગ જેટલું તે અંદર હોય છે. જો મીઠાને પાણીથી ધોઈ નાંખવામાં આવે તો ઉપરની અશુદ્ધિઓ દૂર થઈ જાય અને ૯૯.૫ ટકા સુધી શુદ્ધ હાલતમાં મળે. આ ચોથો તબક્કો ૨૯ અંશ બોમે પહોંચતામાં પૂર્ણ થઈ જાય છે. તેથી આગળ તેનું મીઠા માટે ઘટીકરણ કરવામાં આવતું નથી કારણકે ત્યારબાદ બીજાં દ્રવ્યોમાંથી તેને શુદ્ધ સ્વરૂપમાં મેળવવું કપરું થઈ પડે છે. હવે જે પાણી બાકી રહે છે તેને 'બિટર્ન' કહેવામાં આવે છે અને મૂળના કરતાં તેનું કદ માત્ર બે ટકાનું જ રહ્યું છે. 'બિટર્ન'માંથી બાકીના ક્ષારો મેળવવાનું સૌ પ્રથમ સૂચન કરનાર બેલાર્ડ નામનો ફ્રેંચ વૈજ્ઞાનિક હતો. પહેલા વિશ્વયુદ્ધ વખતે, જ્યારે જર્મનીમાંથી મેગ્નેશિયમ ક્લોરાઇડ મળતું બંધ થયું ત્યારે આ 'બિટર્ન' ઉપર વૈજ્ઞાનિકોની નજર પડી. આ 'બિટર્ન'માંથી હવે પોટાશિયમ મેગ્નેશિયમ અને બ્રોમિન જેવાં મહત્વનાં દ્રવ્યો તથા ક્ષારો ઉત્પન્ન કરવામાં આવે છે.

**પાંચમી અવસ્થા:**–મીઠું કાઢી લીધા પછી બાકી રહેલા 'બિટર્ન'માં જુદા જુદા ક્ષારો દ્રાવ્ય સ્વરૂપમાં હસ્તી ધરાવે છે. આ ક્ષારોને બિટર્નમાંથી છૂટા પાડવા માટે બહુ સંભાળપૂર્વક કામ લેવું પડે છે. કારણકે બિટર્નમાં તેઓ લગભગ સંતૃપ્તાવસ્થામાં હોય છે અને તેમની વચ્ચે રહેલા દ્રાવ્યતાના ફેરનો ઉપયોગ તેમને અલગ પાડવામાં કરી શકાતો નથી. બાષ્પીભવન જેમ આગળ વધતું જાય છે તેમ બિટર્નમાંથી ક્ષારો છૂટા પાડવા માંડે છે. ૩૬ અંશ બોમે આવતાં સુધી જે ક્ષારો નીકળી જાય છે તેમાં મોટા ભાગનું મીઠું અને અલ્પ પ્રમાણમાં મેગનેશિયમ અને પોટાશિયમના ક્લોરાઇડો તથા સલ્ફેટો હોય છે. આ બંને સામાન્ય ઉષ્ણતામાને સમાન દ્રાવ્યતા ધરાવતા હોવાથી તેમને છૂટા સ્વરૂપમાં મેળવવા ઘણું કઠણ થઈ પડે છે. આને માટે એવું કરવામાં આવે છે કે ૩૨ અંશ બોમેએ બિટર્નને એકઠું કરી તેમને તાંબાની ચોરસ ટાંકીઓમાં ઊકળવામાં આવે છે. ૧૩૫ અંશ સેન્ટી. ઉષ્ણતાએ મેગનેશિયમ સલ્ફેટ તથા રહ્યુંસહ્યું મીઠું છૂટું પાડવા માંડે છે આ વખતે આ દ્રાવણને બીજી ટાંકીઓમાં કડછા વડે ખાલી કરવામાં આવે અને તેને ૧૨૦ અંશ સેન્ટી. સુધી ગરમ રાખવામાં આવે છે. આ ઉષ્ણતામાને મેગનેશિયમ ક્લોરાઈડના દ્રાવણમાં મેગનેશિયમ સલ્ફેટ દ્રાવ્યસ્થિતિમાં ન રહી શકતું હોવાથી તદ્દન છૂટું પડી તળિયે બેસી જાય છે. મેગનેશિયમ ક્લોરાઇડને પીપોમાં ભરી દેવામાં આવે છે, જે ઠંડુ પડતાં સફેદ મીણની માફક ઠરી જાય છે અને પત્થર જેવું સખત બની જાય છે. મેગનેશિયમ સલ્ફેટને પછી કાઢી લેવામાં આવે છે અને તેમાંથી ઇપ્સમ સોલ્ટના સ્ફટિકો બનાવવામાં આવે છે. બેટન બિટર્ન સરાસરી એક ટન મેગનેશિયમ ક્લોરાઇડ આપે છે.

**છઠ્ઠી અવસ્થા:**–બિટર્નમાં રહેલા ક્ષારોની દ્રાવ્યશક્તિનો આ અવસ્થા બરોબર અભ્યાસ માગી લે છે. ટાટા કેમિકલ્સ લિમિટેડ, મીઠાપુર તથા યુરોપ–અમેરિકામાં શીતોત્પાદન ( રેફ્રિજરેશન ) ના અદ્યતન સાધનો વડે બિટર્નને ૧૧ ડિગ્રી (અંશ) સેન્ટીગ્રેડ સુધી ઠંડુ કરવામાં આવે છે અને તે વખતે તેમાંથી મેગનેશિયમ સલ્ફેટ પહેલદાર ઝીણા સ્ફટિકો (ખાંડ જેવા)ના રૂપમાં છૂટું પડી જાય છે, પાયોનિઅર મેગનેશિયા વર્કર્સ લિ૦, ખારાઘોડામાં પાંચમી અવસ્થામાં જણાવ્યું તે મુજબ મામુલી સાધનો વડે ઇપ્સમસોલ્ટ બનાવવામાં આવે છે. મેગનેશિયમ સલ્ફેટ છૂટું પડયા પછી બિટર્નને વધુ ઠંડુ — ૬ અંશ સેન્ટી૦ સુધી — પાડવામાં આવે તો તેમાંથી સોડિઅમ સલ્ફેટ — ગ્લોબર — મળે; પણ આ પદ્ધતિથી હજુ હિંદમાં સોડીઅમ સલ્ફેટ ઉત્પન્ન કરવામાં આવ્યું નથી. આ વખતે બિટર્નનું કદ પ્રથમના ૫૭ ટકા જેટલું થઈ જાય છે.

**સાતમી અવસ્થા:**–બિટર્નની આ છેલ્લી અવસ્થા





પહેલાં તેને બ્રોમિન બનાવવાના કામમાં લેવામાં આવે છે. સમુદ્રના પાણીમાં બ્રોમિન મેગનેશિયમ બ્રોમાઇડ તરીકે આવેલું હોય છે. છઠ્ઠી અવસ્થાવાળા બિટર્નમાં ક્લોરિનવાયુ પસાર કરવાથી બ્રોમિન છૂટું પડે છે, જેમાંથી સીધું બ્રોમિન અથવા તો તેના સંયોગવાળાં રસાયણો જેવાં કે પોટાશિયમ બ્રોમાઇડ તથા એથિલિન બ્રોમાઇડ બનાવી લેવામાં આવે છે.

બિટર્નને ૪૦ અંશ ઉષ્મે સુધી લાવતાં તેમાંથી કાર્નેલાઇટ નામના પોટાશિયમ-મેગ્નેશિયમ ક્લોરાઇડના મિશ્ર સ્ફટિકો છૂટા પડે છે. કાર્નેલાઇટમાંથી અલગ અલગ સ્ફટિકીકરણ (ફ્રેક્શનલ ક્રિસ્ટલાઇઝેશન)ની ક્રિયા વડે પોટાશિયમ ક્લોરાઇડ જુદું પાડવામાં આવે છે. જો થોડું ઘણું મેગનેશિયમ સલ્ફેટ બાકી રહ્યું હોય તો તે પણ 'કિઝેરાઇટ' (ઇપ્સમ સૉલ્ટનો ઓછું પાણી ધરાવતો પ્રકાર)ના રૂપમાં જુદું પડી જાય છે. પોટાશિયમ ક્લોરાઈડ છૂટું થયા પછી બાકી બિટર્નમાં મેગનેશિયમ ક્લોરાઇડ રહે છે, જેમાંથી અગાઉ લખ્યા મુજબ તેને ઊકાળીને શુદ્ધ મેગનેશિયમ ક્લોરાઈડનાં પીપો ભરવામાં આવે છે.

ઉપર જેટલું લખ્યું છે તેટલું ક્રિયામાં આ બધું બનવું સહેલું નથી. વિજ્ઞાનની આ એક મોટી સિદ્ધિ છે અને તે પ્રાપ્ત કરતાં વૈજ્ઞાનિકોને કેટલીય સાધના કરવી પડી છે. આપણા હિંદમાં સ્વ૦ કપિલરામ વકીલે મીઠાપુરમાં ૧૯૨૭ થી આની સાધના શરૂ કરી હતી અને તેમાં સિદ્ધિ મેળવી હતી. તે અગાઉ તેમણે ખારાઘોડા તથા કાંગડામાં પાયાનું કામ કર્યું હતું. પશ્ચિમના વૈજ્ઞાનિકોની તુલનામાં આ વિજ્ઞાની જરાય ઊતરતા ન હતા અને ઈંગ્લેન્ડ તથા અમેરિકાની રસાયણ ઈજિનીયરોની માન્ય સંસ્થાઓએ એમની મુક્ત કંઠે પ્રશંસા કરી હતી એટલું જ નહિ, પણ પોતપોતાની સંસ્થાઓના માનદ સભ્ય તરીકે એમને ચૂંટી લઇ માન આપ્યું હતું. હિંદમાં શ્રી. કપિલરામ વકીલનુ નામ આ ઉદ્યોગ સાથે સર્વદા સંકળાયેલું રહેશે.

### બિટર્નનું પૃથક્કરણ

(મુંબઇ નજીકનો દરિયો—ડેન્સિટી ૨૯.૨૫ અંશ બોમે)

| | | |
|---|---|---|
| (અ) | તત્વો : | ટકા |
| | પોટાશિયમ | ૧.૫૧ |
| | સોડીઅમ | ૪.૪૧ |
| | કેલ્શ્યમ | અંશતઃ |
| | મેગનેશિયમ | ૩.૪૯ |
| | ક્લોરિન | ૧૬.૮૯ |
| | સલ્ફેટ | ૪.૭૧ |
| | બ્રોમિન | ૦.૧૪ |
| | કુલ | ૩૦.૧૫ |
| (આ) | દ્રવ્યો : | ટકા |
| | કેલ્શ્યમ સલ્ફેટ | નજીવું |
| | સોડિઅમ ક્લોરાઈડ (મીઠું) | ૧૧.૨૧ |
| | મેગનેશિયમ સલ્ફેટ | ૫.૮૯ |
| | પોટાશિયમ ક્લોરાઈડ | ૨.૮૯ |
| | મેગનેશિયમ ક્લોરાઈડ | ૧૦.૩૦ |
| | મેગનેશિયમ બ્રોમાઈડ | ૦.૧૭ |
| | કુલ | ૩૦.૪૬ |

[અપૂર્ણ]



# સેવાગ્રામ-ડાયરી [૪]

લેખક : પં. શ્રીરામ શર્મા
અનુ. : જયેન્દ્ર ગિ. ત્રિવેદી

૨૮-૪-'૪૧

આજે પ્રાતઃકાળે ઊઠયો. ખબર મળ્યા કે પ્રભુ-દયાળજીના પડોશીને ત્યાં ચોરી થઇ. ચોર પેટી ઉપાડી ગયા અને બાર રૂપીઆ અને થોડા આના લઇ, પેટી ખેતરમાં જ મૂકી રફુચક્કર થઈ ગયા. મગન-વાડીનું મ્યુઝિયમ જોયું. રસ્તામાં શ્રી. રાજેન્દ્રબાબુને આવતા જોયા. જમીને થોડા સમય આરામ કર્યો. 'ફ્રી પ્રેસ જરનલ' વાંચતો રહ્યો. સાંજે ૫-૩૦ વાગે જમ્યો અને ૬-૩૦ વાગે સેવાગ્રામ તરફ ઉપડયો. સેવાગ્રામ પાસેથી ઘોડાગાડી નીકળતી જોઈ અને બારણે આવીને જોયું તો કમળા અને રમેશ ઉભાં હતાં. બન્નેને મેં આવવાની મનાઈ કરી હતી, પણ કમળાએ કહ્યું કે એની બાએ જવાની રજા આપી હતી. રમેશને ઉધરસ સાથે તાવ પણ હતો એટલે એ ઈંટરક્લાસમાં આવ્યો.

આશ્રમમાં આવ્યા પછી ખબર પડી કે બાપૂ ચાર પાંચ દિવસ સુધી તો મુંબઈ નથી જવાના. અનુમાન એમ હતું કે જીન્ના, સાવરકર અને બીજાઓ ગવર્નરને મળ્યા છે. મારા મત પ્રમાણે તો આ કામ નોકર-શાહીનું જ છે જેથી તે વિદેશોમાં દેખાડી શકે કે અહીં બધા યુદ્ધનીતિમાં સહમત છે.

૨૯-૪-'૪૧

આજે રાત્રે ઊંઘ ન આવી અને પ્રાર્થના પણ ન કરી. ઘંટ સાંભળ્યો હતો પણ હું ન ગયો. આ બહુ ખોટું થયું ગણાય. દળવા પણ ન ગયો. હા, પ્રભુદયાળજી સાથે નીરો પીવા ગયો પાછો આવીને નાસ્તો કરવા ગયો. પ્રભુદયાળજી બાપૂને મળ્યા. બાપૂએ કહ્યું, "તમે અહીં આવી જાઓ અને રાજકુમારી પાસે અંગ્રેજી ભણો. નાણાવટી બાબત હું તપાસ કરાવીશ." કમળાને લઈને હું બાપૂની પાસે ગયો. બાપૂએ કમળા સાથે વાતો કરી અને જ્યારે તેમણે જાણ્યું કે તે ભણે પણ છે અને ઘરનું કામ પણ કરે છે ત્યારે તેમણે કહ્યું, "તો તું સારી છોકરી છે." બાપૂની કુટિરમાં ખાટલો ઢળાતો હતો. હજી એમને નબળાઇ છે.

આજે જમવા માટે બાપૂ બાકીની સાથે ન આવ્યા. શાક સાફ કરતી વખતે ખબર પડી કે રાજકુમારી અમૃતકોરના પગના અંગુઠામાં બહુ જ દર્દ છે અને કાલે તો એથી એ બહુ જ હેરાન થયા. બાપૂની કુટિરમાં હું એટલા માટે ન ગયો કે એમના આરામમાં ખલેલ ન પડે. પણ ત્રણ વાગે જરા ડોકીયું કર્યું તો જોયું કે કુટિર ભરચક છે. કોણ જાણે કેવીએ મજેદાર વાતો ગુમાવી. રાજકુમારીજી પણ ત્યાં જ હતાં. પાયખાનું સાફ કરવામાં અન્નપૂર્ણા બહેને મદદ કરી.

૩૦-૪-'૪૧

રમેશનો તાવ ઉતરી ગયો. ડૉક્ટર શંકરનજીએ એરંડીયાની કંઇક વાનગી આપી અને નવશેકા પાણીમાં મીઠું નાખીને દિવસમાં ચાર વાર કોગળા કરવાનું કહ્યું. એરંડીયાથી ત્રણ ચાર દસ્ત સાફ થયા અને બપોરે પ્રભુદયાળજીએ દૂધ લાવીને આપ્યું. મુસંબી કે સંતરા નહોતાં.

વહેલી સવારે એ જોવા ગયો કે બાપૂ ફરવા જાય છે કે નહી. તો શ્રી. રાજકુમારી પાસેથી જાણવા મળ્યું કે બાપૂ તો કાલે સાંજે પણ ફરવા ગયા હતા અને અત્યારે પણ ગયા જ છે. રાજકુમારીજી સાથે કોંગ્રેસ અને કોંગ્રેસીઓ વિષે વાતો થઇ. પંતજીની પણ ટીકા થઇ કે તેઓ જરા કમજોર છે. પોતાના નિર્ણયો બદલી નાખે છે. રાજકુમારીજી સ્વસ્થ નહોતાં. પરમ દિવસે અને કાલે તો સખત પીડા હતી. અંગુ-ઠાથી દર્દ શરૂ થયું. કાલે તાવ પણ આવી ગયો. આજે તબીયત ઠીક છે. નબળાઇ છે. કેમેરા લેવા ગયો અને શાસ્ત્રીજીની પાસે જતી વખતનો અને ત્યાં ઊભા હતા ત્યારનો એમ બે ફોટા બાપૂના લીધા.

કલકત્તેથી પત્ર આવ્યું કે ૨૯ મીએ 'વિશાલ ભારત' મારા તરફ રવાના થશે. દોઢ વાગે એ. આઇ. સી. સી. કાર્યાલયમાં છાપાં વાંચવા ગયો અને બે વાગે બાપૂની કુટિરમાં ગયો. ત્રણ વાગ્યા સુધી ત્યાં બેઠો બેઠો એક લેખ મઠારતો રહ્યો અને કેમેરો ફેરવતો રહ્યો-એકાદ સુંદર ફોટો મળી જાય એ આશાએ. દરમિયાન ડોક્ટર દાસ આવીને બાપૂનું બ્લડ-પ્રેશર લઇ ગયા. મેં બાપૂનો એક ફોટો લીધો. ત્રણ વાગે





શ્રી. રાજેન્દ્રબાબુ અને મિયાં ઇફતખારૂદ્દીન આવ્યા. બાપૂએ પૂછ્યું કે "વાતો એકાંતમાં કરશો કે...?" મિયાં સાહેબે કહ્યું, "રાજેન્દ્રબાબુએ તો બેસવું જ જોઇએ." હું બહાર ચાલ્યો આવ્યો.

રમેશને દૂધ આપવામાં આવ્યું અને સાંજે લક્ષ્મીનારાયણ ભારતીય જોડે 'વિશાલ-ભારત'ની એજન્સી વિષે વાતો થતી રહી. આજે રમેશે પણ પ્રાર્થનામાં ભાગ લીધો.

૧-૫-૪૧

આજે રમેશની તબીયત સારી છે. સ્નાન કરીને એણે નાસ્તામાં દૂધ અને ખજૂર લીધાં. બાપૂજીની સાથે કમળા ફરવા ગઇ અને જ્યારે પાછી ફરી ત્યારે મેં પરચુરે શાસ્ત્રીને ત્યાં બાપૂજીનો ફોટો લીધો ત્યારે પ્રયત્ન કર્યો કે કમળા અને રમેશનો ફોટો પણ બાપુ જોડે આવી જાય. પણ તેઓ ફોકસમા નહોતા આવતાં. પણ જ્યારે બાપૂ ચાલવા લાગ્યા ત્યારે મેં પાછળથી તેમનો ફોટો લીધો. બપોરે રમેશ પણ ભોજનમાં સામેલ થયો અને એણે દૂધ અને ભાત લીધાં.

આજે બેથી સવા ત્રણ સુધી બાપૂની કુટિરમાં રહ્યો. અને બાપૂજીએ કન્નડ કન્યા વીરગ્ગ જે પંખો નાખતી હતી તેનાં આસનની નકલ કરી. હસતાં જતાં હતાં અને એની જેમ બેસવાની કોશિશ કરતાં જતાં હતાં માંડમાંડ બે મિનિટ એ પ્રમાણે બેઠા હશે કે રાજેન્દ્રબાબુ અને મિયાં ઇફતખારૂદ્દીન આવ્યા. બાપૂએ કહ્યું, "આજે તો આ છોકરીએ મને હરાવ્યો. જો આટલો વિનોદ મારા જીવનમાં ન હોય તો તો હું મરી જ જાઉં."

સાંજે શ્રી કૃષ્ણચન્દ્રજીએ કહ્યું કે આજે સાંજે બાપૂએ આપને સમય આપવાનું કહ્યું છે. મેં કહ્યું, "હું તો બધા છોકરાઓને વળાવા વર્ધા જાઉં છું પણ વાતો કરવા માટે નવ વાગે પહોંચી જઇશ." સાંજે બાપૂની સાથે રમેશ અને કમળાનો ફોટો લેવાની ઇચ્છા હતી. પણ બાપૂ આજે કામને અંગે બહાર જ ન નીકળ્યા. પછી નિશ્ચય કર્યો કે પ્રાર્થના પહેલાં જ ઉપડું. રમેશ તો પહેલો જ બાપૂનો ચરણ-સ્પર્શ કરી આવ્યો હતો અને લગભગ સાત વાગે કમળા પણ ગઇ. બાપૂ ફરતા હતા. એણે ચરણ-સ્પર્શ કર્યો. બાપૂએ પૂછ્યું, "તું જાય છે? કઇ ગાડીમાં?" કમળાએ કહ્યું, "કાલે ગ્રાંડટ્રંક એકસપ્રેસમાં" બાપૂએ કહ્યું, "કાલે ગ્રાંડટ્રંક એકસપ્રેસમાં? તો તું અત્યારે કયાં જાય છે?" કમળાએ કહ્યુ, "વર્ધા દયાળજીને ત્યાં રહીશ."

"ભલે." બાપૂએ કહ્યું.

બધો સામાન એક ઘોડાગાડીમાં ભરીને રમેશને સાથે મોકલ્યો. હું, પ્રભુદયાળજી અને કમળા રાષ્ટ્ર-ભાષા-પ્રચાર-સમિતિ તરફ ચાલતાં જ ઉપડયા અને રમેશ અને અમે લગભગ સાથે જ પહોંચ્યાં. શ્રી. રામેશ્વરદયાળ દુબેજીએ બે ખાટલા આપ્યા અને અમે ઊંઘી ગયા.

આજે બાપૂની કુટિરમાંથી હું સવા ત્રણ વાગે જ ચાલ્યો આવ્યો હતો કારણ મિયાં ઇફતખારૂદ્દીન અને રાજેન્દ્રબાબુ સાથે ખાનગી વાતો હજુ બાકી હતી. શ્રી. પરચુરે શાસ્ત્રી હવે ફરી પાછા બહાર મોડે સુધી તડકામાં સૂવા લાગ્યા છે. અંદર સુવાથી એમને ફોડકીઓ નીકળે છે.

'વિશાલ-ભારત'ની બે નકલો આવી. શ્રી પ્રભુ-દયાળજી પાસેથી જાણવા મળ્યું કે શ્રી. બલવંતસિંહને, હું એમને શિકારપુરિયા કહું છું તે બહુ ખરાબ લાગે છે. ખરી રીતે તો તેઓ શિકાર-પુરિયા છે જ પણ હવે હું નહીં કહું. એમને નાહક નારાજ કરવાથી મને શો ફાયદો! પ્રભુદયાળજી અને નાણાવટીના ઝઘડામાં પ્રભુદયાળજીની જીત થઇ. બાપૂ તો સચ્ચાઇ, પ્રમાણિકતા અને વ્યવહાર-કુશળ-તાની સજીવ મૂર્તિ છે.

૨-૫-'૪૧

આજે સવારે દુબેજીને ત્યાં નાસ્તો કર્યો. ૭-૪૦ થયે પ્રભુદયાળજી, રમેશ અને કમળા ઘોડાગાડીમાં સ્ટેશને ગયા અને હું ચાલતો ગયો. હું હજુ જમનાલાલ-જીના બંગલા પાસે પહોંચ્યો હતો ત્યાંજ ગ્રાન્ટટ્રંક એકસપ્રેસ તો આવી ગઇ હતી. સ્ટેશન પર પહોંચ્યો તો રમેશ કમળા અને પ્રભુદયાળજીને પ્લેટફોર્મ પર

આંટા મારતા જોયા. ગાડીમાં જગ્યા ન હતી. ત્રણ ડબ્બા તો ફોજી સિપાહીઓએ જ રોકયા હતા અને બીજા ડબ્બાઓમાં પણ જગ્યા નહોતી. અંતે કમળાને સ્ત્રીઓના ડબ્બામાં બેસાડી અને રમેશને શ્રી લક્ષ્મીનારાયણ ભારતીયની સાથે બેસાડયો. ભારતીયજીએ કહ્યું કે નાગપુરમાં તેઓ બેસવાની સારી સગવડ કરી દેશે.

ગાડી ઉપડવા પહેલાં જ અમે તો નીકળી ગયા. રસ્તામાં સાંભર્યું કે એટેચી-કેસ કમળાની સાથે ગઇ કે નહીં.

બરાબર પોણાદસે હું સેવાગ્રામ જવા ઉપડયો અને સાડા દસે પહોંચ્યો. આજે સ્હેજ થાક લાગ્યો. સ્નાન પણ નહોતું કર્યું એટલે સ્વસ્થતા નહોતી.

બાપૂની કુટિરમા આવ્યો. રમેશ અને કમળાને એટેચી-કેસ વિષે પત્ર લખ્યું.

બાબુ રાજેન્દ્રપ્રસાદ મિયાં ઇફતખારૂદ્દીનની સાથે ત્રણ વાગે આવ્યા. બાપૂ આજે લખવામાં મશગુલ હતા, એમણે રાજેન્દ્રબાબુને કહ્યું. આ લખ્યા પહેલાં મને કંઇ ચેન નહીં પડે, પહેલા હું આ પુરું કરી લઉં અને પછી આપણે વાતો કરીએ."

મને લાગ્યું કે બાપૂએ હિન્દુ-મુસ્લિમ સમસ્યા પર કંઇક લખ્યું છે અને રાજેન્દ્રબાબુ તથા શ્રી. અમૃતકોર બેસી વાંચતાં હતાં. ૪ વાગ્યા પછી અમદાવાદના એક સજ્જન આવ્યા. અમદાવાદના હુલ્લડ વિષે વાતો કરતાં રહ્યા. હું તો એ વાતો બરાબર ન સમજી શકયો પણ બાપૂની એ વાત તો બરાબર સમજાણી, જ્યારે એમણે હસીને એ મહાશયને કહ્યું ' શું આ હુલ્લડને અંગે એકેય સિનેમા બંધ થયું હતું ? " જવાબ મળ્યો કે કરફયુ ઓર્ડર હતો એટલે બંધ રહ્યા. નહીં તો બંધ ન રહેત."

પ્રાર્થનામાં આજે ભીડ વધુ હતી. કોઇ મલબારી મહિલાએ વીણા પર સ્વરચિત કવિતા સંભળાવી. અર્થ તો ન સમજી શકયો પરંતુ એટલું તો લાગ્યું કે ચીજ સુંદર હતી. ચોથી તારીખે એટલે કે પરમ દિવસે અહીંથી વિદાય લેવાનો મારો વિચાર છે.

૩-૫-'૪૧

આજે પણ હું સવારની પ્રાર્થનામાં ન ગયો અને બાપૂ સાથે ફરવા ગયો. હા, રાજકુમારીજીને ત્યાં ગયો અને એમને ' ગાંધી વિચાર દોહન ' પુસ્તકના અંગ્રેજી અનુવાદમાં મદદ કરતો રહ્યો. ત્રણે પ્રકરણોનો અનુવાદ થઈ શકયો. રાજકુમારીજી અંગ્રેજી બહુ સારૂં લખે મશરૂવાળાજીના પુસ્તકની ભાષા બહુ ખરાબ છે. એમાં એમનો દોષ નથી. પ્રકાશકોનો છે.

નવ વાગે લગભગ બાપૂ કુટિરમાં આવ્યા અને કહ્યું. " શર્માજી, આજે પ્રાર્થના પછી બેસીને વાતો કરીશું. ' મેં કહ્યું.' મને ખાસ ઉતાવળ નથી. આપને હેરાન કરવાની ઇચ્છા નથી. હસીને એ કહેવા લાગ્યા " એમાં હેરાન વળી શું થાય ? "

ચાર પાંચ પત્રો લખ્યા—રાધેશ્યામજીને, રાવતજીને, અને પ્રભાકર તિવારીજીને. બે વાગે બાપૂજીની કુટિરમાં ગયો અને રાજકુમારીજીને થોડીક ચિઠ્ઠીઓ આપી-હિન્દીમાં અનુવાદ કરવા માટે. એક પત્ર તો બાપૂના અભિપ્રાય માટેનો, ઈંડીયન પ્રેસનો હતો. લખ્યું હતું કે મૂલ્ય આઠ આના છે જેમાં પોસ્ટેજના બે આના અને લેખકને બે આના એમ દેવા પડે છે. બાકીના ચાર આનામાં પ્રેસનો નફો તથા મૂળ ખર્ચ.

પણ બાપૂને કયાં ખબર છે કે લોકો એમના નામનો દુરુપયોગ (Exploit) કરવા ઇચ્છે છે. યુ. પી. સરકારમાં આવું બહુ ચાલે છે. એણે કેટલી યે ચોપડીઓ સરકારને વેચી નાખી અને નવી સીરીજની દરેક ચોપડી કેટલામાં લખાવેલ છે! ફકત ૭૫ રૂપિઆમાં !

રાજકુમારીજી સાથે એ વિષે વિસ્તારથી વાતો થઈ કે પ્રકાશક કેવી રીતે લેખકોને અને સરકારને છેતરે છે. મેં એમને કહ્યું કે જ્યારે હું યુ. પી. માં ગ્રામ-સુધાર અમલદાર હતો ત્યારે મેં મંત્રીને અને સેક્રેટરીને લેખીત સૂચના આપી હતી કે પુસ્તકોની પસંદગી કરવામાં બનારસીદાસ ચતુર્વેદી અને ખરાબ પુસ્તકો ન આવવાં જોઇએ. આ સ્પષ્ટતા એટલા માટે કરી કે જેથી પ્રકાશકો ભલામણોનો પ્રવાહ ન શરૂ કરે, લોભ અને લાલચની જાળ ન બિછાવે. મેં





સેક્રેટરીયટ છોડતી વખતે પંતજીને કહ્યું હતું કે અમુક સરકારી અમલદાર એક પ્રકાશકની રદ્દી ચોપડીઓ દાખલ કરવા માટે ખૂબ પ્રયત્નો કરે છે. અને મારા ગયા પછી તે એમાં સફળ પણ થયા.

સાંજે લગભગ સાડાઆઠે બાપૂનું તેડું આવ્યું. બાપૂની કુટિરથી સ્હેજ ઉત્તરમાં બાપૂ સૂતા હતા. રાજકુમારી અમૃતકોર પણ ત્યાં જ હતાં. એમણે કહ્યું, 'જો તમને મારી હાજરીનો વાંધો હોય તો ચાલી જાઉં.'

મેં કહ્યું, 'આપ જરૂર રહો. જો કે મારી વાતો ખાનગી જરૂર છે પણ એવી નથી કે ફક્ત બાપૂજીને જ કહી શકું. આપ હશો તો મને તો લાભ જ થશે.'

બાપૂએ કહ્યું, 'હાં, તો કરો વાત. શું કહેવું છે? પણ પહેલાં એ બતાવો કે સેવાગ્રામના જીવન વિષે તમારો શો ખ્યાલ છે? અને એમાં શો સુધારો થઈ શકે તેમ છે.'

મેં ખૂબ સંકોચપૂર્વક કહ્યું, 'આ વિષયમાં હું કંઈ કહું એ નાને મ્હોએ મોટી વાત જેવું થશે. મારા વિચાર પ્રમાણે અસલ વાત તો એ છે કે આપની પછી પણ આશ્રમની એજ રૂપરેખા રહે છે કે નહીં; કારણ આશ્રમો મોટે ભાગે વ્યક્તિવિશેષના વ્યક્તિત્વને અંગે જ ચાલે છે અને જે આશ્રમ કોઇ મહાપુરુષના રહેવાથી ચાલતો હોય, એના વિષે પાછળથી શું થશે એ કહેવું મુશ્કેલ છે. જ્યાં સુધી હું માનું છું ત્યાં સુધી તો મારા પર તો એવી અસર પડી છે કે જીવનની પાયાની વાતો વ્યવહારમાં ઉતારવાથી જ માનવી પોતાને આગળ વધારી શકે છે. અને દૈનિક જીવનના અધિકાંશ કામ તો આપણી મેળે કર્યા વિના છૂટકો જ નથી.'

'હા, એ વાત બરાબર છે. જે ભણેલા ગણેલા લોકો શારીરિક શ્રમ નથી કરતાં, હાથ-પગ હલાવવામાં નાનપ સમજે છે, તે બહુ ભુલ ખાય છે. હું પણ પત્રકાર રહ્યો છું અને દક્ષિણ આફ્રિકામાં મારે ૫૦ માણસનું ભોજન તૈયાર કરવું પડતું હતું. આજે આપણે આપણા હાથની શક્તિ ભૂલી ગયા છીએ. ઠીક ચાલો, હવે તમે જે કહેવા માગતા હો તે કહો.'

મેં કહ્યું, "પહેલાં તો હું ક્ષમા માગું છું–એક એવા કામ માટે જેનો મેં નિશ્ચય તો કર્યો હતો પણ પાછળથી કરી શકયો નહીં. છતાં યે એ પાપ તો ગણાય જ."

"એવું તે વળી શું કામ હતું?"–બાપૂએ નવાઈ પામીને પૂછ્યું.

મેં કહ્યું, "અમે લોકોએ સાંભળ્યું હતું અને કંઇક એવો આભાસ પણ મળ્યો હતો કે બ્રિટિશ સરકાર લડત શરૂ થતાં જ આપને પકડી લેશે અને કોઈ પણ રીતે આપનો જાન લેવાની કોષીશ કરશે. અમે કેટલાક લોકોએ પણ મસલત કરી કે જો એવું કાંઈ બને તો અમે પણ લડીને અમારા પ્રાણ દેશું, વધુ નહીં તો આગ્રાના કિલ્લા પર તો જરૂર કબજો કરી શકશું. કિલ્લા પર કબજો કરવામાં સો બસોથી વધુ માણસોના જાન જવાનો ડર હતો. એટલે એમ વિચાર્યું કે ૫૦૦ એવા માણસોમાં નામ લખી લેવા જે મરવા મરવા માટે તૈયાર હોય. પછી એમ નક્કી કર્યું કે સૌથી પ્રથમ મરનારાઓમાં હું હઇશ. નામોની સૂચિ બનાવી. ફક્ત ૨૫–૩૦ માણસોને હજુ તો પૂછ્યું તો એમાંથી ફક્ત બે જ બીજા એવા તૈયાર થયા જે મરવા માટે પણ તૈયાર હોય. એમનાં નામ છે શ્રી. જગનપ્રસાદ રાવત અને કુંવર બૈજનાથસિંહ. બાકીના લોકોએ તો કેવળ વાતો જ કરી. જો, તો અને સિદ્ધાંતોની જ વાતો કર્યા કરે. પછી અમે આવા નામ લેવાનો વધુ પ્રયાસ માંડી વાળ્યો. પણ એક વાત સમજાઇ ગઈ કે આપણે લોકો વાતો તો બહુ મોટી મોટી કરીએ છીએ પણ ધ્યેય ખાતર પ્રાણ દેવા કોઈ તૈયાર નથી. સત્યાગ્રહમાં પણ હું એ નથી માનતો અને મને એની આશાયે નથી કે લોકો બલિદાનની ભાવનાથી આવે છે. આપણામાં કાયરતા ઓછી નથી. અસ્તુ. જે હતું તે મેં આપની સમક્ષ રજૂ કરી દીધું. આપનાથી કંઇ છુપાવવું ઠીક નહિ. હિંસા અને અહિંસાની ચર્ચામાં મારા જેવો સામાન્ય માણસ ન પડી શકે. હા, એક વાત તો માનું છું કે અને એ છે અનુશાસન અને આજ્ઞાપાલન.'

"આપણા જીવનમાં જો શિસ્ત આવી જાય તો



તો બહુ કામ થાય, અનુશાસન માટે તો એક પ્રકારની તપસ્યા જ કરવી પડે છે. વ્યક્તિગત સત્યાગ્રહને માટે મારી પાસે દરેક જીલ્લામાંથી દસ દસ પંદર પંદર હજાર અરજીઓ આવી છે. જો દરેક જીલ્લા દીઠ મને સાચા પંદર-વીસ માણસો મળે તો યે મારું કામ તો થઈ જાય. હું શું કરું ? મારી પાસે જે લોકો છે એમાંથી જ મારે વીણવા પડે છે. પરમાત્મા જેમ યોગ્ય ધારે છે તેમ બને છે. દેશની હાલત હજુ બહુ ખરાબ થવાની છે. લડાઈથી કોઈ દેશ બચવાનો નથી. દુનિયાની જે ખરાબ દશા છે એનું અનુમાન બહુ ઓછાને છે." બાપૂએ ગંભીરતાપૂર્વક કહ્યું.

"એક વાત મારે આપને કલકત્તા વિષે પણ કહેવી છે. એ એ છે કે 'આનંદ બઝાર પત્રિકા'ની વિરૂદ્ધમાં જે રીતે અને જે અખબાર કોંગ્રેસીઓ દ્વારા શરૂ કરવામા આવ્યું છે તે કોંગ્રેસ માટે બહુ ખોટું કહેવાય. એમ કરવાથી તો એ ભદ્ર બંગાળીઓને પણ આઘાત લાગ્યો છે જેઓ કોંગ્રેસની દારૂબંધીમાં સામેલ નથી થયા અને વળી કોંગ્રેસ-વિરોધી આંદોલનનો સામનો કરવા જે અખબાર કાઢયું છે તેની કેટલી નકલો છપાય છે અને એથી ઉદ્દેશની કેટલી સિદ્ધિ થાય તે પણ તપાસવું ઘટે "—મેં કહ્યું.

'મને એ વિષે ખબર પડતાં જ અને અવકાશ મળતાં જ હું એ વિષે તપાસ કરાવીશ, પણ મારી પાસે સમય કયાં છે ? સમસ્યાઓ એટલી વધે છે કે ઘણુંય કામ મારે છોડી દેવા પડે છે અને મૂળ વાત તરફ મારે ધ્યાન આપવું પડે છે. લોકો તો માની બેઠા કે વ્યક્તિગત સત્યાગ્રહથી કામ પતી જશે. પણ ખાત્રી છે કે ભયંકર આંદોલન આવી રહ્યું છે. અને એટલે જ હું નથી ઇચ્છતો કે વધુ માણસો આ આંદોલનમાં પડે. એટલે જ મેં તમને મંજુરી નથી આપી. હજી બહાર રહીને કામ કરવાનું છે. આગળ જતાં એટલાં માણસોની જરૂર પડશે કે બહુ મુશ્કેલી એ માણસો મળશે.'

લગભગ એક કલાકથી વધુ વાતો થતી રહી. આશ્રમ-જીવન, આશ્રમની વ્યક્તિઓ, ખાદી, ખેતી-વાડીની પણ વાતો થઈ. લગભગ પોણા દસ વાગે હું પાછો ફર્યો

મસ્તકમાં તોફાન નહોતું પણ શાંતિ હતી. એ વિચાર કરતો કરતો હું સુઈ ગયો કે મારાં કર્મ કંઈક સારાં હશે કે બાપૂજીનો આટલો સત્સંગ મળ્યો અને એકાન્તમાં ખુલ્લા દીલે વાતો થઈ શકી.

બીજે દિવસે-ચોથી મેએ-નાસિક જવા હું ટ્રેનમાં ઉપડયો. સેવાગ્રામ અને વર્ધા એ મગજ પર એક અમિટ છાપ મૂકી છે. જાણે હું સ-શરીર દેવ-લોકમાં ગયો હોઉં એમ લાગતું હતું.

★

## સૌએ વાંચવા જેવું

**ભોજ અને કાલિદાસઃ** સંપાદક, લક્ષ્મીનારાયણ મોહનલાલ પંડયા. પ્રકાશક એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ-૨ પાના ૪૧૬, કિંમત રૂ. ચાર.

સૈકાઓથી વહેતો આવતો વાર્તારસ જરા પણ સૂકાયા વિના વેગભર્યા પ્રવાહે પ્રજાના બધા વર્ગને તરબતર કરતો વહી રહ્યો છે.

એકસોને ચાર વાર્તાઓમાં સંપાદકે જે સ્વાભાવિક શૈલીથી વાર્તારસ ગૂંથ્યો છે તે એમની સંપાદક તરીકેની શક્તિ બતાવે છે.

ભોજ સંબંધમાં અને કાલિદાસના બુદ્ધિચાતુર્ય સંબંધે આપણે ત્યાં ઘણી લોકવાયકાઓ વહે છે. ગામડે ગામડે અનેક પ્રકારની વાતો સાંભળીએ છીએ. પણ આ સંગ્રહમાં સંપાદકે શ્રમપૂર્વક કચરો સાફ કરવાનું કામ કરેલું છે અને શુદ્ધ, ચોટદાર વિનોદ, સાહસ, ને ચાતુરીની વાતો એકઠી કરી છે. બાળકો, વૃદ્ધો ને જુવાનો સૌ કોઈને એક સરખો રસ આમાંથી મળી રહેશે.

અમે આ પુસ્તકને આવકારીયે છીએ.

# સીધાં ચઢાણ

ધૂમકેતુ

એક જુવાન માણસ હતો. લંડન શહેરમાં ભટકતાં ભટકતાં એને લેખક થવાની મહત્ત્વાકાંક્ષા જાગી.

પણ કુદરત એની વિરુદ્ધ હતી. એને મળેલી કેળવણી માત્ર નામની જ કેળવણી હતી. એનો બાપ તો દેવાદાર હતો, અને દેવું ન ભરવા માટે જેલમાં ગયો હતો. આ જુવાનને પણ ભૂખે મરવાના દિવસો અવારનવાર આવતા જ રહેતા.

પણ છેવટે તો એણે ગમે તેમ કરીને પેટને પોષણ આપવાનું જ રહ્યું.

એટલે એ એક ઠેકાણે શીશીઓને 'લેબલ' લગાડવાનું કામ મેળવીને પોતાનું 'પેટિયું' કાઢવા મંડ્યો!

પણ એનું મહાન સ્વપ્ન એને શેનું આરામ લેવા દે? એણે આ કામમાંથી પરવારીને, પોતાને જેવું આવડે તેવું એ લખવા મંડયો.

એના જેવા જ બીજા બે છોકરાઓ એની સાથે રહેતા. એણે રાતે જ્યારે બધા સૂઇ જાય ત્યારે એ છાનો છાનો પોતાના વાર્તાઓ લખે. એને મોટામાં મોટી બીક એ હતી કે જો કોઇ દેખી જાશે તો એની મશ્કરી થાશે. એટલે એ છાનો છાનો વાર્તાઓ લખે—ને તંત્રીઓને મોકલે.

બીજે જ દિવસે એની વાર્તા એને પાછી મળે! કોઈ રાખે નહિ!

પણ છેવટે એક દિવસે એક જણાએ એ છાપવા રાખી. અલબત, એની એક પાઈ પરખાવી નહિ, પણ છાપવાની મહેરબાની કરી.

આટલા જરા જેટલા ઉત્તેજને એને નવો જ બનાવી દીધો. અને એ પણ ત્યાર પછી પોતાનો અનુભવ નીચોડ અદ્દભુત રીતે આપતાં શીખી ગયો.

આ માણસ તે બીજો કોઇ નહિ—ઈંગ્લંડનો સૌથી પ્રખ્યાત નવલકથાકાર ચાર્લ્સ ડીકન્સ! આનું નામ સીધાં ચઢાણ!

[૨]

## પરિવર્તન

એક વખત એવું બન્યું કે એક માણસ પોતાના ઘર પાસે સહેજ બહાર ઉભો હતો. વહેલી સવાર હતી અને હજી રાહદારીઓની અવરજવર શરૂ થઈ ન હતી. એટલામાં એક આશ્ચર્યકારક ઘટના બની. સામેથી કોઈ માણસ હાંફળોફાંફળો દોડતો આવ્યો. હજી તો આ ઘર માલીક એ કોણ છે એમ પ્રશ્ન પૂછે તે પહેલાં, એ ઘરમાં જ પેસી ગયો. ઘર માલીક તેની પાછળ દોડયો. એ પોતે ઘરમાં એકલો જ હતો. એને બીક લાગી કે વખત છે ને આ માણસ કોઈ ધાડપાડુ હશે!

પણ જેવો એ અંદર ગયો કે ઉપર જવાના દાદર પાસે જ પેલો માણસ એના પગમાં પડી ગયો. એણે બે હાથ જોડીને કહ્યું: 'કોઈ રીતે મને બચાવો, હું તમારો ઉપકાર નહિ ભુલું કોઈ રીતે મને બચાવો! મારી પાછળ પોલીસ પડેલી છે! એક પળનો પણ વખત રહ્યો નથી!'

પેલા માણસને દયા આવી. એણે ધીમેથી પોતાના ઘરનું બારણું બંધ કરી દીધું. રસ્તો શૂન્ય થઈ ગયો. થોડીવાર પછી પાછળ પડેલી પોલીસનો ઘડબડાટ સંભળાયો. પણ આખી શેરીને શૂન્ય જોઇ એ શંકા વિના આગળ વધી ગયા. પેલો માણસ પકડાતો બચી ગયો.

ઘર માલીકે પછી એ કોણ છે ને એણે શું ગુનો કર્યો છે એ જાણવા માટે પ્રયત્ન કર્યો.

પણ ભીંત બોલે તો પેલો માણસ બોલે!

એણે બહુ બહુ મહેનત કરી પણ પેલા ભાઇ તો બોલે કે કારવે!



હવે તો આ માણસ એક કોયડારૂપ થઈ પડયો. ઘરધણીને બીક પણ લાગી પોતે એકલો જ હતો. આ કોઇ ભયંકર ગુનેગાર હોય ને એની શોધખોળ એણે આંગણે આવતી અટકે તો એ વસ્તુ એને માટે ખતરનાક હતી. એને એમ રાખવો એ પણ જોખમ ભર્યું હતું. એને કાઢી મૂકવો એ પણ આફત વહોરવા સમાન હતું! એનું હવે શું કરવું એ એક પ્રશ્ન થઈ પડયો.

પેલો માણસ પણ આ ઘર છોડવા ખુશી ન હતો. એ બધું કામકાજ કરતો. પાળેલા કૂતરાના કરતાં પણ વધારે તાબેદારીથી ઘરધણીની ઇચ્છા જાણી લેતો. ઘરધણીને છેવટે લાગ્યું કે પોતે એકલો છે. આ પેટવડિયા નોકર મળી ગયો છે તો એ ભલે પડયો રહે. માત્ર એક જ વસ્તુ એ નોકર કોઇ દિવસ કરતો નહિ. ઘરની બહાર પગ મૂકવાની વાત આવે એ ધ્રૂજી ઉઠતો. એટલે ઘરમાલીકે પણ એને બહારનું કામકાજ સોંપવું નહિ એવો નિશ્ચય કર્યો.

આ ઘરમાલીકને શોખમાં શોખ એક જ વસ્તુનો. પીયાનાનો. એ પોતે અચ્છો વગાડનારો હતો—અને જ્યારે હવામાં સ્વરોને રમવા મોકલતો ત્યારે પળ બે પળ તો વાતાવરણને મંત્રમુગ્ધ બનાવી દેતો! એવા અજબ કાબૂ વાજિંત્ર ઉપર એ ધરાવતો. અથવા ખરી રીતે તો વાજિંત્ર એના ઉપર ધરાવતું. બાકી એને એકલારામને બીજી કોઇ ઉપાધિ વળગી જ ન હતી!

એક દિવસની વાત છે, આષાઢીમેઘનાં વાદળાં, ગગનાંગણમાં, પોતાની ગાઢનિદ્રાનું સ્વપ્ન કાવ્ય ફેલાવી રહ્યાં હતાં અને વિજળીએ એ કાવ્યનું રેખાંકન આદર્યું હતું! પૃથ્વી ભવ્ય લાગતી હતી અને આકાશ ભયંકર લાગતું હતું. માણસના દિલમાંથી ઊર્મિઓના સાગર ઉછળે એવી અજબમોહિની હવામાં હતી!

એ વખતે આ પિયાનાવાળો પોતાની સઘળી હૃદયસમૃદ્ધિ ત્યાં ઠાલવીને એક મનોહારી સૃષ્ટિ ઉભી કરી રહ્યો!

જેમ જેમ એ આગળ વધતો ગયો તેમ તેમ એ સૃષ્ટિના રંગોએ ઇન્દ્રધનુની મોહિની ધારણ કરી!

પછી એ સ્વર, સ્વર ન રહ્યા. પણ હૃદયને ઊર્મિને, મનને, બુદ્ધિને, અહંકારને તમામને શાંત સ્વપ્નહિંડોળે હીંચકાવીને માણસના પ્રાણને જાગ્રત કરે તેવા અનાદિ અનંત દૈવી એવા ધ્વનિ બની ગયા!—જાણે કે કોઈ માણસ પાસેથી કે કોઇ વાજિંત્ર પાસેથી એ ધ્વનિ આવતા જ ન હોય!

પિયાનાવાળાએ જ્યારે પિયાનાને પાછો એની ગુફામાં મોકલી દીધો ત્યારે રાતના બેના ટકોરા પડયા!

હમેશના નિયમ પ્રમાણે એ ધીમે ધીમે ઉપલા ખંડના દાદરથી નીચે ઉતરી રહ્યો હતો! આજ એણે જે સ્વરો ઉભા કર્યા—એનાથી એ પોતે અજબ જેવી આત્મતૃપ્તિ અનુભવી રહ્યો હતો. એક વખત એણે પોતાના બાપને નાકે લીંટા તણાવ્યા હતા અને ઉડાઉ છોકરાનો વેષ ભજવ્યો હતો આજ એણે ગીતમાં એક ઉડાઉ છોકરાને બાપના સાન્નિધ્યમાં પાછો આવતો ખડો કર્યો હતો. કદાચ એટલા માટે, એના પોતાના જીવનના પ્રતિધ્વનિ જેવા આ સ્વરોએ એને આત્મતૃપ્તિના આનંદનો અનુભવ આપ્યો હોય!





એ ધીમે ધીમે ઉતરી રહ્યો હતો. પણ દાદરના ચાર પાંચ પગથિયાં રહ્યાં અને થંભી ગયો !

દાદરને છેડે કોઇ ધ્રૂસકે ધ્રૂસકે રડી રહ્યું હતું !

એના આશ્ચર્યનો પાર રહ્યો નહીં, ભીંતના જેવો જે જડ જણાતો હતો, કોઈ દિવસ માથું હલાવવા સિવાય બીજો કોઇ પ્રત્યુત્તર જેની પાસેથી મળતો ન હતો, તે પેલો, એનો પરાણે બનેલો નોકર, ત્યાં રડી રહ્યો હતો !

એ એકદમ નીચે આવ્યો. એણે એના ખભા ઉપર હાથ મૂકયો: 'શું છે અલ્યા ? કેમ રડે છે ? શું છે ?' તેણે એને પૂછયું. હજી સુધી આ નોકરને 'અલ્યા' સિવાય બીજું કોઇ નામ પણ એ આપી શકયો ન હતો. બધું યંત્રવત્ જડત્વ આ માણસમાં એણે જોયું હતું. એને આમ અચાનક રડતો જોઈને તો એ છક્ક થઈ ગયો !

'શું છે અલ્યા ! શું છે ? કેમ રડે છે ?'

'હું....હું....હું....' પેલો માણસ એના પગ પાસે પડી ગયો હતો. તેણે ધરતીમાં માથું ઢાળી દીધું. તે બોલી રહ્યો હતો: 'મેં....મેં....મેં.... મારા બાપનું ખૂન કર્યું છે ને હું ભાગ્યો છું !'

એકદમ ન સમજાય તેવા એના શબ્દો પકડાતાં ઘરધણી ધરતી સાથે જ જડાઇ ગયો !



## કલાભર્યું જીવનદર્શન

અલંકારિકા: સૌ. નિર્મળા ચંપકલાલ શાહ, પ્રકાશક: એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઇ–૨ કિંમત રૂ. ૪–૮–૦

આ રૂપકડા સુંદર પુસ્તકમાં ઘરમાં ગૌરવથી ભરાઇ રહે તે કેવળ કાળજી, ચિવટ અને કલાદૃષ્ટિથી કેમ થઇ શકે તે દર્શાવેલું છે. પહેલા ભાગમાં ગૃહ શણગારને લગતી બાબતો વિશે તથા બીજામાં અનેક પ્રકારના સાથિયા વિશે આકૃતિઓ સાથે સૂચના આપેલી છે.

નિર્મળાબહેને આ પુસ્તક પાછળ પુષ્કળ શ્રમ લીધેલો દેખાય છે. એમનો પરિશ્રમ ત્યારે જ લેખે લાગ્યો ગણાશે જ્યારે ગુજરાતના સામાન્ય ઘરોમાં પણ વ્યવસ્થિત સજાવટ દેખા દેશે. એમણે કલાભર્યું જીવનદર્શન આ પુસ્તકમાં કરાવેલું છે. દરેક કુટુંબે આ પુસ્તક જોવું જોઇએ. પુષ્કળ ચિત્રો સાથેનું આ પુસ્તક કલારુચિ કેળવવાનું પ્રાથમિક કાર્ય જરૂર કરશે. ઈ૦

[૭]

બંદીવાન ! તને કોણ બંધનમાં નાખી ગયું એ તો તું મને કહે !'

'બંધનમાં બીજું કોણ નાખે ? મારો સ્વામી મારો માલીક. એણે મને બંધનમાં નાખ્યો. એક વિચાર મને આવ્યો હતો. દુનિયાના તમામને પૈસામાં ને સત્તામાં મારી પછવાડે રાખી દઉં તો હું ખરો ! એ વિચારની ધૂનમાં મેં ધનના ઢગલે ઢગલા ભેગા કરવા માંડયા ! રાતદિ જોયા વિના આડું અવળું નિહાળ્યા વિના. એ રીતે જે મારા સ્વામીનું હતું તે પણ મારા ખજાના ભેગું કર્યું ! પછી થાકીને જ્યારે હું નિદ્રામાં પડયો, ત્યારે શય્યા પણ મારા સ્વામીની હતી, તેમાં જ હું લોટી ગયો ! પછી હું જાગ્યો અને જાગીને જોઉં છું તો મારા પોતાના જ લક્ષ્મીગૃહમાં હું બંદીવાન હતો !'

'પણ બંદીવાન ! તને બંધનમાં નાખ્યો એ તો ઠીક, પરંતુ આવું ન છૂટે કે ન તૂટે, એવું બંધન તને કોણે બાંધ્યું ?'

'એ તો મેં પોતે જ બાંધ્યું છે ! મેં જ મારું બંધન સંભાળપૂર્વક ઘડી કાઢયું એમ કહોને ! મને મારી શક્તિનો ગર્વ હતો. એ આખી દુનિયાને બંધનમાં રાખી શકે-અને છતાં મને પોતાને મુક્ત રાખી શકે-! મારી આ માન્યતાના વેગમાં ને વેગમાં મેં તો રાત ને દિવસ જંગી ભઠ્ઠીમાં લોહ ગાળ્યું ને જબ્બર ઘણઘાથી એને મજબૂત બનાવ્યું. મારી આ લોહ સાંકળી મેં જ ઘડી કાઢી. પણ છેવટે એ તૈયાર થઇ, તૂટે નહિ કે વછૂટે નહિ એવી અભેદ્ય બની, ત્યારે એક આશ્ચર્ય મેં જોયું ! બીજાને બંધનમાં રાખવા માટે તૈયાર કરેલી મારી એ લોહસાંકળી, મને જ બંધનમાં જકડતી રહી હતી !

મારું બંધન મેં જ સંભાળપૂર્વક ઘડી કાઢયું છે એમ જ કહોને !

[૮]

જીવનદિનની સંધ્યાનો જો સમય થયો, હોય, કુંજ નિકુંજના પક્ષીઓનાં ગાન જો બંધ પડ્યાં હોય, હવાની લહરીઓનો જો થાક લાગ્યો હોય તો હે નાથ ! ધરતીને તું જેમ નિદ્રાની ચાદર ઓઢાડે છે, કમળપત્રોને નમતી સંધ્યા સમયે જેમ સ્વપ્ન મધુર આરામ આપે છે, તેમ મારા જીવનપથ ઉપર અંધાર પછેડાને નાખીને એ ઘડીની મને પણ નિદ્રા લેવા દે !

પ્રવાસ પૂરો થયા પહેલાં મુસાફરનું જીવન ભાથું ખૂટી ગયું હોય, વસ્ત્ર ફાટી ગયું હોય, શક્તિ ખર્ચાઈ ગઇ હોય, તો એને શરમમાંથી ને દીનતામાંથી ઉગારી લેવો ઘટે. તારી પ્રેમની રજનીની ચાદર નીચે, જેમ તું પુષ્પોને, નવ જીવન આપવા સારુ, થોડીવાર નિદ્રાધીન કરે છે, તેમ આ થાકયા પ્રવાસીને પણ એ પ્રેમભીની ચાદરનો એક છેડો આપવો ઘટે છે મારા પ્રભુ !

[૯]

તે મારા સાન્નિધ્યમાં આવીને, મને અડીને જ બેઠો, પણ હું જાગ્યો નહિ !

અરેરે ! એ તે કેવી ઘોર કાલનિદ્રા મને આવી ગઈ હતી !

રાત્રિનો પડછાયો પણ શાંત થઇ ગયો, ત્યારે એવી નીરવ રાત્રિમાં એ ફરીને ચાલ્યો આવ્યો. એના હાથમાં આ વખતે એનો તારતંબુ હતો. એની મધુર સ્વરાવલિ પ્રતિધ્વનિ આપતી હોય તેમ, આખી સ્વપ્નસૃષ્ટિ જાગ્રત બની બેઠી !





પણ અરે રે! કોણ જાણે કેમ, હું પોતે તો ન જાગ્યો-ને ન જ જાગ્યો! એ આવ્યો છતાં—મારે માટે ન આવ્યો!

મને આ નવાઇ લાગતી જ રહી છે—જેનો શ્વાસ મારી નિદ્રામાં પણ, મને રાતદિ અથડાયા કરે છે, એટલું નિકટ જેનું સાન્નિધ્ય છે, તેને, કોણ જાણે કેમ કોઇ દિવસ દેખી જ શકતો નથી! નહિતર એ આવે છે હંમેશાં!

[ ૧૦ ]

જ્યારે એ આવ્યા ત્યારે દિવસ હતો. એ આવ્યા અને એમણે કહ્યું: 'તમારા ઘરનો એક આ નાનકડો ખૂણો—અમારે માટે એટલું બસ!'

અને તેમણે કહ્યું: 'અમે તમને તમારી ઈશ્વર પ્રાર્થનામાં મદદ કરીશું. અને એના પ્રસાદ રૂપે જે કાંઈ મળશે તે લઈશું!'

પછી તેમણે એક ખૂણામાં જગ્યા લીધી અને તે શાંત અને બિનઉપદ્રવી બેઠા રહ્યા.

પણ દિવસનો પ્રકાશ ગયો. રાત્રિ આવી. અને તેમણે મારું મંદિર લૂંટી લીધું અને ઇશ્વરને અર્પણ થયેલો ભાગ પણ ઉપાડી ગયા!

રે! આ અમારી ઇશ્વર પ્રાર્થનાની—ઉદય અને અસ્તની કથા!

[ ૧૧ ]

જીવનનો, મારો એક જરાક જ અંશ જીવન્ત રહેશે, તો એટલો અંશ પણ મારે માટે બસ છે. હું તો એમ ઈચ્છું કે મારો એટલો જ અંશ રહો—બીજો પછી રહો કે ન રહો!

એટલે હું કહું છું:—

મારો થોડોક અંશાંશ પણ જીવન્ત રહે કે જેથી હું મારા સર્વસ્વ તરીકે તારું જ નામ સ્મરણ આપતો રહું!

મારી ઇચ્છાશક્તિનો એટલો જ અંશાંશ જીવન્ત રહે; કે જેથી હું દરેક સ્થળે, હું તને જ સ્પર્શું, તને જ અનુભવું, તારામાં જ મારું શરણ શોધું, અને પળે પળે મારો પ્રેમ તારે ચરણે ધરતો ફરું!

મારા જીવનનો ભલે એટલો જ અંશાંશ રહે, જે તને પ્રગટ કરતો હોય! જે તને કદાપિ પણ અપ્રગટ ન રાખતો હોય! જીવનનો ભલે એ જ અંશાંશ રહે—બાકીનો રહે કે ન રહે!

અને મારા બંધનમાં પણ, મારું એ બંધન જ રહો, કે જે તારી જાતને તારી ઇચ્છા સાથે બાંધી રાખતું હોય, અને જીવન-દ્વારા તારા જ હેતુનું વહન કરતું હોય! અને તે બંધન—તારા પ્રેમનું બંધન હોય!

[ ૧૨ ]

આ દુનિયાની મારી વિદાયપળે જો હું આટલું જ કહી શકું—મેં જે જોયું તે કલ્પનાતીત સૌન્દર્ય હતું!—આટલું જ જો હું બોલી શકું તો બસ! એ મારો છેલ્લો શબ્દ હો!

"પ્રકાશના મહાનસમુદ્ર ઉપર જે હૃદયકમળ ઝૂલી રહે છે, એ હૃદયકમળની એકાદ પાંખડીમાં સંતાયલું અમૃતમધુ મેં ચાખ્યું છે" જીવનની વિદાયવેળાએ જો આટલું જ હું બોલી શકું—તો એટલું મારે માટે બસ છે! મારો એ છેલ્લો શબ્દ બની રહો!

"સંખ્યાતીત આકારોથી ભરેલી આ નામ અને આકારની રંગભૂમિમાં, મેં પણ મારું નાટક ભજવ્યું છે અને એમાં એક પળ માટે, જેને આકાર નથી તેની ઝાંખી મળી ગઇ છે"—આટલું જ જો હું વિદાયવેળાએ બોલી શકું!



જે સ્પર્શાતીત છે, તેના એક પળના સ્પર્શથી મારો દેહ નાચી ઉઠ્યો છે—આટલું જ જો હું વિદાય પળે કહી શકું—તો એ વિદાય વેળા ભલે એ પળે જ હો!

[ ૧૩ ]

મને થયું મુસાફરી પૂરી થઇ છે. ભાથું ખૂટી ગયું છે. શક્તિ રહી નથી. આગળ પંથ પણ બંધ થતો જણાય છે. કોઈ અજ્ઞાત સમુદ્રજલનું ગંભીર મૌન—એ છેવટની આરામગાહ લાગે છે!

પણ ના, જીવન સમાપ્તિ, એ તારી ઈચ્છાની સમાપ્તિ નથી. એટલે જૂના શબ્દો, હજી તો જિહ્વાગ્રે મૃત્યુ પામી રહ્યા હોય છે તેટલામાં, હૃદયમાં, અકથ્ય માધુર્યના ઝરણ સમી, નવી સ્વરાવલિ ઉદય પામતી હોય છે! અને જૂના પંથની ઝાંખી ભૂલી જવાય તે પહેલાં, નવા પ્રદેશની ઈન્દ્રધનુ મોહિની નજર સમક્ષ ઊભી થાય છે!

મારા ક્ષણિકની જીવન સમાપ્તિ એ તારી ઇચ્છાની સમાપ્તિ નથી. હે અનંત!....અને હે અનાદિ!



## સાભાર સ્વીકાર

**સતી ને સાહ્યબો :** [ લે. 'જુગા પંડયા'; મતિ પ્રકાશન લિ૦, અમદાવાદ: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; અઢી રૂપિયા. ]

'વૈશંપાયન' અને 'નારદ'ની ચાલ ચાલતા 'જુગા પંડયા'એ 'ભારતી' અઠવાડિકમાં તેમજ દિવાળી અંકોમાં આપેલાં આગળની સતીઓ અને તેમનાં સાહ્યબાઓની મજાક ઉડાવતાં તેમજ આજનાં જીવનની અનેક હાડમારીઓને હળવા વિનોદ અને ક્વચિત્ કટાક્ષનો વિષય બનાવતાં હળવાં કાવ્યોનો સામાન્ય જનતાને ગમશે એવો સંગહ.

**શિવ મહિમ્નઃ સ્તોત્રમ** [ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; ૭ આના ],

શ્રી. લાલજી બ્રહ્મભટ્ટે વિવરણ સાથે કરેલો પ્રસિદ્ધ શિવ મહિમ્ન સ્તોત્રનો એ સ્તોત્રના પાઠકોને એનો અર્થ સમજવાની અનુકૂળતા કરી આપતો સમૂલ ગુજરાતી અનુવાદ,

**બુલબુલ :** [ લે. રમેશ કોઠારી; ચારુતર પ્રકાશન, વલ્લભ વિદ્યાનગર; અગિયાર આના ].

શ્રી. રમેશ કોઠારીનાં બાર બાલકાવ્યોની કર્તાએ જ દોરેલાં આકર્ષક આલેખનોથી સુશોભિત પોથી.

**બગડો ને તગડો : લાલો ને વાલો :** [ લે. રમણલાલ સોની: કમલ પ્રકાશન મંદિર, અમદાવાદ; મૂલ્ય અનુક્રમે બે અને સવાબે રૂપિયા ].

બાલસાહિત્યના જાણીતા લેખક શ્રી. રમણલાલ સોનીની અનુક્રમે દશ અને તેર બાલરંજક વાતોના સંગ્રહ.

**બાલનિબંધ :** ( ધોરણ સાતમું ) [ અનડા બુક ડીપો, અમદાવાદ; ચૌદ આના ].

ગુજરાતી સાતમા ધોરણના વિદ્યાર્થીઓને મદદગાર બને એવું સંવાદ, પત્રલેખન, અરજીઓ રિપોર્ટો, જાહેરખબરો, આમંત્રણ પત્રિકા, નિબંધ, વાર્તા, સારકથન, સંક્ષેપ અને નિત્યનોંધનું નમૂનાઓ સાથે માર્ગદર્શન કરાવતું લઘુ પુસ્તક.

[ ૪ ]

## અક્ષર એક, અર્થ ત્રણ

જૂના વખતમાં એક સમયે એવું બન્યું કે દેવ માનવ ને દાનવ, સઘળા પ્રજાપતિ પાસે પહોંચ્યા. સૌને લાગ્યું હતું કે વિદ્યા મેળવવાથી જ શાંતિ મળે છે. અને એ વિદ્યા, માત્ર બ્રહ્મદેવ જ આપી શકે; બીજો કોઈ નહિ. એ વખતે વિદ્યા અદ્‌ભુત વસ્તુ ગણાતી, અને તે વિદ્યા, આપણે મેળવીએ છીએ તેવી દાખલા ગણવાની કે વાંચવાની નહિ, પણ જીવન ઘડવાની હતી. જે જીવન ઘડે તે વિદ્યા.

પહેલાં દેવો ત્યાં પહોંચ્યા. જઇને પ્રજાપતિ પાસે શિષ્યભાવે રહ્યા. તમામ અભિમાન છોડીને પ્રજાપતિને ગુરુભાવે નમતા ભજતા દિવસો ગાળવા લાગ્યા. પછી એમણે પ્રજાપતિને કહ્યું: 'મહારાજ! અમને હવે ઉપદેશ કરો!'

પ્રજાપતિએ ટૂંકામાં ટૂંકો જવાબ વાળ્યો: द કરો.

આ द એટલે શું એ દેવોએ પૂછ્યું નહિ. પૂછ્યા વિના પ્રજાપતિએ કહ્યું નહિ. દેવો સમજ્યા કે આપણે આ એક જ સૂત્રને વળગી રહીશું તો બસ છે! જીવનઘડવા માટે તો એ ચાર શબ્દો બસ છે. પેલા એક ગ્રીક તત્ત્વવેત્તા સોક્રેટીસની વાત આ સંબંધમાં યાદ રાખવા જેવી છે. તેની પાસે અનેક શિષ્યો આવે અને એ સૌને યથાશક્તિ જ્ઞાન આપે. પણ ઘણાને માટે તો એ તુંબડીમાં કાંકરા જેવું થઈ જાય! લેવું સહેલું, પણ પચાવવું અઘરું, એવું એ રસાયન છે!

એવામાં એક શિષ્ય એને સાચો મળ્યો. સોક્રેટીસે એને જ્ઞાન ઉપદેશ આપ્યો: 'જો ભાઇ! સત્ય બોલવું. એ જ પરમધર્મ છે!'

પેલો તો બે હાથ જોડીને ઊભો જ થઇ ગયો. 'ગુરુદેવ! આજે આટલું બસ છે. આ પાઠ બરાબર થઈ જાય પછી બીજા કરીશું!' એમ કહીને એ તો ચાલતો થઈ ગયો! પણ પછી છ મહિના સુધી દેખાણો જ નહિ. એક દિવસ અચાનક સોક્રેટીસ એને ભેટી ગયો. ઊભો રાખીને પૂછ્યું: 'અલ્યા! તું તો પાછો આવ્યો જ નહિ!'

પેલાએ જવાબ વાળ્યો: 'પણ તમે આપેલો પહેલો પાઠ જ હજી તો પૂરો આવડ્યો નથી. એટલે આવીને કરું શું? આવો જ્ઞાનપાઠ તો જીવનમાં ઉતારવા માટે છે નાં? કાંઈ થોડા ગોખવા માટે છે?'

સોક્રેટીસ પણ કાન પકડી ગયો. વાત તો સાચી હતી. સત્ય બોલવું—એટલું જ શીખતાં માણસનું જીવન પૂરું થઇ જાય. અને એટલું તો એને બસ થઈ પડે! એકલાં થોથાંનો ભાર ગધેડાં ઉપાડી જતાં હોય પણ તેથી કાંઈ એ વિદ્વાન થોડા ગણાવાના હતા! વિદ્વાન તો એ, જે જાણે, અને આચરે! આચરવા માટે જ જાણે. ત્યારે આ द નું પણ એવું જ થયું.

दं લઇને દેવતાઓ ઉપડવાની તૈયારી કરતા હતા ત્યાં બ્રહ્મદેવે પૂછ્યું: 'આ द તો તમે લઈ જાઓ છો. પણ એનો અર્થ તમે સમજ્યા છો? કે પછી એમ ને એમ?'

'કેમ સમજ્યા છીએ ને ભગવાન! द એટલે તમે કહ્યું 'દમન કરો. ઇંદ્રિયદમન બરાબર છે નાં?'

'હા' બ્રહ્માએ કહ્યું: 'ત્યારે તમે સમજ્યા તો છો. જીવનમા દમન મહિમા બરાબર સ્થાપો એટલે તમે તરી પાર ઉતરશો. એ તમારી વિદ્યા. ઈંદ્રિયદમન. વિલાસને રસ્તેથી તમામ ઈંદ્રિયને પાછી વાળો" પછી આવ્યા માનવ. બ્રહ્માએ એમને પણ ઉપદેશ તો એ જ આપ્યો. "ભાઈઓ! द માં જ જીવન છે!'

માનવો પણ આ એકાક્ષરી મંત્ર લઈ જવા તૈયાર થયા ત્યારે બ્રહ્મદેવે રોકયા; 'પણ કાંઇ અર્થ સમજયા છો કે એમ ને એમ ?'

'સમજ્યા છીએ ભગવાન ! દ એટલે દાન કરો.'

'બરાબર ! એ સમજ્યા તો કહેવાશો, જો જીવનમાં દાનનું સ્થાન સ્થાપશો તો !'

માનવ પણ ગયા. પછી આવ્યા દાનવ. દાનવને પણ પ્રજાપતિએ એજ ટૂંકાક્ષરી ઉપદેશ આપ્યો: દ.

એમને પણ ઉપદેશ ગ્રહણ કરીને જતી વખતે બ્રહ્માએ પૂછ્યું: 'દ નો અર્થ તમે સમજ્યા છો કે પછી ઉતાવળે ભાગવું છે ?

ઉતાવળે કાંઇ આંબા નહિ પાકે. સમજ્યા હશો તો દ તમારાં કામનો. નહિતર તો જેવા અનેક અક્ષર રહે છે એવો એ. એમાં શું ?'

દાનવોએ કહ્યું, "પ્રભુ!' દ એટલે દયા. તમે દયા રાખવાનું કહ્યું છે !'

પ્રજાપતિએ કહ્યું 'તો તમે સમજ્યા છો બરાબર. હવે એ પ્રમાણે જીવનમાં એનું પાલન કરો.'

પ્રજાપતિ બ્રહ્માએ કહેલો અક્ષર સંકેત એક જ હતો, દ. પણ એના તમામે જુદા જુદા અર્થ ઘટાવ્યા અને બ્રહ્માએ એ કબૂલ પણ રાખ્યા.

કારણ કે દેવોના જીવનમાં, મોટામાં મોટો વિનાશ વિલાસદ્વારા થાય એવી શકયતા હતી. એમને સુખભોગનો પાર નહિ, સગવડતાઓનો તોટો નહિ. એટલે એ ઇંદ્રિયદમનને જીવનમાં મહત્ત્વનું સ્થાન આપે તો જ જીવે. એટલે એમને માટે દ નો અર્થ દમન બરાબર હતો.

માનવો રહ્યા લોભી. મારું તારું કરવાવાળા. એટલે એમને માટે દાનનો, ત્યાગનો ધર્મ શ્રેષ્ઠ હતો. માટે દ નો અર્થ એ દાન સમજ્યા તે બ્રહ્માએ કબૂલ કર્યો.

દાનવો ક્રૂર ગણાય. એટલે એ દયાવૃત્તિ રાખતાં શીખે તો સારું. એ ઉપરથી પ્રજાપતિએ ત્યાં દ નો અર્થ દયા એમ સ્વીકાર્યો.

આવી વિવેક વસ્તુ આપણે જીવનમાં વણી રાખવી ઘટે. કોઇ એક રીતે સમજે, કોઇ બીજી રીતે વળે. જે પાણીએ મગ ચડતા હોય તે પાણીએ ચડે. કોઈ હાર્યા વળે, કોઈ હાવે વળે, કોઇ જ્ઞાનથી વળે. એટલે વાત એકની એક હોય, પણ એમાં હજાર ગાડાંનો ફેર પડે ! આવી સમજણ વિના પછી બધી વાત ઉંધે રવાડે ચડી જાય !

[ ૫ ]

### આત્મજ્ઞાનની પ્રાપ્તિ

એક વખત પાંચ સાત ઋષિઓ વિચાર કરવા બેઠા. આપણે બધા વારંવાર ઉપદેશ તો કરીએ છીએ કે આત્મા અમર છે, આત્મજ્ઞાન શ્રેષ્ઠ છે, આત્મા વિના બીજું કાંઈ નથી. આ બધું આપણે બોલ બોલ તો કરીએ છીએ, પણ એ આત્મા વિષે આપણામાંથી કોઈ કાંઈ જાણે છે ખરું ? જાણ્યું તો કહેવાય, જો એનો અનુભવ હોય તો; બાકી બોલબોલ કરવાથી ફાયદો શું ?'

પછી એમણે નક્કી કર્યું કે ચાલો આપણે એવા કોઈને ગળીએ, જે આત્મા વિષે આપણને બરાબર સમજાવી શકે.

પછી એ ઉદ્દાલક ઋષિ પાસે ગયા. આ ઋષિના જેટલું આત્મા વિષે કોઈ જાણતું નથી, એવી એમની એ વખતે ખ્યાતિ.

પણ જેમ ડૉકટર પોતાની વિદ્યાનો બરાબર જાણકાર હોય તો રોગીને દૂરથી જોતાં જ એનો અરધો રોગ કળી જાય, તેમ ઉદ્દાલક ઋષિ





આ ચારપાંચ જણાને આવતા જોઈને દૂરથી જ કળી ગયા કે આ મહાશયો આત્મા વિષે કાંઈક જાણવા સારુ આવી રહ્યા છે. પણ મારો અનુભવ એવો નથી કે, એમના મનમાં વાત ઉતરી જાય એવી રીતે એમને સમજાવી શકું. એટલે એમને મફતની ઉપાધિ થાય ને છેવટે ફળ કંઈ નહિ, એના કરતાં જે એમને સમજાવી શકે તેમ છે એનું નામ એમને આપું!

એણે એમણે એમને કહ્યું: 'હે ઋષિઓ! તમે જેના વિષે જાણવા આવ્યા છો તેના વિષે તમને બરાબર તો એક અશ્વપતિ કરીને રાજા છે, કેકય રાજાનો પુત્ર, તે સમજાવી શકશે!'

ઋષિઓને નવાઇ તો લાગી કે વનમાં રહીને રાતદિ આત્મા વિષે ચિંતન કરનાર એ વાત સારુ બીજાનું નામ આપે, અને તે પણ રાજકર્તા સંસારીનું!

પણ ઉદ્દાલક ઋષિનો નિર્ણય બરાબર હોવો જોઇએ એમ માની તે સૌ રાજા અશ્વપતિ પાસે ગયા.

અશ્વપતિ રાજાએ એમની પૂજા કરી. એમને માન આપ્યું. પણ ઋષિમુનિઓ આવ્યા છે એટલે કોઈ યજ્ઞયાજ્ઞાદિની વાત હશે એમ માનીને એમની પાસે ધનનો ઢગલો કર્યો.

પણ ઋષિઓ ધનને શું કરે? એમણે ધન સામે જોયું પણ નહિ.

રાજાને શંકા થઈ. અધર્મીનું ધન ઋષિઓ લેતા નથી. એ એ જાણતો હતો. તેણે બે હાથ જોડીને કહ્યું: 'ભગવાન! આ ધન તમે ગ્રહણ કરો. એ ન્યાયનું જ ધન છે. રાજા તરીકેનું કર્તવ્ય બરાબર કરતાં જે રાજભાગ મળે તેમાંથી એ આવેલું છે. દેશમાં કોઈ ચોર મેં રહેવા દીધો નથી. કોઈ દારૂડિયો રહ્યો નથી. કોઇ વ્યભિચારી નથી. કોઈ ઠોઠ ને જડ રહ્યો નથી. દેશની આવી વ્યવસ્થા કરવા માટે પ્રજા જે કર આપે, તે કરમાંથી આ ધન આવ્યું છે, ને તે તમારા જેવા વિરકતોને આપવા માટે જ છે. માટે આપ આ ગ્રહણ કરો!

રાજાનાં વચન સાંભળીને ઋષિઓ બોલ્યા: 'હે રાજા! જેમના દિલમાં પોતાના હેતુ વિષે સચ્ચાઇ નથી તેનું દિલ વાસનાના ધામ જેવું છે. હેતુની સચ્ચાઈ હોય તો એ એક જ હેતુ વિષે, એમની એકાગ્રતા એટલી તીવ્ર હોવી જોઇએ કે બીજી ત્રીજી લપનછપન કરવામાં એ પડે જ નહિ. અમે એવા એક જ હેતુથી પ્રેરાઈને તમારી પાસે આવ્યા છીએ. તમે આત્મા વિષે જાણો છો ને અમારે એ વિષે જાણવું છે. માટે અમને એ જ વાત આપો, ધન અમારા ખપનું નથી!'

પણ રાજા તો ખરેખર મહાજ્ઞાની હતો. સંસારમાં રહીને જ એણે એવા વિવેકથી પોતાનું કર્તવ્યનાવ હંકાર્યું કે દેશભરમાં કોઈ જગ્યાએ કયાંય લેશ પણ અન્યાય રહ્યો ન હતો, જાણે કે પ્રજાના લોહીમાં એ વસ્તુ જ ન હોય!

એનું આત્મજ્ઞાન આવા અદ્‌ભુત કર્મયોગને આભારી હતું.

એ વાત સમજી ગયો. ઋષિઓની હેતુની સચ્ચાઈ વિષેની વાત એ માની શકયો. પણ હેતુ ગમે તેટલો ઉગ્ર રીતે સાચો હોય, છતાં એ પોતાના દિલમાં હોય ત્યાં સુધીની વાત જુદી છે. એને પ્રગટ કરો ત્યારની વાત જુદી છે. ઋષિઓએ એમના આવવાનો હેતુ પ્રગટ કર્યો ખરો, પણ એમને એ પ્રગટ કરતાં આવડયો નહીં. એ આત્મજ્ઞાન વિષે જાણવા નીકળ્યા છે, પણ એ વિષેની મહત્તા એમણે બરાબર જાણી હોય તો એ જ્ઞાન મેળવનારની મહત્તા



વિષે એમનામાં આવી ઉપેક્ષા કેમ હોય ? એ જ્ઞાન મેળવવા આવ્યા છે, પણ જેની પાસેથી મેળવવું છે એનો સ્થાનવિવેક એ જાણતા નથી. માણસ અજ્ઞાન ત્યારે હોય છે, જ્યારે એનામાં અભિમાન હોય છે. પછી ભલેને એ અંશાશમાં જ હોય ! દૂધનું ભલેને મોટું વાસણ હોય, તેને બગાડવા માટે તો એક બિંદુ વિષ બસ છે. અભિમાન પણ આવું વિષ છે. આ ઋષિઓને એ ખબર લાગતી નથી !'

એટલે રાજાએ કહ્યું: 'ઋષિવરો ! તમને હું કાલે સવારે આ વાતની હા કે ના કહીશ !'

પણ ઋષિઓ પોતે એમ તો જ્ઞાની હતા. જ. રાજાની જ્ઞાન આપવાની તત્પરતાને બદલે 'હા' કે 'ના' ની વાત આવતાં જ સમજી ગયા. એટલે બીજે દિવસે શિષ્યો જેમ વિનયથી ગુરુ પાસે જાય તેમ પોતાનું દેહ અભિમાન તજીને રાજાની પાસે ગયા અને પછી રાજાએ એમને આત્મજ્ઞાન આપ્યું !'

પણ આમાંથી જ આત્મજ્ઞાન એટલે શું એનો અર્થ મળી રહે છે.

"હું કાંઈક છું" એવું લેશ પણ અભિમાન, પછી એ પોતાના જન્મ વિષેનું હોય, વર્ણ વિષેનું હોય, અધિકાર વિષેનું હોય કે સત્તા પૈસા, જ્ઞાન કે ત્યાગ વિષેનું હોય–પણ સુધી હૃદયને કોઈ ખૂણે એ બેઠું હોય, ત્યાં સુધી આત્મજ્ઞાન આવી શકતું નથી !

આત્મજ્ઞાન મેળવવાની નિસરણીનું પહેલું પગથિયું જ અભિમાનનો ત્યાગ !

"હું કાંઈક છું" એવું જેના મનમાં અભિમાન ઉદય થાય તેને માટે આ પ્રત્યુત્તર તૈયાર જ છે: 'તું કાંઇ જ નથી !'

અને જેના મનમાં એમ ઉદય થાય કે "હું કાંઈ જ નથી" એને મળનારો ઉત્તર પણ લખાયેલો જ પડ્યો છે: 'તું જ સર્વસ્વ છો !'



## સાભાર સ્વીકાર

**વીર વ્યક્તિઓ :** ( અનડા બુક ડીપો, અમદાવાદ; નવ આના )

'૪૮ ના નવા અભ્યાસક્રમને અનુસરી હિંદની ૧૯ ઐતિહાસિક વ્યક્તિઓની ત્રીજા ધોરણ માટે માટે સરળ ભાષામાં લખાયેલી જીવનકથાઓ.

**દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ** (ગાંધીજી: પ્ર.નવજીવન પ્ર.મંદિર, અમદાવાદ; ત્રણ રૂપિયા)

ગાંધીજીના ઘડતરના સૌથી મહત્ત્વપૂર્ણ સમય, સત્યાગ્રહની તેમની શોધ અને તેની પહેલી સામુદાયિક અજમાયશના ગાંધીજીની જ કલમે લખાયેલ ઇતિહાસની કેટલાક સુધારા વધારા અને નવ ચિત્રોના ઉમેરા સાથે બે ભાગને એકજ પુસ્તકમાં સમાવતી ત્રીજી આવૃત્તિ.

**પ્રૌઢશિક્ષણ :** ( વિઠલદાસ કોઠારી અને રામચંદ્ર સોમણ; નવજીવન કાર્યાલય, અમદાવાદ; ચૌદ આના ).

આપણા દેશમાં અભણ પ્રૌઢોની સંખ્યા, પ્રૌઢશિક્ષણની જરૂર, તેના હેતુઓ, પરદેશોમાં પ્રૌઢશિક્ષણ, આપણી કેન્દ્રીય અને પ્રાંતીય સરકારોએ એ બાબતમાં કરેલું કાર્ય, પ્રૌઢશિક્ષણના અભ્યાસક્રમો, વર્ગસંચાલન અને પ્રૌઢશિક્ષણનું ભાવિ–આટલા મુદ્દાને ચર્ચતું પ્રૌઢશિક્ષણના સેવકોને માર્ગદર્શક અને મદદરૂપ થાય એવું નાનું પુસ્તક.

# વડવાગોળ

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઇ

બીજાં સસ્તન પ્રાણીઓ કરતાં વડવાગોળ અને ચામાચીડીયાંને ઉડવાની શકિત હોવાથી તેઓ જુદા જુદા દેશોમાં સ્થળાન્તર કરી શકતાં હશે એ આપણે માની લઇએ તો ભુલ કરી ન શકાય. છતાં એટલું ચોક્કસ છે કે આપણાં વડવાગોળ આવું સ્થળાન્તર કરતાં નથી. એઓની આખી જમાત નકકી કરે તે વૃક્ષ ઉપર વરસો પર્યન્ત અડ્ડો જમાવી દે છે.

વડવાગોળને ગરમ પ્રદેશ ખાસ પસંદ છે એટલે ગુજરાત સૌરાષ્ટ્રમાં તેની વસ્તીની સારી સંખ્યા વસે છે પણ ગીચ વનો તેઓને વસવાટ માટે ફાવતાં નહિ હોવાથી ગીરમાં જોવામાં આવતાં નથી. કચ્છમાં તેઓ દુષ્પ્રાપ્ય અને ભુજમાં કેવળ સ્થાનિક છે એમ શ્રી હરીનારાયણ આચાર્ય જણાવે છે.

સાંજને સમયે સૂર્યાસ્ત થયા પછી તેઓ પોતાનો અડ્ડો છોડી સીધાં મોટાં તળાવ કે પાણીની પાટો ઉપર જઇ ઉડતાં ઉડતાં જ પાણીની સપાટી ઉપર મ્હોં લંબાવી પાણી લઇ પીએ છે; અને ત્યાર પછી આસપાસની વાડીઓમાં જઇ જમરૂખ દાડમ વિગેરે ફળ ઝાડ ઉપર ઉતરી પડે છે. તે સિવાય કેટલાંક વૃક્ષોની કુંણી કુંપળો પણ ચાવી તેનો રસ ઉતારે છે. આ બધી હકીકત તેના કાન અને આંખ વિષેની માહિતી આપણે જોઇ ગયાં.

શિયાળામાં વડવાગોળ સુસ્ત તો થઇ જાય છે. તદ્દન ઊંઘમાં પડયાં રહેતાં નથી અથવા તો શિયાળાની ઠંડીથી બચવા માટે સ્થળાન્તર પણ કરતાં નથી. કેટલીક વખત રાતના સખત ઠંડી હોય તો તેઓ પોતાનો અડ્ડો છોડતાં નથી અને સખત ગરમીમાં બપોરના કાંતો પોતાના અડ્ડાની આસપાસ ઉડાઉડ કરી મુકે છે અથવા તો પોતાની બેમાંથી એક પાંખ વીંઝીને પવનને હલતો ચલતો રાખે છે જ્યારે વરસાદ તેઓ ઉપર ખાસ અસર કરતો હોય એમ દેખાયું નથી.

બીજાં અલગ કુટુમ્બનાં પ્રાણીઓ સાથે ખોરાકને લઇને સંબંધ થાય અથવા તો તુટે છે. વડવાગોળ ફળાહારી છે એટલે તેનો સંબંધ જુદી જુદી જાતનાં વૃક્ષો સાથે છે કારણ કે, તેવાં વૃક્ષો ખોરાક પુરો પાડે છે. આ કારણને લઇને અમુક વખતે અમુક જગ્યા ઉપર વડવાગોળનાં ટોળાં ચઢી આવે છે અને અમુક વખતે તેઓનો ત્યાં સદંતર અભાવ થઇ જાય છે. આનું કારણ ફળ પાકવાની મોસમ ઉપર બધો આધાર રાખે છે.

વડવાગોળનો પ્રજનન કાળ પણ ફળ ફુલની વિપુલતા ઉપર આધાર રાખે છે. તેઓ દિવસના આરામ માટે અમુક જગ્યાનું કોઇ પણ વૃક્ષ પસંદ કરે છે. એમાં વડ, પીપર, પીપળા આંબલી વિગેરે વૃક્ષોનો ખાસ સમાવેશ થાય છે. તેઓ એક વૃક્ષ એક વખત નક્કી કરી લે ત્યાર પછી ઘણાં વરસો પર્યન્ત તેઓ ત્યાંજ બધીરો કરે છે. વડવાગોળની બેસવાની અને સુવાની રીત ઉંધે માથે છે. વળી એટલું પણ ખરું કે એક વખત અડ્ડો જમાવી દીધો પછી તે વૃક્ષ છોડવાની આનાકાની કરે છે. આથી આસપાસની વનરાજીને તેનાં ફળફુલ અને પાંદડાં ખાઇને હાની પહોંચાડે છે. તેની સાથે નવા રોપા ઉગાડવામાં મદદ પણ કરે છે. કારણ કે તેઓ ફળ લેતાં આવે છે તેમાંથી બીઆં વેરાય છે. પછી તે જગ્યાએ નવા રોપા ચોમાસામાં ઉગી નીકળે છે.

આપણે આગળ જોઇ ગયા તેમ વડવાગોળને ફુલનું મધુ ચુસવાનો શોખ હોય છે. આ શોખથી પણ કેટલાંક વૃક્ષો ફળીત થાય છે.કારણ કે તેઓ મધુરરસ ચુસવા જતાં તેના મ્હોં ઉપર સ્ત્રીકેશર અને પુંકેશરના રજકણો ચોટે છે એ રજકણો વળી બીજા ફુલમાં લાગે છે. આમ થવાથી ફુલમાંથી ફળ થાય છે. તેઓ રાતનાં વિકસીત થવાવાળાં ફુલોની સુવાસથી આકર્ષાય છે. આ કામ પણ નવી વનરાજી ઉગાડવામાં બહુ મદદરૂપ છે.

આ પ્રાણીની આ ખાસીયત ખોરાક ઉપર બહુ ભારે અસર કરે છે. કારણ કે વડવાગોળ માનવીએ મહેનત કરી ઉગાડેલાં ફળો જેવાં કે જમરૂખ, દાડમ, કેળાં, પોપૈયાં અને કેરીઓ ખાઇ જીવે છે. તેમાં ખાસ કરીને મહોર તો વિશેષ ખાય છે. વળી જ્યાં માણસોએ વાડી વજીફા બનાવ્યા ત્યાં વડવાગોળ પહોંચ્યા છે. પછી ભલે તે રણ હોય કે

કાંટાવાળા વૃક્ષોની આસપાસ કાંટા હોય. નવા રોપા આપણા ખોરાકના ભોગે ઉગાડે છે છતાં આ તેના ફાયદા કરતાં નુકસાન ઘણું વધારે છે કારણકે આપણે ખાવાના ફળફળાદિનો તેઓ ખુબ ખોરાક તરીકે વાપરે છે. જ્યારે કેટલાક ઠેકાણે વડવાગોળને ખાવાના ઉપયોગમાં લે છે.

વડવાગોળ બહુ ખુલ્લી રીતે બેસે છે પણ તેનાં કોઇ શિકારી પંખી કે પ્રાણીમાં દુશ્મન હોવાનું સાંભળ્યું નથી. ફક્ત તેના શરીર ઉપર ચાંચડ કે બીજી લોહી ચુસતી જીવાત છે. આવી જીવાતથી તેનું શરીર ભરેલું હોય છે.

જ્યારે દુશ્મન હોય ત્યારે તેનાથી તેને બચાવ કરતાં પણ આવડવું જોઇએ. આ બચાવનું એક કારણ તો જુથમાં વસવાટ કરવો કે જેથી એકબીજાની હુંફ રહે. તેનો રંગ પણ એવો નથી કે આસપાસની વસ્તુ સાથે મેળ લઇ લે. તેના માથા અને ગળા ઉપરના ચળકતો સોનેરી રંગ તેના શરીરના બીજા હલકા રંગ આગળ ખુબ બહાર આવતો લાગે છે. જેથી છુપાવવાને બદલે ઉલટો બહાર આવતો દેખાય છે એટલે વડવાગોળને આપણે પેલા બહાર પડતા રંગના પ્રાણીઓની હરોળમાં મુકીએ. આવાં પ્રાણીઓ પોતાનો બચાવ પોતાની ગંધગ્રન્થીથી કરે છે કે જે ગંધથી ઉબકા ચઢે અને પકડવા આવેલ દુશ્મન પકડવાનું ભુલી જાય. આ કારણને લઇ આવાં રંગદાર પ્રાણી પોતાની હાજરી બીલકુલ છુપાવવાની મહેનત કરતું નથી. એવું વડવાગોળમાં છે એટલે તેઓને સંતાવવામાં કાંઇ અર્થ દેખાતો નથી અને સૌ કોઇ જોઇ શકે એવી જગ્યાએ આખી ટુકડી આરામ કરે છે.

આવી ટુકડીની સંખ્યા જોઇ રહેજે વિચાર જાય છે કે આ ટુકડી કેટલો ખોરાક ખાતી હશે? અને તેનો ખ્યાલ આપણા મગજમાં આવી જાય છે અને એનાં અભ્યાસની તક સાંપડે છે કે તેઓ અમુક સંખ્યાના જુથમાં જતાં હશે કે આખું જુથ તે જગ્યાએ હલ્લો લઇ જતું હશે?

સ્વભાવે વડવાગોળ ટોળામાં વસવામાં માનનારી છે છતાં તેમાં સમાજ બંધારણ હોય એવું દેખાતું નથી, અને એટલું ખરુ કે એક બેઠું હોય તેની પડખે બીજું બેસવા આવે તો પહેલી વ્યક્તિ તેનાથી ચીડાતી નથી. આ ખાસીયત સમાજજીવનની હદ સુધી પહોંચી છે. વડવાગોળ તેનાં બચ્ચાંને લાંબો વખત સાથે રાખતાં નથી. ખાસ લાંબો વખત ચાલતું કુટુમ્બ જીવન નથી. આ માટે કોઇ પણ જાતની વ્યવસ્થા પણ નથી. તેમ ટોળાનો નાયક પણ નથી. દરેક પ્રાણી પોતપોતાનું સાચવે છે. એક ટુકડીનાં બધાં પ્રાણી અમુક વખતે સાથે ઓટ્ટો છોડે છે. એક જ દિશામાં સાધારણ રીતે ઉંઘે છે. પણ તેમાં દરેક વડવાગોળ પોતાનો રસ્તો પોતે જ નક્કી કરી લે છે. પોતાના ખોરાકવાળા વૃક્ષ ઉપર આવી પોતે તેના કરતાં વધારે સારી જગ્યા મેળવવા તકલીફમાં પડે છે. આમ કરવામાં બહુ ચીચીયારો કરી મૂકે છે. કોઇ મોડી પડેલી વ્યક્તિ સારી જગ્યા મેળવવા એવી સારી જગ્યા દબાવીને બેઠેલી વ્યક્તિને તેની જગ્યા છોડવવા મહેનત કરે છે અને એવી જ રીતે સવારનું થતાં તેઓ પાછાં એક પછી એક પોતાના બશીરા તરફ જેવી રીતે સાંજે નીકળ્યાં હોય તેવી રીતે ચાલી નીકળે છે. સુવાની જગ્યાએ પહોંચી પછી સારી ડાળીનો કબજો લેવા લડાઇ કરે છે. સામસામી ચાંચીઓ મારે છે અથવા તો પોતાના અંગુઠાનો નહોર લગાવે છે જે વખતે પાછી બહુ ચીચીયારી અને કરકરાટ કરી મુકે છે.

વડવાગોળનો પ્રજનનકાળ ઓકટોબરથી ડીસેમ્બર સુધી હોય છે. અને માર્ચથી એપ્રીલ સુધીમાં બચ્ચાં જન્મે છે. બચ્ચાંનાં શરીર ઉપર બારીક રૂંવાટી હોય છે અને તે માતાના શરીર સાથે મજબુત ચોંટયું રહે છે. તેના પગ અને નહોર તેના માની રૂંવાટીથી ઢંકાઇ જાય છે અને બચ્ચું એક આંચળ મ્હોંમાં રાખી ચોંટી રહે છે. આ આંચળથી બચ્ચાંને પોષણ મળે છે અને બીજો ઉપયોગ તેનાથી બચ્ચું સજ્જડ ચોંટયું રહે છે. શરૂઆતમાં માતા બચ્ચાંનો





ભાર શોખથી સહન કરી તેને સાથે રાખે છે. પણ બચ્ચું વધવા બહુ જલદી માંડે છે પછી તે ભારરૂપ થાય છે. પણ જ્યાં સુધી બચ્ચાં પોતાના મેળે ઉડતાં ન થાય ત્યાં સુધી માતાની સાથે જ રહે છે. વડવાગોળના નરનાં ટોળાં અને માદાનાં ટોળાં જુદાં જુદાં વસતાં માલુમ પડયાં છે.

પ્રકૃતિ પુસ્તક ૭ અંક ૨-૩-૪ માં લખવા પ્રમાણે આપણે ત્યાં બે જાતનાં વડવાગોળ થાય છે તેમાં એક તે આપણાં વડવાગોળ જ્યારે બીજી જાત ચીણુ વડવાગોળ, જે ઉત્તર ગુજરાત અને દાંતામાં વસતાં માલુમ પડયાં છે.

## ચામાચીડીયાં અથવા છીપાં

ઉપર જણાવેલા પ્રકૃતિના અંકમાં નીચે બતાવેલાં છીપાં સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં વસે છે.

ચર્મપત્રવાળું ચામાચીડીયું, દ્વીરંગી ચર્મપત્રવાળું ચામાચીડીયું, આ બન્ને જાતનાં છીપાં અશ્વક્ષુરપ્ર (Leaf-Nose) જાતના છે. ત્યારપછી નિશાચર જાત આવે તેમાં ભારતીય લોહી-તરસ્યું ચામાચીડીયું, એક જાત થાય છે. હવે પ્રદોષચરમાં વિષ્કૃત સંધ્યાચર છીપાં અને બીજાં ભારતીય સંધ્યાચર છીપાં આવે. ભારતીય છીપાંમાં નાનામાં નાની કાયાવાળું અને આહારાર્થે ઘરમાં પેસી સ્વચ્છંદે વિહરતું હોવાથી આ છીપું આપણું ઘણું પરિચિત છે. ડોમરાવિષ્કૃત છીપાં અને સામાન્ય પીતવરણું ચામાચીડીયું એ બન્ને નૈશિક જાતનાં છીપાં છે. એમાં બીજું પ્રદોષ સમયે જ આહારાર્થે પરિભ્રમણ આરંભતું અને ઘરમાં આવતું આ છીપું પોતાની ધીમી ગતિવાળી ઉડાનથી તરતજ ઓળખાઈ આવે છે.

કાળી દાઢીવાળું આવૃતપુચ્છ ચામાચીડીયું, દીર્ઘબાહુ આવૃત પુચ્છ અને કચ્છી આવૃત પુચ્છ ચામાચીડીયાં થાય છે તેઓ સમાધિસ્થાન સમાશ્રિન ગોત્રનાં છે. આવૃત નાસિકાવાળું ઉંદરપુંછડીયું એ આવૃત નાસિકાવાળા ગોત્રનું છે. તેઓ ઘરમાં અને ગુફામાં ભમનાર છે.

સ્થૂલપાદ કુલ-શાખામાં થતું એક જ ગોત્ર નૈશવૃતિ નામે ઓળખાય છે જેમાં ડોબ્સનનું ભપ્રીષ્ટ ચામાચીડીયું આપણે ત્યાં થાય છે.

આ બધી જાતોની સામાન્ય માહિતી તો અપાઇ ગઈ છે. હવે આપણે બાકી રહી જતી તેની ખાસીયત જોઈશું.

જેમ વડવાગોળમાં જોઇ ગયા તેમ જીવાતભક્ષી ચામાચીડીયાં જે ઉપર બતાવ્યાં તે બધાં પણ સ્થળાન્તર કરવામાં માનતાં નથી. તેઓ પણ એક જગ્યાએ વસવાનું પસંદ કરે છે. આવૃત પુચ્છ અને લોહીતરસ્યાં ચામાચીડીયાં ઉષ્ણદેશમાં વસવાવાળાં છે. જ્યારે સંધ્યાચર જાતીમાંનાં ઘણાં તો ગમે તે દેશનાં હવા પાણીને અનુકુળ થઈ જનારાં છે. સામાન્ય પીતવરણું ચામાચીડીયું સાધારણ ગરમીઠંડીનો પ્રદેશ વસવાટ માટે પસંદ કરે છે. ઉપલાં બધાં છીપાંને પાંખ જેવું ઉડવાનું સાધન હોવા છતાં કુદરતી આવરણો જેવા કે મોટી ગિરિમાળાના ઉંચા શિખરો, મોટા અગાધ સમુદ્રો વટાવી બીજા પ્રદેશમાં આહારાર્થે કે ઠંડીમાંથી ગરમદેશ ભણી આવવાનો જરાય વિચાર કરતાં નથી.

આપણે જાણીએ છીએ કે ચામાચીડીયાં નિશાચર પ્રાણી છે. પણ દિવસે વાદળાંએ સૂર્યને ઢાંકી દીધો હોય અથવા તો કયારેક તડકો હોય ત્યાં જ સાંજનાં બહાર ફરવા નીકળી પડે છે આની હરોળમાં વડવાગોળ પણ આવી જાય છે. વળી ચોમાસામાં મેઘાચ્છાદિત દિવસમાં ગમે ત્યારે તેઓ શિકારની શોધ માટે રખડવા લાગે છે. જ્યારે એ પણ માલુમ પડે છે કે કેટલાંક ચામાચીડીયાં દિવસે બેઠાં હોય અને તેના ઉપર તડકો આવતો હોય તો પણ જગ્યા બદલ્યા વિના ત્યાં જ આરામ કરે છે. એટલે જેમ નિશાચર ઘાતકી પ્રાણીને દિવસનો અજવાળું બહુ સહેલાઈથી સહન કરે છે અને ખોરાક અથવા શિકાર જ્યારે ફરવા કે ઉડવા લાગે ત્યારે તેની પાછળ કોઇ પણ વખતે ચાલી નીકળે છે તેમ છીપાંનું પણ છે.

હવામાનના બદલાવા સાથે ચામાચીડીયાના જીવન અને ખાસીયત ઉપર અસર થાય છે. ઘણી જાતનાં



ચામાચીડીયાં દિવસના આરામ માટેની જગ્યા માટે હવામાન ઉપર આધાર રાખે છે તો વળી કેટલાંક ખુલ્લી જગ્યા પસંદ કરવાવાળાં છે. પણ આ તો અપવાદ છે. છતાં તેઓને અણધાર્યા હવામાનનો પલટો જરૂર અસર કરે છે. એમાં ગરમીનું મોજું તેઓથી સહન થઈ શકતું નથી. આ તેના ખુલ્લા બખોલનું કારણ છે. સાધારણ રીતે ચામાચીડીયાં કાંતો વૃક્ષની બખોલ કે ગુફામાં વસવાવાળાં છે પણ જ્યાં મંદિત આશરો મળ્યો એટલે છીપાંઓએ તેના મકાન અને ઈમારતોમાં વસવાટ શરૂ કર્યો. આપણાં ચામાચીડીયાં ગુફાનિવાસી છે. આમ ગુફા કે બખોલ પસંદ કરવાનું કારણ એ છે કે જો તેઓ ખુલ્લાં વૃક્ષ ઉપર વસે તો તેઓ બદલાતા હવામાનને સહન કરી શકતાં નથી. વૃક્ષનું પોલાણ કે પાંદડાંનું ઝુંડને આસપાસનું હવામાન બહુ જલદી અસર કરે છે જ્યારે ગુફામાં આથી તદ્દન જુદું જ છે. ગુફા બહાર ગમે તેવું હવામાન હોય પણ અંદર તો બનતાં સુધી બહુ ઓછો વધારો થાય છે એવી રીતે ઠંડીમાં ઠંડીનો પણ ઓછો વધારો થાય છે એટલે બધી ઋતુમાં તેની અંદરની ગરમીનો પારો વધઘટ કરતો નથી. મનુષ્યોએ ડુંગર કોરી બનાવેલાં રહેઠાણો, જુના મકબરાઓ, એવાં જ જુનાં મંદિરો કે જેઓની દિવાલ ખુબ જાડી બનાવેલી છે તે સિવાય મોટાં ઘુમટવાળા સ્થાપત્યો એ બધાં ચામાચીડીયાંને વસવાટ માટે ખૂબ અનુકુળ થઈ ગયાં છે. તેનું કારણ પણ એજ કે તેમાં ગરમી ઠંડીનો પારો ઉંચે જતો નથી. બહાર ધોમતાપ પડતો હોય પણ આવી ઈમારતોની અંદર તો ઠંડક રહે છે છતાં કેટલાંક હજી પણ ગુફામાં જ વસે છે.

ગરમી ઠંડીમાં તેઓની ખાસીયત કેવી રીતે વસવાની છે તે આપણે ઉપર જોઈ ગયા, પણ હવે રહી ભેજ કે જેઓ ઉપર કેવી અસર કરે છે તે જોવાનું રહ્યું. વરસાદ તેઓને અડચણકર્તા નથી. ચામાચીડીયાંની ઘણી જાત સાંજના વરસાદમાં જીવાત શોધવા ઉડવા નીકળી પડે છે. એ સિવાય તેઓ જે ગુફાઓ કે પાણી ભરાઈ રહેતા નાળાના પુલો વાળી જગ્યા બખોલ માટે પસંદ કરે છે. એ ઉપરથી સમજી શકાય છે કે ભેજ તેઓને કંઈ અસર કરતો નહિ હોય એમ જણાય છે. પણ જોરદાર પવન આકાશમાં ઉંચે ઉડાન લેતાં હોય એવા ચામાચીડીયાને જો કે તેઓમાં ઘણાં આવા પવનનો સામનો કરવાવાળાં છે તેઓને પણ નીચી કક્ષામાં ઉતરી આવી શિકાર શોધવો પડે છે.

જીવાતના વધારોઘટાડાની ચામાચીડીયા ઉપર જરૂર અસર થાય છે ચામાચીડીયાં બહુ ખાઉધરાં છે એટલે તેઓ જીવાતનો ઘણો નાશ કરે છે એ માટે ચામાચીડીયાં પ્રકૃતિનું એક અજબ સર્જન છે જે જીવાત તેઓ પકડી લે છે તે બધી તેનો ખોરાક છે છે. પણ એટલું ખરૂં આ ચામાચીડીયાંની જુદી જુદી જાતો પણ પોતાની ઉડાન અને શિકાર મેળવવા માટે આકાશમાં જુદી જુદી ઊંચાઈનો ઉપભોગ કરવાનું પસંદ કર્યું છે. આથી તેઓ કે બધાના ખોરાક પણ એ જગ્યાની સપાટીએ ઉડતી જીવાત છે. આવૃત પુચ્છ ચામાચીડીયાં બહુ ઉંચે ચારો કરવા ઉડે છે એટલે સાધારણ રીતે એવી ઉંચે ઉડતી જીવાત તેનો ખોરાક હોય જ. જ્યારે નાનાં અને નબળી ઉડાનનાં છીપાં નીચે ઉડતાં કુદા અને જીવાતનો ભક્ષ કરે છે. વળી કેટલાંક અલંકૃત નાસિકાવાળાં ચામાચીડીયાં ગિરિમાળાનાં વનોમાં જ ફરીને ચારો શોધે છે. તો કેટલાંક ખુલ્લા હરીયાળા પ્રદેશ અને તળાવ કે નદી ઉપરની કીટસૃષ્ટિનો ચારો કરી તેવી જીવાતને ઓછી કરે છે. જેમ શિકારી પ્રાણી પોતાના શિકારના હલનચલન પાછળ ફરે છે તેમ ચામાચીડીયાં પણ જ્યાં તેનાં ખોરાકની જીવાત જાય ત્યાં તેની પાછળ રહે છે, આને લઈને જે જીવાતસૃષ્ટી ઋતુના ફેરફાર સાથે ઉત્પન્ન થાય તે પ્રમાણે ચામાચીડીયાં અમુક વખતે ઘણાં દેખાય તો વળી બીજી વખત તેની સંખ્યામાં ઘટાડો થાય છે. ઉનાળામાં કેટલાક તળાવોનાં પાણી સુકાઈ જાય તે વખતે તેની સડતી વનસ્પતિ ઉપર જીવાતનાં જુથનાં જુથ ઉડે છે. આવે સમયે





ચામાચીડીયાની આ જગ્યા ખાસ ઉડવાની જગ્યા બની જાય છે. વળી ફુલ આવતાં વૃક્ષો કે જેનાં ફુલો ઉપર જીવાત ખેંચઈ આવે છે તે વૃક્ષ તરફ ચામાચીડીયાં ખાસ ખેંચાય છે. કારણુ કે અહીં ફરતાં તેને પેટપુરતું ખાવાનું મળી રહે છે. વળી દરેક જાતના ચામાચીડીયાંને પોતાનો બશીરો છોડવાનો વખત તેને ચારો કરવાની જીવાતને ઉડવાના સમય પ્રમાણે હોય છે. જે છીપાં ગુફામાં વસવાટ કરવાવાળાં જીવાતભક્ષી છે, તેઓ પોતાના બશીરામાં જ કેટલી જીવાત તથા નાનાં પ્રાણીઓને પોતાની લીંડીઓ અને જીવાતના કડક ભાગો વેરીને આકર્ષે છે. અને તેજ ઠેકાણે થોડો-ઘણો ચારો મેળવી લે છે.

વધારે જાતો જીવાતભક્ષી ચામાચીડીયાં છે એટલે આવી કીટસૃષ્ટીને ફાલતી ઘણી કાબુમાં રાખે છે. લોહીતરસ્યાં છીપાં વળી પોતાના ખોરાક માટે લોહીવાળાં પ્રાણીઓનો શિકાર કરવા માંડયાં છે. પણુ આવાં ખરાં છીપાં તો અમેરિકા તરફ વસે છે. આપણે ત્યાં આવી એક જાત થાય છે, જેના કાન બહુ મોટા હોય જે તેના માથા ઉપર પંખા જેવા આકારમાં દેખાય છે. આ છીપાંનો હજુ એવો એક દાખલો મળ્યો નથીકે જેમાં તેણે લોહી મેળવવા માનવી ઉપર હુમલો કર્યો હોય કે જે ખાસીયત અમેરીકાવાસી તેનાં સગામાં જોવા મળી છે. આપણાં છીપાં નાનાં પ્રાણી અને નાનાં સંધ્યાચર છીપાંનો શિકાર કરે છે અથવા પંખી, દેડકાં અને મચ્છીઓ મારે છે. જો કે તેઓ માછલી કેવી રીતે પકડે છે તે અણુકેકલ્યો કોયડો રહ્યો છે તે સિવાય બાધ્ડ અને તીડડાં પણુ ખાય છે.

આપણી સાથે સાથે જીવાતભક્ષી છીપાંનો સંબંધ એ રીતે કહી શકાય કે માનવી તેને ખોરાક પુરો પાડે છે જે માટે કેટલાંક છીપાંઓએ આપણી આસપાસ વસવાનું શરૂ કર્યું છે. મનુષ્ય પોતાનો ખોરાક ઉગાડવા માટે ખેતરમાં મોલાતને ખાવા માટે જીવાત ઉભરાય અને આવી અસંખ્ય જીવાત ખાવા ચામચીડીયાં આવી તેનો નાશ કરે છે. એ રીતે તેઓ ઘણાં ઉપયોગનાં પ્રાણી કહી શકાય.

છીપાંના કુદરતી દુશ્મન વિષે ઘણું થોડું જાણવા મળે છે. પણ નાની જાતનો ઘુવડ અને બાજની કેટલીક જાતો જરૂર શિકાર કરે છે અને લોહી તરસ્યાં છીપાં નાનાં સંધ્યાચર ચામાચીડીયાંને પકડી લોહી ચુસે છે. પણ તેઓના ખરા દુશ્મન તો તેઓના લોહી ઉપર નભતી કેટલીક જીવાત છે. જે તેઓના શરીર ઉપર ચોંટી રહે છે. તેમાં ચાંચડનો પણ સમાવેશ થાય છે જે તેઓની રૂંવાટીમાં રહે છે અને લોહી ચુસે છે. વળી જુદી જુદી જાતના છીપાં ઉપર જુદી જુદી જાતની આવી જીવાત જોવા મળી આવે છે. આવી જીવાતથી મુક્ત થવા તેઓ તેના નહોર અને દાંતથી રૂંવાંટી સાફ કરતાં રહે છે. ઉડાનની ફરવટ પણુ તેઓનો એક બચાવ છે. જ્યારે દિવસના આરામ કરતા હોય ત્યારે તેઓ પણુ જુથમાં એક ઠેકાણે આરામ કરે છે. આ પણુ તેઓને માટે એક પીઠબળ છે. તે સિવાય તેના વસવાટમાં અંધાર અને ત્યાંની વાસ તેના દુશ્મનનું માથું ફેરવી નાખે છે. કેટલીક જાત પોતાના શરીરમાંથી બહુ દુર્ગંધ કાઢે છે કે જેથી આપણે અથવા તો કોઈ બીજાં પ્રાણી તરત જ પારખી લઇ શકે છે. તેમાં તેનો કાળમાં કાળો ભળી જતો રંગ હોવાથી તેના દુશ્મન તેઓને તરત જ પીછાની લઇ શકતાં નથી.

ચામાચીડીયાંની ભૂખ બહુ તેજ હોવાથી પ્રકૃતિએ દરેક જાતને શિકાર કરવા માટે જુદી જુદી ઉંચાઈએ ઉડવાનું સોપ્યું છે અને એવી જ રીતે જીવાત પણ જુદી જુદી ઉંચાઈએ ઉડે છે. એટલે ખોરાક બાબતની મુશ્કેલી ઉભી થતી નથી. વળી તેઓએ પોતાને ઉડવાની અમુક જગ્યા જ નકકી કરી લીધી હોય છે. તેમાં બીજી વ્યક્તિને ફરતાં જુએ તો તરત તેને બહાર હાંકી કાઢે છે. તેમાં ખાસ કરીને સંધ્યાચર અને અશ્વક્ષુરઅમાં આવી ખાસીયત માલુમ પડી છે.

સાંજના મુકરર સમયે આખી ટુકડી બહાર નીકળે છે. ઘણાં અલંકૃત નાસિકાવાળાં ચામાચીડીયાં એકલાં અથવા જોડીમાં વસે છે. સંખ્યાચર પ્રમાણમાં નાની નાની ટુકડીઓમાં ભેળાં વસે છે; પણ આવૃતપૃચ્છ તો મોટી સંખ્યામાં એક બશીરે ભેળા થાય થાય છે. જે જુદી જુદી જાતના એકી સાથે વસતી હશે તેમાં દરેક જાતને બેસવાની જગ્યા અલગ અલગ હોય છે પણ જુદી જુદી જાત એક જગ્યામાં ભેળી થઇ સાથે બેસતી નથી.

લોહીતરસ્યાં ચામાચીડીયાંના વસવાટ આગળ નાની જાતના છીપાં વસતાં નથી, કારણ કે એ તેનો શિકાર કરે છે. પ્રજનનકાળ સિવાયના વખતમાં ક્યારેક ચામાચીડીયાં ખુબ સંખ્યામાં ભેળાં થાય છે અથવા તો છુટાં પડી જાય છે. આનું કારણ હજુ સુધી સમજાયું નથી. તેઓ એક બીજાનો સંપર્ક પોતાની ચીચીયારીથી રાખે છે એથી એમ પણ સમજાય છે કે તેઓને પોતાની ટોળીમાં વસતાં બીજાં ચામાચીડીયાંનો અવાજ પારખવાની શકિત ઘણી ઉંચા પ્રકારની હશે. નાનાં બચ્ચાં તેની માને બીજાં પ્રાણીના બચ્ચાંની માફક જ બોલાવે છે.

ચામાચીડીયાંનું કુટુમ્બજીવન અભ્યાસ માગે છે. સંખ્યાચર વરસના કોઈ પણ માસમાં બચ્ચાં આપે છે, પણ ખાસ તો તેની બે ઋતુ છે. તેમાં અલંકૃતનાસિકાવાળાં અને લોહીતરસ્યાં ચામાચીડીયાં ઉનાળામાં એટલે માર્ચથી મે માસ સુધીમાં બચ્ચાં આપે છે. જ્યારે આવૃતપૃચ્છ વગેરે જાતનો સમય તે પછી એટલે ચોમાસામાં હોય છે. બન્ને જાતનાં ચામાચીડીયાં અથવા કાનકડીયાંનો ધૂમ પ્રજનનકાળ તો તેની ખાવાની જીવાતના વધારા ઘટાડા પ્રમાણે થાય છે.

અલંકૃત નાસિકાવાળાં ચામાચીડીયા પોતાનો ખોરાક વૃક્ષો આસપાસ ઘુમી મેળવે છે એટલે કુદરતી રીતે તેઓનાં બચ્ચાં જ્યારે આવાં વૃક્ષો ફુલોથી લચી પડતાં હોય ત્યારે જન્મે છે કે ફુલની સુવાસને લઈ જીવાત પણ બહોળા પ્રમાણમાં આકર્ષાઈ આવે છે. જ્યારે બીજા કાનકડીયાં જેઓ પોતાનો ખોરાક વૃક્ષ આસપાસ ઘુમી મેળવતાં નથી. તેઓનાં બચ્ચાં વરસાદમાં રહી ગયા પછી જ્યારે તેઓને લાયક જીવાત ઉભરાય ત્યારે થાય છે.

આપણે ત્યાં ચામાચીડીયાંનું ગર્ભાધાન કેટલા માસ રહે છે તેની કોઇ પણ માહિતી મળતી નથી. તેઓ બનતાં સુધી એક જ બચ્ચાને જન્મ આપે છે છતાં સંખ્યાચર કોઇ વખત બે બચ્ચાંને જન્મ આપે છે, યુરોપીય ચામાચીડીયાનું બચ્ચું કેમ જન્મ લે છે. તેનું અવલોકન બંધનાવસ્થામાં થઇ શક્યું છે. તેમાંનો કુહુલ જાત (Noctule) પોતાની કાયાની સવળે માથે કરી પોતાના નહોર ઉપર આખા દેહને ટકાવી બચ્ચાને જન્મ આપ્યો હતો. જન્મતાંની સાથે જ બચ્ચું ચીતકાર કરવા લાગ્યું હતું. પોતાની પુંછડી અંદર લાવી ખોઇ બનાવી દીધી જેમાં બચ્ચું બહાર આવતા જ પડ્યું. એક સંખ્યાચરના દાખલામાં તો માદા પોતાની હંમેશની રીતે પ્રમાણે અવળે માથે હતી. તેમાં તેણે પોતાની જમણી પાંખ પુરી ખોલી બચ્ચાને તેમાં લઈ લીધું હતું. આ દાખલાઓ ઉપરથી પુરવાર થાય છે કે દરેક જાત બચ્ચાંના જન્મ વખતે જુદી જુદી રીત અખત્યાર કરતી હશે. હવે પહેલાં જે બચ્ચું ખોઈમાં જન્મ્યું હતું તેને વિશે આગળ ચાલતા પેલી ખોઇમાં તેની માએ પોતાનું મ્હોં ખોસી બચ્ચાંની ઉપરથી ચાટી લઈ સાફ કર્યું આ કામ પતાવી તે પાછી અવળે માથે થઇ ગઇ અને બચ્ચાંને પોતાની જાંઘની ત્વચામાં સંતાડી દીધું કે જ્યાંથી તેને આંચળે લાગવાનું સહેલું પડે. સામાન્ય રીતે છીપાને બે આંચળ હોય છે.

જન્મતી વખતે બચ્ચાંને કેવાં હોય તે જોઇએ. જન્મતી વખતે અંધ હોય છે અને રૂંવાટી રહીત પણ રહે છે. જ્યારે અલંકૃત નાસિકાવાળાં ચામાચીડીયાંનાં બચ્ચાં ઉપર થોડી બારીક રૂંવાટી રહે છે. બચ્ચું ચામાચીડીયું તેની માને તેના નાજુક નહોર અને પગ તેની રૂંવાટીમાં ઘુસાડીને તેનું આંચળ મ્હોંમાં રાખી ચોંટી રહે છે. આથી તે ચોક્કસ પકડ મેળવી શકે છે અને મજબૂત રીતે ચોંટી રહે છે. ઘણાં ચામાચીડીયાનાં બચ્ચાંને દુધીયા દાંત ?





જે બધા સરખા ઘાટના હોય છે. આ દાંતનો ઉપયોગ તેની માના સ્તનને તેનાથી મજબુત પકડી ચોંટી રહેવા વાપરે છે. તેથી આંચળના બે ઉપયોગ છે. એક તો બચ્ચાંને દૂધથી પોષણ આપવા અને ચોંટી રહેવાનું એક સાધન પુરુ પાડે છે. અલંકૃત નાસિકાવાળાં અને લોહી તરસ્યા છીપાંને ખોટાં આંચળ રહે છે. જેનો ઉપયોગ બચ્ચું પકડ રાખવા માટે કરે છે. આ આંચળ પેલાં સાચા આંચળની ઉપર હોય છે. જેમાંથી દૂધ નીકળતું નથી આ ખોટાં આંચળ સાથે બચ્ચું તેના દાંતથી પકડ લઇ ચોંટી રહે છે. પણ જ્યારે ભૂખ્યું થાય ત્યારે તે પાછું ફરીને સાચા આંચળ ઉપર આવી જાય છે. શરૂઆતમાં માને બચ્ચાંને ફેરવવામાં તકલીફ નથી પડતી પણ બચ્ચું બહુ જલદી વધે છે ત્યારે ભારરૂપ દેખાય છે. કેટલાંક યુરોપી ચામાચીડીયાની મા તેની બેડક ઉપર બચ્ચાંને છોડી જાય છે. જ્યારે સંખ્યાબંધનાં એક બે અઠવાડીયાંની ઉમ્મરમાં બચ્ચાં ઝુમખામાં જ્યાં સુધી તેઓની માતાઓ પાછી ન ફરે ત્યાં સુધી પડયાં રહે છે. જ્યારે માતા પાછી આવે છે ત્યારે બચ્ચાં ચીતકાર કરી મુકે છે. અને દરેક બચ્ચું તેની માની શોધમાં નીકળી પડે છે અને લગભગ જરાય મુશ્કેલી સિવાય તેની માને બીજી માતાઓમાંથી ઓળખી કાઢે છે. આપણાં પીતવરણાં ચામાચીડીયામાં આ અવલોકન કરવામાં કરવામાં આવ્યું છે કે રાતના થોડી થોડી વારે મા પોતાનાં બચ્ચાંને ધવડાવવા આવી જાય છે, કે જે જાત બચ્ચાંને પોતાની સાથે જન્મની સાથે જુદાં રાખે છે. એ આપણે ત્યાં એવું જાણવા મળ્યું નથી કે માદાઓ ગર્ભધારણ કર્યા પછી જુદા જુથમાં વસતી હોય છતાં એટલું જોઇ શકયું છે કે નર અને માદા બન્નેની જુદી જુદી ટુકડીઓ અલગ અલગ વસે છે.

ચામાચીડીયામાં કુટુમ્બ જીવન લાંબુ ચાલતું નથી. બચ્ચુ જેવું પોતાની મેળે ફરવા લાગી જાય કે તરત જ એટલે થોડા માસ કે અઠવાડીયામાં જુદાં પડી જઇ. પોતાનું અલગ જીવન શરૂ કરે છે.*

---

* આ આખો લેખ The Book of Indian Animalsના આધારે તૈયાર કરવામાં આવ્યો છે.



## સુ-દર્શને

તને જપ-તપે મઢી સભર જીવને મેં રસી
કસી પણ અનેકશઃ, પ્રબળ શુદ્ધિ મેં ભખી
ગણી અખર જિંદગી સજોડ ઝંખનાઓ બધી
શમે તુજ સુ-દર્શને: સ્વપન વા જાગૃતતા !

જયન્ત પરમાર

# નવો અવતાર

લે. વિ. સ. ખાંડેકર
અનુ: ગોપાલરાવ વિદ્વાંસ

વિનાયકરાવે આંખો ખોલવાની ઘણી ઘણી મહેનત કરી પણ કોઇ રીતે આંખો ઊઘાડી શકાઇ નહિ! પોપચાં પર જાણે દુનિયા આખીનો ભાર કોઇએ મૂકયો હોય એમ તે ખૂબ ભારે થઇ ગયા હતાં. તેઓ મૂંઝાયા; જરા અસ્વસ્થ પણ થયા. એક વિચિત્ર વિચાર તેમના મનને સ્પર્શી ગયો: જાણે પોતે આ દુનિયાને છોડીને પરલોકનું પ્રયાણ આદર્યું છે! ઘોર અંધકારમાં કોઇ અજાણ્યે માર્ગે પ્રવાસ કરી રહ્યા છે! પૂર્વે કદી ન દેખેલા કોઇ ઊંડા ઝરામાં ગળે મોટો જબરો પથરો બાંધીને જાણે કોઇ ડુબાડી રહ્યું છે. ભ્રમમાં ભરખાયેલા તેમના મને એ મૂંઝવનારી જાળમાંથી છૂટવાનાં ઘણાં અડવડિયાં માર્યાં પણ તેમાંથી છૂટવાનો કોઇ રસ્તો તેમને હાથ આવતો નહોતો! તેમણે એક આખરી પ્રયત્ન કર્યો, અને એકા એક મોંવાટે ઉદ્‌ગાર નીકળી પડયા 'સાવિત્રી!'

એ ઉચ્ચારની સાથે જ તેમની આંખો એકદમ ઊઘડી ગઇ. પોતે કયાં તે છે જાણવાની તેમણે મહેનત કરી. ઘડીભર તેમને એમ થઇ ગયું કે જાણે પોતે ડેપ્યુટી કલેકટરની ચેમ્બરમાં પાર્ટીશનની પાછળ ગોઠવેલા કોચ પર બપોરના વખતમાં જરા આરામ લેતા પડયા છે. એ આરામ હવે પૂરો થયો છે એમ માનીને તેમણે પડખું ફેરવવાનો વિચાર કર્યો; પણ સહેજ પડખું ફરતાં જ ડાબા પડખામાંથી એક સખત ચસકો આવ્યો હોય એમ લાગ્યું. જાણે કોઇ ત્યાં સોય ભોંકી રહ્યું હતું. એ પીડા અસહ્ય વધી ન પડે એટલા ખાતર એમ ને એમ પડયા રહ્યા. થોડી વારે ખ્યાલમાં આવ્યું કે પોતે માંદા હોઇ ચાર વરસ પહેલાં બાંધેલા પોતાના બંગલામાં એક પોચા પોચા મોટા પલંગ પર પોતે સૂતા છે. પોતાને પ્લૂરસી થયેલી, અને એમાંથી જરા આરામ થાય છે ત્યાં તો ન્યૂમોનિયામાં પટકાવું પડેલું. ડોકટરે ઊભા થવાની હવે મનાઇ કરી દીધી છે. છાતી પર જાણે કોઇ ભારે વજનદાર મોટો પથરો મુકયો હોય એવું લાગે છે! આ શરીર—નાનપણમાં દિલોજાન દોસ્ત જેવું જણાતું અને જુવાનીમાં હૈયાનો હાર બનેલું છે! જીવનની આ પહેલવહેલી માંદગી છે. પણ એ જ કદાચને છેવટની બને!

તેમણે ઓરડામાં આસપાસ નજર ફેરવી. કોઇની હલચલ જણાઇ નહિ, પાણીની અતિશય પ્યાસ લાગ્યાનું ખ્યાલમાં આવતાં જ તેમણે સાદ કર્યો: 'સાવિત્રી!' પરંતુ કોઇ પાસે ન આવ્યું, ન કોઇનાં પગલાં પણ સંભળાયાં. તેમણે આંખો ફાડીને જોયું, ઓરડામાં અંધારા જેવું લાગ્યું. દીવા વેળા થઇ હશે એવી એમની ખાત્રી થઇ. સહુ પોતાને એકલા મૂકીને ચાલ્યાં ગયાં છે એ વિચારે તેઓ ખૂબ ચિડાઇ ઊઠયા ક્ષીણ અવાજે તેમણે સાદ કરવા માંડયાઃ 'મોટાભાઇ! મોટી વહુ! નાનીબહેન!'

કોઈએ જવાબ ન આપ્યો. તેઓ વધારે ચિડાયા. તેમણે બહાર નજર દોડાવી આકાશ વાદળથી ઘેરાયેલું હતું. પ્રાણહીન બનેલો દિવસ જાણે કચ્ચડે આવ્યો હોય ને સોડ લીધો હોય એવો ભાસ થતો હતો પોતે પણ આવી જ મરણ પથારીએ પડેલ છે એવું મનમાં સૂઝી આવતાં જ ઢીલાં પડી ગયેલાં અંગેઅંગમાં રોમાંચનો અનુભવ થયો. કૂતરું નજરે ચડતાં જ બિલાડું જેમ શરીર આખાના વાળ ઊભા કરી દે તેવું પોતાને થવાનું લાગ્યું. બહાર સડક પર માણસો જાઆવ કરતાં હતાં. એમની વાતચીતનો, સાયકલની ટોકરીઓનો, ટાંગાના ઘોડાના ડાબલાઓનો, અને અવરજવરનો હોર્ન મારતી નીકળતી કોઇ મોટરનો સંમિશ્ર અવાજ તેમને કાને આવતો હતો. કોલાહલ કરતી જતી આ માનવ મેદનીમાં અનેક માણસો હાસ્ય વેરી રહ્યાં છે, અનેક અંદરોઅંદરની વાતચીતમાં મસ્ત બની રહ્યાં છે, કોઇ આવતી કાલના સુંદર મનોરથો ઘડી રહ્યાં છે, કોઇ મસાલેદાર ફરસાણ આરોગવા હોટેલમાં જઇ રહ્યાં છે, એવાં તરેહતરેહનાં દૃશ્યો તેમની કલ્પનાચક્ષુ સામેથી પસાર થઇ ગયાં. હવે પોતે એ માનવ સમુદાયમાં જ નથી. ઝાડેથી ગળી પડેલું પાંદડું જેમ ફરી તેને ચોંટાડી શકાતું નથી, એમ આ દુનિયા સાથેનો પોતાનો સંબંધ સાવ તૂટી ગયો છે એ વિચાર એમના મનને વારંવાર સ્પર્શી જવા લાગ્યો.





જે બધા સરખા ઘાટના હોય છે- આ દાંતનો ઉપયોગ તેની માના સ્તનને તેનાથી મજબુત પકડી ચોંટી રહેવા વાપરે છે. તેથી આંચળના બે ઉપયોગ છે. એક તો બચ્ચાંને દૂધથી પોષણુ આપવા અને ચોંટી રહેવાનું એક સાધન પુરુ પાડે છે. અલંકૃત નાસિકાવાળાં અને લોહી તરસ્યા છીપાંને ખોટાં આંચળ રહે છે. જેનો ઉપયોગ બચ્ચું પકડ રાખવા માટે કરે છે. આ આંચળ પેલાં સાચા આંચળની ઉપર હોય છે. જેમાંથી દૂધ નીકળતું નથી આ ખોટાં આંચળ સાથે બચ્ચું તેના દાંતથી પકડ લઇ ચોંટી રહે છે. પણ જ્યારે ભૂખ્યું થાય ત્યારે તે પાછું ફરીને સાચા આંચળ ઉપર આવી જાય છે. શરૂઆતમાં માને બચ્ચાંને ફેરવવામાં તકલીફ નથી પડતી પણ બચ્ચું બહુ જલદી વધે છે ત્યારે ભારરૂપ દેખાય છે. કેટલાંક યુરોપી ચામાચીડીયાની મા તેની એકક ઉપર બચ્ચાંને છોડી જાય છે. જ્યારે સંખ્યાચરનાં એક બે અઠવાડીયાંની ઉમ્મરમાં બચ્ચાં ઝુમખામાં જ્યાં સુધી તેઓની માતાઓ પાછી ન ફરે ત્યાં સુધી પડયાં રહે છે. જ્યારે માતા પાછી આવે છે ત્યારે બચ્ચાં ચીતકાર કરી મુકે છે. અને દરેક બચ્ચું તેની માની શોધમાં નીકળી પડે છે અને લગભગ જરાય મુસ્કેલી સિવાય તેની માને બીજી માતાઓમાંથી ઓળખી કાઢે છે. આપણાં પીતવરણાં ચામાચીડીયામાં આ અવલોકન કરવામાં કરવામાં આવ્યું છે કે રાતના થોડી થોડી વારે મા પોતાનાં બચ્ચાંને ધવડાવવા આવી જાય છે, કે જે જાત બચ્ચાંને પોતાની સાથે જન્મતી સાથે જુદાં રાખે છે. એ આપણે ત્યાં એવું જાણવા મળ્યું નથી કે માદાઓ ગર્ભધારણ કર્યા પછી જુદા જુથમાં વસતી હોય છતાં એટલું જોઇ શકયું છે કે નર અને માદા બન્નેની જુદી જુદી ટુકડીઓ અલગ અલગ વસે છે.

ચામાચીડીયામાં કુટુમ્બ જીવન લાંબુ ચાલતું નથી. બચ્ચુ જેવું પોતાની મેળે ફરવા લાગી જાય કે તરત જ એટલે થોડા માસ કે અઠવાડીયામાં જુદાં પડી જઇ. પોતાનું અલગ જીવન શરૂ કરે છે.*

---

* આ આખો લેખ The Book of Indian Animalsના આધારે તૈયાર કરવામાં આવ્યો છે.



## સુ-દર્શને

તને જપ-તપે મઠી સભર જીવને મેં રસી
કસી પણ અનેકશઃ, પ્રબળ શુદ્ધિ મેં ભખી
ગણી અખર જિંદગી સજોડ ઝંખનાઓ બધી
શમે તુજ સુ-દર્શને: સ્વપન વા જાગૃતતા !

**જયન્ત પરમાર**

# નવો અવતાર

લે. વિ. સ. ખાંડેકર
અનુ: ગોપાલરાવ વિદ્વાંસ

વિનાયકરાવે આંખો ખોલવાની ઘણી ઘણી મહેનત કરી પણ કોઇ રીતે આંખો ઊઘડી શકાઇ નહિ! પોપચાં પર જાણે દુનિયા આખીનો ભાર કોઇએ મૂકયો હોય એમ તે ખૂબ ભારે થઇ ગયા હતાં. તેઓ મૂંઝાયા; જરા અસ્વસ્થ પણ થયા. એક વિચિત્ર વિચાર તેમના મનને સ્પર્શી ગયો: જાણે પોતે આ દુનિયાને છોડીને પરલોકનું પ્રયાણ આદર્યું છે! ઘોર અંધકારમાં કોઇ અજાણ્યે માર્ગે પ્રવાસ કરી રહ્યા છે! પૂર્વે કદી ન દેખેલા કોઇ ઊંડા ઝરામાં ગળે મોટો જબરો પથરો બાંધીને જાણે કોઇ ડુબાડી રહ્યું છે. ભ્રમમાં ભરખાયેલા તેમના મને એ મૂંઝવનારી જાળમાંથી છૂટવાનાં ઘણાં અડવડિયાં માર્યાં પણ તેમાંથી છૂટવાનો કોઇ રસ્તો તેમને હાથ આવતો નહોતો! તેમણે એક આખરી પ્રયત્ન કર્યો, અને એકાએક મોંવાટે ઉદ્‌ગાર નીકળી પડયા 'સાવિત્રી?'

એ ઉચ્ચારની સાથે જ તેમની આંખો એકદમ ઊઘડી ગઇ. પોતે કયાં તે છે જાણવાની તેમણે મહેનત કરી. ઘડીભર તેમને એમ થઇ ગયું કે જાણે પોતે ડેપ્યુટી કલેકટરની ચેમ્બરમાં પાર્ટીશનની પાછળ ગોઠવેલા કોચ પર બપોરના વખતમાં જરા આરામ લેતા પડયા છે. એ આરામ હવે પૂરો થયો છે એમ માનીને તેમણે પડખું ફેરવવાનો વિચાર કર્યો; પણ સહેજ પડખું ફરતાં જ ડાબા પડખામાંથી એક સખત ચસકો આવ્યો હોય એમ લાગ્યું. જાણે કોઇ ત્યાં સોય ભોંકી રહ્યું હતું. એ પીડા અસહ્ય વધી ન પડે એટલા ખાતર એમ ને એમ પડયા રહ્યા. થોડી વારે ખ્યાલમાં આવ્યું કે પોતે માંદા હોઇ ચાર વરસ પહેલાં બાંધેલા પોતાના બંગલામાં એક પોચા પોચા મોંટા પલંગ પર પોતે સૂતા છે. પોતાને પ્લૂરસી થયેલી, અને એમાંથી જરા આરામ થાય છે ત્યાં તો ન્યુમોનિયામાં પટકાવું પડેલું. ડૉકટરે ઊભા થવાની હવે મનાઈ કરી દીધી છે. છાતી પર જાણે કોઈ ભારે વજનદાર મોટો પથરો મુકયો હોય એવું લાગે છે! આ શરીર—નાનપણમાં દિલોજાન દોસ્ત જેવું જણાતું અને જુવાનીમાં હૈયાનો હાર બનેલું છે! જીવનની આ પહેલવહેલી માંદગી છે. પણ એ જ કદાચને છેવટની બને!

તેમણે ઓરડામાં આસપાસ નજર ફેરવી. કોઇની હલચલ જણાઇ નહિ, પાણીની અતિશય પ્યાસ લાગ્યાનું ખ્યાલમાં આવતાં જ તેમણે સાદ કર્યો: 'સાવિત્રી!' પરંતુ કોઇ પાસે ન આવ્યું, ન કોઇનાં પગલાં પણ સંભળાયાં. તેમણે આંખો ફાડીને જોયું, ઓરડામાં અંધારા જેવું લાગ્યું. દીવા વેળા થઇ હશે એવી એમની ખાત્રી થઈ. સહુ પોતાને એકલા મૂકીને ચાલ્યાં ગયાં છે એ વિચારે તેઓ ખૂબ ચિડાઇ ઊઠયા ક્ષીણ અવાજે તેમણે સાદ કરવા માંડયા: 'મોટાભાઇ! મોટી વહુ! નાનીબહેન!'

કોઈએ જવાબ ન આપ્યો. તેઓ વધારે ચિડાયા. તેમણે બહાર નજર દોડાવી આકાશ વાદળથી ઘેરાયેલું હતું. પ્રાણહીન બનેલો દિવસ જાણે કચકે આવ્યો હોય ને ભોંયે લાંઘો હોય એવો ભાસ થતો હતો પોતે પણ આવી જ મરણ પથારીએ પડેલ છે એવું મનમાં સૂઝી આવતાં જ ઢીલાં પડી ગયેલાં અંગેઅંગમાં રોમાંચનો અનુભવ થયો. કૂતરુ નજરે ચડતાં જ બિલાડું જેમ શરીર આખાના વાળ ઊભા કરી દે તેવું પોતાને થવાતું લાગ્યું. બહાર સડક પર માણસો જાઆવ કરતાં હતાં. એમની વાતચીતનો, સાયકલની ટોકરીઓનો, ટાંગાના ઘોડાના ડાબલાઓનો, અને અવરજવરનો હોર્ન મારતી નીકળતી કોઇ મોટરનો સંમિશ્ર અવાજ તેમને કાને આવતો હતો. કોલાહલ કરતી જતી આ માનવ મેદનીમાં અનેક માણસો હાસ્ય વેરી રહ્યાં છે, અનેક અંદરોઅંદરની વાતચીતમાં મસ્ત બની રહ્યાં છે, કોઇ આવતી કાલના સુંદર મનોરથો ઘડી રહ્યાં છે, કોઈ મશાલેદાર ફરસાણ આરોગવા હોટેલમાં જઇ રહ્યાં છે, એવાં તરેહતરેહનાં દૃશ્યો તેમની કલ્પનાચક્ષુ સામેથી પસાર થઇ ગયાં. હવે પોતે એ માનવ સમુદાયમાં જ નથી. ઝાડેથી ગળી પડેલું પાંદડું જેમ ફરી તેને ચોટાડી શકાતું નથી, એમ આ દુનિયા સાથેનો પોતાનો સંબંધ સાવ તૂટી ગયો છે એ વિચાર એમના મનને વારેવારે સ્પર્શી જવા લાગ્યો.





એ વિચાર દરમિયાન સડક પર પસાર થતા કોઇ રંગેલ આદમીએ ગાયેલી પ્રેમગીતની બે લીટીઓ તેમના શ્રવણ પટ પર અથડાઇ. કોઇ સિનેમાનું એ ગીત હતું. ચાર પાંચ મહિના પહેલાં એમણે એ ફિલ્મ જોયેલી ત્યારે એ શબ્દો અને એ સુરાવલિ તેમને ખૂબ ખૂબ ગમી ગયેલી. તે વેળા તેમને પણ એ ગીત મનમાં મનમાં ગણગણવાનું મન થઈ ગયેલું. પણ અત્યારે તેમને લાગ્યું: 'આ માણસ કેટલું ખરાબ ગાય છે! કેવા અર્થહીન એ શબ્દો છે? આ ગીત ગાનારી નાયિકા આંખમાં જ જાણે જીવનનું સાર સર્વસ્વ ભર્યું હોય તેમ આંખો ફાડી ફાડીને પોતાના પ્રિયકરની રાહ જોઇ રહી છે. પણ એ બધું જૂઠું છે–સાવ જૂઠું છે! હું અહીં મરણ પથારીએ પડ્યો છું ત્યારે સાવિત્રી......'

ઓરડામાં કોઇનો પગરવ થતો સંભળાયો. ધીરે ધીરે પાછી આવતી એ આકૃતિ વધુ સ્પષ્ટ બની. મોટા પુત્રનો કારકુન આવતો હતો. સહેજ નીચા નમી–માથા પાસે ઝૂંબી તેણે વિનાયકરાવને અદબ પૂર્વક પૂછ્યું: 'સાહેબ! કશું જોઇએ છે?'

વિનાયકરાવનું ધ્યાન તેના હોઠ ઉપર ચોંટ્યું હતું. કારકુને હમણાં જ પાન ખાધું હતું. એના લાલચોળ હોઠ તેમને લોહીથી ખરડાયેલી છુરી જેવા બિહામણા લાગ્યા. પોતે આમ છેલ્લી ઘડીએ છે ત્યારે એને પાન ખાવાનું શે સૂઝે છે, એવો વિચાર પણ એમને થઈ આવ્યો.

કારકુને ફરી અદબ સાથે સવાલ કર્યો: 'કાંઈ ચા, કૉફી કશું લાવું, સાહેબ?'

વિનાયકરાવે કર્કશ સ્વરે ચિત્કાર કર્યો: 'પહેલાં આ હોઠે લગાડેલી તમારી લિપસ્ટીક લૂછી નાખો જોઇએ?'

ગરીબ બિચારો કારકુન! વિનાયકરાવના કથનનો પહેલાં તો એને અર્થ જ ન સમજાયો; ડોસાને સનેપાત થયો હશે એમ એને લાગ્યું. પણ થોડીવારે વિનાયકરાવ પોતાના હોઠ તરફ જ ક્રૂરતાભરી દૃષ્ટિ ખોડી રહ્યાનું દેખતાં તેઓ શું કહેવા માગે છે તે તેના ધ્યાનમાં આવ્યું. ખીસામાંથી રૂમાલ કાઢી તેણે ઉતાવળે ઉતાવળે હોઠ લૂછી લીધા, અને ફરી વિનતિ કરી: 'કશું લાવું સાહેબ?'

'પહેલાં દીવો કર!' વિનાયકરાવે ગુસ્સામાં જ જણાવ્યું.

'હજુ અંધારું નથી થયું. હમણાં જ સૂર્ય...'

વિનાયકરાવે બારી ભણી જોયું. બહાર અંધારું પથરાયું હોય એમ જણાતું હતું. મૃત્યુને દ્વારે પહોંચેલા માણસને પ્રકાશનું જ્ઞાન રહેતું જ નહિ હોય શું, એવો વિચાર તેમને થઈ આવ્યો. તેઓ બારી તરફ જ મીટ માંડી રહ્યા છે એ જોઇ કારકુને કહ્યું 'બહાર વાદળાં થયાં છે. બપોરથી બફારો પણ પુષ્કળ થાય છે. ક્યારનું ઘેરાઇ રહ્યું છે પણ એક છાંટો ય પડતો નથી!'

વિનાયકરાવે પૂછ્યું: 'મોટીબેન ક્યાં છે?'

કારકુને જવાબ આપ્યો: 'મોટીબેનની ટ્રેનને હજુ વાર છે, સાહેબ!'

મોટીબેનને ગઈકાલે તાર કર્યા છતાં હજુ તે નથી આવી એની એમને નવાઈ લાગી. વળી તેમને વિચાર થયો, હવે એ બાપને શા માટે સંભારે? ભારોભાર દાયજાની રકમ આપીને ગયે વર્ષે જ એને પરણાવી છે! હવે તો વરની પાછળ...સાચી વાત છે કે દુનિયામાં કોઇ કોઇનું સગું નથી. અંગ્રેજી ચોથી ભણતી વખતે ગોખેલો પેલો શ્લોક–તે વખતે એનો અર્થ બરાબર સમજાયો નહોતો પણ આજ–આજે એનો અર્થ બરાબર સમજી શકાય છે.

का ते कान्ता कस्ते पुत्र ।
संसारोऽयमतीव विचित्रः ॥

વિનાયકરાવે એ શ્લોકનો પાછલો ચરણ મનમાં મનમાં ગણગણવા માંડયો. પેલા કારકુનને લાગ્યું કે સાહેબ પોતાને કશું કહેવા માગે છે. તેથી તેણે ધીરેથી વળી પૂછ્યું: 'શું જોઈએ?'

જવાબમાં વિનાયકરાવે જોર જોરથી શ્લોકનો

संसारोऽयमतीव विचित्र ॥
संसारोऽयमतीव विचित्र ॥...संसारो...

પેલો કારકુન ગભરાયો. દોડતા નીચે જઇ મોટા ભાઇને ઉપર મોકલી આપી સીધા ડૉક્ટરને ત્યાં પહોંચવાનો તેણે વિચાર કર્યો. એટલામાં ચિહ્ન બધું




સારાં નથી એમ તેણે માન્યું. તેણે ધાર્યું કે દાદા સાહેબને અત્યારે સંનેપાતનાં ચિહ્નો......

પણ ત્યાં તો વિનાયકરાવે જ વળી પૂછ્યું: 'મોટો ક્યાં છે?'

'મોટાભાઈ નીચે છે. તેઓ ભાભી સાહેબ,... બધાં આઈસ્ક્રીમ બનાવે છે.'

'આઈસ્ક્રીમ?'

'હા જી. આજે બાબુભાઈનો જન્મ દિવસ છે.'

બાબુનો જન્મ દિવસ? કેટલામો? હા, બારમું કે તેરમું વર્ષ બેઠું હશે. મોટાને આ દિકરો થયો ત્યારે એનું નામ પાડતી વેળા કેવો મોટો સમારંભ કર્યો હતો? ઑફીસના સઘળા માણસો ડેપ્યુટી કલેક્ટરના પૌત્રના આ જન્મોત્સવની તૈયારીમાં આખો દિવસ કામે રોકાયાં હતાં. ગામના સઘળા પ્રતિષ્ઠિત લોકો તે દિવસે હાજર હતા. તાત્યા સાહેર કેળકળ પણ આવેલા! તે દહાડે કચકડાના કોઈ બાવલા જેવો બાબુ દેખાતો હતો; આજે તેને બાર તેર વરસ વીતી ગયાં! બાબુ આજે બાર-તેર વરસનો થયો. એ મોટો થતો જાય છે તો હું ઘરડો થતો જાઉં છું, મૃત્યુની વધુને વધુ નજીક જતો જાઉં છું. એમ જ -મૃત્યુ? નહિ નહિ; બાબુ આટલામાં આવડો મોટો ન થયો હોત તો વધુ સારું હતું!

ભવાં સંકોચી વિનાયકરાવે સવાલ કર્યો: 'નાની બહેન પણ આઈસક્રીમ બનાવવામાં રોકાઈ છે શું?'

'ના જી, તેઓ એક લગ્નમાં ગયાં છે.'

'લગ્ન? કોનાં લગ્ન?'

'તેમની એક બહેનપણીનાં છે. બા પણ સાથે જ ગયાં છે.'

વિનાયકરાવ નારાજ થયા. અહીં પોતે પથારીમાં પડયા છે; પડખું ફેરવવું હોય તો પણ સૂળ નીકળતા જેવી પોતાને વેદના થાય છે. ત્યારે આ દિકરી અને આ પત્ની-પોતે માંદા છે તેથી મળવા માટે નાની બહેન ખાસ પિયેર આવી છે, ને પગ તો ઘેર ટકતો નથી! આ ચાલ્યાં લગ્નમાં મહાલવા! અને સાવિત્રી? એના પર તેમને ખૂબ ક્રોધ ચડયો. એ ગુસ્સાના તોરમાં તેમણે પલંગ પાસે ઉભેલા કારકુન તરફથી જોસભેર પડખું બીજી બાજુ વાળી લીધું.-પણ તે સાથે જ અતિશય વેદના થઈ આવતાં તેમનાથી ચીસ પડાઈ ગઈ. ગુસ્સામાં જ તેઓ કારકુન પર બરાડી ઉઠયા: 'ચાલ્યો જા અહીંથી જો; મારે કશું નથી નથી જોઈતું. હું કોઈનો નથી; કોઈને મારી કશી પડી નથી. ! તું જા...'

x

વિનાયકરાવ આંખો મીંચી ગયા. આટલું બોલવામાં પણ ગળું સુકાયું હોય એમ તેમને લાગ્યું. નીચે આઈસક્રીમ બનાવાય છે તેમાંના બરફના ટુકડા લાવીને કોઈ મોંમાં મૂકે તો કેવી મજા આવે એમ તેમને થઈ ગયું. એ વિચારમાંને વિચારમાં તેમની આંખ ઘેરાઈ.. નિદ્રામાં એમનું મન ભૂતકાળના સ્વૈરવિહારે ચડયું.

નાનપણમાં પોતાને આઈસક્રીમ ખાવાનું ખૂબ ગમતું. એ કાળે એ નવી ચીજ હતી, કેશર-કસ્તુરી જેમ શ્રીમંતોને ત્યાં જ વપરાય એમ આઈસક્રીમ પણ તે તે કાળે મોટા કહેવાતા માણસોને ત્યાંજ નજરે ચડે તેવી ચીજ હતી. પ્રાથમિક શાળામાંથી એ ખાવાની પોતાને લત લાગેલી. બા પાસેથી પૈસા લઈ પોતે વારંવાર આઈસક્રીમ ખાતા. આખરે બાપુજીને એની ખબર પડી. આઈસક્રીમ ખાવાથી દાંત સડી જાય છે એમ કહી તેમણે એક ધોલ દીધેલી-એ ધોલને કારણે દાંત પડી ગયેલા કે આઈસક્રીમ ખાવાથી—

વિનાયકરાવ તંદ્રામાંથી જાગ્રત થયા. જમણો હાથ ધીરે ધીરે ઊંચકી તેમણે ખાડા પડી ગયેલા પોતાના ગાલ ઉપર ફેરવ્યો. ખરેખર દાંત પડી ગયા છે એ ધ્યાનમાં આવતાં જ તેઓ હેબતાઈ ગયા! નાનપણમાં વાંચેલી એક કવિતા તેમને યાદ આવી.. એ કવિતામાં કાળ ભગવાન માનવીને લેવા આવે છે તે પહેલાં અગાઉ ત્રણ સૂચના મોકલે છે એમ લખ્યું હતું. યમદૂતો એને જોવા આવે છે ત્યારે તે તેમને કહે છે: 'તમે તમારા આગમનની કોઈ સૂચના તો આપી નથી, એટલું હું નહિ આવું.' સામે જવાબ મળે છે. 'કાને તો તું ઓછું સાંભળે જ છે; આંખે પણ ઝાંખપ આવી છે, અને દાંત તો લગભગ બધા જ





પડી ગયા છે. હવે આથી વધુ તારે બીજી કંઇ સૂચનાઓ જોઇએ ?' . . . .

. . . કાળભગવાન સાથેનો એ વિચિત્ર સંવાદ ભૂલી જવા માટે વિનાયકરાવે મનમાં બીજા વિચારો આણવા માંડયા. ડેપ્યુટી કલેકટર નિમાઇને પોતે જળગાંવ ગયેલા તે દિવસ ! સામાજિક પ્રતિષ્ઠા અને માનઅકરામ અંગેની અનેક સ્મૃતિઓ તેમના મનમાં ઉભરાવા લાગી. એક મોટા યુરોપિયન ઓફિસરે પોતાને ખાસ જમવાનું આમંત્રણ આપેલું. તેણે સહુ કુટુંબ આવવાનું કહેલું પણ પોતે સાવિત્રીને સાથે લઇ ગયેલ નહિ. લઇ જવાય તેમજ નહોતું. કેળવાયેલા લોકોની જોડે પ્રતિષ્ઠિત રીતે બેસવાની આવડત કે જ્ઞાન કશું સાવિત્રીમાં નહોતું. જીવનસાથી તરીકે એનો પોતાને એ રીતનો કશો લાભ મળ્યો નહોતો. ન્યાયમૂર્તિ રાનડેએ રમાબેનને ભણાવ્યાં તેમ પોતાનો વિચાર પણ સાવિત્રીને ભણાવીને વિદૂષી બનાવવાનો હતો. પણ–પણ સાવિત્રીમાં એ જાતની શક્તિ જ નહેતી ! કોઇ ઊખર જમીનમાં દાણા વાવીએ તેવી રીતે પોતાના સંકલ્પની થઇ. સાસુજી શું કહેશે ? સસરાજીની દેવ-સેવાની તૈયારી કરવાની રહી જશે, નાના દિયેરને કોલેજમાં વખતસર જવાનું છે, આજે વેવાઇને ઘેર જમવા જવાનું છે. એવી અનેક બાબતોમાં તે તલ્લીન બની જતી. સવારે વહેલાં ઊઠી ફરવા જવાનો વિચાર કર્યો હોય તો તેમાં પણ તે તૈયાર ન થાય ! યોગ્ય ઉંમરે એને બાળકો થયાં. બાળકોનાં બાળકો પણ એણે જોયાં; એની દૃષ્ટિએ એનો ઘરસંસાર સફળ સુખરૂપ નીવડયો ! પણ પોતાનો સવાલ–નહિ પોતાને સાચે સાચું સંસારસુખ લાધ્યુંજ નથી ! કોલેજમાં ભણતી વેળા પોતાની હોશિયારી જોઇ મોટા ગૃહસ્થે તેમની ભણેલી કન્યા પોતાને બતાવેલી. પિતાજીએ પણ તે છોકરી સારી હોવાનો શેરો આપ્યો. છતાં તેની સાથે સગાઇ ન કરી ! એમના મિત્રની કન્યા આ છેક સામાન્ય, જરા શામળ પણ ખરી, એવી અભણ સાવિત્રીનો હાથ પોતાને ઝાલવો પડયો. જીવનભર પોતાને અસંતોષ રહ્યા કર્યો. અને આજે પોતે આમ પથારીવશ છે ત્યારે એ સાવિત્રી લહેરથી કોઇનાં લગ્નમાં મહાલવા ગઇ છે ! પોતે એકલા ! આ દુનિયામાં પોતાનું કોઇ નથી !

નીચે બાજુના જન્મદિવસની ધમાલમાં બધા લોકો મશગૂલ બન્યાં છે. નાની બ્હેન અને સાવિત્રી કોઇને ત્યાં લગનમાં ગયાં છે, અને મોટી બ્હેનને કાલે તાર કર્યો છે તો તે આવી નથી. ખરેખર, આ દુનિયામાં પોતાનું કોઈ કહેતાં કોઇ નથી.

જન્મોત્સવ, લગ્ન, મૃત્યુ, બધું એકી સાથેજ આ દુનિયામાં આવ્યા કરતું હશે ? ત્યારે શું, માનવીનું જીવન બ્રહ્માએ ઘડી રાખેલું કેવળ એક નાટકજ છે શું ! નાટક ગમે તેટલીવાર જુઓ તોપણ એમાં એના એ બનાવો એજ ક્રમે ફરી ફરી આવ્યા કરે છે. આ સંસારચક્ર પણ શું એવુંજ હશે ! ઘણુ–ઘણુંય દિવસો પહેલાં પોતાની પહેલી વરસગાંઠ ઉજવાઇ હશે. ચાળીસ વર્ષો પહેલાં લગ્ન થયું. અને હવે–હવે મૃત્યુ વિના બીજો કોઇ મિત્ર પોતાનો રહ્યો નથી ! આ જીવન પ્રવાસમાં અનેક સાથીઓ આવી મળે છે ખરા; પણ બધા–એકેએક બડા લુચ્ચા, પાજી, હરામી હોય છે ! એ બધા સુખમાં સાથી બને છે, પણ દુઃખની વેળાએ બધા જ...વિનાયકરાવને એક ન લખાય તેવો અપશબ્દ સાંભર્યો. એ જોરથી ઉચ્ચારવાનું મન પણ થઇ આવ્યું, પણ તુરત એ શબ્દ એકવાર વાપર્યા માટે બાપુજીએ બરોબર લગ્નધારપાક આપેલો તે સાંભરી આવ્યું ડેપ્યૂટી કલેક્ટર જેવા સદ્‌ગૃહસ્થના મોંમાં એવી ગાળ ન શોભે એવો વિચાર પણ થઇ આવ્યો અને તે સાથે તેમણે હોઠ જોરથી બંધ કરી દીધા. ફરીવાર મહામહેનતે તેમણે „પડખું' ફેરવ્યું અને તરફ જોયું. આકાશ હજી પહેલાં જેટલું જ અંધારેલું હતું. પ્રકાશ પાથરવાનાં કોઇ ચિન્હ દેખાતાં નહોતાં. તેમણે આંખો વધારે ફાડીને જોયું: આકાશમાં પથરાયેલા કાળા મેઘ કાળમીંઢ ખડકની વાંકીચુકી શિલાઓ જાણે ચોપાસ વેરાઈ પડી હોય એવા લાગતા હતા. એ ઢગલાબંધ શિલાઓ આમાંથી અકેક ઊંચકીને જાણે કોઇ તેમની છાતી પર ખડકતું હતું. બારી બહાર દેખાતું એ દૃશ્ય તેઓ જોઈ ન શકયા. તેમણે આંખો બંધ કરી દીધી.

×

તેઓ ઝબકીને જાગ્યા ત્યારે મોટીબહેન તેમને બોલાવતી હતી. એ ક્યારે આવી છે તે તેમને સાંભરતું નહોતું. ઘડી પહેલાં મોટાભાઇનો કારકુન તો એમ કહેતો હતો કે મોટી બહેનને આવવાને હજુ ઘણીવાર છે! પણ એ ય તે વકીલનો જ કારકુન ખરો ના? જૂઠું બોલવાનું એને ક્યાં શીખવા જવું પડે એમ હતું?

વિનાયકરાવે સામે જોયું. ખુરશી પર જમાઇરાજ બેઠા હતા. વિનાયકરાવે આંખો ઉઘાડી છે એમ જણાતાં જ તેમણે પૂછ્યું: 'દાદા સાહેબ! હવે સારું છે ના? ડોક્ટર તો કહે છે કે હવે બીવા જેવું કશું નથી!'

વિનાયકરાવ મનમાં મનમાં વિચારી રહ્યા હતા: 'આ મૂરખ આદમીને ફોગટ પોતે છોકરી પરણાવી. શાક પૂછે છે, હવે સારું છે ના? પણ એ અક્કલના ઓથમીરને ભાન નથી કે મને જો સારું હોત તો હું તાર કરીને એને બોલાવત જ શા સારુ?...વળી તેમને થયું કે જમાઇ પર નારાજ થવું નકામું છે. તેમણે પોતાની દૃષ્ટિ મોટીબહેન પ્રત્યે વાળી. જોયું કે મોટીબહેન પગ દાબી રહી છે. પણ એ પગ દાબતી હતી એટલે શું કરતી હતી? પાળેલાં કૂતરાં–બિલાડાંને શરીરે પંપાળીએ તેમ માત્ર પગ ઉપર એ હાથ ફેરવતી હતી! માંદાના પગ કેમ દબાવાય એની જાણે એને ખબર જ ન હોય એમ લાગતું હતું. પણ સાચી વાત છે, આજની છોકરીઓને શું આવડે છે? બે જણનું રાંધી શકતી હશે કે કેમ તે ય રામ જાણે! બહુ તો સારા સારાં કપડાં પહેરે–ફેશનદાર વાળ ઓળે–વાળની બે વેણીઓ કરી પીઠ પાછળ ઝૂલતી રાખે–

તેમણે મોટી બહેન તરફ ઝીણી નજરે જોયું. કિંમતી જરીની સાડી તેણે પહેરેલી હતી. વાળમાં ફૂલની વેણી પણ ચડાવી હતી. રેલ્વેની મુસાફરીમાં કપડાં કેટલાં બધાં મેલાં થઇ જાય છે! સાદી સાદી પહેરીને એ આવી હોત તો?—તેમાંય બાપ આટલો બધો માંદો છે એનો તાર મળ્યા છતાં આવી કીમતી શોભિતી સાડી પહેરવાની જરૂર શી હતી?

ફરી તેમણે જમાઇ તરફ જોયું. તે હસે છે એમ તેમને લાગ્યું. ઘણું ખરું પતિપત્નીની વચ્ચે કશી નેત્ર પલ્લવી થઇ હશે! વિનાયકરાવ તે બરાબર દેખી તો ન શક્યા. પણ એટલામાં જમાઇરાજે પોતાની પત્નીને ઉદ્દેશી કહ્યું: 'તારી પાસે એક લવિંગ છે? મને જરા મોળો જીવ થતો હોય એમ લાગે છે...'

કમરે ખોસેલો એક વેંતના માપનો નાનકડો રૂમાલ મોટી બહેને બહાર કાઢયો. રૂમાલને છેડે ગાંઠ વાળીને બાંધી રાખેલાં બે ત્રણ લવિંગ એણે છોડ્યાં, અને તેમાંથી એક મોંમાં પકડી જરા ચાવ્યા જેવું કર્યું, અને એ ચાવેલું લવિંગ જ તેણે પતિ તરફ લંબાવ્યું! એની આ વાહિયાત રીતથી વિનાયકરાવને ખૂબ ગુસ્સો ચડ્યો.

એટલામાં મોટીબહેનની મોટી પાંચ વરસની દીકરી માલતી હાથમાં આઇસક્રીમની પ્લેટ લઇને ખાતીખાતી ઉપર આવી. એના હાથમાં શોભી રહેલી એ ગોળ સુરેખ પીળી કાચની પ્લેટ, એમાં રહેલો ગોઠવાયેલો ગુલાબી રંગનો આઇસ્ક્રીમ, માલતીની સ્વાદ લેતાં લેતાં ખાવાની ઢબ...

એ જોતાંજ વિનાયકરાવને મોટીબહેન જેટલો જ એ છોકરી પર પણ ગુસ્સો ચડ્યો. એમને એમ જ થયું કે આખી દુનિયા કૃતઘ્ની બની ગઇ છે. પોતાનાં બધાં બાળકોમાં આ મોટી પોતાને સૌથી વહાલી હતી. એની પથારી પાસે બેસીને એકવાર રાત–દિવસના પોતે અખંડ ઉજાગરા પણ કર્યા હતા. પણ એના મનમાં એ કશાના ઉપકાર વસે છે? બાપ બહુ માંદા છે એટલે ખબર કાઢવા અહીં ઉપર આવી પતિની સાથે જ હસવામાંને વાતોમાં વળગી! છે કશી લાગણી કે કોઇ જાતની આમન્યા કે બીક? કોઇ અજાણ્યાને ત્યાં ખબર કાઢવા ગઇ હોય એમ ક્યારની વર્તી રહી છે! અને આ નાનકડી માલી? એ પણ એની મા જેવી જ થવાની! માબાપ કરતાં અમતો એને દાદા પ્રત્યે વધુ માયા છે, પણ અત્યારે આઇસક્રીમ ખાતી વખતે દાદા જરાય સાંભરે છે? કોણ જાણે એ ય કેવી નીકળશે!

માલતીના હાથ માંહેની આઇસક્રીમની પ્લેટ તરફ વિનાયકરાવ એકીટસે જોઇ રહ્યા. ભુખાળવા બનીને તાકી રહ્યા. પોતે જાત પરનો કાબૂ ખોઇ બેસશે એમ તેમને લાગ્યું. ડોક્ટરે બેઠા થવાની પણ મના કરી હોવા છતાં એકદમ ઉભા થઇ માલતીના





હાથમાંથી આઇસક્રીમની પ્લેટ ઝૂંટવી લેવાનું એક વાર તેમને મન થઇ આવ્યું. નાનપણમાં પોતે ભાગ માટે નાનાં ભાઇ બહેન સાથે અમથા ઝઘડતા હતા.

માલતી તેમના પલંગ પાસે આવી. ચમચો ચાટતાં ચાટતાં એણે કહ્યું: 'દાદાજી! આજ બાએ આઇસક્રીમ કર્યો છે. બાબુભાઇનો આજે જન્મ દિવસ છે!'

માલતી તેમના છેક માથા પાસે જઇને કાનમાં કહેવા લાગી : 'બા અને મોટા મામા કહેતા હતા કે તમને આઇસક્રીમ આપવાનો નથી, એક ચમચો ય નથી આપવાનો!'

ચિડાઇ રહેલા વિનાયકરાવનું મગજ સમતોલપણું ગુમાવી બેઠું. ગુસ્સામાં ને ગુસ્સામાં તેમણે મગજમાંજ બોલવા માંડયું. 'બેટાઓને બધા તાગડધિન્ના કરવા છે તે, મારા ઉપર, પણ એમાંનું કોઇ કહેતાં કોઇ મને કશું પૂછવા પણ આવતું નથી. આઇસક્રીમ તૈયાર થતાં જ મને દેવો જોઇએ.' આ મોટા ભલે જબરો વકીલ થયો, પણ ગધેડાને વહેવારી આવડત તો કશી આવી જ નહિ! હા પણ પુરુષોમાં આવડત મોટે ભાગે ન હોય એ ભૂલી ગયો તો ભલે, પણ તો મોટી વહુના ખ્યાલમાં તો એ આવવું જ જોઇતું હતું ના? નહિ નહિ, આ દુનિયા જ આખી ઠગ લોકોથી ભરેલી છે. છે! હું હરતો ફરતો હતો ત્યાં સુધી, હું પાવેડ પૈસા (હસડી આણતો હતો ત્યાં સુધી મારી આસપાસ ફર્યા કરતાં હતાં. પણ આજે પથારી વશ થયો છું ત્યારે—કેળું ખાધા પછી જેમ તેની છાલ ફેંકી દે, કેળાંની છાલ, શીંગનાં ફોતરાં, કાચની રકાબી પ્યાલા વેચનાર ફેરીયાને આપેલાં ફાટલાં લૂગડાં અટારામાં નાખી દીધેલી કાંઠાફૂટેલી શીશીઓ—આવી ચીજોની તોલે આજે આ બધા લોકો ગણી કાઢે છે! આ રીતે સહુથી તરછોડાયલું જીવતર જીવ્યા કરતાં તો—

મોટાભાઇ ડૉકટર સાથે ઉપર આવ્યા. તેની પાછળ જ મોટી વહુ પણ આવી. વહુ પાસે ટ્રેમાં પાંચ છ આઇસક્રીમ ભરેલી પ્લેટો હતી. તેણે એક પ્લેટ મોટીબ્હેનને આપી. મોટીબહેને પટ કરતી એ પોતાના પતિ સામે ધરી.

તુરત મોટીવહુએ ટોણો માર્યો: 'મોટી બા! નણદોઇને કાંઇ હું ભૂલી ન જાત હો! બે જુદી જુદી પ્લેટો આપવા કરતાં એક મોટો ગ્લાસ જ કહેતાં હો તો ભરી લાવું! પરણ્યાં ત્યારે નણદોઇને પહેલો કોળિયો આપ્યો હશે તે જોવા હું તો ક્યાં હતી? અત્યારે એ જોવાનું સાંપડતું હોય તો સૌથી સારું!'

મોટીબહેન સહેજ શરમાઇ. સામે જમાઇરાજે પણ સ્મિત કર્યું. મોટાભાઇ ખડખડાટ હસી પડયો. ડૉકટરે એ ખડખડાટ હાસ્યને પણ દબાવી દે તેવા હાસ્યથી ઓરડાને ગજવી મૂકયો.

પણ એ આખો હાસ્યવિનોદનો દેખાવ જોઇ વિનાયકરાવ ખૂબ ચિડાયા.

મોટીવહુએ સહુને આઇસક્રીમની પ્લેટો આપી. મોટાભાઇએ કહ્યું: 'તું પણ લે ને!' બારી પાસે જઇ તેમણે પણ એક પ્લેટ લીધી. હવે વિનાયકરાવ સહી ન શકયા. તેમણે જોરથી બૂમ પાડી: 'મેના, વહુ! આઇસ્ક્રીમ તો મને પણ ભાવે છે હો!'

પ્રશ્નાર્થરૂપે તેણે ડૉકટર સામે જોયું. આઇસ્ક્રીમનો ચમચો મોંમાં મૂકતાં મૂકતાં ડૉકટરે આગળ આવી કહ્યું: 'જુઓ, દાદાસાહેબ!

વિનાયકરાવ છેડાઇ પડયા. ચિડાઇને બોલી ઊઠયા: 'મારે કશું જ જોવું નથી ને સાંભળવું પણ નથી. આઇસ્ક્રીમ ખાવાથી હું મરી જઇશ! એમ જ તમારું કહેવું છે ના? હું કહું છું મારે મરી જ જવું છે. છૂટી જવું છે. તમારી દવાના ડોઝ ને ઇન્જેકશનની સોયો ખાઇને મરવા કરતાં આઇસ્ક્રીમ ખાઇને મરું તો મને નિરાંત તો થાય!'

માંદગીને કારણે હમણાં પિતાજી વારેવારે ચિડાયા કરે છે તે મોટાભાઇના ખ્યાલમાં હતું; પણ ડૉકટરને પણ તેઓ આવું સંભળાવશે એવો એને સ્વપ્ને ય ખ્યાલ નહોતો. આઇસ્ક્રીમની પ્લેટ બાજુની ટિપાઇ પર મૂકી દઇ તે વિનાયકરાવની નજીક જઇ તેમને કપાળે હાથ પસવારતાં પસવારતાં તેણે કહ્યું: 'દાદા!—'

ધ્રૂજતા હાથે વિનાયકરાવે પુત્રના હાથને તરછોડી નાખ્યો. કર્કશ સ્વરે તે બોલી ઊઠયા: 'તું શું કહેવા માગે છે તે હું જાણું છું! 'આઇસક્રીમ ન ખાશો; માંદગી વધી જશે, એમ જ તારે કહેવું છે ના! મારે તારી એ સલાહ નથી સાંભળવી. આ ઘરમાં હવે મારું કોઇ નથી, તે હું કોઇનો રહ્યો નથી!'



ગુસ્સામાં તેમણે પડખું વાળી જઈ ભીંત તરફ મોં ફેરવી લીધું. તેમ કરતાં પડખામાં ઊંડે ઊંડે જાણે સોયા ભોંકાતા હોય એવી વેદના થઇ. પણ અત્યારે શારીરિક વેદના કરતા માનસિક યાતનાઓથી તેઓ વધારે પિડાતા હતા. તેમનું માંદું શરીર જાતજાતની હઠ કરતું હતું. શારીરિક વેદનાઓથી ત્રાસી ઊઠેલુ અને એથી વિકૃત બનેલું એમનું મન અણધારી દિશામાં દોડતું હતું. તેમને એમજ લાગ્યા કરતું હતું કે દુનિયાએ પોતાને છેહ દીધો છે. જીવન પોતાનાં સઘળાં સુખો છીનવાઇ ગયાં છે, પોતાને લૂંટી ખાનારાં સઘળા સ્વજનો પોતાની સામેજ બેસીને પોતાને છોડીને મોજ ઉડાડી રહ્યાં છે. લેર મારી રહ્યાં છે!'

થોડીવાર સુધી ઓરડામાં શાંતિ પથરાઈ રહી. ડોકટરના અવાજે એ શાંતિનો ભંગ કર્યો: 'દાદા સાહેબ! હું આપને ઇન્જેકશન આપવા માટે આવ્યો છું. એ બોલ્યો એટલે—'

'મારે તમારું ઇન્જેકશન પણ નથી લેવું ને હવે દવા પણ નથી જોઇતી!'

'પણ...પણ...દાદા સાહેબ! 'ડોકટર થોથવાતો હોય તેમ ધીરે ધીરે બોલ્યા.

'મારે હવે જીવવું જ નથી ડોકટર! મને મારી નાખો તો હુંય છૂટું ને તમે પણ છૂટો!' કહી વિનાયકરાવ આંખો મીંચી ગયા.

કોઇ કશું બોલ્યું નહિ.

ચુપચુપ બધાં ચાલ્યાં ગયાં હોય એમ વિનાયકરાવને લાગ્યું. ધીરે ધીરે તેમનું મન સ્વૈર વિચારે ચડયું. પોતે એક જંગલમાંથી જાણે પસાર થતા હતા ત્યાંના હિંસક પશુઓની ત્રાડો સાંભળી પોતે દોડવા માંડયું. એટલામા એક વરૂ જાણે પાછળ દોડી રહ્યું છે એ ભય થવાથી પોતે એક ઝાડ પર ચડવાનો પ્રયત્ન કર્યો. ઝાડ કેવું મઝેનું હતું! ફૂલોને બદલે તેના પર તારલિયા ચમકી રહ્યા હતા. પણ કેમે કરી એ ઝાડનું થડ બાથમાં આવતું નહોતું. હવે પેલું વરૂ જરૂર પોતાને ફાડી ખાશે એવો ભય પેઠો.

એટલામાં જોરથી પવન ફૂંકાવા લાગ્યો—વંટોળ જેવો. એ વંટોળમાં બધાં ઝાડ ઊખડી પડવા લાગ્યાં. વંટોળમાં પોતે કયાંઇક ખેંચાઇ રહ્યા છે એટલું જ ભાન રહ્યું. થોડીવારે જોયું તો પોતે એક મોટી ખાઇને કાંઠે ઊંચી શીલા પર ઊભા છે! સામે એક ખડક મોટા સુવર જેવો દેખાતો હતો, એની જબરી દાતરડી જોઇ પોતાને શરીરે રોમાંચ થઇ આવ્યો. પાછા ફરવાનું મન ગયું, પણ પાછળથી જાણે કોઇ જોરજોરથી પોતાને ધકેલી રહ્યું હોય એમ લાગ્યું. ઓ બાપરે! હમણાં પગ છૂટયા ને હમણાં ગબડી પડાશે!—

કોઈ ઊંડી ખીણમાં પડીને પોતાના ભૂકેભૂક્કા હવે થઈ જશે એમ એમને સતત થયા કરતું હતું. થોડીવારે બીતાં બીતાં આંખો ખોલી તો સામે વિશાળ સાગર પથરાઇ રહ્યાનું દેખાયું. એ દરિયામાં જાણે પોતે ઊંડે ઊંડે ઊતરી રહ્યા હતા. ફરી તેમનું હૈયું ભયથી ધ્રુજી ઊઠયું. પાણીમાં ડૂબી જઇ ગૂંગળાઇ જવાનો વારો આવશે એમ પોતાને લાગ્યું. પણ પોતે તો સાગરને તળિયે મઝેથી જઇ રહ્યા હતા! ત્યાં કોઈએ પોતાને પુષ્કળ છીપલીઓ આપી એક સુંદર મત્સ્ય જાણે ગણગણી 'આ બધી છીપલીઓ મોતીથી ભરેલી છે. જાવ, તમે લઇ જાઓ, જોઇએ તેટલી?' મોટી ફાંટ ભરીને છીપલીઓ ઉઠાવી પોતે દરિયાની રેતીમાં આવીને બેઠા. એક પછી છીપલીઓ ખોલવા માંડી. એક-બે-ત્રણ-ચાર-બધી છીપલીઓ ખાલીજ હતી! પેલી મત્સ્ય કન્યા પોતાને છેતરવા માટે તેમને ખૂબ ગુસ્સો ચડયો. ઢગલાને પાટુ મારી ફેંદી નાખી પોતે દોડવા લાગ્યા......

હવે પોતે એક બગીચામાં આવી પહોંચ્યા. બાગમાં તરેહતરેહનાં ગુલાબો પુષ્કળ ખીલ્યાં હતાં. પરોપટ પોતે ફૂલો ચૂંટવા માંડયા. પુષ્કળ ફૂલો તોડી લીધાં. ફૂલો લઇ પોતે બગીચાની બહાર નીકળ્યા. ત્યાં એક પ્રતિમા હતી. તેને એકાદ ફૂલ ચડાવવાને ઈરાદે હાથમાંનાં ફૂલો તરફ નજર ફેરવી પણ ત્યાં તો કેવળ ગુલાબના કાંટા જ હતા! કાંટા હાથમાં વારે વારે ભોંકાતા હતા. ફૂલો કયાં અદૃશ્ય થયાં તે સમજી ન શકાયું! ત્યાંથી ઉદાસ ચિત્તે આગળ વધી પોતે એક ગુફામાં પેઠા. અંદર દાખલ થતાં જ ગુફાનું દ્વાર બંધ થઇ ગયું. આખી ગુફા નોટોથી જ ભરેલી હતી. દસની સોની, સેંકડો નોટોના થોકડા ત્યાં પડયા હતા. અધીરાઇથી પોતે બધી નોટો





કોટના ખીસામાં ભરવા માંડી. થોડી વારે જોયું તો ખીસામાં કેવળ રાખ જ દેખાઈ! પોતે ચિડાયા. ગુફામાં દરવાજે મુકાયલા મોટા પથરા પર ધડોધડ માથું અફાળવા માંડયું—

વિનાયકરાવે આંખો ખોલવાની મહેનત કરી; પણ પાંપણ પણ ઊંચી થઈ શકતી નથી એમ લાગ્યું. તેમણે પત્નીને બોલાવવા પ્રયત્ન કરી જોયો પણ એ શબ્દો ગળાની અંદર જ જાણે દટાઈ રહ્યા!

×

કોઈ જાણે માથામાં હથોડા ઠોકી રહ્યું છે એમ તેમને લાગ્યું. સઘળી શકિત એકઠી કરી તેમણે એ ધડાકા ગણવાનો મહા પ્રયત્ન કર્યો. બાર—બરોબર બાર ઘા હતા. દૂર કોઈ વાત કરી રહ્યું હોવાનો તેમને ભાસ થયો. કોઈ બોલતું હતુંઃ 'સાંભળ્યું ? બાર વાગ્યા છે.' એ બોલનાર કોણ છે એ જાણવાની તીવ્ર ઇચ્છા તેમના મનમાં જાગ્રત થઈ. પણ તેમનાં સઘળાં ગાત્રો શિથિલ બની ગયાં હતા; તેઓ બોલી શકતા નહોતા, કશી હલચલ પણ કરી શકતા નહોતા.

કોઈએ તેમના પગ પર હાથ ફેરાવ્યો; પછી એ હાથ છાતી પર આવ્યો. આછા થતા જતા વાળના ટાલવાળા કપાળ ઉપર કોઈની ઠંડી આંગળીઓ અડતી હોય એમ લાગ્યું. સ્પર્શની સંવેદના તેઓ જાણી શકતા હતા પણ આંખો ખોલી શકાતી નહોતી, હાથપગ જરા ય ફેરવી શકાતા નહોતા. તેઓ જેમના તેમ શાંત પડી રહ્યા. કોઈએ તેમને ઢંઢોળવાની—હલાવવાની શરૂઆત કરી. પહેલાં જરા ધીમેધીમે અને પછી સહેજ જોરથી. માનવીને ઉઠાવી જતા પહેલાં યમરાજ આ હશે શું ? તેમણે વિચાર કરવાનો પ્રયત્ન કર્યો ઊંચે ઊંચે ઊડીને કોઈ ઝાડમાં અટવાઇને ફાટી ગયેલા પતંગ સરખી પોતાના મનની સ્થિતિ થયાનું એમને લાગ્યું. તેમનું મગજ જાણે બહેર મારી ગયું હતું, તેમને કશું સાંભરતું નહોતું, કશો વિચાર સૂઝતો નહોતો. કોઈ તેમના કાન પાસે ધીમે ધીમે ગણગણતું હતુંઃ 'સાંભળ્યું ? જરાક તો બોલો ? મારા પર ગુસ્સે થયા છો શું ? માફ કરો, હું ભૂલી. કાંઈક તો બોલો ?'

કોણ આમ બોલે છે તે તેમને બરાબર સમજાતું નહોતું. એકાએક બદલાયેલ સ્વરમાં દુઃખદ ચિત્કાર થતો તેમણે સાંભળ્યો. તે સાથે તેમના કપાળ અને ડાબા કપોલ ઉપર ઊનાં ઊનાં આંસુઓ ટપકવા માંડયાં. તુરત જ કોઈએ અસહાય બનીને જાણે પોતાને ખભે માથું ટેકવ્યું હોય એમ તેમને લાગ્યું. એ ઊનાં આંસુઓ ડામ દેતાં દેતાં જાણે ઊંડે ઊંડે ઊતરી ગયાં. મૂઢ દશામાં જઈ પહોંચેલું વિનાયકરાવનું મન એ ઊના ઊના ડામની સંવેદનાથી જાણે એકદમ જાગ્રત થઈ ઊઠયું. મહામહેનત કરી તેમણે આંખો ખોલી નાખી. ઓરડામાં ઝાંખો ભૂરો પ્રકાશ પથરાયેલો હતો. એ મંદ પ્રકાશમાં તેઓ પાસેની એ વ્યકિતને બરાબર પિછાની ન શકયા. છતાં સજાણપણે તેમના મોંમાંથી ઉદ્‌ગાર નીકળી પડયોઃ 'સાવિત્રી!'

અસહાય દશામાં ખભે ટેકવાયેલું એ મસ્તક એકાએક ઊંચકાયું. તેમણે ધ્યાન દઈ તે મુખ નિહાળ્યું. પોતાની સામે તાકીને જોનારી વ્યકિત સાવિત્રી જ હતી. એ બોલતી નહોતી. પણ એની હમણાં હમણાં તેજહીન લાગતી આંખોમાં અત્યારે કોઈ અજબ આનંદ ઉભરાતો હોય એમ તેઓ જોઈ શકયા. વિનાયકરાવના મનમાં એવો પણ વિચાર આવ્યો કે સાવિત્રીની એ આંખો જોતાં કોઈ તેને વનમાં પહોંચેલી પ્રૌઢા તો ન જ ધારે! આવી આનંદથી ઉભરાતી તેની આંખો પોતે અગાઉ કયે કયે વખતે જોઈ હતી તે તેમણે સંભારવા માંડયું. પોતે એલ. એલ. બી. ની પરીક્ષામાં પહેલા વર્ગમાં પાસ થયેલા તેનો તાર ઘરમાં કોઈએ ફોડયો હતો. 'પેંડા લાવો પેંડા લાવો!' કહી સઘળાં ભાઈબહેન વીંટળાઈ વળેલાં. બા, બાપુજી સહુ પોતા તરફ ગર્વભરી નજરે જોતાં હતાં. પણ તે વેળા સાવિત્રી કુલીનવધૂને શોભે તે રીતે મર્યાદાપૂર્વક ઓરડાની અંદરની બાજુએ બારસાખને અઢેલીને ઊભી હતી. તેણે એકાએક પોતા તરફ જોયું. તેજ વખતે પોતાની નજર પણ તેના તરફ ગઈ! એ દૃષ્ટિમાં ચમકી રહેલાં એ તેજ...

તે પછીના બીજા પ્રસંગ પાસે વિનાયકરાવની




સ્મૃતિમાલિકા અટકી પડી. સાવિત્રીને પૂરા દિવસ જતા હતા. સુવાવડ સાસરીમાં જ કરવાનું નક્કી થયું થયું હતું. મા બાપને પૌત્ર જોઇતો હતો, પણ કોઇ જ્યોતિષીએ જન્માક્ષરમાં પોતાને પહેલી પુત્રી જ થશે એમ લખી રાખ્યું હતું. સાવિત્રીને એ ભવિષ્ય સાચું પડશે એમ થયા કરતું હતુ; અને એ કારણે તે ઉદાસ પણ રહ્યા કરતી હતી. આખરે એણે પુત્રને જન્મ આપ્યો સુવાવડીના ઓરડામાં પોતે પ્રવેશ કર્યો ત્યારે તેને ખૂબ ગ્લાનિ આવેલી હતી; છૂટાછેડા થતી વેળા એને ભારે યાતના થઈ હતી. પણ પોતે નજરે પડતાં સાવિત્રીની આંખોમાં ઊછળી.રહેલી એ આનંદ ઊર્મિઓ—

પોતાને બઢતી મળી અને ડેપ્યુટી કલેક્ટરનો હુકમ આવ્યો તે વેળા તો આખો દહાડો એની આંખો હસું હસુંજ થયા કરતી હતી–

'આમ મારી સામે તાકી શું રહ્યા છો ?' સાવિત્રીએ આખરે કહ્યું.

'સાંજ સુધી તને આમ ધારી ધારીને જોઇ નહોતી તેથી આજે જોઈ લઉં છું.' વિનાયકરાવે આછું સ્મિત કરતાં જવાબ આપ્યો.

'છિ ? છિ ? કોઈ સાંભળે તો શું ધારે ? ઘડી પહેલાં ઘરમાં બધા માણસોના હોશકોશ ઉડી ગયા હતા ! મોટા ભાઇ, મોટી વહુ, નાની બહેન, મોટી બહેન, જમાઇરાજ, બધાં અહીં તમારી પાસેજ જાગતાં બેઠાં હતાં. !'

'બધાં જ ?'

'હા ! પછી મેં જ ડૉક્ટરને આવવાનું સૂચવ્યું. એમણે આવીને જ્યારે કહ્યુ કે બીવા જેવું કશું નથી ત્યારે જ અમારા સહુના જીવનમાં જીવ આવ્યો પછી સહુને જઇને સૂઇ જવાનું મેં જ કહ્યું.

વિનાયકરાવે ફરી સાવિત્રીના શરીર પર નજર ફેરવી લીધી. લગ્નમાં જવા માટે પહેરેલી સાડી હજી તેણે બદલી નહોતી; તે સીધી આવીને પોતાની પાસે જ બેસી રહી હોવાથી તેમની ખાતરી થઇ. એમણે પુછ્યું 'તું હજુ જતી નથી ?'

'ભૂખ જ નહોતી લાગી. બાબુના જન્મ દિવસ નિમિત્તે આઇસ્ક્રીમ બનાવ્યો હતો ને મોટી વહુએ ખાસ મારા માટે પ્લેટ પણ આપી આપી, પણ તેય એમને એમજ પડી છે. દુશ્મન પણ ન કરે તેવા વિચારો મનમાં આવ્યા જ કરતા હતા !'

સાવિત્રીબહેને વિનાયકરાવને ગળે હાથ લગાડી જોયો. જરા જરા પરસેવો આવવાની શરૂઆત થઈ હતી. તેમણે કહ્યું : 'ડૉક્ટર ઘડી પહેલાંજ કહેતા ગયા છે કે પરસેવો છૂટશે. તેમણે જો હિંમત ન આપી હોત—'

નાજુકાઇથી સાવિત્રીબહેને પરસેવો લૂછવાની શરૂઆત કરી. ફરીવાર વિનાયકરાવ તેની સામે તાકી રહ્યા. બારીમાં આઇસ્ક્રીમ ભરેલી પ્લેટ હજુ જેમની તેમ પડી હતી–તેનું હવે પાણી થઇ ગયું હતુ. સાવિત્રીએ તેને હાથ પણ અડકાડયો નહોતો. અને એ જ આઇસ્ક્રીમ માટે બપોરે પોતે–એ વેળા સાંજે પોતાને પોતાને શું થઇ ગયું હતુ ? પંડમાં કોઇ ભૂત ભરાયું હતું શું ?

ઘરના એકેએ માણસ પર પોતે ચિડાઇ ગયા હતા, ગુસ્સે થયા હતા; ડૉક્ટરને તો ન કહેવાનાં વચનો પણ સંભાળાવ્યાં હતાં ? ખરેખર, એ વેળા પોતાને શું થયું હતું ?

સાવિત્રીબહેન હાથમાં દુવાલ રાખી તેમની નજીક બેઠાં હતાં. સહેજ સુકાઇ ગયેલા, જરા શામળવર્ણા કરચલીભર્યા એ ચહેરા પર નજર પડતાંજ વિનાયકરાવને પોતાના ઘરસંસારનાં છેલ્લાં પાંત્રીસ વરસનું સ્મરણ થઈ આવ્યું. સાવિત્રી સુંદર નથી એ કારણે જ શરૂઆતમાં પોતાનુ તેની સાથેનું વર્તન છેક ઉદાસીનતાભર્યું હતું. પણ તેણે તો પહેલા જ દિવસથી પોતા પ્રત્યે ઉત્કટ પ્રેમ દાખવ્યો હતો. દૂધમાં ખાંડ ભળી જાય એમ તે કુટુંબમાં ભળી ગઈ–સમાઇ ગઈ. પણ પોતે તો પાણી પર તેલનું ટીપું પથરાય પણ ઉપર જ તર્યા કરે તેમ તેની સાથે વર્ત્યા કર્યું. પાસે. હોવા છતાં દૂર દૂર, એક હોવા છતાં ભિન્ન ભિન્ન રહ્યા કરેલું. બાપુજીને પક્ષઘાત થઇ તે પથારીવશ થયા હતા, તે વેળા તેમની સઘળી સેવાચાકરી આ સાવિત્રીએ જ કરી હતી ! બાપુજી ચિડાતા, ગુસ્સે થતા; ગમે તેમ સંભળાવતા; પણ સાવિત્રી કદી કંટાળી





નહોતી, તેણે કદી સામે વેણુ કાઢયું નહોતું, કદી એમની શુશ્રૂષામાં ખામી પડવા દીધી નહોતી! બાળકોની માંદગીમાં, કૌટુંબિક મુશ્કેલીમાં, સંસારના તડકા છાયા દરમિયાન એણે કદી પોતાના પ્રાણની પણ પરવા કરી નહોતી! પોતે માત્ર—

વિનાયકરાવે ફરી સાવિત્રી તરફ ધ્યાનપૂર્વક જોયું. તેમના મનમાં એક એવો પણ વિચાર પસાર થયો કે મંદિરમાં દેવની પ્રતિમા જુવાન વયની બનાવનારા લોકોને જીવનનું રહસ્ય જ હાથ લાગ્યું નહિ હોય, જેના માથામાં રડયાખડયા રૂપેરી વાળ દેખા દેવા માંડયા, જેની આંખો ફરતાં મહેનત અને ચિંતાને કારણે સહેજ શામળવર્ણાં વર્તુળો દેખા દેતાં થયાં છે, એવી પ્રતિમા જ—

પશ્ચાત્તાપથી ધોવાઇ રહેલું એમનું મન વિચાર કરતું હતું: જીવન પ્રવાસમાં બે તરેહના માનવીઓ સાંપડે છે. એક તરેહનાં માનવી રસ્તે આવતા કાંટાનાં સબળાં શલ્યો જીંદગી સુધી સંભારી—સાચવી જ રાખે છે; પોતાનાં જ સુખોમાં એમનું દિલ સદૈવ રમમાણ થતું હોય છે. જે સાંપડયું તેથી આનંદ માની લઈ મજા ઉડાવવાને બદલે જે નથી મળ્યું તે વિષે દુઃખ માન્યા કરવામાં જ તેઓ મશગૂલ રહે છે. પોતે આ જાતમાં ગણાય! સાઠમારી માટે તૈયાર કરાતા આખલા પેઠે પોતાનો અહંકાર વધતો ચાલ્યો. નિશાળમાં કાયમ પહેલો નંબર—પરીક્ષામાં પાસ થતાં જ સરસ મઝેની સરકારી નોકરી—અધિકારને કારણે મળેલી સત્તા અને સંપત્તિ—એ અહંકારના પાયમાં જ પોતાની સઘળી અતૃપ્તિનું મૂળ રહેલું છે. અતૃપ્ત માનવીના દિલમાં જ અપૂર્ણતાનાં શલ્યો ભાલાની અણીની પેઠે ખૂંચ્યા કરે છે. સાંજના મૃત્યુના ભયથી ગભરાઇ ગાંડા બની પોતે બાલ્ય અને યૌવનકાળ પ્રત્યેની ક્ષુદ્ર અદેખાઈનું જ દર્શન કરાવેલું! એ કાળની સ્વાભાવિક રમતિયાળ -આનંદી વૃત્તિ પ્રત્યે પોતે વિનાકારણ ક્રોધ દાખવેલો!

સાવિત્રીબહેને પૂછ્યું; 'જરાક ગરમ ગરમ કોફી કરી લાવું?'

તેનો હાથ પોતાના હાથમાં લેતાં વિનાયકરાવે કહ્યું: 'કશું નથી લાવવું હવે. બસ. આમ ને આમ મારી પાસે બેસીજ રહે!

સાવિત્રીબહેને માત્ર હાસ્યથી જ જવાબ વાળ્યો.

એ હાસ્ય જોઈ વિનાયકરાવ પોતાના મન સાથેજ વિચાર કરવા લાગ્યા. સાવિત્રીની ગણના માનવીની અન્ય કોટિમાં કરવી જુએ. એવાં માનવીઓ પગમાં ભોંકાતા કાંટા ખેંચી કાઢી બાજુએ ફગાવી દઈ હસતે મોઢે આગળ વધે છે. સુખેથી સાંપડતો જારબાજરીનો રોટલો તેઓ મેવામીઠાઇ ગણી આરોગે છે. દેવ થવા કરતાં ભકત બનવામાં તેમને વધારે મજા આવે છે. બીજાના પ્રેમનો પોતે ઉપભોગ કરવા કરવા કરતાં અન્ય પ્રત્યે પ્રેમ દાખવવામાં વધારે સુખ રહ્યું છે એમ તેઓ માને છે તેથી વધારે તેઓ કશું જ માગતાં નથી, અને એ કારણે તેઓ કદી પોતાના હૃદયની સમતુલા પણ ખોઈ બેસતાં નથી.'

બગલમાં પરસેવો આવ્યાનું જણાતાં વિનાયકરાવે હાથ ઊંચા કર્યા. એ પરસેવો લૂછી લેવા સાવિત્રી બહેન નીચાં નમ્યાં. તેમને લાગ્યું કે પતિની આંખો સહેજ ભીની થઈ છે. તે તરફ ધ્યાન જતાં તેમણે કહ્યું: 'શું આમ ગાંડા જેવું કરતા હશો!'

વિનાયકરાવે હસીને જવાબ વાળ્યો: 'સાચી વાત છે સાવિત્રી! સાંજના મને સહેજ ગાંડપણ થઈ આવેલું, પણ અત્યારે તો પૂરો ડાહ્યો થઇ ગયો છું.'

વિનાયકરાવે કહ્યું: 'મને ઘામ છૂટે છે તે તું નથી જાણતી? આંખોમાં પણ પરસેવો જ આવ્યો છે!'

પાવલ વડે જ આંસુ લૂછી લેતા સાવિત્રી બહેને જવાબ આપ્યો.

પણ આમ કરવાનું હોય? ડોકટરે સવારે જ કહ્યું હતું હવે કશો ભય રહ્યો નથી. મને લાગે ય છે કે જાણે નવો અવતાર જ બક્ષ્યો છે!'

'નવો અવતાર?' જાણે પોતના મન સાથે જ વાત કરતા હોય એમ વિનાયકરાવ ગણગણ્યા,



તુરત સાવિત્રી બહેન તરફ વળી વમણે કહ્યું. 'સાચી વાત છે, મારો આ નવો જ અવતાર થયો ગણાય! પણ એનો જશ ડૉકટરને નથી, સઘળો તને જ મળે છે!'

સાવિત્રીબહેનના મોં પર પર શરમના શેરડા છૂટયા. જાણે પોતે નવપરિણીત નવવધૂ ન હોય?

પડખું ફેરવી વિનાયકરાવે બારી બહાર નજર ફેંકી. આકાશમાંહિનાં પર્વતકાય મોટા કાળા મેઘ હવે સાવ અદ્રશ્ય થઈ ગયા હતા. બહાર હજુ ઘોર અંધારું પથરાયેલું હતું; પણ અંધકારના એ વિશાલ વૃક્ષ ઉપર તારામણોરૂપી અનેક નાનાંનાનાં શ્વેત પક્ષીઓ કિલકિલાટ મચાવી રહ્યાં હતાં!



( ૨૪ પાનથી ચાલુ )

ચલાવવું ઠીક ન કહેવાય માની 'બસ' કહેતાં હું ઊભો થયો. બધા ઊભા થયા.

લોભને થોભ ન હોય તેમ મેં કહ્યું: 'એક સવાલ પૂછી લઉં?'

ગુરુજીનું મોં મલકયું. સંમતિ મળી ગઈ હોય તેમ મેં પૂછ્યું: 'હાલમાં આપ શી પ્રવૃત્તિ કરો છો?'

ગુરુજી–'દોઢ વર્ષથી મુંબઈ રહું છું. ૧૫મી ઑગસ્ટ ૧૯૪૮ થી 'સાધના' સાપ્તાહિક શરૂ કરી ચલાવું છું. કલા અને સમાજવાદનો એ દ્વારા પ્રચાર કરું છું. ઘણો સમય એમાં જાય છે. શનિ–રવિ બે દિવસો છૂટો થઈને બહાર જઈ શકું છું.'

જય જય કરીને એમ વિદાય થયા. એ વંદન વખતે ય ગુરુજીના મોં ઉપર જાણે એમને મળીને અમે ઉપકાર કર્યો હોય તેવો ભાવ હતો!

બંગલાની બહાર નીકળતા મેં ઈશ્વરભાઈને કહ્યું: 'ગુરુજીની આ મુલાકાત ઘણી ટૂંકી કહેવાય. આટલાથી સંતોષ થયો નથી. મુંબઈ જવાનું થાય ત્યારે બીજી મુલાકાત લેવી અને તે પછી 'રેખા' માં મૂકવી.'

ઈશ્વરભાઈ: 'એમ ઠીક લાગે તો એ પ્રમાણે રાખો.

હું: 'અઠવાડીયાના પાંચ દિવસે ગુરુજી મુંબઈ હોય છે એટલે મુલાકાત મેળવવી મુશ્કેલ નહિ પડે. વળી એમને મળવા જતાં અચાનક રસ્તામાં સૂઝયું એક પંથ દો કાજ કરવા ગયા, એટલે હાલ ભલે એક પંથ ને એક કાજ રહે.'

આમ એમની લીધેલી મુલાકાત જીવનમાં પહેલી અને છેલ્લી બની રહેશે એવો તો તે વખતે સ્વપ્ને ખ્યાલ પણ ન હતો. એકાવનમું વરસ એમને બેઠું હતું, છતાં ૪૦–૪૨ વર્ષની ઉમર દેખાતી હતી. આજીવન બ્રહ્મચારી નિષ્કામ ભાવી સેવક, આટલી નાની ઉંમરમાં, દેશને જ્યારે એવા પુરુષોની વધુને વધુ જરૂર હોય ભારે ચાલ્યા જશે એમ કલ્પના આવવાનું પણ શું કરણ?

પરંતુ અમુક માણસો એવા હોય છે કે બીજાઓ જે કામ વર્ષોમાં કરે તે એ મહિનામાં કરે, જે મહિનામાં કરે તે એ દિવસમાં કરે, જે દિવસમાં કરે તે એ કલાકમાં કરે. આ રીતે ગુરુજીએ આટલી ઉમરમાં જે કામ કર્યું છે તે ઘણું કર્યું છે. અને એ રીતે એ ઘણું જીવ્યા છે એમ કહી શકાય વળી એક અદના સેવક તરીકે એમણે છેલ્લી ઘડી સુધી સેવા જ કરી છે, બીજા પાસે માંદગી નિમિત્તે સેવા લેવા માટે પણ એ રોકાયા નથી! જાણે આપણને બધાંને ભૂલભૂલાવામાં રાખીને ચાલ્યા ન ગયા હોય. એક સવારે છાપામાં સમાચાર આવે છે કે ગુરુજીની માંદગીના કારણે સર્વને ચિંતા થાય છે, ત્યાં બીજા સમાચાર આવે છે કે એ તો ગયા!

ગુરુજીને જીવતાં ય આવડયું તેમ મરતાં ય આવડયું. એમના આત્માને પ્રભુ શાંતિ આપે એવી આપણે પ્રાર્થના ભલે કરીએ, બાકી પ્રભુ પાસે એ આત્માને શાંતિ મેળવવાનો હક્ક છે જ.





# ઓપરેશન પછી

કોઇ અકસ્માત કે એવા જ બીજા કારણથી તમારા વાળ કદાચ ખરી પડતા હોય છે, પણ એવા કારણો સિવાય પણ રોજીંદી અશક્તિ, રોગો અને સુવાવડ જેવાં કારણે પણ વાળ ઉતરી જતા હોય છે કે ટૂંકા થઇ જતા હોય છે. કયારેક ટાલ પણ પડી જાય છે.

તો એ ટાલ પર વાળ ઉગાડીને કેશવર્ધીનીથી વાળ ખરી પડતા અટકાવતા કેમ નથી? વાળ ખરી જાય તે અનિષ્ટ છે પણ એ અનિવાર્ય અનિષ્ટ તો નથી જ, કારણ કે કેશવર્ધીનીથી તમે તમારા વાળને માંદગી દરમ્યાન ખરતા અટકાવી શકો.

## કેશવર્ધીનીથી આજે જ સુંદર વાળ ઉગાડો

**તે વાળને સાચવે છે...વધારે છે....ને સુંદર બનાવે છે.**

કેશવર્ધીની ૦-૧૪-૦ ચૌદ આના

કેશવર્ધીની શેમ્પુ ૦-૧૪-૦ ચૌદ આના

પોસ્ટેજ અને પેકીંગ અલગ લેવામાં આવશે.

દરેક વેપારી વેચે છે અગર

**સાઉથ ઇન્ડિયા કેમીકલ્સ, કોઇમ્બટુર** (સાઉથ ઇન્ડિયા)

મુંબઇ અને સેંન્ટ્રલ ઇન્ડીઆના એજન્ટ.

**મેસર્સ નેશનલ સેઇલ્સ એન્ડ સરવિસ લિ૦, ૧૨, રેમપાર્ટ રોડ કોટ, મુંબઇ-૧**

કોલેરા, ઝાડા, શરદી, શીળીવા, ખાંસી, શુળ, અમુંઝણ, દરેક જાતના તાવ તથા અનેક જાતના દરદો માટે અમુલ્ય ઔષધી

બધે મળે છે.

જે. એન. શેઠના

સ્ટોકીસ્ટઃ—કંચનલાલ વાડીલાલની કું.
પ્રીન્સેસ સ્ટ્રીટ, મંગલદાસ રોડ, મુંબઈ ૨

રોજબરોજના જીવન ધબકાર રજૂ કરતું માસિક




વાર્ષિક લવાજમ ભેટ પુસ્તક સાથે રૂ. ૭,
પરદેશમાં શિલીંગ બાર





★ ન્યાયપંથે ચાલતાં આવી ગયેલું અકાલ વૃદ્ધત્વ–દુનિયામાં સૌથી સુંદર વસ્તુ એ નથી ?

★ જે ગરીબની મશ્કરી કરે છે, તે ખરી રીતે ઈશ્વરની પણ મશ્કરી કરે છે.

★ કાં પૃથ્વીને સાચું હાસ્ય પાછું મળે, એ કાં અજેય મનુષ્યત્વ પાછું મળે–એ બે સિવાય ત્રીજો કોઇ માર્ગ શાંતિનો છે જ નહિ.

★ મૂર્ખો પણ બીજાને તો શિખામણ ડાહી જ આપે છે; અને એમને એમ ડાહ્યામાં જ ખપે છે. પણ એ જો મૌન રાખે તો વિદ્વાનમાં ખપે !

★ વાત સાંભળે ને તરત જવાબ વાળે, કાં એ અતિશય વિદ્વાન હોય, અથવા તો અતિશય મૂર્ખ હોય !

★ જીભને સ્વાધીન રાખનારો, જીવનને પણ સ્વાધીન રાખી શકે.

★ મરી ગયેલું જ્ઞાન, એ સૌથી ભયંકર વસ્તુ છે. વિચારજીવનને એ કૃત્રિમ આચારના વાઘા પહેરાવે છે !

★ કજીયા–એ તો હરકોઈ આણી કરી શકે; એમાં શક્તિ અશક્તિનો સવાલ જ નથી. પણ સમાધાન એ શક્તિ માગે છે ખરું; અશક્તો કોઇ દિવસ સમાધાન કરી શકતા જ નથી.

★ કેવળ માળાના મણકા ફેરવવા એ કોઇ જીવન્ત વસ્તુ નથી. પણ જે માણસ એ પળ માટે પણ શાંતિથી બેસીને, પોતે કરેલી ભૂલોનો કોઈક દિવસ વિચાર કરે છે, એ જીવન્ત વસ્તુનો પરિચય પામે ખરો. જરૂરી વિચાર જીવન વિષેનો વિચાર છે.

★ પ્રાર્થના તે માણસ કરે છે, જે એમાંથી હમેશાં નવો નવો અર્થ મેળવે છે. બીજાઓ કવિતા ગોખે છે !

★ અર્થ સમજ્યા વિનાની પ્રવૃત્તિ જેવું હીણું કોઈ કામ નથી. કેવળ વ્યસનથી થતી દરેક વસ્તુ માણસને શિખર તરફ નહિ, ખાડા તરફ દોરે છે ! વ્યસનથી નહિ–હેતુની ભવ્યતાથી દોરાઇને જે કામ થાય –માર્ગદર્શન એ આપે !

★ જે મળ્યું છે, તેનો હીન ઉપયોગ કરવો એના જેવી બીજી કોઇ જ અધાર્મિકતા નથી !

★ ખરી ભૂખ જેમ સાચું લોહી આપે, તેમ ખરી જરૂરિયાત જ સામર્થ્ય આપે. જરૂરિયાત વિના મળેલી વસ્તુ, ઘર્ષણ ઉભું કરે !

[ ૨ ]

એક જગ્યાએ એક વાત વાંચી. સરસ લાગી. એક વખત એક ઋષિ પાસે ત્રણ ઉંદર આવ્યા. ઋષિનું કાંઇ હલનચલન નથી થતું એ જોઇને એ દોડતા આવ્યા. ઋષિએ એમને જોયા પછી એમાંના એકને કહ્યું: 'જો તું ધનધાન્યના કોઠારમાં જીવે છે; છતાં એમાંથી વધારે પ્રાણ મેળવવાને બદલે વધારે નિર્બળતા મેળવે છે. એમાં કાંઈ સુધારો થાય તેવું લાગતું નથી....'

બીજા તરફ જોઇને બોલ્યા; 'જો તું પુસ્તકોના કબાટમાં રહે છે, અને તેમાંનાં અસંખ્યને તે કોતરી ખાધાં છે. પણ એટલું છતાં કાંઈ ડહાપણની દાઢ આવી નથી એટલે તું પણ સુધરે તેવું લાગતું નથી...'

અને ત્રીજા તરફ ફરીને કહ્યું: 'તું તો



મંદિરોના સાન્નિધ્યમાં જ રહ્યા કરે છે, પણ એ જીવનની કાંઈ લેશ પણ છાયા તને મળી નથી. એટલે સુધારો તો તારે માટે પણ અશક્ય છે !....'

પણ હું તમને કયું પ્રાણી બનાવું–જે તમારી આવી યોગ્યતાનું બરાબર માપ હોય ! તમારી ત્રણે વાત સમાઇ જાય તેવું કોઈ પ્રાણી મારી નજરમાં આવતું નથી !

માટે જાઓ. તમે માણુસ બનો ! એ સમૃદ્ધિમાં મહાલે છે ત્યારે વધારે નિર્બળ બનતો હોય છે, વિદ્યા પઠન કરીને વધુ મૂર્ખ થતો રહે છે; મંદિરોમાં દોડીને કેવળ થાક ચડાવે છે–તમારી બરાબર યોગ્યતાનું માપ માણસમાં મળી આવશે–માટે તમે માણુસ બનો–જાઓ !

★

ત્રણ સિંહ ઋષિ પાસે આવ્યા. તેમણે ત્રણેને સંબોધન કરતાં કહ્યું: 'જુઓ, તમારામાંથી પહેલો છે તેને હું ઓળખું છું. એણે વિના કારણે એક પ્રવાસી મારી નાખ્યો છે.

બીજાએ એ જ પ્રમાણે એક અગત્યનો સંદેશો લઇ જનાર ઘોડેસ્વારને ઠામ રાખી દીધો છે.

અને ત્રીજાએ એક આંધળી બાઇની એકની એક દુઝણી બકરી મારી ખાધી છે ! તમે પણ માણુસ થઇને રહો–જાઓ. માણુસ જાત સિવાય બીજું કોઇ તમને સંઘરશે નહિ એટલું જ નહિ, વખતે પોતાની જાતમાં સમાવશે પણ નહિ ! ને પોતાની જાતમાં તમને ઓળખાવશે પણ નહિ !

નિરર્થક કજીયાખોરી ને ઠંડી ક્રૂરતા એ માણુસનો નિત્ય વ્યવહાર છે. તમે ત્યાં જાઓ ! પણ જોજો, તમારી ક્રૂરતા કરતાં વધારે ક્રૂરતા ત્યાં માણુસોમાં જોઈને ગાંડા થઈ જતા નહિ ! કારણ કે ગાંડાભાઇ ! માણુસની ક્રૂરતા એની બુદ્ધિમાંથી જન્મે છે, માટે નિત્ય વિકાસ પામતી રહે છે. અને એને બુદ્ધિનો આશરો આપો–જાઓ; માણુસમાં જાઓ !

★

ત્રણ કબુતર ઋષિ પાસે આવ્યા. ઋષિએ તેમને જોયાં. અને તેમની સાથે પણ વાત કરી.

'જો ભાઇ ! પહેલા નંબરનાં કબૂતર ! તેં શું કર્યું છે ? જે દાણો તારો ન હતો, તે તારો છે એમ ધારીને તેં ભેગો કર્યો.

આ બીજા કબુતરે, એક ઉગતા છોડને ચાંચ મારી એને પોતાને ત્યાં લાવ્યું–અને છતાં કલાકારોએ તો તેને પ્રેમનો સંદેશવાહક માન્યું.

અને ત્રીજાએ એક મંદિરમાં માળો બાંધી બધાની પાસેથી પરંપરાગત યાંત્રિક રૂઢીથી મળતી, ચણ ચણી.

માટે તમે પણ માણુસ થાઓ એ વધારે ઠીક છે. ત્યાં તમને જગ્યા મળી રહેશે ! ત્યાં તમને વહેમ અને અંધશ્રદ્ધાની ભૂમિકામાં હરવાફરવાનું પણ ઠીક પડશે ! જાઓ, તમે પણ માણુસ બનો !

પછી જે ઉંદર, માણુસ બન્યા તે વિદ્વાન થયા. એમણે કબાટ ભેગા કર્યાં એમાં ચોપડાં ગોઠવ્યા. અને એમની હાજરીથી, એમને વિદ્યાનો ભાર લાગવા મંડયો !

જે સિંહ માણુસ થયા, તે યુદ્ધની ગર્જના કરતા રાષ્ટ્રસકતો થયા ! અને એમણે કજીયાખોરીને ગૌરવના વાધા પહેરાવવા માંડયા ! અને પેલા કબુતરો મંદિરમાં બેસીને, અંધશ્રદ્ધાથી આવતી ચણુને, વહેમના પિંજરામાં પૂરવા માંડયાં !

★





એક વખત વિદ્વદ્ પરિષદમાં એક પ્રશ્ન મૂકવામાં આવ્યો: 'ઇશ્વર સર્વશક્તિમાન ગણાય છે. એની ઇચ્છા વિના એક પાંદડું પણ ચાલી શકતું નથી છતાં એવું શું છે કે જે એ પણ, ધારે તો ય માણસને આપી શકવા શક્તિમાન નથી? એવું શું છે બોલો! વિદ્વાનો ધમાલમાં પડી ગયા. શાસ્ત્રાભ્યાસમાંથી પ્રમાણ ને તર્ક શોધવા મંડયા. કોઈએ વેદ વેદાંત ફરીને સંભાર્યાં. કોઇએ ઉપનિષદો કાઢયાં. પણ કયાંય આ પ્રશ્નનો ઉત્તર મળે નહિ!

એટલામાં આ પરિષદ્‌માં અચાનક એક વિદુષી સ્ત્રી આવી ચડી. પોતે વિદ્વાન હતી એટલે આંહીં વિદ્વદ્‌ચર્ચા થાય છે એમ સાંભળીને લાભ લેવા આવી હતી. એના નાનકડા શિશુને એણે તેડી રાખ્યું હતું. અને એને માથે કપડાનો કકડો ઢાંકી દીધો હતો કે જેથી એ ધીમે ધીમે સૂઈ જાય.

પણ આંહીં આ વિદ્વદ્ પરિષદ્‌માં એણે તો સૌનાં મોં શીવાઇ ગયેલાં દીઠાં અને એને આશ્ચર્ય થયું. 'અરે! આ શું? કેમ કોઇ કાંઈ બોલતું નથી?'

એણે પૂછયું પણ ખરું. જવાબ મળ્યો કે "બાઈ! આંહીં તો એક મહાન પ્રશ્ન ખડો થયો છે! એવું શું છે જે ઈશ્વર પણ માણસને આપી શકતો નથી? બોલો, એનો કાંઈ પ્રત્યુત્તર સૂઝે છે?'

વિદુષી નારી પણ એ સાંભળીને શાંત થઇ ગઇ.

પણ અચાનક જ એના મનમાં સવાલ ઉભો થયો: 'આ મારા નાનકડા વ્હાલા બાળકને હું શું ન આપી શકું?'

હું ઈશ્વર નથી એટલે એ માગે તો પણ ચંદ્ર કે તારા ન લાવી શકું. પણ એ તો શક્તિની મર્યાદા થઇ.જયારે ઇશ્વર તો સર્વશક્તિમાન છે. ત્યારે એવું શું છે જે એ માણસને આપી શકતો નથી? માણસ એનું બાળક છે. હું મારા આ વહાલા શિશુને શું ન આપી શકું?

અને એના મનમાં તરત પ્રત્યુત્તર ઉગ્યો. હું એને કોઈ દિ ઝેર આપી શકું? ના, એ ન આપી શકું. ત્યારે ઇશ્વર પણ માણસને ઝેર ન આપી શકે. બરાબર. પણ આ ઝેર એટલે શું?

આ ઝેર એટલે એ સહન ન કરી શકે એટલું દુઃખ.

એનું મન આ પ્રત્યુત્તરથી પ્રસન્ન પ્રસન્ન થઇ ગયું તેણે હાથ જોડીને કહ્યું: 'વિદ્વાનો! એક જવાબ મને મળ્યો છે!'

'શું છે? શું છે?' એકદમ ચારે તરફ પૃચ્છા થવા માંડી.

'ઇશ્વર માણસને એક વસ્તુ કોઈ દિવસ આપી શકતો નથી........'

'શું? શું? કઇ?' સૌની ઉત્કંઠા હવે વધી ગઇ હતી.

'માણસને ઇશ્વર એક વસ્તુ કદાપિ આપી શકતો નથી. અને તે આ. માણસ કદી સહન ન કરી શકે એટલું દુઃખ એ માણસને આપી શકતો નથી!'

આ એની મર્યાદા છે. આ પ્રેમનો કાચો તંતુ!

અને આખી સભા પ્રશંસાના શબ્દો કાઢી રહી!




છેવટે નારીમાં રહેલ માતૃત્વે વિજય મેળવ્યો હતો !

※

એક વખત ભગવાન તથાગત પાસે એક તંતુ-વાદ્ય વગાડનારો આવ્યો. તંતુવાદ્ય વગાડવામાં એવો પ્રવીણ કે ધારી અસર કરે ! તારને કેટલો ખેંચવો એની એવી સંભાળ રાખે કે ન પૂછો વાત ! અને તારને કેટલો ઢીલો મૂકવો એની ગણતરી પણ એવી જ આબાદ કરે ! જરાક જ વધારે ખેંચે કે જરાક જ વધારે ઢીલો કરે તો એમાંથી એવા કર્કશ સ્વર નીકળે કે જાણે એ વાદ્ય ને વગાડનારો બન્ને જુદાં જ લાગે ! પણ એણે પોતાના તંતુવાદ્યનો એવો સજ્જડ અભ્યાસ કરેલો કે એની આંગળીઓ બરાબર ક્યાં અડકવું એ વાતનો જાણે કે ઝીણામાં ઝીણો હિસાબ શીખી ગયેલી !

એની એ હોંશિયારી જોઇને સાંભળનારા સૌ છક્ક થઇ ગયા !

સૌને નવાઈ લાગી કે આટલો કાબુ કોઇ દિવ્ય શકિતની આરાધના વિના સંભવે નહિ !

પણ આ તંતુવાદ્ય વગાડનારો તો ભગવાન તથાગતને શરણે આવ્યો હતો. એણે પોતાને દિક્ષા આપવાની એણે ભગવાનને વિનંતી કરી !

ભગવાને એની સામે જોયું. એની ઇચ્છા સાચી લાગી. અને એને દીક્ષા આપતાં જ કહ્યું : 'તને અમારા મધ્યમમાર્ગનું સમ્યક્-જ્ઞાન છે જ. માત્ર એ હવે આચારમાં મૂકવું બાકી છે !'

'મને જ્ઞાન છે પ્રભુ ?' તંતુવાદ્ય વગાડ-નારો આશ્ચર્ય પામ્યો.

'હા' ભગવાને ધીમેથી કહ્યું: 'તંતુવાદ્ય વગાડતાં તું કોઇ તારને જરાક પણ વધુ ખેંચે છે ?'

'ના ભગવાન ! તો તો એ બસુરુ બોલે !'

'અને કોઇ તારને જરાક જ—ભલે જરાક જ—પણ વધુ પડતો ઢીલો થવા દે છે !'

'પ્રભુ ! એ તો કેમ ચાલે ? તો તો બધી મોજ મારી જાય !'

'ત્યારે એ જ જીવનમાં કરવાનું છે. કોઈ વૃત્તિને વધુ પડતી પકડવી નહિ; કોઈ વૃત્તિને વધુ પડતી ઢીલી મૂકવી નહિ, બધી વૃત્તિઓને મધ્યમમાર્ગે ચલાવવી. આ જે જાણે તે સુખ પામે !'

☆

એક વખત એક કૂતરું અને એક હાથી બન્નેને સાથે મુસાફરી કરવાનો લાભ મળ્યો !

કોઇ મહાન સરોવર પાર કરાવવા માટે એક જબ્બર નૌકાનો ઉપયોગ કર્યો. એમાં એ બન્નેએ સાથે મુસાફરી કરી.

મહાન સરોવર પાર કરી ગયા અને જમીન ઉપર ઉતર્યા. પણ જમીન ઉપર પગ ઠરતાં જ કૂતરાએ હાથીને કહ્યું : 'આપણે આ જબ્બરજસ્ત નૌકાને ઠીક હચમચાવી મૂકી હો !'

☆

# હે મારા નિંદકો

હવે મારો પીછો છોડો. મને મારા સમુદ્રમાં વિહરવા દો. 'આવતી કાલ' ભલે પોતાને જે કરવું હોય તે મારું કરે. એને યોગ્ય લાગશે એ ન્યાય એ તોળશે પણ તમારી નિંદા એ બીજું કાંઇ નથી, એક પ્રકારના તેજોદ્વેષનો પડછાયો છે.

મારી પાસે એક નાનું સરખું હૃદય છે. એ હૃદયને એના પિંજરામાંથી બહાર કાઢીને, એને મારા હાથમાં રાખી, એની ગહનતા માપવા અને એનાં રહસ્યો માપવા હું માગું છું. મને લાગે ઇશ્વરે પોતાના પ્રેમમાંથી અને થોડો પ્રેમરસ પાયો છે અને એના મહાન સૌન્દર્ય સાગરમાંથી બે ચાર જલબિંદુ એના ઉપર નાખ્યાં છે!

સૂર્યોદય થાય છે અને બુલબુલ પોતાનું ગાન રેલાવે છે; અને ફૂલ પોતાનો પરિમલ હવામાં ફેલાવે છે.

હું પણ મારી ગાઢ નિદ્રામાંથી જાગ્રત થવા માગું છું. હે મારા નિંદકો! તમે તમારે પંથે વળો—અને મને મારા પંથમાંથી વાળવા વ્યર્થ પ્રયત્ન ન કરો!

વનમાં ગર્જના કરતા સિંહનો ડર બતાવવો જવા દો. વનમાં રહેલા સર્પોનો ભય પણ નકામો સમજો. મારો આત્મા ધરતીના કોઇ ભયને જાણતો નથી. અને અશુભ આવ્યા પહેલાં અશુભની ચેતવણી સ્વીકારતો નથી.

મારે તમારી શિખામણનો ઉપયોગ ઠીક ઠીક કષ્ટોએ મારા અંતઃકરણને વિશાળ બનાવ્યું છે. મારી આંખોને અશ્રુ શુદ્ધ કરી છે. અને મારી ભૂલોએ મને હૃદય ભાષા શીખવી છે!

મારો બહિષ્કાર કરવાની વાતો પણ જવા દેજો. મારું પોતાનું અંતઃકરણ જ મારું ન્યાયાધીશીનું મોટામાં મોટું સ્થાન બની ગયું છે. નિર્દોષ હઈશ તો એ જ મને ન્યાય આપશે; એ જ મને રક્ષશે. અને અપરાધી હોઈશ તો એ મને જીવનમાંથી જ ઉખેડીને ફેંકી દેશે!

આ તો પ્રેમની સંઘયાત્રા છે. સૌન્દર્ય એમાં પોતાનો ધ્વજ ફરકાવે છે. આનંદ હેલીનું ગાન જુવાની પોતે લલકારે છે. મારો આ પ્રવાસ અટકાવવો છોડી દો મારા નિંદકો!

મને તો મારો પ્રવાસ ખેડવા દો. મને જીવનપંથ ગુલાબની મત્ત સુગંધથી ભરેલો લાગે છે અને હવામાંથી શુદ્ધ પરિમલ આવી રહેલો જડે છે!

પૈસાની અને મોટાઈની, એ વાત પણ જવા દેજો. મારો આત્મા જ મને એટલો સમૃદ્ધ લાગે છે કે સમૃદ્ધિ માત્ર ભિખારીના હાંલ્લા જેવી બની રહે છે! અને ઈશ્વરના મહિમા પાસે બીજી કોઇ મોટાઈની વાત કરવી એ મશ્કરી જેવું જણાય છે!

જનતા જનાર્દનની અને તમારા સુશાસનની અને દેશપ્રેમી કાયદાની અને રાષ્ટ્રની એ ક્ષુલ્લક વાતોને પણ જવા દો. આખું વિશ્વ મને જન્મભૂમિ જેવું લાગે છે. અને માણસ તમામ રંગભેદ વિના સરખાં જણાય છે. માણસ એ માણસ બીજું કાંઇ જ નહિ!

મારા નિંદક મિત્રો! મને મારી એકલતામાં વિહરવા દો! તમે નાહકના બોલ બોલ કરીને મારા જીવનપંથના પશ્ચાત્તાપી પ્રકાશથી મને વંચિત કરશો—અને તમારા શબ્દો એ તો કેવળ વ્યર્થ અક્ષરગૂંથણી હશે!



# સમયનાં ક્ષીરનીર

'રાજહંસ'

## અમેરિકા ત્રીજું વિશ્વયુદ્ધ લડી લેવા માગે છે

નહેરુએ સ્ટેલીન-ટ્રુમેન ઉપર પત્રો લખી કોરિઆની લડતમાં ઘણો પ્રકાશ પાડયો છે. સ્ટેલીને તરત ઉત્તર વાળ્યો કે લાલચીનના પ્રતિનિધિને સામેલ કરો. એણે એક તક ઝડપી એમ ગણો અગર તો કોરિઆની લડતમાં કયું કારણ દબાણ કરી રહ્યું છે તે જાહેર કર્યું ગણો. ગનીમત છે કે જવાબ તો આવ્યો અને તે પણ સાવ ગેરવાજબી ના ગણી શકાય એવો. કારણ કે લાલચીનનો સ્વીકાર ભારતે તો કર્યો જ છે. પરન્તુ બીજાઓ કરે તે માટે એનો આગ્રહ પણ છે. કોરિઆના ઉકેલમાં આટલી જ શરત હોય તો કંઇક અંશે ચલાવી લેવા જેવી ગણાય.

પરંતુ, અમેરિકાએ આ વાત નકારી દીધી છે. એણે કહ્યું કે લાલચીનનો સવાલ કોરિઆ સાથે જોડી ના શકાય. બીજી ભાષામાં એને સુલેહ ખપતી નથી. અમેરિકાને લડી લેવું છે. આ તક મળી હતી અને પોતે અણધાર્યા સંડોવાઇ ગયા છે એવું માનતા હોત તો નીકળી જઇ શકાત. વાટાઘાટોમાં લાંબો સમય ગાળી શકાત અને એમાં બીજા સવાલો ઉમેરી શકાત. પરન્તુ, એવી ધીરજ રહી નથી.

એમ માનવાને કારણ છે કે અમેરિકાએ બને તેટલા યત્ન કરી જોયા, જેટલું નમતું જોખાય એટલું તોળી દીધું. હવે હદ આવી ગઇ છે. પશ્ચિમી યુરોપની આખી સરહદ ઉપર એશિયા ખંડમાં બહુ મોટા મોટા વિસ્તારમાં સામ્યવાદીઓનાં ધાડાં ઘુસી ગયાં છે અને જુલમ વરતાવે છે. સામ્યવાદ સામે કોઇને અણગમો નથી, પણ રશિયાની ઢબનો સામ્યવાદ દુનિઆમાંથી પ્રજાસત્તાવાદની જડ કાઢી નાખવા માગે છે એ અમેરિકાથી સહન થાય એવું નથી.

અને જો આજે લડી લેવાનું મોકુફ રાખે તો એ પ્રસંગ ફરી કયારે ય ન મળે. લશ્કરી નિષ્ણાતોને હિસાબે તો ઘણું મોડું થઇ ચૂકયું છે, રશિઆને પક્ષે ચીનના સાઠ કરોડ તોપને મોઢે ચઢાવવાના મળી ચૂકયા છે. અણુબોમ્બની વિગતો ચોરીછૂપીથી રશિઆ પહોંચી ગઇ છે, અને એની મોટી સંખ્યામાં બનાવટો હાથ ધરવામાં આવી હોવાનો પૂરો સંભવ છે. કોરિઆ જાય એટલે જાપાન ઉપર મોટો ભય આવી રહે અને જાપાન જાય તો જર્મની સરખું લડાયક બળ રશિઆના અંકુશ નીચે જ આવી જાય. પછી લડયા-ના લડયા બરોબર થઇ રહે.

ગયા માસમાં રશિઆએ પોતાના લશ્કરી વડાઓને અલગ અલગ નિમંત્રીને બહુ ખાનગી રીતે મંત્રણાઓ કરી છે અને એટમ યુદ્ધ વિષે સમાચાર આપ્યા છે. એ રીતે અમેરિકાએ પ્રમુખને ખાસ સત્તાઓ સોંપી છે અને મોટું બજેટ મંજુર કર્યું છે. બ્રિટન દરમ્યાનગીરીના યત્ન કરે છે પણ ફાવે એવાં ચિન્હો નથી. એ બધું જોતાં લડાઇ જામી પડવાનો સંભવ વિશેષ છે.

નહેરુને હાલમાં કાશ્મીરનું પતાવવાનું છે, પાકીસ્તાનનું ઉકેલવાનું છે, અને બંગાળાના લાખો નિરાશ્રીતોનું વિચારવાનું રહે છે. એમને નેપાળ, સિક્કિમ અને તિબેટનું જોવાનું છે. એમને બ્રહ્મદેશને મદદ પહોંચાડવાની છે. મલાયા-સીંગાપુર ઉપર નજર રાખવાની છે. ઇન્ડોનેશીઆને પીઠબળ આપવાનું છે. આ બધા હિન્દુસ્તાનના સીમાડા છે એટલે પહેલી નજર ત્યાં રહેશે. કોરિઆ તો તે પછી આવે છે.

×

## હિંદની પરદેશનીતિ
### તટસ્થતા-અલગતા નહિ

ભારતની સરકારને કડવો અનુભવ થઈ ચૂકયો છે. પાકિસ્તાને કાશ્મીર ઉપર આક્રમણ કર્યું અને સલામતી સમિતિ આગળ ધા નાંખવામાં આવી ત્યારે ખબર પડી ગઇ હતી કે ત્યાં હજી ગોરી પ્રજાઓ તરફ પક્ષપાત ચાલુ છે અને સત્તાજુથોની ખેંચતાણમાં ન્યાય મળવાની આશા થોડી છે. સમિતિએ આક્રમક જાહેર ના કર્યો ઉલ્ટું ભારત ઉપર દબાણ આણ્યું. બીજો અનુભવ ઇન્ડોનેશીઆનો પક્ષ કરવામાં થયો. નહેરુએ એશીઆઈ પરિષદની ખાસ બેઠકમાં ઇન્ડો-





નેશીઆની તરફદારી કરી, છતાં સલામતિ સમિતિએ ઠંડે પેટે જોયાં કર્યું. આક્રમક ઠરાવ્યા નહિ. આને પરિણામે એક વહેમ ઘર કરી ગયો કે એશિઆઇ પ્રજાઓ માટે રાષ્ટ્રસંસ્થા બહુ દૂર છે.

પરન્તુ કોરિઆના હુમલા વખતે અમેરિકા જાગ્યું. એને લીધે બીજાં પશ્ચિમી રાજ્યો જાગ્યાં. સલામતી સમિતિની તાબડતોબ બેઠક મળી ને આક્રમક જાહેર થયા. યુદ્ધમાં વહાર કરવાનો નિર્ણય થયો. એ બેઠકમાં ભારતના પ્રતિનિધિ પ્રમુખ તરીકે હતા. દુનિયાના ઇતિહાસમાં આ પ્રસંગ વિરલ હતો. એશિઆઇ પ્રદેશો માટે આ નિર્ણય ઘણો અગત્યનો હતો.

રાષ્ટ્રસંસ્થા પહેલાં લીગ ઑફ નેશન્સ હતી. એ બન્ને સંસ્થાઓએ જુદાં જુદાં રાજ્યો દરમ્યાન ઝઘડાઓના નિકાલ લાવવા ચર્ચા કરેલી. ઇટાલી સામે આર્થિક નાકાબંધી જેવું પગલું નક્કી થયેલું પણ અમલમાં તેનો ભંગ થયેલો. લશ્કરી વહાર કરવા જેવી ન્યાયબુદ્ધિ કોઇ વખત આવેલી નહિ. કોરિઆનો એ પહેલો જ પ્રસંગ.

એ વખતે ભારત શી રીતે અલગ રહી શકે? આપણી જે માગણી હતી તે ના સ્વીકારાઇ એનો ડંશ રાખી એવી જ માગણી બીજા કોઇ કરે ત્યારે આપણાથી કેમ ખસી જવાય?

અને આમ છતાં, એશિઆઇ પ્રજાઓને યુદ્ધમાં સંડોવી રાખવાની ગોરી પ્રજાઓની નીતિ હશે એવી શંકા હજુયે પ્રવર્તે છે. એશિઆ વિકાસ પામે, બળવાન થાય, વર્ચસ્વ મેળવે એ જાણે ગોરી સંસ્કૃતિ માટે ખતરનાક હોય એમ મનાય છે. એટમ બોમ્બનો ઉપયોગ થાય તો તે પણ એશિઆની ધરતી ઉપર થવાનો એમ પણ સંભળાય છે. ચીનના કરોડોને યુદ્ધમાં ધકેલવાનો રશિઆ યત્ન કરે છે કે કરશે તેમ અમેરિકા–બ્રીટન બીજા દેશોને લડવા માટે તૈયાર કરશે એમ લાગે છે.

પરન્તુ, હવે આપણી સરકાર છે અને તે સ્વતંત્ર પરદેશ નીતિ ઘડવાના કોડ રાખે છે એ જાણીતું છે. મધ્યસ્થીના પ્રયત્ન પણ કરે છે. નૂતન પ્રજાસત્તાકને મળી રહે એથી વિશેષ માન ભારતને મળે છે. એની શક્તિ હોય કે વધારે હોય, પરન્તુ ગણનાપાત્ર રાષ્ટ્ર તરીકે એની કીર્તિ વધતી જાય છે.

આમ છતાં એ પણ સ્વીકારવું જોઈએ કે વારંવાર ગાંધીજીથી નીતિ જાહેર કરવાથી દુનિઆમાં આપણા મત વિષે ગુંચવાડો ઉત્પન્ન થાય છે. આપણે તટસ્થ રહીએ અને કોઇ સત્તાજુથમાં ભળી ના જઇએ એ સમજાય એવું છે, પણ એટલું વ્યાજબી કે શક્ય નથી. હિન્દુસ્તાન એક મોટો દેશ છે, એશિઆમાં એનું સ્થાન મહત્વનું છે, એની પાસે એક મહાન લશ્કર છે. આપણી ભૌગોલિક સ્થિતિ પણ મહત્વની છે ને આપણા વિકાસની શક્યતાઓ ઘણી છે. એ બધું જોતાં તટસ્થતા સાથે અલગતા આવી જાય છે કે શું એ જોવાની દુનિયાના લોકોને ઉત્કંઠા છે. અને હવે ધીરે ધીરે સ્પષ્ટ થતું જાય છે એ આપણે જેમ યુદ્ધ નથી જોઇતું તેમ અલગતાયે નથી જોઇતી.

કોરિઆના યુદ્ધમાં સલામતી સમિતિએ જે ઠરાવ કર્યો તેનો સ્વીકાર કરવામાં ભારતે ડહાપણનું કામ કર્યું છે. એમ કહીએ કે જે નીતિ રાષ્ટ્રસંસ્થા પાસે સ્વીકાર કરાવવામાં આપણે એકવાર નિષ્ફળ ગયા હતા તે સ્વીકારવાનો તેમને પ્રસંગ આવ્યો અને આપણી નીતિ એમને માન્ય રાખવી પડી એ આપણો વિજય છે. દુનિયાના રક્ષણ માટે આપણે દાવો નથી કરતા અને હોડે હોડે યુધ્ધે નથી ચઢી જતા. પરન્તુ, અન્યાય અને જુલમ જોવા છતાં આપણે એ કહી ના શકીએ એટલી કાયરતા તો ના જ રાખીએ. આપણી માનવતા અને ન્યાયપ્રિયતાની ખાતર આપણો અવાજ આપણે રૂંધી નાખવો ના જોઈએ. એની સ્પષ્ટ રજૂઆત કરવી એ આપણો ધર્મ છે.

પોતાને ઉદ્દામ ગણાવતા કેટલાક પક્ષો અને વ્યક્તિઓએ એવો પોકાર ઉઠાવ્યો છે કે કોરિઆની લડતમાં જે રીતે આપણે સલામતી સમિતિને ટેકો આપ્યો છે તે જોતાં તટસ્થતાની જાહેરાતો પોકળ બની જાય છે, અને આપણે યુદ્ધમાં ઘસડાઇ ચુક્યા છીએ. આ માન્યતા કેવી ભૂલભરેલી છે તે સમજવા ઉપરાંત એ ભૂલ શોધનારાઓના હેતુ વિશે પણ



આપણને સાવધાન કરે છે. નહેરુના શાંતિ પ્રયાસો એ વાતની સાક્ષી પૂરે છે.

'તટસ્થ' રહેવા છતાં 'અલમ' નથી, એ આપણી પરદેશી નીતિનું એક સુત્ર.

### કાશ્મીરમાં છેવટ બને પક્ષોએ સમજી લેવાનું

કાશ્મીરના ઝઘડામાં મધ્યસ્થ તરીકેની કામગીરી બજાવવા શ્રી. ઓવન ડીક્ષન આવ્યા છે. અને હવે એ શું પગલું ભરે છે તે જોવાનો સમય પણ આવી પહોંચ્યો છે. એમની નિમણુંક આપણે સ્વીકારી છે, કારણ કે એમની સામે અંગત દ્વેષ નથી, અને એમની ન્યાય બુદ્ધિ માટે માન પણ છે. પરંતુ એમની ન્યાયપરાયણતા ઉપર કાશ્મીરનો સવાલ જરાએ આધાર લેતો નથી. અને એટલે જ એમનો નિર્ણય બંધનકર્તા નથી એમ આપણે સ્પષ્ટ કર્યું છે, તેમ કાશ્મીર શેખ અબ્દુલ્લાએ પણ જાહેર કર્યું છે.

વ્યક્તિની વાત જવા દઈએ તો પણ આવી નિમણુંક પાછળ મહાસત્તાઓનું ભારે દબાણ થયેલું છે એ સૌ જાણે છે. એટલી-ટ્રુમેનની જાહેરાતો પણ થયેલી. પરન્તુ, ભારતે હિંમત દાખવી સામનો કર્યો એટલે લવાદીને બદલે મધ્યસ્થી આવી. ડિક્ષનની નિમણુંક તો ઠરાવ થયા પછી સંમતિથી થઇ છે.

એમ લાગે છે કે બહારની વ્યક્તિ કે પક્ષ સમાધાન કરાવવામાં ભલે સહાય કરે, છેવટે તો બન્ને પક્ષોએ જ સમજી લેવાનું છે. એ સમજુતી વિના જે કાંઇ નિરાકરણ આવે તે બન્ને માટે ખતરનાક છે. કળ કે બળ લાંબોકાળ જવાબ દેતાં નથી અને એનાં પાસાં બદલાતાં રહે છે. એમ દેખાય છે કે બંને રાજ્યો આ વાત સમજી ગયાં છે અને ચાલબાજીઓ આઘી મુકી દીધી છે, તેમ પરદેશમાં જઈ ન્યાયના પોકાર કે સહાયની માગણી કરવી છોડી દીધી છે. જો આવું સરળ વલણ હશે તો માર્ગ સુઝયા વિના રહેવાનો નથી. સંભવ છે કે એનો જશ ડિક્ષન સાહેબ લઈ લે, પણ એનો આપણને એનો યે વાંધો નથી.

x

### સમાજવાદીઓ પ્રબળ વિરોધ પક્ષ બની રહે તો બસ

મદ્રાસથી સમાજવાદીઓએ જાહેરનામું બહાર પાડ્યું છે. ૧૮ મુદ્દાઓ વડે તેમણે દેશ આગળ કાર્યક્રમ રજૂ કર્યો છે અને ભારતનું ભવિષ્ય ઘડવાની યોજના રજૂ કરી છે.

એમાંના ઘણાખરા મુદ્દાઓ તો જાણીતા છે. જમીનોનું વળતર ના આપવું; રાજાઓની મિલ્કતો લઇ લેવી અને સાલિયાણાં બંધ કરવાં; ખેડુતો પાસેથી જમીનો આંચકી ના લેવી અને ઓછામાં ઓછી ૧૨॥ એકર અને વધુમાં વધુ ૩૦ એકર જમીનનું ધોરણ રાખવું; શિક્ષિતોને ગામડાંઓમાં વસવા ને સેવા કરવા કહેવું; ઉદ્યોગોમાં નફો કમી કરી નાંખવો; ઉત્પાદન વધારવું અને સરખી વહેંચણી કરવી; આયાત-નિકાસની ચોક્કસ યોજના કરવી; સરકારી તંત્રનો સડો સાફ કરવો; વિદ્યાર્થીઓની તેમજ આરોગ્યની સ્થિતિ સુધારવાની યોજનાઓ કરવી વગેરે.

સમાજવાદીઓ પોતાને બહુ હોંશિઆર માને છે. એકવાર તેઓ તેમનો કાર્યક્રમ કોન્ગ્રેસ સાથે મૂકવાનો આગ્રહ રાખતા હતા. પણ કોન્ગ્રેસના એક આગેવાને સાફ કહી દીધું કે તમે ચોપડીઓ વાંચી લાવો ને અમને શીખવો એ બનવાનું નથી. તમારે કરવું હોય તે તમે કરો, અમને ફાવે તે અમે કરીશું. અને સમાજવાદીઓ છૂટા પડયા. એમનો એક પગ ગાંધીજીના આશ્રમમાં છે અને એમની નજર લેનીન-સ્ટેલીનના રશિઆમાં છે. એમને ખબર નથી પણ એમના સંઘમાં પાછલા બારણેથી સામ્યવાદીઓ ઘૂસે છે અને તેમનાથી તેઓ કંટાળે છે પણ કશું કરી શકતા નથી. એમને તો હૈયું અને મગજ-ભાવના અને બુદ્ધિ, એ બન્ને વચ્ચે લડાઈ જાગી છે; ત્યાં દેશનું કામ કેવી રીતે કરી શકવાના હતા ?

એમના કેટલાક મુદ્દા એમના નથી, કોન્ગ્રેસના જ છે. એમનું કાંઇ હોય તો એ મુદ્દા ઉપર એમની ઘોષણા છે, વજન છે. પરન્તુ આમ કરતાં કારવતાં





એમને હાથે સામાન્ય દેખાતા મુદ્દાને લાલ રંગ ચઢી જાય છે અને શંકાથી રંગાયેલો મુદ્દો પણ ગુલ થઇ જાય છે.

સમાજવાદીઓ ઇચ્છે છે કે દેશની મિલ્કત સરખા કે ન્યાયી પ્રમાણમાં વહેંચાયેલી જોઇએ. એમ કરવામાં એમને સુચવવાના બે ઠેકાણાં છેઃ રાજાઓ ને જમીનદારો. એ લોકો ભૂલી જાય છે કે એ બધી મિલ્કત પડાવી લીધા પછીથી વહેંચવાની તો દેશની ગરીબાઇ જ છે. કોઇ દેવદૂત ઉતરીને અબજો રૂપીઆ આપી જાય તો યે વહેંચણીમાં તે ટકવાના નથી પાકિસ્તાનમાં લૂંટેલી સમૃદ્ધિ જોત જોતામાં ખલાસ થઇ ગઇ, એ આપણી નજર સામેનો કિસ્સો છે.

જમીનો ખેડુતોની આપી દો અને કારખાનાં મજુરોને આપી દો એમ કહી નાંખવામાં જવાબદારીનું અજ્ઞાન પ્રગટ થાય છે. એમ પણ કહી દેવામાં આવે કે ઇસ્પીતાલો વોર્ડ બોયને સોંપી દો, નિશાળો માસ્તરોને કે વિદ્યાર્થીઓની બનાવો દો અને રેલ્વે સાંધાવાળાઓની. એ તંત્ર, હિન્દુસ્તાન જેવા અભણ દેશમાં, કેટલો વખત ચાલશે ?. જે ખેડુતને સોંપવા માગીએ છીએ, જે મજુરને સોંપવા માગીએ છીએ એને લાયક બનાવવાનો કાર્યક્રમ કયાં છે ?

આપણું ધન ખનીજોમાં, નદીઓમાં, ધરતીમાં, આબોહવામાં જેમ રહેલું છે તેમ આપણા લોકોમાં રહેલું છે. મુખ્યત્વે તો માનવી છે; એને હાથે દેશની દોલત તૈયાર થવાની છે; એને તૈયાર કરવો જોઇએ. શિક્ષિત, નિરોગી, ચારિત્ર્યવાન, પરગજુ, દેશાભિમાની, પોતાના ધંધાથી પૂરો વાકેફ. આ માટે ખેતી સુદ્ધાંના મુખ્ય ધંધાઓ નિર્માણ કરી તેમાં જોડાનારા નિષ્ણાતો અને મજુરો ઉપર દેશ પહેલું લક્ષ આપે. પછી બીજાઓનું થવાનું હોય તે થાય.

પણ આપણે તો સર્વોદય કરવો છે ! ખરું પુછાવો તો આપણે કયાં વધવું છે તે જ નક્કી નથી.

ગમે એમ, સમાજવાદીઓની ટીકાઓ પણ કામની છે. ભલે એમની કાર્યશક્તિ કે દૃષ્ટિ દોષવાળાં હોય. આપણી ભૂલો–ત્રુટિઓ બનાવનારું તો કોઇ જોઇશે. એ પક્ષમાંયે કેટલાક સહૃદયી અને સેવાભાવી કાર્યકરો છે,અને એમનાથી બને તેટલી ઝુંબેશ તેઓ ચલાવી રહ્યા છે. ધારાસભાઓમાં વ્યવસ્થિત વિરોધ પક્ષના અભાવે કોન્ગ્રેસમાં જે કાંઇ ગેરરીતિઓ આવી ગઇ છે તે રોકવા પણ સમાજવાદીઓ આવકારને પાત્ર છે.

પણ સાથે સાથે એમનીયે દ્વિધાવૃત્તિ આપણને બહુ દૂર લઇ જાય એમ નથી. દેશમાં અત્યારે જરૂર હોય તો એક મજબુત વિનિત અને મધ્યમ પક્ષની–જેને સામ્યવાદ કે ગાંધીવાદ સાથે લેવાદેવા ના હોય અને દેશનું રાજકારણ પક્ષાપક્ષીમાં પડયા સિવાય શુદ્ધ આર્થિક નિયમો અને રાજકીય પ્રણાલિકાઓ ઉપર ચલાવી શકે. એ લોકો પ્રજામાં પોતાની કારકીર્દિથી જાણીતા, કાબેલ અને ચારિત્ર્યવાળા હોય તો કોન્ગ્રેસે પણ ચૂંટણીઓમાં એમને આવકારવા જોઇએ.

સમાજવાદીઓને દેશની સેવા કરવી હશે તો રંગના વળગાડ વહેલી તકે કાઢી નાંખવા જોઇશે, અને પક્ષને પોતાની સ્પષ્ટ નીતિ ઉપર તટસ્થ કરવો પડશે.

×

## કોમ્યુનીસ્ટ પક્ષની ચાલબાજીથી કોઇ છેતરાનાર નથી

હિન્દુસ્તાનની કોમ્યુનીસ્ટ પાર્ટીએ પોતાના પક્ષની નીતિ બદલવાની જાહેરાત કરી છે. ખૂન, બોમ્બ, એસીડના ગોળા, ગોળીબાર, ધાડ એવાં કેટલાં ય અપકૃત્યો આ પક્ષને શિર ચોંટેલાં છે. એમાં ફાવ્યા નહિ અને ઉલટો વિરોધ વહોરી લીધો ત્યારે હવે બંધારણીય રીતે લડત ચલાવવાની તેઓ જાહેરાત કરે છે.

નવા પ્રજાસત્તાકની ચૂંટણીઓ આવે છે. નવી ધારાસભાઓ રચાય એમાં દાખલ થવા સૌ કોઇ ઈંતેજાર છે. સામ્યવાદી પક્ષ પણ એવા જ હેતુથી પોતાની વિશિષ્ટ કાર્યપદ્ધતિ અભરાઇ ઉપર મૂકી દે છે. એમ કરતી વેળા પોતાના પક્ષમાં ફાટફૂટનું



સૂચન કરે છે. નથી નેતાગીરીની ઘોષણા કરે છે.

પરન્તુ, પ્રજાને ભાન થઇ ગયું છે કે એમની જાહેરાતો કામ કઢાવી લેવા પૂરતી જ હોય છે. જે જુલ્મો એમણે દેશના પ્રજાજનો ઉપર ગુજાર્યા છે એમાંથી એમને મુક્તિ મળવી ન જોઇએ. કરણીનાં ફળ એમને મળવાં જ જોઇએ. ફાવે ત્યારે છોડી શકે અને ફાવે ત્યારે જુની નીતિ અપનાવી શકે—કોઇ પુછનારું ના હોય તો એમને છૂટો દોર મળી જવાનો, અને જતે દહાડે પ્રજાની રંજાડ વધી જવાની.

મત તો એમને ક્યાંથી મળવાના હતા? પરન્તુ, ચૂંટણીના દિવસોમાં એમનાં લાઉડસ્પીકરો ગાજતાં રહે એ હેતુથી તેઓ લોકો અને સરકારની આંખે પાટા બાંધવા નીકળ્યા છે. ગમે ત્યારે એમને ટેકો મળી રહેવાનો છે—ગુંડાઓનો. જે સમજુ વર્ગ છે તે હવે ભરમાય એમ નથી.

×

## શ્રી રાજાજીનું સ્થાન પ્રધાનમંડળમાં રાજગુરુ જેવું છે

દીલ્હીના પ્રધાનમંડળમાં ફેરફારો થયા. મુન્શી, મહેતાબ, શ્રીપ્રકાશ ને રાજાજી એ કોન્ગ્રેસી સભ્યો ઉમેરાયા. પરન્તુ, આવી સંખ્યાથી જ ફેરફાર થઇ ગયો એમ માનવાનું કારણ નથી. કોન્ગ્રેસની સરકાર છે, પછી બે વત્તા કે ઓછા, આ ફેરફારમાં સૂચક હોય તો રાજાજીની પસંદગી.

રાજાજી એ વિચક્ષણ રાજપુરુષ છે. ગાંધીજીની હયાતિમાં પણ એમનું સ્થાન ઘણું વિશિષ્ટ હતું. એમને મૂળ સુધી જતાં ફાવે છે, એમનું નિદાન સચોટ હોય છે. બહુ રમુજ સાથે એ ગંભીર વાત કરી શકે છે. એ આપણો સ્થિતપ્રજ્ઞ છે.

એમના હાથમાં કેટલી કામગીરી આવશે એ પણ ગૌણ બાબત છે. ખરું જોતાં રોજીંદા કામકાજમાં એમને ના નાખે તે જ ઇચ્છવા જેવું છે. એમને અટપટા પ્રશ્નોમાં માર્ગદર્શન માટે નિયુક્ત કરવા જોઇએ. પ્રમુખનું સ્થાન કેટલીક ઔપચારિક વિધિઓમાં ગુંચવાયેલું રહે છે અને પ્રધાનમંડળ ઉપર બહુ દેખરેખ તેઓ નથી રાખી શકતા, એટલે પ્રમુખ કરતાં યે વધારે જવાબદારીવાળું કામ કરવાનું હોય તો રાજાજીને ત્યાંથી અલગ રાખવામાં યે ખોટું નથી.

રાજાજીને નીમ્યા પછી આપણે બંધારણમાં એક નવી પ્રણાલિકા ઊભી કરી છે. એમને સાદી ભાષામાં રાજગુરુ કહી શકાએ. સ્વસ્થ, દીર્ઘદ્રષ્ટિવાળા, ચાણક્ય, અને છતાં વેદાંતી—એવા પુરુષને સાથે કોઈ સંસ્થાનું વહીવટી કાર્ય ના નંખાય. એમને માટે તો એવું જ કામ હોવું જોઇએ કે દેશમાં ચાલતા પ્રવાહો ઉપર નજર રાખે, ગુંચો ઉકેલી આપે, નવા ચીલા પાડવાનું શીખવે, ઉત્સાહના ઉભરાને રોકે અને કાર્યક્ષમ બનાવે, સ્થિરતા લાવે.

આપણી સામે પ્રાંતપ્રાંતની અલગતાના, હિંદી અંગ્રેજી ભાષાના, દારૂનિષેધના, અંકુશોના–એવા કેટકેટલા ધૂની મતમતાંતરો પડ્યા છે. એમાંથી રાજાજી જેવા કુશળ પુરુષ આપણને માર્ગ ચીંધી આપશે—સ્પષ્ટ અને સરળ રીતે. રાજકીય નાટકના તખ્તા ઉપર હોવા છતાં એ પડદા પાછળના નિષ્કામ સૂત્રધાર તરીકે રહે છે, તે પણ એમની જ લાક્ષણિકતા છે.

## કોન્ગ્રેસ ચૂંટણીઓના ઝઘડા

કોન્ગ્રેસમાં ચૂંટણીઓના ઝઘડા કોર્ટે ઘસડી જવાની રીત પૂરજોશમાં ચાલુ થઇ જાય તે પહેલાં રૂકાવટ આવી ગઈ છે, એ આવકારપાત્ર છે. જેમને અસંતોષ રહી જાય તે કોન્ગ્રેસથી છૂટા થાય અને અને નવા પક્ષ રચે તો દેશને એથી નુકશાન નથી થવાનું. પ્રમાણિક મતભેદો હંમેશાં આવકારવા જોઇએ.

એ સાથે ચૂંટણીઓની ગેરરીતિઓ સામે કડક પગલાં લેવાય એ પણ ઇચ્છવા જેવું છે. કોન્ગ્રેસ જેવી સેવાકાર્યને વરેલી સંસ્થામાં ચુંટણીઓ માટે સામાન્ય રીતિઓ અખત્યાર થવી ના જોઇએ. ખરું જોતાં ચુંટણી એ કોઇપણ સજ્જનને બહુ આકરી કસોટીએ ચડાવે છે અને એની ધીરજ ખૂટી જાય એવી હલકી સપાટી ઉપર ધકેલી દે છે. પરન્તુ, દેશની ઘણી લોકોપયોગી સંસ્થાઓમાં સજ્જનો અને નિષ્ણાતો માટે માર્ગ ખુલ્લો રાખવો હોય તો ચુંટણીઓમાં વધુ સાહસ અને ખેલદિલીથી કામ કરતાં





શીખી જવું પડશે. નહિ તો માત્ર ધાંધલીઆ જ ફાવવાના, સમર્થ પુરુષો ખસી જવાના.

જેમ ચુંટણીઓમાંથી કોર્ટ કાઢી નાંખી તેમ બીજું કેટલુંક અસ્વીકાર્ય અને અઘટિત વેળાસર કાઢવું જ રહ્યું.

×

વન મહોત્સવ—

એક પ્રબળ આંદોલન

તા. ૧ લી જુલાઇથી દેશભરમાં ઠેર ઠેર નાના મોટાં ભેગાં મળી સૌએ વન મહોત્સવ ઉજવ્યો ને સરકારી તંત્રમાં એક સાહિત્યકાર કેવી ભાત પાડે છે તેનું એક પ્રમાણ આપણે જોઈ શકયા.

કેટલાક છાપાંઓમાં કડવી ટીકાઓ થઇ. કોઈકે માન્યું કે જનતાને ઉંધે પાટે ચઢાવવાનોઆ તુરખો છે. કોઈકે આમાં નટબાજી દીઠી. કોઇકે કહ્યું આવતા દુષ્કાળ સામે ભારતની સરકારની પાસે આવો જ કાર્યક્રમ હશે તો ફાવવાનો દુષ્કાળ. કોઈકે કહ્યું શહેરમાં ઝાડ વાવ્યાં તે શોભા વધી, દેશની સમૃદ્ધિ નહિ. કોઈકે જંગલખાતા સામે આંગળી કરી, એના નિષ્ણાત અમલદારો શું કરે છે? અને ઠેર ઠેર એમ સંભળાતું હતું, વાવ્યાં તો ખરાં, ઉગશે ખરાં?

શંકાઓ સાચી છે., પરન્તુ આ તો એક આંદોલન છે. સહુ આંદોલનો જેમ એની શરુઆત શહેરોમાં જ હોય. રફતે રફતે આંદોલનો પ્રસરે છે અને પ્રજાના મૂળમાં અસર કરે છે. આ ઝૂંબેશની શરુઆત આટલી દેખાતી ન હતી. એટલે આશા પ્રગટે છે કે એનું આયુષ્ય ટૂંકું નથી. એ આવશે એવી શ્રદ્ધા જેને ના પડતી હોય તેના પોતાનામાં દોષ કાઢી શકાય એવી ઉંચી ને કલ્યાણકારી આ પ્રવૃત્તિ છે. પ્રજાનો કોઈ વર્ગ એમાં ખોડ કાઢી શકે એમ નથી, બધાને રૂચતી આવે એવી એની ભાવના છે.

ગાંધીજીનો નિમક સત્યાગ્રહ જેમ પ્રબળ અને નિષ્પાપ પ્રવૃત્તિ હતી અને જોતજોતામાં એણે લોકોના મન ઉપર અસર કરી હતી તેમ આ વન મહોત્સવની પ્રવૃત્તિએ પણ દેશને જગાડયો છે. સત્યાગ્રહ પછી આ દેશની બીજી વ્યાપક ચળવળ છે, જેમાં પ્રજાને એવું ભાન થવા લાગ્યું કે તેઓ કૈં ને કૈં કરી શકે છે, દેશને તેમની જરૂર છે. આજ સુધી ચરખો એક અગત્યનું સ્થાન રોકી બેઠો હતો, પરન્તુ ત્યાં સુધી બધાના હાથ પહોંચતા નહિ. વૃક્ષારોપણ કૈંક દરજ્જે સહેલું લાગ્યું ને તેમ છતાં એની ઉપયોગિતા બધાએ કબુલ રાખી છે.

આ પ્રવૃત્તિ અન્ન સંકટ નિવારણ કાજે આરંભ થઇ છે. સંભવ છે કે આ પગલાંથી આપણું સંકટ ટળી ના જાય. પણ આપણે શું કામ ભૂલી જઇએ કે આંબા ઉતાવળે પાકતા નથી. વખત આવ્યે એનું ફળ મળી રહે છે, જે વાવે છે તેને અને એના પછીના ઘણાંને આ પ્રવૃત્તિનું લક્ષ્ય બાંધવાતીગે જરૂર નથી. સત્યાગ્રહને પડકાર મળતાં એનું જોર જણાયું હતું. આ પ્રવૃત્તિમાં એમ ના હોય એ દેખીતું છે. પહેલામાં સ્વરાજની સાધનાનો હેતુ હતો. આમાં તો વૃક્ષ સાથે જ સૌની મંગલકામના આપોઆપ વરતાય છે અને એ રીતે સત્યાગ્રહ કરતાંયે આ આંદોલન ટપી જાય એવું છે.

ઉણપો તો હશે જ; કારણ કે કોઇ માનવીના દોરવ્યા આ પ્રવૃત્તિ તરફ આપણું ધ્યાન ગયું છે. પરન્તુ, એ ઉણપો કોઇ રીતે દુર્ગમ નથી. જણનારી મરી જાય તો યે બાળકોને કોઇ મરવા દેતું નથી, એમ રોપી જનારા ભલે તમાસો કરી ગયા હોય, છતાં આપણી તો ફરજ જ છે કે બાળકોની જેમ આ રોપાઓની યે સાવજત કરવી અને ઉછેરવાં. વનસ્પતિના જીવ સંબંધી શ્રી જગદીશચંદ્ર વસુએ જે કહ્યું છે તે એળે જવા દેવું ના જોઇએ.

હિન્દુસ્તાનની સંસ્કૃતિ વનજીવનમાંથી ઉગી છે. એમાં નવીનતા આવે રૂપાંતરો થાય એ બધું સ્વાભાવિક છે. પરન્તુ, પુરાણી પ્રીતિ વિસરાતી નથી. વનની યાદી આપતાં વેંત લોકોના દિલને સ્પર્શ કરી ગઇ છે. એનું કાવ્ય પ્રજાએ ઝીલ્યું છે, એમાં આનન્દ અનુભવ્યો છે. પ્રજાનું હૈયું પારખનારાઓ માટે આ ચિહ્ન આશાજનક છે.

એ આંદોલન ઝીલી લઇ

આવતો ઉત્સવ દીપાવીએ

દર વર્ષે જલિયાવાલા બાગનો દિન ઉજવવાનું




આપણે ચૂકતા નથી તો પછી આવો ઉપયોગી, આનંદપ્રદ અને પ્રજા શરીરને નવપલ્લવિત કરનારો ઉત્સવ આપણે દર વર્ષે ચાલુ રાખવો જોઈએ. આ વર્ષે જે ખામીઓ જડી હોય ને એક વર્ષમાં જે બીજું કંઈ સૂઝે તેની ઝીણવટભરી નોંધ રાખી ચોક્કસ સૂચનો બહાર પાડવાં જોઇએ.

વૃક્ષારોપણ વખતે મંત્રો બોલાય ને હવનો થાય તો તેનું દુઃખ કરવાની જરૂર નથી. કોઇએ ફોટા પડાવ્યા, કોઈએ ભાષણો ઠોક્યાં, કોઇએ એ નિમિત્તે ફંડ એકઠાં કરી લીધાં તો એથીયે દુઃખી થવાની જરૂર નથી. ઝુંબેશ ઉઠાવવા માટે કેટલુંક પ્રદર્શન કરવું પડે છે અને એનું શાસ્ત્ર જુદું છે.

આપણે તો એમ ઇચ્છીએ કે ઉપયોગી વૃક્ષો રળિઆમણાં વૃક્ષો, ફૂલફળ વાળાં વૃક્ષો પસન્દ કરીને ઉગાડવામાં આવે. એમાં કોઈ યોજનાપૂર્વક કામ થાય તો સારું. સીમલાનો આખો પહાડ એક જ જાતનાં વૃક્ષોથી સુશોભિત થયો છે તે કાંઈ એની મેળે થોડો જ થયો હશે ત્યાં પણ કોઈની યોજના ને પ્રયત્ન કામ લાગ્યાં હશે. આપણે ય એવું કરવું જોઇએ.

તે પછી રહ્યો ક્ષેત્રનો વિચાર. કયા ભાગમાં શી જરૂર છે, એ વિભાગમાં શી રીતે વૃક્ષારોપણ થઈ શકે, કયાં ઝાડ એ ભૂમિમાં એ આબોહવામાં ઉછરે તેની માહિતી એકઠી કરવી જોઇએ. ઝાડમાં તો બાવળિયો પણ નકામો નથી જતો, પરન્તુ એ સૌનું સ્થાન ને મહત્વ વિચારી લેવાય તો સારું.

### ગુજરાતનું હીલસ્ટેશન

ગુજરાતમાં પહાડો તો છે, પણ આબુને બાદ કરતાં કોઇ હીલ સ્ટેશન નથી. અને આબુને પણ ઝાડોની દૃષ્ટિએ ઉત્તમ ના ગણી શકાય. પહાડો ભલે તીર્થ પામ્યા હોય પણ લોકોની કે સરકારની નજર મંદિર આગળ જ ચોંટી ગઇ છે. પહાડો ઉપર સડકોને વૃક્ષોની એટલી જ જરૂર છે.

એટલે લીલાછમ પહાડો કરી નાંખવાની પણ ચોક્કસ યોજના થવી જોઈએ. જ્યાં નગર વસાવી શકાય એવા ઊંચા પાણીનાં સાધનોવાળા પહાડને ધ્યાનમાં લઇ આજથી જ અખતરા કરી જોવા જોઇએ કે કયા પહાડ કયી રીતે ખીલવી શકાય છે. ગુજરાતીઓ બીજે જાય છે ભલે જાય. પણ બીજા ગુજ-માં આવે તો શું ખોટું છે. ? અને ગુજરાતમાં જ હીલ સ્ટેશન ખીલવ્યું હોય તો ગુજરાતનાં મધ્યમ વર્ગને કેટલો લાભ મળે ? કંઇ નહિ તો મેદાનના લોકોની સુંવાળપમાંથી કંઇક પહાડી લોકોની કઠ્ઠણાશ તો આવે !

કોઇકે વાત કરી છે રાજપીપળાનો ડુંગર ગુજરાતનું હિલ સ્ટેશન બની શકશે અને ત્યાં અમુક જાતનાં જ ઝાડ લગાડવામાં આવશે.

એમ આપણે વનનું પર્વ ઉજવતા થઇએ અને વનમાં જતા શીખીએ તો દેશને તો લાભ છે જ. પરન્તુ, ગુજરાતની તો કાયાપલટ થઇ જાય એવો આ નુસ્ખો છે.

### શાળા કોલેજોનું રાષ્ટ્રીયકરણ

હમણાં હમણાં નારાજગીનો પાર નથી. મેટ્રીકની પરીક્ષાઓમાં અંધાધુંધી થઇ. પાસ થયેલાઓને આગળ વધુ શિક્ષણની તક ના મળી. જુદી જુદી લાઇનો લેવામાં યે ભારે અગવડો નડી. આ ઉપરાંત ફીનો વધારો, પુસ્તકોની બદલીઓ, હિંદીના ભગુતરનો હુમલો જેવાં કારણો પણ છે. ભણી રહ્યા પછી વેઠવી પડતી બેકારી પણ કેમ ભૂલી જવાય ?

જ્યારે નાનાં બાળકોને પોતાનાથી ઊંચકીને લઇ ના જવાય એટલી નોટો-ચોપડીઓનો બોજો ઉઠાવીને નિશાળે જતાં જોઇએ છીએ, જ્યારે ‘ સગરીનોબજુ-કટિબંધ ’, મહાવીરસ્વામીની ભૂલાઈ ગયેલી વાતો, સંસ્કૃતનાં રૂપો, એલજીબ્રા ને ભૂમિતિનાં પ્રોબ્લેમ્સ ને એવું બધું વાંચતા જોઈએ છીએ ત્યારે એમની દયા આવે છે. અકબરની વાતો ગુજરાતી બીજા ધોરણથી બી.એ.ના છેલ્લા વર્ષ સુધીમાં કેટલી ય વાર ફરી ફરીને આવે છે. લડાઇઓ, સુલેહની ઇસ્વીસન, ઈંગ્લાંડના પ્રધાનમંડળના ફેરફારો વગેરે ચાલ્યાં જ કરે છે. બુદ્ધિને કસવા કરતાં યે જડ કરી નાંખે એવો અભ્યાસક્રમ છે એમ સામાન્ય માન્યતા ચાલે છે.

શાળાઓમાંથી આગળ કયાં જવાનું છે તેનો નિર્ણય પણ થવો જોઇએ. જે ખાસ ઊંચી તાલીમ લઇ શકે તેવા હોય તેમને ભલે પોતાનું ભાવિ નિર્ણય કરવાનો હક મળે. પરન્તુ સામાન્ય વિદ્યાર્થીઓને કઇ તાલીમ જરૂરી છે એ નક્કી કરી એટલેથી સંતોષ માનવાનું જણાવવામાં આવે તો એમાં ખોટું શું છે ?





જે વિદ્યાર્થીઓ સહાય લઈ ભણવાનો યત્ન કરે છે તેમાંના થોડા જ પૂરી લાયકાત ધરાવે છે. અને છતાં વિદ્યાના ઉત્તેજનને નામે ન્યાતનાં–જાતનાં–સ્મરણનાં ફંડો વેરવિખેર ચાલ્યાં કરે છે. કોઈ દસ રૂપિયા આપે તો કોઈ છાત્રાલયમાં રહેવા દે. પૂરેપૂરી અને લાયકને જ મદદ એવું ધોરણ તો થોડામાં જ હશે.

શિક્ષણને અંતે જીવનનું ધોરણ સુધરી જાય એવો સંભવ તો આજે પણ છે અને એથી જ તો જ્યાંથી ત્યાંથી વિદ્યાર્થીઓ પરીક્ષાઓ પસાર કરવાનું ચાલુ રાખે છે. પરન્તુ એમાં આંધળિયાં છે, યોજના નથી. અને તે પછી સમાજની રચનામાં ભૂલમાંથી નિપજેલું વિષ ફેલાઈ રહે છે, સમાજ રોગિષ્ટ બનતો જાય છે.

ધંધાદારી સંસ્થાઓમાં કોઈક સારી હશે પણ જ્યાં એવું નથી ત્યાં શિક્ષણની જાણે હરરાજી બોલાતી હોય છે. વાલીના પૈસા અને બાળકોની જીંદગી બન્નેનો ખુરદો થઈ જાય છે. હિંગમરચામાં ભલે કાળુંબજાર ચાલે, શિક્ષણમાં તો શ્રેષ્ઠ ધોરણ જોઈએ.

તો પછી શાળા–કોલેજોનું રાષ્ટ્રીયકરણ કેમ કરવામાં આવતું નથી?

×

**નવમણ તેલ થાય તો રાધા નાચે!**

અંકુશો દૂર કરવા સંબંધી દેશમાં જે ઉહાપોહ મચ્યો છે એમાં કોન્ગ્રેસ સમિતિઓના આગેવાન હોદ્દેદારો અને રચનાત્મક કાર્યકરો પણ સામેલ છે. વેપારીઓ સાથ આપે એ તો દેખીતું છે. આમ જનતા પણ એવું જ ઇચ્છે છે. અને આપણાં ઘણાં વર્તમાન પત્રોમાંથી તટસ્થતા અને નીડરતા જતી રહી છે એટલે એમનો અભિપ્રાય હોય તો યે ખપતો નથી.

પરન્તુ, પ્રધાનો અને તેમનાં ખાતાંઓને અંકુશો કાઢવા નથી. એમની દલીલ પણ વિચિત્ર છે, જ્યાં સુધી પ્રજામાં સંઘરાખોરી ને નફાખોરીનાં દુષણો છે, ત્યાં સુધી અંકુશો કાઢી શકાય નહીં; આમવર્ગને શોષવું પડે. અને એ વાત ખોટી પણ નથી. પરન્તુ, વેપારીઓની રીત બદલાય નહિ ત્યાં સુધી અંકુશો રહેવાના હોય તો કેટલાંય વર્ષો એમ જ ચાલ્યાં કરે. દુનિયાના ઘણા આગળ પડતા દેશોમાં મોટાં કાળાંબજાર જામેલાં છે અને વેપારીઓની મનોદશા સામાન્ય પ્રજાજન કરતાં ખાસ ઉંચી હોવાનો સંભવ નથી. પછી ' નવ મણ તેલ થાય તો રાધા નાચે ' જેવી વાત વ્યાજબી ઠરતી નથી.

ખાંડનો અંકુશ કાઢી નાખ્યો ને એમાં ગોટાળો થઈ ગયો એ હકીકત આપણી સામે છે. એની તપાસ હાથ ધરવામાં આવ્યે ઘણો વખત થઈ ગયો છે. જે કાંઈ રોગ છે તે વેપારીઓના માનસ સિવાય બીજે પણ છે એવી પ્રજાને શંકા છે. અછત અને કાળાં બજારના નામે બહારથી આયાત, મોટાં ખાતાઓને નિભાવવાની જોગવાઈ અને ઉદ્યોગો ઉપરની હકુમત મળી રહે છે તે સરકારી તંત્રને રૂચી ગયાં છે અને હવે છૂટતાં નથી.

પેટ્રોલનો, સીમેન્ટનો, કાગળનો અને એવા બીજા અંકુશો કાઢી નાંખ્યા પછી હાડમારી ઉભી થઈ હોય એવા અનુભવ મળ્યા નથી, એની પણ નોંધ લેવાવી જોઈએ.

×

**આટલું થાય તો દુઃખ કયાં છે?**

સાથી રાષ્ટ્રસંસ્થા તરફથી નિમાયેલી એક સમિતિએ તપાસ કર્યા બાદ જાહેર કર્યું છે કે જગતની પ્રજાઓને જુદી જુદી જાતિઓમાં વહેંચી નાખવામાં ભૂલ થઈ છે. એવી જાતિઓમાં કોઈ એક બીજી કરતાં માનસિક દરજ્જે ઉંચી છે એમ માનવામાં પણ ભૂલ રહેલી છે. સરખી તક મળે તો કોઈ પણ 'જાતિ'વાળો માણસ સરખી રીતે આગળ વધી શકે છે.

જે તફાવત દેખાય છે તે કેળવણી અને તાલીમના ભેદના લીધે છે, આંતરિકશકિત, માનવીની પ્રતિભા કે ચારિત્ર્ય એમાં જાતિથી તફાવત પડતા નથી. સ્વભાવથી એ કોઈ જુદા નથી. જુથોને જાતિઓથી ઓળખીએ છીએ. એમાં જે અંદરઅંદર ઘણો ફેર તો હોય છે.

ઉંચી જાતિ અને જંગલી જાતિ એવા ભેદ પાડી દુનિયામાં જે ભારે નુકશાન થઈ ગયું છે તે હવે આ વૈજ્ઞાનિક શોધખોળ પછી અટકી જાય તો સારું.

★

આગળ વધતી આપકથાનું એક વધુ પ્રકરણ

# જીવનપંથ [૮]

ધૂમકેતુ

એ વખતના સૌરાષ્ટ્રમાં શ્રી. મનસુખભાઇ શ્રી, દેવચંદભાઇ અને પછી શ્રી. અમૃતલાલ શેઠ–એમ રાષ્ટ્રીયપ્રવૃત્તિ પ્રવાહનું વહેણ ચાલુ થયું હતું. તે વખતે રાણપુર એ તમામ પ્રવૃત્તિનો કિલ્લો ગણાતું. રાણપુર અને અમૃતલાલ શેઠ એ બન્ને નામમાં સૌરાષ્ટ્રની જનતાને આશાનું કિરણ દેખાતું.

અમૃતલાલ શેઠે મારા ઉપર સીધો કાગળ મોકલ્યો ન હતો. આજ આપણે શું મેળવ્યું છે ને શું નથી મેળવ્યું–એ સઘળો આંક માંડીએ છીએ ત્યારે આટલી આ એક નાની સરખી બીના પણ યાદ રાખવા જેવી છે. અમૃતલાલ શેઠનો સીધો કાગળ કોઇના ઉપર આવે તો એ કાગળ ન મનાતો. ગોંડલમાં એ બોમ્બ ગણાતો. એટલે વ્યવહારદક્ષ શ્રી. શેઠે સીધો મારા ઉપર કાગળ ન લખતાં ત્યાંની ગરાસીઆ કૉલેજના એક શિક્ષક નાગરદાસ મૂળજી ધ્રુવ ઉપર કાગળ મોકલ્યો.

શ્રી. ધ્રુવ વઢવાણના હતા. અને સાહિત્યમાં પ્રેમ ધરાવતા અંગ્રેજ લોકોને ગુજરાતી શીખવાનું સુગમ પડે એ હેતુથી એમણે લખેલાં બે ત્રણ પુસ્તકો, ઘણું કરીને મેકમીલન કં.એ પ્રગટ કરેલાં. એ 'ટાઇમ્સ ઑફ ઇન્ડીયા'માં સમાચાર મોકલતા. હતા પ્રિવિયસ પણ જ્ઞાન ઘણું સારું હતું. રાજા અને પ્રજા ઉભયને પ્રિય બનવાની કેટલાકમાં કુનેહ હોય છે–એવી કુનેહ એમનામાં નૈસર્ગિક રીતે જ હતી, એટલે અમલદારોમાં એમની પ્રતિષ્ઠા હતી, તો રાષ્ટ્રીય કાર્યકરો પણ એમને વિશ્વાસપાત્ર ગણતા.

ધ્રુવ સાહેબે એક દિવસ મને બોલાવીને કહ્યું કે તમારો એક કાગળ મારા ઉપર આવ્યો છે.

મેં કહ્યું: 'કોનો છે?'

એમણે ધીમેથી કહ્યું: 'તમારે માટે જ જાણવા પૂરતું નામ આપું છું.'' એમણે કહ્યું:

'અમૃતલાલ શેઠનો!'

અમૃતલાલ શેઠની તે વખતની પ્રતિષ્ઠા એવી હતી કે એ સાંભળીને મને ગર્વ અને આનંદ થયાં. હું એ કાગળ ઘેર લઇ આવ્યો. બે ત્રણ વખત છાનો છાનો વાંચ્યો. રાષ્ટ્રપ્રવૃત્તિમાં આપણા કલમનું સ્થાન છે એ વિચારે ઉત્સાહ પણ આવ્યો. શ્રી. અમૃતલાલ શેઠનો કાગળ નીચે પ્રમાણે હતો:

રાણપુર: તા. ૫–૧૧–૨૨

પ્રિયભાઇ,

તમે વચન આપી છટક્યા. એક અક્ષર જણાવવા જેટલું પણ ન કર્યું. ખેર! અત્રે બીજો બંદોબસ્ત થઇ ગયો છે. હવે તો વળી આગે આગે ગોરખ જાગે.

આજ લખું છું તે બીજા કામ માટે. તમારી વાર્તા 'પૃથ્વીશ' આજે મેં 'નવચેતન'માં વાંચી. તમે જમાવેલો પ્લૉટ આલેખેલા ભાવ અને ચિત્રાલેખનમાં ચમત્કૃતિ જોઇ વાંચતાં મને એમ થયું કે તમે અમારા માટે ચાલુવાર્તા લખી ન આપો?

કોઇ દેશીરાજ્યનું ચિત્ર બરાબર દોરી આપો. 'પૃથ્વીશ'માં તમે એ માર્ગે છો એ જોઇ શકાય છે. 'સૌરાષ્ટ્ર' માટે પણ એવું જ કાંઇક–વધારે વિશિષ્ટતાવાળું ચિત્ર દોરી આપો એવી મારી ખાસ ઇચ્છા છે.

હમણાં અમે એવો નિયમ કર્યો છે કે 'સૌરાષ્ટ્ર'માં પ્રથમ લખનારને કૉલમ દીઠ એક રૂપિયો મહેનતાણાનો આપવો. એ પ્રમાણે તમને પણ–**તમારી અનિચ્છા હશે તો પણ નિયમ તરીકે**–આપીશું. અને તમારે જરૂર સ્વીકારી લેવું પડશે. પ્રત્યુત્તર લખશો.

તા. ક.

તમારી લખેલી વાર્તા તમારે છપાવવી હોય તો તમને પ્રિન્ટીંગ–કુલ મફત કાઢી આપીશું.

અમૃતલાલ

આમાં જે ઉલ્લેખ છે વચન આપી છટકી ગયા તે વાત, મને લાગે છે, ઘણું કરીને 'સૌરાષ્ટ્ર' પત્રમાં જોડાવા માટેની હતી. ત્યાર પછી એ જ અરસામાં શ્રી મેઘાણી ત્યાં આવ્યા.

આ પ્રમાણે 'રાજમુગટ'નું પ્રકાશન 'સૌરાષ્ટ્ર'માં શરુ થયું. તે કોણ લખે છે એ વસ્તુ પ્રગટ કરવાની





જે વિદ્યાર્થીઓ સહાય લઈ ભણવાનો યત્ન કરે છે તેમાંના થોડા જ પૂરી લાયકાત ધરાવે છે. અને છતાં વિદ્યાના ઉત્તેજનને નામે ન્યાતનાં–જાતનાં–સ્મરણનાં ફંડો વેરવિખેર ચાલ્યાં કરે છે. કોઈ દસ રૂપિયા આપે તો કોઈ છાત્રાલયમાં રહેવા દે. પૂરેપૂરી અને લાયકને જ મદદ એવું ધોરણ તો થોડામાં જ હશે.

શિક્ષણને અંતે જીવનનું ધોરણ સુધરી જાય એવો સંભવ તો આજે પણ છે અને એથી જ તો જ્યાંથી ત્યાંથી વિદ્યાર્થીઓ પરીક્ષાઓ પસાર કરવાનું ચાલુ રાખે છે. પરન્તુ એમાં આંધળિયાં છે, યોજના નથી. અને તે પછી સમાજની રચનામાં ભૂલમાંથી નિપજેલું વિષ ફેલાઈ રહે છે, સમાજ રોગિષ્ટ બનતો જાય છે.

ધંધાદારી સંસ્થાઓમાં કોઈક સારી હશે પણ જ્યાં એવું નથી ત્યાં શિક્ષણની જાણે હરરાજી બોલાતી હોય છે. વાલીના પૈસા અને બાળકોની જીંદગી બન્નેનો ખુરદો થઈ જાય છે. હિંગમરચામાં ભલે કાળુંબજાર ચાલે, શિક્ષણમાં તો શ્રેષ્ઠ ધોરણ જોઈએ.

તો પછી શાળા–કોલેજોનું રાષ્ટ્રીયકરણ કેમ કરવામાં આવતું નથી?

×

### નવમણ તેલ થાય તો રાધા નાચે!

અંકુશો દૂર કરવા સંબંધી દેશમાં જે ઉહાપોહ મચ્યો છે એમાં કોન્ગ્રેસ સમિતિઓના આગેવાન હોદ્દેદારો અને રચનાત્મક કાર્યકરો પણ સામેલ છે. વેપારીઓ સાથ આપે એ તો દેખીતું છે. આમ જનતા પણ એવું જ ઇચ્છે છે. અને આપણાં ઘણાં વર્તમાન પત્રોમાંથી તટસ્થતા અને નીડરતા જતી રહી છે એટલે એમનો અભિપ્રાય હોય તો યે ખપતો નથી.

પરન્તુ, પ્રધાનો અને તેમનાં ખાતાંઓને અંકુશો કાઢવા નથી. એમની દલીલ પણ વિચિત્ર છે, જ્યાં સુધી પ્રજામાં સંઘરાખોરો ને નફાખોરીનાં દુષણો છે, ત્યાં સુધી અંકુશો કાઢી શકાય નહીં; આમવર્ગને શોષવું પડે. અને એ વાત ખોટી પણ નથી. પરન્તુ, વેપારીઓની રીત બદલાય નહિ ત્યાં સુધી અંકુશો રહેવાના હોય તો કેટલાંય વર્ષો એમ જ ચાલ્યાં કરે. દુનિયાના ઘણા આગળ પડતા દેશોમાં મોટાં કાળાંબજાર જામેલાં છે અને વેપારીઓની મનોદશા સામાન્ય પ્રજાજન કરતાં ખાસ ઉંચી હોવાનો સંભવ નથી. પછી ' નવ મણ તેલ થાય તો રાધા નાચે 'જેવી વાત વ્યાજબી ઠરતી નથી.

ખાંડનો અંકુશ કાઢી નાખ્યો ને એમાં ગોટાળો થઈ ગયો એ હકીકત આપણી સામે છે. એની તપાસ હાથ ધરવામાં આવ્યે ઘણો વખત થઈ ગયો છે. જે કાંઈ રોગ છે તે વેપારીઓના માનસ સિવાય બીજે પણ છે એવી પ્રજાને શંકા છે. અછત અને કાળાં બજારના નામે બહારથી આયાતે, મોટાં ખાતાઓને નિભાવવાની જોગવાઈ અને ઉદ્યોગો ઉપરની હકુમત મળી રહે છે તે સરકારી તંત્રને રૂચી ગયાં છે અને હવે છૂટતાં નથી.

પેટ્રોલનો, સીમેન્ટનો, કાગળનો અને એવા બીજા અંકુશો કાઢી નાંખ્યા પછી હાડમારી ઉભી થઈ હોય એવા અનુભવ મળ્યા નથી, એની પણ નોંધ લેવાવી જોઈએ.

×

### આટલું થાય તો દુઃખ ક્યાં છે?

સાથી રાષ્ટ્રસંસ્થા તરફથી નિમાયેલી એક સમિતિએ તપાસ કર્યા બાદ જાહેર કર્યું છે કે જગતની પ્રજાઓને જુદી જુદી જાતિઓમાં વહેંચી નાખવામાં ભૂલ થઈ છે. એવી જાતિઓમાં કોઈ એક બીજી કરતાં માનસિક દરજ્જે ઉંચી છે એમ માનવામાં પણ ભૂલ રહેલી છે. સરખી તક મળે તો કોઈ પણ 'જાતિ'વાળો માણસ સરખી રીતે આગળ વધી શકે છે.

જે તફાવત દેખાય છે તે કેળવણી અને તાલીમના ભેદના લીધે છે, આંતરિકશકિત, માનવીની પ્રતિભા કે ચારિત્ર્ય એમાં જાતિથી તફાવત પડતા નથી. સ્વભાવથી એ કોઈ જુદા નથી. જુથોને જાતિઓથી ઓળખીએ છીએ. એમાં જે અંદરઅંદર ઘણો ફેર તો હોય છે.

ઉંચી જાતિ અને જંગલી જાતિ એવા ભેદ પાડી દુનિયામાં જે ભારે નુકશાન થઈ ગયું છે તે હવે આ વૈજ્ઞાનિક શોધખોળ પછી અટકી જાય તો સારું.

★

આગળ વધતી આપકથાનું એક વધુ પ્રકરણ

# જીવનપંથ [૮]

ધૂમકેતુ

એ વખતના સૌરાષ્ટ્રમાં શ્રી. મનસુખભાઇ શ્રી, દેવચંદભાઇ અને પછી શ્રી. અમૃતલાલ શેઠ–એમ રાષ્ટ્રીયપ્રવૃત્તિ પ્રવાહનું વહેણ ચાલુ થયું હતું. તે વખતે રાણપુર એ તમામ પ્રવૃત્તિનો કિલ્લો ગણાતું. રાણપુર અને અમૃતલાલ શેઠ એ બન્ને નામમાં સૌરાષ્ટ્રની જનતાને આશાનું કિરણ દેખાતું.

અમૃતલાલ શેઠે મારા ઉપર સીધો કાગળ મોકલ્યો ન હતો. આજ આપણે શું મેળવ્યું છે ને શું નથી મેળવ્યું–એ સઘળો આંક માંડીએ છીએ ત્યારે આટલી આ એક નાની સરખી બીના પણ યાદ રાખવા જેવી છે. અમૃતલાલ શેઠનો સીધો કાગળ કોઇના ઉપર આવે તો એ કાગળ ન મનાતો. ગોંડલમાં એ બોમ્બ ગણાતો. એટલે વ્યવહારદક્ષ શ્રી. શેઠે સીધો મારા ઉપર કાગળ ન લખતાં ત્યાંની ગરાસીઆ કૉલેજના એક શિક્ષક નાગરદાસ મૂળજી ધ્રુવ ઉપર કાગળ મોકલ્યો.

શ્રી. ધ્રુવ વઢવાણના હતા. અને સાહિત્યમાં પ્રેમ ધરાવતા અંગ્રેજ લોકોને ગુજરાતી શીખવાનું સુગમ પડે એ હેતુથી એમણે લખેલાં બે ત્રણ પુસ્તકો, ઘણું કરીને મેકમીલન કં.એ પ્રગટ કરેલાં. એ 'ટાઇમ્સ ઑફ ઇન્ડીયા'માં સમાચાર મોકલતા. હતા પ્રિવિયસ પણ જ્ઞાન ઘણું સારું હતું. રાજા અને પ્રજા ઉભયને પ્રિય બનવાની કેટલાકમાં કુનેહ હોય છે–એવી કુનેહ એમનામાં નૈસર્ગિક રીતે જ હતી, એટલે અમલદારોમાં એમની પ્રતિષ્ઠા હતી, તો રાષ્ટ્રીય કાર્યકરો પણ એમને વિશ્વાસપાત્ર ગણતા.

ધ્રુવ સાહેબે એક દિવસ મને બોલાવીને કહ્યું કે તમારો એક કાગળ મારા ઉપર આવ્યો છે.

મેં કહ્યું: 'કોનો છે ?'

એમણે ધીમેથી કહ્યું: 'તમારે માટે જ જાણવા પૂરતું નામ આપું છું.'' એમણે કહ્યું:

'અમૃતલાલ શેઠનો !'

અમૃતલાલ શેઠની તે વખતની પ્રતિષ્ઠા એવી હતી કે એ સાંભળીને મને ગર્વ અને આનંદ થયાં. હું એ કાગળ ઘેર લઇ આવ્યો. બે ત્રણ વખત છાનો છાનો વાંચ્યો. રાષ્ટ્રપ્રવૃત્તિમાં આપણી કલમનું સ્થાન છે એ વિચારે ઉત્સાહ પણ આવ્યો. શ્રી. અમૃતલાલ શેઠનો કાગળ નીચે પ્રમાણે હતો:

રાણપુર : તા. ૫–૧૧–૨૨

પ્રિયભાઇ,

તમે વચન આપી છટક્યા. એક અક્ષર જણાવવા જેટલું પણ ન કર્યું. ખેર! અત્રે બીજો બંદોબસ્ત થઇ ગયો છે. હવે તો વળી આગે આગે ગોરખ જાગે.

આજ લખું છું તે બીજા કામ માટે. તમારી વાર્તા 'પૃથ્વીશ' આજે મેં 'નવચેતન'માં વાંચી. તમે જમાવેલો પ્લોટ આલેખેલા ભાવ અને ચિત્રાલેખનમાં ચમત્કૃતિ જોઇ વાંચતા મને એમ થયું કે તમે અમારા માટે ચાલુવાર્તા લખી ન આપો ?

કોઇ દેશીરાજ્યનું ચિત્ર બરાબર દોરી આપો. 'પૃથ્વીશ'માં તમે એ માર્ગે છો એ જોઇ શકાય છે. 'સૌરાષ્ટ્ર' માટે પણ એવું જ કાંઇક–વધારે વિશિષ્ટતાવાળું ચિત્ર દોરી આપો એવી મારી ખાસ ઇચ્છા છે.

હમણાં અમે એવો નિયમ કર્યો છે કે 'સૌરાષ્ટ્ર'માં પ્રથમ લખનારને કૉલમ દીઠ એક રૂપિયો મહેનતાણાનો આપવો. એ પ્રમાણે તમને પણ–**તમારી અનિચ્છા હશે તો પણ નિયમ તરીકે**–આપીશું. અને તમારે જરૂર સ્વીકારી લેવું પડશે. પ્રત્યુત્તર લખશો.

તા. ક.

તમારી લખેલી વાર્તા તમારે છપાવવી હોય તો તમને પ્રિન્ટીંગ–કુલ મફત કાઢી આપીશું.

અમૃતલાલ

આમાં જે ઉલ્લેખ છે વચન આપી છટકી ગયા તે વાત, મને લાગે છે, ઘણું કરીને 'સૌરાષ્ટ્ર' પત્રમાં જોડાવા માટેની હતી. ત્યાર પછી એ જ અરસામાં શ્રી મેઘાણી ત્યાં આવ્યા.

આ પ્રમાણે 'રાજમુગટ'નું પ્રકાશન 'સૌરાષ્ટ્ર'માં શરુ થયું. તે કોણ લખે છે એ વસ્તુ પ્રગટ કરવાની





ન હતી. એટલું જ નહિ એ જમાનામાં, અને ગોંડ-લમાં તો ખાસ કરીને, રાષ્ટ્રીયવાદનો ઢોંગ કરતા અને બીજી રીતે તમામને છેતરતા એવા અમલદારો પણ હતા. એમને ખબર પડે કે અમુક લખાણ અમુક માણસ કરે છે તો આવી જ બને. અમૃતલાલ શેઠે પોતે જ એક બીજા કાગળમાં એ ચેતવણી મને આપી હતી.

'તમારી સહી સાથે તમે જે છપાવવા મોકલો છો તે સામે મારે એ કહેવાનું છે કે એ તમારા માટે બરાબર નથી. આજે તમે કોઈની તરફેણમાં લખો એટલે એ ઠીક લાગે, પણ એ રીતે તમને અહીં સ્થાન છે એની એ વાતથી સિદ્ધિ થાય છે, એટલે 'સૌરાષ્ટ્ર'માં આવતાં લખાણો સંબંધી એક કે બીજી રીતે તમારી ઉપર શંકા લાવવાનું કારણ સ્ટેટને રહેશે તે ઠીક નથી. એટલે તમારી સહી વિના જ તે પ્રગટ કરવાનું મારું મન છે.

છતાં તમારી મરજી એમ જ હોય તો મારો વાંધો નથી, પણ મારી સલાહ નથી.

પ્રત્યુત્તર તુરત લખશો.

અમૃતલાલના
વંદેમાતરમ્

આ પ્રમાણે 'રાજમુગટ'ની વાર્તા 'સૌરાષ્ટ્ર'માં શરૂ થઈ. એણે એ વખતે ઘણો સારો વાંચનારો વર્ગ ઉભો કર્યો હતો. અને આબેહુબ દેશીરાજની જ વાત હોવાથી રસથી વંચાતી હતી.

એક પણ હપ્તો પડે તો પોસાય તેવું ન હતું. તે નીચેના શ્રી. નરસિંહ મૂ. શાહ (હાલના ડૉ. નરસિંહ મૂ. શાહ)ના પત્રથી પ્રગટ થાય છે :

Urgent—

મેટર જરાય નથી. ટૂંકામાં ખર્ચાઈ ખુટી છે. સોમવાર સવાર સુધી છેવટ એક પ્રકરણ પણ મળી જવું જોઈએ.

નહીંતર આવતે વખતે તો દેવાળુ નીકળે. "ટૂંકામાં" આ વાર્તાએ 'સૌરાષ્ટ્ર'માં ધારી અસર ઉપજાવી. અને તેથી કુદરતી રીતે જ 'સાહિત્ય' પ્રત્યેની નિષ્ઠામાં વધારે ઉત્સાહ આપ્યો.

આ સમયમાં જ ચાલુ થયેલ 'પૃથ્વીશ'ની વાર્તા માસિકમાં છપાતી હોવાથી લંબાતી ગઈ. પણ શ્રી. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશીએ એને રૂપેરંગે મઢવામાં પૈસા પાણીની પેઠે વાપર્યા. એનો એક મોટો લાભ એ થયો કે લેખક પ્રત્યે જનતાને આકર્ષણ થયું. આ બન્ને નવલકથાઓએ સાહિત્ય જીવનની પ્રાથમિક ભૂમિકા બાંધી આપવામાં જાણે મોટો ફાળો આપ્યો છે. શ્રી. ચાંપશીભાઈએ તો એ પુસ્તક વિષેની તે સમયે ઘણી ઉદાર કહેવાય તેવી શરતો આપી હતી. એમનો તા. ૫. ૬. ૨૨ નો નં. ૯ કુમરલેઇન કલકત્તાથી લખેલો કાગળ નીચે પ્રમાણે છે.

"સ્નેહી ભાઈશ્રી જોશી

'પૃથ્વીશ'ની વાર્તા હું વાંચી ગયો છું. અને 'નવચેતન' માટે મંજુર કરી છે. તેનાં પહેલાં પાંચ પ્રકરણો ચાર ચિત્રો બનાવવા ભાઈ રાવળને મસુરી મોકલેલ છે. બાકીનાં ૬. ૭. ૮ આ સાથે તમને મોકલું છું. નકલ કરી લઈ મને પાછાં મોકલી આપશો.

વાર્તાના શરતો નીચે મુજબ છે તે તમને લખી જણાવું છું:

(૧) વાર્તા ચાલુ રહે તે દરમ્યાન લેખકે કે ચિત્રકારે કશું લવાજમ માગવું નહિ.

(૨) વાર્તાનો દર હપ્તો 'નવચેતન'માં છપાય તેની સાથે ૪૫૦ નકલ છપાવવી. તેમાંથી ૧૫૦ નકલ લેખકને, ૧૫૦ ચિત્રકારને ૧૫૦ પ્રગટકર્ત્તાને રહે. વાર્તા પૂરી થયે તે બંધાવી આપવાનો ખર્ચ પણ પ્રગટકર્ત્તાને રહે. આ દોઢસો નકલ ચિત્રકાર કે લેખક કે પ્રગટકર્ત્તા ગમે ત્યાં વહેંચી શકે.

( કિમ્મત પ્રગટકર્ત્તા ઠરાવશે )

ઉપર મુજબ આપને મંજુર હોય તો તરત જણાવશો.

વાર્તાના કૉપીરાઇટ હક્ક લેખકના જ છે.

આપનો
ચાંપશી વિ. ઉદ્દેશી



'પૃથ્વીશ'થી બંધાયલો આ સ્નેહસંબંધ શ્રી. ચાંપશીભાઈએ છેક સુધી નિભાવી રાખ્યો એ એમના સરલ ને સજ્જન સ્વભાવનું એક અંગ એટલે. પછી તો 'નવચેતન'માં અવારનવાર ટૂંકી વાર્તાઓ પણ પ્રગટ થઇ. અને કેટલીક સુંદરમાં સુંદર વાર્તાઓ ત્યાં જ પહેલી પ્રગટ થઈ. પાછળનાં વર્ષોમાં કામ વધતાં હું પહોંચી ન શકું તો પણ ચાંપશીભાઈએ તો એક નિયમ જ રાખેલો કે બે ત્રણ કાગળ લખવા, જવાબ ન મળે તો તાર કરવો ને વાર્તા લીધે જ રહેવું. હજી સુધી એમની એ ટેક એ જાળવતા આવ્યા છે, ને બને છે પણ એવું કે અકસ્માત ક્યાંય ગગનમાં દેખાતી ન હોય તેમાંથી એમને માટે સારી વાર્તા આવી જ ચડે છે ! 'મુંગો ગુંગો' એ હમણાં લખાયલી વાર્તા એનું ઉદાહરણ છે.

પણ આ વર્ષો દરમ્યાન ગોંડળ તજી દેવાનો સંકલ્પ બળવાન બન્યો હોય તેમ બીજે ઘણે પ્રયાસ ચાલુ કર્યા હતા. મોરબીમાં કેળવણી અધિકારી સુતરિયા હતા. તે પહેલાં ગોંડલમાં હતા. ઓળખે નહિ પણ ગોંડલના છે એમ ધારીને એમણે બોલાવેલ, ને પોણોસો રૂપિયાથી નિમણુંક પણ કરી હતી. પણ પછી ત્યાં જવાનું બની શક્યું નહિ.

આ વખતે ઇન્દુલાલ યાજ્ઞિકના 'યુગધર્મ'માં જોડાવાનો સંકલ્પ બળવાન બન્યો હતો. શ્રી. બચુભાઇની મારફત એ પ્રયત્ન પણ થઇ રહ્યો હતો અને એ માટે તૈયારી પણ હતી. પણ એક કે બીજે કારણે છેક છેલ્લી ઘડીએ વસ્તુ અટકી પડી.

પણ 'વીસમી સદી'ના મૃત્યુ પછી જે કેટલાંક માસિકો નીકળ્યાં તેમાંથી 'ગરવી ગુજરાત'ના રા. ઉદ્ધવજી તુલસીદાસ ઘણા ઉત્સાહી અને કંઇક કરી નાંખવાની ધગશવાળા હતા. તેમણે એ વખતે એટલે ૧૯૨૧–૨૨ દરમ્યાન ઠીક—'ગરવી ગુજરાત' માટે ઠીક—લોકપ્રિયતા મેળવી હતી. એ વખતે હજી મુનશીનું 'ગુજરાત' નહિ નીકળેલું એટલે આ સચિત્ર માસિક લેખકોને આકર્ષી શક્યું હતું.

એ વખતે એમણે અંક સ્વરાજ્ય-અંક કાઢેલો. તેમાં આવેલાં મારા લેખથી એમને ઘણો સંતોષ થયો અને એમણે અવારનવાર લેખો માગવાનું ચાલુ કર્યું.

એમણે હાજીમહમ્મદને પગલે લેખકોને ફૂલ નહિ તો ફૂલની પાંદડીનું ધોરણ સ્વીકારીને પણ ઉત્તેજન આપવા માંડ્યું હતું. એમણે મોકલેલાં કેટલાંક ભેટ પુસ્તકો હજી પણ મારી પાસે છે.

એમનો ઉત્સાહ, ગુજરાતના લેખકોને આગળ લાવવા માટેનો, કેટલો તીવ્ર હતો તે એમણે રા. રાવળને લખેલા એક પત્રથી પ્રગટ થાય છે. એ લખે છે,

'ભાઈ જોશીવાળા લેખનું ભાષાંતર રા. ખાડીલકર, લોકમાન્યના અધિપતિ કરવાના છે. તે આવતા અઠવાડિયામાં જરૂર લેશે એમ એમણે મને કહ્યું છે. રા. વિભાકર તરફથી સોવાર નહિ પણ હજારોવાર ધન્યવાદ આપવાનું ભાઇ જોશીને જણાવ્યું છે.'

આ ઉલ્લેખ કરાયેલો લેખ 'પ્રજાજીવનમાં રસ અને સ્વરાજ્ય' ઘણો વખણાયો હતો. તે પછી તો અપ્રગટ જ રહ્યો, પણ આ સમયે જે રાષ્ટ્રીય જુવાળ આવેલો તેમાં સમયોચિત હોવાથી આ લેખો ઘણી જ પ્રશંસા પામ્યા અને તેમણે ઘણાનું ધ્યાન પણ ખેંચ્યું.

આ વખતે 'ગરવી ગુજરાત'માં કેટલીક નવલિકાઓ પણ મોકલી હતી. 'સાહિત્ય'માં 'પાગલ' એ તખલ્લુસથી બે એક વાર્તાઓ મોકલેલી.

પણ નવલિકાઓ વધારે પ્રમાણમાં લખવાનું કે એ માર્ગ અપનાવવાનું એક સૂચન રા. ઉદ્ધવજી તુલસીદાસના તા. ૨૭–૮–૧૯૨૧ના પત્રમાં છે એ વસ્તુ વિચાર કરવા જેવી છે. એમાં એ ભાઈએ નીચે પ્રમાણે સૂચન મૂકેલું:

'પ્રજાજીવનમાં રસ અને સ્વરાજ્ય' એ આપનો લેખ વિદ્વાનોમાં આદરપૂર્વક વંચાયો છે. મુક્તકંઠે તેમણે પ્રશંસા કરી છે. સામાન્ય જનોમાં એના વાચનથી એવા વાચનની ભૂખ જાગી છે. સ્ત્રીઓએ





એ રસના લેખમાં ખૂબ રસ લીધો છે. આપના લેખથી 'ગરવી ગુજરાત'ની કિમ્મત વધી છે. અને જે અભિપ્રાય મુંબઇમાંથી મળ્યો છે તે ઉપરથી હું એમ કહી શકું છું કે આપનો એક ચાલુ લેખ જો એક વરસ સુધી આવ્યા કરે તો પણ પ્રજા એ રસથી વાંચે. એ રસમય ભાષા વાંચતાં મને એમ લાગે છે કે આપ જો ટૂંકી કે લાંબી વાર્તા, નાટક કે સંવાદ લખો તો અજબ લખી શકો.' વગેરે–

આ પ્રમાણે આ સૂચન છેક ૧૯૨૧ સાલ જેટલું વહેલું આવ્યું હતું. અને એ રીતે વધારે ને વધારે નવલિકાઓ લખાતી ગઇ. 'અકસ્માત' 'ઘેર આવતાં' એ નવલિકાઓ આ વખતે લખાયેલી ને 'ગરવી ગુજરાત'માં પ્રગટ થયેલી.

પણ એ સમયમાં રાષ્ટ્રોત્થાનનો જુવાળ હતો એટલે સાહિત્યમાં પણ અવનવા પ્રકારો એક પછી એક પ્રગટ થતા જ હતા. 'ગરવી ગુજરાત' બહુ ન ટકી શક્યું અને 'ગુજરાત' નામમાં એ લુપ્ત થઇ ગયું. પણ શ્રી. વિભાકરે એક નવું માસિક શરૂ કર્યું હતું. 'રંગભૂમિ.'

એનું નામ 'રંગભૂમિ' હતું, પણ એમાં નાટકો જ છપાતાં એવું કાંઇ ન હતું. એ 'રંગભૂમિ' માટે એક લેખ લખવાનું આમંત્રણ શ્રી. વિભાકરે ઘણા જ આગ્રહથી મોકલ્યું.

તે વખતે ખબર ન હતી કે 'રંગભૂમિ'માં છપાયલો એ લેખ એક દિવસ ઘણું જ અગત્યનું કામ કરી જશે.

બીજા લેખો લખાતા હતા તેમ એ લેખ પણ લખ્યો. 'રંગભૂમિ'માં પ્રગટ થયેલો એ લેખ 'પ્રજાજીવનની સંસ્કૃતિ ને રંગભૂમિ' એ નામે પ્રગટ થયેલો. અને શ્રી. વિભાકરે એ વિષે ઘણો જ પ્રશંસાભરેલો કાગળ લખ્યો. પણ જીવનમાં ઘણા અકસ્માત બને છે તેમ આ લેખ પણ એક અકસ્માત રૂપ થયો. અને એણે જીવનનું આખું વહેણ જાણે નિશ્ચિત કરી દીધું.

એ અકસ્માત કયા પ્રકારનો હતો તે વિષે યોગ્ય સ્થાને ઉલ્લેખ આવશે.

આ સઘળી સાહિત્યપ્રવૃત્તિને લીધે હવે જીવનની દિશા નિશ્ચિત સ્વરૂપ લેતી હતી. જેમાં સાહિત્યસેવા થાય એ પ્રકારનું જીવન જોઇએ એ લગભગ નિર્ણય થઇ ગયો. એ નિર્ણય લીધે જ અને દેશળજી પરમાર, બચુભાઇ રાવત એ સૌ અમદાવાદ આવીને વસ્યા હતા તેથી અમદાવાદ તરફ વલણ વધતું હતું. પણ તે દરમ્યાન એક કે બે વર્ષ સાહિત્યસેવા તો ચાલુ જ રાખી. ઇન્દુલાલ યાજ્ઞિકના 'યુગધર્મ'થી માંડીને ઘણે ઠેકાણે પ્રયત્ન કર્યો હશે પણ ક્યાંય પાટો ચડ્યો નહિ હોય. દેશળજી પરમાર અમદાવાદમાં આવ્યા હતા અને પત્રવ્યવહારથી અને સાહિત્યની સમાન અભિરૂચિને લીધે એ મૈત્રી વધારે ગાઢ થતી હતી. પણ હજી થોડો વખત થોભવાનું હશે એટલે બચુભાઇનો મેળ તો 'નવજીવન'માં મળી ગયો, દેશળજી પરમાર રણછોડલાલ કન્યાશાળામાં રહી ગયા, પણ મારે માટે હજી કોઇ ઠેકાણું જડતું ન હતું. પ્રયત્ન ચાલુ હતા.

'યુગધર્મ'માં જ કદાચ ઠેકાણું પડી જાય ને એ હેતુથી શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકને બધાં લખાણો પણ આપેલાં, પણ કોણ જાણે કેમ એ બધાં ગૂમ થઇ ગયાં ને એ વસ્તુ અટકી ગઇ. શ્રી. બચુભાઇ રાવતે એ માટે ઘણી મહેનત કરેલી. એમનો એ વિષે એક કાગળ છે. તેમાં 'કુમાર'નું પ્રથમ સ્વપ્નદર્શન પણ જોવા મળે છે. પંડિત રવિશંકર પણ એ વખતે આંહી હતા. એટલે સૌએ ભેગા થઇને કોઇ સુંદર માસિક કાઢવું એવી શ્રી રાવજીની મૂળ યોજના હતી. એ વિષે જ શ્રી. બચુભાઇએ લખ્યું છે.

'કામની યોજનાઓ પાકી થતી જાય છે. નાણાં પણ મળી જશે એની ગોઠવણ છે. હમણાં તો આ બધી silent તૈયારી કર્યે જઇએ છીએ. આ અહીંનું વાતાવરણ. બાલમાસિક કાઢવાનું નક્કી થઇ ગયું છે. તેં ઇન્દુલાલને મોકલેલા લેખોનો આખો થોકડો ગેરવલ્લે ગયો છે, એ પાછા સમાચાર તને આપવાનું કમભાગ્ય મને આવે છે. હું એને બંગલે–અઢી માઇલ દૂર–ચાર પાંચ ધક્કા ખાઇ આવ્યો. એણે ક્યાંક આડા અવળા મુકેલા તે મળતા જ નથી. મેં આખો બંગલો તપાસ્યો, લાગતા વળગતાઓને ત્યાં તપાસ કરી, પરંતુ પત્તો નથી. આ ખબર તને આઘાત ન કરે એ ઇચ્છું છું. હજી પ્રયત્ન ચાલુ

છે... મેં હમણાં 'ગૃહલક્ષ્મી' નામનું નવું હસ્તલિખિત માસિક કાઢયું છે. આવતી કાલે એ બહાર પડશે.'

આ પ્રમાણે સાહિત્યજીવનની એક મનોરમ સ્વપ્નવાટીકા રચવાનાં આકાશી ખ્યાલો એ વખતે અમને પ્રોત્સાહિત રાખી રહ્યા હતા. એ અરસામાં 'પોસ્ટ ઑફીસ' એ વાર્તા લખાયલી. 'સાહિત્ય'ના ઇ. સ. ૧૯૨૨ના માર્ચ અંકમાં એક વાર્તા મેં આપેલી. તેનું નામ વિચિત્ર હતું.

'ચાંદની છીપ જાયગી મેલા કરન રહ જાયગા' એ વાર્તાનું નામ હતું. અને લેખક તરીકે તખલ્લુસ 'પાગલ' એમ મૂકયું હતું, એ વાર્તા હજી કોઇ સંગ્રહમાં લીધેલી નથી. 'કુમારપાલ' વિષેનો એક ઐતિહાસિક નિબંધ પણ આ સમયમાં પ્રગટ થયેલો તે ૧૯૨૨માં પ્રગટ થયો છે. તેમાં તખલ્લુસ 'ધૂમકેતુ' મૂકેલુ છે તે પહેલાં 'સિદ્ધરાજ જયસિંહ' નવેમ્બર ૧૯૨૧માં 'સાહિત્ય'માં છપાયેલું. કુમારપાળના ઐતિહાસિક નિબંધે જૈન ભાઇઓમાં ખળભળાટ પણ મચાવેલો. શ્રી જિન વિજયજી હમણાં વર્ષો પછી એ નિબંધને સંભારીને કહી રહ્યા હતા કે મંતવ્યો અને માહિતી એક બાજુ મૂકીએ તો તમારો એ નિબંધ મને ઘણો જ આકર્ષક લાગ્યો હતો. ને ત્યારથી મને લાગેલું કે આ કોઇક પોતાની રીતે વિચારનારો માણસ છે. એ નિબંધને અને 'સિદ્ધરાજ જયસિંહ' વિષેનો નિબંધ બન્ને હજી અપ્રગટ છે. ઐતિહાસિક નિબંધોનું સાહિત્ય આપણે ત્યાં હજી ખેડાયું નથી, હમણાં શ્રી. મુનશીજીએ 'સોલંકીયુગના સમ્રાટો' શરૂ કર્યા છે, પણ વિવેચક ભાઇઓ પછી માહિતીને અભાવે ગમે તેમ ગપ્પાં લમાવવાના દોષમાંથી ઉગરી જવા માગતા હોય, તો એમને રસપ્રદ થાય તેવી એક માહિતિ મારે આપવાની છે કે સોલંકી યુગની નવલકથાઓ લખતી વખતે જ, મેં થોકડાબંધ નોંધો કરી રાખી છે. ને એ ઉપરથી 'ગુજરાતનો ચૌલુક્ય ઇતિહાસ' લખવાનું સ્વપ્ન પણ નોંધી રાખ્યું છે. અત્યારે તો એક પળ પણ મારી પાસે ફાજલ નથી. પણ એ ઇતિહાસ વહેલે મોડે સમય મળ્યો, તો આવવાનો છે. બાકી તો બલીયસી કેવલમિશ્વરેચ્છા સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાલના નિબંધોએ શ્રી. મુનશીનું ધ્યાન ખેંચેલું. ને એમને ત્યારે લખનારની માહિતી નહિ એટલે કાંઈ લખેલું નહિ. પણ 'ગુજરાત'માં લેખ માટે માગણી કરતાં આ તખલ્લુસધારીની માહિતી મળી ત્યારે એમણે લખેલું કે તમારા કુમારપાળ અને સિદ્ધરાજના નિબંધે મારું ધ્યાન ખેંચેલું મને લાગેલું કે સારી પેઠે જ વિચાર કરનારો એક માણસ છે ખરો. એ પત્ર કયાંક સચવાયેલ છે, અત્યારે હાથ આવ્યો નથી, નહિતર બરાબર શબ્દો આપી શકાત.

એ સમયની કાઢી ન નાખવા જેવી ને જરાક જ હાથસ્પર્શે સુંદર થઇ શકે તેવી ઘણી કૃતિઓ હજી અપ્રસિદ્ધ પડી છે. કેટલાક પત્રો, સંવાદો, ઐતિહાસિક નિબંધો અને નવલિકાઓ થઇને, લગભગ દોઢેક હજાર પૃષ્ટનું લખાણ વણછાપ્યું પડ્યું છે. પણ એ વ્યવસ્થિત કરવાનો અત્યારે હવે સમય નથી—ને વ્યવસ્થિત કર્યા વિના આપવાનો કોઇ અર્થ નથી.

એ વખતે એક ભૂલ કરતાં હું સહેજમાં બચી ગયો.

મારા મનને ઉત્સાહ હતો કે એકાદ વાર્તાપુસ્તક પ્રગટ કરવું. જુનાગઢના શ્રી નલિનીકાન્તનું ત્રણ આનામાં પ્રગટ થયેલું 'બાઇડીઓની વાતોમાં તમે શું જાણો' એ પુસ્તક થોડું ખર્ચાળ થાય તેવું લાગ્યું હતું. એટલે એ એક ધોરણ થઇ બેઠું હતું. મેં શ્રી નારાયણજી ગોકલદાસ ડોસાણી સાથે પત્રવ્યવહાર કર્યો અને 'સમાજ જીવન'માં આવતા મારા લેખોથી આકર્ષાઇને એમણે પ્રકાશક થવાનું કબુલ કર્યું. પણ ત્રણ આનાથી વધારે મોંઘી કિમ્મત રાખવામાં એ સાહસ જેવું- જણાતું હતું. એટલે એમણે મને તે વખતના ધોરણ પ્રમાણેની ઉદારમાં ઉદાર terms આપી એ શરત પ્રમાણે મને ૭૫ પુસ્તકો મળવાનાં હતાં. મારે મારી નવલિકાઓ મને આપવાની હતી. પછી એ લોકપ્રિય થાય તો વધુ ભાગો છપાવે.

આ યોજના વિષે લગભગ નક્કી થયું હતું. મને એમ હતું કે ૭૫ નકલ મળશે તો મિત્રોને ભેટ મોકલાશે ને એ રીતે નામ પ્રગટ થશે. પણ એવામાં એક અકસ્માત થયો ને 'તણખા'ની વાતો પ્રગટ થવાની અણી ઉપર આવેલી, પ્રગટ થતી રહી ગઈ.

[ ચાલુ ]

[ ૭ ]

### ધૌમ્ય

અરુણિ ઋષિનો પુત્ર આરુણિ. એ ગુરુ ધૌમ્યને ત્યાં વિદ્યા મેળવવા માટે ગયો. એ વખતે વિદ્યા લેવાની રીત જ જુદી. ગુરુને ત્યાં રહે, સેવા કરે, ગુરુને લાગે કે આને વિદ્યા આપવાથી વિદ્યાનો દુરુપયોગ નહિ થાય ત્યારે વિદ્યા મળે. એ વખતે વિદ્યાનો એવો મહિમા હતો. અને આજ પણ એવું ક્યાં નથી? આજ અમુક વિદ્યા મેળવવા માટે અમુક પ્રકારની યોગ્યતા કેળવવી જ પડે. તે વખતે ગુરુને ત્યાં રહીને બધું કામકાજ કરવું એ પણ વિદ્યાનો જ એક ભાગ ગણાતો.

એટલે આ ધૌમ્યને ખેતર સંભાળવાનું કામ ગુરુએ સોંપ્યું હતું. ગુરુએ એક દિવસ આજ્ઞા કરી કે ખેતરમાંથી પાણી વહી જાય છે માટે બંધ બાંધો.

ધૌમ્યે આજ્ઞા પ્રમાણે બંધ બાંધ્યો. પણ પણ પાણીનો વેગ એવો કે માટી નાખે ત્યાં માટી ધોવાઈ જાય. ધૌમ્યે બહુ મહેનત કરી પણ બંધ રહ્યો નહિ!

એટલે પછી પોતે જ બંધની વચ્ચે સૂઈ ગયો કે જેથી પાણી અટકી પડે!

પણ પોતે સૂતો તે સૂતો. હવે ત્યાંથી ઉઠે શી રીતે? ઉઠે તો તો પાણી ચાલ્યું જાય!

ધૌમ્ય પાછો આશ્રમમાં આવ્યો નહિ એટલે સૌને ચિંતા થઈ. ગુરુએ તપાસ કરી તો ધૌમ્ય મળે નહિ! તે તપાસ કરવા નીકળ્યા ત્યાં ધૌમ્ય બંધની આડે સૂતેલો દૃષ્ટિએ પડ્યો!

કોઈકને આમાં મૂર્ખાઈ લાગે. પણ જોવાનું એ હતું કે પાણી તે દિવસે અટકાવવાનું હતું ધૌમ્ય આડે સૂતો એટલે બંધ ટકી ગયો હતો. ગુરુને ધૌમ્યની આ આકરી કર્તવ્યનિષ્ઠા—જે કામ લીધું તે કોઈ પણ હિસાબે પૂરું થવું જોઈએ—બહુ જ ગઈ. એને એનામાં ઉંચા પ્રકારની તેજસ્વિતા લાગી.

એ ઉપરથી ધૌમ્યનું નામ થયું ઉદ્દાલક.

આ ઉદ્દાલકને પછી જ્ઞાન આપવામાં આવ્યું.

ઉદ્દાલક આરુણિના બે પુત્ર. શ્વેતકેતુ અને નચિકેતા. એક પુત્રી સુજાતા.

એ ત્રણેની ત્રણ વાત છે. પહેલી શ્વેતકેતુની વાત કરીએ.

[ ૮ ]

### શ્વેતકેતુ

ઉદ્દાલક નામે એક ઋષિ. શ્વેતકેતુ એનો પુત્ર. ઋષિના મનમાં એમ કે છોકરાને વિદ્યાની ભૂખ જાગે, પછી હું એને વિદ્યા આપું તો વિદ્યા જલદી હૈયે ચડે! એટલે એણે થોડા વખત, એને બોલાવ્યા વિના જવા જ દીધો! પણ છોકરો એવો હોશિયાર કે ભણવાનું નામ જ લે નહિ! જંગલમાંથી સમિધ તમે કહો તેટલાં લાવી આપે બાકી ભણવા કારવવાનું રામ રામ!

એટલે ઉદ્દાલક ઋષિને ચિંતા થઈ. પોતાના કુટુંબમાં, અત્યાર સુધી તો કોઈને કહેવું પણ નહોતું પડયું કે ભાઈ! તું હવે ભણવા બેસ! એ તો કુદરતી રીતે જ ભણવા બેસી જતા! જરાક સમજણા થાય એટલી જ વાર!

અને આ શ્વેતકેતુ તો ભણવાની વાત જ કરે નહિ ને!

એક દિવસ પછી ઉદ્દાલકે પોતાના પુત્રને પાસે બોલાવ્યો. પ્રેમથી પાસે બેસાર્યો. હેતથી કહ્યું: 'શ્વેતકેતુ! તું હવે કોઈ યોગ્ય ગુરુને ત્યાં જા, અને વિદ્યાર્થીના ધર્મ પાળી વિદ્યા

મેળવ. આપણા કુટુંબમાં વિદ્યા ન મેળવે એવો કોઈ થયો નથી. બ્રાહ્મણ હોય ને વિદ્યા ન મેળવે તો પછી એવા નામધારી બ્રાહ્મણને શું કરવાનો? બકરીની ડોકે આંચળ હોય-તે આંચળ કહેવાય-પણ એ કંઈ દૂધ આપે? માટે તું કોઈ ગુરુનું શરણું લે ભાઈ!'

પિતાની આજ્ઞા થઇ એટલે શ્વેતકેતુ પણ વાત સમજી ગયો. બારવરસનો બટુક લંગોટી લગાવી દંડ ધારણ કરી, ગુરુની શોધમાં ચાલી નીકળ્યો!

બાર વરસનો હતો ત્યારે એ ગયો. ને ચોવીશ વર્ષનો થયો ત્યારે પાછો આવ્યો બાર વરસ સુધી વિદ્યાનું પઠન પાઠન કરીને મહા વિદ્વાન થયો.

પણ હજી ઉગતી જુવાની, અનુભવ ઓછો, વળી ચારે વેદોનો અભ્યાસ કરેલો, એટલે એ તો ઘેર આવ્યો, પણ જાણે જગ જીતીને આવ્યો હોય તેમ, ઉંચું ને ઉંચું જુએ! એને મનમાં થઈ આવ્યું કે મારા જેવો પંડિત તો કોઈ છે નહિ. હું બોલું પણ કોની સાથે? એટલે ધરતીથી દોઢ હાથ ઉંચે હાલે! વૃદ્ધ ઋષિ બેઠા બેઠા દીકરાનો તાલ જુએ. મનમાં સમજે કે વિદ્વાન થયો છે-પણ વિદ્યા વિનય વડે શોભે-એ વાત તો હજી જાણતો નથી!

થોડા દિવસ તો એમ ને એમ ચાલ્યું પછી ઋષિથી રહેવાયું નહિ. એક દિવસ એને કહ્યું: 'હે શ્વેતકેતુ! તું એવું શું ભણી આવ્યો છે ભાઇ! કે કોઇની સાથે બોલતો પણ નથી? જાણે કે તું બોલીશ તે બીજા સમજશે પણ નહિ! પણ તને એવું કોઇ જ્ઞાન તારા ગુરૂ પાસેથી પ્રાપ્ત થયું છે કે જે જ્ઞાનની પાસે બીજાં બધાં જ્ઞાન બાળક બની જાય? જે એક જ જ્ઞાન હોય તો જ બધું જ જ્ઞાન મળે! કોઈ દિવસ કાને સાંભળ્યું ન હોય-છતાં સાંભળ્યું હોય તેવું લાગે! વિચાર્યું ન હોય, છતાં જાણે વિચારેલું લાગે! એવું કોઇ જ્ઞાન તેં ગુરુ પાસેથી પ્રાપ્ત કર્યું છે ખરું?'

શ્વેતકેતુ તો પિતાની વાત સાંભળીને આભો જ બની ગયો. એણે આવી વાત તો કોઇ દિવસ સાંભળી પણ ન હતી. કોઈ દિવસ જાણતા ન હોઇએ, છતાં જાણે જાણતા જ હોઇએ એવું શી રીતે થાય?

પોતે આ જાણતો નથી એવો વિચાર એને આવતાં જ એનું અભિમાન ઉતરી ગયું!

તે પિતાના ચરણમાં પડયો. નમ્ર થઇને બોલ્યો: 'ભગવાન્! એવું આ જ્ઞાન કયું છે કે જેમાં એક જ વસ્તુનું જ્ઞાન થતાં, બધી વસ્તુનું જ્ઞાન થઇ જાય?'

ઉદ્દાલકે જવાબ વાળ્યો: 'માટીનું બરાબર રીતે જ્ઞાન થાય, તો પછી માટીનાં જે જે કાર્ય છે તેનું પણ જ્ઞાન થાય કે નહિ?'

'એ તો થાય જ.'

'ત્યારે એમાં જેમ મહત્ત્વ માટીનું છે, એ છે તો ઘડો છે, ભંભલી છે, તેમ જ, આ જ્ઞાનનું સમજવું. નામ અને રૂપ એકલું જ્ઞાન, એ કાંઇ સાચું જ્ઞાન નથી. મૂળ સોના વિષે તમે જાણો એટલે બસ. એમાંથી થયેલાં ઘરેણાં, તે તો જુદાં જુદાં નામ ધારણ કરે છે એટલું જ.

લોખંડના હજાર પદાર્થ થાય. પણ એમાં મહત્ત્વ લોખંડનું. લોખંડ છે, તો નેરણી છે. લોખંડ હોય નહિ તો પછી નેરણી બિચારી કયાં હોય?'

'કયાંય નહિ!'





'ત્યારે એવું જ આ. કંઠી એ કંઠી છે. એ તો સોનાના એવા આકારનું નામ થયું. પણ એમાં ખરું મહત્ત્વ તો સોનાનું છે. સોનું જ ન હોય તો કંઠી કયાં હોય?'

'કયાં ય નહિ!'

'તો પછી જુદા જુદા નામરૂપ વિષે જાણવું એ સાચું જ્ઞાન–કે એ નામ રૂપ, જેના વિના એક પળભર પણ ટકી શકે તેમ નથી, એના વિષે જાણવું એ મહત્ત્વનું ને સાચું જ્ઞાન?'

શ્વેતકેતુ વિચાર કરી રહ્યો. આવું તો એને એના ગુરુએ કોઈ દિવસ કહ્યું જ ન હતું! એને શું ખબર કે જ્ઞાન બે પ્રકારના છે! એક જ્ઞાન એવું છે, જે અંતરમાંથી આવે છે. બીજું જ્ઞાન એવું છે, જે બહારથી મળે છે. આ બહારનું જ્ઞાન સારી રીતે મેળવનારો અંતરના જ્ઞાનનો અધિકારી થાય છે! પણ આવું આ જ્ઞાન છે એની એને તો ખબર પણ નહિ! ઉદ્દાલકે કહ્યું: 'જો શ્વેતકેતુ! આ જગતમાં જે કાંઇ છે તે દરેકને નામ છે, રૂપ છે. અને જે કાંઇ થયું છે તે કોઇક ક્રિયાનું પરિણામ છે. સોનાની કંઠી બની. એને એ નામ મળ્યું- પણ તેથી એ સોનું નથી એમ કોઇ કહી શકે?'

'ના'

'ત્યારે તું એને કંઠી કહે, અને હું સોનું કહું, તો સાચું કોણ? કંઠી કહેનારનું જ્ઞાન સાચું કે સોનું કહેનારનું જ્ઞાન સાચું?'

'સોનું કહેનારનું!'

'બરાબર છે. એ જ પ્રમાણે આ જગત્ ઉત્પન્ન થયું છે. મૂળ પદાર્થ એક. એ જ સત્ય. એ ન હોય, તો કોઈ રૂપ ન હોય. એ સત્ પદાર્થ કોનામાં નથી!. દરેક નામમાં, દરેક રૂપમાં એ હોય હોય અને હોય. ન હોય તો નામ પણ કેવું ને રૂપ કેવું? સમુદ્રમાં મોજાં લાખો ને કરોડો આવે. બધાં સરસ લાગે. રૂપાળાં દેખાય. બધાંની શક્તિ ગજબની. પણ સમુદ્ર હોઇને, એ બધાં છે. સમુદ્ર ન હોય, તો ત્યાં મોજાં કેવાં? એવું આ જગતનું.

એક સત પદાર્થ છે તો આ બધાં ઉભાં છે! એ ન હોય તો તું આંહીં કેવો? હું પણ કેવો? અને કોઈ કયાંથી?

પણ જેમ મધમાખ બધાં ફૂલમાંથી મધ ભેગું કરે, મધપુડામાં ભરે. પછી એ મધમાખને કોઇ કહે કે બકુલના ફૂલમાંથી જે મધ તું ચૂસી લાવી એ કયાં છે? તો એનો જેમ કાંઇ જવાબ ન મળે, તેવું જ આ જગત્ વિષે સમજવું!

બધાં ફૂલમાં મધ સૂતું છે. એકરસ થઈ ગયા પછી કોઈ ફૂલનું મધ બીજા ફૂલના મધથી જુદું નથી. તેવું જ જગત્ વિષે સમજવું. સત્માંથી જગત, અને જગત્ પાછું સત્માં. ત્યારે આ જે સત્ છે તે આત્મા. તારો, મારો, વાઘનો, વરૂનો, અને કીટનો આત્મા એક. નામ જૂદાં. રૂપ જૂદાં. એમ થવાનું કારણ ક્રિયા. એ ક્રિયા એટલે વાસના.

શ્વેતકેતુ તો મનમાં ને મનમાં ઉંડો ઉતરી ગયો. આ જ્ઞાન કંઇ એના મગજમાં બેઠું નહિ. એણે ફરીને હાથ જોડયા: 'હજી કાંઇ સમજાયું નથી! શબ્દો સમજાય છે. પણ અર્થ મળતો નથી! ને મનમાં બેસતો નથી!'

'સમુદ્ર તરફ બધી નદીઓ વહે છે. ગંગા હોય, જમના હોય, નર્મદા હોય– બધાંનાં પાણી સમુદ્રમાં જાય. એ પાણી સમુદ્રમાં ગયા પછી આ ગંગાનું પાણી, આ



જમનાનું પાણી, આ નર્મદાનું પાણી, એમ કોઈ કહી શકે ખરું ? તેમ જ આ બધી સૃષ્ટિનું સમજવું.

સત્‌માંથી આવે સત્‌માં જાય. વચ્ચેનો આ ખેલ ! એને નામ ગમે તે આપો. પણ છેવટે રહે એક—આત્મા !

શ્વેતકેતુ તો આ સાંભળીને છક્ક થઈ ગયો. પોતે કાંઈ નથી એ અભિમાન ગળી જતાં તો આ અગાધ જ્ઞાનનું માપ લેવાનું એને મન થઈ આવ્યું: એણે ફરીને હાથ જોડયા: ' હજી એક વખત આ વાત સમજાવો !'

' એક વૃક્ષ છે શ્વેતકેતુ ! એના મૂળમાં ઘા કરો, મધ્યમાં ઘા કરો, ગમે ત્યાં ઘા કરો, પણ વૃક્ષ મરે નહિ, જીવે ખરું. પણ એક શાખાને વૃક્ષથી છૂટી કરીએ તો શાખાનું શું થાય ?'

' તો તો એ સૂકાઇ જાય !'

' ત્યારે એવું આ સત્ છે. આત્મા છે ત્યાં સુધી દેહ ટકે છે. એણે જેવો દેહ તજ્યો કે બધું ધબાય નમ:. પછી કેવું ત્યાં શરીર, કેવું રૂપરંગ ને કેવું નામ !'

પણ આ વિષય એવો કે એમ ઝટ દઇને કાંઈ સમજાય ખરો ? શ્વેતકેતુ ઘણો મનમાં આનંદ પામે કે ઓહો હો ! આ જ્ઞાન તો અદ્‌ભુત છે, પણ એ જ્ઞાનની ગડ કોઈ રીતે મનમાં બેસે નહિ ! એણે ફરીને કહ્યું: ' હજી સમજાવો પિતાજી !'

સમજાવતાં થાકે નહિ એ ખરો ગુરુ. ઉદ્દાલકે એને કહ્યું: ' પેલો એક વડનો ટેટો લઈ આવ તો !'

શ્વેતકેતુ ટેટો લઇ આવ્યો.

' હવે એ ટેટો ભાંગી જો. અંદર શું છે ?'

શ્વેતકેતુએ ટેટો ભાંગ્યો. અંદર તદ્દન ઝીણાં બીજ હતાં. તે બોલ્યો: ' અંદર આ બીજ છે પિતાજી !'

' પણ કોઇ તને એમ કહે કે એ બીજ નથી, પણ એક આખો વડ એમાં સંતાઈને બેઠો છે. તો એને તું મૂરખ ગણે કે ડાહ્યો ?'

' એને તો હું ડાહ્યામાં ડાહ્યો કહું. કારણકે એ બીજમાં જે ખરું સત્ય છે તે જુએ છે !'

' ત્યારે એવું જે સૂક્ષ્મતત્ત્વ તે આત્મા. ટેટામાં બીજ નથી પણ વડ છે, ને એમાં વડ જોનારો સાચું જુએ છે, તેમ તારે આત્માનું સમજવું. સર્વત્ર આત્મા જોનારો સાચું જુએ છે !'

બીજું ઉદાહરણ આપું છું ' આ પાણી છે. એ પાણી તું લઈ જા, એમાં એક મીઠાનો ગાંગડો નાખજે. રાત આખી પડી રહેવા દેજે. અને કાલે સવારે એ પાણી લઈને મારી પાસે આવજે.

બીજે દિવસે શ્વેતકેતુ પિતા પાસે ગયો ત્યારે એના મનમાં નવાઇ લાગતી હતી કે હવે આ પાણીમાંથી પિતા શી વાત કરવાના હશે ?

ત્યાં એના પિતાએ તો નવી નવાઇનો સવાલ એને કર્યો: ' શ્વેતકેતુ તેં પાણીમાં જે મીઠાનો ગાંગડો નાંખ્યો હતો તે જરાક લાવ તો !'

' અરે ! પિતાજી ! એ ગાંગડો તે કાંઇ અત્યાર સુધી હોય ? એ તો ગળી ગયો !'

' ત્યારે હે વત્સ ! આ સકલસૃષ્ટિનું પણ એવું જ છે. એ પાણી તું ચાખી જો ! શ્વેતકેતુએ કહ્યું: ' એ તો ખારું છે !' પિતાએ કહ્યું: ' હવે છેક નીચેથી પાણી લઈને ચાખી જો !'

'એ તો એ પણ ખારું જ હોય. મીઠું પાણીમાં ગળી ગયું છે ને!'

'ત્યારે શ્વેતકેતુ! જેમ તું મીઠાને પાણીમાં જોઈ શકતો નથી પણ મીઠું પાણીમાં છે એમ તું જાણે છે. તેમજ આ સમજવાનું. સત્‌ને કોઇ જોઈ શકતું નથી. પણ તે આંહી સઘળે ઓતપ્રોત છે, એના વિના કાંઇ નથી. એ જ આત્મા છે, એ જ પરમાત્મા છે શ્વેતકેતુ!'

આ સંસારરૂપી અરણ્ય છે. એમાં માણસ પોતાની જાતને ભૂલી ગયો છે, અજાણ્યા દેશમાં જેમ પૂછતાં પંડિત થઈને માર્ગ મળે છે તેમ આનો રસ્તો પણ એ જ રીતે મળે છે. પ્રશ્નો પૂછીને, જ્ઞાન મેળવીને, એ જ્ઞાનનું મનમાં ચિંતન કરીને, અને એ જ્ઞાન પ્રમાણે થોડું પણ વર્તીને. માણસને માણસ અન્યાય કરે છે, માણસાઇ છોડી દે છે, કારણ કે એ એમ માને છે કે એ જે કરે છે તે એ એકલો જ જાણે છે. ખરી રીતે માણસ જે કાંઈ કરે છે તે આખી દુનિયા જાણે છે.

એટલે તમે જે કામ કરો તે વખતે આખી દુનિયા હાજર છે એમ ધારીને કામ કરો. તમારાથી પછી સત્યનો જ આધાર લેવાશે. કારણ કે આંહી સત્‌ સિવાય બીજું કાંઈ છે જ નહિ. શ્વેતકેતુ તત્વમસિ—એટલે તે તું છે. જે પરમાત્માનો આધાર તું શોધે છે, એ પરમાત્મા તું જ છે. ને તે તારા હૃદયમાં જ છે. આટલું જ્ઞાન તું તારું કરીશ તો પછી તારે બીજી એલફેલ બધી ઉપાધિ મટી જાશે.

એટલા માટે આપણે ભગવાનને પ્રાર્થના એમ નહિ કરવાની કે હું સુખી થાઉં, હું લાંબુ આયુષ્ય ભોગવું, હું ધર્મ કાર્ય કરું. પણ સૌ સુખી થાઓ. સૌ સત્યમાર્ગે વળો. સૌ નિરોગી બનો. સૌનું કલ્યાણ હો! કારણકે સૌમાં આપણે જ છીએ, ને આપણામાં સૌ છે.



# ગીતાંજલિ

[ ૧૩ ]

હું અહીં આવ્યો છું, તારું આટલું ગીત તારી પાસે ગાવા માટે. તારા આ મહાલયમાં મને પણ એક ખૂણે જગા મળી ગઈ છે.

તારી દુનિયામાં મારે કરવાનું હોય એવું કોઈ કામ નથી; મારી નિરુપયોગી જીવન સ્વરાવલિ તો હેતુ વિનાનું ગાન ઉભું કરી દે!

પણ જ્યારે તારી શાંત પૂજા કરવા માટેનો, મધ્યરાતનો અંધારઘેરા મંદિરનો ઘંટનાદ થાય, ત્યારે તું તારી સમક્ષ મને ગાન ગાવાની આજ્ઞા દેજે, મારા સ્વામી!

અને જ્યારે પ્રભાતમાં સોનેરી તંબુર મેળવાય, ત્યારે મને જીવનસ્પર્શનું મહામાન આપજે મારા નાથ!

[ ૧૪ ]

તું નહિ બોલે તો હે મારા સ્વામી! તારા એ મૌનથી હું મારું અંતર ભરી દઈશ અને એ સહીશ. અનેક તારાઓનાં નેત્રો કરીને, પોતાનું શીર્ષ ઢાળીને, જેમ પ્રતીક્ષા કરી રહેલી રજની શાંત શાંત રહે છે તેમ હું પણ શાંત-શાંત રહીશ!

પ્રભાત આવશે જ આવશે. અંધારું અદૃશ્ય થશે. અને આકાશમાંથી આવતી સોનેરી કિરણાવલિ જેમ તારો અવાજ રેલાઈ રહેશે!

એ વખતે જાણે તારા શબ્દોને પાંખ આવી હોય તેમ મારા મનોમંદિરમાં બેઠેલાં પંખીઓ ગીત ગાવા મંડશે! અને મારી વનકુંજોનાં પુષ્પે પુષ્પમાંથી તારી મધુર સ્વરાવલિ ઉભી થાશે!

ત્યાંસુધી હું પ્રતીક્ષા કરતો રહીશ મારા નાથ!

[ ૧૫ ]

જે દિવસે ગુલાબનું પુષ્પ, ફુલ્લ પ્રફુલ્લ થઈને પોતાની શ્રી દર્શાવતું આવ્યું, ત્યારે અરે રે! મારું મન કોણ જાણે ક્યાં ભૂલ ભૂલામણીમાં ભટકતું ફરતું રહ્યું! મને કાંઈ ખબર જ ન પડી!

મારી છાબડી ખાલી રહી. અને ફૂલ તો એમ ને એમ રહ્યું!

અને હવે કોઈકોઈવાર એની કરુણ પળ આની ચડે છે, જાણે મારા સ્વપ્નમાંથી હું જાગી જાઉં છું, અને દક્ષિણાનલના પરિમલ મહેકતો અનિલની ન અનુભવેલી એકાદ લહરી મને સ્પર્શ કરી જાય છે!

પણ એવી એ અકળ મધુરતા મારા હૃદયને સંતાપથી ભરી દે છે! મને લાગતું કે ગ્રીષ્મઋતુનો પોતાનું અપૂર્ણ જીવન સંપૂર્ણ બનાવવા માટેનો એ એક આતુર ઉચ્છવાસ છે!

મને પણ ત્યારે ખબર નહિ કે એ આટલો નિકટવર્તી છે. અને વળી એ મારો જ છે. અને એ પણ ખબર નહિ કે, મારા અંતરના અગાધ ઉંડાણમાં જ આ પરિમલ ઉદ્‌ભવી રહ્યો છે! [ ૧૬ ]

કેટલો બધો આળસુ સમય ચાલ્યો ગયો અરે રે! મારી નૌકાને હવે મારે જલધિજલમાં મોકલવી જ જોઈએ.

વસંતઋતુએ પુષ્પો પ્રગટાવી દીધાં અને એણે વિદાય પણ લઈ લીધી. અને હવે થોડાં ચીમળાઈ ગયેલાં ફૂલોનો ભાર ઉપાડીને હું રાહ જોતો ઉભો છું!

તરંગોનો ખળભળાટ સંભળાય છે અને છાયા ઢળ્યા માર્ગને કિનારે પીળાં પાન પડે છે અને ફડફડાટ કરે છે.

કેવી શૂન્યતા!

પણ બીજે દૂર દૂરના કિનારેથી આવી રહેલા મધુર સરોદની એક પ્રકારની ઉત્સાહભરી ઝણેણાટી તું નથી અનુભવતા કે શું?

[ ૧૭ ]

મારા નાથ! મારા સ્વામી! મારી તને આટલી જ પ્રાર્થના છે.

હું મારું દુઃખ અને મારું સુખ, બન્ને આનંદભર્યા અંતઃકરણે સહી શકું! એ શક્તિ મને આપજે!

મારો પ્રેમ, એ સેવામાર્ગીનો પ્રેમ હોય, એટલી શક્તિ મને આપજે.

કોઈ ગરીબને તિરસ્કારવાની, અને ઉદ્ધત સત્તા પાસે નાકલીટી કરવાની, એ બન્ને નબળાઈઓ હે મારા સ્વામી, મારામાં ન હો!

દરરોજની ક્ષુલ્લક વસ્તુઓથી ઘણે જ ઉંચે વિહરતું એવું મારું મન કરવાની હે મારા નાથ! તું મને શકિત આપજે!

અને તારી ઇચ્છા પાસે મારી શક્તિ પ્રેમથી નમી પડે—એટલી હે પ્રભુ! મારામાં શક્તિ આપજે!

# ભાગ્ય

સુરેન્દ્ર શૈલજ

અનુ૦ જયન્ત પરમાર

એક દિવસ ઝાડની સૌથી ઊંચી ડાળ ઉપરથી એક ફૂલ જમીન જોવા નીચે આવ્યું. મનમાં ઉમંગો અને મહત્વાકાંક્ષાઓની આગ સળગી રહી હતી અને તેની ગરમીથી તેના કુમળા ગાલ લાલિમા વેરતા હતા. એ મદમસ્તીમાં લહેરાતું નીચે જઈ રહ્યું હતું. એકાએક અવાજ સંભળાયો...

'રામરામ. કેમ, ધરતી જોવા ઊપડ્યા?—હું પણ આવું છું' અવાજ એટલો ધીમો અને મંદ હતો કે છેલ્લા શબ્દો તો સંભળાયા પણ નહિ. અવાજ કરનાર પણ એક સૂકું પાકું પાંદડું હતું. ખીલતી જુવાનીથી મદોન્મત્ત બનેલું ઉન્નતમસ્તક ફૂલ પેલા સૂકી નસોવાળા પાંદડા તરફ ગર્વભેર જોતું બોલ્યું...

'ઓહ, દાદા, તમે કે? આ ઘરડે ઘડપણ ધરણી ઢૂંઢવા ક્યાં નીકળી પડ્યા? હવે તો ત્યાં તમારું કોણ છે, તમને કોણ આવકારશે?'

'બેટા, અહીં પડ્યું પડ્યું યે હું શું કરી શકું છું? ત્યાં તો કોઈના બળતણના ખપમાં યે કદાચ લાગીશ' સુકાયેલ પાંદડે લુખા અવાજમાં જવાબ વાળ્યો.

'તમારા જેવા માટે ધરતી છે જ નહિ. તમને કોઈ ભગવાનને માથે નહીં મૂકે કે કોઈ લોકનેતાની વિશાળ છાતી શોભાવવા માટે તમારો ઉપયોગ નહીં કરે. કોઈ સુંદરીની સુગંધિત વેણીમાં મૂકવાની ભૂલ પણ કોઈનાથી નહિ થાય. તમારે ધરતી પર જવું જ નકામું છે, તમારું ભાવિ ઉજળું નથી. મારું નક્કી તો નથી જ પણ એટલું તો ચોક્કસ છે કે તમારાથી તો સારું છે.' ગર્વશીલ ગંભીરતા ધારણ કરી ફૂલ બોલ્યે જતું હતું: 'કોઈ રાજમહેલ, દેવમંદિર અથવા તો કોઈ મહાન વ્યક્તિની છાતી ઉપર સ્થાન તો મેળવીશ જ, એટલું તો ચોક્કસ છે; ગમે તેમ તો યે તમારાથી સારું સ્થાન જ મારું હશે.'

આના જવાબમાં સૂકું પાંદડું હજુ કંઈ કહી શકતું નહોતું ત્યાં તો ધરતી આવી ગઈ અને બન્ને પોતપોતાનું નસીબ અજમાવવા ત્યાં જ ચૂપચાપ પડ્યા રહ્યા.

ધીમે ધીમે સ્વચ્છ આકાશ કાળું થવા લાગ્યું; લાલ થયું અને પછી કાળું થઈ ગયું. સૂર્યની વિજય-યાત્રા શરૂ થઈને પૂરી પણ થઈ ગઈ. એના જયનાદના સ્વરો પણ સંધ્યાકાશના પંખીઓના કલરવમાં ભળી ગયા.

દેવમંદિરોના સુવર્ણકળશો ઉપરથી પણ સંધ્યાની છેલ્લી ઝલક ઊડી ગઈ. દીવા પ્રગટી ઊઠ્યા, પૂજાનો ઘંટારવ ઘોરગંભીર અવાજે કરીને શાન્ત થઈ ગયો.

વીણા ઝંકારતી કોઈ નવયૌવનાનાં વેણીબંધો ઢીલા થયા અને છૂટીને છાતી પર પથરાયેલી વાળની લટોની સુગંધ લેતો અને અડપલું કરતો વાયુ પણ રાતના અંધારે ઊડી ગયો—વિલીન થયો.

પણ ધરતી ઉપર આવેલા પેલા નવા ફૂલની તરફ કોઈએ જોયું કે ન તો કોઈએ તેને હાથમાં લીધું.

× ×

સવારનાં પહોરમાં એક ખેડૂત હાથમાં કંઈક ખાવાનું લઈને ત્યાંથી નીકળ્યો અને ઘડીભર બન્નેની પાસે થોભ્યો. બન્ને શ્વાસ થંભાવીને રાહ જોઈ રહ્યા. એકાએક તેણે ફૂલની કોમળ છાતી ઉપર પગ મૂકીને પેલા સૂકા પાંદડાને ઉઠાવી લીધું અને હાથમાં રાખેલા ખાવાના ઉપર ઢાંકી દીધું. ખેડૂત ચાલતો થયો. મારગે સૂનકાર વ્યાપી ગયો. તો પણ પેલા મહત્વાકાંક્ષી ફૂલનો શ્વાસ તો એ ભયંકર સૂનકારમાં પણ થોડી વાર સુધી ગૂંજતો રહ્યો.

[ હિંદી ઉપરથી ]

✯

# શાળા પુસ્તકાલય

સોમાભાઈ હીરાભાઈ પટેલ

આજે શિક્ષણનું ધોરણ ઉતરી ગયું છે એમ કહેવાય છે. આ વાતમાં ઘણું વજુદ છે. આમ થવાનાં કારણો ઘણાં છે. એ બધાની ચર્ચા કરતાં આ લેખ ઘણો મોટો થઈ જાય. યોગ્ય જાતનું શાળા પુસ્તકાલય જો હોય અને તેનો જો બરાબર ઉપયોગ થતો હોય તો બાળકોનું શિક્ષણ આજે છે તેથી તો જરૂર સારું થાય જ એ નિર્વિવાદ છે. એટલે આ લેખમાં હું શાળા પુસ્તકાલય અંગે કેટલીક વિચારવા જેવી બાબતો સંબંધી મારા વિચારો વ્યક્ત કરું છું.

દરેકે દરેક નાની કે મોટી ગમે તેવી શાળા હોય તો પણ તેને અંગે પુસ્તકાલય તો હોવું જ જોઈએ. આ પુસ્તકાલયમાં કાળજીપૂર્વક પસંદ કરેલાં યોગ્ય પુસ્તકો પૂરતા પ્રમાણમાં હોવાં જોઈએ. આજે આપણે ત્યાં પ્રાથમિક અને માધ્યમિક એમ મુખ્યત્વે બે જાતની શાળાઓ છે. આ પૈકીની કેટલીક શાળાઓમાં યોગ્ય જરૂરી પુસ્તકોનું પુસ્તકાલય છે એ એક તપાસ કરવા જેવી બાબત છે.

આજે પ્રાથમિક શાળાઓનો વહીવટ શાળા મંડળો કરે છે. મને ખબર છે ત્યાં સુધી જૂજ અપવાદ સિવાય શાળામંડળોનું લક્ષ પોતાને હસ્તક ચાલતી શાળાઓમાં યોગ્ય પુસ્તકોનું શાળા પુસ્તકાલય વસાવવા તરફ ગયું નથી. શાળા મંડળોએ આ બાબત ખાસ લક્ષમાં લેવી જોઈએ. નાની ચાર અને તેથી ઓછાં ધોરણની શાળાઓ માટે દર વરસે ૨૫ રૂપીઆ અને મોટી સાત ધોરણ સુધીની શાળાઓ માટે દર વરસે ૫૦ રૂપીઆ જેટલા ઓછામાં ઓછી રકમ આ માટે ખર્ચાય એ ખૂબજ જરૂરી છે. તેથી દરેક શાળા મંડળે પોતાનાં અંદાજપત્રોમાં શાળા પુસ્તકાલય માટે એ હિસાબે રકમ મૂકવી અને કરકસરના બહાના હેઠળ સરકાર એ રકમમાં કાપ ન મૂકે અને એ પ્રમાણે મૂકેલી રકમ મંજુર થાય જ. તે માટે ઘટતી લખાપટ્ટી જરૂર પડે તો કરવી જોઈએ. પછીથી શાળાઓમાં આ રકમમાંથી ચોકસ યોજનાનુસાર પુસ્તકો વસાવવાં જોઈએ.

શાળા પુસ્તકાલય માટે જે પુસ્તકો લેવાય તેમાં કેટલાંક પુસ્તકો શિક્ષકો માટે અને કેટલાંક બાળકો માટે એમ બંનેને માટેનાં પુસ્તકો હોવાં જોઈએ. પ્રાથમિક શાળાઓના શિક્ષકોનો ઘણો મોટો ભાગ સાત વર્ગ ભણેલો હોય છે. તેમનું ભાષાજ્ઞાન બહુજ સાધારણ હોય છે. શિક્ષણ આપનાર શિક્ષકનું જ્ઞાન જેટલું વધારે હોય તેટલું સારું. વળી તે કેળવણી સંબંધીના અદ્યતન વિચારોથી વાકેફ હોવો જોઈએ. શિક્ષકોએ વાંચવા જેવાં ખાસ પુસ્તકો શાળા મંડળે જ દરેક શાળાને આપવાં જોઈએ અને પછીથી તેઓ તે વાંચે જ એ માટેની ચોકસ યોજનાઓ કરવી જોઈએ.

બાળકો માટેનાં પુસ્તકોમાં દરેક ધોરણ દીઠ તે તે ધોરણનાં બાળકો રસથી વાંચે તેવાં નિર્દોષ વાચનનાં ઓછામાં ઓછાં ૨૦ થી ૩૦ પુસ્તકો વસાવવાં અને પાઠ્યપુસ્તક સિવાયનાં આ રીતે વસાવેલાં વાંચવાનાં પુસ્તકો દરેક બાળક વાંચે જ એ જાતની વ્યવસ્થા કરવી. આવી વિશેષ વાચનની વ્યવસ્થા નહિ હોવાથી ભણતરના સમય દરમિયાન બાળકને વાચનનો શોખ લાગી જતો નથી અને તેથી બે ચાર વરસ ભણેલાં ગામડાંના સેંકડો બાળકો તો ભણી રહ્યા પછી થોડાં જ વરસોમાં ભણેલું ભૂલી જાય છે એ એક હકીકત છે. આ માટે વડોદરા રાજ્યે જે ગામે શાળા હોય તે ગામે પુસ્તકાલય પણ હોવું જોઈએ એ જાતની વ્યવસ્થા કરી હતી. મુંબાઈ પ્રાંતે પણ આમ પુસ્તકાલયો કાઢવાની બાબત લક્ષમાં લેવા જેવી છે. જ્યાં સુધી ગામે ગામ જુદાં ગ્રામજનોને ઉપયોગી જ્ઞાન મળે તેવી ખાસ ચોપડીઓ શાળા પુસ્તકાલયને આપે અને સમાજ શિક્ષણ આપનાર શિક્ષકો તેવાં પુસ્તકો ગ્રામજનોને વાંચી સંભળાવે અને ગામનાં જે ભાઈ બહેનોને વાંચતા આવડતું હોય તેમને તેવાં પુસ્તકો વાંચવાનો રસ લગાડી તેમને પુસ્તકો વાંચવા આપે તો ગ્રામજનો ઘણી જરૂરી બાબતો સંબંધીનું જ્ઞાન મેળવી શકે. અને આમ ગ્રામ પુસ્તકાલયની સાચી દીશામાં શરૂઆત કરી શકાય.

આ નાનકડા લેખમાં મેં શું કરવું જોઈએ એ





સંબંધી જ લખ્યું છે. એમ કરવું શાથી જરૂરી છે. એ સંબંધી ખાસ લખ્યું નથી. એનું કારણ એ છે કે હું નથી માનતો કે આમ કરવાની જરૂરિયાત નથી એવું કોઈ પણ વિચારશીલ માણસ માનતો હોય.

પ્રાથમિક શાળાઓના પુસ્તકાલયની જેમ જ દરેકે દરેક પ્રાથમિક શાળાઓએ પણ પોતાની સંસ્થામાં શિક્ષકો માટે તથા વર્ગ દીઠનાં બાળકો માટેનાં કાળજી-પૂર્વક પસંદ કરેલાં પુસ્તકો વસાવી તેનો ઉપયોગ બાળકો તથા શિક્ષકો પાસે કરાવવો જોઈએ.

બાળક જ્યારથી કક્કો બારખડી શીખે ત્યારથીજ તેને ઈતર વાચનને માર્ગે ચડાવવો જોઈએ. જે શાળાઓમાં ફક્ત પાઠ્યપુસ્તક ચલાવવામાં આવે છે તેવી ગામડાની શાળાઓમાં જઈ બીજા કે ત્રીજા વરસનાં બાળકો પાસે કોઈ ચોપડી વંચાવી તેને કેવું વાંચતાં આવડે છે તેની તપાસ કરશો તો મોટા ભાગનાં બાળકોનું વાચન જોઈને તમને થશે કે આને શું ભણાવ્યું છે. તેથી શરૂઆતમાં બાળકના વાચનની ઝડપ વધે અને તેને અઘરી ભાષામાં લખાયેલું લખાણ સમજવાની શક્તિ આવે તેવાં પુસ્તકો તેમની પાસે વંચાવવાં જ જોઈએ. જેમ અમુક પુસ્તક ભણાવવું એમ અભ્યાસક્રમમાં સુચવાય છે તેમજ દરેક ધોરણમાં બાળકોએ આટલાં પુસ્તકો વિશેષ વાચનનાં વાંચવાં જ જોઈએ. એમ પણ અભ્યાસક્રમમાં હોવું જોઈએ. જેમ જેમ બાળક મોટું થતું જાય તેમ તેમ તેને વિવિધ જાતની ઉપયોગી બાબતોનું જ્ઞાન મળે તે જાતનાં અને તેનું જીવન ઉન્નત કરે તે જાતનાં પુસ્તકો તેમની પાસે વંચાવવાં જોઈએ.

આશા છે કે આ અત્યંત મહત્ત્વની બાબત સંબંધી લાગતા વળગતા સૌ પોતાને જે કરવાનું છે તે કરશે અને ભાવિ પ્રજાને વાચનપ્રેમી બનાવી જ્ઞાનવાન બનાવશે.

મુંબઈ પ્રાંતમાં પ્રાથ. શાળાઓનો વહીવટ જેમ શાળામંડળો કરે છે તેમ સૌરાષ્ટ્ર અને કચ્છમાં તેને રાજ્યના કેળવણીખાતા હસ્તક પ્રાથ. શાળાઓનો વહીવટ છે તેથી સૌરાષ્ટ્ર સરકારે અને કચ્છની સરકારે પણ પોતપોતાની શાળાઓ માટે ઉપર કરેલી યોજનાનુસાર શાળા પુસ્તકાલયો અવશ્ય શરૂ કરવાં જોઈએ. પ્રાથ. શિક્ષણ પાછળ ખરચાતા પૈસા સાર્થક કરવા માટે શાળા પુસ્તકાલયો પાછળ અન્ય સારૂં એવું ખર્ચ કરવું ખાસ જરૂરી છે. શાળા પુસ્તકાલયોની યોજના અંગે મેં ઘણું વિચાર્યું છે તેથી કોઈને આ અંગે કંઈ પૂછાવવું હોય તો મારી સાથે પત્રવ્યવહાર કરવા તેઓને મારી નમ્ર વિનંતિ છે.

સુણાવ, વાયા આણંદ

'ઊર્મિ–નવરચના'ની ચાલુ વાર્તા

# માનવીનાં હૈયાં—પત્નીની કથા

સ્નેહરશ્મિ

## પ્રકરણ ૭ મું

### રમેશભાઈ

થોડા દિવસમાં મારા પર જે જે વીત્યું હતું તે બધું હું ભૂલી ગઇ. ગૃહના મુક્ત વાતાવરણમાં કલ્લોલ કરતી પંખિણી જેવી હું પાછી બની રહી. હવે તો હું બાલિકા મટી હતી, અને યૌવનમાં પ્રવેશ કરતી તરુણી બની હતી. તારુણ્યના અનેક પ્રશ્નો આપોઆપ જ અમારી આગળ આવવા મંડયા. ગૃહના ઉદાત્ત જીવનમાં અમારા મનમાં કોઇ પણ અનિચ્છનીય સંસ્કાર ન પ્રવેશવા પામે એવી સહેજે અપેક્ષા રાખી શકાય, પણ ગૃહની શક્તિની પણ મર્યાદા હતી. અને એ મર્યાદા દૂર કરવાની નતો મોટાભાઇની શક્તિ હતી ન અમારી શક્તિ હતી. એ મર્યાદા અમારા વાચનમાં જ રહેલી હતી. વર્તમાનપત્રો, સામયિકો, નવલકથાઓ, કાવ્યો એ બધામાં ઠેર ઠેર એવાં તત્વો વેરાયેલાં પડયાં હતાં કે જે સહેજે અમારા કુતૂહલતાને જાગ્રત કરે. સૌંદર્યવર્ધનની તરેહ તરેહની જાહેર ખબરો અમે ચોરી છૂપીથી બહુ રસપૂર્વક વાંચતાં અને મોટાભાઇ અને બહેનની સામે સામે જાણે એક પ્રકારનું છૂપું કાવત્રું રચતાં–કારણ કે અમે એ બધું તેમનાથી ખૂબ ગુપ્ત રાખતાં. પાવડર, ક્રીમ, સાબુ, વસ્ત્રો વગેરેમાં અમે એકબીજાં સાથે સ્પર્ધા કરતાં. મોટા બહેન આ બધું જાણતાં પણ અમને કદી તે માટે વઢતાં નહિ પણ વાત વાતમાં આડકતરી રીતે એનાં અનિષ્ટો અમને સમજાવતાં. અને અમને અમારી નબળાઇ માટે શરમ પણ આવતી–પણ બે વિરોધી તત્વોના એ દ્વંદ્વ વચ્ચે વિલાસી સૌંદર્યોપાસનાનું બળ અનેકવાર વિજય પામતું તે એટલે સુધી કે અમારામાંની એક બે વિદ્યાર્થીનીઓએ તો વક્ષઃ–સૌંદર્ય માટેની જુદી જુદી જાહેર ખબરો ઉપરથી વક્ષ–રેખાને સુરેખ અને આકર્ષક રીતે દર્શાવી શકે એવું એક અંગ–વસ્ત્ર પણ યોજયું હતું અને અમે તેનું 'પદ્મ–રેખા જેવું રસિક નામ પણ પાડયું હતું.

આમ એક બાજુથી અમે બાહ્ય જગતની અનિષ્ટ અસરો સામે જેમ અસહાય હતાં તેમ બીજી બાજુથી અમારું ગૃહનું જીવન પણ અનેક રીતે અપૂર્ણ હતું. એનો ખ્યાલ જેમ જેમ અમારું યૌવન પાંગરતું ગયું તેમ તેમ અમને આવવા માંડયો. મોટાભાઇ અને મોટીબહેન અમારે માટે કશું ય કરવાનું બાકી રાખતાં નહિ. પણ માતા પિતાના પ્રેમ કરતાં સમવયસ્કનો સાથ અને પ્રેમ માટે અમારું અન્તર વધુ ઝંખતું. બહેન કે મોટાભાઇ સાથે લાડ કરી શકાય, તેમનો સ્નેહ મેળવી શકાય, પણ દિલ ખોલીને કરવા જેવી કેટલીક હળવી વાતો કેમ કરી શકાય? એ અમે અંદર અંદર કરી અમારી એ વૃત્તિને સંતોષવા મથતાં, પણ તેમાં જાણે કાંઇક અતૃપ્તિ રહી જતી હોય એવું અમને લાગતું, અને એથી અમારા ગૃહના એક ત્રીજા અંગ ઉપર–અમારા શિક્ષકો ઉપર–અમારી નજર ઠરતી. સંસ્થા સ્થાપી ત્યારે મોટાભાઇની ગણતરી હતી કે તેમને ધીરે ધીરે શિક્ષિકાઓ મળી રહેશે, પણ તે તેમની ગણતરી ખોટી પડી, અને એથી ભારે અસંતોષ સાથે તે પુરુષ શિક્ષકો વડે સંસ્થા ચલાવતા હતા, અને મોટાબહેન જો તેમની પડખે ન હોત તો તેમણે ક્યારની ય સંસ્થા બંધ કરી દીધી હોત. તેમનો આ અસંતોષ ખોટો હતો એવું પણ ન હતું; કારણ કે અમને અમારા શિક્ષકો પ્રત્યે ઠીક ઠીક આકર્ષણ રહેતું. મોટાભાઇની અતિ સૂક્ષ્મ નજરને ચુકવી એ આકર્ષણ અમારે માટે જાત જાતના જટિલ પ્રશ્નો ખડા કરતું, અને એ પ્રશ્નોમાં હું પણ થોડી ઘણી ગૂંચવાઇ ગઇ હતી.

એની બધી વિગતોમાં તો હું નહિ ઉતરું, પણ એક બે વાતો નોંધી લઉં. મોટાભાઇનો આદર્શ અમારી સંસ્થાને એક વિશાળ કુટુમ્બ જેવી બનાવવાનો હતો, અને તેથી બધા કાર્યકર્તાઓ વચ્ચે ગાઢ સંબંધ રહે એવી અનેક યોજનાઓ તે કર્યાં જ કરતા. કાર્યકર્તાઓ બધા કુટુમ્બ સહિત અમારા





શિક્ષક નિવાસમાં રહેતા. નિવાસ બહુ સુઘડ અને પ્રત્યેક કુટુમ્બની બધી સગવડ જળવાઇ રહે એવી રીતે બંધાવવામાં આવ્યો હતો. મોટે ભાગે અમારા બધા શિક્ષકો પરિચિત હતા. સ્ત્રીઓ વડે જ કુટુંમ્બનો ખ્યાલ આવી શકે, સંસ્થા કુટુંબ જેવી બની શકે એવી મોટાભાઇની માન્યતા હતી. એ વાત આમ તો બહુ સરળ અને સ્વાભાવિક જેવી લાગે છે, પણ મોટાભાઇને થયેલા અનુભવો સારા નહિ કહી શકાય. વિદ્યાલયના પ્રશ્નો કરતાં શિક્ષક નિવાસના પ્રશ્નો અનેકવાર તેમને ખૂબ મૂંઝવી રહેતા. અમારી ગુરુપત્નીઓ, જે અમારે માટે આદર્શ ગૃહિણીના પ્રતીક રૂપ બનશે એવી મોટાભાઈની આશા હતી, તેમના નાની નાની બાબતમાંથી થતા રોજના ક્ષુદ્ર ઝગડાઓ અનેકવાર અત્યંત શરમભરેલી હદે જતા. અમે પણ એક અથવા બીજી રીતે એમાં સંડોવાઈ જતાં, અને કેટલીકવાર અમારી એક ગુરુપત્ની અમારી કોઈ બીજી ગુરુપત્નીની નિન્દા જાણે ખાનગી રીતે અમને રસપૂર્વક કહેતી તે અમારે સાંભળવી પડતી. સંભવ છે કે મોટાભાઈને શિર આનો દોષ ઢોળાય, પણ આપણા સામાજિક જીવનની કેટલીક વિકૃતિઓ સામે મોટાભાઇ બિચારા એકલા શું કરી શકે? તેમને તો આપણી જે કંઇ ભાંગેલી, તૂટેલી, અપૂર્ણ, ખોખરી માનવતા હતી તેમાંથી વધુ ઉદાત્ત સર્જન કરવાનું હતું, અને એ માટે તેમનામાં ઊંડી સમજ, દીર્ઘદૃષ્ટિ અને ધીરજ પૂરતા પ્રમાણમાં હતાં. તેમની હાજરીની નૈતિક અસર ઘણી મોટી પડતી, બહુ કુનેહપૂર્વક તે રોજ રોજ એ બધા નાના મોટા ઝગડાઓનું સમાધાન કરતા. અને એ બધા ઝઘડાઓ પણ કેવા! 'ચંદનબહેને મારા આંગણામાં આજે એઠું પાણી નાખ્યું' કે 'લલિતાની બેબીએ મારા બાબાને ધક્કો મારી પાડી નાખ્યો' કે 'સુમિત્રા કંચન આગળ મારી બદબો કરી આવી'— આવી આવી ધૂળ જેવી બાબતોમાંથી એ બધા ઝગડા થતા. અને તે વખતે અમારા ગુરુઓની અસહાયતા જોતાં અમને તેમની ખૂબ દયા આવતી. આ ઝગડાઓની વાત હું એથી નોંધુ છું કે ઘરના આવા વાતાવરણથી કંટાળેલા અમારા ગુરુજનો ત્યાંથી અનેકવાર જાણે ભાગી જઇ વધુ પ્રફુલ્લ, મુક્ત હવા માટે ઝંખતા—અને સહેજે તેમની નજર અમારા ઉપર પડતી. અમારી એટલે અમારામાંથી જેમને તરુણી જેવી કહી શકાય તેવી હતી તેમની. તેમના અભ્યાસમાં, અને તેમના અંગત જીવનની અનેક વિગતોમાં તે બહુ ઊંડો રસ લેતા. આ રસમાં કંઇ પણ અસ્વાભાવિક છે કે કૃત્રિમ છે એવું કોઇને સાબીત કરવું હોય તો તેમ કરનારને નિષ્ફળતા જ મળે એવી સ્વાભાવિક રીતે તે વર્તતા. અમને પણ શરૂઆતમાં તો તે સ્વાભાવિક જ લાગતું, પણ કવચિત કવચિત તેમાંની કોઇ કોઇ વિકૃતિ અમારા ધ્યાન ઉપર આવતી એથી અમને અણગમો થવાને બદલે કોઈ જુદી જ લાગણી કદી કદી થતી. તેમાં છૂપો છૂપો અમને અમારામાં રહેલી આકર્ષણ શક્તિનો વિજય લાગતો, અને એ દિશામાં વધુ વિજય મેળવી અમારી સમવયસ્કાઓના ઇર્ષ્યાભાજન બનવાની અમને ઊર્મિ થઇ આવતી. આનાં અમારા ઘડતરમાં કેવાં પરિણામો આવે તે સહેજે સમજાય એવું છે. જો અમારી નજર સમક્ષ મોટી બહેન જેવી સુશીલ, તેજસ્વી, સૌમ્ય અને પ્રેમાળ વ્યક્તિનો આદર્શ ન હોત તો આ પરિસ્થિતિમાંથી દેખીતી રીતે અમે ખૂબ સભ્ય જણાતાં હોવા છતાં અમારામાં અનેક વિકૃતિઓ આવવા પામત. આવાં ભયસ્થાનોમાં હું તો એક અથવા બીજે કારણે અવારનવાર મુકાયા જ કરતી, અને તેમાં હરિજન હોવાને કારણે મારી લઘુતાગ્રંથી ઘણો મોટો ભાગ ભજવતી. અમારા સંસ્કૃતના નવા અધ્યાપક રમેશભાઇના આગમન સાથે આ પ્રકારના એક મોટા ભયસ્થાન તરફ ધીરે ધીરે હું કેમ ખેંચાઇ એ જ્યારે આજે હું વિચારું છું ત્યારે મારી જેમ કેટલીએ બાળાઓ અસહાય સ્થિતિમાં આવી પડતી હશે તે વિચારતાં મને ત્રાસ છૂટે છે.

રમેશભાઈ મોટાભાઇના અતિ વિશ્વાસપાત્ર યુવાન મિત્રોમાં લેખી શકાય એવા એક તેજસ્વી યુવાન હતા. મોટાભાઈ તેમને નાનપણથી સારી રીતે ઓળખતા



હતા. તેમનાથી તે દસેક વર્ષે નાના હતા. અમારે ત્યાં આવ્યા ત્યારે તેમનું વય ત્રીસ જેટલું હશે. વિદ્યાર્થી તરીકેની તેમની કારકીર્દી અતિ તેજસ્વી હતી. છેક છેવટ સુધી તે પહેલે નંબરે પાસ થયા હતા અને એમ. એ.ની પરીક્ષા પણ તેમણે એવી જ અસાધારણ સફળતા સાથે પસાર કરી હતી નાનપણથી તે આદર્શસેવી હતા. આપણી રાજનૈતિક પરાધીનતા તેમને ખૂંચતી. તેમાંથી મુક્તિ મેળવવા જે કંઇ ભોગો આપવા પડે તે માટે તેમનું હૈયું થનગની રહેતું, અને એથી જ મોટાભાઇએ અમારા ગૃહની સ્થાપના કરી ત્યારે તે એક કોલેજમાં પ્રોફેસર હોવા છતાં, અને પોતાના ક્ષેત્રમાં ખૂબ જ પ્રવીણ લેખાએલા હોવા છતાં, માત્ર અલ્પ વેતન ઉપર જીવન ગુજારી મોટાભાઇને મદદ કરવા તે તૈયાર થયા. શરૂઆતમાં તો મોટાભાઇએ તેમની ઇચ્છાને અનુમોદન ન આપ્યું; કારણ કે આવી તેજસ્વી કારકીર્દીવાળો યુવક ભાવનાશાળી હોય એ સ્વાભાવિક હતું, પણ હંમેશને માટે તે ગરીબાઇ અને મોટા ત્યાગનો માર્ગ સ્વીકારી જ શકશે એ વિષે તેમને સંદેહ રહેતો. આથી ચાર પાંચ વર્ષ બાદ પણ જ્યારે રમેશભાઇને પોતાના આગ્રહમાં તેમણે મક્કમ જોયા ત્યારે, અને બન્ને મિત્રો વચ્ચે મનનો સારો એવો મેળ જામ્યો ત્યારે મોટાભાઇએ રમેશભાઇને પોતાના એક સાથી તરીકે ગૃહમાં સ્થાન આપ્યું.

આવતાંની સાથે જ રમેશભાઇને સૌનાં મન જીતી લીધાં. ચારે બાજુએ તેમની અસાધારણ મેધાના ચમકારા થવા લાગ્યા. એવો કયો વિષય હતો, એવી કઇ કળા હતી જેમાં રમેશભાઇ પ્રવીણ ન હતા? સાહિત્ય તો એમનો પોતાનો વિષય, પણ વિજ્ઞાન અને ઇતિહાસનો પણ તેમને એવો જ શોખ; સંગીત ચિત્ર આદિ કળાઓ પણ તેમને જાણે જન્મથી જ વરી રહી હતી એવા તે તેમાં કુશળ હતા. તેમનું શરીર પણ એવું સારું કસાએલું અને સુડોળ તેમજ સુન્દર. સંભવ છે કે કેવળ વિદ્યાર્થિનીઓની એક સુંદર સંસ્થામાં આવા યુવકને શિક્ષક તરીકે લેતાં મોટાભાઇ અને મોટી બહેનને કદાચ થોડી ચિન્તા પણ કરવી પડી હોય—પણ તે બન્ને એમને સારી રીતે ઓળખતાં હતાં અને એવી કોઇ પણ ચિન્તાને અવકાશ જ ન હતો. રમેશભાઇનું આખું જીવન નમૂનેદાર હતું. નાનપણમાં તેમનું લગ્ન થએલું. તેમનાં પત્ની તારાબહેન તેમનાથી ત્રણેક વર્ષે નાનાં હતાં. તે ભણેલાં ન હતાં, પણ બીજી રીતે ગૃહિણી તરીકેની બધી યોગ્યતા તેમનામાં હતી. દેખાવમાં બહુ રૂપાળાં નહિ પણ આકર્ષક તો હતાં જ. તેમનું મુખ શાન્ત અને મીઠું હતું. આપણને જોતાં ગમી જાય એવું હતું, અને પોતે એક અસાધારણ બુદ્ધિમાન પુરુષની પત્ની છે, અને પોતે બુદ્ધિમાં તેને યોગ્ય નથી એવું થોડુંક દુઃખદ ભાન પણ અવારનવાર તેમના વર્તનમાં દેખાઇ આવતું. રમેશભાઇને યોગ્ય થવા જરૂરી એવું અક્ષર-જ્ઞાન મેળવવા તેમણે એક બે વાર યત્નો પણ કરી જોયા હતા, પણ કંટાળીને, અને કાર્ય અતિ ભગીરથ જેવું લાગતાં તેમણે તે યત્નો પડતા મૂક્યા હતા. વળી બાળકને ઉછેરવાની જવાબદારી જ્યારે તેમને શિર આવી પડી ત્યારે તો તેમને એ પ્રયત્નો માટે સમય પણ રહ્યો ન હતો. તેમને ત્રણ બાળકો હતાં. સૌથી મોટો છોકરો સાત વર્ષનો થયો હતો. ભણતર બાદ કરતાં તારાબહેનનામાં એક ગૃહિણીમાં જોઇએ તે બધું હતું. પોતાના પતિની તે ખૂબ કાળજી રાખતાં, તેમની એકે એક સગવડ તે ઝીણવટપૂર્વક વિચારી સાચવતાં. તેમનું ઘર હંમેશ સુઘડ અને સ્વચ્છ. અને આમ છતાં તેમને હંમેશ અસંતોષ રહેતો કે પોતે રમેશભાઇને યોગ્ય નથી આ અસંતોષ માટે પાછળથી જ્યારે મને બધી વિગતો સમજાઇ ત્યારે તારાબહેનની જવાબદારી ન હતી, પણ રમેશભાઇના અસંતોષનો જ એમાં પડઘો હતો. બાળવયમાં થએલું લગ્ન એવા સ્વપ્નસેવી યુવાનને જાણે પોતા પર થએલા જુલ્મ જેવું લાગતું. તેના કલ્પન વિહારમાં પોતે કેવી કોઇ અસાધારણ પત્નીને યોગ્ય છે, અને પોતાને કેવી એક સાધારણ કોટિની સ્ત્રી મળી છે એવું તેમને વારંવાર થતું. પણ નાનપણથી પડેલા ઉદાત્ત સંસ્કારો અને પોતાના ચારિત્ર્ય વિશે લોકોમાં બંધાએલા ઉંચા ખ્યાલો, અને પોતાની વ્યાપક પ્રતિષ્ઠા એ બધાં એમના બધા વર્તન માટે ઘણાં મોટાં નિયામક તત્ત્વો





થઇ પડયાં હતાં. એથી જાણે તમાચો મારી ગાલ રાતો રાખવાનો વિધિ કરી પોતાનો સંસાર સુખી છે એવો તે દેખાવ કરતા. તે પોતાના અસંતોષને પોતાની અનેક સર્જનાત્મક પ્રવૃત્તિ આપી અવકાશ પામવા દેતા નહિ. આજે જ્યારે તેમના એ ગુપ્ત જીવન વિગ્રહ, જેમાં તેમને એકલે હાથે લડવાનું હતું, તેનો હું વિચાર કરું છું ત્યારે તેમણે જે કુશળતાથી પોતાને શિર આવી પડેલી પરિસ્થિતિને નીભાવી તેનો માટે મને સહેજે આદર થાય છે. પણ નવાઇની વાત તો એ છે કે મોટાભાઈ અને મોટીબહેન જેવાંની કુશળ દૃષ્ટિ પણ રમેશભાઈના જીવનની આ એક અતિ ભારે મર્યાદા જોઇ શકી ન હતી. સામાન્ય વ્યવહારમાં તો આવી મર્યાદા કદાચ મોટા ભાગનાં દમ્પતીના જીવનમાં જોઈ શકાય, પણ એવી મર્યાદાવાળી વ્યક્તિ જ્યારે ખીલતી કિશોરીઓના ગુરુપદે હોય ત્યારે એ મર્યાદામાં ઠીક ઠીક ભયસ્થાનો રહેલાં છે એ અમે અનુભવ પરથી જોઇ શકયાં; ને તે વાત મોટાભાઇના ધ્યાન બહાર તો કેમ જ હોઇ શકે?– અને એમ છતાં રમેશભાઇને ઓળખવામાં તો આ બાબતમાં તેમણે થાપ જ ખાધી.

રમેશભાઈના આગમન સાથે જ ગૃહના વાતાવરણમાં ચારે બાજુએ જાણે અસાધારણ ગરમી આવી ગઇ. જ્યાં હોય ત્યાં રમેશભાઇના નામનું જ રટણ થવા લાગ્યું. અમારી પ્રાર્થના હોય તો "રમેશભાઇ, ક ગાવ ને" ને 'રમેશભાઈ, પેલો રાગ ગાવ ને" વિદ્યાર્થિનીઓએ માગણી કરવા મંડી. ચર્ચા પરિષદ ને રમેશભાઈ ન બોલે એ કેમ ચાલે? અમે કોઇ કેવાં તેમના છટાદાર અસ્ખલિત વાણી, માટે અધીરાં થઈ બેસતાં? ચાલુ બનાવોનું .મ અને તલસ્પર્શી અવલોકન તો રમેશભાઇ જ કરી શકે. પર્યટન હોય તો રમેશભાઇ વિના સાવ લૂખું જ બની જાય. એમના ઉચ્ચાર, એમના અક્ષર તેમજ એમના હોઠના ખૂણાના લાક્ષણિક વળાંકનું અમે ડગલે ને પગલે અનુકરણ કરવા મંડયા. આની બીજા શિક્ષકો ઉપર કેવી અસર થતી હશે તે સમજવા જેટલી ત્યારે અમારામાં કયાંથી વિવેકશક્તિ હોય? પણ અમે એ જોઇ શકતાં કે રમેશભાઇનો બીજા ઘણા શિક્ષકો મત્સર કરતા. પણ એ પરિસ્થિતિને પહોંચી વળવા જેટલો કુનેહ ને આવડત મોટાભાઈમાં સહજ હતી એટલે ઘરમાં ક્વચિત ક્વચિત હાલ્લાં ખખડે, પણ ઘરનું કામ વ્યવસ્થિત અને સરું ચાલે જો ઘરની મુખ્ય વ્યક્તિ સમજદાર હોય તો, તેમ મોટાભાઇ બહુ સારી રીતે બધું વ્યવસ્થિત કરી લેતા અને ગૃહનું વાતાવરણ સરસ રહેતું; પણ આમ છતાં રમેશભાઇના આગમન સાથે ગૃહના જીવનમાં એક બહુજ સૂક્ષ્મ, બેમાલુમ એવો વિસંવાદનો સૂર તો પેઠો જ. જેનાં પરિણામો છેવટે ગૃહને માટે સારાં ન જ આવ્યાં.

રમેશભાઇને જોતાં જ તેમને માટે અસાધારણ આકર્ષણ મારા ચિત્તને ભરી રહ્યું. એ આકર્ષણમાં તેમને માટે માન અને આદરની ભાવના હતી. વર્ગમાં તેમના ધ્યાન ઉપર હું આવું એ માટે મેં સભાન યત્નો આદર્યા. પહેરવેશ વગેરેમાં મેં હંમેશ કરતાં વધુ પડતી કાળજી રાખવા માંડી; ને તે સાથે સ્ત્રીઓનું એક મોટું બળ લજ્જાશીલતા, તે અતિ આકર્ષક રીતે હું કેળવવા મંડી. વર્ગમાં કોઈવાર પ્રસંગ મળતાં બહુ ચપળ જવાબ પણ હું આપવા મંડી. થોડા જ વખતમાં રમેશભાઇ જાણે મારી હાજરીની નોંધ લેવા મંડયા છે એમ હું જોઇ શકી; મારે માટે જાણે એ અખૂટ પ્રેરણાના દિવસો હતા.

થોડાક દિવસમાં જ રમેશભાઈ સાથેનો મારો સંબંધ ખૂબ ગાઢ બની ગયો. તારાબહેન પણ મારા ઉપર સારો એવો ભાવ રાખવા મંડયા, આગ્રહ કરી કરીને તે મને તેમને ઘેર બોલાવવા માંડયા. મારા સંબંધી રમેશભાઈ ને કેવો ભારે અભિપ્રાય હતો, મારી બુદ્ધિનાં, મારી સમજ શક્તિનાં અને મારી સર્જનશક્તિનાં તે ભારોભાર વખાણ કરતા તે હું તેમની પાસેથી જાણવા પામી અને મને તેથી અપાર આનંદ થતો. મને ત્યારે શી ખબર કે રમેશભાઇની પની તેમની પોતાની અનેક ઊર્મિઓને રંગે રંગાએલી હતી—એ પની હું ન હતી! પણ મેં પણ રમેશભાઇનાં આ પ્રમાણપત્રો બરોબર છે એમ જ માન્યું.




થોડા જ વખતમાં રમેશભાઈ સાથેનો મારો સંબંધ ચર્ચાસ્પદ બનવા મંડયો છે એ હું જોઇ શકી. એથી મને ગર્વ થવા લાગ્યો. છોકરીઓ અમારે વિશે શું વાતો કરે છે, અમારી શી નિન્દા કરે છે એ જાણવા હું અધીરી થવા મંડી. એ નિન્દામાં મારા જીવનને, મારા સૌન્દર્યને અપાએલો અર્ધ્ય મેં જોયો.

રમેશભાઈ, તારાબહેન અને હું-આમ અમારી ત્રિપુટી જાણે કે બની ગઇ. દરરોજ સાંજે ફરવા જવાનો અમારો નિત્યક્રમ થઇ પડયો. તારાબહેન હંમેશ સાથેજ હોય એટલે લોકોની ટીકા નિર્મૂળ બની જતી. અને કોઇ ટીકાને કારણ ન મળે એવું ગૌરવભર્યું વર્તન રમેશભાઇનું હતું જો એ હું ન નોંધું જો તેમને અન્યાય થાય.

એક વાર અમે ફરવા ગયાં હતાં. તારાબહેનના બાબાને થોડોક તાવ હતો, એટલે તેમની ઇચ્છા ન હતી, પણ રમેશભાઇના આગ્રહને વશ થઇને તે આવ્યાં હતાં. ઋતુ ખૂબ સુન્દર હતી, ફરતાં ફરતાં નદી કિનારે અમે ઠીક ઠીક દૂર નીકળી ગયાં. રમેશભાઇ આનંદમાં હતા. મારું મન પણ એવું જ પ્રફુલ્લિત હતું, પણ તારાબહેનનું મન બાબાની ચિન્તાથી ભર્યું હતું. તે અમારા આનંદમાં ભાગ ન લઇ શકયાં. તેમને અસ્વસ્થ જોતાં રમેશભાઈ બોલ્યા,

'તારા, પાછા વળીશું ?'

'કેમ ?' તારાબહેને સહેજ સ્મિત કરતાં પૂછ્યું.

'બાબાની ચિન્તામાં તું આજે ફરવાની મઝા નહિ લઇ શકે. આમ ચિન્તા સાથે ફરવા કરતાં તેની પાસે બેસી નચિન્ત રહે એ વધુ સારું છે.' રમેશભાઇના કથનમાં લેશ માત્ર કટાક્ષ ન હતો બલકે સાચી સુહૃદયતા હતી, એ જોતાં તારાબહેન બોલ્યાં,

'પણ મારાથી ચિન્તા કર્યા વિના નથી રહેવાતું તેને હું શું કરું ? એથી તો મેં તમને કહેલું કે આજે મારા વિના જાવ તો સારું-પણ તમને તો એક દિવસે ય મને રજા આપવી ગમતી નથી.' થોડોક વિનોદ કરવાનો યત્ન કરતાં તારાબહેન બોલ્યાં,

'ચાલો, આપણે બેઉ જઈએ, રમેશભાઈ ભલે ફરવા જતા.' મેં તારાબહેનને સંબોધીને કહ્યું.

'ના પની, તું તારા ભાઇ સાથે થોડે ફરી આવ. મને આજે ફરવામાં મઝા નહિ પડે, તારા ભાઇ જો ફરશે નહિ તો રાત્રે વળી મારે બીજી પંચાત—કહેશે કે ખાવું નથી.' હસતાં હસતાં તારાબહેન બોલ્યાં.

'વાહ, ખાસ્સી મારી બદનક્ષી કરતાં આવડે છે...'

'બદનક્ષી ?' રમેશભાઇને અધવચથી અટકાવતાં તારાબહેન બોલ્યાં, 'બદનક્ષી તો ત્યારે કહેવાય જ્યારે કોઇ ખોટી વાત કહેતું હોય ને તે પણ પીઠ પાછળ. પૂછોને પનીને. રાત્રે અનેક વખત ન ખાવા માટે કેવાં તમે બહાનાં કાઢો છો! મારે તમને એમ નથી કહેવા દેવું કે 'આજે ફરાયું નથી એટલે ભૂખ નથી.' એથી કહું છું કે હું જાઉં, ને તમે બન્ને ફરીને પાછાં આવો.'

થોડીક રકઝક અન્તે તારાબહેનને રમેશભાઇએ જવા દીધાં, અને અમે બન્ને ફરવા ગયાં. ફરતાં નદી કિનારે અમે ઠીક ઠીક આગળ નીકળી ગયાં. તાજેતરમાં વાંચેલી એક નવલકથાનો સારાંશ આપવામાં રમેશભાઇ મશગુલ બન્યા. મને પણ વાર્તા ખૂબ સુન્દર લાગી અને ગમી ગઈ એટલે હું પણ સાંભળવામાં તલ્લીન હતી. વાતવાતમાં સૂર્યાસ્ત થઈ ગયો. નદી કિનારે પડેલી શિલાઓ ઉપર બેસી, વહેતાં પાણીમાં પગ હલાવતાં અમે બન્ને બેઠાં. પંખીઓ પોતાના માળા તરફ પાછા વળતાં હતાં. કુદરત આખી નીરવ, પ્રસન્ન અને સૌમ્ય હતી. રમેશભાઇની કથાનો ભાગ પણ ધીરે ધીરે પરાકાષ્ટાએ પહોંચવા આવ્યો હતો. કથા એક રૂપક જેવી હતી. અન્યોન્યને કાજે સર્જાયેલા કોઈ બે જીવો વિધિવશાત કોઇ વિરુદ્ધ દિશામાં જઈ ચઢે છે. તેમાંનો એક જીવ સંજોગવશાત કોઇ અન્ય જીવ સાથે જોડાય છે. તેને ખબર નથી હોતી કે પોતાની પ્રિય વ્યક્તિ તે એ જીવ નથી. પણ થોડા જ વખતમાં પેલા જીવને પોતાના જીવનમાં કંઇક ઊણું લાગે છે. પોતાની પ્રિય વ્યક્તિનો અભાવ ધીરે ધીરે તેને સ્પષ્ટ થતો જાય છે. જન્માન્તર થયેલો હોઇ સ્મૃતિ ઝાંખી





થયેલી હોય છે, પણ પ્રાણમાં જ કોઇ એવી વૃત્તિ રહેલી છે જે આપણો આત્મીય કોણ અને પર કોણ તેનો વિવેક કરતાં શીખવે છે. પેલા દુર્ભાગી જીવનું જીવન વિષમય બની જાય છે; પણ પોતાની સાથે જે જીવ જોડાયો છે તેનો એમાં વાંક ન હોય તેનો સંસાર સુખી કરવા તે બનતો પ્રયત્ન કરે છે. પણ જેના અન્તરમાં સતત વેદનાની ધૂણી ધખતી હોય તે કેટલાક વખત સુધી જગત ઉપર સ્મિતનાં પુષ્પો વેરી શકે છે ? એવામાં એક દિવસ એક આકસ્માત બને છે. જે પોતાના આત્મીય વિના પોતાના જીવનમાં આવી શૂન્યતા આવી ગઇ છે તેને એક દિવસ અચાનક એ જુએ છે. જોતાં સાથે જ તેની પ્રતિતી થઇ જાય છે કે એ જ પોતાની તે પ્રિય વ્યક્તિ. સહસા તેના અંગે અંગમાં તે રોમાંચ અનુભવે છે. પણ તે પોતે તો બંધાઈ ગયેલ છે. હવે શું થાય ? પોતાની વેદનાની વીણા એ કોને સુણાવે ? આવા જીવની વેદનાનું જગતમાં કંઇ ઓસડ જ નહિ હોય ? આવું કંઇક સમસ્યાપૂર્વક રૂપક તેમણે લાગણીના તીવ્ર આવેગ સાથે કહ્યું. મને આંખમાં એ સાંભળતાં ઝળઝળીઆં આવી ગયાં. રમેશભાઇનાથી એ છુપાવવા મેં મારું મોં ફેરવી લીધું. એવામાં સામે કિનારેથી એકેક સારસબેલડી તીણો રવ કરતી ઊડી. રમેશભાઇ તે ઊડતાં સારસોને જોઈ રહ્યા, અને બહુ જ ધીમેથી બોલ્યા.

'જો પની, જગતના પ્રેમીઓએ નિરંતર જેને દામ્પત્યના આદર્શ માટે સાહિત્યમાં અમર બનાવ્યાં તેવું પેલું એક સારસ જોડું. કુદરતે એના ઉપર જે ઉપકાર કર્યો છે, તેવો મનુષ્ય ઉપર કર્યો હોત તો કેવું સારું થાત ! એ બે મળી એક જીવન બને છે. બેમાંથી એક ન હોય તો બન્ને વિરહમાં પ્રાણત્યાગ કરે છે. વિરહની એ વેદના પણ કેવી મીઠી હશે ! અને એ મૃત્યુ ! કેવું અખૂટ માંગલ્ય તે મૃત્યુના મુખ ઉપર એ પ્રેમીઓ વાંચતાં હશે ! પણ મનુષ્ય ઉપર એ મૃત્યુ એવો અનુગ્રહ કવચિત જ કરે છે—અને એથી—એથી—'

રમેશભાઈ માત્ર વાર્તા જ નથી કહેતા પણ કંઈક જુદો જ જેમનો આશય છે એવો એક વહેમ મારા મનમાં ઊભવા લાગ્યો. પણ એમને માટે કાંઇ પણ હલકું વિચારવા હું તૈયાર નહતી, એટલે તેમને અધવચથી અટકાવતાં હું બોલી.

'રમેશભાઈ, કંઇ બીજી વાત કરો. તમે સાંજના આ ઘેરા વાતાવરણને સાવ ગમગીન બનાવી દીધું.'

વારૂ, તેમ કહીશું, પણ પની, નથી લાગતું તને કે આ જાતના જીવનની કરૂણતા જીવમાત્રની સહાનુભૂતિને પાત્ર છે ?'

હું હવે જરાક ચીડાઈ. અવાજમાં સહેજ કઠોરતા લાવતાં હું બોલી.

'રમેશભાઇ, આવી રીતે વાત કરતા મેં તમને કદી નથી જોયા. વળી મને એમાં સમજણ પણ શું ? કંઈક બીજી વાત કરો.'

'સાચું છે. આવી રીતે મેં કદી વાત નથી કરી. પણ તું એ તો સ્વીકારે છે ને કે માણસને ઈશ્વરે વાચા બક્ષી મોટો ઉપકાર કર્યો છે ? એ વાણી અનેકવાર માણસનો દુઃખભાર હળવો નથી કરતી ? અને તું કહે છે કે મને એમાં શું સમજાય તે સાચું છે ? પની, તારા જેવી જો એ ન સમજી શકે તો જગતમાં બીજું કોણ સમજશે ?'

'રમેશભાઇ, આજે તમને શું થયું છે ?' મારો અવાજ ધ્રુજતો હતો. 'ક્યાં તમારી સમજ શક્તિ, અને ક્યાં મારી ! આવા પ્રશ્નો તો મોટાભાઈ જેવા સાથે ચર્ચાય...'

મને અટકાવતા તે બોલ્યા, 'ના પની, એમ આત્મ-અવજ્ઞા ના કર. તું હવે એવી નાની નથી કે આ બધું ન સમજે.'

મને ખરેખર ભીતિ લાગવા માંડી. મેં આજુબાજુ નજર કરી તો દૂર દૂર સુધી નીરવ વિજનતા ફેલાયેલી પડી હતી. અંધારાની આછી આછી ટશરો પૂર્વમાંથી ફૂટવા માંડી હતી. ક્યાંક ક્યાંક તો તારા પણ પલકવા શરૂ થયા હતા. મેં એક ભીરૂની દૃષ્ટિએ આખા વાતાવરણને આવરી લેતાં કહ્યું.

'રમેશભાઇ, બાબાની માંદગીની તમારા મન પર અસર થઇ લાગે છે. આપણે બીજી કોઇ વાર એ



ચર્ચીશું. તારાબ્હેન પણ હશે એટલે ઠીક પડશે,'

'પની, તારાને એ સંભળાવી દુઃખી કરવાનો શો અર્થ ?' તે બોલ્યા.

'દુઃખી ?' મારો વહેમ સુદૃઢ થયો. રમેશભાઈની મારી માનસ પ્રતિમા ઉપર જાણે કોઈએ ઘણના ઘા કર્યા હોય, અને એ તૂટી ભૂકો થઇ જવા આવી હોય એમ મને લાગ્યું. 'હા. આવા દુર્ભાગી જીવો માટે સહાનુભૂતિ તો સૌ કોઈને થાય. પણ એ તો જેવી લાગણી તમને થાય કે મને થાય તેવી જ તારા બહેનને પણ થાય.'

'ના, પની. તું ઇરાદાપૂર્વક વસ્તુના મર્મને નથી પકડતી. તું બધું જાણે છે, બધું સમજે છે પણ તારા હૈયાને તેં વજ્ર જેવું જાણે કે બનાવી દીધું છે.' તેમણે મારો જમણો હાથ પોતાના હાથમાં લીધો. તે ઉપર હાથ ફેરવતાં તે બોલ્યા, 'પની જરાક વિચાર કરી જો. કેવી તીવ્ર વેદના આ હૈયામાં જલતી હશે.' એમ કહી તેમણે પોતાનો ઉર સરસો મારો હાથ દબાવ્યો, તેના આવેગભર્યા ધબકારા હું અનુભવી શકી ! મને ગુસ્સો ન આવ્યો. ગુસ્સો આવ્યો હોય તો સારું થાત. મારા અન્તરમાં ઊંડે અનુકમ્પા જાગી. મેં કહ્યું.

'રમેશભાઈ, તમે મારા બહેનને અન્યાય કરો છો. તમારા જેવાને આવું શોભે ?'

મને અટકાવતાં તે બોલ્યા.

'અન્યાય ? હા. ગરીબ બિચારી તારા. (એનો શો વાંક ? પણ બે જીવન આમ ચૂંથાય જાય એ બરોબર છે ? પની તને ખબર નથી. અને કદાચ તું થોડું ઘણું કળી શકી હશે તો તે તરફ તેં ઉદાસીન વૃત્તિ સેવી છે–પણ તું શું જાણે કે મારા જીવનમાં તારી પુનિત પગલી પડતાં કેવા પલટા આવી ગયા છે.'

હવે હું અકળાઇ 'રમેશભાઈ. તમે ગુરુ છો। મારા પિતા તુલ્ય છો–તમને આવું શોભે ?'

'એ પણ સમાજે ઊભો કરેલો એક ભ્રમ જ ને ? વારુ, પની ભલે તું મને આજે સમજવાનો અસ્વીકાર કરે, પણ વખત જતાં તું જોઈ શકશે કે તારા વિના મારું જીવન અસહ્ય છે. હા કેવળ અસહ્ય..."

અને લાગણીના એક ઉત્કટ આવેગમાં તેમણે મને ગાઢ આલિંગન કરી મારા મુખને એક દીર્ઘ ગાઢ ચુમ્બન ભરી દીધું મારાં અંગેઅંગમાં પ્રચંડ કંપ વ્યાપી ગયો. હું કદાચ મૂર્છા પામી જઇશ એવો મને ભય લાગ્યો. તેમની બાથમાંથી છૂટી થઇ મેં દોડવા માંડયું. મારા પગ લથડતા હતા. આખું બ્રહ્માંડ મને ચક્કર ચક્કર ફરતું લાગતું હતું. એક અપાર ઘૃણા મારા મનને ભરી રહી. લલ્લુ સાથેનો પ્રસંગ મને યાદ આવ્યો. હા. સંસ્કારિતા ! માણસની હેવાનીયત છૂપાવવાનું કેવું સબળ સાધન !

'પની, ઊભી રહે, ઊભી રહે' રમેશભાઇએ અત્યંત વ્યગ્ર રુપે બૂમ મારતા હતા. તેમના અવાજમાં સ્પષ્ટપણે નીતિ તરી આવતી હતી. 'મારી ભૂલ થઈ થઇ પની, એ ભૂલી જજે, ભૂલી જજે.' તેમનો અત્યંત સાફ સ્વર સંભળાયો. મારા ઉપર એની અસર ન થઇ. ગૃહમાં જઈ મારી પથારીમાં મોં છૂપાવી છાનાં આંસુઓથી મારા ઓશીકાને મેં ભીંજવી નાખ્યું. મારા દુઃખમાં કોને સમાનધર્મા બનાવું ? મોટીબહેનને કહું ? તેમનાથી આ વાત કેમ છૂપી રાખી શકાય ?' પણ રમેશભાઇ જેવાની સામેની મારી આ ફરિયાદ મોટાભાઈને ગળે ઝટ ઉતરશે ?...મારા મન આગળ ગાઢ અંધારું જાણે પથરાઇ ગયું.

બીજે દિવસે સવારે તારાબ્હેન કંઈક બેબાકળાં જેવાં મારી પાસે આવ્યાં. ને બોલ્યાં,

'પની, તારા ભાઈને ગઇ કાલે રાતનો સખત તાવ ચઢયો છે. હજુ ઊતર્યો નથી. કહે છે કે માથું તૂટી પડે છે. તારી પાસે માથાની પેલી દવા હતી તે જો પૂરી ન થઈ હોય તો મને થોડીક આપ.'

ચુપચૂપ હું ઊભી થઇ, ગરીબ બીચારાં તારાબ્હેન ! તેમને માટે મારું હૈયું અનુકમ્પાથી ભરાઇ ગયું. મારા મન આગળનું અંધારું સહસા સરી પડયું. એ કમનસીબ ઘટનાને ત્યાં જ દફનાવી દેવામાં તારાબ્હેનનું શ્રેય રહેલું છે એમ મને લાગ્યું. રમેશભાઇને એક વખત ઓળખ્યા પછી તેમનાથી વધુ ચેતીને હું





ચાલી શકીશ એવો આત્મવિશ્વાસ સહેજે મને આવ્યો. હું ઊભી થઇ, અને મારી પેટી ઉઘાડતાં બોલી,

'તારાબહેન, એકાએક તાવ ક્યાંથી આવ્યો! કદાચ બાબાની માંદગીને કારણે ઉજાગરા થયા હશે.'

'હા બહેન, ગઇ કાલે આખી રાત ઊંઘ્યા નથી.'

'ચાલો હું દવા લઇ આવું છું. એ ઘસીને આપવાની છે. હું તમને ઘસી આપું?' મેં સ્વાભાવિક રીતે કહ્યું.

દવા ઘસીને મેં તારાબહેનને આપી અને કહ્યું, 'આને માથા ઉપર બરોબર પચાવજો.'

'તું જ કરને, બહેન. અગાઉ પણ એક વખત તેં પચાવેલું ને તરત એમનું માથું ઉતરી ગયેલું.'

મારે માટે સહેજ મૂંઝવણભરી પરિસ્થિતિ ઊભી થઇ; પણ અમારી વાત રમેશભાઇ સાંભળતા હતા. તે બોલ્યા, 'ના, તારા, પનીને આજે પરીક્ષા છે. એનો વખત ન બગાડ, તું જ ઘસી આપ.'

કોણ જાણે કેમ રમેશભાઇના આ કથનથી મારા મન પર શી અસર થઇ, પણ કોઇ પણ જાતના પૂર્વ વિચાર વિના હું બોલી ગઇ:

'તારાબહેન, કંઇ નહિ. પરીક્ષા છે તેથી શું? તમે બાબાને સંભાળો. તેને ય બીચારાને કેવો તાવ છે! હું રમેશભાઇને દવા પચાવું છું!'

આમ કહી રમેશભાઇની પથારી પાસે એક સ્ટૂલ ખસેડી હું દવા પચાવવા બેઠી. તારાબહેન રસોડામાં ગયાં. થોડાક વખત સુધી અમારા બેમાંથી કોઇએ ન બોલ્યું. અને રમેશભાઇ બોલ્યા,

'પની, બહેન...'

પણ તેમને આગળ બોલતા અટકાવી મેં બહુ ધીમે સાદે કહ્યું, 'ચૂપ રહો રમેશભાઇ, તમને સારું નથી. આંખ મીચી જરા સૂઇ રહો.'

'ત્યારે તેં મને માફ કર્યો છે બહેન? તેમનો ધીમો આંસુભર્યો સાદ આવ્યો. 'મારું ગઇ કાલનું વર્તન કોઇ પણ સજ્જનને ન છાજે એવું હતું. મેં તમારા સૌનો અને મોટાભાઇનો દ્રોહ કર્યો છે.'

ફરીથી તેમને અટકાવતાં હું બોલી. 'બસ કરો રમેશભાઇ. તારાબહેન સાંભળશે તો તેમને કેવું થશે! તમે કહો છો તે સાચું છે એની હું ના નથી પાડતી, પણ સૌથી વધુ દ્રોહ તમે તારાબહેનનો કર્યો છે. કેવી તેમની ભક્તિ, તેમનો પ્રેમ, તેમની શ્રદ્ધા!—રમેશભાઇ, હું તો તમારી દીકરી જેવી છું હું તમને શું સલાહ આપું?'

દવા પચાવતા મારા હાથને રોકતાં તે બોલ્યા, 'બસ બહેન, બહુ થયું. તું કહે છે એ સાચું છે. મોટાભાઇ આગળ અને મારા આગળ મારે એનું પ્રાયશ્ચિત કરવું જ જોઇએ.'

'એ શા માટે ભાઇ! તેમણે તમારી જે માનસ પ્રતિમા પોતાના મનમાં સ્થાપી છે, તેને તોડવાથી શો લાભ? જુઓ રમેશભાઇ, ગઇ કાલની વાત ભૂલી જાવ. હું પણ ભૂલી જઇશ. આપણી વચ્ચે ગુરુ શિષ્યાનો જ સંબંધ સ્વાભાવિક છે, મિત્રનો નહિ; એ આપણે ન સમજ્યાં તેનું એ પરિણામ આવ્યું. આજથી હવે હું કેવળ શિષ્યા જ છું એ હું યે યાદ રાખીશ અને તમે પણ યાદ રાખશો તો એવું ફરી કદી નહિ થાય. તમારે હાથે કેવાં મોટાં કામો થાય એવી પરમાત્માએ મેધા બક્ષી છે એને વેડફી ન નાખશો રમેશભાઇ, અને તારાબહેન કે મોટાભાઇને દુઃખી ન કરશો.'

'બહેન મારી' રમેશભાઇએ કૃતજ્ઞતાથી મારો હાથ દાબ્યો. તેમણે આંખ મીચી દીધી. આંસુનાં બે ટીપાં બન્ને આંખના ખુણામાંથી નીકળી સરી પડયાં. હું કંઇ પણ ન બોલી. મેં દવા પચાવવી ચાલુ રાખી. થોડા વખતમાં તે શાન્તિથી ઊંઘી ગયા, એ જોઇ ધીમે રહીને હું ઊઠી ને તારાબહેન રસોડામાં હતાં ત્યાં જઇ બોલી, 'લ્યો, તારાબહેન, રમેશભાઇ ઊંઘી ગયા છે. એમને ઉઠાડશો નહિ. આજે એ નિશાળે નહિ આવે તો સારું. મોટાભાઇને તમે કહેવાડી દેજો. હું જાઉં ત્યારે?'

'હા, બહેન. આવજે હોં.'

'આવજે' બોલતી હું મારા ગૃહમાં ગઇ.

એ વખતે મારું મન કંઇક હળવું બન્યું હતું. અને એ દુર્ભાગી ઘટનાનો આમ અન્ત આવ્યો એ વિચારે મને કંઇ નિરાંત જેવું પણ લાગ્યું. પણ



મારી એ મનઃસ્થિતિ લાંબો વખત ન ચાલી. આગલા દિવસનો આખો પ્રસંગ તેની એકેએક વિગત સહિત મારા મનમાં તાજો થયો. જે માણસ આવી હેવાનિયત કરી શકે તેનો પશ્ચાતાપ પણ એક છળ કેમ ન હોય? ને પશ્ચાતાપ કરવાનો ડોળ ન કરે તો બીજે દિવસે મ્હોડું શું બતાવે? ગૃહના ઉદાત્ત વાતાવરણમાં આવી અધમ વ્યક્તિ એક ક્ષણ પણ કેમ રહી શકે? આવા માણસો પશ્ચાતાપનો કોઇ પણ આબાદ રીતે કરી શકે. રડી પણ શકે, અને આત્મહત્યા કરવાની ચેષ્ટા પણ કરી શકે. લલ્લુ જેવા એવું ન કરી શકે. તેવાને તો એકવાર તમાચો ખાધા પછી તેની કંઇ લાજ શરમ નથી હોતી, બીજે દિવસે નફ્ફટ બની પાછા જાણે કંઈ જ બન્યું નથી એવી રીતે તમને મળે પણ ખરા, વિનોદ પણ કરે, અને તમારી સુજનતાનો લાભ લઇ, એવાને ખુલ્લા પાડવા એમાં તમને જ અન્યાય થવાનો સંભવ છે, એને તો કંઈ જ ગુમાવવાપણું નથી હોતું, એવા સ્પષ્ટ ખ્યાલ સાથે તમારી પાસેથી પોતાનું કંઇક કામ પણ કરાવી લે. પણ ભદ્ર હેવાનો! પોતાની બુદ્ધિનો બને તેટલો દુરુપયોગ કરી તમને સારામાં સારી રીતે તેઓ ઠગે. રમેશભાઇ ભદ્રતાના ઓપવાળા આવા હલકા પુરુષ જ છે એમ જાણે મારી ખાત્રી થઇ ગઇ, અને ઘડી પહેલાં તેમનો મને જે પશ્ચાતાપ લાગ્યો હતો તે તેમની એક હીન યુક્તિ હતી એમ હું માનવા માંડી. મારી માન્યતા મને ડગલે ને પગલે સતાવવા માંડી. તારાબહેનને દુઃખ ન થાય એ કારણે મોટાભાઇ અને મોટીબહેન પાસેથી મેં વાત છુપાવવા ધારેલી, પણ એક બાજુ અનેક ઊગતી કિશોરીઓનાં જીવન આવી ચારિત્ર્યશૂન્ય વ્યક્તિના હાથમાં કેવા જોખમમાં છે, અને હું જો એના ચારિત્ર્ય ઉપર ઢાંકપીછોડો કરું તો મોટાભાઇનો કેવો મોટો દ્રોહ કરું છું, અને પાપની પણ કેવી ભાગીદાર બનું છું એ મને બહુ સ્પષ્ટ રીતે સમજાવા માંડ્યું. વહેલામાં વહેલી તકે મોટીબહેનને તો મારે એ વાત કહેવી જ એવો મેં સંકલ્પ કર્યો અને તે સાથે રમેશભાઇને અન્યાય ન થાય તેટલા ખાતર તેમણે મારી આગળ જે પશ્ચાતાપ વ્યક્ત કર્યો હતો તે પણ જણાવવો. મારા કરતાં તે વધુ સમજુ, વધુ ડાહ્યા અને વધુ અનુભવી હોઇ સત્યની તારવણી વધુ સારી રીતે કરી શકશે અને તેમને એક વાર એ જણાવ્યા પછી મારું મન પણ હળવું બનશે એવું હું માનવા લાગી.

એ દિવસે રમેશભાઇ રજા ઉપર રહ્યા. તેમને બપોરે તાવ વધ્યો હતો, પણ સાંજે ઉતરી ગયો. તે સાજા થાય તે પહેલાં મોટીબહેનને એ વાત કહેવાનું મને મન ન થયું. બે એક દિવસ બાદ રમેશભાઈ તદ્દન સાજા થઇ ગયા. તેમના વર્તનમાં સ્પષ્ટ ફરક પડયો હતો, પણ તે મારા સિવાય બીજા કોઇના ધ્યાનમાં ન આવ્યો. તેમનો તે વિનોદ, તેમના સ્વભાવનો તરવરાટ એ બધાં જાણે સાવ અદૃશ્ય થઇ ગયાં હતાં, બીજાઓને કદાચ થયું હશે કે માંદગીને કારણે એ હશે. મારું વર્તન પણ તેમની સાથે અક્કડ જ રહ્યું. વર્ગમાં પણ હું જરૂર પડયે જ તેમના તરફ નજર કરતી તેમને ઘેર જવાનું તો મેં બંધ જ કરી દીધું. મારા વલણમાં થયેલો ફેરફાર તેમણે પણ નોંધ્યો હતો તે હું જોઇ શકી. એથી મને જાણે એક રીતનો આનંદ થયો.

હવે વધુ દિવસ ન થોભતાં મોટાંબહેનને મારે તરત જ વાત કરવી જોઇએ એ વિચારે બે દિવસે હું તેમની પાસે ગઈ. મોટાંબહેન ખૂબ આનંદમાં હતાં. હું ગઇ ત્યારે તે રસોઈમાં ગુંથાયાં હતાં મારે માટે આ સારી તક હતી. રસોડામાં અમે બે જ હતાં. મોટાભાઈ બહાર ગયા હતા. પણ વાત કેમ શરૂ કરવી તેમને ન સમજાયું. તેમ જ મોટાંબહેનના મંગળ મુખ તરફ જોતાં, તેમના મુખ પરનો અસીમ સ્નેહ અને આનંદ જોતાં તેમની આગળ તે અમંગળ વાત કહેવી એ પણ જાણે ગુનો હોય એવી મને લાગણી થઈ. મારા મનની વાત મારે મનમાં જ રાખવી પડી, પણ મોટીબહેને એક અણધારેલો સવાલ પૂછ્યો.

'પની, કેટલાક દિવસથી તું બહુ ગંભીર દેખાય છે. કંઇ થયું તો નથીને? ઘેર તો બધાં સારાં છે ને?'

હું ચમકી, મોટાંબહેનને કંઇ ખબર તો ન પડી





હોય એમ ઘડીભર મારા મનમાં આવી ગયું, પણ મારી જાતને સ્વસ્થ કરતાં હું બોલી.

'ના મોટાંબહેન એવું ખાસ કંઇ થયું નથી, ઘેરે બધાં સારાં છે. પણ તમને કેમ એવું લાગ્યું?'

'તે તો મને ખબર નથી. પણ છેલ્લા થોડાક દિવસથી તારું વર્તન મને સ્વાભાવિક નથી લાગ્યું. જાણે મન ઉપર તું કંઇક બોજો લઇ ફરતી હોય એમ મને લાગ્યા કરે છે એક બે વખત તો તને પુછવાનો પણ મેં વિચાર કરેલો. પણ કઇ ને કંઇ કારણુસર રહી ગયું. તને જો વાંધો ન હોય અને જો કંઇ બન્યું હોય તો મને જણાવ.'

'મારા એકલામાં જ તમે આવો ફેરફાર જોયો છે મોટાંબહેન?' મેં તેમને પૂછ્યું.

તે જરાક ખંચકાયાં, અને પછી સ્મિત કરતાં બોલ્યાં,

'તો મારી વાત સાચી છે ને? મારાથી કંઇક તું છુપાવે છે ખરું?'

'ના તમારાથી મારે શું છુપાવવાનું હોય? પણ નાહકની ચિન્તાઓમાં તમને શા સારુ નાખવાં એ વિચારે મારે તમને કહેવું ન હતું, પણ હવે તમે પૂછ્યું જ છે તો જણાવું, પણ તમે મારા પ્રશ્નનો ઉત્તર ખાઇ ગયાં છો તે હું ભૂલી નથી હો.'

તે હસ્યાં, 'તે મેં ક્યાં માન્યું છે કે તું ભૂલી ..ઇ છે! પણ તારા પ્રશ્નનો મારી પાસે ખાસ કંઈ ..ર નહોતો એટલે મેં જવાબ નહોતો આપ્યો.'

"ભલે ખાસ ઉત્તર ન હોય, પણ કંઈક ઉત્તર તો હશે જ ને? કહો, મોટાંબહેન, એ ફેરફાર તમે મારા એકલામાં જ જોયો છે?" હું હવે ગંભીર બની.

મોટાંબહેનનું મુખ પણ ગંભીર બન્યું, તે બોલ્યાં, 'પની, મારે હાથે જાણ્યે અજાણ્યે કોઇને અન્યાય ન થવો જોઇએ. પણ જેમ તારામાં મેં ફેરફાર જોયો છે તેવો જ મેં રમેશભાઈમાં પણ ફેરફાર જોયો છે.'

'એટલે? કઇ રીતે?' મેં વધુ જાણવા પૂછ્યું.

'તો મારું અનુમાન સાચું છે ને?' અને મારા મુખ પર હકાર જોઇ તેમણે આગળ ચલાવ્યું, 'પહેલી વસ્તુ તો જે માત્ર મારા એકલાના જ નહિ, પણ સૌના ધ્યાન ઉપર આવે એવી છે તે તો તમે હવે સાથે ફરવા નથી જતાં તે. બીજું રમેશભાઈ પહેલાં જેવા હવે હસમુખા નથી રહ્યા. તેમને જાણે કંઇક અસહ્ય આઘાત લાગ્યો હોય એવું તેમને ધારી ધારીને જોનારને લાગ્યા વિના નહિ રહે. બોલ, ત્યારે મારાં આ અનુમાન સાચાં છે? તને એવું નથી લાગ્યું? ને તારામાં પણ કંઇક એવો જ ફેરફાર થએલો છે. એટલે આટલે સુધી તો અંકોડા મારાથી ગોઠવાયા હતા, પણ પછીના નથી ગોઠવાતા.'

'મારાથી કંઈ બોલી શકાયું નહિ, પણ મોટાંબહેનની છાતીમાં મોં સંતાડી હું રડી પડી. મેં ફરિયાદ ન કરી. મારી વેદના વ્યક્ત કરી, લાંબા વખત સુધી મોટાં બહેન મારા વાંસા પર વહાલથી હાથ ફેરવતાં રહ્યાં. તેમણે મને ખૂબ ધીરજ આપી, મેં ધાર્યું હતું તેવો તેમને આઘાત ન લાગ્યો. બલકે આ આઘાતને માટે તે તૈયાર હતાં એમ મને લાગ્યું. આ પછીની ઘટના અત્યંત કરુણ છે. મેં મોટાંબહેનને જઈને વાત કહી તે જ દિવસે સવારે રમેશભાઈએ મોટાભાઈને એક ટૂંકો પત્ર આપ્યો હતો, એ વાંચતાં મોટાભાઈ ગમગીન બની ગયા હતા. મોટાંબહેનથી એ પત્ર તેમણે છૂપાવી રાખ્યો હતો. પણ મોટાંબહેનને મળીને હું પાછી વળી ત્યારે, પાછળથી મોટાંબહેને મને વાત કરી તે પરથી મેં જાણ્યું હતું તેમ, તેમણે એ પત્ર મોટાંબહેનને વંચાવ્યો. પત્રમાં નરી વેદના હતી. પોતાના સ્ખલનનો તેમાં નિખાલસ એકરાર હતો, અને સાથે રાજીનામું હતું. મોટાભાઈએ રાજીનામું ન સ્વીકાર્યું, તેમ એ પત્રની વાત પણ મોટાંબહેન સિવાય કોઇને ન કહી. તેમણે રમેશભાઇને નાનાભાઇની જેમ ખૂબ સાંત્વન આપ્યું. સલાહ આપી. પણ કોઇ અવિચારી કૃત્ય ન કરવા, આત્મ અવજ્ઞા ન કરવા ચેતવ્યા, અને પોતાની વૃત્તિના પોતે સ્વામી થઈ શકે એવી તેમનામાં શક્તિ છે–



તેમણે માત્ર ખોટો અસંતોષ કાઢી નાખવો એવી સલાહ આપી. પણ આ પછી રમેશભાઈના સ્વભાવમાં જે પરિવર્તન થયું હતું, જે ગાંભીર્ય આવ્યું હતું અને જે ગ્લાનિ હતી તેમાં ખાસ ફેર ન પડયો અને તેમને અને અમારા સૌને દુર્ભાગ્યે જેનામાં એ જોવાની શકિત હતી, જે અમારા સૌનાં સાચાં મોટાંબહેન હતાં, અને જે રમેશભાઇને પણ ફરીથી તેમના મૂળ આનંદી સ્વભાવમાં તે સ્વભાવને બહુ નિર્મળ બનાવી લાવી શકત એ મોટાંબહેન એકાએક અમને છોડી ગયાં. ના. એ વેદનાભરી કથા હું વિગતે નહિ કહી શકું. તેમની એ ટૂંકી માંદગી, અને મૃત્યુ ઉપર પણ જય મેળવે એવું તેમનું અન્તિમ સ્મિત હું કયા શબ્દોમાં વર્ણવું ? એમના જવાની સાથે માત્ર અમે અમારાં મોટાંબહેન જ નહિ પણ અમારા જીવનનું એક મોટું આલમ્બન ગુમાવ્યું. અમારી સંસ્થાનો પ્રાણ એમની સાથે જતો રહ્યો. એમના વિના મોટાભાઈની સ્થિતિ થડ વિનાના વૃક્ષ જેવી થઇ પડી. કન્યાગૃહ ચલાવવાની તેમનામાં હામ રહી નહિ. નિરુપાયે તેમને તે બંધ કરવું પડયું, અને હું મારે વતન આવી. મારા જીવનના એક અતિ મહત્ત્વના, અતિ સુખદ પ્રકરણનો આમ અન્ત આવ્યો ને નવા જીવન તરફ મેં ડગ માંડયાં. (ચાલુ)



# સર્વોદય કે સામ્યવાદ ?

વસુબન્ધુ

## પ્રકરણ ૭મું

### ઈસ્લામની વસંત : મોગલાઇ

ઉત્તર ઇસ્લામયુગ અથવા તો ઇસ્લામનો ઉત્ક્રાન્તિકાળ. (ઇ. સ. ૧૫૨૬–૧૬૫૮)

### ઈસ્લામયુગની હિન્દુ સંસ્કૃતિ

આ સામાન્ય રીતે એમ કહેવામાં આવે છે કે હિંદની સંસ્કૃતિ એ સમન્વયની સંસ્કૃતિ છે. મને આ કથનમાં ભારે શંકા છે. પણ આ મુદ્દા ઉપર વધુ લખતાં પહેલાં મારે મારી સમન્વયની કલ્પના સ્પષ્ટ કરવી ઘટે.

બે પરસ્પર વિરોધી સંસ્કૃતિઓ વચ્ચે જ્યારે જીવનવિગ્રહ શરૂ થાય છે ત્યારે એમની વચ્ચેના જીવનવિગ્રહનું જીવનસંગીતમાં નીચેના ક્રમે રૂપાંતર થાય છેઃ સંગ્રામ, સંઘર્ષ, સમાધાન, વિનિમય સંમિશ્રણ અને સમન્વય.

સમન્વય એટલે કોઇ નવી ચોક્કસ જીવનદષ્ટિ દ્વારા બે જૂની સંસ્કૃતિઓમાંથી સારા તત્ત્વોનો પ્રેમ પૂર્વક સ્વીકાર અને ખરાબ તત્ત્વોનો નિર્દયતાપૂર્વક નાશ. આમ બને એટલે એ બન્ને સંસ્કૃતિઓ પોતપોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ગુમાવીને એક નવી સંસ્કૃતિમાં સમાઈ જાય. હિંદુ ને મુસ્લીમ બન્ને સંસ્કૃતિઓ પોતાનો અહમ્ ગુમાવીને હિન્દી સંસ્કૃતિમાં પીગળી ગએલી મને હજી દેખાતી નથી, તેમજ બન્ને સંસ્કૃતિઓ કરતાં ચઢિયાતી એવી કોઇ નવી સંસ્કૃતિ હજી સુધી સર્જાઇ નથી, એને માટે બન્ને સંસ્કૃતિઓ જવાબદાર છે. સમન્વયના જે થોડાઘણા નિષ્ફળ પ્રયત્નો થયા છે, તે મોટેભાગે મુસ્લીમોને હાથે થયા છે. હિન્દુઓએ તો એ દિશામાં બહુજ ઓછો પુરુષાર્થ કર્યો છે, હજી સુધી બન્ને સંસ્કૃતિઓના અનેક જીવન-થરો સંગ્રામથી સંમિશ્રણની ભૂમિકામાં છે.

ઇસ્લામયુગ દરમ્યાન થએલા હિન્દુ–મુસ્લીમ ઐક્યને શ્રી. નરસિંહરાવ યાંત્રિક ઐક્ય Mechanical Combination તરીકે ઓળખાવે છે રાસાયણિક ઐક્ય Chemical Combination તરીકે નહિ, અને એમાં ઘણું સત્ય છે. હજી સુધી બન્ને સંસ્કૃતિ વચ્ચે સાચો સર્વવ્યાપી સમન્વય થયોજ નથી.

હું ભગવદ્‌ગીતાને સમન્વય કહું, અલ્લોપનિષદને નહિ. તાજમહેલને સમન્વય કહું, ડાકોરના રણછોડરાયજીના મંદિરને તો નહિજ.

ઇસ્લામ જેવા ભયંકર સાંસ્કૃતિક પડકારનો હિન્દુ સંસ્કૃતિએ શો જવાબ આપ્યો ? જીવનને દરેક મોરચે વ્યવસ્થિત અને અવ્યવસ્થિત પીછેહઠ !

સૌથી પહેલાં ધર્મનો મોરચો લઈએ.

રામાનંદ, કબીર, નાનક, ચૈતન્ય, દાદુ, વલ્લભ, તુલસીદાસ, નામદેવ, નરસિંહ ને મીરાં, એ બધા આપણા મધ્યયુગના ધર્મસુધારકો, પણ એમાં કોઇનું કદ તુલસીદાસનો અપવાદ બાદ કરતાં શંકર કે રામાનુજ જેટલું નહિ. કોઇના ધર્મચિંતનમાં મૌલિકતા નહિ. ઉપનિષદોના ચિંતનનો આનંદ કે તાઝગી નહિ કે ઈસ્લામની ઝનૂની એકાગ્રતા નહિ. એકેના ધર્મચક્ર પાછળ એને રક્ષનારૂં રાજ્યચક્ર નહિ પરિણામે મુસ્લીમોનો હિન્દુઓ ઉપરનો જુલમ જોઇને નાનકનું સંત હૃદય દ્રવ્યું પણ એ કાંઈજ કરી શક્યા નહિ। મીરાંને મેવાડ છોડવું પડયું, નરસિંહ મહેતા જેલમાં પૂરાયા, અને વલ્લભાચાર્ય ઔરંગઝેબના ત્રાસથી વ્રજમાંથી નાઠા, તે ઠેઠ રાજપુતાનામાં જઈને સીસોદિયાઓની સમશેર હેઠળ નાથદ્વારમાં આશરો લીધો ! **ધર્મો રક્ષતિ રક્ષિતઃ** । એ ઋષિવચનને મધ્યયુગના હિન્દુ ઈતિહાસે ખોટું પાડયું ! એકેની ધર્મક્રાન્તિ રાજક્રાન્તિ ના કરી શકી. રાજક્રાન્તિ કરવાની વાત તો બાજુએ રહી, પણ જે વખતે જુનાગઢમાં નરસિંહ મહેતા જેવા પરમવૈષ્ણવનો વાસ હોય, તેજ વખતે એકબાજુ જુનાગઢનો રા. ગંગાજળીઓ મુસ્લીમ બનીને જીવ બચાવે, તો બીજી બાજુ સંસ્કારધમંડી નાગરો નરસિંહ મહેતાનો બહિષ્કાર કરે.

આમાંથી એકે નેતાનું ધાર્મિક સંગઠન હિંદવ્યાપી નહિ, એકેયે પ્રાંતિક ભૂમિકાથી આગળ વધીને વ્યાપક કે સાર્વભૌમ ધર્મ સ્થાપ્યો નહિ, એકેમાં પરસંસ્કાર ઉપર આક્રમણ કરવાની સ્ફૂર્તિ નહિ. આ સૌ ધર્મનેતાઓએ હિંદુધર્મની પડતી ઠીક ઠીક પ્રમાણમાં થંભાવી; પણ એને નવી સ્ફૂર્તિ આપવામાં એ નિષ્ફળ નિવડ્યા.



ઇસ્લામનો સમશેરથી સામનો કરવાનું ફક્ત રામદાસ સ્વામી અને ગુરુ ગોવિંદને સૂઝયું, અને તેય ઇસ્લામી સંસ્કૃતિના પડતીકાળમાં! ત્યાં સુધીમાં તો હિન્દુ સંસ્કૃતિને અત્યંત અસુધાર્ય નુકશાન થઇ ચૂક્યું હતું.

જે વખતે અલ્લાહના અનુયાયીઓની વીરહાકથી ત્રણે ખંડની પ્રજાઓ કંપતી હતી તે વખતે કૃષ્ણ-ભક્ત મીરાંએ માતાજીને નમવાની ના પાડી, અને તુલસીદાસે કૃષ્ણભગવાનને સંભળાવી દીધું કે:

**तुलसी मस्तक तब नमे,**
**जब धनुषबान लो हाथ.**

અલ્લાહ જેવા આંતરરાષ્ટ્રીય દેવનો સામનો કરવા માટે હિન્દુઓના રામ અને કૃષ્ણ, માતા અને મહાદેવ એક થઇ શકયા નહિ! હિન્દુ સંસ્કૃતિના અગ્નિહોત્રીઓ પોતાના નાના મોટા, નવાજૂના, અને દેશીપરદેશી દેવોને સંસ્કૃતિની ભઠ્ઠીમાં પીગાળી નાખીને, એમાંથી કોઇ મહાપ્રતાપી નવો દેવ સર્જી શક્યા નહિ. રામ ને રહીમ, કૃષ્ણ ને કરીમ એક છે એવો કબીરે ઉપદેશ આપ્યો, પણ એના અનુયાયીઓ કેટલા ?

ગુપ્ત યુગનો જીવનનો ઉલ્લાસ ગુમાવી બેઠેલુ હિંદુ માનસ વિલાસ અને વિષાદના પરસ્પર વિરોધી માનસપ્રવાહોમાં વહેંચાઇ ગયું. અતિનીતિ અને અતિઅનીતિ એ બન્ને જીવનનાં થાકનાં સૂચક છે. શંકરે વૈરાગ્યનો અને રામાનુજે કૃષ્ણભક્તિનો એમ બે સંસ્કારપ્રવાહો શરૂ કર્યા. ઇસ્લામના પ્રચંડ કર્મ-સામર્થ્યનો સામનો કરવાને અશક્ત એવી હિન્દુપ્રજાએ આ બન્ને સંસ્કારપ્રવાહોને લદ્દ કર્યા, અને પ્રજાના વિષાદને વૈરાગ્યનું રૂપ આપી એક બાજુ પરલોકભણી દૃષ્ટિ ફેંકી, તો બીજી બાજુ કૃષ્ણગોપીના શૃંગારમાંથી રસ લૂંટીને ગુલામીને સહ્ય બનાવી.

એક બાજુ,

નાગર નંદજીના લાલ, રાસ રમંતા મારી નથની ખોવાઇ;
કાના જડી હોય તો આલ, કાના જડી હોય તો આલ.

નાગર૦

જેવાં મનોહર પ્રણયકાવ્યો લખવા માંડયા તો બીજી બાજુ,

આ તનરંગ પતંગ સરીખો, જાતાં વાર. ન લાગેજી,
અસંખ્ય ગયા ધનસંપતિ મેલી, તારી નજરો આગેજી.

તેમજ

હાડમાંસ ને રૂધિર ભરેલું મઢયું ચામડે અંગ,
ગંદા દેહનો ગર્વ નકામો, કાયાનો રંગ પતંગ.

ભરૂંસો નહીં સાચો રે
કાયાનો રંગ કાચો રે
ભગવાન ભજો.

એ રીતે દેહછેદનની ખટપટ કર્યા વિનાજ, માનવ દેહની ભીષણ વાસ્તવિકતાનું આમપ્રજાને જ્ઞાન આપતાં ભયંકર વૈરાગ્યકાવ્યો લખાવા માંડયા, અને એ વૈરાગ્યવીરોએ જમદૂતોના કારમા મારથી પ્રજાને બીવડાવી શકાય એટલી બીવડાવી!

કયાં મૃત્યુ વિષેની ઉપનિષદોની મનોહર કલ્પના અને કયાં મૃત્યુ વિષેનો મધ્યકાલીન ત્રાસ!

શંકરયુગથી હિન્દુઓ ધર્મપ્રચારનો જુસ્સો ગુમાવી બેઠા, અને પરદેશ ખેડવાનું બંધ કર્યું, પણ હિંદમાંય એમને મુસ્લીમોયે ઝંપીને બેસવા ના દીધા. સિંધમાં હિન્દુઓ હાર્યા, અને એમની ઘણી મોટી સંખ્યા બળાત્કારે મુસ્લીમ બની. પણ જ્યાં રજપુતોએ સીંધ જીતીને અરબોને હાંકી કાઢયા કે તુર્તજ બ્રાહ્મણોએ "देवलस्मृति" લખીને એ નવમુસ્લીમોને ફરી પાછા હિન્દુ બનાવ્યા. ત્યાં તો મહમ્મદ ગીઝનીની જીત આવી. ફરી એનો એ ઇતિહાસ. મહમ્મદથી બીજીવાર હારવાની નામોશી સહન ના થવાથી જયપાળે અનંગપાળને રાજ સોંપી અગ્નિસ્નાન કર્યું. અનંગપાળથી પણ પરાજય ના જીરવાયો એટલે એ મુસ્લીમ બની ગયો. પણ પાછળથી એ શુદ્ધ થઇને ફરી હિન્દુ થયો. આ રીતે હજાર વર્ષથી બે સંસ્કૃતિઓ વચ્ચે ખેંચતાણ ચાલુ રહી છે. પરિણામે સરવાળે મુસ્લીમો જ ફાવ્યા અને ૭ હજાર અરબોનું આજે દશકરોડ મુસ્લીમોમાં પરિવર્તન થયું છે! જેને પરિણામે સ્વતંત્ર હિન્દને ઇસ્લામી સંસ્કૃતિને પાકી-સ્તાનની ખંડણી આપવી પડી.

રાજસત્તા ગુમાવતા હિન્દુઓની ધર્મસત્તા પણ મર્યા-દિત થતી ચાલી. વલ્લભાચાર્ય અને ચૈતન્ય જેવા ધર્મગુરુઓએ રહીમ, રસખાન અને હરીદાસને હિંદુ-





ધર્મમાં ઉદારતાપૂર્વક લીધા. પણ સંકોચાતા સમાજે એમને પોતાનામાં સમાવવાની ના પાડી. ઉદાર ચૈતન્યના અનુયાયીઓ બંગાળમાં એટલા ધર્માંધ બન્યા કે એમણે પોતાના શુદ્ધિધમંડમાં અસંખ્ય હિન્દુઓને મુસ્લીમ સમાજમાં ઠેલી દઈ આજનો પૂર્વ અને પશ્ચિમ બંગાળનો પ્રશ્ન ઊભો કર્યો! કાશ્મીરમાં હિન્દુ રાજ્ય થયું એટલે ત્યાંના મુસ્લીમોએ હિન્દુધર્મમાં પાછા આવવાની ઇચ્છા દર્શાવી, પણ આ અધર્મ આચરવાની કાશીના ધર્માંધ બ્રાહ્મણોએ ધસીને ના પાડી. તે દિવસે એમણે જો હા પાડી હોત તો આજનો કાશ્મીરનો પ્રશ્ન હોતજ નહિ. પૂર્વજોનાં પાપો આપણને આજે આ રીતે નડી રહ્યાં છે. સમાજનો આ સંકોચ સહજાનંદ, દયાનંદ, વિવેકાનંદ અને ગાંધી સુધી ચાલુ જ રહ્યો છે.

'નબળો માટી બૈયર પર શૂરો' એ રીતે જીવનમાં ઠેરઠેર હારતા હિન્દુઓએ, સમાજબંધનો સખત કર્યાં, અસંખ્ય નાતો જાતોની ભૂલભૂલામણી રચી. સ્ત્રીઓ અને શૂદ્રોની અવદશા કરી, સ્પર્શાસ્પર્શ, ભક્ષાભક્ષ, અને માન્ય અમાન્ય લગ્નોના ભેદ વધારી મૂકયા, જે જે હિન્દુઓ મુસ્લીમ બને તેમને માટે હિન્દુસમાજમાં પાછા આવવાનાં બારણાં બંધ કર્યાં. અને આ રીતે ઇસ્લામના ઝંઝાવાત સામે હિન્દુસમાજ વજ્ર જેવી કઠોરતાથી ઊભો રહ્યો. મધ્યયુગનો ધર્મ ..ાર બનવા મથતો હતો, પણ એનો સંકોચાતા સમાજ સાથે મેળ ખાતો ન હતો.

રાજકીય મોરચા ઉપર તો ઉત્તર હિન્દમાં એક જ સપાટે હિન્દુઓ બધી સત્તા હારી ગયા. પછી હિન્દુઓનું સઘળું શૌર્ય રાજસ્થાનમાં કેન્દ્રિત થયું. અને ખાસ કરીને મેવાડે આ યુગમાં શાર્ય, સંસ્કાર ભક્તિ, ઔદાર્ય, ટેક, સ્વામીભક્તિ અને દેશભક્તિની અનેક અમર કથાઓ પોતાના સ્વાર્પણ વડે લખી છે. અસીમ વીરતા, અખૂટ ધૈર્ય, પ્રબળ અભિમાન, ઘોર નિરાશા અને પ્રેમશૌર્યની પરાકાષ્ટા જેવાં કેસરિયાં અને જૌહરનાં આત્મસમપર્ણો દ્વારા મધ્યકાલીન રજપુતોએ માનવ મહત્તાનાં ઉત્તમોત્તમ શિખરો સર કર્યાં છે. છતાંય પોતાના યુગના દોષોથી આ સૌ મહાન સ્ત્રી–પુરુષો પણ મુક્ત નહોતાં. પ્રતાપ જેવા મહાપુરુષને 'મારો મેવાડ' એ અભિમાન હતું, પણ 'મારો દેશ' એ અભિમાન નહોતું. એ અભિમાન હોત તો માનસિંહ જેવા શૂરા અને મુત્સદ્દી પુરુષનું એ નિરર્થક અપમાન ના કરત; અને રાણા સંગની પેઠે બધા રજપુતોનું સંગઠન કરવા મથ્યા હોત.

મૌર્ય અને ગુપ્તયુગનાં ધાર્મિક, રાજકીય અને આર્થિક સામ્રાજ્યો સર્જનારા હિન્દુ શૌર્ય અને સાહસ પ્રતાપના જમાના સુધીમાં બહારવટાની કક્ષાએ ઊતરી ગયાં હતાં.

ક્રાન્તિકાળની આર્થિક બરબાદી પછી મોગલયુગમાં પાછી આર્થિક આબાદી આવી. પણ એને વ્યક્ત થવાનાં સઘળાં સાધનોમાં ક્રમશઃ અધઃપતન તો ચાલુ જ રહ્યું.

સ્થાપત્યમાં હિન્દુઓ મંદિરો રચતા ગયા ને મુસ્લીમો તોડતા ગયા. મંદિરને રચતાં એક સદી જોઈએ અને તોડતાં ત્રણ દિવસ! આવી અસમાન હરીફાઈ કયાં સુધી ચાલે? પરિણામે ચૌદમી સદીના અંત સુધીમાં હિન્દુ સ્થાપત્યે પોતાની સર્જકસ્ફુર્તિ ગુમાવી, એમાં બાહ્ય કારણ મુસ્લીમોનો ભયંકર વિનાશ એ ખરૂં જ. પણ આંતરિક કારણ પ્રજાની ઘટતી પ્રાણશક્તિને કારણે આવેલી સાંસ્કૃતિક ઓટ.

હિન્દુ અને મુસ્લીમ એ બન્ને સંસ્કૃતિઓના સંસર્ગથી મુસ્લીમ સ્થાપત્ય ઉન્નત થયું, જ્યારે હિન્દુ સ્થાપત્ય અવનત થયું! રાજપુતાનામાં હિન્દુ સ્થાપત્યની પરંપરા અખંડ ચાલુ રહી હોવા છતાં, મોગલોની ધર્મસહિષ્ણુતા છતાં, મરાઠા યુગ અને બ્રીટીશ યુગમાં હિન્દુઓને પુરું ધર્મ સ્વાતંત્ર્ય મળ્યું હોવા છતાં, હિન્દુ સ્થાપત્ય ઉન્નત થયું નથી એ હકીકત નોંધપાત્ર છે. મધ્યયુગમાં ચીતોડના વિજય સ્થંભ જેવાં કેટલાંક રમણીય સ્થાપત્યરત્નો સર્જાયાં, પણ સરવાળે જોવા જતાં હિન્દુ સ્થાપત્યની અધોગતિ એકધારી ચાલુ રહી છે. જેમાં મંદિરનું કાવ્ય અને અને મંદિરની સમાધિનો સમન્વય થયો હોય એવું દેવસ્થાપત્ય હિન્દુઓએ કયાંય કયારેય રચ્યું નથી.

મૂર્તિવિધાનમાં પણ એવી એ અધોગતિ માલમ





પડે છે. ગુપ્તયુગ સુધીના હિન્દુઓના શ્રીકૃષ્ણ સુદર્શનચક્રની ભયંકરતા અને બંસીની રમણીયતાનો સમન્વય કરતાં એક ભયંકર અને રમણીય દેવ હતા. હિન્દુઓમાંથી ક્ષાત્રતેજ ઘટયું, એટલે શ્રીકૃષ્ણે સુદર્શન ચક્રને સ્વર્ગમાં મોકલી આપ્યું, અને એકલી બંસીથી ગોપીઓને ગાંડી કરવાનું શરૂ કર્યું. એની સાથે લોકોક્તિ ચાલુ થઈ: नमक बीन खाना नहि, और कनैया बीन गाना नहि. પછીથી પોતાના ભક્તોને રીઝવવા ખીજવવા કે મુંઝવવા કોણ જાણે શાથી એમણે બંસી પણ ફેંકી દઈને શ્રીનાથજીનું સોહામણું સ્વરૂપ ધારણ કર્યું.

શિવ, બ્રહ્મા, વિષ્ણુ, સૂર્ય અને બુદ્ધની સુંદર મૂર્તિઓ પૂજતા, ગુપ્તયુગના પ્રતાપી હિન્દુઓના, પામર વંશજો શ્રીનાથજી, રણછોડરાયજી, વિઠોબા, મહાકાળી, શીતળામાતા, કબરો અને તાજીયા પૂજતા થઈ ગયા. પ્રજાની પડતી થઇ એટલે બિચારા દેવો પણ કદરૂપા થઈ ગયા !

આ યુગ દરમ્યાન આપણું પ્રાંતિક સાહિત્ય ખીલ્યું, પણ ભુતકાળના સંસ્કાર ઝરણોમાંથી પોષણ મેળવતા વર્તમાનને ભૂલવા મથતા અને ભવિષ્યમાં દૃષ્ટિપાત ના-કરી શકતા, એ સઘળા પ્રાંતિક સાહિત્યને આપણે ન તો સંસ્કૃત સાથે સરખાવી શકીયે કે ન તો એજ કાળમાં ખીલેલા યુરોપીઅન સાહિત્ય સાથે. સાહિત્યના પોષક બળો બે રાજા અને પ્રજા. પણ રાજાઓ હાર્યા ને પ્રજા પુરુષાર્થહીન બની, પછી સાહિત્યમાં પ્રાણ ક્યાંથી આવે ?

આપણે શેક્સપીઅરની સરખામણી કરવી હોય છે તો તે કાલીદાસ સાથે કરીએ છીએ. એના કોઈ સમકાલીન હિન્દુમુસ્લીમ લેખક સાથે કરતા નથી.

વિજ્ઞાનમાંય મૌલિકતાનો ઘટાડો એકધારો ચાલુ રહ્યો છે. જો કે ૧૩મી સદીમાં લખાયેલ હંસદેવના "मृगपक्षिशास्त्र" જેવા હિન્દુ પ્રતિભાના ચમકારા અહીંતહીં માલમ પડે છે.

વૈદકની દશાય એવીને એવી છે. દસમી સદીમાં લખાયેલ શંખધરનું 'लटक मेटक हसन' "यस्य कस्य तरोर्मूलं"—જેવા શ્લોકો દ્વારા અતંત્ર બનતા જતા હિન્દુ વૈદક ઉપર કટાક્ષ કરે છે. શ્રમણ સંસ્કૃતિની અસર હેઠળ કવિઓએ કાવ્યોમાં દેહછેદન ચાલુ રાખ્યું, પણ વૈદોએ વાસ્તવિક જીવનમાં શવછેદન બંધ કર્યું ! સર્જરી હજામોના હાથમાં જઈ પડી. હિંદમાં જ્યારે સર્જનનું હજામમાં પતન સંપૂર્ણ થયું, ત્યારે યુરોપમાં હજામનો સર્જનમાં વિકાસ થવાનું શરૂ થયું ! પ્રસૂતિ દાયણોના હાથમાં ગઈ. નિદાન માત્ર નાડીવિદ્યામાં સમાઈ ગયું, શાસ્ત્રીય સંશોધન નામશેષ થઇ ગયું. અને કામશાસ્ત્રે વાજીકરણ પ્રયોગોની આજુબાજુ પ્રદક્ષિણા શરૂ કરી.

વેદઉપનિષદ, શ્રુતિસ્મૃતિ, ચરક, સુશ્રુત અને વાગ્ભટ્ટમાં જેનું નામનિશાન નથી, એવી ગધેડાના વાહનવાળી શીતળામાતા અકબરના યુગમાં 'भावप्रकाश' માં દેખા દે છે, અને પછી વૈદકમાં વિજ્ઞાનનું સ્થાન લેતો આ વહેમ હિન્દુ માનસમાં વ્યાપક બને છે.

આ રીતે મધ્યયુગમાં થયેલા હિન્દુ સંતો, શૂરવીરો, સતીઓ, સાહિત્યકારો અને શાસ્ત્રોએ પોતાના પુરુષાર્થથી હિન્દુ સંસ્કૃતિની પડતીનો વેગ ઘટાડયો, એનાં શુભ તત્ત્વો સાચવ્યાં, પોતાની સંસ્કારપરંપરા અવિચ્છિન્ન રાખી વિદ્યાનું વિકેન્દ્રીકરણ કર્યું, પણ આ સઘળા મહાપુરુષોનો પુરુષાર્થ પ્રજાનો પ્રાણોદય કરી શકયો નહિ.

ઇસ્લામી સંસ્કૃતિ સામે જે જે સંસ્કૃતિઓને પોતાના અસ્તિત્વ માટે જીવનવિગ્રહ ખેલવો પડયો એમાં સૌથી વધુ ફત્તેહમંદ ચીનની સંસ્કૃતિ થઇ.

પશ્ચિમમાં પર્વતો, પૂર્વ ને દક્ષિણમાં સમુદ્ર અને ઉત્તરે ગોબીના રણ અને ચીનના પ્રચંડ રાષ્ટ્રદુર્ગથી રક્ષાયલી, એ સંસ્કૃતિ હુણોથી મુસ્લીમો સુધીના સૌ આક્રમણકારો સામે પોતાની જાતને બચાવી શકી. આ થઈ એની સંરક્ષણ પ્રવૃત્તિ. આક્રમક બાજુએ જુઓ તો જંગીસખાન અને એના વીર્યવાન વંશજોએ એશિયાથી રશિયા સુધી પોતાના વિજયી સૈન્યો વેગપૂર્વક ઘુમાવ્યાં. આ મહાન બૌદ્ધ યોદ્ધાઓએ બગદાદની અબ્બાસી ખીલાફતને પીંખી નાખીને આંતરરાષ્ટ્રીય ઇસ્લામની કરોડ ભાંગી નાખી. જંગીસખાનના વિજયોએ વિશ્વસંસ્કૃતિ થવાના ઇસ્લામના મનોરથો





સ્વપ્નો સદાને માટે રોળી નાખ્યાં.

ઇસ્લામને ચીનની સંસ્કૃતિથી ઊતરતો સામનો ખ્રિસ્તી યુરોપે કર્યો. અરબ આક્રમણ સ્પેનની ઉપર જઇ ના શક્યું, અને તુર્કોનાં ઝનુની ધાડાં વિયેનાના અભેદ્ય દૂર્ગ સાથે અથડાઇને પાછાં વળ્યાં. મધ્યયુગમાં હિંદુ સંસ્કૃતિની પેઠે ખ્રિસ્તી સંસ્કૃતિને પણ ઇસ્લામની સામે સતત ઝઝુમવું પડેલું. પણ બન્ને વચ્ચે મોટો તફાવત એ હતો કે હિન્દુઓનાં ધર્મયુદ્ધો સંરક્ષક હતાં, જ્યારે ખ્રિસ્તીઓનાં ધર્મયુદ્ધો આક્રમક હતાં.

યુરોપમાં આખા પશ્ચિમ યુરોપની સંસ્કૃતિ ઇસ્લામની અગ્નિજવાળાઓથી અસ્પૃશ્ય રહી, જ્યારે હિન્દમાં તો આ દેશને ખૂણેખૂણે વિજયી મુસ્લીમ લશ્કરો ફરી વળ્યાં. ખ્રિસ્તીઓ જેરૂસલેમ પાછું લઇ ના શકયા એટલી એમની સંસ્કૃતિની અશક્તિ.

ઇસ્લામની સાથે ખ્રિસ્તીઓ કરતાં ઊતરતો સામનો હિંદુઓ કરી શકયા એને કારણે આ દેશની એક પણ દેવનગરી નષ્ટભ્રષ્ટ થયા વિનાની કે મસ્જીદ વિનાની ના રહી. અને ઉત્તર હિંદની તો સઘળી દેવનગરીઓ કેવળ પુરાવિદોને જ ઉપયોગી એવાં અસંખ્ય ખંડેરોમાં ફેરવાઇ ગઇ.

રામકૃષ્ણનાં પુનિત સ્મરણોથી હિંદુઓ માટે ...ત્ર બનેલી કાશી, મથુરા, અયોધ્યા, હરદ્વાર, ...ાગની પુણ્યભૂમિનું મુસ્લીમ ધર્માંધતાના અડ્ડામાં પરિવર્તન થઇ ગયું.

... કરતાંય ઊતરતો સામનો યહુદીઓ ...ેાએ કર્યો. પોતાની ધર્મભૂમિ ગુમાવી ... પ્રજાઓમાંથી યહુદીઓ આખા જગ...ાઇ ગયા.

સદીઓથી પીડાતી એ પ્રજાએ યહુદીસ્તાનના રૂપમાં ફરી પાછું પોતાનું માથું વીસમી સદીમાં ઊંચું કર્યું છે.

જ્યારે પોતાના છેલ્લા સમ્રાટ યઝેદઝર્દના કરુણ ...ય ઉપર આંસુ સારતા પારસીઓ હિંદમાં ઠરીઠામ થયા.

ઇસ્લામને સૌથી નિર્બળ સામનો ઇજીપ્તની સંસ્કૃતિ કરી શકી. અનેક વિજેતાઓને આત્મસાત કરતી એ અતિપ્રાચીન સંસ્કૃતિ અરબ આક્રમણના પ્રચંડ પૂર હેઠળ કયાં ડૂબી ગઇ એનો કોઇને કંઇ પત્તો લાગ્યો નહિ.

દરેક સંસ્કૃતિએ ઇસ્લામની મહાશક્તિને રૂંધવાના કરેલા પ્રબળ પ્રયાસોમાં એને મળેલી ઓછીવત્તી ફત્તેહ માટે ભૌગોલિક પરિસ્થિતિથી માંડીને પ્રજાના ખમીર સુધીનાં અનેક તત્ત્વોએ પોતે પોતાનો ભાગ ભજવ્યો હતો.

હવે એની સામે મુસ્લીમ સંસ્કૃતિની સિદ્ધિઓ તપાસીએ.

### ઇસ્લામનો સુવર્ણયુગ

બાબરનો ઇબ્રાહીમ લોદી ઉપરનો વિજય એ ક્રાન્તિ ઉપર ઉત્ક્રાન્તિનો વિજય હતો. પાણીપતના એ મહાન વિજયથી ઇસ્લામનો આગ, તલવાર ને ત્રાસનો લોહયુગ પુરો થયો અને સર્જન, સમન્વય સંસ્કારનો સુવર્ણયુગ શરૂ થયો.

આ યુગમાં નજરે પડતી ઇસ્લામી ધર્મસહિષ્ણુતા માટે હાવેલ હિન્દુધર્મને અને શ્રી રમણલાલ દેસાઇ વૈષ્ણવ સંપ્રદાયને યશ આપે છે. હિન્દુઓએ ઇસ્લામનું ઝનૂન ઠંડુ પાડવામાં ભાગ તો ભજવ્યો જ છે, પણ એ ગૌણ ભાગ છે. મુખ્ય ભાગ બે તત્ત્વોએ ભજવ્યો છે. દરેક સંસ્કૃતિની જીવનલીલામાં ક્રાન્તિ પછી ઉત્ક્રાન્તિનો કાળ આવે છે જ. અને કોઇપણ ક્રાન્તિ જેમ જેમ સ્થળ અને કાળમાં પ્રસરે તેમ તેમ સૂર્યની ગરમીની પેઠે એનો પણ તાપ તૂટવા માંડે છે. દક્ષિણના બ્રહ્મણી રાજ્યોમાં અને બૃહદ ભારતના મુસ્લીમ રાજ્યોમાં ધર્માંધતાનું પ્રમાણ આપણને અત્યંત ઘટી ગએલું દેખાય છે તે આજ કારણે.

હવે આપણે આ પ્રશ્નને બીજી રીતે જોઇએ. પ્રો. મહમ્મદ હબીબ× કહે છે કે: "જે યુગમાં હિન્દી મુસ્લીમો એમના જન્મના કમનસીબ અકસ્માતને કારણે કોઇ ઉંચો હોદ્દો મેળવી શકતા નહોતા, તે યુગને ઇસ્લામયુગ કહેવો એ ખરેખર ક્રૂર મશ્કરી

+ Presidential Address. Indian History Congress. Tenth session.

છે. જો જાદી ઉપમા આપું તો મધ્યયુગમાં હિન્દી મુસ્લીમોની સ્થિતિ બ્રીટીશ રાજ્ય હેઠળ દેશી ખ્રીસ્તીઓની સ્થિતિ જેવીજ હતી. વર્તમાન કૉંગ્રેસ રાજ્ય હેઠળ મુસ્લીમોને જે પ્રતિનિધિત્વ મળ્યું છે, તેવું પ્રતિનિધિત્વ તો મધ્યયુગનાં બે મહાન મુસ્લીમ સામ્રાજ્યોએ પણ એમને કદી આપ્યું નથી ”

એમણે આ ચિત્ર તો કંઈક અતિશયોક્તિભર્યું પણ તદ્દન સાચું દોર્યું છે, પણ એ ઉપરથી લીધેલો નિર્ણય મને માન્ય નથી. હું આ હકીકત જાણ્યા પછી આ યુગને ઈસ્લામયુગને નામે ઓળખવો પસંદ કરું છું. કારણ ?

જેમ શેર દૂધનું દહીં બનાવવા માટે ચમચી અર્ધી ચમચી અખરામણની જરૂર પડે છે, તેમ અફાટ જનતાની શક્તિને નાથવા માટે મુઠીભર નેતાઓની જરૂર પડે છે. ઈતિહાસના દરેક યુગમાં નેતાઓની એક સર્જક લઘુમતી (Creative minority) હોય છે, તો સામે પક્ષે જનતાની અનુસરક બહુમતી હોય છે. આપણા ઈતિહાસમાં આદિવાસીઓ, દ્રવિડો, આર્યો, બૌદ્ધો ને હિન્દુઓ સર્જક લઘુમતી તરીકે વારાફરતી ભાગ ભજવી ચુકયા. હવે ઈસ્લામયુગમાં એ ભાગ મુસ્લીમોએ ભજવવાનો શરૂ કર્યો. આ યુગમાં વિનાશ, સર્જન ને સમન્વય મુસ્લીમોએ કર્યાં, જ્યારે હિન્દુઓએ પ્રત્યાઘાત, પ્રત્યાક્રમણ, પ્રતિસર્જન, સંરક્ષણ અને અનુકરણ કર્યાં.

ઈસ્લામના સમન્વયયુગની શરૂઆત આપણે એ યુગનાં લક્ષણો સ્પષ્ટ કરતી એક શેખ સાદીની બેતથી કરીશું:

सादीया ! गर वहल रव्वाही,
सुलह कुन बा खास ओ आम;
बा मुसलमां अल्लाह अल्लाह,
बा हनुदा राम राम.

હે સાદી! તારે જો એકતાની ઉત્કંઠા હોય તો સામાન્યવિશિષ્ટ સૌની સાથે સુલેહ કર. મુસલમાન મળે તો તેને અલ્લાહ કહે! હિન્દુ ભેગો થાય તો તેને રામ રામ કહે!

બાબરે હિંદ ઉપર કુલ છ ચઢાઈઓ કરી. આ ચઢાઈઓ વખતે હિંદની સ્થિતિ પૃથ્વીરાજના વખતના હિંદ જેવી હતી. ઈસ્લામી ક્રાન્તિના ટૂકડા થઈ જઈને એનું સ્વરૂપ રાષ્ટ્રીય મટીને પ્રાંતિક બન્યું હતું. જુદાં જુદાં નાના મોટાં મુસ્લીમ અને હિન્દુ રાજ્યો એક બીજા જોડે લડી રહ્યાં હતા. આવે વખતે બાબરે છેલ્લી ચઢાઈ દિલ્હી પર કરી. એનો ઈબ્રાહીમ લોદીએ લાખ માણસના લશ્કર સાથે સામનો કર્યો. પણ પાણીપતના મેદાનમાં પોતાનાથી લગભગ દસગણા લશ્કરને બાબરે ચઢિયાતી વ્યૂહકળા અને તોપોની મદદથી હરાવ્યું અને બાબર દિલ્હીપતી થયો.

પણ એને દિલ્હીના સિંહાસનપરથી ઉથલાવી નાખવા માટે, મેવાડનો બહાદૂર અને બુદ્ધિશાળી મહારાણો સંગ અનેક રજપુત રાજાઓ અને અફઘાન સરદારોને એકઠા કરીને આવ્યો. બાબરે એના લશ્કરનો પણ ફત્તેહપુર સીક્રીના મેદાનમાં સામનો કર્યો. પોતાની પ્રચંડ કાયા ઉપર એંશી એંશી ઘા ઝીલનારો મહા શૂરો સંગ પણ આ યુદ્ધમાં હાર્યો, અને બાબર ઉત્તર હિંદનો નિર્વિવાદ માલિક ઠર્યો.

આ રીતે ઈસ્લામી ક્રાન્તિના અંતકાળે થએલો હિન્દુ અને અફઘાન પૂર્વોદયનો પ્રબળ પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો. રાણા સંગને રજપુતોની પેઠે અફઘાન સરદારોએ જો પૂરેપૂરી મદદ કરી હોત એ કદાચ જીતત. પણ એ જીત કોઈ સ્થાયી કે શુભ પરિણામ લાવી ના શકત. બહુ બહુ તો એનાથી મોગલાઈ થોડી પાછી ઠેલાત, કારણકે બન્ને પ્રજાઓએ સર્જક-શક્તિ ગુમાવી હતી, અને સર્વભક્ષી કાળ સૌથી પહેલો કોળિયો કમજોર અને કમઅક્કલ તત્વોનો કરે છે.

કુતુબુદ્દીન ઐબકની પેઠે માત્ર ચાર જ વર્ષ રાજ્ય ભોગવી બાબર મરી ગયો.

જંગીસ અને તૈમુરના આ વંશજમાં એના વડીલોનું વીર્ય, મોગોલની શક્તિ, તુર્કનું શૌર્ય અને ઈરાનના સંસ્કારોનો સમન્વય થયો હતો. એ શૂરો સૈનિક, સાહસિક સેનાપતી, બાહોશ રાજકર્તા, સંસ્કારી લેખક અને કવિ, કલા ને કુદરતનો ભક્ત અને વત્સલ પિતા હતો.





... ફરમાનટનું વસિયતનામું જુઓ. એમાં એ હુમાયુન સલાહ આપે છે :

"આ હિન્દુસ્તાન દેશમાં જુદી જુદી જાતો વસે છે. પવિત્ર દિલથી અને નિર્મળ મનથી ધાર્મિક ઝનૂન અને પક્ષપાત વિના, સૌનો **તેમના પોતપોતાના રિવાજ પ્રમાણે** ન્યાય કરવો એ તારું કર્તવ્ય છે. મુખ્યત્વે **કરીને ગૌહત્યાથી તું દૂર રહેજે.** કારણકે હિન્દુઓના દિલને આપણી તરફ આકર્ષવાનો એ ઉપાય છે...તારા રાજ્યમાં મંદિરો, દેવાલયો કે પૂજાસ્થાનોને કોઈપણ નુકસાન ન પહોંચાડાય તે માટે તું કાળજી રાખજે...**ઇસ્લામની ઉન્નતિ જુલમની તલવાર કરતાં અહેસાનના ખડગથી થાય એ વધારે ઇચ્છવાયોગ્ય છે.**"

બાબર પછી હુમાયુએ માત્ર દસ જ વર્ષમાં પોતાની અતિભલાઈ અને વહીવટી ખામીઓને કારણે રાજ્ય ગુમાવ્યું. પણ એ પહેલાં, હુમાયુએ રાજ્યઅમલ દરમ્યાન ચીતોડની રાણીની રાખડી સ્વીકારી બહાદુરશાહ જેવા સ્વધર્મી સામે લડીને, મોગલો આર્યતાને ઝડપથી આત્મસાત કરી રહ્યા હતા એનું એક જ્વલંત વિશેષ દૃષ્ટાંત પૂરું પાડ્યું. અને એના પછી એક પંદર વર્ષની સફળ અફઘાન પ્રતિક્રાન્તિ ઓલવાતો દીવો છેલ્લીવાર જેમ જોરથી ઝબકી જાય, તેમ આ દેશમાંથી અદશ્ય થતી અફઘાન સત્તાએ પોતાનો સર્વશ્રેષ્ઠ પુરુષ પોતાના અંતકાળમાં સર્જ્યો

શેરશાહ દરેક રીતે જોતાં હિન્દના પઠાણ સુલતાનોમાં સર્વશ્રેષ્ઠ હતો. પાંચ જ વર્ષના ટુંકા રાજ્યકાળમાં એણે કરેલી કામગીરી ખરેખર વિસ્મયકારક છે.

હુમાયુને હરાવીને એણે પોતાનું ધ્યાન રાજપુતો તરફ ફેરવ્યું. અને એમને વારા ફરતી હરાવીને છેવટે માલદેવને હરાવ્યો. મારવાડના આ રાઠોડ યોદ્ધાના પરાજયથી હિન્દુ પૂર્વોદયની રહીસહી આશા નષ્ટ થઈ ગઈ અને શેરશાહ અજમેરથી આબુ સુધીના મુલકનો માલીક થયો. એક બહાદુર યોદ્ધા અને સમર્થ સેનાપતિ કરતાંય શેરશાહે વધુ શક્તિઓ સફળ રાજ્યવહીવટમાં બતાવી. એના રાજ્ય વહીવટમાં એણે કેટલીયે હિન્દુ અને મુસ્લીમ પરંપરાઓનો પુનરુદ્ધાર કરવા ઉપરાંત અનેક મૌલિક સુધારાઓ દાખલ કર્યાં. એણે પોતાની સૈન્યવ્યવસ્થા મુખ્યત્વે અલાઉદ્દીન ખિલજીના સિદ્ધાંતો મુજબ રાખી. પણ એની ખેતનીતિમાં સંપૂર્ણ ક્રાંતિ કરી. ટોડરમલ જેવા બાહોશ અર્થશાસ્ત્રી અને મહેસુલ નિષ્ણાતની સલાહ મુજબ એણે ગોઠવેલી મહેસુલી વ્યવસ્થા ભવિષ્યના અનેક રાજ્યકર્તાઓ માટે માર્ગદર્શક થઈ પડી. અને એનાથી રાજા અને પ્રજા બન્ને સુખી થયાં. એના રાજ્યમાં ખેડુતો દાણા અને પૈસા બન્ને દ્વારા મહેસુલ ભરી શકતા, પણ પૈસાદ્વારા ભરતા મહેસુલને પહેલી પસંદગી અપાતી હતી. પલટાતી અર્થવ્યવસ્થાનું આ એક મહત્વનું ચિહ્ન. આ દેશમાં નવી અર્થવ્યવસ્થા લાવવા માટે અલ્લાઉદ્દીન ખીલજી અને મહમ્મદ તઘલખના નિષ્ફળ પ્રયાસો પછી શેરશાહે કરેલા સફળ પ્રયત્નોથી એ ક્રાંતિ અને ઉત્ક્રાન્તિના યુગ વચ્ચેની એક સફળ કડી બની ગયો.

એની સીક્કા, નાણાં ને જકાતનીતિથી વેપાર ઉદ્યોગ આબાદ થયા. એણે રસ્તા બાંધ્યા, બન્ને બાજૂ ઝાડો વાવ્યાં, હિન્દુ ને મુસ્લીમ માટે જુદી જુદી વ્યવસ્થાવાળી ધર્મશાળાઓ ઊભી કરી; ત્યાં કૂવા ખોદાવ્યા અને એનો જ ટપાલની અવરજવર માટે ઉપયોગ કર્યો. પૂર્વ બંગાળથી સિંધુ સુધી બાંધેલો પંદરસો ગાઉનો એનો રસ્તો હજીપણ હયાત છે. પોલીસ અને જાસુસી ખાતાની પુનર્વ્યવસ્થા કરી સ્થાનિક ગુન્હાઓ શોધવાની જવાબદારી સ્થાનિક માણસોને માથે નાખી. શેરશાહની ન્યાયબુદ્ધિ અત્યંત તીવ્ર હતી. એના અમલમાં રાજાના સગાઓ પણ અન્યાય કરી શકતા નથી. એ એક પવિત્ર મુસ્લીમ હોવા છતાં હિન્દુઓ પ્રત્યે ઉદાર હતો. ટોડરમલ અને બ્રહ્મજીત ગૌર જેવા લાયક હિંદુઓને એણે નિઃસંકોચ ઊંચામાં ઊંચા હોદ્દાઓ આપ્યા હતા. એણે બાળહત્યા અને સતીના રીવાજો બંધ કરવા જેવા સામાજિક સુધારા પણ કર્યા. યુદ્ધકાળના ઝનૂની લડવૈયા અને ખટપટી મુત્સદ્દી સાબીત થયેલો આ સુલ્તાન શાંતિકાળમાં ઉદાર અને ગરીબો પ્રત્યે અપાર




અનુકંપાવાળો હતો. પોતે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં એક પણ માણસ ભુખ્યું ના રહેવું જોઇએ એની એ ખાસ કાળજી રાખતો. એને રસોડે હમ્મેશાં હજારો ગરીબ માણસો જમતા. એણે રાયસેનનો કિલ્લો સર કર્યા પછી કરેલી હિંદુઓની કતલ એ જ માત્ર એની સઘળી બાજૂની ઉજ્વળ કારકીર્દીમાં એક મોટો કાળો ડાઘ છે.

અને આવા રાજ્યઅમલનું પરિણામ? નિઝ મુદ્દીન લખે છે કે 'એક માણસ સોના મહોરોથી ભરેલી કોથળી લઈને રાત્રીઓ સુધી ઉજ્જડ જગાઓમાં સુઇ જાય તોપણ એને જાગતા રહેવાની જરૂર નહોતી.'

શ્રી કીની નામનો અંગ્રેજ એને અંજલી આપે છે. 'કોઈ સરકારે—અંગ્રેજોએ પણ નહિ—આ પઠાણ જેટલું રાજવહીવટમાં ડહાપણ બતાવ્યું નથી.'

દરેક સંસ્કૃતિ એટલે ત્રીઅંકી નાટક, ક્રાન્તિ દ્વારા **સર્વોદય**, ઉત્ક્રાન્તિ દ્વારા **સત્વોદય** અને પ્રતિક્રાન્તિ દ્વારા **પૂર્વોદય.** પહેલા અંકમાં સંસ્કૃતિ બીજાને મારીને પોતે જીતે. બીજા અંકમાં બીજાને જીવાડીને પોતે જીવે. ત્રીજા અંકમાં બીજાનો ઘાત કરીને પોતે આપઘાત કરે

ઈસ્લામી સંસ્કૃતિના નાટકમાં બાબરની જીતથી ઉત્ક્રાન્તિયુગનો બીજો અંક શરૂ થઈ ચૂકયો હતો. રાજવંશ બદલાયો, પણ યુગ ના આથમ્યો. શેરશાહ પોતાના યુગનું સંતાન હતો એટલે એની અને મોગલોની રાજનીતિમાં ભાગ્યે જ કાંઇ તફાવત લાગે છે. મોગલયુગમાં જોવા મળતા, ધર્માંધ પઠાણશાહીના છેલ્લા બે અવશેષો શેરશાહ અને બાઝ બહાદુર એ બન્ને ધર્માંધતાથી મુકત હતા.

હવે અકબરની કારકિર્દી તપાસતાં પહેલાં આપણે એના ભવ્ય સમન્વયપ્રયોગને સફળતા અને નિષ્ફળતા આપનારાં સાંસ્કૃતિક બળો તપાસીએ.

સોળમી સદી આપણા દેશના ઇતિહાસમાં હિન્દુ, મુસ્લીમ અને બ્રીટીશ એ ત્રણે સંસ્કૃતિઓની દષ્ટિએ બહુજ મહત્ત્વની સદી છે.

અલ્લાઉદ્દીન ખીલજીથી મહમ્મદ તઘલખ સુધીનાં મુસ્લીમ આક્રમણોને કારણે દક્ષિણ હિંદના હિંદુઓનો ધાર્મિક જુસ્સો જાગ્રત થયો અને એ ઇ. સ. ૧૩૩૬ માં વિજયનગરની સ્થાપના દ્વારા વ્યક્ત થયો. બે સદી સુધી આ મહારાજ્યે દક્ષિણમાં ઇસ્લામી સંસ્કૃતિના આક્રમક પૂરને ખાળી રાખ્યું. એની બાહ્ય કારકિર્દી લોહિયાળ યુદ્ધોથી ભરેલી હોવા છતાં આંતરિક રીતે એનો થએલો વિકાસ ઉત્તર હિન્દના હિન્દુઓના સુવર્ણ યુગની ઝાંખી કરાવનો હતો. દક્ષિણમાં બ્રાહ્મણી રાજાના પાંચ ટૂકડા થઈ ગયા હતા અને એ સૌ સુલ્તાનો અંદર અંદર અને વિજયનગર સાથે સતત લડયા કરતા હતા. આ પ્રકારનો આંતરવિગ્રહ ઇસ્લામની પ્રગતિ માટે ભારે અવરોધક નીવડયો.

વિજયનગરના બધા રાજાઓમાં કૃષ્ણદેવરાય સૌથી પ્રખ્યાત અને શક્તિશાળી રાજા થઇ ગયો. એનાં સમયમાં વિજયનગરનો વિસ્તાર સૌથી મોટો થયો. ખંડિયા રાજાઓ વશ થયા, લશ્કરી સાહસો ફત્તેહમંદ થયાં, મુસ્લીમો પરાજીત થયા, રાજ્યવહીવટ વ્યવસ્થિત થયો, વિદ્યા ને કલાની પૂરેપૂરી ઉન્નતિ થઇ અને વેપાર, ઉદ્યોગ ને સમૃદ્ધિ પણ એના અમલમાં પોતાની ટોચે ગઇ.

એના મરણ પછી આ સામ્રાજ્યની અધોગતિ શરૂ થઇ. બહ્મની સુલ્તાનો સાથે આ રાજ્યને પહેલેથી જ ઝગડા હતા એમાં અહમદનગરમાં રામરાયના હિન્દુ લશ્કરે વર્તાવેલા કેરથી દખ્ખણના મુસ્લીમોની ઊંઘ ઊડી ગઈ અને અહમ્મદનગર, બીજાપુર, ગોવળકોંડા અને બિડરના સુલ્તાનોએ પોતાનાં સૈન્યો એકઠા કરી વિજયનગર પર ચડાઇ કરી. ઇ. સ. ૧૫૬૫ માં તાલીકોટા આગળ દક્ષિણ હિંદનો ભાગ્યનિર્ણય કરનારું એક ભીષણ યુદ્ધ થયું. એમાં મુસ્લીમોની સંપૂર્ણ જીત થઇ. રાજા રામરાય અને એક લાખ હિન્દુ સૈનિકો કપાઇ મુવા. યુદ્ધમાંથી નાઠેલા હિન્દુ સરદારો વિજયનગર આગળ બીજો સામનો કરવા ધારત તો કરી શકત, પણ તેમ કરવાને બદલે એમણે પોતાના





હાથીઓ ઉપર ભરાય એટલું જરજવાહીર ભરી લઇ, એ રાજનગરની કમનસીબ પ્રજાને મુસ્લીમ વિજેતાઓની દયા ઉપર છોડી દઇ, **સર્વ શ્રેષ્ઠ વલાનામ્ જંઘાબલમૈવ** આ મંત્રનો જાપ જપતા ત્યાંથી જીવ લઇને નાઠા. મુસ્લીમ લશ્કરે આવીને શહેરનો કબજો લીધો અને પૂરા પાંચ મહિના સુધી તલવાર, કોદાળી, કુહાડી અને અગ્નિથી એ ભવ્ય નગરીને રોળી નાખી. કદાચ જગતના આખા ઇતિહાસમાં જેનો જોટો ના હોય એવી આ ઘટના હતી. અનર્ગળ સમૃદ્ધિમાં આળોટતી આ સૌંદર્યવતી મહાનગરીની સુખી પ્રજા ઉપર અચાનક આડી રાતના વર્ણનાતીત નારકી યાતના ઊતરી, અને એ આખીએ નગરી એક કંગાલ કદરૂપા ખંડીએરમાં ફેરવાઇ ગઇ.

આ ભયંકર પ્રલયથી વિજયનગર પરાજયનગરમાં ફેરવાઇ ગયું. ઇસ્લામી સંસ્કૃતિ સામેનો છેલ્લો હિંદુ દુર્ગ ભાંગી પડયો. ગુપ્તયુગની દક્ષિણી આવૃત્તિ અદ્રશ્ય થઇ ગઇ, અને હિન્દુ સંસ્કૃતિ રંડાઇ ગઇ.

ઇ. સ. ૧૫૫૭માં મહારાણા પ્રતાપનું મરણ થયું. આ શુરા સીસોદિયાના મરણ સાથે રજપુતાઇ પણ રંડાઇ ગઇ. શૌર્ય ઉપર રચાએલ સત્તાની ભાવનાનો છેલ્લો પ્રતિનિધિ હિંદના ઇતિહાસમાંથી અદ્રશ્ય થતાં, મોગલ મુત્સદીગીરીનો માર્ગ નિષ્કંટક થયો.

સાથેસાથે મુસ્લીમોએ સોળમી સદીના અંત સુધીમાં હિંદુઓનાં સઘળાં દરિયાપારનાં સંસ્થાનો જીતી લીધાં.

શંકરયુગમાં જ હિંદુ સંસ્કૃતિએ બૌદ્ધ સંસ્કૃતિ સાથે છુટાછેડા કરી દીધા હતા. પછીના કાળમાં, સોળમી સદીના અંત સુધીમાં, આપણે ઉપર જોઇ ગયા એમ, ઉત્તર, દક્ષિણ અને બૃહદ ભારતમાંથી હિંદુ સંસ્કૃતિનો અસ્ત થઇ ગયો.

આ રીતે જ્યારે આખાયે જગતમાં હિન્દુ સંસ્કૃતિનો સૂર્ય અસ્તાચળ ઉપર હતો. ત્યારે આખીયે આલમમાં ઈસ્લામી સંસ્કૃતિનો આફતાબ મધ્યાહ્ન તપતો હતો.

હિન્દમાં જ્યારે મહાન મોગલ સામ્રાજ્ય પૂર જાલીમાં હતું ત્યારે દુનિયાના બીજા ભાગોમાં પણ મુસ્લીમ સંસ્કૃતિ વિજયી બનતી જતી હતી. ઇ. સ. ૧૪૫૩ માં તૂર્કોએ ઇસ્તંબુલનો કબજો લીધો હતો. ત્યારપછી મહાન સુલેમાને (૧૫૨૦–૧૫૬૬) તુર્ક સામ્રાજ્યની સત્તા આખા અગ્નિયુરોપ ઉપર ફેલાવી. એજ વખતે ઈરાનમાં ઈસ્લાઇલ સફવીએ (૧૫૦૦–૧૫૨૪) પ્રખ્યાત સફવી સામ્રાજ્યનો પાયો નાખ્યો.

આજ સદીની શરૂઆતમાં પશ્ચિમ યુરોપની સંસ્કૃતિએ પોતાનાં બીજ આ દેશની ધરતી પર વેર્યાં. વાસ્કો–ડી–ગામાએ કાલીકટમાં કોઠી સ્થાપી. કોઠીમાંથી કિલ્લા અને કિલ્લામાંથી રાજ્ય એ તે અને તેના પછીની બીજી યુરોપિયન સત્તાઓનો સ્વાભાવિક વિકાસક્રમ હતો. જ્યારે હિન્દુઓએ સમુદ્રગમનમાં પાપ માનીને હિન્દની બહાર જવાનું બંધ કર્યું હતું ત્યારે પશ્ચિમ યુરોપની સાહસિક પ્રજાઓ જગતનો ખૂણેખૂણો ખુંદીને પોતાની ભવિષ્યની મહત્તાનો પાયો નાંખી રહી હતી. વિજયનગરના નાશનું એક મહત્ત્વનું કારણ એ હતું કે એની વિરોધી મુસ્લીમ સલ્તનતો પશ્ચિમ દિશામાંથી તુર્કી તોપખાનું અને તુર્કી તોપચીઓ મેળવતી હતી. આ રીતે આ યુદ્ધમાં પશ્ચિમની ચઢીયાતી યુદ્ધવિદ્યાએ પોતાનો પ્રભાવ આ દેશની ધરતી ઉપર પહેલવહેલો બતાવી આવી રીતે થએલી શરૂઆતનો અંત બ્રીટીશ સામ્રાજ્યની સ્થાપનામાં આવ્યો.

આ રીતે સોળમી સદીના અંતમાં આપણા દેશમાં એક સંસ્કૃતિ ઉગતી હતી, એક સંસ્કૃતિ આથમતી હતી અને એકનો સૂર્ય મધ્યાન્હ ઉપર તપતો હતો. મુસ્લીમ સંસ્કૃતિ સાથેના સંસર્ગથી હિંદુ સંસ્કૃતિને જે કાંઈ નુકશાન થયું, એમાંથી ઓછામાં ઓછું નુકસાન હિંદુ સાહિત્યને થયું, અને વધુમાં વધુ નુકશાન હિંદુ શિલ્પસ્થાપત્યને. વધુમાં વધુ નુકસાન થવાનું કારણ મુસ્લીમ ધર્માંધતા. સાહિત્યને ઓછામાં ઓછું નુકસાન થવાનું કારણ મુસ્લીમ વિદ્યાપ્રેમ.

યુદ્ધકાળમાં પોતાના ધર્મઝનૂનમાં અસંખ્ય



ગ્રંથભંડારો બાળનારા મુસ્લીમો શાંતિકાળમાં સરસ્વતીના સમર્થ ઉપાસકો બનતા હતા. મુસ્લીમો ધર્માંધ ધર્મપ્રચારકો હતા, પણ જંગલી હુણો નહોતા એ આપણે ભૂલવું ના જોઇએ. 'વિદ્યા મેળવવા માટે તો ચીન સુધી પણ જજો.' એ પયગમ્બર સાહેબના ઉપદેશનો મુસ્લીમોએ પોતાના ક્રાન્તિકાળમાં પણ અમલ કર્યો છે. યુરોપના અંધકારયુગમાં આખી ગ્રીક સંસ્કૃતિને મુસ્લીમોએ સાચવી રાખી હતી. બગદાદના ખલીફા મનસૂરે વેદપાઇ (વિદ્યાપતિ) નામના બ્રાહ્મણ વિદ્વાનને આમંત્રણ આપી એની પાસે "पंचतंत्र"માંથી "कलोला दमना"નું પ્રખ્યાત પુસ્તક લખાવ્યું હતું. સિંધમાંનો મુસ્લીમ અમલ હિન્દુઓ માટે તો ભારે જુલ્મી હતો, છતાંય એ સમય દરમ્યાન પણ મુસ્લીમો હિંદુઓ પાસેથી વૈદક, જયોતિષ, ગણિત, ખગોળ વ. અનેક વિષયો શીખ્યા. અને એના ઘણા સંસ્કૃત ગ્રંથોનું અરબીમાં ભાષાંતર કર્યું. અરબો હિન્દુઓની વિદ્યાઓ ભણ્યા, એમાં પોતાની પ્રતિભાથી સુધારાવધારા કર્યા અને એ વિદ્યાઓ ઠેઠ યુરોપ સુધી પહોંચાડી. મહમ્મદ ગીઝની જેવા ધર્માંધ ધાડપાડુના સમયનો મહાપંડિત અલેબરૂની સંસ્કૃતનો પ્રખર અભ્યાસી અને ભગવદ્ગીતાનો પ્રસંશક હતો. ફીરોઝ તઘલખ એક ધર્માંધ સુલ્તાન હતો પણ એણે અશોકનો એક ધર્મસ્તંભ ઠેઠ પંજાબથી દીલ્હી આણ્યો, અને બ્રાહ્મણો મારફતે એને વંચાવવાની ઘણી વ્યર્થ માથાકુટ કરી.

આપણા ઇતિહાસના એક અત્યંત મહત્ત્વના પ્રશ્ન તરફ હજી સુધી કોઇ ઇતિહાસકારનું કે લેખકનું ધ્યાન ગયું નથી. હિંદુ ઇતિહાસમાં પહેલો ગુપ્તયુગ એટલે કે રાષ્ટ્રીય ઉત્ક્રાન્તિનો યુગ આવે છે, પછી સોલંકી યુગ એટલે કે પ્રાંતિક ઉત્ક્રાન્તિનો યુગ આવે છે. મુસ્લીમ ઇતિહાસમાં આ ક્રમ ઊંધો થઇ જાય છે. અમદાવાદ, મહેમદાવાદ અને ચાંપાનેરના મુસ્લીમ કલાતીર્થો દીલ્હી, આગ્રા, અને ફતેહપુર સીક્રીની પહેલાં રચાયા છે, પછી નહિ. આવું ને આવું દરેક પ્રાંતના ઇતિહાસમાં જોવાનું મળે છે. કારણ? મુસલમાનો દરેક બાબત કરતાં હિન્દુઓથી ઊંધા હોય છે એ કે બીજું કાંઇ?

મને આ પ્રશ્નનો એક જ જવાબ જડે છે અને તે એ કે નવી સંસ્કૃતિ પ્રાંતિક ભૂમિકાથી રાષ્ટ્રીય ભૂમિકા ઉપર ચઢતી હતી, જ્યારે જૂની સંસ્કૃતિ રાષ્ટ્રીય ભૂમિકાથી પ્રાંતિક ભૂમિકા ઉપર પડતી હતી.

આપણે આગળ જોઇ ગયા કે હિંદમાં ઇસ્લામી ક્રાન્તિ ત્રણ ભૂમિકામાંથી પસાર થઇ. આંતરરાષ્ટ્રીય, રાષ્ટ્રીય, અને પ્રાંતિક. છેલ્લી ભૂમિકામાં ક્રાન્તિ થોડા જ સમય પછી ઉત્ક્રાન્તિનું સ્વરૂપ ધારણ કરીને મોગલયુગ માટે પૂર્વભૂમિકા પૂરી પાડે છે.

ગુજરાતના સુલ્તાનોએ તોડાય એટલાં મંદિરો તોડયાં, તોડીને થાકયા એટલે જોડવાનું શરૂ કર્યું. એમાંથી ઇસ્લામી સ્થાપત્યની ભાવનાની વિશાળતા અને હિંદુ સ્થાપત્યનું રમણીય લાવણ્ય એ બન્નેનો સમન્વય કરતું અનોખું ગુજરાતી સ્થાપત્ય નિર્માણ થયું. અમદાવાદ મહેમદાવાદ અને ચાંપાનેરના મનોહર મુસ્લીમ કલાતીર્થો રચાયાં. અમદાવાદની જુમ્મા મસ્જીદથી શરૂ થએલી એ સ્થાપત્યકૂચનો અંત સીદી સૈયદની વિશ્વવિખ્યાત જાળીઓમાં આવ્યો. અને આ બધા શીલ્પસૌંદર્યે શાહજહાં જેવા રસિક રાજવીની સૌંદર્યભાવના સર્જવામાં મોટો ફાળો આપ્યો.

કાશ્મીરમાં ઝૈન-ઉલ-અબીદીની ઇ. સ. ૧૪૨૦ ગાદીએ આવ્યો. એ એક સમર્થ, ઉદાર, ને વિદ્વાન રાજા હતો. એણે જીવનના દરેક ક્ષેત્રમાં પ્રજાકલ્યાણના અનેક કામો કર્યાં. પોતાના બાપની ધર્માંધતાથી નાઠેલા બ્રાહ્મણ પંડિતોને ફરી પાછા કાશ્મીરમાં બોલાવીને વસાવ્યા. સંસ્કૃત વિદ્યાને ઉત્તેજન આપ્યું. પોતાની પ્રજાને સંપૂર્ણ ધર્મસ્વાતંત્ર્ય બક્ષ્યું અને જજીયાવેરો માફ કર્યો. મહાભારત અને રાજતરંગિણીના સંસ્કૃતમાંથી ફારસીમાં ભાષાંતર કરાવ્યા, તેમજ કેટલાંક ફારસી અને અરબી પુસ્તકોનાં હિંદીમાં ભાષાંતર કરાવ્યાં. સાહિત્યની પેઠેજ સંગીત ને ચિત્રકલાને ઉત્તેજન આપ્યું, આવી રીતે ૫૦ વર્ષ રાજ્ય કરી આ મહાન





સુલ્તાન ઈ. સ. ૧૪૭૦ માં ગુજરી ગયો. એને કાશ્મીરીઓ તદ્દન વ્યાજબી રીતે 'કાશ્મીરના અકબર" તરીકે ઓળખે છે.

બંગાળમાં "બડા સોના મસ્જીદ" અને "કદમ રસુલ"ની ભવ્ય ઇમારતો બંધાવનાર સુલ્તાન નાસીરૂદ્દીન નસરતશા હે મહાભારતનું સંસ્કૃતમાંથી બંગાળીમાં ભાષાંતર કરાવ્યું હતું.

આ રીતે ઈસ્લામના પ્રાન્તોત્ક્રાન્તિ અને રાષ્ટ્રોત્ક્રાન્તિના યુગમાં રામાયણ, મહાભારત, ઉપનિષદો, પંચતંત્ર, ભગવદ્દગીતા અને બીજા અનેક નાનાંમોટા સંસ્કૃત ગ્રંથોનાં ફારસી અરબી ભાષાંતરો થયાં.

જ્યારે સામેપક્ષે હિંદુઓને કુરાન, શાહનામા, અરબી રાત્રીકથાઓ, શેખ સાદી, ઉમ્મર ખૈયામ, હાફીઝ અને ખ્વાજા નસ્રુદ્દીનમાંથી એકે ગ્રંથ સંસ્કૃત, પ્રાકૃત કે અપભ્રંશમાં ઉતારવા જેવો લાગ્યો નહિ !

ચઢતી પ્રજા અને પડતી પ્રજા વચ્ચેનો આ તફાવત!

( આવતે અંકે "મહાન અકબર" )



## ચમકાર

અંધકારે તેજનો ચમકાર મારે ચખ અડ્યો;
આ રહ્યો, એ આ રહ્યો, કહેતો પકડવા હું ધસ્યો;
પ્રાણશું પૂરી જીવન અજવાળવા મનોરથ કર્યો;
એ ન આવે હાથમાં, ચમકાર આંધિથી ડર્યો !
વૃક્ષે વૃક્ષે એ ઉડયો ને વિટપે વિટપે એ લપ્યો;
હું અથડતો, કૂદતો, મથતો, પડી પગમાં ગયો !
તોય શ્યામ વિશાળ વ્યોમે તારલા સમ એ રહ્યો;
એ પલક પલકારતો, અહીં ને વળી ત્યાં તે વહ્યો:
પૂરી ન પૂરાતી કળામાં કલ્પના સમ એ બન્યો;
રૂપમૂર્તિ જેમ નયણે આવી દૂર રહ્યા કર્યો;
ઝંખના જેવો મને ઝણુણાવતો આશાભર્યો;
કાષ્ઠ તારણહાર જેવો પાસ સરતાં તે સર્યો:
હું ન છોડું આજ, એવો એક નિશ્ચય મેં કર્યો;
એ જતો ત્યાં હું જતો, સ્થળ કાળ સીમા વીસર્યો !
ધમપછાડા કંઈ કર્યા, પડતાં અથડતાં ઊગર્યો;
એ સને નજરે પડયો, જાણે પ્રકાશ ઝગે નર્યો !
ઊડતાં તે હું ઊડયો, ને થંભતાં તે થંભિયો;
જાણે પ્રકાશે એ જ મારા પ્રાણને નિયત કર્યો !
આખરે ભરી ફાળ મેં તેને કરે ઝકડયો, ગ્રહ્યો;
હાય ! તેજ ખરી ગયું, તે હા હતો એક આગિયો !

**સરોદ**

# ત્રણ નવાં પુસ્તકો

અધ્યા૦ ધીરુભાઈ ઠાકર

છંદોલય : લેખક શ્રી. નિરંજન ભગત, પ્રકાશક ઇન્દ્રધનુ બુક હાઉસ, અમદાવાદ. પૃ. સં. ૭૨; કિંમત દોઢ રૂપિયો.

શ્રી નિરંજનનો આ પહેલો જ કાવ્યસંગ્રહ છે. એકાવન નાની મોટી કૃતિઓનો એમાં સમાવેશ થયેલો છે. કવિએ એમાં સૉનેટ, મુક્તક, મનનકાવ્ય અને ઊર્મિગીત એમ વિવિધ પ્રકારની અજમાયેશ કરી છે. પ્રેમ તેમના કવનનો મુખ્ય વિષય છે; છતાં પ્રકૃતિ અને ભારતની મુક્તિને પણ તેમણે વિસારી નથી. મોટા ભાગની કૃતિઓ આત્મલક્ષી છે.

આ કાવ્યો વાંચતાં સમજાય છે કે શ્રી નિરંજન પ્રકૃતિએ ઊર્મિકવિ છે.

'ઉર મહીં વ્યથા સ્હેવી,
સ્હેવાય ના;
સૂરમહીં જે કથા કહેવી,
કહેવાય ના;
ને છતાં હૃદયને સ્પંદવું !' (પૃ૦ ૪૯)

એ અનિવાર્ય સ્પંદનક્રિયાની આ જુવાન કવિને સાચી અનુભૂતિ છે એટલું જ નહિ, તેની એમને ઊંડી સમજ પણ છે. એટલે ઊર્મિના પ્રવાહમાં તણાઈને મિથ્યા જલ્પનામાં ઊતરવાને બદલે તેઓ સંવેદનના મર્મને ઝડપથી ગ્રહીને તેને રસસંભૃત વાણીમાં સ્વસ્થપણે નિરૂપી શકે છે. નમૂના તરીકે જૂઓ 'સુધામય વારુણી' નામનું નાનું કાવ્ય. કવિ કહે છે.

એક ચૂમી.
મત્ત પાગલ મેહુલા જેવું ઝૂમી
બસ એક ચૂમી મેં લીધી;
શી સ્વર્ગની જ સુધા પીધી !
એકકે જેવું બિન્દુ
એ બિન્દુ નહિ, પણ ઘોર વડવાનલ જલ્યો સિન્ધુ
હતો, ને એ જ બિન્દુ
પૂર્ણિમાની ચંદ્રની ચંદન સમી વરસાવતો ઇન્દુ
હતો, બસ એક પણ એ એક તે કેવી ચૂમી
કે આગની ને રાગની જ્યાં એક થૈ જાતી ભૂમી ?
(પૃ૦ ૧૧)

ચોટદાર છતાં કોમલ અને પ્રાસયુક્ત વાણીમાં હૃદયરસને ઘૂંટી ઘૂંટી તેમાંથી કાવ્યક્ષમ ધ્વનિને પ્રગટાવવાની કવિને કેવી સરસ ફાવટ છે તે આ ઉપરથી સમજાશે.

'રે પ્રીત, ભર્તૃહરિના ફૂલમાં તું મૂર્ત' (પૃ૦ ૨૪)
અથવા તો,

'હે મૃત્યુ,
મારે પ્રેયસીના વેશમાં
તું આવ, તો ધારુ તને યે એ જ આ આશ્લેષમાં'

(પૃ૦૨૫)—જેવી ચારૂક્તિઓમાં પ્રતિત થતી માર્મિક જીવનદૃષ્ટિ કેળવવામાં તેમને આધુનિક અંગ્રેજી કવિતાનું પરિશીલન ઘણે અંશે સહાયભૂત થયું છે, તો 'સાગર અને શશી' જેવું અનવદ્ય કલાસ્વરુપવાળું સંગીતકાવ્ય પ્રગટાવવાની મહેચ્છા તેમનામાં કાન્ત અને ન્હાનાલાલે જગાડી છે એમ સંગ્રહમાંનાં ઊર્મિકાવ્યો તપાસતાં લાગ્યા વિના રહેતું નથી.

છંદનુ માધુર્ય અને વાણીનું મૃદુતાભર્યું ડોલન એ કવિની કવિતાની ખાસ વિશિષ્ટતા છે. આથી તો તેમણે ઝૂલણાં અને ગુલબંકી જેવા લલિતમૃદુ છંદ પસંદ કર્યા છે અને સંગ્રહનું નામ પણ 'છંદોલય' રાખ્યું છે. 'અકારણ' 'મનમાં મન' 'ધરતીની પ્રીત' અને 'ઘડીક સંગ' જેવાં કાવ્યો વાંચતાં જણાય છે કે કાન્ત, ન્હાનાલાલ, બોટાદકર અને મેઘાણી પર્યંત આવીને અટકી ગયેલા આપણી સઘન ઊર્મિકવિતાના પ્રવાહને સફળપણે આગળ ધપાવે તેવી લલિત મંજુલ મસ્ત શૈલીનાં બીજ આ કવિમાં પડેલાં છે.

'તેને ન્હાતાં ન્હાતાં' ઉત્તમ સૉનેટનો, 'કંટકોના પ્યારમાં' છટાદાર મનનકાવ્યોનો અને 'આશ્લેષ' ચોટદાર મુક્તકનો નમૂનો છે. પરંતુ સંગ્રહમાં સૌથી વિશેષ ધ્યાનપાત્ર તો છેલ્લે મૂકેલું લાંબુ ઇતિહાસકાવ્ય 'સંસ્મૃતિ' છે. એમાં ભારતના મુક્તિદિને કવિના સ્મૃતિપટ પર તાદૃશ થતી મુક્તિની 'ભગ્ન સ્વપ્ન-





બીન'ની કરુણકથા વર્ણવેલી છે. ભારતના દેહછેદન પછી વેરવમન કરતા આતતાયીઓએ ઉપજાવેલી ભીષણ મંત્રણાઓને વર્ણવવા છતાં, કવિ એના સ્મરણને કટુતાથી સતત મુક્ત રાખી શકે છે. અને અંતે,

'એક દિન સમરત્વરમાં અમે પ્રગટશું તાહરી ઝંકૃતિ,
વિશ્વમંગલ્યની મ્હોરશું નૂતન કો' સંસ્કૃતિ' (પૃ૦૬૧)

એવો મંગલ આશાભાર પ્રગટ કરી શકે છે. ખરેખર, આ કાવ્ય સંગ્રહની જ નહિ, પણ આ વિષય પર લખાયેલી સર્વ ગુજરાતી કાવ્ય કૃતિઓમાં શ્રેષ્ઠ ઠરે છે.

આમ અનેક રીતે આ નવીન આશાસ્પદ કવિની ઊઘડતી પ્રતિભા ગુજરાતી ભાષાને ઉદાત્ત કાવ્ય-સર્જનો આપે તેવી અપેક્ષા જન્માવે છે.

**મત્સ્ય–ગલાગલ:** લેખક શ્રી 'જયભિખ્ખુ'; પ્રકાશક ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ: ૩૦૯ પાનાં; કિંમત સાડાચાર રૂપિયા.

**જીવો જીવસ્ય જીવન:** એ નિયમ અનુસાર બળવાળો નબળાને ખાઇ જાય એ પરિસ્થિતિ પ્રાચીન કાળથી ચાલતી આવી છે. 'મત્સ્ય–ગલાગલ' એટલે મોટું માછલું નાના માછલાને ખાય, એ તેનાથી નાનાને ખાય ને તેનાથી નાનું વળી એનાથી નાનાને ખાય એવું દુશ્ચક્ર. લેખકનો આશય ધર્મ અને ઇતિહાસમાંથી યોગ્ય કથાવસ્તુ લઈને સબળો નબળાને ખાય એ દુષ્ટ પરંપરાનો હ્રાસ કરી બતાવવાનો છે.

પાત્ર અને પ્રસંગની યોજના આ હેતુને લક્ષમાં રાખીને થઇ છે એમ નવલકથા વાંચતાં તરત સમજાય છે. જેમ વાર્તાકારે પ્રકરણોને 'મત્સ્ય' કહેલાં છે તેમ પાત્રો પાસે પણ તેમણે નાનાં મોટાં મત્સ્યનુંજ કામ કરાવ્યું છે. કૌશાંબીપતિ શતાનિક અંગરાજને ગળે છે તો અવંતીપતિ પ્રદ્યોત શતાનિકને ગળી જાય છે. રાણી મૃગાવતી વળી પતિનું વેર લેવા ચંડ પ્રદ્યોતનો નાશ કરવા ધસે છે. બીજી બાજુ પ્રદ્યોતનો રાજ અને મગધરાજ સાથે સતત ગ્રાહગ્રાહ જ કરે છે. પરિણામે હિંસા, દ્વેષ, ઉદ્વેગ, ઈર્ષ્યા, અભિમાન, કપટ અને તિરસ્કારની જ્વાળા ચોમેર સળગી ઊઠે છે.

વેર અને પ્રતિવેરના અગ્નિથી પ્રજ્વલતો આ પ્રચંડ દાવાનળ કોણ હોલવી શકે? એને હોલવવાની પૃથ્વી પરના કોઇ સામાન્ય રાજસી વૃત્તિવાળા મનુષ્યની શક્તિ નથી. એને તો ત્રિગુણાતીત ભગવાન મહાવીર જ પહોંચી શકે. રાજા, પ્રધાન અને ધનિકોના હાથ પાછા ઠેલીને દિવસો સુધી ઉપવાસી રહેનાર આ તપસ્વી કૌશામ્બીનગરીના એક વણિકને ત્યાં માથે મુંડન અને હાથપગમાં બેડીઓ સહિત ગુલામ સ્થિતિમાં પડેલી ચંદનાના હાથની ભિક્ષા લઇને શોષાતી માનવતાનું બહુમાન કરે છે. એની શાંત અને તેજસ્વી મૂર્તિ સમક્ષ રાણી મૃગાવતીનો વૈરાગ્નિ નિર્મૂળ થઇ જાય છે અને કામી તથા ચંડ પ્રકૃતિના રાજા પ્રદ્યોતનું પણ હૃદયપરિવર્તન થાય છે. આમ, આ નવલકથામાં મત્સ્ય ગલાગલના ન્યાય વિરુદ્ધ અહિંસા, અપરિગ્રહ અને અનેકાન્તની પ્રતિષ્ઠા કરતા આત્મ-શાસનનું ગૌરવ સ્થપાય છે. વિશ્વમાં ઉદ્વેગ, સંઘર્ષ, દમન, દ્વેષ અને અશાંતિ ઉત્પન્ન કરતાં બાહ્ય યુદ્ધોને નિવારવા સારુ મનની સામે આંતરિક યુદ્ધ ખેલીને વિશ્વબંધુત્વવાળું વિશ્વશાસન સ્થાપવાની મંગલઘોષણા ભગવાન મહાવીર પાસે કરાવીને લેખકે નવલકથાને પ્રેરક અને આશ્વાસક પુનિતતાની છાપ આપી છે.

લેખકે વાર્તામાં વચ્ચે વચ્ચે મહાવીર ભગવાનનાં ઉપદેશવચનો તથા જૈનધર્મની આખ્યાયિકાઓ ઇ૦ મૂકીને ધાર્મિક વાતાવરણ જમાવ્યું છે તેથી વાર્તા બોધક બની છે. છતાં એમાં કોઇ સ્થળે સાંપ્રદાયિક પ્રચારની ગંધ સુદ્ધાં આવતી નથી. ઊલટું, એમાંથી વ્યાપક માનવતાનો પુરસ્કાર કરતો શાંતિનો આદેશ ફલિત કરી બતાવીને તેમણે ધર્મ અને સાહિત્ય ઉભયનું શ્રેય સાધ્યું છે.

વાર્તાનો ઉદ્દેશ જ એવો છે કે કોઇ એક પાત્રને એમાં નાયકનું પદ ન મળે. આમ છતાં સર્જકના વ્યક્તિત્વમાંથી તેને પ્રિય એવું એકાદ વિશિષ્ટ વ્યક્તિતાવાળું પાત્ર ઘડાયા વગર રહેતું નથી. નવલકથાની કેન્દ્રસ્થ ભાવનાના જનક તરીકે મહાવીર ભગ-




વાનનું પાત્ર સર્વશ્રેષ્ઠ છે તેથી કોઈ તેમને નાયકનું પદ આપવા પ્રેરાય તે બનવાજોગ છે. પણ તેમ કરવાથી મંગલમૂર્તિ મહાવીરને અન્યાય કરવા જેવું થશે. એ તો નવલકથાનાં સૌ પાત્રોના માનસ પર દૈવી પ્રભાવ પાડનારા ધાર્મિક બળરૂપ વાતાવરણ રૂપ છે. તેમને નવલકથાના પ્રત્યક્ષ કાર્યના પાર્થિવ નિર્વાહક ગણવા તે એમનું ગૌરવ ખંડિત કરવા બરોબર છે. હા, ધીર અને ઉદાત્ત નાયકના ગુણો રાણી મૃગાવતીના કુમાર ઉદયનમાં છે. તેનું ઔદાર્ય, દાક્ષિણ્ય અને તેનાં શૌર્યભર્યાં પરાક્રમો જોતાં તેને નાયક કહેવો હોય તો કહી શકાય. એમ થાય તો અવન્તિપતિ પ્રદ્યોત પ્રતિનાયકની ગરજ સારે તેમ છે.

શ્રી જયભિખ્ખુની શૈલી આલંકારિક સુશોભનોવાળી હોવા છતાં એમાં નૈસર્ગિક ચેતના છે. શિષ્ટતા અને સરસતા તેના મુખ્ય ગુણો છે. નવલકથાના વાર્તારસને સતત વહેતો રાખવાની જવાબદારી આ કથનશૈલીએ સારી પેઠે બજાવી છે, 'સબળ નિર્બળને ખાય' 'બળ અને બુદ્ધિનો ઝઘડો' 'મંગલ મૂર્તિ મહાવીર' અને 'કુંવરી કાણી ને રાજા કોઢિયો' જેવાં પ્રકરણો એનાં મુખ્ય દૃષ્ટાંતો છે. પણ ઘણીવાર તેઓ ગોપ્ય ચિત્રને ધ્વનિત રાખવા કરતાં વિગતે વર્ણવવામાં રાચતા હોય એમ વર્ણનો જોતાં જણાય છે. આથી શૃંગારના આલેખનમાં માદકતા વિશેષ જામે છે. વૈરાગ્યના ઉપદેશ સારુ મૂકેલી સોની અને તેની સ્ત્રીની લંપટતાની આખ્યાયિકા વાર્તામાં પુનરુક્ત થતાં વિકારોત્તેજક નીવડવાનો સંભવ ઊભો થાય છે. એકંદરે 'મત્સ્ય–ગલાગલ' રસપ્રદ વાચન પૂરું પાડે છે. આપણું ધર્મ–કથા–સાહિત્ય પ્રેરક અને રસિક નવલકથા માટે કેટલા મોટા પ્રમાણમાં કાચો માલ આપી શકે તેમ છે તેનો સચોટ ખ્યાલ પણ એમાંથી મળે છે.

×

જૂજવાં: લેખક શ્રી જયંતી દલાલ; પ્રકાશક ગતિ પ્રકાશન લિ૦ અમદાવાદ. પૃ ૨૪૫; કિંમત રૂ. ૩॥

રોજિંદા વાસ્તવજીવનના અવલોકનમાંથી આ વાર્તાઓ ઉદ્‌ભવ પામી છે. સંગ્રહની કુલ ૪૦ કૃતિઓમાંથી છેલ્લે 'વીતી રાત ?' એ મથાળા નીચે મૂકેલી ૧૧ વાર્તાઓ કોમી રમખાણ દરમિયાન નજરે ચડેલ માણસાઈના 'અદકા રૂપ'ને નિરૂપે છે, તો બાકીની ત્રીસ સમાજના નિત્ય જીવનક્રમમાં વિવિધ સમય અને સંજોગોમાં જૂજવાં રૂપ ધારણ કરતી માનવતાને પ્રતિબિંબ કરી બતાવે છે. વાર્તાના વિષયો વિવિધ છે તેમ પાત્રસૃષ્ટિ પણ વિશાળ અને બહુરંગી છે. ભૂરીઆ અને મગુકી વચ્ચે થયેલ ખટરાગના કારણરૂપ ચૂંદડીને ફાડી નાખીને સ્વામીસેવા બજાવતો કૂતરો; પત્નીના છૂટકારાની ઉત્સુકપણે રાહ જોઈ રહેલ કાગળનો લખનાર હરિસુખ; ઘરનાં બાળકની ભૂખ સંતોષવા સારુ શેઠને ત્યાંની પાર્ટીના મહેફિલમાંથી કેકડાને કાજૂની ચોરી કરનાર સાચદિલ પ્રભુદાસ; ધંધાદારી નાટક કંપનીનો નમૂનેદાર નટ વનમાળી નવાબ; વિકાસની કેડીએ સમાજને લઈ જવા સારુ મુગ્ધ ભાવનાશીલ જુવાનનું લોહી લઈને વૃદ્ધત્વને દસ દસ વર્ષ પાછું ઠેલતો જતો સમાજસેવક જગદીશ; રક્તપીતિયા ભિખારીને માસિક પાંચ રૂપિયાનો પગાર બાંધી આપીને કમાનારો વેપારી; સમાજને વાંકે ફાંસીને માંચડે ચડનાર નિર્દોષ હિંમત; મૂંગા, બહેરા અને મૂઢ બાળકને હસતો કરીને ખિન્ન થઈ જનાર ડૉ. હરિશ; મારવાડણના 'ફિગર'ને શુદ્ધ કલાદૃષ્ટિએ નિહાળવા જતાં ખત્તા ખાઈ બેસનાર ચિત્રકાર નટવર; ઉત્પલાને નામે લેખો લખીને પ્રેમ કરવામાં 'પચાસ ટકા' સફળ થયેલો શ્રીપત; પોતાને ફિલ્મમાં હવે નહિ ઉતારવાની વિનંતિ કરનાર ભગવાનને 'બોક્સ ઓફિસ' બતાવનાર ફિલ્મનિર્માતા અને રોકડિયે નંદલાલ શેઠને ત્યાં સત્યનારાયણની કથા કરવા જતાં દક્ષિણા ઉધાર રાખીને આવનાર દેવશંકર પંડ્યા, આ અને આવાં બીજાં અનેક પાત્રોના ચિતેરો વાર્તાકારના કેલિડોસ્કોપમાં ગોઠવાઈ જઈને આપણી નિકટવર્તી સ્થળ કાળમાં સતત પલટા ખાતી માનવતાનું યથાર્થદર્શન કરાવે છે.

શ્રી દલાલ પાસે વાસ્તવને કલાક્ષમ બનાવવા સમર્થ હથોટી છે, તેમની ભાષામાં કટાક્ષ છે, ચાપલ્ય છે, વેધકતા છે. આબદાર વસ્તુને રમતા હોય તેમ પકડી





લઇ તેને ચમત્કૃતિજનક વળ આપવાનો કિમિયો તેમને સહજસિદ્ધ છે, વાર્તાના સ્વરૂપવિધાનની લાંબી લપછપ કર્યા વિના તેઓ મર્મને વ્યકત કરવા કરવા પૂરતો પ્રસંગ કહીને સંતોષ માને છે. બનાવ તેમની વાર્તાના રસને જમાવે છે, અને બનાવ જ ઘાટને પણ ઘડે છે. આથી સમજદાર વાચકને મર્મ ગ્રહ્યાનો આનંદ થાય છે, તો વાતભૂખ્યાને કૌતક સંતોષાયાનો અભરખો રહી જાય એવું પણ બને છે.

વાર્તા એટલે ઝમુકિયાં કરીને વાચકના ચિત્તને ક્ષણભર હલાવી નાંખતો આગિયોઃ એ સમજણ પર આ વાર્તાઓની રચના થઈ હોય એમ લાગે છે. એમાં ચોકકસ આદિ, મધ્ય અને અંતને કોરી કાઢતા વિસ્તૃત પ્રસંગચિત્ર કે પાત્રનિરૂપણને બહુ અવકાશ નથી. વાર્તાકાર કૃતિના વાસ્તવિક ઉપાદાનમાં એવું કશું અસ્તર મૂકવામાં માનતા પણ નથી. આથી ઘણીવાર વાર્તા ટૂચકા જેવડી બલ્કે તેનાથી યે ટૂંકી બને છે. આનો એક લાભ એ છે કે વાચક વાર્તાને બે કે ત્રણ મિનિટમાં પતાવી શકે છે; તો ગેરલાભ એ કે વાચકના ચિત્ત પર એની અસર ક્ષણજીવી નીવડે છે. વાર્તાની ચોટનો આધાર છેવટે તેને મળતા વળાંક પર હોય છે. શ્રી. દલાલે જીવાતા જીવનના ધબકારને ઉષ્માભર્યા હૈયે ઝીલીને, તેને છેવટ લગી વળ ચડાવતા જઇને વાર્તાને ચિત્તભેદક બનાવવામાં સારી તકેદારી રાખી છે.

રચનાની દૃષ્ટિએ નવી જ ભાત પાડતો આ વાર્તાસંગ્રહ આપણા પ્રચલિત કાવ્ય સ્વરૂપને પડકાર રૂપ છે. એમાંથી કમમાં કમ 'જીભા શેરીએ' 'ચૂંદડીઓ' 'કાગળનો લખનાર' 'મહેફિલ' 'વનમાળી નવાબ' 'એક-બે-ત્રણ', 'એણે દસનો કર્યો,' 'પચાસ ટકા' 'મડદાએ જગાડયુ' 'મજીદ અને મુની' તથા 'લુંટાએલાં': એટલી કૃતિઓ તો, શ્રી દલાલની જ એક વાર્તાના પાત્ર નટવરની માફક તેના ટીકાકારોને વારંવાર પૂછ્યા કરશે કે,

'કોણે કહ્યુ કે વાસ્તવિકતામાં સુંદરતા નથી?
કોણે કહ્યું કે સચ્ચાઈમાં મૃદુતા નથી!
કોણે કહ્યું કે જીવાતા જીવનમા રસિકતા નથી!'

 [તા. ૨૯-૫-૫૦ના રોજ 'ઓલ ઇન્ડિયા રેડિયો અમદાવાદ' સ્ટેશનેથી આપેલા વાયુ વાર્તાલાપમાંથી. ઓલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી ]

★

## ભલે

ભલું ભોળું જ્યારે ધડકન ભરી એ ધ્રુજવતું
મને વહાલું એવું હૃદય કુમળું કૈંક કથતું:
કહેલું માનેલું તવ ન થડકારો ધ્રુજવતા!
હવે માનું ના એ ધડકન ભલે સૌ ધ્રુજવતી!

**જયન્ત પરમાર**

# શેઠ અને નોકર

લેખક : બલાઇચાંદ મુખોપાધ્યાય
અનુવાદક : સુરેશ હ. જોશી

: ૧ :

પત્ની પિયર ગઈ છે.

'હાશ' કરીને છૂટકારાનો દમ ખેંચવા જેવું છે, પણ તે ય કરી શકાય એમ નથી. રસ્તો નોકર રોકીને ઊભો છે. જે નોકરની દેખરેખ નીચે મને પત્ની મૂકી ગઈ છે તે ભારે વિચક્ષણ આદમી છે. કામકાજમાં આળસ નહીં, આમની વસ્તુ તેમ થવા દે નહીં, મોઢામાંથી પાયો બોલ ઉપાડી લે છે, છતાં ય ઉંચે શ્વાસે રહું છું. કોણ જાણે કેમ, પણ મનને કરાર નથી.

એનું કારણ એ છે કે નોકર પત્નીના પક્ષનો છે.

નામ અરિંદમ.

મારા કોઈ આચરણનો એ વિરોધ કરે છે એવુંય નથી, પણ હું જે કાંઈ કરું છું તેના પર એ બરાબર ધ્યાન રાખે છે. એનું ઘર અહીં જ હોવા છતાં એ આજકાલ રાતે મારા ઘરમાં જ સૂએ છે. એનું કારણ એ છે કે એની વહુ પણ પિયર ગઈ છે. પ્રોષિત-પત્નીક નોકર પ્રોષિતપત્નીક શેઠના ઉપર પહેરો ભરે છે. હું ક્યાં ક્યાં જાઉં છું, રાતે ઘરે ક્યારે પાછો ફરું છું, કેવી જાતના લોકો સાથે હળુંભળું છું, દાળમાં મરચાં કેટલાં નાંખવાના કહું છું, કપડાં કેટલાં જલદી મેલાં કરું છું, કઇ કઇ જાતની ચોપડી વાંચું છું ને તેમાં કેવાં કેવાં ચિત્રો હોય છે—આ બધું જ એ ચૂપચાપ મનમાં નોંધતો જાય છે. મને લાગે છે કે જાણે એ છાનોમાનો મારી સામે એક તહોમતનામું ઘડી રહ્યો છે. યથાસમયે યથાસ્થાને એક દિવસ એને પેશ કરીને હાથ જોડીને ઊભો રહેશે ને કહેશે: "આમાંનો એકકેય અક્ષર ખોટો નથી."

: ૨ :

આથી ચોંકેલો ને ચોંકેલો રહું છું.

યેનકેન પ્રકારેણ એની ખુશામત કરીને જ દહાડા કાઢું છું. એ ખુશ થાય તો હું ય ખુશ થયો છું એમ બતાવું છું, એ દુઃખી થાય તો મારે ય દુઃખી થવું પડે છે. કારણ કે વિનાકારણે એને બક્ષિસ આપતો રહું છું, છતાં ય એના મોઢા પરના સી. આઇ. ડી. ના માણસ જેવા ભાવને કારણે કોઈ રીતે ય સ્વતંત્રતા અનુભવી શકતો નથી. એકજણને જમવા તેડવાની ઘણા વખતથી ખાસ ઇચ્છા છે પણ એ સમ્બન્ધમાં મોઢેથી એક અક્ષર સરખો ઉચ્ચારવાની હિમ્મત થતી નથી. શહેર નહીં એટલે હોટલ બોટલ પણ નહીં! જો કોઇને જમવા તેડવું હોય તો ઘરે જ બધી વ્યવસ્થા કરવાની રહે ને તે અરિંદમને જ કરવી પડે રાતે વાળુ કરતી વખતે વિચારતો હતો કે વાત કાઢવી શી રીતે? જાણ્યે અજાણ્યે અત્યાર સુધીમાં જરૂર ઘણા અપરાધ કરી ચૂક્યો હોઇશ. અપરાધનો બોજો અત્યારથી જ ખાસ્સો ભારે થઇ ચૂક્યો હશે. એના ઉપર વળી એક વધુ અપરાધનો બોજો લાદવાનું ઠીક થશે કે કેમ તેનો વિચાર કરી રહ્યો હતો. ને એ અપરાધનો ભાર પણ કાંઈ ઓછો તો નહીં જ કહેવાય.

એવામાં અરિંદમે કહ્યુઃ "શેઠ, જરા દૂધ ચાખી જૂઓ તો." દૂધની વાડકીમાંથી એક ઘુંટડો ભરીને મેં અરિંદમના ઉપર નજર માંડી. એ ભમર વાંકી કરીને દૂધની વાડકી તરફ જોઇ રહ્યો હતો. દૂધને સારું કહી શકાય એમ નથી તે હું સમજી ગયો.

મેં કહ્યું: "કાંઇ બહુ સારું લાગતું નથી."

'હ' કરીને અરિંદમ બીજે કામે ચાલ્યો ગયો. જે દાઢીવાળો બુઢો ભરવાડ દરરોજ વહેલી સવારે મારે ત્યાં દૂધ પૂરુ પાડે છે તેને હું ભાગ્યે જ મળું છું, કારણ કે, હું હમેશાં મોડો ઊઠું છું. આવતી કાલે અરિંદમને હાથે એની જે દશા થશે તેના વિચારે મને દુઃખ થયું. ડોસાને ચેતવી દેવાનો પણ સમય નો'તો રહ્યો.

: ૩ :

એ દિવસ પછી ફરી રાતે અરિંદમે કહ્યું: "શેઠ, આજનું જરા ચાખો તો.' દૂધનો ઘુંટડો પીને મેં અરિંદમના મોં ભણી જોયું.

પુલકિત મુખાકૃતિ!

સાચી વાત ઢાંકી દઇને કહેવું પડ્યું: "આજનું દૂધ સરસ છે, ખૂબ સરસ છે."

એકી શ્વાસે બધું દૂધ ગટગટાવી ગયો! પણ મનમાં ને મનમાં નક્કી કર્યું કે કાલે સવારે ગમે તે





રીતે બુઢા દાઢીવાળા ભરવાડની ખબર લેવી પડશે. દૂધ આપીને પાછો ફરે ત્યારે રસ્તામાં જ એને રોકીને ધમકાવવો પડશે. અરિંદમની સામે તો એને કશું કહી શકાશે નહિ. કોણ જાણે એ બુઢાની સાથે એણે શીય મસલત કરી રાખી હશે! પણ આ જાતનું દૂધ ભેળવેલું પાણી દરરોજ પીવાનું હોય તો તો માર્યાજ પડીએ ને!

:૪:

પણ સવારે ઊઠીને જોતાં મારી તો નજર જ સ્થિર થઇ ગઈ!

દાઢીનું નામ નિશાન નથી.

એક જુવાનવયની રબારણ રસોડાના ઓટલા પર બેસીને અરિંદમને દૂધ માપી આપે છે ને અરિંદમ હર્ષોત્ફુલ્લ લોચને એની સામે એકી ટસે જોઇ રહ્યો છે. મારા ત્યાં એકાએક જઇ ચઢવાથી સહેજ પણ ઝંખવાઇ ગયા વિના અરિંદમ બોલ્યોઃ "પેલા ડોસાનું દૂધ તમને ઠીક નહીં લાગ્યું એટલે આનું દૂધ શરુ કર્યું છે. કાલનું દૂધ એ જ આપી ગઇ હતી. તમે કહ્યું હતું ને કે સારું છે?"

હું થોડી વાર સુધી ચૂપ રહ્યો.

પણ થોડીવાર જ હં.

પછીથી મોં ગંભીર રાખીને બોલ્યોઃ "આજે જરા દૂધ વધારે લેજે, દૂધપાક બનાવવાનો છે. હૉસ્પિતાલની નર્સ રૂબિ આજે આપણે ત્યાં જમવા આવવાની છે."

બહુ અદબથી અરિંદમ બોલ્યોઃ "વારુ શેઠ."



## સંપૂર્ણ

વાદો પ્રવાદો સર્વ ચર્ચી માનસો થાકયા ઘણાં,<br>
એ ચર્ચવામાં જે જતી શકિત, સમય ને ચિન્તના;<br>
એ સર્વનો ઉપયોગ એકાદા સુકૃત્યે જો થતોઃ<br>
જીવ્યું કરે સાર્થક સદા એ જિંદગી સંપૂર્ણ છે.

**જયન્ત પરમાર**

સ. મ રા.

## પરિશીલન

[ લે. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી; ગાંડીવ સાહિત્ય મંદિર, સૂરત-મુંબઈ; ચાર રૂપિયા. ]

આજના આપણા એક અગ્રગણ્ય વિવેચક પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો 'વિવેચના' પછીનો આ બીજો વિવેચનસંગ્રહ છે. પ્રો. ત્રિવેદીને ૧૯૪૪ માં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો આપવા મુંબઈ વિદ્યાપીઠે નિમંત્રણ આપ્યું તે પ્રસંગે એમના વિદ્યાર્થી–પ્રશંસકોએ એકઠા થઈ બનાવેલી પ્રા. ત્રિવેદી સન્માન સમિતિએ પોતે એકઠો કરેલો ફાળો પ્રા. ત્રિવેદીના લેખો અને વ્યાખ્યાનોનો આ સંગ્રહ પ્રગટ કરવામાં વાપરી જે વિવેક વાપર્યો છે એ ખરેખર અભિનંદનીય છે.

પુસ્તકમાં કુલ એકવીસ લખાણો સંગ્રહાયાં છે. એમાં કેટલાંક કર્તાએ આપેલાં વ્યાખ્યાનો છે, કેટલાંક તેમણે લખી આપેલા કોઈ પુસ્તકોના પ્રવેશકો છે, કેટલાંક સાહિત્યની તત્વચર્ચાના લેખો છે અને કેટલાંક કેટલાંક પુસ્તકોનાં અવલોકનો છે. વ્યાખ્યાનોમાં વિવેચનનું ધ્યેય અને કાર્ય સમજાવતું 'વિવેચનની પ્રતિષ્ઠા' અને કાવ્ય તથા ઉપલક્ષણથી સર્વ સર્જનાત્મક સાહિત્યની સર્જનપ્રક્રિયા, તેનો કલાનુભવ, સહૃદયોની અનુભાવના, કાવ્યનો ચમત્કાર, સર્જકની ભાષા, પદ્યાપદ્ય રચના, વિચારતત્ત્વ, ભાવોર્મિ આદિ તેને લગતા પ્રશ્નોની તત્ત્વચર્ચા કરતું 'અનુભાવના' આ સંગ્રહમાં ખાસ ધ્યાન ખેંચે છે. પ્રા. ત્રિવેદીની સાહિત્યભાવના અથવા સાહિત્ય વિશેનું એમનું દૃષ્ટિબિન્દુ કે વલણ સમગ્રતયા છતાં સંક્ષેપમાં એમાં વ્યક્ત થાય છે. 'રસના સિદ્ધાંતમાં સાપેક્ષતા,' 'સાધારણીકરણ,' 'દ્વિજોત્તમ કવિતા જાતિ' અને 'કાવ્યસ્પર્શ' એ ચાર લેખોમાં પણ સાહિત્યની તત્ત્વચર્ચા છે. તેમાં કર્તાનો સંસ્કૃત કાવ્યશાસ્ત્રનો અભ્યાસ દાખવતા અને અંગ્રેજી વિવેચન સિદ્ધાંત પાસેથી પણ થોડું શીખેલી આજની સ્વતંત્ર દૃષ્ટિથી આપણા પ્રાચીન કાવ્યશાસ્ત્રીઓની વિચારણાનું શોધન–વિકસન કરતા આગલા બે લેખ આગળ ઉલ્લેખ્યાં તે બે વ્યાખ્યાનોની માફક કર્તાનો સાહિત્યસિદ્ધાંત સમજવામાં ઠીક મદદગાર બને તેમ છે. આ બધા સાથે, આચાર્ય આનંદશંકરનાં ધર્મચિન્તન અને કાવ્ય તત્વ મીમાંસા અને તેમની વિચારધારાનાં મૂળ તપાસતા બે લેખો અને 'કેટલાંક ભાષાશાસ્ત્રીય પ્રશ્નોનું અવલોકન' અને 'નરસિંહરાવ ભાષાશાસ્ત્રી' એ બે ભાષાશાસ્ત્રવિષયક લેખો પણ આ પુસ્તકના ભૂષણરૂપ છે. 'આપણી ભૂમિમાં નરસિંહરાવ, આનંદશંકર આદિ તેજસ્વી વિદ્વાનો અર્વાચીન સમયમાં પાક્યા છે. અને આજે આટલે વર્ષે પણ વિદ્વાનોનો હું એક પ્રકારનો વિદ્યાર્થી છું એટલું જ ગૌરવ લઈ શકું,' આમ પ્રસ્તાવનામાં લખનારે પોતાના એ બંને ગુરુઓની સેવાનું યથાર્થ મૂલ્યાંકન પાછળ ગણાવ્યા તે લેખોમાં કરી તેમને ઉચિત અંજલી આપી ગણાશે.

એમના પ્રસ્તાવનામાંના એ ઉદ્‌ગારને પુસ્તક બીજી રીતે પણ સાચા ઠરાવે છે. પ્રા. ત્રિવેદીમાં નરસિંહરાવનો તલસ્પર્શ અને બૌદ્ધિક પ્રમાણિકતામાંથી જન્મતું સ્પષ્ટવક્તૃત્વ છે અને આનંદશંકરના જેવી વ્યાપકતા ઊંચી ભૂમિકાની રસાભિરુચિ અને સ્વભાવસૌજન્યમાંથી આવતી ગુણગ્રાહિણીતા અને મીઠાશ છે. ન્હાનાલાલની ડોલનશૈલી, ઠાકોરનો કાવ્યમાં વિચારતત્ત્વ માટેનો આગ્રહ, અત્યારે થતા મુશાયરા અને એવી બાબતો માટે તેમણે સ્પષ્ટ ભાષામાં પોતાનું મંતવ્ય ઉચ્ચાર્યું છે. 'મદાલસા અને 'કવિતામાં ચંદ્રશંકર' એ બે પ્રવેશક લેખોમાં તેમજ 'પ્રભાતનર્મદા' 'આતિથ્ય' અને ' અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો'નાં અવલોકનોમાં ઊંચી કોટિના સહૃદયનું અને મુલ્યપરીક્ષક વિવેચકનું સારું દર્શન થાય છે. 'વિવેચન પણ વ્યક્તિત્વના આવિષ્કારનો ઉચિતમાર્ગ થઈ શકે છે.' એમ કહેતા પ્રા. ત્રિવેદીનાં પોતાનાં વિવેચનોમાં એમના વ્યક્તિત્વનો રંગ પણ સ્પષ્ટ દેખાય છે. કૃતિના નિઃશેષ મર્મસ્પર્શી વિવેચનને બદલે રસલક્ષી અને રહસ્યદર્શી દૃષ્ટિએ એમને એમાં જેમાં જે લાગ્યું હોય તેટલું જ ક્યારેક શૈલીછટા ચમકાવતી રસિક અને લક્ષ્ય





તેટલી મિતભાષી વાણીમાં કહી નાંખી તેઓ અટકી જાય છે. એમના વિવેચનોની આ લાક્ષણિકતા અભ્યાસીને તરત નજરે ચડશે.

સાહિત્યના અભ્યાસીઓને સાહિત્યનું પરિશીલન કઈ રીતે કરાય તેનો આદર્શ આ 'પરિશીલન' શીખવાડશે. આપણા વિવેચનસાહિત્યમાં એક મૂલ્યવાન ઉમેરો છે.

## મારી હૈયાસગડી—૧-૨

[ લેખક. ઈશ્વર પેટલીકર; પ્ર. ભારતી સાહિત્ય સઘ. લિ૦ અમદાવાદ; મૂલ્ય બેઉ ભાગના ત્રણ ત્રણ રૂપિયા. ]

'પ્રજાબંધુ' સાપ્તાહિકમાં સને ૧૯૪૯ની આખી સાલ ચાલુ વાર્તા તરીકે હપ્તાથી છપાયેલી અને એ વખતે વાંચકોને ખેંચનારી શ્રી પેટલીકરની આ કથા બે ભાગમાં પુસ્તકાકારે આ રીતે પ્રગટ થઇ છે. 'પાટીદાર'ના તંત્રીપદે તેમજ પોતાનાં વૃત્તિ વલણોએ પેટલીકરને સુધારક બનાવેલા છે. એ હવે સૌ જાણીએ છીએ. એમની ઘણી વાર્તાઓ આ કારણે વાસ્તવલક્ષી સમાજદર્શન કરાવી સમાજસુધારણાના કયારેક પ્રચ્છન્ન અને કયારેક પ્રગટ ધ્યેયને લક્ષતી હોય છે. એમની આ નવલકથા પણ એવી જ છે.

એમાં એક હિંદુ નારીની વીતકકથા વિગતે આલેખાયેલી છે. કથાની નાયિકા અને તેની આ વીતક કથા કલ્પિત નાયિકાની જ બિંબભૂત વ્યક્તિ પાસેથી એ અકબંધ જાણવા મળી છે. જેમ પોલિસ ખાતામાં જોડાવા ગયેલ, એક જુવાનના અનુભવ સાંભળી લેખકે 'કાજળકોટડી' લખી નાખી તેમ એ સંસાર દાઝેલી બેનના અનુભવની તેમણે આ કથા બનાવી કાઢી છે.

કથાની નાયિકાનું, નામ કર્તાએ આજના જમાનાને રુચે એવું, 'ચિત્રલેખા' એમ રાખ્યું છે પણ તેનો જન્મ ૧૮૯૮માં થયેલો છે. એટલે છેલ્લાં પચાસ વરસના ગાળાના આપણા સમાજનું દર્શન આ કથામાં મળે છે. પણ પચાસ વરસમાં જબરી પ્રગતિ-ફાળ ભરે એ દેશ બીજા, આપણો દેશ નહિ. એટલે જે સમાજદર્શન કથામાં મળે છે એ હજુય આપણાં અસંખ્ય ગામડાંઓમાંના સમાજનું જ દર્શન છે એમ માનો તો કંઇ ખોટું નથી. નવ વર્ષની ઉંમરે દ૦ાલોજી ફોઇની સલાહથી બાર વર્ષના ગાંડા અને નપુંસક છોકરા જોડે પરણાવી દેવાયેલી ચિત્રલેખા ભણવામાં પ્રીતિવાળી અને હોશિયાર છતાં સાસુને લીધે ભણવામાં કેવાં વિઘ્ન અનુભવે છે, ગાંડા પતિની કેવી પજવણી પામે છે, યૌવનપ્રાપ્ત દશામાં ગાંડા તો ગાંડા પતિ પાસેથી શરીરસુખ મળે તોય ગની મત માનતી તેય ન મળતાં કેવી વેદના અનુભવે છે, કામી જેઠ અને સાસુ તરફથી કેવી હેરાનગતી વેઠે છે એ બધું, ટુંકમાં એની હૈયાસગડીની ઝાળ, શ્રી પેટલીકરે સંવેદનભીની ભાષામાં વાંચનારમાં દુર્ભાગી નાયિકાની પ્રત્યે સહાનુભૂતિ અને આવું શક્ય બનાવતા સમાજ પ્રત્યે રોષ ઉપજાવે એવી રીતે કથામાં પ્રત્યક્ષ કરાવેલ છે. પણ શ્રી. પેટલીકર સુધારક હોવાથી, તેમણે ચિત્રલેખાને આ પરિસ્થિતિ વચ્ચે પણ આગળ ભણી સિનિયર ટ્રેન્ડ બનતી, પુનર્લગ્નથી ભાવનાશાળી ધનંજય સાથે પરણેલી વિધવા કુસુમના અને દેવુભાઇ—મનોરમાના સંપર્કમાં આવતી અને આદર્શભકત લોકસેવક જયંતિલાલ પ્રત્યે આકર્ષાતી તથા બહુવિધ મંથનને અંતે તેની જોડે લગ્ન કરી પોતાની હૈયાસગડી હોલવતી બતાવી છે. આમ કરીને કુરૂઢિ અને હિંદુ કાયદા સામે સત્યાગ્રહ તેની પાસે તેમણે કરાવ્યો છે. મૂળ વ્યકિતએ તો આવી અવસ્થામાં નારીને જે વેદના થાય એ બધી વેઠયાં જ કરી વિધિનું પાયું પી જવાનું કોઇક રીતે સમાધાન શોધ્યું હશે. અને તેનું જીવન તો, આ દષ્ટિએ વાચકોની નજરે મૃત્યુ લગી કરુણ-રંગ્યું જ રહેવા સર્જાયું હશે. એવો જ સંભવ આપણી સમાજસ્થિતિ જોતાં તો માનવો જોઈએ. પણ લેખકે આમ સુખી અંત લાવી નાયિકાને સુખી કરવાની વાચકોની ઇચ્છાને સંતોષી છે અને સાથે સાથે સુધારાનો માર્ગ દાખવવાનું પોતાને ભાવતું કામ પણ કર્યું છે.



કથાવસ્તુ વાર્તાકારને એમને એમ મળી જવાથી તેમને પોતાનો વાર્તા કસબ દેખાડવા સિવાય બીજી મહેનત કરવી પડી નથી, અને વાર્તાનો કસબ તો હવે તેમને બરાબર હસ્તસિદ્ધ થઇ ગયો છે જેને લીધે કથા નાના મોટા પ્રસંગોનું અને નાયિકાનાં સંવેદનોનું ક્રમબદ્ધ સ્વરૂપમાં સીધું સાદું આલેખન હોવા છતાં છેક સુધી આકર્ષણ જમાવી રાખે તેવી બની છે.

## પંચામૃત

[ રવીન્દ્રનાથ ઠાકુર; અનુ૦ સુરેશ જોષી; ચારુતર પ્રકાશન વલ્લભ વિદ્યાનગર; સવા રૂપિયો ]

ઉપનિષત્કાલીન તત્વદ્રષ્ટાઓ, ઋષિઓ અને કવિઓના અર્વાચીન સમાનધર્મા અને વાર્તિકકાર રવીન્દ્રનાથનાં અમૃત, સુંદર, અને અક્ષયની ઉપાસનાના અને કર્મયોગનો માર્ગ પ્રસન્નગભીર, લલિત અને ક્યારેક મંત્રની કોટિએ પહોંચી જતી એમની લાક્ષણિક કવિવાણીમાં પ્રબોધતાં પાંચ સુપ્રકાશક મનનીય ઉદ્બોધનોનો એક અધિકારી ઉત્સાહી યુવાન અધ્યાપકે ભક્તિભાવ પૂર્વક કરેલો અને સુઘડ રીતે છપાયલો આ અનુવાદ ખૂબ આવકાર પાત્ર છે. એના વાંચનારાંઓને એ તેમની દૃષ્ટિને વિશાળ બનાવે અને તેમના જીવનપંથને અજવાળે એવો પ્રકાશ અવશ્ય બક્ષશે.

## ભારતને

[ સ્વામી વિવેકાનંદ; અનુ૦ સૌ. ઉષા જોષી; પ્ર. રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ; સવા રૂપિયો. ]

ભારતની સંસ્કૃતિનો મર્મ અને એનો આદર્શ સમજાવી, ભારતવાસીઓની આજની નબળાઇઓ બતાવી, રાષ્ટ્રોદ્ધારક નવવિધાનના માર્ગ દાખવતા સ્વામી વિવેકાનંદના ઉત્કટ સ્વદેશવાત્સલ્ય અને ઊંડી ધર્મભાવનાથી ભરેલા પ્રાણવાન અને પ્રેરક ઉદ્ગારોના સંકલન India and Her Problemsનું ઉત્સાહપૂર્વક કરેયેલું આ ભાષાન્તર પણ ઉપરના પુસ્તકના જેટલું જ આવકાર પાત્ર છે, અને આજનાં યુવક યુવતીઓના હાથમાં ખાસ મૂકવા જેવું છે.

## રાજર્ષિ કુમારપાલ

[ લે. 'ધૂમકેતુ'; ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ: સાડા ચાર રૂપિયા. ]

## પરમ આર્હત

[ લે. ચુનીલાલ વ. શાહ; પ્ર. ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત–મુંબઇ; સાડા ચાર રૂપિયા. ]



સોલંકી યુગની ઐતિહાસિક નવલકથાઓ લખતા શ્રી. ચુનીલાલ શાહ અને 'ધૂમકેતુ' કુમારપાલ વિષયક નવલકથાઓમાં કાનસરીએ દોડતા ઘોડાઓની માફક એકમેકની સાથે જ લેખન–દોડ દોડી રહ્યા છે. બંનેએ કુમારપાળની રાજ્યપ્રાપ્તિની કથાઓ લખી પ્રગટ કરાવ્યા પછી કુમારપાળના રાજત્વના ઉત્તરાર્ધને કથાવિષય બનાવતી આ કૃતિઓ લગભગ એક જ સમયે પ્રગટ કરી છે. બંનેનો વિષય એક હોવાથી બંનેને સાથે અવલોકવી ઠીક પડશે.

આમ તો સિદ્ધરાજ જયસિંહ નવલકથા માટે માટે જેટલી ઝમકદાર સામગ્રી પૂરી પાડે છે તેટલી કુમારપાળ અને અને તેમાંય રાજા બન્યા પછીનો કુમારપાળ પૂરી પાડતો નથી. ગાદીએ બેઠા પછી કુમારપાળના જીવનમાં સોરઠ પર સવારી અને મલ્લિકાર્જુન વધ સિવાય વાર્તારસ આપે એવા બનાવો ઝાઝા નથી. કુમારપાળનો આત્મવિકાસ, જૈનધર્મીઓ રાજી થાય એવી તેથી પ્રેરાયેલી તેની અપુત્રીકા ધન અથવા રુદતીવિત્ત રાજભંડારમાં ન લેવાની જાહેરાત તથા અમારિઘોષણા, પરોપકાર અર્થે સુવર્ણસિદ્ધિની તેની આકાંક્ષા, બ્રાહ્મણોને અને પરંપરાભક્ત ક્ષત્રિયોને ગમે તેવું સોમનાથના મંદિરનું નિર્માણ: આટલા બનાવોમાં બધું આવી જાય છે. આ બધા બનાવો તેમજ સોરઠની સવારીમાં ઉદયન મંત્રીનું અને સોમ-





યાત્રા પછીના કાળમાં હેમચંદ્રસૂરીનું અવસાન એટલાનું બંને નવલકથાકારોએ આ કથાઓમાં વસ્તુ બનાવ્યું છે. આથી તેમજ બંનેની આધારસામગ્રી એક હોવાથી આ બધા બનાવો બંનેમાં સરખા છે.

નિરૂપણમાં અલબત્ત ભેદ છે અને તે બંને લેખકોનો લાક્ષણિક ભેદ છે. શ્રી. ચુનીલાલ શાહે રાજા બનેલા કુમારપાળની રાજકટંકવિદારણની પ્રવૃત્તિને પોતે જ સંક્ષેપમાં કહી જઈ પછી કુમારપાળના આધ્યાત્મિક વિકાસ અને તેની સંસ્કાર પ્રવૃત્તિને જ પોતાની કથામાં મહત્વ આપ્યું છે. આ કારણે એમને જ્ઞાનગોષ્ઠિઓ અને ચર્ચાઓનો ઠીક આશરો લેવો પડયો છે. એને લીધે 'પરમ આર્હત'માં બોધકતા વિશેષ છે અને કાર્ય મંદ હોવાથી વાર્તા જામતી નથી. વાચનને અંતે એની છાપ મોળી પડે છે. વાર્તારસ 'ધૂમકેતુ'ના 'રાજર્ષિ કુમારપાલ'માં આને મુકાબલે વધારે છે. ઐતિહાસિક નવલકથાઓમાં શ્રી. મુનશીને અનુસરનારા હોઈ 'ધૂમકેતુ'એ બાહ્ય તેમજ આંતર સંઘર્ષનું વાતાવરણ જમાવી થોડોક ખટપટરસ પણ અંદર મૂક્યો છે. મુનિઓ રામચંદ્ર અને બાલચંદ્રનો વિરોધ તથા અપુત્ર કુમારપાળ પછી ગાદીવારસા માટે અજયપાલ અને પ્રતાપમલ્લ અને તેમના પક્ષકારોની પ્રવૃત્તિઓનું ચિત્ર દોરતા રહી અજયપાલ પર લખવાની નવલકથાની પૂર્વભૂમિકા પણ આ કથામાં 'ધૂમકેતુ'એ તૈયાર કરી દીધી છે. આને લીધે એમની કથામાં કાર્યત્વરિતગતિ છે અને વાર્તારસ કે મનોરંજકતા તેથી એમાં વિશેષ મળશે, 'ધૂમકેતુ'ની કથામાં પ્રણયકથા નથી આવતી; શ્રી. શાહની કથામાં બ્રહ્મણપુત્ર સર્વદેવ અને માળીકન્યા ભદ્રાની કરુણપર્યવસાયી પ્રણયકથાનો તંતુ વણાયો છે. તે એ કથાનો એટલો આકર્ષક ભાગ બન્યો છે. બંને કથામાં કુમારપાળ અને હેમચંદ્રનાં પાત્રો દ્વારા સાંપ્રદાયિકતાથી મુક્ત ઉદાર જૈનત્વનો આદર્શ સારી રીતે રજૂ કરવામાં આવ્યો છે. પરદુઃખભંજન અર્થે સુવર્ણસિદ્ધિ ઇચ્છતા કુમારપાળને હેમચંદ્રાચાર્યના ગુરુએ આપેલો બોધ બંને કથાઓનો આકર્ષક છે.

એક વસ્તુ કહેવી જોઈએ. બંને કુમારપાલ-કથાઓ તેમના વાચનને અંતે કોઈ ચિરસ્થાયી છાપ મૂકી જતી નથી. વાત એમ છે કે બંને લેખકોને નવલકથા લેખન સાહિત્યસેવા કરતાં હવે ધંધો બની ગયું છે, પાસે વાર્તાનો કસબ છે એટલે વાર્તા તેઓ ગોઠવી કાઢે છે, પણ જીવવાળાં પ્રતિભાસર્જનો હવે તેમની પાસેથી નથી આવતાં. બંનેની બંને કુમારપાલ કથાઓ પરથી આ અભિપ્રાય પર અવાય છે.

## પાન સોપારી

[ લે ચિનુભાઈ પટવા; પ્ર, એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ-મૂલ્ય; ચાર રૂપિયા. ]



છેલ્લા પાંચેક વર્ષથી અમદાવાદના 'ગુજરાત સમાચાર' દૈનિકમાં દર શનિવારે 'પાન સોપારી'ના મથાળા નીચે 'ફીલસૂફ' નામથી શ્રી. ચિનુભાઈ પટવાએ લખેલાં હળવાં લખાણોમાંથી ગૂંથેલાં ૧૦૬નો આ સંગ્રહ છે. દર અઠવાડીયે દોઢ કોલમની હદમાં જેટલું સમાય તેટલું જ લખાણ નિયમિત રીતે લખવાનું હોય ત્યારે એ જ કારણે કેટલાંક લખાણ ઘસડી કાઢયાં હોય એવાં લાગે એમ પણ બને. વળી રોજીંદું છાપું વાંચનારની દૃષ્ટિ સમક્ષ રાખીને લેખકને આ લખાણો લખવાં પડયાં છે.

આવી મર્યાદાઓ છતાં પુસ્તકનો ઘણો ભાગ તેના વાંચનારને હસાવે એવો છે એમ કહેવામાં શ્રી. ચિનુભાઈ પટવાની વિનોદી લેખક તરીકેની કામગીરીની સફળતા સૂચવાઈ જાય છે. સામાજીક આચારનું લેખકનું નિરક્ષણ ઝીણું છે, એમને જનસ્વભાવ પરિચય પણ સારો છે. અને અંતરથ વિનોદવૃત્તિની પણ પરમાત્માએ એમને ઠીક બક્ષીસ આપી છે.

એ વિનોદવૃત્તિને બળે રોજના સાદા અનુભવોમાંથી તેમને મનોરંજનનો મસાલો મળી રહે છે. વિષય કે વસ્તુની તાણ આથી એમને બહુ પડતી દેખાતી નથી. આ સાથે હળવી લખાવટની ફાવટ પણ એમને ઠીક આવી ગઈ જણાય છે.



'આપણે એવું કાંઇ નહિ;' 'એક પાઇ પણ નહિ આપું,' 'લેખકમિલનની ટિકિટ,' 'બાબરથી જવાહર,' 'ટેલિફોનની હળવી બાજુ,' '...પણ કોને આપ્યા ને...'' 'પરગજુ મિત્રો,' અને 'એકસો એક ટકા અમદાવાદી,' 'શ્રી. સત્યનારાયણની કથા,' 'રોવા કુટવાના રિવાજ' 'નવો વકીલ.' 'ફિલસૂફ-નગરની યોજના,' 'લાઇનની લાઇન' 'શ્રીયુત સુંદરિયા,' 'બારોટ ઘેરના ઘેર,' 'પ્રણયમાર્ગદર્શિકા,' 'અમે અને કસરત,' 'આદર્શવાદી યજમાન' અને 'અંગ્રેજી શબ્દોના શોખીન' જેવાં લખાણો આ વાતની સાક્ષી પૂરશે. આવાં લખાણો દ્વારા હળવી ટકોર કે ટીકા ડાબે હાથે લેખક કરી લેતા હોય છે એ પણ ઘણાં લખાણોમાં જોવા મળે છે. પાનસોપારી સાથેના નાના એલચીદાણાઓમાં લેખકે કેટલીકવાર પોતાના અને કેટલીકવાર આ બાબતમાં તો જાહેર ઉપભોગની ગણાય એવી હાસ્યકણિકાઓ રજૂ કરી છે તે પણ ધ્યાન ખેંચે તેવી છે. પુસ્તકમાંની બધી સામગ્રી બધાને એક સરખી રમૂજી લાગે ને હસાવે એમ નહીં બને, અને એમ બને એવી અપેક્ષા કર્તાએ પણ રાખી નથી. છતાં પુસ્તક શ્રી. પટવાને સફળ વિનોદ લેખક જરૂર ઠરાવે છે. વિનોદકાર થનાર દર વખતે લોકોને પોતે હસાવવા જ જોઇએ એમ માની તાણી ખેંચીને વિનોદ ફરકાવવા પ્રયત્ન કરે ત્યારે એની સ્થિતિ જ હસવાપાત્ર અથવા દયાપાત્ર થઇ જાય છે. લોકોને હસાવવાની લાલચમાં આ ભયસ્થાનમાં પોતે કયારેય સરી પડે નહિ અને અહીં બે ત્રણ ઠેકાણે જરાક થતો દેખાય છે તેવો સુરૂચિભંગ ખેડે નહીં એ એમણે જોવું જરૂરનું છે.

'પાનસોપારી' ગુજરાતના હાસ્યસાહિત્યમાં ગણનાપાત્ર ઉમેરો છે, અને આસ્વાદપાત્ર છે એવું સર્ટીફીકેટ તેને અવશ્ય આપી શકાય તેમ છે.

## કાંચન અને ગેરુ

[ લે. રમણલાલ વ. દેસાઇ; આર. આર. શેઠની કં. મુંબઇ-૨; સાડાચાર રૂપિયા. ]

'ઝાકળ', 'પંકજ' અને 'રસબિન્દુ' પછીનો શ્રી રમણલાલ દેસાઇનો આ ચોથો વાર્તાસંગ્રહ છે. એમાં સત્તર વાર્તાઓ છે. એક જાતવંત કૂતરા અને તેના માલિકના પરસ્પર હેતની હૃદયસ્પર્શી કથા 'સુલતાન,' કપિલાનું ભૂતકાળપ્રકરણ ન જોતાં તેને પરણતા વિજયની ઉદારતાની કહાણી કહેતી 'ભૂતકાળ ન જોઇએ,' હિંદના ભાગલા પછી ધર્મ ને કોમને નામે પણ મેલા ટૂંકદેખા અને ઝનૂની રાજકારણથી પ્રેરિત જે કત્લેઆમ હિજરત ને અપહરણોનું કારમું વાતાવરણ દેશમાં સરજાયું હતું તેની સામેના કર્તાના પ્રત્યાઘાત ઉત્કટ ભાષામાં રજૂ કરતી ઉદ્દેશલક્ષી 'બાલહત્યા' અને ઝેરનો કટોરો,' મૃત્યુ પછી વર્ષો બાદ મળેલા મૃતાત્માઓના અનુભવની પ્રેતવાર્તા 'સત્યના ઊંડાણમાં' સાહિત્યને ઉપાસતાં પ્રિયાને ખોતા કવિએ પ્રિયાને મેળવી કવિતા લખવાને બદલે જીવવાનું જ કેમ શરૂ કર્યું એ કહેતી અને નારીહૃદયનું દર્શન કરાવતી 'છેલ્લી વાર્તા,' સૌમ્ય પતિપરાયણા સુશીલાએ કરેલા પતિના હૃદયપરિવર્તનની કથા 'નવલિકામાંથી એક પાન,' શેઠ અને તેને ભુ પાનાર ગુમાસ્તાની લીલાની વાત 'નેરભાને ઇશ્વર,' પતિપત્નીના ઝઘડાનું સુખી સમાધાન વર્ણવતી 'સિનેમા જોઇને'- એટલી વાર્તાઓ એમાં ધ્યાન ખેંચે તેવી છે. સંગ્રહની નામદાત્રી વાર્તા 'કાંચન અને ગેરુ' એક બાજુ ધન, સત્તા અને પરિગ્રહ અને બીજી બાજુ ત્યાગ; એ બેમાં ત્યાગના એટલે કે કાંચન પર ગેરુના વિજયની ઉદ્દેશલક્ષી વાર્તા પણ કેટલાકને ગમશે. માનવતાને સાદ કરતી 'ડબામાંની ગાય' એ વાર્તાને પણ આ યાદીમાં ઉમેરી શકાય.

વાર્તાઓમાં આમ વૈવિધ્ય ઠીક છે. વાંચી લીધા પછી હૈયામાં ચિરસ્થાયી વાસો કરી રહી પડે એવી તો નથી છતાં બધી વાંચતી વેળા રસ પડે એવી સુવાચ્ય તો છે જ. એ એવી હોય એથી વિશેષ મહત્ત્વાકાંક્ષા લેખકે રાખી પણ નથી. વાતને રસિક બનાવતાં અને એ હોય સાવ નાનકડી જ છતાં તેને વિસ્તારીને કહેતાં લેખકને આવડે છે એ 'ધુતડ,' 'નિશ્ચય,' 'રખવાળ,' 'પ્રભુ છે ?' 'ડબ્બામાંની ગાય,' 'વણઉકલી વાત' જેવી વાર્તાઓ બતાવી આપે છે. નીચલા થરનાં માનવીઓની અને ગામડાંની દુનિયા





સંગ્રહની વાર્તાઓમાં ઓછી દેખાય છે, આ મધ્યમવર્ગી જીવન ને પાત્રો જ એમાં વિશેષ દેખાય છે. લેખકની એ મર્યાદાને તેઓ ફેશનને નથી અનુસરતા પણ પોતાને જ વફાદાર રહે છે એમ કહી ગુણરૂપે પણ કોઈ ઓળખાવે ખરું. એમની નવલકથાઓમાં વેર્યાં હોય છે તેવાં અવલોકનો અને ચિંતનો આ વાર્તાઓમાં પણ દેખાય છે. એ તો લેખકને પડી ગયેલી એની ટેવનું ફળ.

## ચંપો અને કેળ

[ ચુનીલાલ મડિયા; એન; એમ. ત્રિપાઠી લિ. મુંબઈ; ત્રણ રૂપિયા. ]

શ્રી. મડિયાના આ નવા વાર્તાસંગ્રહમાં પણ સત્તર વાર્તાઓ છે. ભાગલા પછીના હિજરત પ્રકરણને અનુલક્ષીને લખાયેલ 'પ્રથમીના પોઠી'માં વાર્તાપણું ઓછું છે અને 'હું મંજરીને પરણું તો' અને 'સીતા અને મંજરી' એ બે તો વાર્તાઓની નાતમાં ભેળવી દેવાયેલા બીજી રીતે ઠીક શૈલીચમક દાખવતા રેડિયો વાર્તાલાપ જ છે. બાકીની ચૌદ ખરી વાર્તાઓમાં, ઐરક બોલી અને માનસનું તથા તેને લીધે ઉદ્ભવતા કુટુંબીઓના ઝઘડા પર અપત્યપ્રેમ અને કુટુંબપ્રેમે મેળવેલા વિજયનું નિરૂપણ કરતી માનસશાસ્ત્રીય રસની વાર્તા 'મજિયારી પછીતના પથ્થરો' અને હિન્દના ભાગલા માટે જવાબદાર માનસની હાસ્યાપદ ક્ષુદ્રતા, મૂર્ખતા અને જીદ પર કટાક્ષ કરતી આપણા લોકમાનસનું દર્શન કરાવતી 'સમોવડિયા' એ બે આ સંગ્રહની બીજી રીતે ગણનાપાત્ર વાર્તાઓના અપવાદ સિવાય બાકીની બધીમાં મુખ્ય વિષય સ્ત્રી–પુરુષના આકર્ષણનો અને પ્રેમનો છે. 'ચંપો અને કેળ' એવા આ વાર્તાસંગ્રહના નામને એ જ નામની એની પહેલી વાર્તા જ નહિ પણ આ હકીકત પણ સાર્થક ઠરાવે છે. શ્રી. મડિયાની રસિકતાને પ્રેમ અને જાતીય આકર્ષણનો વિષય ઠીક ભાવે–ફાવે છે; કેમ એ તો એ જાણે.

એ વિષયને લગતી વાર્તાઓમાં મુગ્ધ યુવક-યુવતીઓનાં પ્રણયાકર્ષણની વાર્તાઓ આ સંગ્રહમાં વિશેષ છે. 'લઘુત્વાકર્ષણની લીલા' 'પોરિયા દીન દુધચી', 'પ્રેમના સંગીતમાં', 'સ્વપ્નશકુંતલા', 'કૌશિક અને મંદાકિની' 'મેંદીના રંગ' અને 'પરાજયની વિજયકથા' આવી વાર્તાઓ છે. એમાં 'મેંદીના રંગ' 'પ્રેમના સંગીતમાં' અને 'કૌશિક અને મંદાકિની' માનસશાસ્ત્રીય રસની વાર્તાઓ છે. છેલ્લી ગણાવી એ વાર્તાસંગ્રહની લાંબામાં લાંબી વાર્તા છે. સાઈઝોફ્રેનિયા'ના માનસિક રોગ માટે પોતે જે કંઈ વાંચ્યું જાણ્યું હશે તેનો ઉપયોગ કરવા જ લેખકે લખેલી લાગે એવી એ વાર્તા છે. સંગ્રહની છેલ્લી વાર્તા 'પ્રેમના સંગીતમાં' પણ જાતીય આકર્ષણનું માનસશાસ્ત્ર રજૂ કરવા લખાયેલી લાગે એવી છે. એમાં આગલીમાં કૌશિકના મનોરોગનું કારણ અને પાછલીમાં સુકેશીનું છેવટનું વર્તન માનસશાસ્ત્રની સૈદ્ધાંતિક દૃષ્ટિએ સાચું પણ વાસ્તવિક અનુભવની દૃષ્ટિએ કદાચ કોઈને અપ્રતીતિકર લાગવાનો સંભવ છે ખરો.

પ્રેમવિષયક અન્ય વાર્તાઓમાં ધારા અને રખમાઈના પ્રથમ એક નાનકડા અકસ્માતથી ખંડિત થતા અને પછી પાકટ ઉંમરે જુદા જ સંજોગોમાં ફરી સંધાતા દાંપત્યની વાર્તા 'ચંપો ને કેળ' સંગ્રહની એક સારી વાર્તા છે. એ વાર્તાની નાયિકા જાણી જોઈને સ્ખલન કરતી નથી પણ 'ત્રિવેણી'ની ત્રિવેણી અને 'શઠ અને સુકાન'માંની શેઠાણીના તો સ્ખલનની કથા લેખકે રસથી વર્ણવી છે. પ્રણય વાર્તાઓમાં સ્ખલનકથાનું તત્વ એની સૂગવાળાઓનું ધ્યાન ખેંચે તો ખેંચે. 'શઠ અને સુકાન' એ એક શ્રીમંતની પુત્રી અને પત્નીની પ્રણયલીલાની વાર્તા લખાવટની દૃષ્ટિએ આકર્ષક છે. છાપાંની જાહેરાતો પત્રો તથા ટેલીફોન વાર્તાલાપના સાધનથી વાર્તા બનાવવાના સુંદર પ્રયોગનું ફળ 'પરાજયની વિજય કથા' એ સ્નેહલગ્નની વાર્તા પણ લેખકની વાર્તાલેખનની કળા જુદી રીતે ચમકાવે છે.

હિંદના ભાગલાના અને ત્યારપછીના હિજરત આદિ બનાવો પર લખાયેલી, ચાર વાર્તામાં 'પ્રથમ ના પોઢી'માં વાર્તાતત્ત્વ નથી, 'હરબંસકુંવર'માં પ્રસંગકથન જ છે, અને 'સમોવડીયા' તથા 'પંચ-સિંધુના પ્રદેશમાં' એ બે જ વાર્તા તરીકે ધ્યાન ખેંચે તેવી છે; ઉતાવળે લખી નાખવી પડી હોય એવી છાપ એ વાર્તાઓની પડે છે.

શ્રી. મડિયાની લખાવટ જોરદાર છે. વાર્તાલેખનની કળા એમને સારી સિદ્ધ થઈ છે. એ ' શઢ અને સુકાન ' અને ' લઘુત્વાકર્ષણની લીલા ' જેવી વાર્તાઓમાં સાદ્યંત વિનોદી લખાવટ પણ અજમાવી શકે છે. રસિક શૃંગારની તેમ મુગ્ધ પ્રેમની કથાઓ તો એ રસથી કહી જાણે છે. શ્રી. રમણલાલ દેસાઈની ઉપર અવલોકેલી વાર્તાઓમાં નથી તેવું ગામડાં તથા કસ્બાઓના નીચલા મધ્યમવર્ગી સમાજનું આલેખન લોકમાનસ, લોકવહેવાર અને લોકભાષાના જીવન્ત સ્પર્શ સાથે આ સંગ્રહની કેટલીક વાર્તાઓમાં થયું છે. એ શ્રી. મડિયાની મોટી વિશિષ્ટતા છે. સોરાષ્ટ્રની લોકબોલીનો ઉપયોગ શક્ય તેટલે ઠેકાણે કરતાં લેખક ચૂક્યા નથી. ધોરાજી બાજુના લેખકે ત્યાંની બોલી પ્રમાણે 'ગોળાને ગોરો' એવાર લખ્યો છે. અને 'પૂર્ણિમાબેનનાં બધા પાસાં અવળા પડયાં ( પૃ ૪૫ ) એવી 'પાસા' શબ્દની જાતિભૂલ પણ એમણે કરી છે. એ ભૂલી જઈએ તો એમની ભાષા, (જે ' શઢ અને સુકાન ' જેવામાં જે ચાપલ્ય અને હળવાશ પણ બતાવે છે તે)નો પણ વાર્તાઓને રસપૂર્ણ બનાવવાનો સારો ફાળો છે.

'ચંપો ને કેળ' ગુજરાતના વાર્તારસિકોને ગમી જાય એવો વાર્તાસંગ્રહ છે.



## પાછાં વળો રે

[૧]

પાછાં વળો રે, ઉદધિ તરંગો
શાને નકામાં અથડામણે ડૂબો ?
આસ્માન ઊંચેથી પ્રવાસ આદરો
દૂરેથી નિત્યે ક્ષિતિજેથી આવો.
તમો પરન્તુ નહીં પત્થરોને :
કિનારને સ્વાગત શબ્દ નાવડે,
શા શ્વેત વર્ણી ઉછળો તરંગો !
ચિંતાતુરા, સુંદરતા ન ત્યાગો.
પલટાય ના પ્રેમી : પ્રયત્ન વ્યર્થ શા
બને નહીં પત્થર પ્રેમ ભીંજયા.
શા કાળમીંઢા, ક્રૂરતા ભરેલા !
બને વિશેષ કયમ ક્રૂર પાછા ?
'યત્નો સહુ પ્રેમની જીત' કાજના
છે દીર્ઘકાલી અવિશ્રાંત કેવા !

[૨]

પાછાં વળો રે ઉદધિ તરંગો
ના વેડફો વ્યર્થજ પ્રેમ મોંઘોઃ
શૃંગાર તો છે શશ હોય ત્યારે,
ઉષા ચ સંધ્યા તમને રિઝાવે,
લ્હેરો ભરે પુષ્પ પ્રેમ મંદીરે,
પ્રયાણ પાછાં ગૃહની ભણી હવે.
વૈચિત્ર્યના વંશજ પ્રેમપંથો
સ્વાતંત્ર્યનું શોભન પ્રેમપૂજનો.

—ભગીરથ મહેતા—

×

# અણપૂછયો—અણ પૂછેલો....

પ્ર. હ. મહેતા

મોડી રાત્રે જ્યારે શ્યામે પોતાના પરમપ્રિય મિત્રનો હાથ પકડી ગૃહપ્રવેશ કર્યો ત્યારે તેની મા–ગંગા હાથમાં માળાને સ્થિરતાથી પકડી આંખો મીંચી, વાથી પીડાતા શરીરને ચારે તરફથી સંભાળપૂર્વક વીંટાળી, પથારીના એક ખૂણે બેઠી હતી. પોષ માસ અર્ધો પસાર થઇ ગયો હતો છતાં બહાર બધે ઠંડીનું સામ્રાજ્ય હતું. તેની સત્તાની અવગણના કરી બહાર નીકળેલાં રડયાં ખડયાં માનવીઓ પૂરેપૂરા હારી, ધ્રુજતા ધ્રુજતા ઘેર જતા આવી ગોદડા ભેગા થતા ત્યારે જ તેઓનો છૂટકારો થતો. શેરીનાં કૂતરાઓ પણ છેલ્લે છેલ્લે જેટલું ભસાય તેટલું ભસી—'હવે ભલે બીજી હદનો જાતભાઇ આપણી હદમાં આવે' એવો સંકલ્પ કરી ઝંપી ગયાં હતાં.

પરસાળમાં મિત્રને બેસાડી શ્યામ ધીમેથી બારણું ખોલી સીધો મા પાસે જઇને ઊભો. ત્યારપછી કોટ ઉતારતાં, બૂટ કાઢતાં, ખીસ્સામાંથી વસ્તુઓ મેજ પર મૂકતાં બની શકે તેટલો અવાજ કરી માનું ધ્યાન દોરવામાં જ્યારે શ્યામ નિષ્ફળ થયો ત્યારે કંઈક ઊંચે અવાજે કહ્યું, "મા, ઊંઘી ગઇ કે શું ?"

આંખો મીંચેલી રાખી નિસ્પૃહભાવે જવાબ મળ્યો. 'ઊંઘી ગઇ હોત તો તારું ચાલે છે એ ન ચાલતું હોત. બાર માથે બે વાગે ત્યારે દિકરો આવીને પૂછે છે કે મા ઊંઘી તો નથી ગઇને ? કહું છું તને ઘરની તો નથી પડી શરીરની ય દરકાર છોડી દીધી છે ?'

શ્યામે કંઈક અકળાઈને કહ્યું,'મા આજે...'

વચ્ચે જ માએ કહ્યું 'હં. આજે જ એવું થયું, કાલથી નહીં થાય એ જ કહેવું છે ને તારે ? એ તારી કાલ કયારે આવશે કહીશ ? ના બાપુ, કાલે જ તારા બાપુને તાર મૂકી દે એ આવી જાય એટલે નિરાંત. મારાથી હવે આ બધુ સહન નથી થતું.'

શ્યામે હસીને કહ્યું, 'ઠપકા માટે કાલનો આખો દહાડો પડયો છે મા. જેને અહીં ખેંચી લાવવામાં મોડું થઇ ગયું છે એ હજી બહાર ઠંડી સામે ઝઝુમે છે. એ સાંભળશે તો સારું ન દેખાય. કયા ઓરડામાં અમે પથારી કરીએ એ કહી સુખેથી સૂઇ જા.'

છેલ્લુ વાકય પકડી શ્યામની મા બોલી, 'કયા સુખે સૂઈ જાઉં કહે તો ? ઘરની કોને પડી છે ! તારા બાપ પરદેશ, ઘરમાં છોકરી પરણાવવા જેવડી.........

'પણ મા એનું......'

'કંઇ બોલી મને નાહકની ચીડવીશ નહિ શ્યામ, ઘરના ઘણાય ઓરડા છે.'

શ્યામ ધીમે ધીમે ચાલ્યો ગયો.

વ્હેલી સવારે કામવાળી હાંફળી ફાંફળી શ્યામની માની પથારી પાસે આવી, તેને ઢઢોળી કહેવા લાગી, 'ઊઠો મા ઊઠો. જુઓ તો ખરાં–બેબાકળી. ઊઠી ગૃહિણીએ કહ્યું: 'શું છે રે ! ઘર લૂંટાઇ ગયું કે શું ?'

દાસીએ કહ્યું: 'જુઓ મા જુઓ—આવો તો–'

હાથ પકડી, શ્યામ જ્યાં સુતો હતો ત્યાં દાસી માને તેડી લાવી. બારણું અરધું ખુલ્લું હતું. સવાર પડવામાં ઝાઝી વાર નહોતી. ઓરડાની પશ્ચિમ તરફ બારી ખુલ્લી હતી અને ત્યાંથી સુસવાટાભેર પવન આવતો હતો. એ બારીની સામે ખુરશી પર બેસી ગઈ રાત્રે આવેલો શ્યામનો મિત્ર એકાગ્ર ચિત્તે કંઇ લખી રહ્યો હતો. કૃષ શરીર, સ્વચ્છ ન કહી શકાય તેમાં લૂગડાં અને માથે વેંત વેંત જેવડા વાળ પવનમાં ઝાડની ડાળીઓ ઝુલે તેમ વાળ આમ તેમ ફંગોળાઇ રહ્યા હતા.

દાસીએ કહ્યું: 'કોણ છે મા ? હાય રે, હું તો એવી બ્હીની...કહ્યું માને જલ્દી જલ્દી ઊઠાડું. વખત છે...'

માએ અનિમેષ નયને એ દુર્બળ દેહ તરફ નજર કરી કહ્યું: 'જા, તું તારે કામે વળગ. આ ઘરમાં આ કંઇ નવું નથી. ઉલ્ટાનું આવું ન હોય તો નવાઇ પામવા જેવું છે, સમજી ?'

'કેમ ન સમજું મા ? હું તો બધું ય સમજું છું–એટલે જ તો મારા માબાપે મારું નામ સમજુ



રાખ્યું છે! કહી તે પોતાને કામે વળગી.

સવારે જાણે કંઇ કૌતુક હોય તેમ ઘરનાં નાનાં મોટાં તમામ માણસો નવા આવનારને જોઇ ગયાં. શ્યામની મા પણ ફરી એકવાર આવી જોઇ ગઈ અને પછી પોતાના ઓરડામાં જઇ બારણું વાસી સુઇ ગઇ. સુઇ ગઇ એમ કહેવા કરતાં સુવાનો ઢોંગ કરી પડી રહી કહેવું વધારે વ્યાજબી છે, કારણકે જ્યારે થોડી વાર પછી ઓરડાનું બારણું ખખડયું ત્યારે જાગતાં છતાં તેણે કંઈ જવાબ દીધો નહિ. છેવટે નછૂટકે બારણું ઉઘાડી શ્યામને અંદર લઈ પાછું ઝડપથી બારણું વાસી દીધું. શ્યામે કહ્યું, 'આ તારો કેવો અન્યાય મા, રાજેશ જાય છે અને તને મળીને જવાનું કહે છે-બોલાવું છું એને...'

માએ તેને રોકીને કહ્યું, 'નહિ શ્યામ, જતો નહિ. એને કહે મારી તબિયત સારી નથી. સારી હોય તો પણ તારા મિત્રોને મળવાની હવે મારામાં હામ રહી નથી. ઘણાંને મળી. ચા-પાણી પીવડાવી, નાસ્તો કરાવી વિદાય આપો.' પછી જરા ઊંચે સાદે કહ્યું, 'જેવા તેવા માણસોને મળી તારી મા પોતાની કિંમત ઘટાડવા નથી માગતી.' આમ કહી તેણે બારણા સામે તીરછી નજરે જોઈ લીધું.

શ્યામ વીલે મોંએ જ્યારે બહાર આવ્યો ત્યારે રાજેશ બારણા પાસે જ ઊભો હતો. રાજેશને જોઇ શ્યામનું મોં કાળું પડી ગયું. થોડીવાર સુધી કોઇ કંઇપણ બોલ્યું નહિ. પછી બોલ્યો રાજેશ—માને મારે લઇને ખૂબ તકલીફ પડી. પણ જતાં જતાં તને એટલું કહી જાઉં છું શ્યામ, કે આને લઇને મા પર ગુસ્સો કરતો નહિ.' આટલું કહી રાજેશ ડેલીની બહાર નીકળી ગયો.

શ્યામ શુન્યમનસ્કભાવે તેને જોઈ રહ્યો. એકાએક તેના વચેટભાઈ નાનુએ કહ્યું, 'મોટાભાઇ, "મિત્ર નં-૨૧"-ઉપનામ-"ઘાંચીનો ઘાણો" અને નામઠામ તમે આપો ત્યારે—'

શ્યામે પાછું ફરી તેને મારવા હાથ ઊગામ્યો પણ તે છટકીને હસતો હસતો જતો રહ્યો.

×

શ્યામના કુટુંબનો થોડો પૂર્વ ઇતિહાસ જાણી જાણી લેવો જરૂરી છે. શ્યામના પિતાએ એક સાધારણ કાપડના દુકાનદાર તરીકે પોતાની કારકિર્દી શરૂ કરી. ભણેલ ઓછું છતાં ય કામ કરવાની ધગશ અને સમજણને લઇને લક્ષ્મીદેવીની કૃપા મેળવી શકયા હતા. પરદેશમાં આજે એક મોટું કાપડનું મીલ નાખ્યું હતું. બે વરસ થયાં ઘરનાં માણસો દેશમાં રહે છે. ઘરમાં શ્યામ સહિત પાંચ ભાઈઓ અને બે બ્હેનો હતી. આ ઉપરાંત એક માસ પહેલાં એક દૂરની ફઈ પોતાનો પરિવાર સાથે લઇ આ ઘર પર અનુગ્રહ કરી અહીં આવી વસી હતી. ઘર તથા ઘરનાં માણસોનો સ્વભાવ દરેક રીતે અનુકુળ છે એમ ચોક્કસ લાગવાથી ફઇ નજીકના ભવિષ્યમાં ઘર છોડી જાય તેમ લાગતું નહોતું.

શ્યામ ઘરનો મોટો માણસ ગણાય છે. અને એ જવાબદારી સંપૂર્ણ રીતે અદા કરવામાં ભણતર નડતરરૂપ છે એમ સમજી તેને તિલાંજલી આપી દીધી છે. પરદેશથી આવતા પૈસાનો કયાં અને કેવી રીતે ઉપયોગ કરી નાખવો એજ હવે તો માત્ર શ્યામનું કામ હતું. એ કામ તે બહુ ઉત્સાહભેર કરતો. પણ પાછળથી જ્યારે હિસાબ માંડવાનું મા કહેતી ત્યારે કહેતો, "એ નહિ બને મા, પૈસા વાપર્યા છે તે સારે રસ્તે વાપર્યા છે. વેડરી નાખ્યા નથી. એમ હોત તો હિસાબની જરૂર રહેત ખરી." છતાં ય માનો હઠ આમળ નમતું મૂકી અભણ માને સમજાવવા કાગળ પર બેચાર લીટા તાણી નાખતો.

બીજી એક વસ્તુ કહેવી જોઇએ. તે એ કે શ્યામને મિત્રોનો પાર નહોતો. આ લોકો ગમે તે સમયે ધામધૂમપૂર્વક શ્યામને ઘેર આવી, બે ચાર કલાક ગાળી, ચા-નાસ્તાનું નૈવેદ્ય સ્વીકારી પછી જ ઘેર જતા. શ્યામનો સરળ સ્વભાવ આ બધું નિભાવી લેતો. ન નિભાવતાં ઘરનાં માણસો. કામવાળીથી માંડી શ્યામની મા સુદ્ધાં બધાં લોકો કંટાળી ગયાં હતાં. શ્યામના નાનાભાઇઓએ તો મિત્રોની નામાવલી તૈયાર કરી રાખી હતી. નવો મિત્ર આવે ત્યારે તેમાં તેને દાખલ કરવો, તેનું સર્વાનુમતે એક યોગ્ય ઉપનામ

# આણુપીછયો—આણુ પીછેલો....

પ્ર. હ. મહેતા

મોડી રાત્રે જ્યારે શ્યામે પોતાના પરમ-પ્રિય મિત્રનો હાથ પકડી ગૃહપ્રવેશ કર્યો ત્યારે તેની મા–ગંગા હાથમાં માળાને સ્થિરતાથી પકડી આંખો મીંચી, વાથી પીડાતા શરીરને ચારે તરફથી સંભાળ-પૂર્વક વીંટાળી, પથારીના એક ખૂણે બેઠી હતી. પોષ માસ અર્ધો પસાર થઇ ગયો હતો છતાં બહાર બધે ઠંડીનું સામ્રાજ્ય હતું. તેની સત્તાની અવગણના કરી બહાર નીકળેલાં રડ્યાં ખડ્યાં માન-વીઓ પૂરેપૂરા હારી, ધ્રુજતા ધ્રુજતા ઘેર જતા આવી ગોદડા ભેગા થતા ત્યારે જ તેઓનો છૂટકારો થતો. શેરીનાં કૂતરાંઓ પણ છેલ્લે છેલ્લે જેટલું ભસાય તેટલું ભસી—'હવે ભલે બીજી હદનો જાત-ભાઇ આપણી હદમાં આવે' એવો સંકલ્પ કરી ઝંપી ગયાં હતાં.

પરસાળમાં મિત્રને બેસાડી શ્યામ ધીમેથી બારણું ખોલી સીધો મા પાસે જઈને ઊભો. ત્યારપછી કોટ ઉતારતાં, બૂટ કાઢતાં, ખીસ્સામાંથી વસ્તુઓ મેજ પર મૂકતાં બની શકે તેટલો અવાજ કરી માનું ધ્યાન દોરવામાં જ્યારે શ્યામ નિષ્ફળ થયો ત્યારે કંઈક ઊંચે અવાજે કહ્યું, "મા, ઊંઘી ગઇ કે શું ?"

આંખો મીંચેલી રાખી નિસ્પૃહભાવે જવાબ મળ્યો. 'ઊંઘી ગઇ હોત તો તારું ચાલે છે એ ન ચાલતું હોત. બાર માથે બે વાગે ત્યારે દિકરો આવીને પૂછે છે કે મા ઊંઘી તો નથી ગઇને ? કહું છું તને ઘરની તો નથી પડી શરીરની ય દરકાર છોડી દીધી છે ?'

શ્યામે કંઈક અકળાઈને કહ્યું, 'મા આજે...'

વચ્ચે જ માએ કહ્યું 'હં. આજે જ એવું થયું, કાલથી નહીં થાય એ જ કહેવું છે ને તારે ? એ તારી કાલ કયારે આવશે કહીશ ? ના બાપુ, કાલે જ તારા બાપુને તાર મૂકી દે એ આવી જાય એટલે નિરાંત. મારાથી હવે આ બધુ સહન નથી થતું.'

શ્યામે હસીને કહ્યું, 'ઠપકા માટે કાલનો આખો દહાડો પડ્યો છે મા. જેને અહીં ખેંચી લાવવામાં મોડું થઇ ગયું છે એ હજી બહાર ઠંડી સામે ઝઝુમે છે. એ સાંભળશે તો સારું ન દેખાય. કયા ઓરડામાં અમે પથારી કરીએ એ કહી સુખેથી સૂઇ જા.'

છેલ્લુ વાક્ય પકડી શ્યામની મા બોલી, 'કયા સુખે સૂઈ જાઉં કહે તો ? ઘરની કોને પડી છે ? તારા બાપ પરદેશ, ઘરમાં છોકરી પરણાવવા જેવડી.........

'પણ મા એનું......'

'કંઇ બોલી મને નાહકની ચીડવીશ નહિ શ્યામ, ઘરના ઘણાય ઓરડા છે.'

શ્યામ ધીમે ધીમે ચાલ્યો ગયો.

વ્હેલી સવારે કામવાળી હાંફળી ફાંફળી શ્યામની માની પથારી પાસે આવી, તેને ઢંઢોળી કહેવા લાગી, 'ઊઠો મા ઊઠો. જુઓ તો ખરાં–બેબાકળી ઊઠી ગૃહિણીએ કહ્યું: 'શું છે રે ! ઘર લૂંટાઇ ગયું કે શું ?'

દાસીએ કહ્યું: 'જુઓ મા જુઓ—આવો તો–'

હાથ પકડી, શ્યામ જ્યાં સુતો હતો ત્યાં દાસી માને તેડી લાવી. બારણું અરધું ખુલ્લું હતું. સવાર પડવામાં ઝાઝી વાર નહોતી. ઓરડાની પશ્ચિમ તરફ બારી ખુલ્લી હતી અને ત્યાંથી સુસવાટાભેર પવન આવતો હતો. એ બારીની સામે ખુરશી પર બેસી ગઈ રાત્રે આવેલો શ્યામનો મિત્ર એકાગ્ર ચિત્તે કંઇ લખી રહ્યો હતો. કૃષ શરીર, સ્વચ્છ ન કહી શકાય તેમાં લૂગડાં અને માથે વેંત વેંત જેવડા વાળ પવનમાં ઝાડની ડાળીઓ ઝુલે તેમ વાળ આમ તેમ ફંગોળાઇ રહ્યા હતા.

દાસીએ કહ્યું: 'કોણ છે મા ? હાય રે, હું તો એવી બ્હીની...કહ્યું માને જલ્દી જલ્દી ઊઠાડું. વખત છે...'

માએ અનિમેષ નયને એ દુર્બળ દેહ તરફ નજર કરી કહ્યું: 'જા, તું તારે કામે વળગ. આ ઘરમાં આ કંઇ નવું નથી. ઉલ્ટાનું આવું ન હોય તો નવાઇ પામવા જેવું છે, સમજી ?'

'કેમ ન સમજું મા ? હું તો બધું ય સમજું છું–એટલે જ તો મારા માબાપે મારું નામ સમજુ



રાખ્યું છે! કહી તે પોતાને કામે વળગી.

સવારે જાણે કંઇ કૌતુક હોય તેમ ઘરનાં નાનાં મોટાં તમામ માણસો નવા આવનારને જોઇ ગયાં. શ્યામની મા પણ ફરી એકવાર આવી જોઇ ગઇ અને પછી પોતાના ઓરડામાં જઇ બારણું વાસી સુઇ ગઇ. સુઇ ગઇ એમ કહેવા કરતાં સૂવાનો ઢોંગ કરી પડી રહી કહેવું વધારે વ્યાજબી છે, કારણકે જ્યારે થોડી વાર પછી ઓરડાનું બારણું ખખડયું ત્યારે જાગતાં છતાં તેણે કંઇ જવાબ દીધો નહિ. છેવટે નછૂટકે બારણું ઉઘાડી શ્યામને અંદર લઇ પાછું ઝડપથી બારણું વાસી દીધું. શ્યામે કહ્યું, 'આ તારો કેવો અન્યાય મા, રાજેશ જાય છે અને તને મળીને જવાનું કહે છે–બોલાવું છું એને...'

માએ તેને રોકીને કહ્યું, 'નહિ શ્યામ, જતો નહિ. એને કહે મારી તબિયત સારી નથી. સારી હોય તો પણ તારા મિત્રોને મળવાની હવે મારામાં હામ રહી નથી. ઘણાને મળી. ચા–પાણી પીવડાવી, નાસ્તો કરાવી વિદાય આપો.' પછી જરા ઊંચે સાદે કહ્યું, 'જેવા તેવા માણસોને મળી તારી મા પોતાની કિંમત ઘટાડવા નથી માગતી.' આમ કહી તેણે બારણા સામે તીરછી નજરે જોઇ લીધું.

શ્યામ વીલે મોએ જ્યારે બહાર આવ્યો ત્યારે રાજેશ બારણા પાસે જ ઊભો હતો. રાજેશને જોઇ શ્યામનું મોં કાળું પડી ગયું. થોડીવાર સુધી કોઇ કંઇપણ બોલ્યું નહિ. પછી બોલ્યો રાજેશ—માને મારે લઇને ખૂબ તકલીફ પડી. પણ જતાં જતાં તને એટલું કહી જાઉં છું શ્યામ, કે આને લઇને મા પર ગુસ્સો કરતો નહિ.' આટલું કહી રાજેશ ડેલીની બહાર નીકળી ગયો.

શ્યામ શુન્યમનસ્કભાવે તેને જોઇ રહ્યો. એકાએક તેના વચેટભાઈ નાનુએ કહ્યું, 'મોટાભાઇ, "મિત્ર નં–૨૧"–ઉપનામ–"ઘાંચીનો ઘાણો" અને નામઠામ તમે આપો ત્યારે—'

શ્યામે પાછું ફરી તેને મારવા હાથ ઉગામ્યો પણ તે છટકીને હસતો હસતો જતો રહ્યો.

×

શ્યામના કુટુંબનો થોડો પૂર્વ ઇતિહાસ જાણી જાણી લેવો જરૂરી છે. શ્યામના પિતાએ એક સાધારણ કાપડના દુકાનદાર તરીકે પોતાની કારકિર્દી શરૂ કરી. ભણેલ ઓછું છતાં ય કામ કરવાની ધગશ અને સમજણને લઇને લક્ષ્મીદેવીની કૃપા મેળવી શકયા હતા. પરદેશમાં આજે એક મોટું કાપડનું મીલ નાખ્યું હતું. બે વરસ થયાં ઘરનાં માણસો દેશમાં રહે છે. ઘરમાં શ્યામ સહિત પાંચ ભાઈઓ અને બે બ્હેનો હતી. આ ઉપરાંત એક માસ પહેલાં એક દૂરની ફઇ પોતાનો પરિવાર સાથે લઇ આ ઘર પર અનુગ્રહ કરી અહીં આવી વસી હતી. ઘર તથા ઘરનાં માણસોનો સ્વભાવ દરેક રીતે અનુકુળ છે એમ ચોક્કસ લાગવાથી ફઇ નજીકના ભવિષ્યમાં ઘર છોડી જાય તેમ લાગતું નહોતું.

શ્યામ ઘરનો મોટો માણસ ગણાય છે. અને એ જવાબદારી સંપૂર્ણ રીતે અદા કરવામાં ભણતર નડતરરૂપ છે એમ સમજી તેને તિલાંજલી આપી દીધી છે. પરદેશથી આવતા પૈસાનો કયાં અને કેવી રીતે ઉપયોગ કરી નાખવો એજ હવે તો માત્ર શ્યામનું કામ હતું. એ કામ તે બહુ ઉત્સાહભેર કરતો. પણ પાછળથી જ્યારે હિસાબ માંડવાનું મા કહેતી ત્યારે કહેતો, "એ નહિ બને મા, પૈસા વાપર્યા છે તે સારે રસ્તે વાપર્યા છે. વેડફી નાખ્યા નથી. એમ હોત તો હિસાબની જરૂર રહેત ખરી." છતાં ય માનો હઠ આગળ નમતું મૂકી અભણ માને સમજાવવા કાગળ પર બેચાર લીટા તાણી નાખતો.

બીજી એક વસ્તુ કહેવી જોઇએ. તે એ કે શ્યામને મિત્રોનો પાર નહોતો. આ લોકો ગમે તે સમયે ધામધૂમપૂર્વક શ્યામને ઘેર આવી, બે ચાર કલાક ગાળી, ચા–નાસ્તાનું નૈવેદ્ય સ્વીકારી પછી જ ઘેર જતા. શ્યામનો સરળ સ્વભાવ આ બધું નિભાવી લેતો. ન નિભાવતાં ઘરનાં માણસો. કામવાળીથી માંડી શ્યામની મા સુદ્ધાં બધાં લોકો કંટાળી ગયાં હતાં. શ્યામના નાનાભાઇઓએ તો મિત્રોની નામાવલી તૈયાર કરી રાખી હતી. નવો મિત્ર આવે ત્યારે તેમાં તેને દાખલ કરવો, તેનું સર્વાનુમતે એક યોગ્ય ઉપનામ





પાડી દેવું અને તેનું નામઠામ લખી લેવું—આ બધું કામ તેઓ બહુ નિયમિત અને ચોકસાઇથી કરતાં. છેવટે છેવટે તો ખૂદ શ્યામ પણ આ લોકોથી કંટાળી ગયો હતો અને એટલે જ તો તે દિવસે વ્હેલો ઘેરથી નીકળી રાતના મોડે મોડે ઘેર આવ્યો હતો. પણ હાય રે દુર્ભાગ્ય–સ્વભાવ કંઇ શ્યામને છોડે તેવ નહોતો. એટલી રાતે પણ આવ્યો ત્યારે ય એક મિત્રને ઘેર ખેંચી લાવ્યો !

તે દિવસને આજે આઠમો દિવસ છે. રવિવારની રજા હતી. છોકરાંઓ આમતેમ રમતા હતા. મોટી છોકરી ઉમા શાળાનું લેશન કરી હમણાં જ મા પાસે આવી બેઠી હતી. આજે મા કંઇક વ્યગ્ર હતી. ચિંતાતુર અવાજે તેણીએ ઉમાને કહ્યું, 'ઉમી, તારા બાપુનો છેલ્લો કાગળ આવ્યાને બરાબર મહીનો થવા આવ્યો આજ કાગળ આવવો જોઇએ ખરુંને ?

'હા, મા આજ કાગળ આવી જવો જોઇએ.'

'તો કેમ નહિ આવ્યો હોય ?'

ઉમાએ બે ત્રણ મિનિટ સુધી વિચાર કરી કહ્યું 'કહું ? નહિ લખ્યો હોય ?'

આ જ વખતે બારણું ખખડ્યું, કદાચ જેની આશા રાખીને પોતે બેઠી છે એ જ હોય એમ માની ઝડપથી ઊઠી બારણું ખોલ્યું. પણ આ શું ? વિધિની આ તે કેવી ક્રૂર મશ્કરી ! રાજેશ ઘોડાગાડીમાંથી હળવેથી નાનુના પાટાપીંડી કરેલા દેહને ઉપાડી કહ્યું, 'બારણું ખોલી નાખો મા; ગાડીની હડફેટમાં આવી ગયો છે. દવાખાને પાટાપીંડી બંધાવીને આવ્યો છું. હવે માત્ર બેશુદ્ધિ છે. તમે લોકો આમ બાઘા જેમ ઊભા રહેશો એ કેમ ચાલશે ? ઉમા. જા તો બ્હેન, એક પથારી કરી આપ જોઉં !'

મા તો અવાક થઇ જોઇ રહી. શું કરવું તે સૂઝ્યું જ નહિ, ઘડી નાનુ સામે તો ઘડી રાજેશ તથા લોહીના ડાઘવાળાં તેનાં કપડાં સામે જોતી રહી. પછી હમણાં જાણે હૃદય ફાટી જશે એવી ચીસ પાડી ત્યાંને ત્યાં બેસી પડી.

નાનુને પથારીમાં સુવડાવતાં સુવડાવતાં રાજેશે કહ્યું, 'ગભરાવા જેવું કંઇ નથી. શુદ્ધિમાં આવી જાય એટલે કોઇ જાતની ઉપાધિ જેવું નહિ રહે.'

રાત્રે રાજેશે કહ્યું. 'તમે બધાં સૂઇ જાઓ મા. હું જાગું છું. નહકનો ઉજાગરો ન કરશો. કંઇ બીવા જેવું નથી. ફઇબાએ મોટા અવાજે કહ્યું, 'અમને કયા સુખે ઊંઘ આવે ભાઇ, અમારી તો ઊંઘ ઊડી ગઇ છે. પણ બે કલાક પછી રાજેશે જોયું કે બધાં ટપોટપ સૂઇ ગયાં છે. ઉડી ગયેલી ઊંઘ ફરીવાર આવીને ફઇબાને ચોંટી છે અને સવારના આઠ વાગ્યા સુધી ફરી ઊડી જવાનો સંભવ નથી. માત્ર શ્યામની મા એકલી સુમસામ જેમ બેસી રાજેશ સામે જોઇ રહી હતી. આ જ એક રાતે આવેલ પેલો રાજેશ, જેને પોતે મળવાની પણ ના પાડી હતી. તે વખતના અભિમાનનું ખંડન કરવા ભગવાને તેના પર કેવી આકરી સજા કરી ! શરમનો કેવો બોજ માથા પર લાદી દીધો કે એ જેવા તેવા માણસની સામે આજે આંખ ઉંચી કરી જોઇ પણ શકતી નથી !

શહેરના ટાવરમાં રાતના બારના ટકોરા પડ્યા. આ વખતે રાજેશ ઊઠી, નાનુને જતનપૂર્વક ઓઢાડી ખુરસી પર બેસી કંઇ વાંચવામાં તલ્લીન થઇ ગયો. ઠંડી સખત હતી છતાં ય એક પાતળો ઝભ્ભો પહેરી રાજેશ બેઠો હતો. પોતાને ગળે જે મફલર હતું તે નાનુના માથાપર વીંટાળી દીધું હતું.

રાતના ત્રણેક વાગે નાનુએ આંખ ઉઘાડી લાગલો જ સવાલ કર્યો. 'હું ક્યાં છું ?'

'તું મારી પાસે જ છે ભાઇ,'

નાનુ આ વખતે પડખું ફેરવવા ગયો પણ દુઃખને લઇને તેમ કરી શક્યો નહિ. થોડું પાણી પીવડાવી, માથે થોડીવાર હાથ ફેરવી રાજેશે કહ્યું. 'સૂઇ જા હાં, હું અહી તારી પાસે બેઠો બેઠો તને હાથ ફેરવું છું,' થોડીવારે નાનુ સુઇ ગયો. રાજેશે બહુ જ ધીમેથી ઊઠી મા પાસે આવી કહ્યું, 'મા–જાગો છો ! હવે કંઇ બીવાનું નથી. નિરાંતે ઊંઘે છે. જરા ડેલીનું બારણું વાસી જાઓ, હું જાઉં છું.'

આમ કહી, કશું ય સાંભળ્યા વગર રાજેશ



ઉતાવળો ડેલી બહાર નીકળી ગયો. આંખમાં પાણીનાં ઝળઝળીયાં સાથે મા રાજેશને અદ્રશ્ય થતો જોઈ રહી.–ન કશું ખાધું. ન પાણીનો પ્યાલો પીધો, ન કશું સાંભળ્યું. માત્ર હજીય સજા અધૂરી હોય તેમ છેવટનો ઘા કરી નિષ્ઠુરભાવે ચાલ્યો ગયો.

બીજે દિવસે દરરોજ કરતાં શ્યામની મા મોડી ઊઠી. કામવાળીએ આવી કહ્યું, 'ઊઠોને મા. જુઓ તો દિવસ કેટલો ચડી ગયો છે! નાનુભાઈ પણ ઊઠીને દાતણ કરે છે, વીખરાયેલા વાળને સરખા કરી મા સીધી શ્યામ પાસે ગઈ. કહ્યું, 'આ રાજેશ છે કોણ? પહેલાં તો કદી ય એ તારી સાથે આવ્યો નથી શ્યામ?'

શ્યામ હમણાં જ આવેલી નવી ચોપડીઓ કબાટમાં ગોઠવતો હતો. તેણે કહ્યું, 'એ કોણ છે એ તો હું ય પૂરેપૂરું નથી જાણતો મા. જાણું છું એટલું કે ઘણાં વર્ષ પહેલાં હું અને તે સાથે ભણતા. બીચારો સીધો, સાદો માણસ, ક્યાં રહે છે? કોણ સગાંવહાલાં, કોણ માબાપ કશી જ ખબર નથી ખબર પડવા દીધી નથી. કોઈ વખતે દિવસમાં ત્રણ વખત મળી જાય, પછી ત્રણ વર્ષ પસાર થઈ જાય તો ય ક્યાં ય પત્તો ન મળે! મળે ત્યારે પૂછું કે ક્યાં હતો ત્યારે હસીને એવી વાત ઉડાવી દે કે ફરીને પૂછવાનું મન ન થાય. એક દિવસ કહે છે કે રાજેશ...આ શું મા. હું તો બોલ્યે જાઉં છું પણ તારું તો ધ્યાન જ નથી–શું થયું છે?'

અન્યમનસ્કભાવે તે બોલી, 'હેં–હા– ભલા એ ફરીથી તને મળશે? તને ખબર તો હશે તે ક્યાં મળે?'

શ્યામે હસીને કહ્યું, 'એનું કંઈ ઠેકાણું નહિ મા. છતાં ય જો માણસ પ્રયત્ન કરે તો ખાસ કરીને સ્મશાને, મજૂરોની ચાલીઓમાં, કે ચોર ડાકુઓના નિવાસસ્થાને કદાચ મળે!'

આ જવાબથી મા હસશે એમ શ્યામે ધારેલું. પણ એવું બન્યું નહિ. કરુણ સ્વરે માએ કહ્યું, 'તારી આ બનાવટ સહન કરવાની મારી સ્થિતિ નથી.'

'બનાવટ? ના, મા એ બનાવટ નથી. તદ્દન સત્ય હકીકત છે. એક દિવસની વાત તને કહું. તને ખ્યાલ છે એક દિવસે આપણે પેલા રક્તપિતિયાંના દવાખાના પાસેથી ગાડી હંકારી હતી?'

જાણે રક્તપિતિયાંના નિર્દેશમાત્રથી તે લોકો સામે આવી ઊભા હોય અને તેના બાંધેલા ઠુંઠા હાથ પગોમાંથી જાણે માથું ફાડી નાખે તેવી દુર્ગંધ આવતી હોય એમ સાડીનો છેડો મોં પર દાબી બોલી, 'સવારના પહોરમાં એને ના સંભારીશ. ખાવાનું પણ નહિ ભાવે. પણ રાજેશ ક્યાં મળે એ કહેને?'

'એ કહેવામાં તો મા, રક્તપિતિયાં તો વચ્ચે આવવાનાં જ; કારણકે એવા એક દુર્ભાગી માણસને પોતાના ખભાનો ટેકો આપી દવાખાનામાં લઈ જતાં મેં તેને જોયો.'

માનું મોં સફેદ પૂણી જેવું થઈ ગયું, કહ્યું, 'પછી?' શ્યામે કહ્યું, 'મેં તેને બોલાવ્યો ત્યારે તેણે કહ્યું, 'જરા રોકાજે શ્યામ–હમણાં આવું છું કહી ખાસ્સી ચાર કલાક કાઢી નાખી. પાછો આવ્યો તે વખતે રાતના ૧૧ વાગ્યા હશે. દવાખાનાની સામે જ એક મોટું ચોગાન છે તેમાં અમે બન્ને જઈ બેઠા. ખીસ્સામાંથી મગફળીના થોડા દાણા કાઢી મને કહ્યું 'લે, ખા.''

માએ એકદમ પૂછ્યું, 'તેં ખાધા હતા?'

'ના, મા, ના; અને ખાધા હોત તો ય એ રોગ તારા દિકરાને લાગુ પડવાનો જ નથી.'

'હં. પછી શું થયું?'

'થોડા ઘણા દાણા મોંમાં નાખી, પાણી પી મને વિદાય કરી દીધો.'

ઊંડો નિસાસો નાખી મા બોલી, 'તેને ફરીથી એકવાર અહીં લઈ આવ શ્યામ.'

'તે નહિ આવે મા.'

'આવશે ભાઈ, જરૂર આવશે. કહેજે 'મા' બોલાવે છે.

'કહી જોઈશ મા.'

×

ચાર પાંચ દિવસ પછીની વાત છે. આજે ઠંડી





કંઈક ઓછી હતી. શ્યામ ઘરનાં કામે બહાર ગયો હતો અને તેના મિત્રો એક પછી એક આવી, ખબર પૂછી ચાલ્યા ગયા હતા. બાળકો સૌ રમતમાં ગૂંથાયા હતા અને શ્યામની મા 'સમજુ' કામવાળી સાથે લમણાઝીક કરી કામ નિયમિત અને સુઘડ રીતે થવું જોઈએ એ સમજાવી રહી હતી. ઉમા એક દાખલામાં ગૂંચવાઈ પાટીમાં મોં ઘાલી બેઠી હતી. માત્ર નાનુ આજે કંઈક ચૂપ હતો. હજી ય સાથેથી પાટો છોડયો નહતો. એકાએક દિવાનખાનાનું બારણું ખોલી રાજેશે પ્રવેશ કર્યો. નાનુ સીધો 'રાજેશભાઈ' કરી તેને ગળે વળગી પડયો.

આજ વખતે મા ઉપરને માળે કામવાળીને કહેતી હતી, 'તને કેટલીવાર કહ્યું કે કપડાંમાં ગળી બહુ ન નાખતી જા.'

'આ બહુ કહેવાય મા? મેં હજાર ઠેકાણે કામ કરેલ છે. આટલી ગળી તો હું બધેય નાખતી હતી. એ ય મોટાં તવંગરનાં ઘર હતાં મા!'

'બીજાંની વાત ન કર. હું કહું એમ કરતી જા'

'સારું, બીજાંની વાત ન કરીએ તો તેઓની સાથે આપણે ઉભાં કેમ રહી શકીએ?

'ઠીક હવે. બોલીશ નહિ.'

'શું કામ બોલું મા? એમ બોલ્યા જ કરીએ તો અમારું કામ કેમ ચાલે? હજાર ઠેકાણે કામ કરી આવી છું—એ તો કામ ચોખ્ખું એટલે જ બધાં...'

મા ખીજાઈને તેને પૂરું સાંભળ્યા સિવાય પોતાના ઓરડામાં ચાલી ગઈ.

એકાએક બાળકોનો કિલકિલાટ, હાસ્યનો મંજુલ ધ્વનિ દિવાલો અને બારણાંઓ વટાવી તેના કાન સુધી પહોંચ્યો. અવિરત હાસ્ય તેના કાનમાં જાણે અમીવર્ષણ કરી રહ્યુ હોય તેમ લાગ્યું. જાણે મંત્રવશ થઈ ગઈ હોય તેમ તે ધીમે ધીમે દાદરા તરફ ખેંચાઈ બે ત્રણ પગથિયાં ઉતરી જોયું તો એક ખૂણામાં રાજેશ બાળકોને વાર્તા કહી રહ્યો છે. કેટલાંક બાળકો તો હાસ્યનો આવેગ સહન ન થવાથી જમીન પર આળોટી રહ્યાં હતાં. ઉમા હાથમાં પેનપાટી પકડી મંત્રમુગ્ધ થઈ ગઈ હોય એમ છાનું છાનું હસી રહી હતી. માએ કાન દીધો. મહાભારતમાંથી ભીમે પોતાના અથાગ બળ વડે ઝાડ પર ચડી ગયેલા કૌરવોને ઝાડ હલાવીને ફળ ખેરે તેમ ખેરી નાંખ્યા એ પ્રસંગ હતો. અગાઉ કદીય આવી મજા બાળકોએ માણી હોય એવું લાગતું નહોતું.

મા રાજેશને જોઈ રહી. આજે કેટલાય દિવસ થયાં એ છોકરાને જોવાની પોતાને તીવ્ર ઉત્કંઠા થઈ હતી. ઈશ્વરે ઉવટે તેની પ્રાર્થના સાંભળી ખરી. કોઈને કંઈ કહેવું પડયું નહિ. માના અંતરનો પોકાર સાંભળી પોતે આપોઆપ આવી હાજર થઈ ગયો!

તેણીના માતૃહૃદયમાં મમતા જાગી ઉઠી. એમાં ય જ્યારે પોતાને જોઈ રાજેશ પગે પડયો ત્યારે મમતાનો જુવાળ એટલો બધો વધ્યો કે એ જુવાળમાં પોતાની જાતને સંભાળવાનું લગભગ અશક્ય થઈ ગયું.

'નાનુની ખબર કાઢવા આવ્યો હતો મા.'

મા બબડી, 'અને અમારી નહિ?'

એકાએક રાજેશે કહ્યું, 'સાંજ પડી ગઈ. મારે જવું જ જોઈએ. કેટલો વખત પસાર થઈ ગયો એની કંઈ ખબર જ ન પડી. હું જાઉં ત્યારે.'

તેને જતો જોઈ માએ કહ્યું, 'જરા ઊભો રહે. કાલે નાનુની જન્મગાંઠ છે. તારે આવવું પડશે.

'મને માફ કરો મા. મારાથી નહિ આવી શકાય.'

'માફ બાફ કંઈ નહિ થાય. તારે આવવાનું જ છે. મારી આજ્ઞા છે,'

તો આવીશ કહી વાર્તાનો બાકી રહેલો ભાગ ફરી કોઈ વખત પૂરો કરવાની ખાત્રી આપી પોતે ચાલ્યો ગયો.

બીજે દિવસે વહેલી સવારથી ઉત્સવનાં પગરણ મંડાઈ ચૂકયાં. સગાંવહાલાં ઉપરાંત શ્યામના મિત્રોએ ભેગાં મળી આખા ઘરને ભરી દીધું. માત્ર ન આવ્યો રાજેશ. રસ્તાપરની બારીએથી જોઈને શ્યામની માતી



આંખો થાકી ગઇ, રસોડામાં તેને માટે ઢાંકેલી થાળી ઠરીને ઠીકરૂં થઇ ગઇ. છેવટે "એ નહિ જ આવે–હું એને આજ્ઞા કરનાર કોણ ?" કરી પોતે પોતાના મનને કામમાં પરોવ્યું. દિવાનખાનામાં શ્યામના મિત્રો વાગ્યુદ્ધ કરી રહ્યા હતા. જુદી જુદી ટુકડીઓ પડી ગઇ હતી. 'મુસ્લીમો હિન્દુઓ કરતાં રાજનીતિમાં વધારે પ્રવીણ છે. અંગ્રેજોની Nobility વિના સ્વરાજ મળવું મુશ્કેલ હતું–ગાંધીજી ફીફાં ખાંડતા હતા ' વગેરે વગેરે વિધાનોને પોતાના સાધનરૂપ ગણી પૂરા જોરશોરથી તેનું ખંડનમંડન કરવા લાગી પડયા હતા. આ ઉપરાંત પણ ફિલ્મોમાં કામ કરનારાઓને પણ બહુ માનપૂર્વક ચર્ચામાં સ્થાન આપવામાં આવ્યું હતું. થોડીવાર પહેલાં ઉદરસ્થ કરેલી જુદી જુદી વાનગીઓ વિષે પણ રસનાભોગીઓ રસના લડાવતા હતા.

છેક રાતે જ્યારે ગાયનવાદનનો જલસો જામ્યો હતો ત્યારે રાજેશ આવી ચુપચુપ બધાં ભેગો બેસી ગયો. તેના આવવાથી જે હલચલ મચી ગઇ તેને લીધે ઉસ્તાદને લાગ્યું કે પોતાના ગાવાનો કંઇ અર્થ નથી, એટલે તેણે એ મહેનત છોડી દીધી.

અંદરના ઓરડામાંથી માનો અવાજ આવ્યો. 'રાજેશને અહીં મોકલ શ્યામ.'

રાજેશ અંદર ગયો. માએ કહ્યું, 'બહુ મોડું કર્યું'. હવે પહેલાં થોડું પેટમાં નાખી લે. રસોઇ ઠરીને ઠીકરૂં થઇ ગઇ છે.

જાણે કંઇ સાંભળ્યું જ ન હોય તેમ રાજેશ ઊંડા વિચારમાં પડી ગયો. માએ ફરીથી કહ્યું, ' જા ભાઈ. ઉમા– થાળી પીરસ.'

'મારાથી નહિ ખાઇ શકાય મા.'

આશ્ચર્યથી માએ કહ્યું, 'કેમ નહિ ખાઇ શકાય ભાઈ ?

'બસ એમ જ.'

'એ કરતાં ન આવ્યો હોત તો સારું હતું.

'ખીજાશો નહિ મા. તમારા આ એક બાળકના જક્કી વલણ માટે માફી આપો.'

રાત્રીના બે ત્રણ વાગ્યાના સુમારે મૃદંગના અવાજને પણ ટપી જાય તેવા અવાજો ઉપરના દાદરેથી આવવા લાગ્યા. ઘરનાં બધાં માણસોએ નીચે જ બેઠક જમાવી હતી, અને સંગીતની –ધૂનમાં આ અવાજ તેઓને ખૂંચ્યો પણ ખરો. અવાજ ઉત્તરોત્તર વધતો જ ગયો. પરિણામે સંગીત બંધ રહ્યું. ઘણાને ચીડ ચડી અને અવાજ ઉપરથી આવે છે એ સમજ્યા પછી બીક લાગી. આવી ધમાલમાં કોઇ ઉપર ચડી ટ્રંક તથા પેટીઓ તોડી રહ્યા હોય એ બનવાજોગ છે એમ બધાંએ કબુલ કર્યું. બીકથી બધાં જડ જેવાં થઇ ગયાં. મા પણ ગભરાઇ ગઈ. બધાંએ અભિપ્રાય ઉચાર્યો, 'ઉપર જઇને તપાસ કરવી જોઇએ.' પણ પગોએ એ અભિપ્રાયને ગણકાર્યો નહિ. કોઈએ કહ્યું બહાર જઈ બીજાં માણસોને બોલાવી લાવવાં જોઇએ પણ એ હરામખોર કાચા ન સમજવા. બે ઘરમાં હોય તો દસ ઘરની બહાર હોય' આ વખતે બધાંની નજર ડેલીના બારણા તરફ વળી. 'પણ અરે, આ કોણ દાદરો ચડી રહ્યું છે? મોતને ભેટવાની આટલી બધી ઉતાવળ કોને છે?'

સ્રીમંડળમાંથી દબાયેલી ચીસો નીકળી, 'ન જા, રાજેશ, પાછા ફરો રાજેશભાઈ.'

અર્ધો દાદરો ચડી રાજેશે બધાં તરફ એક સર્વ-ગ્રાહી નજર ફેંકી લીધી. મક્કમ પગલે ઉપર ચડી ગયો. તેની પાછળ શ્યામ અને બીજા બધા લોકો દબાતે પગલે ઉપર ચડી ગયા. રાજેશે બારણું ઉતારી નાખતાં જ એક સણસણ કરતો કોહાડાનો છૂટો ઘા થયો. ટોળાંનો જીવ લડી ગયો. એકબીજાને બાઝી પડી દાદરા સરસા થઇ ગયાં. કોહાડો સામેની બારીમાં ભટકાઈ, કાચના ચૂરેચૂરા કરી ફળીમાં જઇ પડયો.

પણ બીજી જ પળે ટોળાએ જે જોયું તે સ્વપ્ન તો નહિ હોય એમ દરેકને લાગવા લાગ્યું. કોઇએ પોતાના ગાલ પર તમાચો મારી જોયો. જીવતાં જ છીએ અને આ જે ચર્મચક્ષુતે દેખાય છે એ સાચું જ છે એમ ખાત્રી થતા આશ્ચર્યચકિત થઇ ગયાં.





તકેદારી રાખતાં હતાં.

આજે રાત્રે વાત પાકી કરવાની હતી. શ્યામના પિતાના કંઇ ખબર નહોતા. આવું ભગીરથ કાર્ય પોતાને જ હવે તો પાર પાડવાનું છે એમ સમજી ગૃહિણી તેને કેવી રીતે પાર પાડવું તેની યોજના વિચારી રહી હતી. એમાં તેને મદદ આપવા નજીકનાં સગાંવહાલાં પણ આવી ચડયાં હતાં.

રાત્રે જમી રહ્યા પછી એક ઓરડામાં બેઠક રાખી હતી. નિરાંતનો સમય હતો અને સગાઇનું હવે નક્કી થઇ જાય તો કંઇ વાંધા જેવું નથી એમ બધાંને લાગ્યું.

વાત ઉપાડી છોકરાના બાપે—'ત્યારે શુભકાર્યમાં ઢીલ શી—કાલે જ—'

પણ તેનું વાક્ય પૂરું થયું જ નહિ. વજ્રપાત થાય તેમ બારણા બાજુથી અવાજ આવ્યો.

'એ સગાઇ નહિ થઇ શકે.'

બધાંએ દ્વાર તરફ જોયું. તો રાજેશ ઊભો હતો. જોરથી બીડેલો હોઠ, તેજનાં તીક્ષ્ણ કિરણો છોડતી આંખો વગેરે જોઇ બધાં બે ઘડી અવાક્ થઇ ગયાં.

શ્યામની માને ધરતી પગ નીચેથી સરતી લાગી. ગાંડા જેવી થઇ કહ્યું, 'અમારી બાબતોમાં વચ્ચે ન પડીશ રાજેશ. મહેરબાની કરીને ચાલ્યો જા.'

તેણે મા તરફ ફરીને કહ્યું, 'હવે જવાનો વારો આવ્યો જ છે. મા. એક વખત તમે જ બોલાવેલો. આજે તમારું જ કહ્યું માની ચાલ્યો જઇશ. પણ તમે જે ઊંડાં પાણીમાં ઊતરી રહ્યાં છો એનો તમને ખ્યાલ આપી રોકીશ નહિ તો લાખ પ્રયત્ને ય બહાર નહિ નીકળી શકો મા.

'તું જા, કહું છું—'

રાજેશે વરના બાપ તરફ જોઇ કહ્યું, 'બંસીલાલને તમે મારા કરતાં વધારે સારી રીતે ઓળખો છો. તમારા ભલા ખાતર બીજાંને શા માટે કૂવામાં ધકેલી રહ્યા છો કહેશો?'

પછી માને કહ્યું, 'આજે તમને મા, તમારી આબરૂની પડી છે. તેને જાળવી રાખવામાં આંખે જે પડળ ચડી ગયાં છે તેથી તમને કંઇ દેખાતું નથી. ચારિત્રહીન છોકરા સાથે તમારી છોકરીને આપી તમે કેટલું નુકશાન વહોરી રહ્યાં છો એનો ખ્યાલ આજે તમને નહિ આવે. જરા છોકરીને પાસે બેસાડી પૂછી તો જુઓ કે તે શું કહે છે? મા થઇને તેનું દીલ વાંચવાની તમારામાં આવડત નથી? કળિયુગમાં, કહ્યું છે કે—મા પોતાનાં છોકરાંને વેચશે—એ તમે છો—તમે જ છો એ મા.'

'બહાર નીકળ કહું છું હરામી—'

આટલા આવેશપૂર્વક બોલનો હતો છતાં રાજેશના શરીરમાં જરાય થથરાટ નહોતો. આગ જેવી વાણીથી બધાંને જાણે બાળી રહ્યો હોય એમ લાગતું હતું. આકાશમાં થતી મેઘગર્જના અને વીજળીના સળકારા પણ રાજેશને સાથ દઇ રહ્યાં હતાં!

આજ વખતે શ્યામના પિતા પોતાના હાથમાં ઉમાનો હાથ લઇ મુસાફરીના જ લૂગડે ઓરડામાં દાખલ થયા. એક સમગ્ર નજર ફેંકી, ઘડીભર રાજેશ સામે જોઇ, વરના બાપને કહ્યું. 'ઉમાની સગાઇ તમારા પુત્ર સાથે મારે નથી કરવી.'

શ્યામની માએ કહ્યું, 'પણ–'

તેને વચ્ચે રોકી કહ્યું, 'રાજેશની બધી વાત મેં સાંભળી છે. મેં મારો નિશ્ચય કરી દીધો. તમે લોકો બધાં આવ્યાં છો તો કાલનો દિવસ રોકાઇને જજો. બેટા ઉમા, જા તો સરસામાન બધો ગોઠવી નાખો.

આ દરમ્યાન રાજેશ ધીમે ધીમે સરકી ગયો. ડેલીમાંથી પસાર થવા જાય છે ત્યાં કોઇએ એના પગ પકડી લીધા. ગળગળે અવાજે ઉમાએ કહ્યું 'તમે ચાલ્યા જવાના છો એ મને ખબર છે નાની બ્હેનને આશીર્વાદ નહિ આપતા જાઓ?

ઉમાને માથે સ્નેહપૂર્વક હાથ મૂકી રાજેશ જ્યારે રસ્તા પર આવ્યો ત્યારે મેઘરાજા તેને વધાવવા બમણા જોરથી તૂટી પડયા. વીજળીએ પોતાના તેજકિરણની એક ઝલક આપી અને શેરીના પાણી તેનાં પગ ધોઇ રહ્યાં.

## રેખા

તંત્રીઃ ઈશ્વર પેટલીકર

- 'રેખા' એટલે રોજબરોજ જીવનના ધબકાર રજૂ કરતું માસિક.
- એ તમારા ઘરમાં મુરબ્બી થઈને સલાહ આપવા આવતું નથી, પણ મિત્ર તરીકે સુખદુઃખની વાત કરવા આવે છે.
- એની ઇચ્છા ઘરના સૌનો સ્નેહ સંપાદન કરવાની છે, એ માટે એ દિલથી પ્રયત્ન કરશે.
- દર મહિનાની પહેલી તારીખે એ પોસ્ટ કરવામાં આવશે.
- વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા છ અને પરદેશમાં શિલિંગ બાર છે.
- 'રેખા' આ લવાજમમાં ત્રણ રૂપિયાનું ભેટ પુસ્તક ગ્રાહકોને આપે છે. એટલે એ રીતે માસિક ગ્રાહકોને માત્ર ત્રણ રૂપિયામાં મળે છે. આજનું એનું વાંચન જોતાં એ ઘણું સસ્તું છે.
- એમ સસ્તુ સાહિત્ય આપવું ત્યારે જ પોષાય કે આપણને એનું વાંચન ગમતું હોય તો લવાજમ ભરી ગ્રાહક બનીએ; આપણે ત્યાં વાંચન પાછળ ખર્ચ કરવાની વૃત્તિ થોડી છે. વાચન શોખ વધતો જાય છે એ પ્રમાણે ખરીદીને વાંચવાની વૃત્તિ જો વધે તો 'રેખા' આ રીતે સસ્તુ આપવું મુશ્કેલ ન પડે.
- આ માસિક જો તમને ગમે તો એના ગ્રાહક બની આ પ્રવૃત્તિને સહકાર આપજો.
- આ વરસના ભેટ પુસ્તક તરીકે ઈશ્વર પેટલીકરની નવી નવલકથા 'મધલાળ' ગ્રાહકોને ભેટ આપવામાં આવશે.
- તંત્રી તરીકેનો બધો પત્રવ્યવહાર, લેખો, અવલોકન માટેનાં પુસ્તકો, પત્રો વગેરે માટે નીચેના શિરનામે પત્રવ્યવહાર કરવોઃ તંત્રી, 'રેખા' આણંદ.
- વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર, લવાજમનાં મ. ઓ., અંક ન મળ્યાની ફરિયાદ, જા. ખ. અંગે, ગ્રાહક થવા અંગે નીચેના શિરનામે પત્રવ્યવહાર કરવોઃ વ્યવસ્થાપક, 'રેખા' C/o. ભારતી સાહિત્ય સંઘ લિ., ફરનાન્ડીઝ પુલ, ગાંધી રસ્તો : અમદાવાદ ૧.

મુદ્રક છાપનાર - દીપક પ્રિન્ટરી અમદાવાદ



નાવિક
ચિત્રકાર - શ્રી ચંદ્ર ત્રિવેદી



સૂર્યાસ્ત સુધીનું

આવરણ

ANNE FRENCH

સૌંદર્યવર્ધક દૂધ

આધુનિક સ્ત્રી જાણે છે કે સંપૂર્ણ સુંદરતા ચીવટભરી
સ્વચ્છતાથી આવે છે પૂરેપૂરું રક્ષણ 'એને ફ્રેંચ ક્લીન-
સીંગ મિલ્ક'થી મળે છે. સૌંદર્યને કુરૂપ બનાવતું એ
અટકાવે છે. શરીરના છિદ્રોને એ સારૂં રાખે છે.
સુંવાળું, સુંદર અને મોહક એ ચામડીને બનાવે છે. 'એને ફ્રેંચ
ક્લીનસીંગ મિલ્ક'નો ઉપયોગ જ્યારે તમે 'મેઈકઅપ' કરો ત્યારે
કરો અને પથારીમાં સૂવા જાવ ત્યારે પણ કરો.

એને ફ્રેંચ ક્લીનસીંગ મિલ્કનો ઉપયોગ કેમ કરશો!



કોટન વુલને એને ફ્રેંચ ક્લીનસીંગ
મિલ્કમાં બોળીને વાપરવાથી ચામડી
સંપૂર્ણ ચોખ્ખી થાય છે.



વધારાનું ક્લીનસીંગ મિલ્ક કોટન
વુલથી સાફ કરો.



જ્યારે તમારી ચામડીને સ્ફૂર્તિની
જરૂર હોય ત્યારે આ ક્લીનસીંગ
દૂધ વાપરો.



ANNE FRENCH

દરેક સદ્ધર સ્ટોર્સમાંથી મળશે.
ક્લીનસીંગ મિલ્ક

હિંદના એકલા પ્રતિનિધિ
જ્યોર્જ સેનર્સ ઍન્ડ કું. લિમિટેડ, મુંબઈ.

દરેક પ્ર. પત્રની પ્રવેશ ફી ફક્ત ૧૦ આના }

# કસોટી શબ્દ વ્યૂહ ૧૩૮

બંધ તારીખ ૨૦ સપ્ટેમ્બર બુધવાર

એકંદર ઈનામો **રૂ. ૪૨,૦૦૦**

## પ્રથમ ઈનામ રૂ. ૨૩,૦૦૦ રોકડા

**બીજાં ઈનામો ૧૭,૦૦૦**

**૩ ભૂલ સુધી ગેરન્ટીડ**

અને આજ પ્રમાણે દરેક પ્ર. પત્રના દસ આના લેખે ફી ગણવી. જ્યારે મક્કમના ગ્રાહક માટે દર ૧૬ પ્ર. પત્રની ફી રૂા. ૫-૦-૦ છે.

સંપૂર્ણ વિગતો માટે 'મક્કમ' અઠવાડિક જુઓ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ¹કો | ²શિ | શ | ■ | ³ | ⁴વિ | વા | હિ | ⁵ત |
| ■ | ⁶ | ય | ⁷દા | ■ | | ■ | ■ | |
| ⁸જ | | ■ | ⁹ડ | | વ | ¹⁰વા | મોટાં ઇનામો જીતો | |
| ¹¹રો | | ■ | | ■ | ■ | ¹²દ | | ¹³લ |
| | ■ | ¹⁴શ | શબ્દ | ¹⁵ | ¹⁶વ | ળી | ■ | |
| ¹⁷મ | ¹⁸શ | | વ્યૂહ ૧૩૮ | | | ■ | ¹⁹ | ર |
| ■ | | ■ | ²⁰ | ²¹સ | લ | ²²ત | ■ | ■ |
| ²³ | તા | ²⁴રો | ■ | | ■ | | ■ | ²⁵ |
| ■ | ■ | ²⁶ | ર | જ | ■ | ²⁷ચો | | ટ |


| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ¹કો | ²શિ | શ | ■ | ³ | ⁴વિ | વા | હિ | ⁵ત |
| ■ | ⁶ | ય | ⁷દા | ■ | | ■ | ■ | |
| ⁸જ | | ■ | ⁹ડ | | વ | ¹⁰વા | મોટાં ઇનામો જીતો | |
| ¹¹રો | | ■ | | ■ | ■ | ¹²દ | | ¹³લ |
| | ■ | ¹⁴શ | શબ્દ | ¹⁵ | ¹⁶વ | ળી | ■ | |
| ¹⁷મ | ¹⁸શ | | વ્યૂહ ૧૩૮ | | | ■ | ¹⁹ | ર |
| ■ | | ■ | ²⁰ | ²¹સ | લ | ²²ત | ■ | ■ |
| ²³ | તા | ²⁴રો | ■ | | ■ | | ■ | ²⁵ |
| ■ | ■ | ²⁶ | ર | જ | ■ | ²⁷ચો | | ટ |


### આડી ચાવીઓ:

(૧) આ વ્યૂહને ભેદવા આજથી ...કરો.

(૩) ફુંવારે.

(૬) અસીલ આગળ...ની વાત કરવામાં આવે તો તે સહેલાઈથી વધુ ખર્ચ કરવા તૈયાર થશે.

(૮) અધમ માર્ગે મેળવેલ... માણસને ભાગ્યે જ કશી પ્રતિષ્ઠા અપાવે છે.

(૯) રણમોરચા પર દુશ્મનને... ઘણીવાર ઓચિંતો હુમલો કારગત નીવડે છે.

(૧૧) પુરૂષ પાસે મનગમતી ચીજ મેળવવા સ્ત્રી ઘણુંખરૂં...થી વર્તવાનું પસંદ કરશે.

(૧૨) નડતર.

(૧૫) પોતાની પોલ બહાર પડતાં માણસ મોટે ભાગે...વાત કરવા પ્રેરાય છે.

(૧૭) ...નો વપરાશ આજે ઘણો ઘટી ગયો છે.

(૧૯) સામાન્યતઃ...એ ભેગી મળેલ સ્ત્રીઓની વાતચીતનો એક મુખ્ય વિષય હોય છે.

(૨૦) વિરોધ પક્ષના નેતાઓની... સામાન્ય રીતે સરકારનો વિરોધ કરવાની હોય છે.

(૨૩) માનવ સ્વભાવની એ બહુ ઊંડી સમજ ધરાવે છે.

(૨૬) ...ને લીધે માણસે કદીક અપ્રિય લાગે તેવું કામ પણ કરવું પડે છે.

(૨૭) ...માં શો આનંદ હશે તે ઘણીવાર એના રસિયાઓને જોયા વિના સમજાતું નથી.

### ઊભી ચાવીઓ:

(૨) સત્તાસ્થાને બેઠેલ માણસને અનેકની...સાંભળવી પડે છે.

(૪) ...માં ડૂબેલો દેશ બાહ્ય આક્રમણ સામે ભાગ્યે જ લાંબી ટક્કર ઝીલી શકે છે.

(૫) ...નાં શરીર સ્વાસ્થ્યને ઉપકારક તત્ત્વ વિષે ઘણા માણસોમાં અજ્ઞાન પ્રવર્તે છે.

(૭) એક ફળ.

(૮) કસબી ભરતકામ.

(૧૦) અહીં એક 'વાદળી' વરસે છે.

(૧૩) માણસની ચાલ પરથી એ ...માં હશે એમ સહેલાઈથી અનુમાન થઈ શકે છે.

(૧૪) બહુ સ્ત્રી-મિત્રો ધરાવતા પતિ પ્રત્યેનો સ્ત્રીનો પ્રેમ ઘણીવાર ...થી દબાઈ જાય છે.

(૧૬) કેટલીકવાર માણસમાં જાણ્યે અજાણ્યે ય તેના...ના સંસ્કાર આવી જાય છે.

(૧૮) વિરોધીનું...ભર્યું આચરણ ઘણીવાર પ્રતિસ્પર્ધીના વિરોધને વધારી મૂકે છે.

(૨૧) પુરૂષનું આધિપત્ય સ્વીકારી લેવું એવી વાતો સામે આધુનિક નારી...સૂગ બતાવ્યા વિના રહેશે નહિ.

(૨૨) ક્વચિત...પણ દાટી દેવાના કામમાં આવે છે.

(૨૪) ...પાછળ થતા ખર્ચની માનવી સામાન્યતઃ ઓછી ચિંતા રાખે છે.

(૨૫) ...નો પ્રશ્ન હોય ત્યાં માણસ સહેલાઈથી નમતું મૂકે એ સંભવ ઘણો ઓછો છે.

અમદાવાદના કલેક્ટરે તા. ૨૬-૪-૪૯ ના લાયસન્સ નંબર ૧ થી મંજુર કરેલી હરીફાઈ

કસોટી હરીફાઈના સર્વ શરતો-નિયમો મને કબૂલ મંજૂર છે.

પ્રવેશપત્રો એકી સાથે કાપજો.

નામ ____________________

ઠેકાણું ____________________

ગામ ____________________

મેં મારા નામે કુલ પ્રવેશપત્રો નંગ ......ભર્યાં છે. | મેં મારી પ્રવેશ ફીના રૂા...... આ સાથે......થી મોકલ્યા છે.

પ્રવેશ પત્રો મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું:

**કસોટી કાર્યાલય : ગાંધીરોડ, અમદાવાદ.**

ઊર્મિ અને નવરચના — સમાજ, સાહિત્ય અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૦ : 'નવરચના' વર્ષ ૧૫ : અંક ૬ ઠ્ઠો

સપ્ટેમ્બર : ૧૯૫૦

ક્રમ



વાર્ષિક લવાજમ :

દેશમાં : ૭-૮-૦ :: પરદેશમાં : રૂ. ૧૦-૦-૦

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧

પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ વતી ઈશ્વરલાલ મો. દવે
ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રસ્તો : અમદાવાદ-૧
મુદ્રક : જયંતી ઘેલાભાઈ દલાલ : વસંત પ્રેસ, ઘીકાંટા રોડ,
ઘેલાભાઈની વાડી : અમદાવાદ.



માણસ–હવે કાં પોતાને જીતે
અથવા તો સર્વનાશ એને જીતે

[૧]

એમર્સનનું એક વાક્ય છે. પોતાને ત્યાં સ્વર્ગસભામાં જે દેવદૂતો હતા, તેમને આંહીં પૃથ્વી ઉપર ઈશ્વરે મોકલ્યા. એણે તો એમને મોકલ્યા હતા થોડો વખત રમવા માટે : પણ એ બધા આંહીં આવીને ગાંડાની રમત માંડી બેઠા! એવા સઘળા દીવાનાઓની આ સૃષ્ટિ બની. અને જેમ ગાંડાઓ પોતાને ગાંડા નથી માનતા, પણ બીજાઓને ગાંડા ગણે છે, તેમ માણસોએ પણ પોતાની જાતને ડાહ્યામાં ખપાવી, અને બીજી તમામ સચરાચર સૃષ્ટિને કુદરતને, ઈશ્વરી નિયમનને, સઘળાંને ગાંડામાં ખપાવ્યાં! દરેક માણસ મૂળ તો નાનકડો દેવ છે, પણ એ આ સંસારમાં પોતાની બાજી રમવા માંડે છે કે તરત મૂર્ખનો પણ મૂર્ખ બની જાય છે! જાણે કે ઈશ્વરે પોતાના દેવદૂતોને આંહીં મોકલ્યા ને આંહીં આવતાં એમણે આ ગાંડાઓની સૃષ્ટિ રચી! એવું ન હોય તો આમ શી રીતે બને કે જે માણસ પોતાની અપાર બુદ્ધિથી, કુદરતને પણ વશ કરે; તમામ કુદરતી બળોને નાથીને પોતાના આંગણામાં રાખી દે, એ જ માણસ પોતાની જાત વિષે કાંઈ જ ન જાણે! એટલું જ નહિ, જેમ જેમ એનું જ્ઞાન વધતું જાય તેમ તેમ એનું અજ્ઞાન પણ વધતું જાય. માણસ, એ ઘડી, જો દીવાનાની રમત માંડીને આંહીં બેઠો ન હોય તો આ શી રીતે બને? શેક્સપીઅરે માણસજાતનું ગૌરવ સંભારતાં કહેલાં વાક્યો યાદ આવે છે: What a piece of work is man! How noble in reason! How infinite in faculties. In form and moving how express and admirable. In action, how like an angel!" માણસને કુદરતની ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટકૃતિ ગણાવનાર અને એની બુદ્ધિને વખાણનાર શેક્સપીઅરને ખબર નહિ હોય કે આ બુદ્ધિ સમુદ્રનું તળિયું દેખશે, આકાશ માપશે, અમાપ અંતરને અંતરહીન બનાવશે, એ બધું કરશે, માત્ર એ પોતાના જ શરીરમાં રહેલા નાના સરખા મનને નહિ કોઈ દિવસ





સમજે, કે નહિ કોઈ દિવસ એને સમજાવે, કે નહિ એની જાતને ઓળખે ! માણસજાતે, ભૌતિક સિદ્ધિની ટોચ જોઈ છે. હવે એણે કાં મંત્રદ્રષ્ટાઓની સૃષ્ટિને ખોટી પાડવી રહી—અથવા તો પોતાની જાત ખોટી છે—એમ સમજવું રહ્યું !

માણસજાતે મેળવેલી અપાર સિદ્ધિનો સમુદ્ર હવે ખળભળાટ કરી રહ્યો છે. સમુદ્રમંથનની કથામાં જે અમૃત અને વિષ, રત્નાકરમાંથી નીકળ્યાની વાત આવે છે, તેમાં સત્યનો અંશ આ લાગે છે કે માણસજાતની સિદ્ધિમાં, એના પ્રયત્નોની વિજય કથામાં– અમૃત છે, ને વિષ પણ છે જો એ પોતાની સિદ્ધિનો સ્વામી બને, અને સાથે સાથે એ સિદ્ધિને શોધનાર બુદ્ધિ અને મનનો પણ સ્વામી બને – તો તો એ માણસ ઉપરાંત દેવ રહે પણ જો એમ ન બને, અને પોતાની સિદ્ધિના ગર્વમાં એ માણસાઈ જ ખોઈ બેસે–તો સર્વનાશને નોતરે ! અત્યારે જ અમૃતકુંભ ને વિષકુંભ માણસની બન્ને હથેળીમાં રમી રહ્યા છે. There only remains for him to Conquer his last and worst enemy himself. માણસજાતને હવે એક જ શત્રુ જીતવાનો બાકી રહ્યો છે – અને તે પોતાની જ જાત. કાં એ જાત જીતીને સર્વોદયનું પ્રભાત નિહાળે,–નહિતર સર્વનાશની સંધ્યા.

[ ૩ ]

એક વખતના એડવર્ડ આઠમા – હાલના 'ડયુક ઓફ વિંડસર' પોતાની જીવનકથા 'Life' નામે પત્રમાં પ્રગટ કરે છે. એમાં ગૌરવશીલ, રાજા ઉપરાંત દૃઢ, અને સિદ્ધાંતચુસ્ત છતાં, ભાવગ્રાહી લોકશાસનપ્રેમી સાહિત્યકાર, પણ જોવા મળે છે. જયારે રાજાએ રાજગાદીનો ત્યાગ કરવાનો નિર્ણય કર્યો ત્યારે પણ ચર્ચિલ જેવા ઘણાને મતે એ પગલું એમણે લેવું જ જોઇએ, એમ કાંઇ ન હતું. એવું પગલું ન ભરે તો લોકશાસનના સિદ્ધાંત પ્રમાણે ચાલી આવતી કોઇ પ્રણાલિકા તૂટે છે, એવી માન્યતાને પણ અવકાશ ન હતો. અને તેથી જેને રાજાપક્ષ કહેવામાં આવે એવો એક પક્ષ ઊભો થઈ શકે એવી શકયતા પણ હતી. પરંતુ તે છતાં રાજાએ તો રાજગાદીનો ત્યાગ જ કર્યો -- તે સમયનું એક લોકશાસન કોને કહેવાય, એનું સુંદર શબ્દચિત્ર આપતું રેખાંકન એમણે પ્રગટ કર્યું છે. એ સુંદર હોઈ સમજવા જેવું છે. ખાસ કરીને આપણા પ્રધાનો જ્યારે બોલબોલ કરે છે ત્યારે એ કેટલી મૂર્ખવાણી બોલી રહ્યા હોય છે એ જાણવા માટે પણ આ લોકશાસની ભાષા એક સારું એવું માર્ગદર્શન કરાવે છે:

" 'ડેઇલી એક્સપ્રેસે' સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે કોઈ પણ સરકાર રાજાનો માર્ગ, વિઘ્નરૂપ બનીને રૂંધી શકે જ નહિ . . . . . . . મેં આવી અને આવા પ્રકારની હવાને ઉત્તેજવા માટે જો જરાક જ હિલચાલ કરી હોત તો સંભવિત છે કે એક બીજો પક્ષ ઊભો થઈ જાત. મેં પ્રજાને જો મત દર્શાવવા માટે જણાવ્યું હોત તોપણ પ્રજાનો સારો એવો એક ભાગ મારે પક્ષે આવી ગયો હોત. પણ સમસ્ત બ્રિટિશ પ્રજાને કે આખા સામ્રાજ્યને મારી તરફ વાળી શકયો ન હોત. અને તેથી જો મેં દૃઢતા બતાવી હોત ને સ્થાનને વળગી રહેવાનો આગ્રહ રાખ્યો હોત તો આંતરવિગ્રહનાં જખમ, પ્રજાશરીરમાં આવ્યા વિના રહેત નહિ. **અને આંતરવિગ્રહ, પછી એ શસ્ત્રથી લડાતો હોય કે શબ્દથી, પણ એની ભયંકરતા કોઈ રીતે ઓછી થતી નથી.** એટલે મારા પોતાના દેશની



સામાજિક એકતા ઉપર ઘા કર્યા વિના, બીજી કોઈ રીતે, એ બન્ને વસ્તુઓને સાથે રાખવાનું શક્ય ન હતું. અને દેશની સામાજિક એકતા કરતાં પણ વધારે વિશાળ એવી સામ્રાજ્યની એકતા પણ છિન્નભિન્ન થાય એ વધારામાં. કારણ કે રાજમુગટ એ એકતાનું અને ઐચ્છિક સંબંધોનું પ્રતીક દર્શાવે છે. પણ એ પહેરનારો માણસ જો પ્રજાના એક વિભાગનું પ્રતિનિધિત્વ ધરાવતો થાય અને મતમતાંતરથી વિભક્ત થયેલી પ્રજાનો સ્વામી બને તો પછી એ રાજમુગટ એકતાની પ્રેરણા ન આપી શકે. એ સાચું કે હું રાજા રહું. પણ **પછી લોકોની મુક્ત અને સર્વ સામાન્ય જનસમૂહની ઇચ્છાનો હું રાજા ન ગણાઉં.** અને એટલા માટે મેં તે રાત્રે જ, દુઃખ અને દિલગીરી સાથે, આ પ્રશ્નના તાત્કાલિક નિકાલનો માર્ગ લીધો. મારે રાજગાદી છોડવી: પ્રજાને વિભક્ત ન કરવી. એ માર્ગ જ ઉત્તમ હતો.”

'જનમનગણ' એ રાષ્ટ્રીય ગીતનો જો કાંઈ ધ્વનિ હોય, અને એવું કાંઇ પણ ગૌરવ હોય તો 'પ્રજા સમજતી નથી' એવું આતવારે ને છાશવારે પ્રવચન કરનાર પ્રધાનોને વહેલામાં વહેલી તકે દીવાનાની હાસ્પિતાલ ભેગા કરવા જોઇએ. એક તરફથી 'લોકશાહી' ને બીજી તરફથી 'પ્રજા સમજતી નથી' એ વાત જ મેળ વિનાની છે.

[ ૩ ]

કવિઓ, ચિત્રકારો, શિલ્પીઓ અને સંગીતસ્વામીઓ, જીવનવસંતની મોહક સૃષ્ટિને ઊભી કરતાં કોઇ દિવસ થાકતા જ નથી. કારણ કે એ એક જ વસ્તુ એવી છે, જેને સમયનો લેશ પણ ઘસારો સ્પર્શી શકતો નથી. કવિ ગ્રેએ, પેલા નકશીમાં કોતરાયેલા બંસી બજાવતા કુમાર વિષે કહ્યું છે કે 'આ બંસીવાળાના સ્વરની મધુરતા કોઈ દિવસ ખૂટવાની નથી, એની મોહકતા ઓછી થવાની નથી, એની જીવનવસંતમાં એક દિવસ વધવાનો નથી!' કેટલી રમણીય, મોહક અને જીવનમાં વણી લેવાનું મન થાય એવી કલ્પના છે!

પણ કલ્પનાની ભૂમિ, એ કેવળ કલ્પનાની નથી. એ એક રીતે બુદ્ધિ, લાગણી અને મતની અચિંત્ય શક્તિઓ પર એવી કોઈ ભૂમિકાનો પરિપાક છે! એ ક્યાંથી આવે છે એ હજી સુધી કોઇ સર્જક સ્પષ્ટ રીતે કહી શક્યો નથી. અને એને સ્પષ્ટ રીતે કહી શકનારો સર્જક હોતો નથી!

માનવજીવનમાં સ્ત્રીપુરુષનું દ્વંદ્વ ક્યારથી શરૂ થયું એનું સમજી શકાય તેવું સ્પષ્ટ કથન છેલ્લા પાંચ સાત હજાર વર્ષના ઇતિહાસમાં તો ક્યાંય નોંધાયું નથી. દુનિયાની ઘણી આશ્ચર્યકારક ઘટનાઓમાંની આ પણ એક ઘટના છે. સ્ત્રીપુરુષનું દ્વંદ્વ હોવું – અને એ દ્વંદ્વ છતાં એમની વચ્ચે અદ્વૈતની એક સોનેરી સ્વપ્નસૃષ્ટિ હોવી!

આ સોનેરી સ્વપ્નસૃષ્ટિએ જેટલી દૈવી–તેટલી જ આસુરી મોહકતા સંસારમાં રેલાવી છે! એ સૃષ્ટિમાં દુનિયા ડોલી ઊઠે એટલી પવિત્રતા, ભાવના, ઐક્ય, પ્રેમ અને આત્માનાં ઉડ્ડયન છલોછલ છલકાયાં છે – તો એને જ નામે જુદ્ધ, હવસખોરી, કામુકતા, અકર્મણ્યતા, અને અધમતા પણ આચરાયાં છે!

પણ કવિચિત્રકાર પાસે આ વસ્તુસ્થિતિને નિહાળવાની એક નવીન જ દૃષ્ટિ છે. એ છે સૌન્દર્યદૃષ્ટિ. એ દૃષ્ટિનો પ્રભાવ એવો છે કે એની છાયામાં જે કાંઈ આવે તે સુંદર સુંદર બની જાય! પછી એ નવજોબનભરી મુગ્ધાની દૃષ્ટિ હોય કે એંશી વરસની વૃદ્ધાની વાત્સલ્ય રેલાવતી નજર હોય! ચિત્રકાર પોતાની કલ્પનાના સરોવરમાંથી થોડી અમર-સંજીવની પાત્રોને છાંટે છે, અને એ પાત્રો, આપણને હમેશનો જીવનસંદેશ આપતાં ત્યાં ખડાં થઈ જાય છે!

આ સૃષ્ટિની ખૂબી એ છે કે એને સમય સ્પર્શી શકતો નથી.

[ શ્રી કનુદેસાઈના ચિત્રસંગ્રહની પ્રસ્તાવનામાંથી ]

# સમયના ક્ષીરનીર

'રાજહંસ'

## નેહરુ ને માઓત્સુંગ ક્યારે મળશે ?

થોડા વખત ઉપર એક સંદેશો આવ્યો કે માદામ સુન-યાત-સેને નેહરુ ઉપર આમંત્રણ પાઠવ્યું છે અને ચીનની મુલાકાતે બોલાવ્યા છે. એ આમંત્રણ પાછળ સ્પષ્ટ હતું કે ચીનની સરકારની રજા વિના આવું આમંત્રણ આવી ન શકે, માનો કે એની ઇચ્છાથી જ આમ બન્યું હોય. નવી દિલ્હીથી હવે આ બાબતનો ઇન્કાર પણ આવી ગયો છે.

પરન્તુ, નેહરુ અને માઓ'ત્સુંગે જલદી મુલાકાત ગોઠવવી જોઈએ એમ તો કહેવું જ પડશે. નેહરુ માને છે કે લાલચીન ભલે સામ્યવાદી નીતિ રાખે પરન્તુ, સોવિયેટનું પ્યાદું બનીને નહિ રહે. એને પોતાના વિકાસ માટે કે સ્વતંત્રતા માટે સોવિયેટના તાબાના મુલક થવું નહિ પાલવે. એ મુજબ, નેહરુ અમેરિકા-ઈંગ્લંડના ખિસ્સામાં જ છે એમ માનનારાઓ પોતાની ભૂલ જોઇ શકયા હશે. જો બન્નેની સ્વતંત્ર નીતિ હોય અથવા એવી થવાનો સંભવ હોય તો એ બન્નેએ મુલાકાત યોજવી જોઈએ. અને અરસપરસ પોતે શું માને છે તે સ્પષ્ટ કરી લેવું જોઈએ.

આ બન્ને જણ એકબીજાનો વિશ્વાસ મેળવી શકે અને એક વાર ઘોષણા કરે કે પશ્ચિમી રાજ્યોએ એશિયા ઉપરથી હાથ ઉઠાવી લેવા તો એની અસર બહુ સારી પડે. બીજાં ઘણાં નાનાં રાજ્યો એમાંથી રાહત અનુભવે અને રશિયા કે અમેરિકા બન્ને ઠંડા પડે; એટમબોમ્બના ખડકલા કદાચ નિરર્થક દેખાવા લાગે, અને કાશ્મીર કે પાકિસ્તાનના સવાલો પણ, ત્રીજાની દરમિયાનગીરી નીકળી જાય એટલે સરળ બની જાય.

## અને એમાં સફળતા ના મળે તો ?

જો આવી મુલાકાત યોજી શકાય જ નહિ અથવા તો એમાં સફળતા ના મળે તો, નેહરુએ 'ત્રીજા માર્ગ'ની નીતિ મુલતવી રાખવી જોઈએ. એ માર્ગે એકલા વિચરવાની ભારતની તાકાત હજુ થોડી છે. ભલે, આપણે તટસ્થ રહીએ, પણ ત્રીજો પક્ષ કે ત્રીજો માર્ગ ગ્રહણ કરી ના શકીએ, અને એની ઘોષણા કરવાનું બંધ કરી દઈએ.

એમ તો આપણે ઘણાને ટેકો આપ્યો છે અને આપીએ છીએ. આપણે એ પણ જોવું છે કે આપણને કોનો ટેકો છે ? કોની દુશ્મની છે ? શાંતિ કાળમાં તો બધું ગુલાબી દેખાય પણ આપણે પોતે કોઈ પણ મોરચે યુદ્ધ કરવું પડે ત્યારે કોણ ખસી જશે અને કોણ છૂપી કે પ્રગટ રીતે કોણ સામે દેખાશે એ સમજવું જોઈએ.

જે લાલચીનનો સ્વીકાર કરાવવા આપણે ઉતાવળ કરી છે અને બીજાને આગ્રહ કર્યો છે એ આપણી સાથે છે કે નહિ તેની તપાસ પહેલી કરી લેવી જોઈએ.

## કોરિયા માત્ર શરૂઆત છે

કોરિયામાં લડાઈ શરૂ કરી રશિયાએ દુનિયાના પ્રત્યાઘાતો જોઇ લીધા છે. એણે ભાગ્યે જ ગણ્યું હશે કે અમેરિકા આટલી ઝડપથી યુદ્ધમાં ઝંપલાવશે અને સાથી રાષ્ટ્રસંસ્થાને અંદર ખેંચી લાવશે. સંભવ છે કે કોરિયામાંથી અમેરિકી ફોજો હટાવી લેવામાં આવે. પરન્તુ, તેથી કોરિયાની લડાઈ પતે એમ નથી, એ હવે સ્પષ્ટ થતું જાય છે.

કોરિયા માટે-શાંતિ સમાધાનના પ્રયાસો પણ થઇ ચૂકયા, નિષ્ફળ ગયા. શાંતિ થાત તોપણ તેથી કોઈને લાભ થવાનો ન હતો. કારણ કે આ લડત કોરિયાની નથી, સામ્યવાદ અને લોકશાહીની છે. પછી ભલે એ મોરચો કોરિયામાં ખૂલ્યો હોય કે તુર્કીમાં. પશ્ચિમી યુરોપની તૈયારીઓ શરૂ થઇ ગઇ છે, અને ચર્ચિલને એનું સુકાન સોંપાયું છે. અમેરિકા મોટું ખર્ચ કરી લશ્કરી તૈયારીઓ આગળ ધપાવે છે. ઓસ્ટ્રેલિયા ને કેનેડાએ શસ્ત્રો કે સૈનિકો બહાર કાઢવા માંડયા છે. અંગ્રેજી યુદ્ધજહાજોની અવરજવર શરૂ થઇ ગઇ છે. કાં તો જર્મનીમાં, કાં તો તુર્કીમાં કાં તો ફોર્મોસા ઉપર લડાઈ ગમે ત્યારે ફાટી નીકળે એવો સંભવ છે.

## યુદ્ધ અનિવાર્ય છે

જે શક્તિ રશિયા કે અમેરિકામાં એકઠી થઇ



છે એણે પ્રગટ થયા સિવાય છૂટકો નથી. એનો સંગ્રહ ક્યાં સુધી થયાં કરે? એટલે એ બન્નેની અથડામણ અનિવાર્ય લાગે છે.

બન્ને દુનિયાની વહારે ચઢયા છે. બન્ને માનવજાતના પરમ હિતૈષી હોવાનું જણાવે છે. બન્ને પોતાની ખાસ રીતે દુનિયાનો ઉદ્ધાર કરવા માગે છે. બન્ને એકબીજાનો વિશ્વાસ કરતા નથી, એમના માર્ગ પણ ભિન્ન છે, સમાધાનની શક્યતા નથી.

ધારો કે યુદ્ધ લંબાયું; એ ગાળામાં ભીષણ તૈયારીઓ થવાની. કંઈક રાજ્યોને ઊંચા જીવ રાખવાના ઠંડા વિગ્રહથી કોણ ખુશ છે? અને એ સ્થિતિ એકંદરે સંતોષજનક નથી તો ખરું ને ઓળખી શકાય એવું યુદ્ધ શું ખોટું?

### ફોર્મોસાની નીતિ ખોટી નથી

અમેરિકાએ ફોર્મોસા માટે નીતિ ઘડી કાઢી છે. ચીનને કહ્યું છે એના ઉપર હુમલો કરશો નહિ. ચ્યાંગ-કાઇ-શેકને કહ્યું છે તમે ચીન ઉપર હવાઈજહાજો કે નૌકાઓ મોકલશો નહિ. ચીનને રોક્યું ના હોત તો એના નામ હેઠળ રશિયા આગળ વધતું જાત. અને એક ટાપુ ઉપર કબજો મેળવી પેસિફિકમાં એ ધાંધલ ઊભું કરી શકત.

અને તે વખતે અમેરિકાને પોતાને, જાપાનમાં કે ફીલીપાઇન્સમાં રહેલાં એનાં સૈન્યોને વધારે શોષવું પડત. 'છે તે જ ઠીક' વાળી નીતિ એક રીતે ખોટી નથી. ત્રીજા યુદ્ધ પછી જે સૌનું થશે તે ફોર્મોસાનું થશે.

### કાશ્મીરમાં સમાધાન નથી, તો છે શું?

સાથી રાષ્ટ્રસંસ્થા તરફથી કાશ્મીરના સવાલમાં મધ્યસ્થી તરીકે સેવા આપવા આવેલા સર ઓવન ડીક્સનને સફળતા ના મળી અને તે પોતાનો અહેવાલ સલામતી સમિતિ સમક્ષ રજૂ કરશે. જે સમાચારો આવ્યા છે તેથી સમજાય છે કે કાશ્મીરના ભાગલાનો પ્રશ્ન પણ ચર્ચાયો હતો. હિન્દ અને પાકિસ્તાન એ બન્ને દેશનાં સૈન્યો જે જે વિભાગોમાં છે તેટલા કે ચોક્કસ મર્યાદિત વિસ્તારમાં લોકમત લેવાની વાત પણ ચર્ચાઈ હતી. પરન્તુ પરિણામે હતા ત્યાં ને ત્યાં જ છીએ. કદાચ હવે શું, એ અઘરો સવાલ બન્નેની સામે આવી પડયો છે.

કાશ્મીરને સ્વતંત્ર દેશ જાહેર કરી શકાય, બન્ને દેશ એની સ્વતંત્રતા કબુલ રાખે, એનું બંધારણ ત્યાંના લોકોની સમિતિ નક્કી કરી લે. એ કામમાં સાથીસંસ્થા થોડી સહાય કરે. આ એક ઉપાય છે. પણ વ્યવહારમાં મુશ્કેલીઓ છે. જેમ કોરિયા વહેંચાઇ ગયેલું છે, જેમ જર્મની વહેંચાઈ ગયેલું છે, જેમ હિંદીચીન વહેંચાઈ ગયું છે—એક વિભાગ ઉપર પાકિસ્તાનની સત્તા અને બીજા વિભાગ ઉપર હિન્દુસ્તાનની—એ બન્ને વિભાગો વતી કોઈ બોલી ના શકે અને ત્યાં સુધી એક થઈ ના શકે.

બીજો માર્ગ છે, કાશ્મીરનો. જે ભાગ શેખ-અબ્દુલ્લાની સરકાર હેઠળ હોય તે પોતાનું બંધારણ નક્કી કરે, ફરીથી લોકનિયુક્ત સરકાર સ્થાપે અને પછીથી પોતાના બીજા વિભાગ ઉપરનો હક પ્રાપ્ત કરે. પરન્તુ, ત્યાં સુધી અને તે પછી એને હિન્દુસ્તાનના લશ્કરની જરૂર રહી. લશ્કર વિદાય કરે તે દિવસે પાકિસ્તાની સૈન્ય આગળ વધે.

ત્રીજો માર્ગ છે, અત્યારની સરહદથી બેમાંથી એક દેશ આગળ વધવાનો યત્ન કરે અને કાશ્મીરને એક વાર એક કરી આપે. આનું નામ તો લડાઈ થાય, પણ જેને લડાઈ જ જોઈતી હશે તેને એથી ઓછે કેમ ચાલશે?

ભારતે લોકમતની ઘણી વાર જાહેરાત કરી, હવે એ ઉદારતા ભીરુતા જેવી લાગે છે. એને પાછી ખેંચી લેવાનો સમય નથી આવ્યો શું? લોકમત બતાવી કોને સંતોષ આપવાનો છે? અને છતાં સાથીસંસ્થાના પંચની રૂબરૂ એક વાર શક્ય એટલા વિભાગમાં લોકમત થઇ જાય તોયે શું ખોટું છે? બાકીના વિભાગની તે પછી વાત.

બીજા દેશો મનફાવતો દોરીસંચાર કરી શકે ત્યાં સુધી ભારતે રાહ જોવાની જરૂર નથી. ન્યાય અને હક એ જાળવવા આપણી ઇચ્છા છે તેમ આપણી સબુરીને હદ પણ હોવી જોઇએ, અને હવે





પછીનું પગલું ભારતે વિના સંકોચે ભરવું જોઈએ.

### પાકિસ્તાનને ક્યાં સુધી પંપાળવું પડશે!

ઘણાની એવી માન્યતા છે કે કાશ્મીરના સવાલ સાથે પાકિસ્તાનની ભારત પ્રત્યેની નીતિ સંકળાયેલી છે. જે ભયંકર હત્યાકાંડો દ્વારા પાકિસ્તાને હિંદુ-શીખોને કાઢી મૂકી લઘુમતીનો પ્રશ્ન ટાળી નાખ્યો છે એ વિષે આપણે જાણે લાઈલાજ રહ્યા છીએ. જાણે આપણે પાકિસ્તાનના હાથમાં એક ચાવી સોંપી દીધી છે; આપણા લોકો જે ત્યાં વસતા હતા તેમની સતામણી દ્વારા એ ભારતમાં ખળભળાટ મચાવી દે છે, કરી શકે છે કારણ કે આપણે હજુ એનો ઈલાજ શોધી શક્યા નથી. આપણી સામે નિરાશ્રિતોની ગંભીર મુંઝવણ આવીને ખડી થઈ જાય છે.

નેહરુ–લિયાકત કરાર પછી સ્થિતિમાં ભલે પલટો આવ્યો; એને તૂટતાંયે વાર શી? કેમ જાણે એમની શુભેચ્છા ઉપર આપણી શાંતિ નભવાની છે! હૂંડિયામણમાં, વેપારમાં, પરદેશ સાથેના સંબંધોમાં કે બીજી પ્રવૃત્તિઓમાં એ દેશ આપણા કટ્ટર વેરીની ગરજ સારે છે. આપણી ભલી લાગણીઓની એને કશી કિંમત રહી નથી.

સત્તાજૂથોની ખેંચતાણમાં પાકિસ્તાન પોતાનો દાવ ખેલી લેવા માગે છે. એને પોતાનું સ્થાન મજબૂત થતું હોય તો સિદ્ધાંતોની કે વિશ્વશાંતિની કશી પડી નથી. નવીસવી આઝાદીમાં દુનિઆને સુધારવાનો ભાર આવી પડ્યો છે. કમમાં કમ પાકિસ્તાન સાથે આપણી સ્થિતિ ને સલામતી સ્પષ્ટ કર્યા સિવાય આદર્શોની દોડ વાજબી દેખાતી નથી.

અને ત્યાં સુધી કોઈ કરાર કે કોઈ વચન ઉપર ભરોસો રાખી આપણી વસતિને પાછા વસવાટ કરવા કહેવું એમાં જોખમ છે. કેટલાય આગેવાનો પંજાબ અને સિંધમાં એ કહી આવ્યા હતા કે કોઈ ખસશો નહિ, એમની પાસે આટલા હાલ-હવાલ જોયા પછી કોઈ ખુલાસો નથી. પછી શા માટે નિર્દોષોને હોમવા જોઈએ?

ઊલટું આપણે વિશેષ તકેદારી રાખવી જોઈએ કે રેલના પાટા, શસ્ત્રભંડારો, તેલની ટાંકીઓ, એના ભંગાણમાં પાકિસ્તાન પ્રપંચ કરી ના જાય. એમનો ટેકો લઈ સામ્યવાદીઓ દેશદ્રોહી થતા હોય તો એમના ઉપર પણ ચાંપતી નજર રાખવી જોઈએ. આપણા ઉદ્યોગોને વેરવિખેર કરવા માટે પાકિસ્તાનને ખાસ કારણ નથી એવો ભરોસો રાખવો એ આપણને હાલની ઘડીએ પોસાય એમ નથી.

એ તો સ્પષ્ટ છે કે 'ઇસ્લામ'નું નામ વટાવી દેશદેશમાં એ ઝનૂન ફેલાવશે, પોતાનો સ્વાર્થ સાધશે અને તેમ કરવામાં ભારતને પ્રતિસ્પર્ધી ગણી પૂરેપૂરું વગોવશે.

### પરદેશી સંસ્થાનોમાં ઓછું જીવનખર્ચ

પોર્ચુગલના સાલાઝારે જાહેરાત કરી છે કે હિંદમાં આવેલી વસાહતો પાછી સોંપવાનો એમનો ઇરાદો નથી. દીવ, દમણ ને ગોવા એ પોર્ચુગીઝ સંસ્થાનો છે અને તે કાયમ રાખવાનાં સ્વપ્નાં સેવે છે. એમણે તો ત્યાં સુધી કહ્યું છે કે એશિયાઈ દેશને પશ્ચિમી સત્તાઓથી લાભ છે, નુકસાન નથી!

ગોવામાં દમન ચાલુ છે. બહાર વસતા ગોવા-વાસીઓ આઝાદીનું આંદોલન ચલાવે છે. પરન્તુ, ગોવાના સામાન્ય વતનીને પૂછીએ તો એને આઝાદીમાં ઝાઝો રસ નથી. ત્યાં જીવનનો નિર્વાહ ઓછા ખર્ચે થઈ શકે છે. એની હદ પાસે આવેલાં ભારતના પ્રદેશ કરતાં ત્યાંના વતનીઓ પોતાને વધારે સુખી માને છે. તેઓને ભય છે કે ભારત સાથે ભળી જવામાં એમના ચોખા જવાના, ખાંડ જવાની, દારૂ જવાનો અને જીવન અત્યંત ખર્ચાળ થઈ જવાનું! એનો આપણી પાસે શો જવાબ છે?

### પ્રજામત ભલે પડતો મુકાય

ફ્રેંચ વસાહતોનું ભાવિ પાછું અચોક્કસ બન્યું છે. પ્રજામત લેવા સુધી એકમત થયો હતો, પરંતુ એની પદ્ધતિમાં વાંધા પડ્યા છે. ક્યાંક છમકલાં થાય છે અને બન્ને પક્ષને દોષ દેવાય છે. જ્યાં ભાવિ અચોક્કસ હોય ત્યાં આથી વધારે અરાજકતા ફાટી નીકળે તોય નવાઈ નહિ.

કાશ્મીર જેમ અહીં પણ આપણી સાથે પ્રજા-મત અને તેની પદ્ધતિઓનાં કોકડાં પડેલાં છે, તે



આપણે જ ઉકેલવાનાં રહ્યાં. કોણ જાણે ક્યાંથી આપણા જ મુલકમાં આપણે પ્રજામતોની જંજાળ ઉકેલવાની રહે છે. સરહદ પ્રાંતમાં લોકમત લેવાયો તેનો અનુભવ આપણે કેમ ભૂલી જઈએ. એ જ સરહદ પ્રાંત આજે વસમી પરિસ્થિતિનો અનુભવ ખુદ પાકિસ્તાનને કરવો પડે છે. અને એમ છતાં પાછળના પ્રજામતના અન્યાય સુધી તો એ શેના જુવે ?

### તિબેટને ઉગારી લેવાશે ?

તિબેટથી એક હિંદી અધિકારી પાછા ફર્યા છે. એમણે જણાવેલું કે તિબેટમાં લાલ પ્રવૃત્તિનું નામનિશાન નથી. એમ પણ સંભળાયું છે કે લાલચીન તિબેટ તરફ ઉગ્રનીતિ અખત્યાર નહિ કરે એવી ભારતની સરકારને આશા છે.

નેહરુએ તો ક્યારનીએ જાહેરાત કરી દીધી છે કે તિબેટ ઉપર ભારતને કોઈ અધિકાર નથી, અને તેના ઉપર ચીનનું વર્ચસ્વ રહેલું છે. હમણાં એવું પણ સંભળાય છે કે લાલચીન અને તિબેટના કોઈક અધિકાર વચ્ચે ભારતમાં વાટાઘાટો થવાની છે.

તિબેટની પાસે નેપાળ છે, બીજી બાજુ કાશ્મીર છે. એટલે ત્યાં જે ફેરફાર થાય તેની સાથે ભારતને ખાસ નિસ્બત છે. ઓચિંતા એવું ના સંભળાય કે 'હિમાલય એ પણ ચીનની સરહદનો ભાગ છે !

### ત્રણ વર્ષ, સારી રીતે ટક્યા છીએ

૧૫મી ઓગસ્ટ હમણાં જ ગઈ; કોઈ કે એને આઝાદીની ત્રીજી સંવત્સરી ગણાવી, કોઈએ એને આઝાદીનો ચોથો જન્મદિવસ કહ્યો. એની ઉજવણીમાં લોકોએ સરવૈયાં કાઢી તપાસ્યું, સ્વરાજ કેટલું આવ્યું, ને કેટલું બાકી છે.

તારવણી એવી નીકળી કે શુભ શરૂઆત અહીંતહીં થઈ છે, પણ એનાં પરિણામ તો આવશે ત્યારે. કોને ખબર કે મોટી મોટી યોજનાઓ સરળતાથી સફળ થાય છે કે નહિ. અત્યારે તો અછત વધી છે ને ભાવ પણ વધ્યો છે. એને પરિણામે અંકુશો છે તે કરતાં કડક બનવાના અને સાથે સાથે અમલદારો અને પોલીસ ખાતાની કનડગત પણ વેઠવાની. જેમ સરકારપક્ષે લાંચરુશવત ઉપર કાબુ નથી આવ્યો તેમ પ્રજાએ સંઘરો, ભેળસેળ ને ભાવ પડાવવામાં બાકી નથી રાખી. નિરાશ્રિતોનો સવાલ, કાશ્મીરની ગુંચ, પાકિસ્તાનના સંબંધો, અન્નસંકટનું નિવારણ, સામ્યવાદીઓની ભાંગફોડ, એવું ઘણુંબધું જ્યાંનું ત્યાં છે.

અને તેમ છતાં આપણે ઘણાં સંકટો સામે બરોબર ટકી શક્યા છીએ, પરદેશમાં ભારતની ગણના થવા માંડી છે, બંધારણ પસાર કરી, આવતી ચુંટણી માટેનાં મંડાણ થયાં છે એવાં શુભ ચિહ્નોને સાવ નજીવાં પણ કેમ કહી શકાય ?

### કોંગ્રેસના પ્રમુખ નામના.

નાશિક ખાતે કોંગ્રેસનું અધિવેશન મળવાનું છે. ત્રણેક ઉમેદવારોમાંથી પ્રમુખની ચુંટણી થવાની છે. શ્રી દેવ કહે છે કે પ્રમુખની ચુંટણીમાં નીતિનો સમાવેશ થાય છે, આચાર્ય કૃપાલાનીએ કહ્યું છે કે એમાં નીતિનો સવાલ નથી, માત્ર વ્યક્તિની પસંદગી કરવાની છે. કોઈ પણ પ્રમુખ કોંગ્રેસની નીતિથી બંધાયેલા છે.

એક વાર કૃપાલાની પ્રમુખ હતા ત્યારે દેશના રાજકાજમાં પ્રમુખની વિસાત એમણે દીઠી નહિ એટલે રાજીનામું આપેલું. હવે સહકાર મળી રહેશે એવો વિશ્વાસ એમણે જાહેર કર્યો છે. આમ કેવી રીતે બનશે તે સમજવું મુશ્કેલ છે. અંગતસંબંધો દ્વારા ભલે એમ શક્ય હોય, બાકી એવી પ્રણાલિકા હોય કે સ્થાપી શકાય એવું આજે લાગતું નથી.

### કોંગ્રેસ રાજ્ય ચલાવે, તે ઉપરાંત કાંઈ કરે

કોંગ્રેસ એક સંસ્થા મટી સરકારનું પદ લે એવું સુચન થયું છે. એ પદ્ધતિ રશિયાની છે. એમ થાય તો સમિતિઓ અને ધારાસભાઓ એકરૂપ બની જાય. એવડી ચૂંટણી થાય નહિ, પ્રધાનમંડળમાં બિનકોંગ્રેસી દેખાય નહિ.

પરન્તુ, નવી ચૂંટણીઓનું પરિણામ બહાર પડે તે પહેલાં આવો ફેરફાર શક્ય નથી. કોંગ્રેસની પ્રકૃતિ જોતાં ચુંટણી પછીયે આમ થવું સંભવિત લાગતું નથી. દેશનું રાજ્ય ચલાવવા ઉપરાંત કોંગ્રેસ-





નો કોઈ વિશેષ ધર્મ રહેલો છે. એની પાસે લોકો વિશેષ આશા રાખે છે. કોંગ્રેસ રાજ્ય ચલાવવામાં બીજાની સહાય લઇ શકશે, પરન્તુ એના વિશિષ્ટ કાર્યમાં કચાશ આવશે તો એનું અસ્તિત્વ જોખમાશે ને દેશને નુકસાન પહોંચાડશે.

કોંગ્રેસ ક્રાન્તિકારી સંસ્થા છે. ગાંધીજીએ કોંગ્રેસ દ્વારા ભારતમા અનેક નવા ચીલા પાડયા છે અને લોકોના જીવનમાં પલટા કરાવ્યા છે. સ્વરાજ-પ્રાપ્તિ પછી એ પ્રવૃત્તિઓ બંધ પડી જાય એ કેમ બને? કોંગ્રેસમાં સુધારક પ્રવૃત્તિઓ હતી, અને ગ્રામોદ્યોગ જેવી નોખી ઔદ્યોગિક નીતિ પણ હતી. જોકે સ્વરાજ્યપ્રાપ્તિ અંગે એણે જે નીતિ કે પ્રવૃત્તિ રાખ્યાં તે આઝાદી પછીયે સંઘરી રાખે એમાં દોષ આવી જાય. પહેલાનાં ઠરાવોને વળગી રહેવાની હવે જરૂર નથી અને તેથી વિરુદ્ધ પગલાં ભરવાં પડે તો તેનો સંકોચ પણ રાખવો ન જોઇએ.

### કોંગ્રેસીઓ ક્ષેત્ર વહેંચી લે

કોંગ્રેસના કેટલાક સભ્યો આજે સત્તાસ્થાને છે અને રાજ્યનો વહીવટ ચલાવે છે, બીજા સમિતિઓમાં છે અને કોંગ્રેસનો બીજો કાર્યક્રમ એમણે ઉપાડી લીધો છે એમ માનવું જોઇએ. સરકાર પ્રજાનો ટેકો માગે છે જેથી માલનો સંગ્રહ ના થાય. ઉત્પાદન વધે, ભાવ ઘટે. પ્રજા પણ સરકાર પાસે માગે છે કે અંકુશો જાય, અન્નસંકટ ના રહે, સલામતી જળવાય, નિર્વાહ સરળ બને. આ બન્નેની કૈંક સરખી ઇચ્છાઓની વચ્ચે કોંગ્રેસના સભ્યો પુલ બની શકશે?

કોંગ્રેસના સભ્યોએ પેલી સુધારક પ્રવૃત્તિઓ ચલાવવી જોઇએ. દારૂનિષેધનું આંદોલન હોય યા કામદારો કે અછૂતોના જીવનના ધોરણને સુધારવાનું આંદોલન હોય, વિદ્યાર્થીઓને દેશોપયોગી તાલીમ આપવાની પ્રવૃત્તિ હોય યા સ્ત્રીઓમાં જાગૃતિ લાવવાનું કાર્ય હોય, ખેડુતોને સહાયરૂપ થવાની યોજના હોય યા ગ્રામોદ્યોગોને વિશાળ પાયા ઉપર લાવી મૂકવાની ગોઠવણ હોય—આવાં કાર્યો ઉપર પ્રજાનું લક્ષ કેન્દ્રિત કરી એમાં લોકોનો રસ ઊભો કરવાનું કામ કોંગ્રેસના સભ્યો કરી શકે. લાંચરુશવતનો સામનો કરવાનું પણ એ શીખવી શકે. સંરક્ષકદળોમાં ભરતી થવાનું લોકોને સમજાવી શકે. લોકહિત વિરુદ્ધની ચળવળોમાંથી લોકોને ચેતાવી વારી શકે.

પરન્તુ અફસોસની વાત છે કે આવું કામ કરવા કોન્ગ્રેસના સભ્યોને મન નથી, તક નથી, દોરવણી નથી. અને સત્તાસ્થાને જઇ બેઠા છે તેમને મોટાઇ ને 'સેવા' બન્નેનો મેળ સાધવો છે. સુધારક રહેવું છે, ને પોલીસનો ઉપયોગ પણ કરવો છે. સંસ્થાનું અને બહારનું એમ જુદાં જુદાં અર્થશાસ્ત્રો એકીસાથે અજમાવવાં છે. એથી ધૂની માણસો લોકસમુદાયમાં કોયડારૂપ બની ગયા છે. વ્યક્તિ તરીકે આદર પામે તે રાજ્યકર્તા તરીકે એકાકી માલૂમ પડયા છે.

આ બન્ને વર્ગનાં કાર્યો નોખાં પાડી દે તેવા પ્રમુખ જોઈએ છે. એ બન્ને પોતાનાં કાર્યો બરાબર બજાવે એટલું જ નહિ, પણ બીજાના કાર્યોમાં દખલ ના કરે એ પણ સચવાવું જોઇએ. બન્ને વિભાગો માટે પૂરતા માણસો ખોળવા અને યોગ્યને યોગ્ય કાર્યમાં નિયુક્ત કરવા એ પણ પ્રમુખની જવાબદારી ગણાવી જોઈએ. એમ કરવામાં સત્તાસ્થાને બેસનારા કદાચ મળી રહેશે, એ લાયકાત ધરાવનારા જોકે ઓછા હશે. પરન્તુ, બીજા વિભાગમાં માણસો ક્યાંથી આવશે? શાથી દાખલ થશે? એ વર્ગમાંથી આગળ ઉપર સત્તાસ્થાને પહોંચશે એટલીએ ખાતરી કર્યા છે?

### આવતી ચૂંટણીઓ સુધી રાહ જોવાની

નાશિકની કોંગ્રેસ સામે ચૂંટણીએ લડવાનો મુખ્ય કાર્યક્રમ છે. તેનાં પરિણામ જોયા પછી બીજો કાર્યક્રમ વિચારવો રહ્યો. ચૂંટણીનું જાહેરનામું એ એક બાબત છે અને તેમાંથી કઇ ને કેટલી બાબતો હાથ ધરવી તે જુદી બાબત છે એમાં કહેવાપણું ના હોય.

સ્વરાજપ્રાપ્તિ પછીની આ પહેલી ચૂંટણી છે. એટલે કોંગ્રેસને એનો યશ ખાટવાનો હજુ મોકો છે. ચૂંટણીમાં નીતિ કરતાં અંગત પ્રતિષ્ઠા વધુ આકર્ષક નીવડશે એ પણ માની શકાય એમ છે. બીજા પક્ષો





જોઈએ. એક ગામમાં ચોક્કસ દિવસો લગ્નો માટે નક્કી કરી, જુદી જુદી ન્યાતોના જુદા જુદા સ્થળોએ સામુદાયિક લગ્નવિધિ રાખે તો આપણા સમાજમાંથી કેટલાયે અનિષ્ટો નાબૂદ થાય અને પચીસના કાયદાનું પણ સમાધાન કરી શકાય. કાયદાના પાલનમાં આપણા રીતરિવાજો સારુ થોડી જોગવાઇ હોય તો પ્રજાને એના આંચકા લાગે નહિ અને સરકારની મતલબ સહેલાઇથી બર આવે.

## મિલ હડતાળ પછી શું?

મિલમજૂરોને ચારચાર મહિનાનાં બોનસ અપાતાં ત્યારે ઘણાને એના વાજબીપણા માટે શંકા થતી. દેશમાં એકાદ ઉદ્યોગની સ્થિતિ સારી હોય તેથી બીજા મજૂરો કરતાં વિશેષ લાભ કોઇને શાથી મળવા જોઇએ એ વિચારવા જેવું છે. અને મિલો સારો નફો કરતી હોય તો ભાવમાં ઘટાડો કેમ ના થાય? છેવટે તો મિલો ચલાવવાનું નાણું એનો માલ ખરીદનારા જ આપે છે ને? એમને રાહત ના મળે અને બીજાઓ ખાટી જાય એમ શાથી?

એ ચઢાવી મારેલા મજૂરોએ મુંબઇમાં હડતાળ પાડી છે, અને મોટો ગૂંચવાડો ઉત્પન્ન કર્યો છે. સમાજવાદીઓ પોતાનું વર્ચસ્વ સાબિત કરવા આમ કરે છે અને તે વાત છૂપાવતા નથી. આથી દેશને કેટલું નુકસાન છે એ કોઇથી અજાણ્યુ નથી. અને છતાં શાંતિ ના જોખમાય એટલી પોલીસ વ્યવસ્થા રાખ્યા સિવાય બીજું શું કરવા ધાર્યું છે તે સમજાતું નથી. એનો ચેપ બીજે કે બીજા ઉદ્યોગોમાં કેમ નહિ લાગે? અને ત્યારે યન્ત્રોને આધારે નભતી આપણી આજની જીવનવ્યવસ્થા કેટલી સહેલાઇથી ડેલી જાય એ પણ વિચારવું જોઇએ.

## વાંક સેળભેળનો, શિક્ષા 'વનસ્પતિ'ને

'વનસ્પતિ' સામે પોકાર ઊઠયો છે. મુંબઇની ધારાસભામાં એની ચર્ચા થઇ, મધ્યસ્થ ધારાસભામાં પણ એ બાબત ઊભી છે, દાક્તરોએ અભિપ્રાય આપ્યા છે, ઉદ્યોગવાળા પ્રજામતને તરફેણમાં ખેંચવા મથે છે, વિરોધીઓ જાહેર સભા કરી એની સામે ઝુંબેશ ચલાવે છે. 'વનસ્પતિ'નો વાંક શો? એની ઘીમાં ભેળસેળ થાય તો ભેળસેળ કરનારને કોઇ કેમ પૂછતું નથી? ઘીમાં એકલું 'વનસ્પતિ' શા માટે બીજું ઘણું ભેળવે છે, સારું ઘી મળવું મુશ્કેલ થઇ ગયું છે, પણ, છીંડે ચડયું છે 'વનસ્પતિ'!

ગ્રામોદ્યોગવાળાને એ મિલો બંધ કરી તાજું તેલ પીરસવું છે, બળદની ઘાણીઓ નાખવી છે. એમને દુઃખ છે કે આ તો ખોરાકની બાબતમાં મિલો થવા માંડી, ગ્રામોઉદ્યોગથી શી રીતે પહોંચી શકાશે?

ત્યારે વળી તાજો વિરોધ એવો છે કે રૂ વાવે તો કાપડ થાય ને કપાસિયાથી ઢોર નભે, અનાજ વાવે દુષ્કાળ ઠેલાય અને પરદેશની અન્નઆયાત ઘટે, પણ આ મગફળીનું વાવેતર કરી લોકો દેશનું નુકસાન કરી રહ્યા છે, માટે એ વાવેતર ઉપર અંકુશ આવવો જોઇએ.

જેમને ઘી પરવડતું નથી તેમને કોઇ પૂછે છે તો જણાય કે વનસ્પતિથી એમને કેટલી રાહત થઇ છે. બાંધેલા ભાવમાં જે કાંઈ મળે છે તે ભેળસેળ વિનાનું મળે છે એટલી ખાતરીયે આજે તો ઘણી આવકારદાયક છે.

વનસ્પતિને રંગ દેવાનું કે સુગંધી ઉમેરવાનું આવશ્યક છે પણ એને સાવ બંધ કરી દેવાનું કહેવું એ યોગ્ય નહિ થાય.

## શિક્ષણની પ્રથા ફેરતપાસ માગે છે.

મુંબઈ વિદ્યાપીઠના શ્રી ભગવતીએ એમના એક પ્રવચનમાં કેટલીક મહત્ત્વની ચર્ચા કરી છે એમાં વિદ્યાર્થીઓને આશા પડે તેવું છે. એ સમય આવી ગયો છે કે કયા વિષયો કયા ધોરણમાં શીખવવા તેની ફેરતપાસ થવી જોઇએ, પરીક્ષાઓની પદ્ધતિ પણ વિચારવી જોઇએ, અને જે તાલીમ અપાય છે તેથી કયો હેતુ સરે છે તેનું અવલોકન થવું જોઇએ.

આજે તો વિદ્યાર્થી ઉપર શિક્ષણનો બોજો વધ્યો છે, માબાપ ઉપર ખર્ચ વધ્યું છે, નાલાયક ઠરે તે વિદ્યાર્થીનું ભવિષ્ય બંધ થઇ જાય છે, લાયક

(અનુસંધાન પાન ૨૦ ઉપર)

આગળ વધતી આપકથાનું એક વધુ પ્રકરણ

# જીવનપંથ [૯]

ધૂમકેતુ

શ્રી. બચુભાઇ રાવતને- હું પહેલવહેલો ગોંડલમાં તા. ૨૨-૩-'૧૯ને દિવસે મળેલો. ત્યાર પછી અમારી વચ્ચેનો પરિચય વધતો ગયો હતો. એમણે મારા સાહિત્યસર્જનમાં પહેલેથી જ રસ બતાવ્યો હતો. એ વખતે 'નવચેતન'માં મારી એક વાર્તા પ્રગટ થયેલી. 'મદભર નેનાં' એ વાર્તા વાંચીને જ શ્રી. બચુભાઇ રાવતે એક પત્ર માગ ઉપર તાત્કાલિક લખી નાંખેલો. એ પત્ર અકસ્માત મને એ વખતે મળ્યો જે વખતે હું 'સમાજજીવન'ના તંત્રી શ્રી. ડોસાણીને મારી વાર્તાઓની પ્રસિદ્ધિ વિષે લખવા બેઠો હતો. એ પત્ર વાંચ્યા પછી મારું મન બદલાયું. અને મેં તુરત માટે એ પત્રવ્યવહાર ઢીલમાં નાખી દીધો. શ્રી. બચુભાઇનો પત્ર નીચે પ્રમાણે હતો :

અમદાવાદ, તા. ૧૦-૧-'૨૩

" પ્રિય જોશી, બુધવાર

"તું જાણે છે કે હું કેટલો લાગણીવશ માણસ છું. આટલા દિવસ તને પત્ર લખવાનું મને સૂઝતું ન હતું. નવરાશ ન હતી. [એ તો આજે પણ નથી]. ધૂન ન હતી. 'નવચેતન'ના નવા અંકે એ ધૂન જગાડી છે.

"'મદભર નેનાં'ની વાર્તાએ મને જાગ્રત કર્યો છે. એ વાંચીને બીજે જ દહાડે હું ઇન્દુલાલ કને દોડયો હતો. તારી વાર્તાઓ Edit કરીને એ બધી છપાવવા માટે તૈયાર કરવાની છે. એને માટે મેં એક એવી યોજના કરી છે કે એક વાર તૈયાર થયેલા 'કમ્પોઝ' ટાઇપમાં બે જાતની આવૃત્તિ છાપી શકાય. એક Popular edition ૨૬ કાગળ ઉપર ચિત્રો વિના જે સમાજને આઠ આને મળી શકે; બીજી Edition delux જે શોખીનોને ત્રણ રૂપિયે મળે! સુંદર કાગળ પર ચિત્રો સાથે...એ પુસ્તકની યોજના એવી રીતની છે કે એવું Editing ગુજરાતમાં કદી નથી થયું. અને તારી વાર્તાઓ પણ એવી જ છે. છેલ્લી વાર્તાએ મને ચોટ મારી જાગ્રત કર્યો છે...પંડિતને કદાચ અન્યાય થાય એ બીક છે છતાં કહું છું કે તેણે તારી વાર્તાને ઓછો અન્યાય નથી કર્યો. આનંદ-મોહન વધારે સારી રીતે ચીતરી શકાયો હોય, અને દુલારી એ દુલારી જ નહિ. અને એનું ખુલ્લાક અને કાળો તિલ ક્યાં? જેને માટે વાર્તાકાર-મરી ફીટયો અને જે વસ્તુઓ પર વાર્તાનું Origin છે [મને એ વાત દેશુ (દેશળજી પરમાર) એ કહી હતી.] તે જ ચિત્રમાં ન મળે!

"પણ એક બીજી બીક મને પેઠી છે. દેશળજીએ કહ્યું કે **જોશીનો સ્વભાવ એવો છે કે કોઈ વાર્તાઓનો** સંગ્રહ છાપવા માટે માગશે તો એ ઉદારપણે આપી જ દેશે એવી બીક રહે છે એ કામ અને હક આપણા જ હોવાં જોઇએ. હું તને મારી તરફથી દુલારીના શબ્દોમાં કહું છું કે **'એવો ઘેલો ઉદાર આ થતો!'**

"અમે 'કળા' નામનું એક હસ્તલિખિત પત્ર કાઢવાનો ઇરાદો પાકો કર્યો છે. એમાં બધી Art ને લગતી જ બાબતો આવવાની. ચિત્રોનાં અવલોકનો અને ટૂંકી વાર્તા પણ. તારે ભાગે એ ચીજ આવે છે. રવિભાઇના એક ચિત્રનું અવલોકન અને એક કલા પરત્વે ટૂંકી વાર્તા. ચિત્ર થોડા સમયમાં મોકલું છું. **તેં 'જ્ઞાનાન્જલિ' માટે સોલંકી વંશનું અવલોકન આપવા** વચન આપ્યું છે. હજી 'જ્ઞાનાંજલિ' એ આશા પર ટિંગાઇ રહ્યું છે!"

આ પત્ર સમયસર હાથમાં આવ્યો એ એક અકસ્માત જ હતો! પણ આ અકસ્માતે જ એ વાર્તાઓને ત્રણ આનાની 'સીરીઝ'માં ફેંકાઇ જવાની કમનસીબીમાંથી ઉગારી લીધી એમ કહી શકાય!

હું તો એ વખતે મારા હાથમાં જે હતું તે, જે પહેલો માગનાર આવે તે લઇ જાય, એમ સંકલ્પ કરીને જ બેઠો હતો! ત્રણ આનાની સીરીઝની ૭૫ નકલો માટે આ વાર્તાઓ જવાની હતી-એ લગભગ ચોક્કસ હતું. એ વખતે હું હમેશાં રાહ જોતો હતો કે કોઇ પ્રકાશક, કોઇ બુકસેલર, કોઇ મિત્ર, આ





વાર્તાઓના થોકડામાંથી હવે મને બચાવે! પણ કોઈ કહેતાં કોઇ ત્યાં ખૂણે-ફગે તેમ ન હતું!

પણ આ ઐતિહાસિક પત્રે અને એ મિત્રની સાચી દૃષ્ટિએ છેક છેલ્લી ઘડીએ એ વાર્તાઓને બચાવી લીધી! વધારે ઊંડા ઊતરીને આ વસ્તુ વિષે વિચાર કરું છું ત્યારે તો કોઇને ભાવનાની-અતિશયતાની વખતે ગંધ આવી જવાનો ભય લાગે. એવા એવા રંગ હું એમાં જોઈ શકું છું!

આ 'મંભર તેનાં'ની વાર્તાએ બચુભાઈને ઘણી જ અસર કરી એમાં વાર્તાનું પોતાનું શ્રેષ્ઠત્વ તો જે હોય તે, પણ વિવેચકો તમામને નોંધવા જેવું એક સત્ય એમાં રહ્યું છે! શ્રી. બચુભાઇના પોતાના કૌટુમ્બિક જીવનમાં, એમના પિતા અને એમની વચ્ચેના અત્યંત પ્રેમાળ અને છતાં સિદ્ધાંતભેદે જરાક વિસંવાદી બનતા સંબંધમાં, જે પ્રેમભરેલી કરુણતા રહી હતી, લગભગ એવી જ કરુણતા, આનંદમોહન ને એના પિતા વચ્ચે અહીં આલેખાયેલી હતી. એમને આ વાર્તા ઘણી જ અસરકારક લાગી એનું આ કારણ!

હવે આ વાર્તાની દુલારી — એ તો જે હોય તે, પણ એના બુલાક વિષે સુંદરતાના અવધિ જેવું શબ્દશિલ્પ ત્યાં આવી ગયું છે — તેનું કારણ મને લાગે છે કદાચ, 'જીવનપંથ'માં અમર બનેલી પેલી મરિયમે, એકાદ વખત આનંદવિનોદમાં એ ધારણ કરેલું ને એની એ અનુપમ લાવણ્યભરી છબી, મનમાં કોતરાઇ રહી, તે છેક ઈ. સ. ૧૯૨૩ની સાલમાં, એક સાંજે, ગોંડલમાં, નુરખાંની ખડકી પાસેના ડેલામાં, ફળીમાં ખાટલા ઉપર બેસીને લખેલી આ વાર્તામાં પ્રગટ થઈ આવી! સર્જનના વિચિત્ર નિયમોને અમુક બંધનથી બાંધી શકાય એ વિષે અતિશય શાસ્ત્રીય ખ્યાલ રાખવો, એ ઘણી વખત આ પ્રમાણે નિરર્થક થતો હશે!

આ પ્રમાણે આ વાર્તાઓ એ વખતે તો પ્રગટ થતી બચી ગઈ. પણ હવે જે એક અશાંતિ પેઠી હતી તે અશાંતિએ અનેક ઠેકાણે અરજીઓ ઉપર અરજીઓ કરવાની ધૂન જગાડી! અને છેક અરબસ્તાન એડન આફ્રિકાથી માંડી મુંબઈ અમદાવાદ સુરત મોરબી જ્યાં છાપામાં જાહેરાત જોઇ ત્યાં અરજી કર્યે જ રાખી!

હવે તો મારે માટે ગોંડલમાં કોઈ ખાસ આકર્ષણ પણ ન હતું. કારણ કે બધા સાહિત્યમિત્રો ત્યાંથી વિદાય થઈ ગયા હતા. અને એ વખતે તો મોટામાં મોટું આકર્ષણ જ 'સાહિત્ય'નું હતું! એ વખતે મેં એક બીજી વાર્તા પણ લખી હતી. 'ત્યાગની દીક્ષા' એ વિક્ટર હ્યુગોની નવલકથામાંથી ઉપાડી હતી. પણ તેમાં આવતું ઝંડુરનું પાત્ર ઘણું આકર્ષક થઈ પડ્યું હતું. એ વાર્તાની મૂળ નકલ હજી મારી પાસે છે. તેમાં તા. ૧૯-૬-'૨૨ છે. અને નીચે સહી 'ધૂમકેતુ' એ નામથી કરી છે. એ વાર્તા હિંદુસ્તાનના ૧૯૨૨ના દિવાળી અંકમાં પ્રગટ થઈ હતી.

આ સઘળો વખત જેમ કાંઈ ને કાંઈ સાહિત્ય પ્રવૃત્તિ ચાલતી હતી તેમ કોઇ રીતે આગળ વધવાની, કાંઇક નવું કરવાની ધૂન પણ સૌના દિલ ઉપર સવાર હતી. દેશળજી પરમાર, બચુભાઈ રાવત, રવિભાઈ એ બધા બેઠા બેઠા કલ્પનાઓ તો કંઇક કરી રહ્યા હતા. એક વખત એ પહેલાં તો હું અમદાવાદ આવ્યો પણ હતો ને રાયપુર ભાઉની પોળમાં બચુભાઇને ત્યાં મહેમાન થયો હતો. તે વખતે દેશળજી પણ સાથે હતા. એટલે હવે એ સૌ અમદાવાદમાં સ્થિર થતાં મને પણ અમદાવાદનું આકર્ષણ થયું હતું. પણ હજી ક્યાંય જોઇએ તેવી વ્યવસ્થા થઇ શકે તેમ ન હતું. ઇંદુલાલના 'યુગધર્મ'માં જોડાવાનું રહી ગયું પછી એ વાત પડતી મુકાઇ હતી.

તે વખતે એમ. એ. કરવાનો વિચાર થઇ આવ્યો હતો. એટલે જો અમદાવાદમાં સ્થિર થવાય તો એમ. એ.નું કરી નાખવું એવો સંકલ્પ થયો.

પણ રવિભાઇ વગેરે 'કુમાર'ની યોજના ઘડી રહ્યા હતા. 'કુમાર' પ્રગટ થયું તે પહેલાં ઘણા વખત અગાઉથી એ તૈયારીઓ એમણે કરવા માંડી હતી. અને આ કલ્પનામાં જ બધા મસ્ત રહેતા હતા!

દેશળજી પરમારનો એક કાગળ આ વાત કહી જાય છે: "આ 'કુમાર' ની યોજના તદ્દન ખાનગી




રાખવાની છે. ક્યાંય બહાર વાત ન જાય. કોઇને કાંઇ પણ જાણ ન કરવાનો અમારો ખાસ નિશ્ચય છે. તને અંગત જાણીને જ લખ્યું છે. તારે ખાસ તૈયારીઓ કરવી કારણ કે મોટા Lot માં કામ કાઢી શકે એવો આપણા બધામાં માત્ર તું જ એક છે, 'કુમાર' એ નામ બહાર ન પડે, તેની ખાસ સાવચેતી રાખવી, નહિતર 'ગરવી ગુજરાત' 'ગુજરાત' વગેરે ગયાં તેમ જશે......"

આ ઉપરથી જણાશે કે તે વખતે 'સાહિત્ય કલા-જીવન' જીવવાની એવી ઉત્કટ ને અદમ્ય ઇચ્છા અમારા બધામાં પ્રવર્તી રહી હતી કે પંડિત, રવિભાઇ, દેશળજી પરમાર અને બચુભાઇ રાવતની પેઠે મેં પણ અમદાવાદ તરફ જ નજર માંડી.

પણ એ નજર હજી નજર જ રહી હતી. દરમ્યાન 'ગુજરાત', 'ગરવી ગુજરાત', 'રંગભૂમિ', 'નવચેતન', 'સાહિત્ય' એ બધામાં હવે મારી વાર્તાઓ પ્રગટ થવા માંડી હતી. 'ગુજરાત'માં એ વખતે વિજયરાય બેઠા હતા. પ્રથમના મંત્રીઓ તરીકે સાહિત્યસંસદના અધિકારી મંડળમાં ત્રણ નામો આવ્યાં હતાં. મનહરરામ હરિરામ મહેતા, મણિલાલ ડાહ્યાભાઇ નાણાવટી, લાભશંકર પ્રભુરામ. ઉપમંત્રી શ્રી વિજયરાય હતા.

મેં ગોંડલ રહ્યાં રહ્યાં તમામ સાહિત્ય સંસ્કાર પ્રવૃત્તિમાં રસ લેવા માંડ્યો. અને જેટલાં બને તેટલાં વધારે લખાણો આપવા મંડ્યો. અને કાંઇ ને કાંઇ પરિણામ ચોક્કસ આવતું જ રહ્યું. એ વખતે મેં નિત્શે વાંચવાની તૈયારી કરી. અને એની એક બે કૃતિઓ, જોઇ પણ ખરી. એ વિષે વિજયરાયને પુછાવીને વધારે માહિતી મેળવવા એક કાગળ લખેલો. તેના જવાબમાં વિજયરાયે લખેલો કાગળ તે વખતના સાહિત્યકલા પ્રવૃત્તિ તરફ ઠીક પ્રકાશ નાખે છે. તેમણે લખેલો કાગળ તા. ૨૦ ડિસેમ્બર, ૧૯૨૨નો છે. કાગળ નીચે પ્રમાણે છે :

"રા. ભાઈ જોશી,

"'નિત્શે'ની કૃતિઓ વિષે તમે માગેલી માહિતી મળી શકશે તેટલી મેળવીને મોકલીશ. જરૂર કરતાં વધારે વિલંબ નહિ કરું તેની ખાતરી. ભાઇશ્રી બટુભાઇના 'રસકના'વાળા લેખ માટે તમે જણાવેલો સંસ્કાર તેમને વિદિત કરીશ. અલબત તમે આછું સૂચન કર્યું છે તેમ, તેમની ટીકાઓમાં વધુ પક્ષરહિતતાની જરૂર છે; પણ બીજે પક્ષે એક વાત સૂચવું ? આવેશપ્રધાન આત્માઓ બહુ ભાગે સ્વભાવથી જ સ્વમતનો અતિ આગ્રહ ધરનારા હોય છે. તેવા આગ્રહને પરિણામે જ તેમની અંતર્દષ્ટિ [Vision] મર્મગ્રાહી બને છે : જોકે તેની અંતર્દષ્ટિ પાછી સંકુચિત હોવાથી ઘટતે અંશે ન્યાયશીલ ન રહે તેવું બની જાય છે ટૂંકામાં મનુષ્યજીવનની કરુણ અપૂર્ણતા તેમાં પણ નજરે પડે છે. રવિભાઈ વિષેની ટીકા એ સંબંધમાં મારે પણ બટુભાઈ સાથે તીવ્ર મતભેદ પડેલો ને હજુ છે. આ વીશે તેમને રવિભાઈ સાથે પત્રવ્યવહાર થયેલો. તેમાં રવિભાઈના વલણમાં જે શુદ્ધ કલાભક્તિ, સત્યદર્શિતા ને નિખાલસપણું મેં જોયાં છે તેથી મને ખરેખર તેમને માટે સવિશેષ માનવૃત્તિ ઊપજી છે.

"'એની છબી' ઘણું કરીને માઘમાં આવશે. 'ગુજરાત' માટેનાં તમારા સદ્ભાવ ને પ્રશંસાને અમે પ્રતિદિન વધુ વધુ લાયક નીવડીએ અને ઉચ્ચતર આદર્શો રજૂ કરતા રહીએ એમ નિરંતર ચાહું છું.

લિ. વિજયરાયના નમસ્કાર"

આ ઉપરના પત્રો કાંઇક લંબાણથી ટાંક્યા છે એ એમ દર્શાવવા માટે કે તે વખતે–ગુજરાતમાં સાહિત્ય–પ્રીતિ–ભક્તિનો એક જુવાળ આવ્યો હતો. એમાં ઘણા માણસોને ઘણું કરી નાખવાની ઇચ્છા હતી. મુનશીને 'ગુજરાત' લડવું હતું. 'ગરવી ગુજરાત' પ્રગટ થયું હતું. વિભાકરે 'રંગભૂમિ' પ્રગટાવી હતી. ઇન્દુલાલ 'યુગધર્મ' દ્વારા એક 'મોડર્ન રિવ્યુ' જેવું માસિક કાઢવાનું સ્વપ્ન સેવતા હતા. રવિભાઇને 'કુમાર' કાઢવું હતું. ટૂંકામાં એ વખતના વાતાવરણમાં, ગુજરાતના આજના અનેક સાહિત્યસ્વરૂપોનાં





બીજ જોઈ શકાય તેમ છે.

'નવલિકાઓ' ત્યારે શરૂ થઈ. 'એકાંકી નાટકો' ત્યારે લખાવાં માંડયાં. લેખો ને નિબંધોને રસભરેલી રોમાંચક શૈલી ત્યારે વરી. ત્યારે જ નવલકથાઓ પણ વધુ લોકપ્રિય થવા માંડી. રાજદ્વારી વિષયોનો રસ તો ત્યારે જ પ્રગટયો હતો. એ વખતના યોગ્ય વાતાવરણને અને ઇતિહાસને સમજવા માટે તો એક સ્વતંત્ર લેખ લખાવો જોઈએ, પણ આજે જ્યારે એ વાતાવરણ હવે નથી રહ્યું, ત્યારે આપણે જરાક શાંતિથી વિચાર કરીશું તો જણાશે કે વિજયરાયે ઉપલા કાગળમાં વિવેચકની દૃષ્ટિએ યોગ્ય શબ્દો ટાંકયા છે તેનો જ જાણે પડઘો પડે છે કે આવેશવાળા આત્માઓ નહિ—સ્થિર શાંત તેજસ્વી કાર્યને વરેલા પુરુષો જ એક કામને વરે તેને સાંગોપાંગ પાર ઉતારી શકે છે. ૧૯૩૨ અને ૧૯૪૦—એ ભાગ્યે જ વીશેક વર્ષનો ગાળો હશે—પણ એ વીશ વર્ષના ગાળામાં તો આગલી ઘણી પ્રવૃત્તિઓ, સમય સાથે વહેવાને બદલે, સંકેલાઇ ગઈ અથવા તો લુપ્ત થઇ ગઇ. કેવળ સાહિત્યનાં જે સ્વરૂપો—તે નિત્ય નિત્ય વિકાસ પામતાં રહ્યાં. પણ એ વસ્તુ એમ બતાવે છે કે કોઈ પણ ચિરસ્થાયી સંસ્થા સ્થાપી તેના વ્યવસ્થિત શક્તિ દ્વારા પ્રજાવિકાસની ભાવનાને ઉત્તરોત્તર વૃદ્ધિ કરવાના કાર્યમાં ગુજરાત પહેલેથી જ શિથિલ છે. કારણ કે એવી વ્યવસ્થા એના લોહીમાં રહી નથી.

એ ગમે તેમ હોય, આ જુવાળને લીધે 'સાહિત્ય'નાં અનેક અવનવાં રૂપો પ્રગટયાં અને સાહિત્ય વધુ લોક અભિમુખ થવા માંડયું. તે દરમ્યાન મારી પ્રવૃત્તિને વેગ મળે તેવો એક બનાવ બન્યો.

[ ચાલુ ]



(અનુસંધાન પાન ૧૬થી ચાલુ)

ઠરે તે સૌને પૂરતી તક મળતી નથી, જેમની પાસે સગવડ છે તે પરદેશ ખેડી આવે છે ને પ્રતિષ્ઠા પામે છે. પણ દેશનું ખાસ હિત તેથી સધાતું નથી.

એટલે જરૂરનું છે કે ભવિષ્યની પ્રજા માટે ખૂબ જ જરૂરી એવો શિક્ષણનો પ્રશ્ન વિદ્યાપીઠ, સરકાર અને બીજી જાહેર સંસ્થાઓ ઉપાડી લઈ કોઈ પૂર્વગ્રહ વિના નવા ચીલા પાડે.

## સોમનાથનું મંદિર કેવું થશે ?

સોમનાથનું દેહરું બંધાય એથી કેટલાક નારાજ છે અને કાવી ટીકાઓ કરે છે. એમણે જાણવું જોઇએ પ્રજામાં ઘણા લોકોના દિલમાં સોમનાથ પ્રત્યે માન છે, શ્રદ્ધા પણ હશે. જેમ મંદિરોમાં કોઇને પણ પ્રવેશ કરાવવાનો દુરાગ્રહ વાજબી નથી તેમ મંદિરો કોઇ બાંધે નહિ એવો દુરાગ્રહ પણ વાજબી નથી.

આપણે જુઓ તો ખરા કે આઝાદ હિન્દુસ્તાન કેવુંક સ્થાપત્ય રચે છે ? એની લોકમાનસ ઉપર કેવીક અસર નીપજે છે ? પ્રજાની ઊર્મિઓ એથી જાગે છે, નવપલ્લવિત થાય છે કે નહિ ? હજારો મંદિરો તૂટી ગયાં એનો અફસોસ નથી કરતા તો એક બંધાય છે એથી દુઃખી કરવાની કોઇને જરૂર નથી.



"વસુબન્ધુ"

## પ્રકરણ ૮ મું
## મહાન અકબર

છેક મહમ્મદ બીન કાસીમના સમયથી, જેનામાં હિંદની પ્રકૃતિનું અને ઇસ્લામની સંસ્કૃતિનું એકસરખું પ્રતિબિંબ પડતું હોય એવો એક પૂર્ણપુરુષ સર્જવા માટે ઇસ્લામી સંસ્કૃતિ અવિરત પુરુષાર્થ કરી રહી હતી, એ સમય હવે પાસે આવી લાગ્યો હતો.

ગુજરાતનો મહમ્મદ બેગડો, માળવાનો મહમ્મદ ખીલજી, મેવાડનો રાણો કુંભારાણા, બંગાળના પિતાપુત્ર હુસેનશાહ અને નસરતશાહ કાશ્મીરનો ઝૈન-ઉલ-આબીદીન, વિજયનગરનો કૃષ્ણદેવરાય, અને દિલ્હીનો શેરશાહ, એ સૌ પોતપોતાના જીવન અને કાર્યથી હિંદની રાજકીય રંગભૂમિ ઉપર આવનારા એક મહામાનવ માટે અનુકૂળ પૂર્વભૂમિકા તૈયાર કરી ચૂક્યા હતા.

એ જ રીતે ધાર્મિક ક્ષેત્રમાં રામાનંદ, કબીર, નાનક, ચૈતન્ય, વલ્લભ, નરસિંહ અને મીરાં જેવાં સ્ત્રી-પુરુષોએ, પોતપોતાની રીતે સમન્વય માટે એવી જ અનુકૂળ પૂર્વભૂમિકા તૈયાર કરી હતી.

અકબર કેવળ સામ્રાજ્યસ્થાપક નહોતો. એ તો સાથેસાથે સંસ્કૃતિકાર હતો. યુદ્ધની જ્વાળાઓમાંથી જન્મેલો આ અગ્નિપુત્ર વિપત્તિની શાળામાં તાલીમ પામ્યો હતો. પોતાના પિતાના અકાળ મરણથી અકબર ૧૩ વરસની ઉંમરે ગાદીએ આવ્યો.

પાણીપતના બીજા યુદ્ધમાં, વિક્રમાદિત્ય થવાનાં સ્વપ્નો સેવતા હેમુના પરાજય પછી, અકબરની રાજકીય વિજયકૂચ શરૂ થઈ, અને ગ્વાલિયેર, અજમેર અને જૌનપુર એના સામ્રાજ્યમાં ભળી ગયાં. ત્યાર બાદ બહેરામખાનને પદભ્રષ્ટ કરી, આદમખાનને મૃત્યુદંડ દઈ અકબરે ૧૮ વર્ષની ઉંમરે સઘળી સત્તા હાથ ધરી.

સત્તા હાથ ધર્યા પછી એણે પોતાનું સમસ્ત ધ્યાન રજપૂતો તરફ ફેરવ્યું. એના સૈન્યે સૌથી પહેલું આક્રમણ દુર્ગાવતી પર કર્યું. મધ્યપ્રાંતની આ અસામાન્ય સૌંદર્યવતી અને શૂરી રજપૂત રમણીએ અકબરના સૈન્યનો વીરતાભર્યો સામનો કર્યો, પણ જ્યારે પરાજય અનિવાર્ય બન્યો ત્યારે નામોશી કરતાં મોતને વહાલું ગણીને એણે આપઘાત કર્યો. એની પાછળ એનો બાલપુત્ર મરાયો, અને મોગલોના ખંડિયા થવાનું કબૂલ કરનાર એના એક સગાને એની ગાદી સોંપાઈ. એના પછી અંબર (જયપુર) જિતાયું. એના રાજા બિહારીમલે અકબર સાથે લગ્નસંબંધ બાંધી આ નવા રાજકીય સંબંધને દઢ કર્યો. અકબરે એને, એના પુત્ર ભગવાનદાસને અને પૌત્ર માનસિંગને લશ્કરમાં ઊંચા હોદ્દા આપ્યા.

હવે અકબરની નજર મેવાડ તરફ ગઈ. એના લશ્કરે ચીતોડને ઘેરો ઘાલ્યો. એટલે એશઆરામી ઉદયસિંહ ચીતોડને પોતાના ભાગ્ય ઉપર છોડી ડુંગરાઓમાં ચાલ્યો ગયો. પણ એના જયમલ અને પટ્ટા જેવા બહાદુર સરદારોએ ચાર મહિના સુધી અકબરને બિલકુલ મચક ના આપી. એક રાત્રે ચીતોડનો કિલ્લો સમરાવતો જયમલ અકબરની ગોળીનો ભોગ થઈ પડ્યો. એના પછી પટ્ટા પડ્યો. પોતાના સરદારો પડતાં લશ્કરનું ધૈર્ય ખૂટ્યું. સ્ત્રીઓએ અગ્નિસ્નાન કર્યાં, અને પુરુષોએ કેસરિયાં કરી આ યુદ્ધની પૂર્ણાહુતિ કરી.

અબુલફઝલ નોંધે છે કે આ લડાઈમાં ૩૦ હજાર રજપૂતોની કતલ થઈ. પણ આ આંકડામાં ઘણી અતિશયોક્તિ હોવાનો સંભવ છે. વિજયી બનેલા અકબરનો રોષ વ્યક્તિઓ ઉપરાંત વસ્તુઓ ઉપર પણ ઊતર્યો. અને એણે ચીતોડની સર્વોપરિતા દર્શાવતાં રાજચિહ્નો જેવાં દશ ફીટ વ્યાસના બે જંગી નગારાં અને ચીતોડની કુળદેવીના મંદિરની પ્રચંડ દીવાને ત્યાંથી ખસેડી આગ્રા મોકલી આપ્યાં.

"गढमें गढ चीतोडगढ और सब गढैयां॥

એવો તો બાપ્પા રાવળનો ચીતોડગઢ હતો. પણ આખરે એ ચીતોડગઢ પણ પડ્યો! સમાચાર ચોમેર ફેલાયા અને રજપૂત રાજાઓમાં થરેરાટી વ્યાપી ગઈ. એટલે રણથંભોર, કલિંજર, બિકાનેર અને જેસલમેર એ સૌના રાજાઓએ એક પછી એક દાંતમાં તરણાં લીધાં. છેલ્લા બેએ તો પોતાની પુત્રીઓ





અકબરને પરણાવી, ઊગતા સૂર્યને નમસ્કાર કર્યા. ત્યાર પછી ગુજરાત, બંગાળ, બિહાર, ઓરિસ્સા, કાશ્મીર, સિંધ, કંદહાર, અહમદનગર અને ખાનદેશના રાજ્યોનું સ્વાતંત્ર્ય, અકબરની દુર્ઘર્ષ ઇચ્છાશક્તિના તાપ આગળ પીગળી જઇને મોગલ મહારાજ્યમાં વિલીન થઇ ગયું અને છેક છેલ્લે બિજાપુર અને ગોવળકોંડાના રાજાઓ પણ અકબરને શરણે ગયા.

અકબરની ચાળીસ વર્ષ ચાલેલી આ વિજયયાત્રાને પરિણામે ઉત્તર અને મધ્ય હિંદનું રાજકીય એકીકરણ થયું, અને એને એના સાંસ્કૃતિક સમન્વય માટે ઉત્તમ પૃષ્ઠભૂમિકા મળી ગઈ.

અલ્લાઉદ્દીન ખીલજીનો રાજ્યઅમલ જેમ ઇસ્લામના ક્રાંતિકાળનું શિખર હતો તેમ અકબરનો રાજ્યઅમલ ઇસ્લામના ઉત્ક્રાંતિકાળનું શિખર હતો. અકબર એટલે ઇસ્લામના ઉત્ક્રાંતિ યુગનો સર્વશ્રેષ્ઠ પુરુષ.

અકબરે પોતાની રાજકીય તીવ્ર બુદ્ધીથી એ જાણી લીધું કે હિંદમાં કોઇ પણ સલ્તનતને સ્થિર થવું હોય તો એણે હિંદુઓનો સંપૂર્ણ સહકાર મેળવવો જ જોઇએ. એ સહકાર ન મેળવી શકનાર અલ્લાઉદ્દીન ખીલજીનું સામ્રાજ્ય કેવળ લીલુંઉછાળ રાજ્ય પુરવાર થયું હતું. બીજી બાજુ ઇસ્લામી ક્રાંતિ નિષ્પ્રાણ બની ગઇ હતી પ્રાંતિક ભૂમિકા ઉપર પણ એનો વિનાશક વેગ ઘટી ગયો હતો અને અનેક જગાએ એ ઉત્ક્રાન્તિમાં ફેરવાઈ ગઇ હતી.

એટલે અકબરે હિંદુઓ સામે સુંવાળી અને મુસ્લિમો સામે સખત એવી બેવડી રાજનીતિ ધારણ કરી. એણે મુસ્લિમ સુલ્તાનોના રાજ્યો જપ્ત કર્યાં. જ્યારે હિંદુઓને હરાવીને એમનાં રાજ્યો પાછાં સોંપ્યાં, શત્રુને પહેલાં હરાવવો અને પછીથી એના પ્રત્યે ઉદારતા બતાવવી. એ રાજનીતિનું એક સર્વમાન્ય સૂત્ર. એ સૂત્રનો અકબરે હિંદુઓ અને મુસ્લિમો બન્ને પ્રત્યે જુદી જુદી રીતે અમલ કર્યો. એણે માળવા જપ્ત કર્યું. પણ જ્યારે બાઝબહાદુર એને શરણે આવ્યો ત્યારે એને લશ્કરમાં મનસબદારી આપી પણ રાજ્ય પાછું ના આપ્યું. જ્યારે સામે પક્ષે રજપુત રાજાઓને હરાવીને એ એમને એમનાં રાજ્યો પાછાં સોંપતો પણ મેટે ભાગે દરેકને એમના કુટુંબમાંથી એક કન્યા આપવાની ફરજ પડતી તેમ જ રાજકુટુંબના એક સભ્યને દિલ્હીના મોગલ દરબારમાં હાજર રહેવું પડતું. અકબરની પહેલાં અનેક મુસ્લિમ વિજેતાઓએ તલવારના ત્રાસથી રજપૂત કન્યાઓ તો લીધેલી, પણ એનાથી બે પક્ષ વચ્ચેનો દ્વેષ ઘટેલો નહિ. જ્યારે અકબરે કન્યાઓ લીધા પછી કન્યાપક્ષનો માનમરતબો પૂરેપૂરો જાળવી એનો પરાજયનો દંશ કાઢી નાખ્યો હતો. તેમ જ એણે પોતાની હિંદુ રાણીઓને પૂરેપૂરું ધર્મ–સ્વાતંત્ર્ય બક્ષ્યું હતું, જેથી એ બધી એના અંતઃપુરમાં પોતાના ઇષ્ટદેવની મૂર્તિથી માંડીને તુળશીક્યારા સુધીના સૌ ધર્મચિહ્નો રાખી શકતી.

હિંદુઓ સાથેની મૈત્રીમાંથી અકબરને જે અનેક રત્નો સાંપડ્યાં એમાંનું એક રત્ન તે માનસિંગ.

એની બહાદુરી અને બાહોશીથી ખુશ થઇને અકબરે એને અફઘાનિસ્તાન જીતી આવવાની આજ્ઞા કરી.

માનસિંગ જે એક સંકોચાતી સંસ્કૃતિનો પ્રતિનિધિ હતો, એણે કહ્યું: " જહાંપનાહ! મારાથી એ નહિ બને. મારો મઝહબ મને અટકની પેલી પાર જવાની ના પાડે છે. કોઇ પણ ધર્મિષ્ઠ હિંદુ એ મહાપાપ નહિ કરે!

અકબર જે એક વિસ્તરતી સંસ્કૃતિનો પ્રતિનિધિ હતો, એણે એને જવાબ આપ્યો:

" તમારા જેવા શૂર પુરુષના મુખમાં આ જવાબ શોભતો નથી, ભલા ભાઇ! "

**सबी भूमि गोपालकी, उसमे अटक कहां?**
**जीसके दिलमे खटक हय, वोही अटक रहा!**

આ બુદ્ધિવાદ માનસિંગને ગળે તુરત જ ઊતરી ગયો, અને એ અફઘાનિસ્તાન જીતવા ઊપડી ગયો, અને એ કામગીરીમાં ફતેહમંદ થઇને પાછો ફર્યો.

આ રીતે અકબરે પોતાની શાણી અને ઉદાર રાજનીતિથી મોટા ભાગના રજપૂતોનાં હૃદયો જીતી લીધાં. અને એમણે પૂરી ચાર પેઢી સુધી મોગલ



સામ્રાજ્યને અનેક કીમતી સેવાઓ આપી. અને એના રક્ષણ અને વિસ્તાર માટે વફાદારીપૂર્વક પોતાનું લોહી પણ રેડવામાં કદી પાછી પાની કરી નહિ.

પણ અકબરની આ નવી રાજનીતિના ચોકઠામાં એક સ્વાતંત્ર્યપ્રિય રજપૂત ન ગોઠવાયો. મેવાડના મહારાણા ઉદયસિંહના મરણ પછી એના વીરપુત્રે મેવાડનું સ્વાતંત્ર્યયુદ્ધ બમણા વેગથી આગળ ધપાવ્યું. આ યુદ્ધના બે પક્ષો વચ્ચે સરખામણી જ શક્ય નથી. એક બાજુ 'સૃષ્ટિના સૌથી શ્રીમંત સમ્રાટ'ની સર્વભક્ષી મહત્ત્વાકાંક્ષા, વ્યવસ્થિત લશ્કરીબળ, અસામાન્ય યુદ્ધબુદ્ધિ અને અખૂટ સાધનસામગ્રી હતાં. તો બીજી બાજુ મોગલ મહારાજ્યના મેવાડી બહારબટિયા પાસે મૂઠીમાં ઉચ્ચ આદર્શવાદ, ઉત્કટ દેશભક્તિ, પ્રબળ સ્વાતંત્ર્યપ્રેમ, અપરાજીત વીરતા, અખૂટ ખંત, અને મામુલી સાધનસામગ્રી હતાં. હલદીઘાટના ગૌરવભર્યા પરાજયથી શરૂ થયેલો આ વિગ્રહ પ્રતાપના મૃત્યુ સુધી પહોંચ્યો. પોતાના મરણ વખતે પણ ચીતોડ પાછું ના લેવાયું એનું આ શૂર પુરુષને અત્યંત દુઃખ હતું એટલે જ્યાં સુધી ચીતોડ પાછું નહિ લેવાય ત્યાં સુધી પોતાના સરદારો પાસે કષ્ટમય જીવન ગાળવાની પ્રતિજ્ઞા લેવડાવી એ મર્યો.

આ શૂરા સિસોદિયાને અંજલી આપતાં પૃથ્વીરાજે લખ્યું કે :

**"अकबर समद अथाह, डुबाणी सारी दुनी,**
**मेवाडी तीन मांय पोयण फूल प्रतापसी.**
**अकबरीये ईनधाह, दागलकी सारी दुनी.**
**अणदागल असवार, एक ज राण प्रतापसी."**

"અકબરરૂપી અથાગ સમુદ્રમાં સમસ્ત સૃષ્ટિ ડૂબી ગઇ છે, વગર ડૂબેલું એક જ પોયણું અને તે પ્રતાપ. અકબરે આખી દુનિયાને (ગુલામીરૂપી ડામથી) ડામી છે. એમાં એક જ એકલવીર વણડામેલો રહી ગયો છે, અને તે રાણો પ્રતાપ."

(ઇસ્લામના ક્રાન્તિકાળમાં કેટલેક સ્થળે રજપુતોને જાત ઓળખાવવા માટે પશુની પેઠે ડામ દેતા. પણ અહીં તો આ હકીકતને અલંકારિક રૂપમાં લેવાની છે. અકબરની રાજનીતિ હિંદુઓ પ્રત્યે એકંદરે બહુ જ ઉદાર હતી.)

રાજસ્થાનના ઇતિહાસે રાણા પ્રતાપ કરતાં ચઢિયાતા એવા અનેક સમર્થ સેનાપતિઓ અને કાબેલ મુત્સદ્દીઓ સર્જ્યા છે, પણ એનાથી ચઢિયાતો હોય એવો એકકે શૂરો સ્વદેશભક્ત સર્જ્યો નથી.

આદમતા પ્રેમશૌર્ય અને સ્વાર્પણના યુગનો એ છેલ્લો પ્રતિનિધિ ઇસ્લામી સંસ્કૃતિના આક્રમક પૂર સામેનો ઉત્તર હિંદનો એ અભેદ્ય દુર્ગ. પોતાના રણશુરા રજપુતો અને દાતાઓમાં પણ દાનેશ્વરી ભામાશાની મદદથી એણે પોતાના કષ્ટમય જીવનના છેલ્લા શ્વાસ સુધી મોગલ સર્વોપરિતાને પડકારી.

આવા એ મહાપુરુષની સ્મૃતિને કેવળ રજપૂતો જ નહિ પણ હિંદુમાત્ર પ્રેમપૂર્વક સાચવે એમાં કંઇ આશ્ચર્ય નથી. પણ કમનસીબે આપણામાં રાષ્ટ્રીય દૃષ્ટિ પૂરેપૂરી ખીલી ના હોવાને કારણે આપણે પ્રતાપ અને શિવાજી જેવા મહાપુરુષોને મુસ્લિમદ્વેષનાં પ્રતીકો બનાવી મૂક્યાં છે.

પરસંસ્કારને પડકારનાર પ્રતાપ પૂજ્ય. સ્વસંસ્કારને સંરક્ષનાર શિવાજી શ્રેષ્ઠ. પણ સૌ સંસ્કારોનો સમન્વય કરનાર અકબર તો મહાન !

આપણે અકબરનો રાજકીય સમન્વય જોયો. હવે એનો ધાર્મિક સમન્વય જોઇએ.

હુમાયુના રઝળપાટને અંગે અકબરને વ્યવસ્થિત શિક્ષણ મેળેલું જ નહિ. પણ આ તીવ્ર બુદ્ધિવાળા બાદશાહે અનેક પ્રકારના વિદ્વાનોના સમાગમથી જુદા જુદા વિષયોનું ઘણું જ્ઞાન મેળવ્યું હતું. નાનપણમાં તો એને ઇસ્લામના સામાન્ય ધાર્મિક સંસ્કારો પડેલા. પણ મોટપણમાં એને ધાર્મિક બાબતોમાં ઉદાર વલણ લેવા પ્રેરનાર ફૈજી અને અબુલફઝલ એ બે વિદ્વાન મુસ્લિમ બંધુઓ હતા. પંદરમી સદીમાં અનેક હિંદુમુસ્લિમ સંતોએ જુદા જુદા પ્રાંતોમાં જે ધાર્મિક ઉદારતાનું વાતાવરણ સર્જ્યું હતું, એમાંથી સોળમી સદીમાં એક નવો રાષ્ટ્રધર્મ સર્જવા માટે પૂરેપૂરી અનુકૂળતા હતી.





અકબરને પોતાને ધાર્મિક ચર્ચાઓનો ખૂબ શોખ હતો. એણે એને માટે ફતેહપુર સિક્રિમાં એક ખાસ ધર્મચર્ચાગૃહ બંધાવ્યું હતું. એમાં હિંદુ, જૈન, મુસ્લિમ, પારસી અને ખ્રિસ્તી ધર્માચાર્યો બાદશાહના પ્રમુખપણા હેઠળ જોરશોરથી શાસ્ત્રાર્થ કરતા હતા. આ શાસ્ત્રાર્થમાં ઉલેમાઓની ધર્માંધતા જોઈને અકબરની પરંપરાગત ઈસ્લામ પ્રત્યેની શ્રદ્ધા મોળી પડી. અને એને જુદા જુદા ધર્મોના ઝનૂની કોલાહલમાંથી એક સૂરીલું ધર્મસંગીત સર્જવાની ઈચ્છા થઈ આવી. એટલે જે મહમદીના આવવાની ઈસ્લામીઓ રાહ જોઈ રહ્યા હતા તે પયગમ્બર એ પોતે જ છે, એમ એણે જાહેર કર્યું, અને જ્યારે જ્યારે ધર્મચર્ચામાં મતભેદ પડે ત્યારે ત્યારે બાદશાહનો નિર્ણય છેવટનો ગણાય. એવું એણે ઝનૂની ઉલેમાઓ પાસે લખાવી લીધું. ત્યાર બાદ એણે તોહિદ–ઈલાહી (દિવ્ય—ઐક્ય) અથવા દીન—ઈલાહી (દિવ્ય—ધર્મ) એ નામનો એક નવો શાહી ધર્મ પ્રવર્તાવ્યો, એમાં એણે સૌ ધર્મોના સુંદર તત્ત્વોનો સમન્વય કર્યો. તેમ જ એમાં દાખલ થવા માટે કોઈની ઉપર બિલકુલ જોરજુલમ કે દબાણ ન કર્યાં. આ દીને ઈલાહી એટલે સૂફીવાદની પેઠે જ ઇસ્લામની હિંદુ આવૃત્તિ. અકબર પહેલાંય હિંદના મુસ્લિમ સુલતાનો સીઝર અને પોપ એ બન્નેની સામટી સત્તા ભોગવતા. પણ અકબરે અલ્લાઉદ્દિન ખીલજીની પેઠે, પોતાના નવા ધર્મ દ્વારા આ સર્વોપરિતા સ્પષ્ટ કરી.

અકબરના રાજ્યશાસનના ઉત્તરકાળમાં ૧૩ વર્ષ ચાલતો આ ધર્મ બિલકુલ લોકપ્રિય થયો નહિ. એના માનસિંગ અને ટોડરમલ જેવા વફાદાર રાજ્યસ્તંભોએ પણ આ નવા ધર્મમાં દાખલ થવાની ના પાડી, એના આ નવા ધર્મપ્રયોગનો એના મરણ સાથે જ અંત આવ્યો. અકબર ધર્મ-સુધારણાની બાબતમાં શા માટે નિષ્ફળ ગયો, એની ચર્ચા આપણે આગળ ઉપર કરીશું

અકબર પીવા માટે હંમેશાં ગંગાજળનો ઉપયોગ કરતો. દેશના ગમે તે ભાગમાં અકબરનો મુકામ હોય, પણ એને એના ટપાલીઓ દ્વારા નિયમિત ગંગાજળ મળ્યા કરતું. આ પ્રથાને તો ઔરંગઝેબે પણ ચાલુ રાખી હતી!

પેઢીઓથી ધર્માંધતાની એડી હેઠળ કચડાતી હિન્દુ જનતાએ અકબરના સુશાસન હેઠળ ધર્મ-સ્વાતંત્ર્યની મુક્ત હવા માણી. અને બ્રાહ્મણોએ આશીર્વચન ઉચ્ચાર્યાં–दिल्लीश्वरो वा जगदीश्वरो वा।

અકબર જેવા સર્વગ્રાહી બુદ્ધિના સમ્રાટની નજર બહાર સામાજિક અનિષ્ટો રહે એ શક્ય જ નહોતું. એણે એની પોતાની રીતે સામાજિક પુનર્ઘટના શરૂ કરી. હિંદુ સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે બાળલગ્નનિષેધ, લગ્નબંધન પહેલાં માતા-પિતાની પરવાનગી ઉપરાંત, પતિપત્નીની સંમતિની આવશ્યકતા, વરવિક્રયનિષેધ, સતીબંધી, બહુપત્નીબંધી, અને પુનર્લગ્નસ્વાતંત્ર્ય જેવા સુધારા અમલમાં મૂક્યા. તેમ જ પાસેના સગાનાં લગ્નોની મનાઈથી માંડીને જજિયા માફી જેવા બન્ને સમાજને સ્પર્શતા! સુધારા પણ કર્યા એ જમાનામાં આવા સુધારા કરવા એ કાંઈ બચ્ચાના ખેલ નહોતા. પણ નીડર અકબર હિંદુઓ કે મુસલમાનો કોઈથી ડરે એવો નહોતો. છતાંય સરવાળે એ સામાજિક ક્ષેત્રમાં પણ ધાર્મિક ક્ષેત્રની પેઠે જ નિષ્ફળ નીવડ્યો. એનું મોટા ભાગનું કામ એના મરણ પછી ધોવાઈ ગયું.

સામાજિક અનિષ્ટોની બાબતમાં અકબરની દૃષ્ટિ સંતની નહોતી, પણ સુશાસકની હતી. એટલા માટે જ એણે પોતાના યુગનાં સામાજિક અનિષ્ટોને નાબૂદ કરવાનો પ્રયત્ન કરવા કરતાં, એમનું નિયમન કરીને જ સંતોષ માન્યો.

એણે અનેક અનિષ્ટોની પેઠે ગણિકાવૃત્તિનું પણ નિયમન કર્યું. એણે પોતાના પાટનગરમાં ઊભરાતી ગણિકાઓને શહેરના શયતાનપુરાને નામે ઓળખતા વિભાગમાં એકઠી કરી. એમની ઉપર એક અધિકારી નીમી એમની નામઠામ ને મકાનોની નોંધ રખાવી. પણ આપણા જમાના કરતાં એક ડગલું આગળ વધીને




એણે કઇ ગણિકાને ત્યાં કયો પુરુષ જાય છે એની નોંધ લેવાનું પણ ફરજિયાત કરાવ્યું. અને આવો કાયદો પસાર કરીને ગણિકાવૃત્તિ એ એકલી સ્ત્રીની જ શરમ નથી, પણ સાથે સાથે પુરુષની પણ શરમ છે એ એણે સ્પષ્ટ કર્યું. ગણિકાઓમાંથી કોઇ નર્તકીને કોઇ ગૃહસ્થને ઘેર નાચરંગ માટે જવું હોય તો તેને સરકારી અધિકારીની પરવાનગી પહેલાં મેળવી લેવી પડતી.

જમીન મહેસૂલના કેટલાક ભૂલભરેલા પ્રયોગો કર્યા પછી એણે શેરશાહની ખેતનીતિ થોડાક ફેરફારો સાથે અપનાવી. ઇતીમદખાન, મુઝફ્ફરખાન અને ટોડરમલની સહાયથી એણે નક્કી કરેલી નીતિને એના પછીના વંશવારસો મોટે ભાગે અનુસર્યા, ટોડરમલ એ તો શેરશાહની શોધ. પણ રત્નપરીક્ષક અકબરની નજરે એ ચઢયો, એટલે એણે એની શક્તિઓનો પૂરેપૂરો ઉપયોગ કર્યો.

લશ્કર, પોલીસ અને જાસૂસીખાતાની એની વ્યવસ્થાને જ મોટે ભાગે એના વંશવારસો અનુસર્યા. હવે આપણે એની સાંસ્કારિક સિદ્ધિઓ તપાસીએ.

અરબપ્રજા જેવી આપકર્મી પ્રજા પાસે બે વસ્તુઓ નહોતી : ઇતિહાસ અને સાહિત્ય. એ ખોટ પૂરી પાડવા માટે અરબસ્તાનના ધર્મનું ઈરાનની સંસ્કૃતિ સાથે લગ્ન કરવામાં આવ્યું. મહંમદ ગીઝનીના રાજકવિ ફિરદોસીએ લખેલું "શાહનામા" પ્રાચીન ઇરાનના પારસીવીરોના પરાક્રમોથી ભરેલું છે.

પણ એ મહાકાવ્યથી હિંદમાં સ્થિર થયેલી મુસ્લિમ સંસ્કૃતિને પાયો મળતો નહોતો. ઇસ્લામી સંસ્કૃતિએ પોતાના ક્રાન્તિકાળમાં આ દેશના ભૂતકાળને બાળવાનો પ્રબળ પ્રયત્ન કર્યો. એ જ સંસ્કૃતિએ પોતાના ઉત્ક્રાન્તિકાળમાં ભૂતકાળને જાળવવાનો અને સંસ્કારવાનો પુરુષાર્થ આદર્યો. પણ આ બાબતમાં અકબર એકલો આગેવાન નહોતો. આપણે આગળ જોઇ ગયા તેમ અકબરની પહેલાં કાશ્મીરના ઝૈન–ઉલ–આબીદીને "મહાભારત" અને "રાજતરંગિણી" નાં સંસ્કૃતમાંથી ફારસીમાં ભાષાંતર કરાવ્યાં હતાં. એનીય પહેલાં ઈ સ. ૧૩૨૫માં બંગાળના સેનાપતિ પરાગલખાને નસીરખાન પાસે "મહાભારત"નું સંસ્કૃતમાંથી બંગાળીમાં ભાષાંતર કરાવ્યું હતું. આ બંગાળી મહાભારત ત્યાર પછી ઘણા લાંબા સમય સુધી "પરાગલી મહાભારત"ના નામથી ઓળખાતું. ત્યાર પછી બંગાળીઓએ "ગુણરાજખાન" ના લાડકા નામથી ઓળખાવેલ હુસેનશાહનો પુત્ર નાસીરૂદ્દીન નસરતશાહ ઇ. સ. ૧૫૧૮માં ગાદીએ આવ્યો. એણે પણ "મહાભારત" નું સંસ્કૃતમાંથી બંગાળીમ ભાષાંતર કરાવ્યું.

એ જ રીતે ઉત્તર હિંદમાં "તુલસીકૃત રામાયણ" જેટલું લોકપ્રિય છે, તેટલું જ મુસ્લિમ આશ્રય હેઠળ લખાયેલું "કીર્તિવાસિની રામાયણ" બંગાળમાં લોકપ્રિય છે.

અકબરે પોતાની અગાઉ થયેલ આ પ્રાંતિક પુરુષાર્થને રાષ્ટ્રીય રૂપ આપ્યું.

એણે અનેક મુસ્લિમ સાક્ષરોને મહાભારતના જુદા જુદા ભાગોનાં સંસ્કૃતમાંથી ફારસીમાં ભાષાંતર કરવા રોકયા. અને એ બધાનું "રઝમ–નામા"ના નામ હેઠળ એકીકરણ કર્યું. બદાઉનીએ ચાર વર્ષના પરિશ્રમ પછી એ જ રીતે રામાયણનું ભાષાંતર તૈયાર કર્યું. અથર્વવેદના અનુવાદનું કામ - હાજી ઇબ્રાહીમ સરહીંદીને સોંપવામાં આવ્યું. ફૈઝીએ ભાસ્કરાચાર્યના લીલાવતી ગણિતનું ભાષાંતર કર્યું, આ ઉપરાંત અનેક સંસ્કૃત, ગ્રીક અને અરબી ગ્રંથોનાં ફારસીમાં ભાષાંતર થયાં.

આ રીતે હિંદુ સંસ્કૃતિ સાથે સંબંધ સાંધ્યા ઉપરાંત અકબરના સમયમાં કેટલાક મહત્ત્વનાં પુસ્તકો પણ લખાયાં. એમાં મુખ્ય આઇન–ઇ–અકબરી છે. અકબરના મિત્ર અબુલફઝલે લખેલું આ પુસ્તક એના યુગનો આપણને સંપૂર્ણ અને જીવંત ચિતાર આપે છે.

અકબરના જમાનાના ફારસી ભાષાના મૌલિક લેખકોમાં અબુલફઝલ એ સર્વશ્રેષ્ઠ સાક્ષર હતો. કાવ્ય, નિબંધ, વિવેચન અને ઇતિહાસ જેવા જુદા જુદા





વિષયોમાં એની કલમ એકસરખી સફળ રીતે ચાલતી. કવિઓમાં સર્વથી મશહૂર કવિઓ ઘીઝાલી અને એના પછી અબુલફ્ઝલનો ભાઈ ફૈઝી એ હતા.

હિંદુઓના પ્રાચીન અને પવિત્ર ગ્રંથોનાં ભાષાંતરો આવી રીતે સંસ્કારો મુસ્લિમો માટે સુલભ કરીને, અકબરે કેવળ બે સંસ્કૃતિઓની બિરાદરી દૃઢ કરી એટલું જ નહિ, પણ રાષ્ટ્રિય મહાકાવ્યો તરીકેની એમની પ્રાચીન પ્રતિષ્ઠાને નવા યુગમાં નવી રીતે સ્વીકારી, હિંદની મુસ્લિમ સંસ્કૃતિનું એક ખૂટતું અંગ પૂરું પાડ્યું.

કેળવણીની બાબતમાં અકબરે પોતાના રાજ્યઅમલના ઉત્તરકાળમાં કેવળ મુસ્લિમ બાળકોના વિદ્યાભ્યાસ માટે બંધાયલી મદ્રેસાઓમાં હિન્દુ બાળકોને દાખલ કરવાની અનુકૂળતા કરી આપી.

સંગીતના ક્ષેત્રમાં આ બે સંસ્કૃતિઓનો સમન્વય કરતાં ઓછામાં ઓછી મુશ્કેલી નડી. ઠેઠ અલ્લાઉદ્દીન ખીલજીના સમયથી આ સમન્વય શરૂ થયો હતો. એના દરબારનો કવિ ફિલસૂફ અને કલાકાર ને "દેવલ રાની"નો લેખક હજરત અમીર ખુશરૂ એક મહાન સંગીતવેત્તા હતો. એણે સિતારની શોધ કરી, અને હિંદુસ્તાની સંગીતમાં તરાના અને ખ્યાલના નામે બે જાણીતી રાગિણીઓ ઉમેરી. એમાંથી ખ્યાલના રાગિણીનો જોનપુરના સુલ્તાન હુસેનશાહે વધુ વિકાસ કર્યો. મુસ્લિમોએ ઠુમરી અને બિલાવલ રાગિણીઓનો પણ વિશેષ વિકાસ કર્યો. અનેક પરદેશી અને ખાસ કરીને ફારસી રાગો ને તર્જો, તેમ જ ગઝલ અને કવ્વાલી જેવાં મુસ્લિમ સંસ્કારદાનોએ હિંદુસ્તાની સંગીતમાં વિશેષ લાવણ્ય ઉમેરી એને સમૃદ્ધ કર્યું.

અકબર પોતે એક સમર્થ સંગીતવેત્તા અને ...ંગીત વિવેચક હતો. દરેક ક્ષેત્રની પેઠે સંગીતમાં નવસર્જન એટલે કૌશલ્યની અવધિ. અકબરે ... નવી રાગિણીઓ સર્જી હતી. મહા મીર, ...ઝ, જલ-શાહી અને કરાત જેવી રાગિણીઓનો ...રે હિંદી સંગીતમાં ઉમેરો કર્યો હતો.

બીજી અનેક વિદ્યાકળાઓની પેઠે સંગીતે પણ અકબરના સમયમાં પોતાની ઊંચામાં ઊંચી ટોચ જોઈ. અબુલફ્ઝલ લખે છે કે "અકબરના દરબારમાં ૩૬ ગવૈયા હતા. એમાં સર્વશ્રેષ્ઠ તાનસેન હતો. એની સાથે સરખાવી શકાય એવો ગાયક હિન્દુસ્તાનના ઇતિહાસમાં છેલ્લાં હજાર વર્ષમાં થયો નથી."

અકબરના દરબારના નવરત્નોમાંના એક એ તાનસેનની સ્મૃતિ આજે પણ નર્તકીઓએ અને ગવૈયાઓએ આદરપૂર્વક સાચવી રાખી છે. મૃદંગને નરવાંઆયામાં ફેરવી હિંદી સંગીતમાં દરેક દિશાએથી નવો પ્રાણ ફૂંકનાર, આ દિવ્ય ગાયક બ્રાહ્મણમાંથી મુસ્લિમ થયો, એને કારણે હિંદુઓનો સેંકડો વર્ષોનો સંગીતના ક્ષેત્રનો પુરુષાર્થ, ઇસ્લામી સંસ્કૃતિમાં અકબંધ સચવાઈ રહ્યો.

સંગીતના શાસ્ત્ર અને કલામાં કેવળ વૈજ્ઞાનિક વ્યાખ્યાઓ ને વાદ્યો તેમ જ રાગોનાં નામો જ નહિ પણ સાથે સાથે સંગીતના ઇષ્ટદેવોનાં વર્ણનો, ભક્તિસ્તોત્રો, અને પૂજનઅર્ચન, વગેરેએ પણ મોટે ભાગે પોતાનાં અસલ હિંદુસ્વરૂપો કાયમ સાચવી રાખ્યાં. આ કારણોને લઈને જ આજે હિંદુ અને મુસ્લિમ સંગીત વચ્ચે ભેદરેખા દોરવાનું કામ લગભગ અશક્ય જેવું થઈ ગયું છે!

નૃત્યસંગીતની પેઠે ચિત્રકલાની પણ ઇસ્લામમાં મનાઇ છે. છતાંય ઇસ્લામી સંસ્કૃતિએ પોતાના ઉત્ક્રાન્તિ કાળમાં આવાં કંઈક ધર્મબંધનોને ફગાવી દીધાં હતાં.

મોગલયુગની ચિત્રકળા એ યુગના સ્થાપત્ય અને સંગીતની પેઠે હિંદી અને બિનહિંદી તત્ત્વોનો સુભગ સમન્વય રજૂ કરતી હતી. મોગલોએ આ દેશમાં આણેલી એ ચીની ચિત્રકળા, હિંદુ, બૌદ્ધ, ઈરાની, બેક્ટ્રિયન અને મોંગોલ કલાપ્રવાહોના સંગમમાંથી સર્જાઈ હતી. મોગલોએ તેરમી સદીમાં ઈરાન જીત્યું, અને પોતાની ચિત્રકળા ત્યાં રોપી, ત્યાંથી એને એ પાછી હિંદમાં લઈ આવ્યા. ઈરાનના બે મશહૂર કલાકારો મીર સૈયદઅલી અને ખ્વાજા અબ્દુસ સમદ હુમાયુ

સાથે ઈરાનથી કાબુલ અને ત્યાંથી દિલ્હી આવ્યા. આ બે વિદેશી કલાકારો અને એમના હાથ નીચે કામ કરતા અનેક સ્વદેશી હિંદુ-મુસ્લિમ કલાકારોથી અકબરનું કલાકેન્દ્ર ઊભું થયું.

અકબરના કલાકેન્દ્રના ૧૭ અગ્રગણ્ય ચિત્રકારો-માંથી ૧૩ તો હિંદુ હતા. એમના કલાધોરણ વિષે અબુલફઝલ લખે છે: "અહીં સો કરતાં વિશેષ મશહૂર કલાસ્વામીઓ છે. શિખાઉઓની સંખ્યા તો એના કરતાં ઘણી મોટી છે. એમાંય હિંદુઓના ચિત્રો તો કલ્પનાતીત સુંદરતાવાળાં હોય છે. આખાયે જગતમાં બહુ ઓછાં કલાકારો એમની બરોબરીના મળી આવે છે." અકબરના દરબારમાં બસવાન, લાલ, કેસુ, મુકુન્દ અને હરિબંસ એ અગ્રગણ્ય હિંદુ ચિત્રકારો હતા.

અકબર પોતાનું આખું જીવન યુદ્ધમાં રોકાયો હોવા છતાં એનાં સ્થાપત્યસર્જનોની વિપુલતા વિસ્મય-કારક છે. સીકન્દ્રા, અલ્લહાબાદ અને ફતેહપુર સીક્રીની ભવ્ય ઇમારતો ઉપરાંત એણે અસંખ્ય કિલ્લાઓ, મકાનો, ધર્મશાળાઓ, નિશાળો, કૂવાઓ અને તળાવો બંધાવ્યાં હતાં. "એક મહાપુરુષના મનની વિશ્રાંતિ" તરીકે જેને ફરગ્યુસને ઓળખાવ્યું છે, એ ફતેહપુર સીક્રી આજે પણ સહૃદયી પ્રેક્ષકને અકબરના અનેક-રંગી વ્યક્તિત્વનો પ્રત્યક્ષ પરિચય કરાવે છે.

અકબરને યંત્રવિદ્યામાં પણ રસ હતો. એણે બંદૂકોની બનાવટમાં અનેક શોધો ને સુધારા કર્યા હતા.

અકબરની સાક્ષરતા સંબંધી ઇતિહાસકારોમાં મતભેદ છે. છતાંય એ હકીકત તો જાણીતી છે કે એને કવિઓ, ફિલસૂફો, કલાકારો અને સાક્ષરોનો સહવાસ ખૂબ ગમતો. એનું પોતાનું પુસ્તકાલય બહુ મોટું હતું, અને એમાં દરેક વિષયનાં પુસ્તકો હતાં. એના સમયમાં લહિયાની કલા પણ ઊંચી કક્ષાએ પહોંચી હતી.

અકબર એક આપખુદ સમ્રાટ હોવા છતાં, રાજાની ફરજો વિષેનો એનો ખ્યાલ બહુ ઊંચો હતો. જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં આટઆટલી સિદ્ધિઓ મેળવ્યા પછી પણ એની નમ્રતા નમૂનેદાર હતી. એના અંગત ચારિત્ર્યમાં કેટલાક દોષો હોવા છતાં એ એક આદર્શ રાજા હતો. જે જમાનામાં ઇંગ્લંડમાં અને યુરોપમાં ધર્માંધતા વ્યાપક બનેલી હતી, એ જમાનામાં એણે હિંદમાં ધર્મનિરપેક્ષ સામ્રાજ્ય (Secular state) સ્થાપ્યું. એની પહેલાંના અને પછીના કોઇ મુસ્લિમ સુલતાને ના આપ્યું હોય એટલું એણે હિંદુઓને મહત્ત્વ આપ્યું. માનસિંગ, ટોડરમલ, બિરબલ, બસવાન, અને તાનસેન જેવા હિંદુઓ એના દરબારમાં પોતાની લાયકાતના જોરે ઊંચામાં ઊંચા હોદ્દા મેળવી શક્યા હતા. (તાનસેન પાછળથી મુસ્લિમ બનેલો. પણ એ તો સ્વેચ્છાએ. એની પાછળ રાજકીય દબાણ નહોતું.)

અકબર અને પ્રતાપ વચ્ચેનો વિગ્રહ ધાર્મિક વિગ્રહ નહોતો. પણ એક ચક્રવર્તી થવા ઇચ્છતા સમ્રાટ અને સ્વાતંત્ર્યપ્રિય સ્વદેશભક્ત વચ્ચેનો સંગ્રામ હતો. હિન્દુઓ પોતાની પ્રજાકીય લઘુગ્રંથિ દૂર કરીને જુવે તો મોગલ સામ્રાજ્યવાદને પડકારીને, વહાલા વતનને માટે કુરબાન થનાર મહારાણા પ્રતાપ અને શૂરી ચાંદબીબી વચ્ચે તાત્ત્વિક દૃષ્ટિએ બહુ જ ઓછો તફાવત છે.

બધી બાજુથી જોતાં અકબર એ એક એવો મહાપુરુષ થઇ ગયો કે જેને માટે દુનિયાનો કોઇ પણ દેશ મગરૂબ થાય.

અકબરે પોતાના જીવન અને કાર્યથી, રામ, યુધિષ્ઠિર, ભરત, અશોક, કનિષ્ક, વિક્રમાદિત્ય અને હર્ષ જેવા અમર મહાજનો સાથે કાયમી સ્થાન મેળવ્યું છે.

અશોકના સર્જન પછી જેમ સર્જનશ્રમને લીધે બૌદ્ધ સંસ્કૃતિની પડતી શરૂ થઇ, તેમ અકબર જેવો બત્રીસલક્ષણો પુરુષ સર્જ્યા પછી ઇસ્લામી સંસ્કૃતિનું અધઃપતન શરૂ થયું. આ વિનિપાતનો વેગ શરૂઆતમાં ધીમો હતો, પછીથી એ ઝડપી બન્યો.

ઇતિહાસનું કોઇ પણ પુસ્તક ઉઘાડો. હિંદના મુસ્લિમ વિજેતાઓનાં ચિત્રો જુઓ. મહમદ ગીઝનીથી





હુમાયુ સુધીના સુલતાનોના મોં ઉપર જોવા મળતી દાઢી એકાએક અકબરની છબીમાં અદશ્ય થઈ જાય છે. જહાંગીરનો ચહેરો પણ એના બાપ જેવો જ. પછી તુરત જ મુસ્લિમ ધર્માંધતાનો વિજયધ્વજ ફરકાવતી દાઢી, શાહજહાં અને ઔરંગઝેબના ચિત્રોમાં દેખા દે છે!

કાબુલ, દિલ્હી, સીકન્દ્રા, લાહોર, આગ્રા અને ઔરંગાબાદમાં અનંત નિદ્રામાં પોઢેલા છ મહાન મોગલોની જીવનદષ્ટિ વચ્ચે કેટલો બધો તફાવત છે!

બાબર અને હુમાયુની ધાર્મિક ઉદારતા, અકબરમાં ઉત્કટ ધર્મજિજ્ઞાસાનું રૂપ લે છે. જહાંગીરમાં એ ધર્મજિજ્ઞાસા શાંત ધર્મસહિષ્ણુતામાં ફેરવાઈ જાય છે. એમાંથી શાહજહાંમાં ધર્માંધતા ફૂટી નીકળે છે. અને ઔરંગઝેબમાં એ ધર્માંધતા ગાંડપણનું રૂપ લે છે.

એમ શાથી ?

હિંદુ સંસ્કૃતિના અનેક પ્રસંશકો માને છે તેમ જો ઈસ્લામનું ઝનૂન હિંદુધર્મે ઠંડું પાડી દીધું હોય તો પોતાના પૂર્વજોની એક સદીની ધર્મસહિષ્ણુતાની પરંપરા પછી, પોતાના શરીરમાં મોટે ભાગે હિંદુ લોહી ધરાવતા હોવા છતાંય, પાછલા મોગલો ધર્માંધ શા માટે બન્યા? ઠંડું પડેલું ઝનૂન ફરી પાછું સળગી શા માટે ઊઠયું?

દરેક વ્યકિત તેમ જ સમાજનું જીવન ડુંગળીના કાંદા જેવું છે. ડુંગળીના કાંદાના અનેક પડોની પેઠે, વ્યકિત ને સમાજને પણ જન્મજન્માંતરના અને પુરોગામી પેઢીઓનાં થઈને અસંખ્ય સંસ્કારપડો હોય છે. એમાં ઉપરનાં પડો એટલે આદર્શવાદ, અંદરનાં પડો એટલે વાસ્તવવાદ. કાચો ડુંગળીનો કાંદો શેકાવા માટે સગડીમાં મૂકો અને જેમ ઉપરનાં પડો બળી જાય, તેમ જીવનની વિગ્રહજવાળાઓમાં વ્યકિત ને સમાજના આદર્શવાદનાં પડો વારંવાર બળી જતાં હોય છે. એમાં સૌથી ઉપરનું પડ સૌથી પહેલું બળી જાય. ધર્મસહિષ્ણુતા એ ઈસ્લામી સંસ્કૃતિએ વિકસાવેલો સૌથી છેલ્લો સંસ્કાર. એ સંસ્કૃતિની પડતી શરૂ થઈ એટલે એણે એ સંસ્કાર સૌથી પહેલો ગુમાવ્યો!

જહાંગીરનું વ્યકિતત્વ એ અનેક પરસ્પર વિરોધી તત્ત્વોનું બનેલું એક જટિલ વ્યકિતત્વ હતું. એ એક ન્યાયી રાજકર્તા, સંસ્કારી લેખક અને કલા અને કુદરતનો ભકત હતો, પણ કમનસીબે એ દારૂની બૂરી લતમાં સપડાયો હોવાથી એના સ્વભાવના મુલાયમ તત્ત્વોનો એના પાછલા જીવનમાં નાશ થઇ ગયો.

ધર્મ પ્રત્યેનું એનું વલણ એના પિતા જેવું બુદ્ધિવાદથી ભરેલું નહોતું. એણે અકબરનું ધર્મસહિષ્ણુતાનું ધોરણ માંડ માંડ જાળવ્યું. એને ઈશ્વરમાં શ્રદ્ધા હતી એને હિંદુ–મુસ્લિમ સંતો અને ખ્રિસ્તી પાદરીઓ સાથે વાર્તાલાપ કરવામાં આનંદ આવતો. એક હિંદુ યોગી ગોસાંઇ જગદ્‌ગુરુ પ્રત્યે એને ઊંડી શ્રદ્ધા હતી. એને ખ્રિસ્તીઓના ધાર્મિક ચિત્રો ગમતાં. પણ એણે હિંદુ, પારસી કે ખ્રિસ્તી ધર્મમાંથી કોઈ ધર્મવિધિઓનો પોતાના અંગત જીવન માટે સ્વીકાર કર્યો નહોતો.

એણે શીખોના પાંચમા ગુરૂ અર્જુનદેવને પોતાના બળવાખોર પુત્ર ખુશરૂને આશ્રય આપવા માટે, મૃત્યુદંડ દીધો અને એમની માલમિલકત જપ્ત કરી હતી. ગુરુનો બચાવ એ હતો કે એમણે રાજદ્રોહ નહોતો કર્યો, માત્ર ધર્મપાલન કર્યું હતું. અકબરે એમની ઉપર ભૂતકાળમાં કરેલા ઉપકારોનો બદલો આપવા માટે જ એમણે એ રાજકુમારને આશ્રય આપ્યો હતો. પોતાનો ભૂતકાળ ભૂલી જઈને એણે કમનસીબ ખુશરૂને સખત શિક્ષા કરી. એણે ગુરુ અર્જુનદેવ સામે લીધેલું પગલું રાજકીય ડહાપણ વિનાનું હતું. પોતાના ગુરૂના ક્રૂર વધથી શીખોનો ક્રોધ ભભૂકી ઊઠયો. અને એ શાંત ખેતીબંધા લોકો સામ્રાજ્યના શત્રુઓ બન્યા.

જહાંગીરના રાજકીય વિજયોમાં સૌથી મહત્ત્વનો વિજય મેવાડનો હતો. અકબર કરતાં જહાંગીરના સમયમાં મોગલાઇની સત્તા વધી હતી. બીજી બાજુ અમરસિંગમાં એના પિતાના શૌર્ય અને

ધૈર્ય નહોતાં. એટલે ખુરમની લશ્કરી ભીંસ આગળ છેવટે રજપૂત ગૌરવનો એ છેલ્લો કિલ્લો પડયો. શાહી જમાનામાં મેવાડની કોઈ કન્યા નહિ આવે, અને મહારાણાને જાતે શહેનશાહની ખિદમતમાં હાજર રહેવાની ફરજ નહિ પડે, એ બે શરતો રાખીને મેવાડે શરણાગતી સ્વીકારી, પોતાની વફાદારી મોગલોને સોંપી. પાછળથી જહાંગીરે રાણા અને એના કુંવરના બે માનવકદનાં આરસનાં પૂતળાં તૈયાર કરાવી આગ્રાના શાહી મહેલના બગીચામાં મૂકયાં.

એ જ રીતે અફઘાનો તરફ પણ ઉદાર રાજનીતિ વાપરી એણે બંગાળમાંથી એમના પ્રતિકારનો અંત આણ્યો.

પણ દક્ષિણમાં અહમીમીની વીરતાની પરંપરા સાચવતા, ગુલામમાંથી પ્રધાન બનેલ મલીક અંબરે પોતાના શૌર્ય અને મુત્સદ્દીગીરીથી મોગલ સામ્રાજ્યની સરહદને ઈ. સ. ૧૬૦૫ની સરહદથી લેશમાત્ર આગળ ના વધવા દીધી.

એનો પાછલો રાજ્યકાળ અતિશય અશાંતિથી ભરેલો છે. અફીણ ને દારૂના વ્યસનોથી એની શક્તિઓનો થયેલો હ્રાસ, નૂરજહાંની અમર્યાદ મહત્ત્વાકાંક્ષા, એશિયાના એક અગ્રગણ્ય સમ્રાટ ઈરાનના શાહ અબ્બાસે ( ૧૫૮૭-૧૬૨૯ ) મોગલો પાસેથી ખૂંચવી લીધેલું કંદહાર, અને એને પાછું મેળવવાના મોગલોના વ્યર્થ ફાંફાં, શાહજહાં અને મહોબતખાનનાં બંડો, અને ખુદ જહાંગીરના કેદ પકડાવાથી એનો આ સઘળો સમય અતિ દુઃખમાં ગયો છે.

—

જહાંગીરના સમયથી જ ઈસ્લામી સંસ્કૃતિના નેતાઓમાં આપણે શક્તિ અને સંસ્કારના તેમ જ વીર્ય અને લાલિત્યના છૂટાછેડા થતા જોઈએ છીએ.

પહેલા ત્રણ મોગલોને યુદ્ધની ધમાચકડીમાં પ્રેમની નાજુક કલા વિકસાવવાનો વખત નહિ મળેલો. જ્યારે જહાંગીરના અનારકલી અને નૂરજહાં સાથેના પ્રેમપ્રસંગોએ અનેક ખરીખોટી રોમાંચક કથાઓ ઉપજાવી સાહિત્યકારો ને કલાકારોને ખૂબ પ્રેરણા પૂરી પાડી છે.

નૂરજહાં એક અપૂર્વ સૌંદર્ય, તીવ્ર બુદ્ધિ અને સરલ સ્વભાવવાળી, તેમ જ ફારસી સાહિત્યકલાનો ભારે શોખ ધરાવતી સુંદરી હતી. પણ એના ચારિત્ર્યનું સૌથી બળવાન તત્ત્વ એની નિરંકુશ મહત્ત્વાકાંક્ષા. એને કારણે જહાંગીર એનો ગુલામ બન્યો, અને એમના દાંપત્યનો છેવટનો કાળ દુઃખમાં ગયો.

જહાંગીર સાહિત્ય ને કલાનો આશ્રયદાતા હોવા છતાં એના જમાનાનું સાહિત્ય અકબરના યુગ સાથે સરખાવી ના શકાય. એની આત્મકથા બાબરની આત્મકથા પછી બીજે નંબર મૂકી શકાય એવી છે.

જહાંગીર પોતે સારો ચિત્રકાર હતો. એને ગમતાં દેશી-વિદેશી ચિત્રો, એ ઉત્સાહપૂર્વક ખરીદતો. એના સમયમાં મોગલ ચિત્રકલા પરદેશી અસરોમાંથી મુક્ત થઈને શુદ્ધ હિંદી રૂપ ધારણ કરે છે. પણ પ્રખ્યાત કલાવિવેચક પર્સી બ્રાઉનના મત મુજબ મોગલ ચિત્રકલા એના સમયથી જ નિષ્પ્રાણ બનવા માંડે છે.

જહાંગીરની સ્થાપત્યસિદ્ધિઓ અકબરની સિદ્ધિઓને મુકાબલે કંગાલ લાગે છે. એમાં બે મકાનો નોંધપાત્ર છે. સીકન્દ્રામાં આવેલી અકબરની કબર અને તાજમહેલ સાથે સરખાવી શકાય એવી નૂરજહાંના પિતા ઇતિમાદુલ્લાની આગ્રામાં આવેલી કબર.

જહાંગીર પછી સગાંસંબંધીઓને ઝબ્બે કરીને શાહજહાં ગાદીએ આવ્યો. એનો સમય મોગલ સામ્રાજ્યનો સુવર્ણયુગ હતો. પણ ઈસ્લામી સંસ્કૃતિનો નહિ. મુસ્લિમ સંસ્કૃતિ તો અકબરના મરણ પછી જ નિષ્પ્રાણ થતી ચાલી હતી.

શાહજહાંએ શરૂઆતનાં બંડો દાબી દીધાં, માથાભારે પોર્ટુગીઝોને ભારે શિક્ષા કરી. કંદહાર અને મધ્ય એશિયામાં નામોશી મેળવી અને દખ્ખણમાં સામ્રાજ્યવિસ્તાર કર્યો.

દારાની હરીફાઈને કારણે ઔરંગઝેબે દખ્ખણના





સૂબા તરીકે રાજીનામું આપ્યા પછી, થોડાં વર્ષો બાદ જ્યારે એ ફરી સૂબો થયો ત્યારે વચગાળાના ગેરવહીવટને કારણે દખ્ખણનો ખેડૂત ખુવાર થયો હતો, અને એ પ્રાંત સરકારી તિજોરી ઉપર બોજારૂપ હતો. ઔરંગઝેબે મુર્શીદ કુલીખાનની મદદથી એ પ્રાંતની મહેસૂલી પુનર્ઘટના કરી. આ શાણા અમલદારે સ્થાનિક પરિસ્થિતિને અનુરૂપ ફેરફારો કરીને, દખ્ખણને ટોડરમલની મહેસૂલી પદ્ધતિ લાગુ પાડી. પરિણામે થોડાં વર્ષોમાં જ ગેરવહીવટનું નુકસાન ઘટી જઈને રાજાપ્રજા બન્ને આબાદ થયાં.

અકબરના અવસાનથી શરૂ થયેલા સાંસ્કૃતિક હ્રાસના ચિહ્નો આપણને શાહજહાંના અમલમાં સ્પષ્ટ રીતે જોવાના મળે છે.

ધર્મની બાબતમાં શાહજહાંએ પોતાના પૂર્વજોની ઉદાર રાજનીતિનો ત્યાગ કર્યો. અકબરની ડાહી રાજનીતિનાં મિષ્ટ ફળો વધુમાં વધુ પ્રમાણમાં ખાતાં ખાતાં એણે હિંદુદ્વેષનું વિષવૃક્ષ વાવ્યું.

હિંદુઓને ઊંચા હોદ્દા આપવાના એને મમતા નહિ. ઈ. સ. ૧૬૩૬માં એણે મહમદ ગીઝની અને સિકંદર લોદી પછી ત્રીજીવાર મથુરાંને લૂંટયું અને તારાજ કર્યું. મથુરાં સિવાય પણ એણે બીજા અનેક સ્થળોએ મંદિરો તોડાવ્યાં, અનેક હિંદુઓને મુસ્લિમ બનાવ્યા, અને હિંદુઓની શુદ્ધિપ્રવૃત્તિ ઉપર કડક અંકુશ મૂકયો. તેમ જ હિંદુઓ ઉપર ફરીથી યાત્રાવેરો નાખ્યો.

શાહજહાં એક ધર્માંધ સમ્રાટ હોવા છતાં એ સ્વભાવે નિર્દય નહોતો. એ પોતાની પ્રજાનું પુત્રવત્ પાલન કરતો, અને ન્યાયની બાબતમાં અત્યંત કડક હતો. ઈ. સ. ૧૬૩૦–૩૨માં ગુજરાત અને દખ્ખણમાં પડેલા દુષ્કાળ વખતે એણે પોતાની પ્રજાને રાહત આપવા બનતો બધો પ્રયત્ન કર્યો હતો. એ એક પ્રેમાળ પતિ અને વત્સલ પિતા હતો. પોતાની અતિ રૂપવતી પત્ની મુમતાઝ સાથે એણે ૧૯ વર્ષ સુધી સુખી દાંપત્ય જીવન ગાળ્યું.

આ બધા સમય દરમ્યાન એ શાણી બીએ પોતાના પતિના મિત્ર, મદદગાર અને સુખદુઃખમાં સલાહકાર તરીકે કામ કર્યું. ઈ. સ ૧૬૩૧માં એનું અવસાન થતાં એની કબર ઉપર પોતાના દાંપત્યના ચિરંજીવ સ્મૃતિ જેવો તાજમહેલ ચણાવીને એણે એનું નામ અમર કર્યું.

મોગલ સામ્રાજ્યના ચઢતીકાળે પહેલા ત્રણ મોગલોમાં નજરે પડતી સ્વાર્પણની ભાવનાનું સ્થાન, પછીના ત્રણ મોગલોમાં નાગી સત્તાલાલસા લે છે.

સાહિત્યના વિકાસની બાબતમાં દારાના વિદ્યાવ્યાસંગને કારણે શાહજહાંનો સમય માત્ર અકબર કરતાં જ ઊતરતો છે.

શાહજહાંને એના પિતાના જેવો ચિત્રકળાનો શોખ નહોતો. એટલે એણે દરબારી ચિતારાઓની સંખ્યામાં ઘટાડો કરી નાખ્યો. શાહજહાંના યુગની ચિત્રકળામાં કલાની સૌંદર્યોપાસનાનું સ્થાન ઐશ્વર્યનો ઝગઝગાટ લે છે.

શાહજહાંના પ્રિય શોખ બેઃ અલંકારો ને સ્થાપત્ય. પહેલા શોખે મયૂરાસનને જન્મ આપો, અને બીજાએ તાજમહેલને.

શાહજહાંની સ્થાપત્યસૃષ્ટિ ઘણી વિશાળ છે. દિલ્હી, આગ્રા, લાહોર, કાશ્મીર, કાબુલ, કંદહાર, અજમેર, અમદાવાદ અને અન્ય સ્થળોએ એણે અનેક મહેલો, મસ્જિદો, મદ્રેસાઓ, મકાનો કિલ્લાઓ અને બાગબગીચા કરાવ્યા. અને એમની પાછળ કરોડો રૂપિયાનું ખર્ચ કર્યું. શાહજહાંના સ્થાપત્ય સર્જનો અકબરનાં સર્જનો કરતાં મૌલિકતા અને ભવ્યતામાં ઊતરતાં છે, પણ રચનાચાતુર્યની નાજુકાઈ અને અલંકારોની સમૃદ્ધિની દૃષ્ટિએ એ સર્જનો અકબરનાં સર્જનો કરતાં ચઢિયાતાં છે, એટલા માટે જ એક કલાવિવેચક એમને "રત્નજડિત અલંકારોની બૃહદ્ પાષાણી આવૃત્તિ" તરીકે ઓળખાવે છે।

શાહજહાંનો યુગ ઉપરટપકે જોનારને અર્થિક આબાદીનો યુગ દેખાય છે. પણ સાથેસાથે આપણે એ ભૂલવું ના જોઈએ કે આ મકાનો પાછળ થયેલો લખલૂંટ ખર્ચ, મધ્ય એશિયાનાં નિષ્ફળ લશ્કરી




સાહસો, અને ચાલુ જંગી લશ્કરી ખર્ચે, સામ્રાજ્યની આર્થિક બરબાદીના ગણેશ પણ એના સમયમાં જ માંડ્યા હતા. આટલા બધા ખર્ચ છતાંય મોગલ લશ્કરની કાર્યક્ષમતા તો જહાંગીરના સમયથી જ ઘટવા માંડી હતી. એ ઉપરાંત મહેસૂલી વ્યવસ્થા પણ ધીમેધીમે શિથિલ બનતી જતી હતી. ટૂંકમાં રાજકીય રીતે જોતાં શાહજહાંના સમયનું હિંદ લૂઇ ૧૪ મા'ના અમલ હેઠળના ફ્રાન્સને ઘણી રીતે મળતું આવે છે.

સાંસ્કૃતિક રીતે જોઇએ તો એક બાજુ અકબરના યુગની સજીવ સંસ્કારસૃષ્ટિ સંકોચાઇ હતી. તો બીજી બાજુ નીર્જીવપાષાણી સૃષ્ટિનો વિસ્તાર અમર્યાદ વધ્યે જઇને આખી ઇસ્લામી સંસ્કૃતિને ગુરુશિખર સંસ્કૃતિ કર્યે જતો હતો. કનિષ્ક પછીની બૌદ્ધ સંસ્કૃતિ, શંકર પછીની હિંદુ સંસ્કૃતિ અને જહાંગીર પછીની ઇસ્લામી સંસ્કૃતિ એ ત્રણેમાં ઘણું સામ્ય છે.

શાહજહાંનાં સ્થાપત્યરત્નોમાંનાં નીચેનાં સર્વશ્રેષ્ઠ છે. જહાંગીરની કબર દીવાને આમ, દીવાને ખાસ, મોતી મસ્જિદ, જામી મસ્જિદ અને તાજમહેલ, દીવાને ખાસ માટે તો શાહજહાંએ પોતે લખાવ્યું છે કે: "અગર જો સ્વર્ગ ક્યાંય હોય તો તે અહીં છે, અહીં છે, અહીં છે."

શાહજહાંનું જ નહિ પણ હિંદની ઇસ્લામી સંસ્કૃતિનું સર્વશ્રેષ્ઠ સર્જન તાજમહેલ. શાહજહાંની ઇચ્છા જમનાને સામે કિનારે તાજમહેલની બરાબર સામે પોતાની આરામગાહ તરીકે એક કાળા પથ્થરનો તાજમહેલ બંધાવવાની હતી. પણ કમનસીબે બીજા કુતુબમિનારની પેઠે બીજો તાજ બંધાયો નહિ, અને એ એક જ તાજમાં બે પ્રેમીઓ પાસેપાસે ચિરનિદ્રામાં પોઢ્યાં છે.

. તાજમહેલ વિષે અસંખ્ય કાવ્યો, નિબંધો, લેખો, ને પુસ્તકો લખાયાં છે, ચિત્રો ચીતરાયાં છે અને ફોટાઓ પડયા છે. છતાંય એ નિત્ય-નૂતન ઇમારત સતત નવીનવી ઊર્મિઓ માનવહૃદયમાં જન્મવે જાય છે. વેદાંતીઓ કહે છે કે: "यथा दृष्टि तथा सृष्टि" લોર્ડ કર્ઝન અને સ્વામી વિવેકાનંદ જેવી તદ્દન જુદીજુદી પ્રકૃતિની વ્યક્તિઓને મંત્રમુગ્ધ કરનાર એ ઇમારત, જુદી જુદી જીવનદૃષ્ટિવાળા લોકોના મનમાં કેવોક પડઘો પાડે છે એનો આપણે એક કલ્પનાચિત્ર દ્વારા પરિચય સાધીએ:

સંત—જુઓ, અહીં આ પ્રાચીન ને પવિત્ર યમુનાને કાંઠે સાદાઇ, સંયમ અને શાંતિએ સફેદ આરસમાં અવતાર લીધો છે!

સામ્રાજ્યવાદી—મોગલ સામ્રાજ્યની પૂર્ણ જાહોજલાલીનું આ પ્રતિબિંબ છે.

સ્થપતિ—કુતુબમિનારના કઠોર ગૌરવથી શરૂ થયેલી ઇસ્લામી સ્થાપત્યની વિજયકૂચ તાજમહેલના મનોહર લાવણ્ય આગળ પૂર્ણવિરામ પામે છે. ઉસ્તાદ ઇસાનું આ અમરસર્જન હિંદુ, મુસ્લિમ અને યુરોપીઅન સ્થાપત્યતત્ત્વોનો સફળ અને સંપૂર્ણ સમન્વય કરે છે. અહીં તો તસુએ તસુમાં સંપૂર્ણતા ભરી છે. દોષ ક્યાં કાઢવો એ સૂઝતું નથી!

ઇજનેર—તમને નહિ સૂઝતું હોય, પણ મને તો સૂઝે છે. એના ઘુમ્મટ તરફ જુઓ! કેવી ગુરુશિખર ઇમારત છે! વીસમી સદીનો કોઇ ઇજનેર આવો ભારે ઘુમ્મટ કરવાની મૂર્ખાઇ નહિ કરે. ઘુમ્મટના જબ્બર વજનને કારણે ઠેઠ શાહજહાંના જમાનાથી એમાં ચીરા પડવા માંડયા છે. ઔરંગઝેબના પોતાના પિતા ઉપરના પત્રો વાંચજો. આજે તો એનું સમારકામ જ ભારે ખર્ચાળ ઇજનેરી પ્રશ્ન બની ગયો છે.

સંસ્કૃતિકાર—ઠીક છે. ઇસ્લામી સંસ્કૃતિનું આ સર્વશ્રેષ્ઠ સર્જન. આ સંસ્કૃતિએ છેવટે કરી કરીને એક કબર જ કરી? શું ઇજિપ્તની પ્રાચીન સંસ્કૃતિની પેઠે ઇસ્લામની રણસંસ્કૃતિ એ પણ એક કબરની સંસ્કૃતિ છે?

ઇસ્લામ શાંતિનો ધર્મ કહેવાય છે, પણ એ શાંતિ શાની? જીવનની કે મરણની? કબરની કે કલાતીર્થની? સર્જનની કે વિનાશની?

કવિ—એમ કેમ કહેવાય? મને તો અહીં નિષ્પાપ

દાંપત્યપ્રેમનાં જ દર્શન થાય છે. જુઓ, અહીં તો–
"પ્રેમની ભસ્મ ધારીને દિગંતે માંડી આંખડી,
પ્રેમની જોગણુ કો આ જુએ વ્હાલાની વાટડી."
અહો! શાહજહાંનું પ્રેમાશ્રુ ઠરી જઇને એમાંથી આ અદ્‌ભુત સૌંદર્યસૃષ્ટિ સર્જાઇ છે.

સમાજશાસ્ત્રી—કવિરાજ, આપની દૃષ્ટિ દિગંતમાંથી પૃથ્વી ઉપર માંડશો તો આપને કંઈક જુદું જ દર્શન થશે, આ અશ્રુ શાહજહાંનું નથી પણ મુમતાઝનું છે. મુમતાઝે ૧૯ વર્ષમાં ૧૪ બાળકોને જન્મ આપ્યો. છેલ્લા બાળકને જન્મ આપતાં જ એ મરી ગઇ. તાજમહાલ એ તો ફરજિયાત માતૃત્વના કારુણ્યનું કાવ્ય છે. જગતની સઘળી સ્ત્રીઓની વેદનાના અર્ક જેવા મુમતાઝના અશ્રુમાંથી આ તાજમહેલ સર્જાયો છે.

સમાજવાદી—બુર્ઝ્વા મનોવૃત્તિ તે આનું નામ! આ તો નથી શાહજહાંનું વિરહાશ્રુ કે મુમતાઝના વેદનાશ્રુ. આ તો છે વેઠે પકડેલા હજારો શ્રમજીવીઓનાં ઊનાં આંસુ

અર્થશાસ્ત્રી—વેઠે પકડેલાં માણસોનેય ઉંવરે રોટલા તો ખવડાવવા પડે છે ને? અને એ રોટલા ખવડાવતાં ખવડાવતાં મોગલ તિજોરીનું તળિયું આવ્યું.

ગામડિયો—બાપલા, એટલે તો હું કહું છું કે મોગલાઇ ગઇ તગારે!

[ આવતે અંકે: આલમગીર ઓરંગઝેબ ]



તમે શું એનાં શાંત પગલાં સાંભળ્યાં જ નથી?

એ તો આંહીં હમેશ આવે છે! દરેક પળે, દરેક યુગમાં, દરરોજ, અને હરરાત્રિએ, એ આવે છે, આવે છે ને ચોક્કસ આવે છે!

મારા મન તરંગની અનેક લહરીઓમાંથી ઊઠતાં અનેક ગીતો મેં વારંવાર ગાયાં છે. પણ એ દરેક ગીતનું એક ધ્રુવપદ હમેશાં બોલતું રહે છે, 'એ આવે છે, એ આવે છે એ આવે છે!'

વસંતમાં હરિયાળી વનકુંજોની સુગંધમાં એ પ્રગટે છે. વર્ષના અંધકારભર્યા ઘેરા આકાશમાં એ ગર્જના વીજળીભર્યા રથમાં આવે છે. પણ એ આવે છે એ ચોક્કસ.

શોકમગ્ન ભગ્નહૃદયમાં, એનાં ધીમાં પગલાં, હું મારા અંતર ઉપર પડતાં અનુભવું છું. અને એ પગલાના સોનેરી સ્પર્શે ફરીને મારા અંતરમાંથી આનંદલહરીનો અનિલ પ્રગટે છે!

એટલે હું કહું છું એ આવે છે, એ આવે છે, એ આવે છે. હરપળે ને હરઘડીએ.

# નચિકેતા

નચિકેતા, શ્વેતકેતુ કરતાં જુદી જ માટીમાંથી ઘડયો હોય તેમ, નાનપણથી જ જાણે જ્ઞાનનો વારસો પામ્યો હતો. એક વખતની વાત છે. એ નાનકડો હતો, ત્યારે એના પિતાએ એક યજ્ઞ આરંભ્યો. હવે ધર્મની વાત એવી સૂક્ષ્મ છે કે એમાં મોટા મોટા વિદ્વાનો પણ ગોથાં ખાય! જો ભાવનાથી થાય તો તો એક વસ્તુ ધર્મ હોય અને એ જ વસ્તુ નાક સાચવવા માટે, ને કોઈ આંગળી ન ચીંધે એવી લોકલજ્જાથી થતી હોય તો, એ જ અધર્મ હોય! ભાગવતની કથા ભગવાનનો મહિમા સમજવા માટે પ્રેમથી બેસારીએ તો એ ધર્મ; અને અભિમાનથી, 'અમારે ત્યાં પણ પારાણુ થઈ છે' એમ મોટાઇ બતાવવા માટે કરાવીએ તો એ જ અધર્મ! આનું સાચું જાણકાર એકલું મન! એટલે મન ગંગા હોય તો ધર્મ, નહિ તો અધર્મ!

હવે ઋષિ ઉદ્દાલકે યજ્ઞ આરંભ્યો. યજ્ઞમાં ગયોનું દાન દેવાનું આવે. પણ ઋષિને હૈયેથી સારી સારી ગાયો દાનમાં આપવાનું છૂટે નહિ. અને યજ્ઞ પૂરો કરવા માટે દાન તો આપવું જ રહ્યું. એટલે એવી મનોવૃત્તિમાં જેવું દાન અપાય તેવું દાન ઉદ્દાલક ઋષિ આપવા મંડયા!

ગલઢી, વસૂકી ગયેલી, નિર્માલ્ય ગાયો બ્રાહ્મણને અપાતી જોઈ, શિશુ નચિકેતા મનમાં ને મનમાં મૂંઝાય! ઉંમર નાની, પણ જ્ઞાનવાર્ત્તા સમજે. એને મનમાં થાય કે આ દાન નથી. આ તો દાનની મશ્કરી છે! એટલે પિતાજી પોતાની જ જાણે મશ્કરી કરાવી રહ્યા છે!

અને તે શું કરવા? સારી સારી ગાયો ઘરમાં છોકરા માટે રહી જાય, અને છતાં ઋષિ લોકમાં તો વાહ વાહ થાય, કે ઉદ્દાલક મુનિએ એક વધુ યજ્ઞ કરાવ્યો ખરો એટલા માટે! તો આવો ખોટો યજ્ઞ કરવાનું કોણે કહ્યું હતું? યજ્ઞ ન કરવો સારો, પણ યજ્ઞઢોંગ તો ખોટો! એટલે નચિકેતાને આ ગમ્યું નહિ. વિચાર કર્યો કે પુત્રપ્રેમને લીધે જ આ ધંધો પિતાએ આદર્યો જણાય છે! પણ એમાં છેવટે કોઈનું કલ્યાણ નથી. લેનારનું, દેનારનું, સંગ્રહ કરનારનું, કે કોઈનું! કારણ કે જે ધર્મને જીવનભર શ્રેષ્ઠ માન્યો હતો, તે યજ્ઞધર્મ, એટલે બીજાને માટે થઈને કાંઈક પણ હમેશાં તજતા રહેવાનો ધર્મ, તેની આ તો ભયંકર મશ્કરી કરી કહેવાય! ને જ્યારે પોતાના ધર્મની માણસ પોતે જ મશ્કરી કરે એટલે થઈ રહ્યું! પછી તો એવો માણસ વધારે ને વધારે નીચો જ ઊતરતો જાય!

એટલે એણે પિતાને કહ્યું: 'હે પિતાજી! તમે આ વિશ્વજીત યજ્ઞ કરવા માંડયો છે. એ યજ્ઞમાં તો સર્વ ઉત્તમ વસ્તુઓ દાનમાં આપવાની હોય છે. તો તમે મને પણ દાનમાં કેમ નથી આપતા? મને કોને આપો છો?'

પિતાએ એના પ્રશ્નનો ઉત્તર ન આપ્યો. એ તો જેમ કરતા હતા તેમ કરતા જ રહ્યા! પણ નચિકેતાને પિતાનું ધ્યાન એક વસ્તુ તરફ દોરવું હતું. જે લોભવૃત્તિથી પ્રેરાઈને એ પોતાના પુત્ર માટે ઉત્તમ ગાયો જાળવી રહ્યા હતા, એ લોભવૃત્તિ પોતે જ, એમના યજ્ઞને અધર્મ ઠરાવવા માટે પૂરતી હતી! પછી તો યજ્ઞ પોતે ઢોંગ જ થતો હતો!

પિતાએ જવાબ ન વાળ્યો એટલે વળી નચિકેતાએ કહ્યું: 'હે પિતાજી! તમે મને કોને આપો છો? કેમ બોલ્યા નહિ?'

ઉદ્દાલક ઋષિ કાંઈ બોલ્યા નહિ, એમને

હવે જલદી કામ પતાવી દેવાની ઉતાવળ હતી. 'એક કામ તો પત્યું !' યજ્ઞની ધાર્મિક ભાવનાને સ્થાને, આવો વ્યવહારુ યાંત્રિક ભાવના ત્યાં આવી ગયેલી નચિકેતાએ જોઈ.

એટલે એણે ત્રીજી વખત પિતાને પૂછ્યું: 'પિતાજી ! મને કોને આપો છો ?'

ફરી ફરીને આનો આ સવાલ કરતા નચિકેતાને સાંભળીને ઉદ્દાલકઋષિને ક્રોધ ચડ્યો તેનાથી ઉતાવળમાં બોલાઈ ગયું: 'તને આપ્યો યમરાજાને જા !'

નચિકેતા તો પિતાની આ વાણી સાંભળીને ડઘાઈ જ ગયો. 'યમરાજાને ત્યાં તો માણસ કોને મોકલે ? પોતાને અપ્રિય હોય ને ભારરૂપ હોય તેને. એણે તો પિતાની વાત માથે ધારી લીધી. પણ મનમાં થયું કે યમરાજાને બદલે કોઈ ઋષિમુનિને આપ્યો હોત તો હું એનું કામ કરત ને મજા કરત! આ તો પિતાજીએ મારું મૃત્યુ ઈચ્છયું. યમરાજાને ત્યાં હું જાઉં તેથી પિતાજીનું કોઈ કામ સિદ્ધ થતું હશે ? આનો શું અર્થ હશે ? મને યમરાજાને કેમ સોંપ્યો ?'

પણ એ વખતે તો જે વેણુ નીકળ્યું તે નીકળ્યું. નચિકેતા તરત યમરાજાને ત્યાં જવા તૈયાર થઇ ગયો.

પણ હવે ઉદ્દાલકઋષિના પશ્ચાત્તાપને પાર રહ્યો નહિ ! બોલતાં તો બોલાઈ ગયું, પણ નચિકેતાએ જ્યારે હાથ જોડીને કહ્યું કે 'ત્યારે પિતાજી ! હું યમરાજાને ત્યાં જાઉં છું !' ત્યારે એમની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહેવા માંડ્યા ! કોણ એવો પિતા હોય જે પોતાના નાનકડા પ્રિયપુત્રને મૃત્યુને શરણે જતો જોઇને ધ્રૂજી ન ઊઠે ?

પણ નચિકેતા બાળક છતાં, જ્ઞાની બાળક હતો. પ્રહ્‌લાદજીના જેવો. તે સમજી ગયો કે પિતાજીએ યજ્ઞમાં લોભ કરવાની ભૂલ કરી. પછી ક્રોધ કરવાની ભૂલ કરી. હવે આ પુત્રમોહ થાય છે. પછી આ વચનભંગની ભૂલ થાય–એટલે એમનું તપસ્વી જીવન રહ્યું ક્યાં ? એટલે હાથ જોડીને કહ્યું : 'પિતાજી ! આપણા વંશમાં કોઈએ કોઈ દિવસ વચનભંગ કર્યું નથી. એકવચની રહેવાની આપણી પ્રતિષ્ઠા તમે હવે ધૂળ મેળવતા નહિ ! હવે તો મને જવા જ દો ! જન્મ અને મરણ તો જીવ સાથે જોડાયલાં છે. અને છતાં વળી જીવ માટે એ નથી એમ પણ છે. તમે એ જાણો છો. પછી આ શોક શાનો ? આંહીં દેખાય છે છતાં ખરી રીતે જન્મ પણ કેવો ? મૃત્યુ પણ કેવું ? અને એ બે ન હોય તો પછી જીવન પણ કેવું ? માટે હવે હે પિતાજી ! તમે વચનભંગની કલ્પના પણ ન કરતા. હવે તો મને યમરાજાને ત્યાં જવા જ દો ! હું સહેહે સાજોતાજો, તમારે પ્રતાપે ત્યાં પહોંચું છું એનો તો મારા મનમાં આનંદ આનંદ થઇ રહ્યો છે ! આ મારી આંખો યમરાજાને જોઈ શકશે એ જેવી તેવી વાત છે ? સત્ય વડે તો ધર્મ છે, અને ધર્મ એ જ જીવન છે, માટે પિતાજી ! તમે મને હવે જવાની વિદાય આપો ! જીર્ણશીર્ણ થઇને અવશની પેઠે મૃત્યુને સ્વાધીન થવું, એના કરતાં તો આ હજાર દરજ્જે સારું છે ! તમે જ ઘણી વખત કહ્યું છે કે તમારી પરંપરામાં, વચન માટે અસહ્ય કષ્ટ વેઠનારાઓ થઈ ગયા છે, અને હવે તમે જ એ પરંપરાને તોડશો ?'

નચિકેતાનાં વાક્યોથી ઋષિ ઉદ્દાલક શાંત થયા. તેણે તેને યમરાજાને ત્યાં જવાની રજા આપી.




નચિકેતા યમરાજાને ત્યાં પહોંચ્યો, પણ યમરાજા તો ઘેર મળે નહિ! ક્યાંક બહાર ગયેલા. નચિકેતાએ વિચાર્યું કે પિતાએ પોતાને યમરાજાને સોંપી દીધો છે, એનો અર્થ તો એ થયો, કે એ સ્થૂળ રીતે તો હવે મરણ જ પામ્યો છે! યમરાજા ઘેર હોય કે ન હોય પણ પોતાના સ્થૂળ દેહ વડે હવે કોઇ ભોગ ભોગવવો એ અધર્મ જ કહેવાય! એ પણ વચનભંગ ગણાય! કારણ કે ખરી રીતે તો હવે પોતે જીવતો જ નથી. અને જીવે છે તો યમરાજાને સોંપાયલા માનવ તરીકે. એટલે એ તો ત્યાં યમરાજાના દ્વાર ઉપર ભૂખ્યો તરસ્યો બેસી ગયો! નથી અન્ન લેતો. નથી પાણી પીતો. ત્રણ દિવસ એમ ને એમ વહી ગયા.

ત્રીજે દિવસે યમરાજા ઘેર આવ્યા. ખબર મળ્યા કે દ્વાર ઉપર કોઇ અતિથિ બ્રાહ્મણ આવ્યો છે. એણે ત્રણ દિવસ થયાં અન્નજળ લીધાં નથી! કોઈ પૂછવા જાય છે તો જવાબ આપે છે કે મારે તો યમરાજાને પોતાને મળવાનું છે!' બ્રાહ્મણ અતિથિ, વળી સહેજે આવેલો, એ સાંભળીને યમરાજા પણ આશ્ચર્ય પામી ગયા. હાથમાં જલકુંભ લીધો અને પોતે જ અતિથિરાજના હાથપગ ધોવા માટે ચાલ્યા!

પણ નચિકેતાની વાત સાંભળીને તો એ છક્ક થઇ ગયા. ધર્મ વિષેની આવી સમજણ બતાવનાર પ્રત્યે એમને ભારે માન થયું. એમણે નચિકેતાને કહ્યું: 'હે અતિથિરાજ! તમે જે આ ત્રણ દિવસ અન્નપાણી વિના મારે આંગણે બેઠા રહ્યા, એની મને શરમ આવે છે. પણ હવે તમે ત્રણ વરદાન માગો. ગમે તે માગો.'

નચિકેતાએ કહ્યું: 'હે યમરાજ! જો આપ વર આપવા માગતા હો તો હું પહેલો વર આ માગું છું: હું મૃત્યુ પામ્યો છું એટલે હવે પૃથ્વી ઉપરના મારા પિતા, એનો સંકલ્પવિકલ્પ કરીને, નાહકના દુ:ખી થાય એ ખોટું છે. એટલે પહેલું તો એ બંધ પડે. હું પૃથ્વી ઉપર જાઉં તો એ મને ઓળખી શકે. આ તમારો પહેલો વર હો!'

યમરાજે કહ્યું: 'ભલે, એ એમ થશે!'

'બીજો વર મારે આ માગવાનો છે' નચિકેતા બોલ્યો: 'મારે સ્વર્ગ શું છે એ જાણવું છે. એ જ્ઞાન મને હો!'

યમરાજે કહ્યું: 'એ જ્ઞાન પણ તને થશે હે નચિકેતા! સ્વર્ગ એ બીજું કાંઈ નથી. જ્ઞાની જનોની શાંતબુદ્ધિનો જ એ મહિમા છે. માણસ જ્ઞાની હોય, અને શાંત હોય, એ હરપળે જ્યાં હોય ત્યાં સ્વર્ગ જ જુએ છે! સ્વર્ગ બીજે ક્યાંય નથી. જ્ઞાનીજનના ચિત્તની એક શાંત લહરીથી એ ઊભું થાય છે. હવે ત્રીજું વરદાન માગ!'

'ત્રીજું હું આ માગું છું: હે યમરાજ! માણસ મૃત્યુ પામે છે. પૃથ્વીમાં એના વિષે બે વાત ચાલે છે. કેટલાક કહે છે એ તો શરીર નાશ પામે છે. આત્મા અમર છે. બીજા કહે છે, આત્મા જેવું કાંઇ છે નહિ. શરીર ગયું એટલે બધું ગયું. હવામાં હવા મળી ગઈ ખેલ ખલાસ. હવે ત્યાં કેવો આત્મા ને કેવી વાત! હે ભગવન્! આમાં સાચું શું?'

યમરાજ સમજી ગયા. આ તો હવે આત્મજ્ઞાનની વાત થઇ. જેને એકડો આવડે એને જેમ પછીના આંકની ખબર પડે, તેમ આ બાળક જેવો નચિકેતા આવડી મોટી વાતો તો કરે છે, પણ તે કેવળ ગોખણપટ્ટી છે કે એની શ્રદ્ધાની વસ્તુ છે એ જાણ્યા વિન પોતે એની પાસે આત્મજ્ઞાનની વાત કરે





તો તો એ મોટો અનર્થ થાય! આની શ્રદ્ધા કેવી છે એ પહેલું જોવું જોઇએ અચળશ્રદ્ધા હોય તો માણસ જે એક વસ્તુની અચળશ્રદ્ધા હોય એના કરતાં વધારે કીમતી કોઈને ન ગણે. આ શ્રદ્ધાની પરીક્ષા. આત્મજ્ઞાનની તાલાવેલી છે કે માત્ર મોંની વાત છે એ જાણવાની આ કૂંચી.

એટલે યમરાજે કહ્યું: 'હે નચિકેતા! હે બાળક! આ વાત તો અતિ સૂક્ષ્મ છે. એના કરતાં તું દ્રવ્યના ડુંગરા માગ. હજારો વર્ષનું આયુષ્ માગ. પૃથ્વીનો રાજા થવાનું જ માગ ને! તું પૃથ્વીનો રાજા, અને લાખો વર્ષનું જીવન તને મળે—એવો વર હું તને આપું. આ આત્માની વાત જવા દે!'

'હે ભગવન્' નચિકેતાએ કહ્યુ: 'લાખો વર્ષને પણ અંત છે. અને જેને અંત વિષે જ જાણવાની લગની છે એ દ્રવ્યનું શું કરે? પૃથ્વી પણ છેવટે પૃથ્વી ઉપર જ રહી જાય છે. મારે તો જાણવું છે, મૃત્યુ પછી શું છે? કાંઈ છે કે કાંઈ નથી? તમે જો એ ન કહો—તો પછી બીજો તો કોણ એનું રહસ્ય કહેનાર મળવાનો હતો? ને એ રહસ્ય જાણ્યા વિના લાખો વર્ષના જીવનને પણ શું કરવાનું? છેવટે તો એનો અંત આવવાનો. ને ત્યારે પાછો એ જ પ્રશ્ન ઊભો થવાનો. મૃત્યુ પછી શું? માટે મારે તો આ જ્ઞાન જ જોઇએ!'

'હે નચિકેતા! તું વિચાર કરી જો. આટલું જરા જેટલું જ્ઞાન વધે—કે પૃથ્વીમાં ક્યાંય શોધ્યા જડે નહિ એવા સ્વર્ગના વૈભવો વધે? સ્વર્ગની અપ્સરાઓ, કુસુમવનની વાડીઓ, અદ્‌ભુત રથો, ને અનુપમ રમણીઓ—એ વધે કે આ જ્ઞાનનું પલ્લું વધે? મરણ પછી શું છે એ જાણવાથી તને શું ફાયદો થવાનો છે?'

પણ નચિકેતાની શ્રદ્ધા તો અચળ હતી. આત્મજ્ઞાનની તોલે કોઈ વૈભવ આવી શકે જ નહિ એ એની દઢ માન્યતા હતી. એણે હાથ જોડીને કહ્યું: 'મારે તો મૃત્યુ પછી આત્માનું શું એ વાત જાણવી છે? આત્મા છે કે નહિ—એ વાત કહો. બીજો કોઈ વૈભવ મારે જોઈતો નથી.'

'પણ હે નચિકેતા! આ જ્ઞાન ત્યારે જ સમજાય, જ્યારે આ જ્ઞાનનો ખરો પ્રાપ્ત કરનાર મળે. ગોખે તો બધા. શાસ્ત્રો પણ બધા વાંચે. પણ આ આત્માનો અનુભવ લેવો એ જુદી જ વાત છે! તારા જેવા શાંત ધીરજવાળા પૂછનારને—ધીમે ધીમે એ મળે. જો આ આત્મા અજન્મા છે. એટલે એનો કોઈ બાપ નથી! શરીર તમામ અનિત્ય. એ નાશ પામે. એમાંથી નીકળી જનારો કોઈ દી નાશ ન પામે. પણ આ આટલું જ્ઞાન ખરેખરું સમજાય ક્યારે—જ્યારે ઇંદ્રિયો શાંત હોય, ચિત્ત સ્થિર હોય, અહંકાર ન હોય. બાકી કેવળ વિદ્યાભ્યાસ આ જ્ઞાન નહિ આપે!

'ચક્ષુ, સૃષ્ટિને જુએ. પણ પોતાને જોઈ શકે? ના. એ વાત બધી ઇંદ્રિયોની સમજવી. ઇંદ્રિયો સમજે કે કોઇક કાંઇક દોરી રહ્યું છે. પણ એ દોરનારને જોવા જાય તો એનો પત્તો મળે નહિ! એ પત્તો તો ત્યારે મળે જ્યારે ઇંદ્રિયો જ ઇંદ્રિયો વિષેનો કાંઇ અનુભવ ન લે! એટલે કે સ્થિર, શાંત, અંતર્મુખ—અંદર જોનારી બને! બાકી આત્માનું શું થાય છે એ હુ તને કહું. મરણ પામે એટલે દેહ જાય. આત્મા રહે. એ આત્મા બીજું વસ્ત્ર પહેરવા



માટે માતાના ગર્ભમાં પ્રવેશે. કાં થોડો વખત સ્થિર રહે. એ તો જેવી જેની ભાવના.

'હવે આ આત્માનું આમ જ એમ જે અનુભવે—માત્ર જાણે નહિ, અનુભવે—એ જીવનમુક્તિ. એને પછી બીજો જન્મ નહિ. બીજું મરણ નહિ. કારણ કે એણે વસ્તુ શોધી કાઢી, ને પોતાની બનાવી દીધી. એટલે એ પછી મહાન એવા આત્મામાં—લય પામે મીઠું પાણીમાં ગળે તેમ.'

નચિકેતા. યમરાજના આ શબ્દેશબ્દને અંતરમાં જોઈ રહ્યો હતો!

એના આનંદમય બની ગયો હતો!

[ ૧૦ ]

દેવ અને દાનવના યુદ્ધમાં દેવોનો વિજય થયો. અને દાનવો હાર્યા. પણ એ એવા બળવાન હતા કે પાછા ફરીને ક્યારે ઊભા થાય તે કહેવાય નહિ! એટલે દેવોએ નિર્ણય કર્યો કે જે શસ્ત્રો વડે આપણને વિજય મળ્યો છે તે શસ્ત્રોનો આપણે ત્યાગ કરવો નહિ. ક્યાંક સાચવીને રાખી મૂકવાં.

હવે જો દેવલોકમાં રાખે તો વખત છે ને કોઈક અદકપાંસળીનો એમનું ગુપ્ત રહસ્ય પ્રગટ કરી દે કે દાનવોને એમની માહિતી આપી દે. એટલે એમણે વિચાર કર્યો કે એમને એવે સ્થળે રાખવાં કે જ્યાં હોવાની કોઈને શંકા જ ન પડે!

એટલે એ મંડ્યા કોઈ ઋષિમુનિનો આશ્રમ શોધવા. શોધતાં શોધતાં એમને દધીચિ ઋષિનો આશ્રમ મળી ગયો. એ આશ્રમ એવો હતો કે ત્યાં કોઈને શંકા જવાનો સંભવ નહિ! ઋષિ દધીચિ મરતાને મેર ન કહે એવા! એટલા વિનમ્ર, શાંત, તપસ્વી, તમામ પ્રત્યે પ્રેમભર્યા!

દેવોને લાગ્યું કે દૈત્યોને આંહીં શંકા નહિ પડે! આંહીં શસ્ત્રો સુરક્ષિતપણે પડ્યાં રહેશે. અને ઋષિ પણ એમને પોતાનાં ગણીને જાળવશે

એટલે દેવતાઓ ત્યાં થાપણરૂપે શસ્ત્રો મૂકવા આવ્યા. ઋષિપત્ની મહા વ્યવહારુ હતાં. તે વાત સમજી ગયાં કે આ કાંઈ જેવી તેવી થાપણ નથી. આ તો કાચો પારો છે. જો જરાક જ ભૂલ થઈ તો એ આશ્રમ ઉપર દૈત્યોનો દરોડો લાવી મૂકશે. એટલે એમણે ઋષિને વાર્યા. એમનું નામ ગભસ્તિની. લોપામુદ્રાનાં એ બહેન. એટલે તેજસ્વી તો ખરાં જ, પણ વ્યવહારકુશળ પણ એવાં. પણ દેવો તો જમાનના ખાધેલ હતા. તે સમજી ગયા કે શસ્ત્રો જો ક્યાંય હવે સુરક્ષિત રહી શકે તો આંહીં જ! બીજો કોઈ એમને રક્ષી નહિ શકે.

એટલે એમણે તો વિજ્ઞપ્તિ કરી, દેવલોકનું રક્ષણ કરવાની વાત કાઢી, ગમે તેમ કરીને ઋષિને શસ્ત્રો જાળવી રાખવાની વારંવાર આગ્રહભરી પ્રાર્થના કરી. ઋષિપત્નીએ ઘણી સમજણ આપી કે "આ શસ્ત્રો સાચવવા જતાં ભવિષ્યમાં વખતે દેવો પણ તમારા દુશ્મન થશે ને દૈત્યો પણ આંહીં સંહાર કરવા આવશે. એટલે આ ભારેલો અગ્નિ આપણે આપણા આશ્રમમાં રાખવો જ નહિ.

પણ દેવોની રખડપટ્ટીની સ્થિતિ જોઈ ને ઋષિનું મન પીગળી ગયું હતું. એમણે હા કહી, અને દેવોને તો એમનો એક શબ્દ





એટલે શું એ ખબર હતી, એટલે શસ્ત્રઅસ્ત્ર ત્યાં મૂકીને એ તો તરત રવાના થઇ ગયા! ઋષિની પાસેથી એ શસ્ત્રઅસ્ત્ર હવે એમના જીવતાં કોઇ જ મેળવી ન શકે એ વિષે એમને લેશ પણ શંકા ન હતી!

આ વાતને વર્ષો વીતી ગયાં. દૈત્યોએ દેવોનાં શસ્ત્રોનું રહસ્ય મેળવવા આકાશપાતાળ એક કર્યાં પણ એ રહસ્ય એમને ન મળ્યું તે ન જ મળ્યું! પણ છેવટે એમને કાને ભૂખ એવી સનસા આવી કે એક વખત દેવો દધીચિ ઋષિને આશ્રમે ગયા હતા ખરા! એટલા ઉપરથી એમણે અનુમાન બાંધ્યું કે ત્યારે એ શસ્ત્રો ત્યાં જ હોવાં જોઇએ. એમણે તરત એ મેળવવાની નવી નવી યુક્તિઓ શોધવા માંડી! એ પણ જાણુતા હતા કે ઋષિના જીવતાં શસ્ત્રો નહિ મળે. ને ઋષિને ત્યાં દરોડા પાડતાં પણ નહિ મળે. મળે તો માત્ર યુક્તિથી જ મળે!

આ બાજુ દેવો પણ ઋષિને ત્યાં ફરકતા નથી. એમને પણ એમ છે કે ઋષિને ત્યાં આપણે ફરકયા છીએ એટલી નિશાની ઉપર તો દૈત્યો કૈંક કૌભાંડ રચી કાઢશે!

આ તો ગુપ્તમાં ગુપ્ત રાખવાની વાત હતી

હવે આ તરફ દધીચિ ઋષિને કયાંય નિદ્રા નથી. એમને આ પારકી થાપણ પોતે લીધાનો હવે પશ્ચાતાપ થાય છે. પણ વેણુ આપી દીધા પછી હવે શું થાય?

એમણે પોતાની અદ્ભુત શક્તિનો આધાર લીધો. જે જે મંત્ર વડે આ શસ્ત્રઅસ્ત્ર ઉત્પન્ન થયાં હતાં, તે તે મંત્ર વડે શસ્ત્રઅસ્ત્રની પૂજા કરી, અને એ જલ પોતે પી ગયા! આ વસ્તુ તો એ પોતે એકલા જ જાણુતા હતા. હવે ત્યાં શસ્ત્રઅસ્ત્ર તમામ પડયાં છે, પણ જેમ પ્રાણ વિનાનાં શરીર પડયાં હોય તેમ. એમનું બધું તેજ–શક્તિ, એ પાણી–તો ઋષિના દેહમાં પડયાં હતાં!

આ શસ્ત્રઅસ્ત્રની પારકી થાપણ ચોરાતી અટકાવવા આ એક જ ઉપાય હતો હવે કોઇને એ પાછાં જોતાં હોય તો ઋષિને મારે ત્યારે મળે! પણ ત્યાર પછી દેવો એ શસ્ત્રો લેવા આવ્યા. જુએ છે તો શસ્ત્રો ત્યાં છે–પણ એમાંથી જાણે તેજ હરાઇ ગયું છે! જાણે કે નિર્જીવ ખોખાં હોય! કોઇના ઉપર મૂકે તો એનાથી એક ચકલુંય ફડકે નહિ!

એમણે ઋષિ પાસે ધમાલ કરી મૂકી કે આ અમારાં શસ્ત્ર જ ન હોય. અને અમારે તો હવે દેવલોકના રક્ષણ માટે પાછું ફરી જુદ્ધે ચડવાનું છે! અમારાં શસ્ત્ર કયાં છે? આ તો ખોખાં છે!

ઋષિએ કહ્યું: 'ભાઇઓ! તમે શસ્ત્ર મૂકી ગયા પછી બિલકુલ દેખાયા નહિ. દૈત્યોનો ભય હમેશાં માથે તોળાઈ રહ્યો હતો. તમારાં શસ્ત્રો એમને હાથે જાય તો મેં આપેલું વચન ફોક થાય એટલે વચન આપવાની અમારા વંશની કૈક યુગોની પ્રતિષ્ઠા પાણીમાં મળે! અમારી પાસે બીજી તો કઈ સમૃદ્ધિ હતી? આ મહાન સમૃદ્ધિ કે સિદ્ધિ જે ગણો-તે, અમારી પરંપરામાં કૈક વર્ષોથી ચાલી આવતી વચનપાલનની આ મહત્તા હતી. એ કેમ ફોક થવા દેવાય? અને એ ફોક થવા દેવી ન હોય તો તમારાં શસ્ત્રઅસ્ત્ર તો જાળવીને તમને પાછાં સોંપવાં જ રહ્યાં—પછી જીવતે કે મૂએ. એટલે એ તમારાં શસ્ત્રઅસ્ત્ર સહીસલામત પડયાં છે!'

'પણ આ તો ખોખાં છે—એમને અમે લઈ જઈને પણ શું કરીએ? એમનાથી દૈત્યોની વાત તો બાજુએ રહી—એક ચરકલડુંય ફફડે તેમ નથી!'

'તમારી વાત બરાબર છે. તમારાં શસ્ત્રોનું તેજ મારામાં વસી રહ્યું છે. પણ એ હવે તમને મળે તો જ—જો તમે મને હણીને મારાં અસ્થિ લઈ જાઓ તો!'

'અરે! આ તે કાંઈ વાત છે?' દેવોએ ધમાલ કરી મૂકી. 'અમે દેવો થઈને જીવતા બ્રાહ્મણને હણવાનું દુષ્ટ કર્મ કરીએ? એવી બ્રહ્મહત્યા અમારે વહોરવી નથી!'

'તો પછી તમારે અત્યારે ખોખાંથી સંતોષ માનવો રહ્યો—અને મારા કુદરતી મૃત્યુની રાહ જોવી રહી!'

દેવોને આ વાત તો આકરી પડી જતી લાગી. ઋષિ તો કોણ જાણે ક્યારે મરે? ત્યાં સુધી રાહ જોવી કેમ પોસાય? એમણે કહ્યું: 'રાહ જોતા ઋષિરાજ! અમે બેસીએ તો ખરા, પણ આહીં તો દેવભૂમિ રહેશે કે જાશે એવો મહા યુદ્ધનો પ્રશ્ન ખડો થયો છે. તમે શસ્ત્ર-અસ્ત્ર આપો તો દેવભૂમિ બચે! તમારે સત્ય-વ્રતનું યથાર્થ પાલન કરવું જ હોય તો તમારે શું કરવું જોઈએ એ અમારે કહેવાનું હોય નહિ! વખત બહુ થોડો છે. ને હરેક પળ અમારે માટે તો કીમતી છે!'

ઋષિ ક્ષણ બે ક્ષણ આંખો મીંચી ગયા. એમણે આશ્રમમાં નજર કરી. ગભસ્તિની ક્યાંય દેખાતી ન હતી. એ કોઈ કામે બહાર ગયાં હતાં.

પણ થાપણ માગનારો થાપણ પાછી માગવા આવે પછી વિચાર માટે વખત માગવાનો હોય જ નહિ. એટલે ઋષિએ મનમાં નિર્ણય કર્યો. ગભસ્તિની ઘેર હોય કે ન હોય, આ આશ્રમમાં જ્યાં જન્મમરણ બન્ને મહોત્સવ સમાન છે, ત્યાં આમને ખોટી શું કરવા?

એ તો તરત ત્યાં બદ્ધપદ્માસન થઈને બેસી ગયા. સ્વેચ્છાથી પ્રાણત્યાગ કરી નાખ્યો. કેવળ એમનું સ્થૂળ શરીર ત્યાં રહ્યું!

એ ઋષિનાં હાડકાં મેળવીને દેવોએ અદ્ભુત વજ્ર તૈયાર કરાવ્યું.

આ તરફ ગભસ્તિની અરણ્યમાંથી પાછાં ફર્યાં. જુએ છે તો ઋષિનો સ્થૂળ દેહ માત્ર—થોડોક અવશેષ પડ્યો છે!

પોતાનાં ગર્ભમાં બાળક હતો. તેને જાળ-વવા માટે થઈને એ વખતે તો એમણે દેહ-ત્યાગ ન કર્યો. પણ પ્રસવ પછી એને કેવળ ઈશ્વરાધારે મૂકવાની વજ્જર કરતાં પણ કઠણ છાતી કરી. અને વનદેવતાઓને બાળકનું રક્ષણ સોંપીને પોતે સતી થઈ ગયાં! આ બાળક તે પિપ્પલાદ મુનિ.

★

[ ૧૮ ]

બેડીની રસ્સીઓ ઘણી જ સખત છે પણ એમને તોડવાનો પ્રયત્ન કરતાં મારું હૃદય દુઃખી થાય છે.

મારે મુક્તિ જોઇએ છીએ એ જ મારી મોટામાં મોટી આકાંક્ષા છે. પણ એને માટે આશા રાખવાની વાત આવતાં હું શરમાઉં છું!

મને એક વસ્તુની ખાતરી છે. અગણ્ય સંપત્તિનો સમુદ્ર તારામાં લહેરાઈ રહ્યો છે. અને તું જ મારો સાચો સખા, મિત્ર, અને સ્વજન છે. પણ આંહીં આ મારી કોટડીમાં પડેલાં દેખાવનું સોનું છોડવાનું પણ મારાથી બનતું નથી!

મને વીંટળાઈ વળેલું અંધાર પડ, ધૂળનું અને મરણભયનું બનેલું છે; એના પ્રત્યે મને તિરસ્કાર, કાંઈ ઓછો નથી. છતાં હું પ્રેમથી એને વળગી રહ્યો છું તે વળગી રહ્યો છું. હું એને છોડી શકતો નથી. એ કાંઈ મને એની મેળે તજે તેમ નથી. મારું ઋણ અનંત છે. મારી પરાજય કથા ઘણી મોટી છે. મારી શરમવાત અત્યંત ગુપ્ત અને હૃદયમાં પડેલા પથ્થર જેવી ભારે છે. છતાં જ્યારે હું મારા કલ્યાણની તારી પાસે યાચના કરી રહ્યો હોઉં છું ત્યારે મારા હૃદયમાં કોઇ અજ્ઞાત ભયની ઝણઝણાવટી આવી જાય છે! રખેને મારી પ્રાર્થના સ્વીકારાઈ જશે તો!

[ ૧૯ ]

જેને જેને મેં મારા નામનો મહિમા આપ્યો તે બધાં આંહીં અંધારખૂણામાં જાણે રુદન કરી રહ્યાં છે!

—અને હું તો હજી મારી આસપાસની દીવાલને જાણે અધ્ધર ને અધ્ધર ઊંચે ઊંચે લેતો જ જાઉં છું! જેમ જેમ એ ઊંચી થતી જાય છે તેમ તેમ એના પડછાયામાં હું મારી પોતાની જાતને જ ભૂલતો જાઉં છું! પણ દીવાલ તો રાત દી ઊંચી વધતી જ જાય છે. મારો પ્રયત્ન પણ, એને બંધાતી રાખવાનો ચાલુ જ છે!

મારી આસપાસ ઊભી કરેલી આ મહાન દીવાલનો મારા મનમાં ગર્વ છે! અને હું એને બરાબર ચૂનામાટીના વાટા દઇને મજબૂત કરી રહ્યો છું કે એમાંથી એક કાંકરી પણ ન ખરે! કે પ્રકાશ લાવવાનું જરાક પણ કાણું ન રહે! અને આ બધા જ પ્રયત્નો મારી જાતને ભૂલવા માટે હું કરી રહ્યા છું! રે! આશ્ચર્યનું આશ્ચર્ય!

[ ૨૦ ]

હું, આખે રસ્તે એકલો એકલો જ, મારા આ સંકેતસ્થાને આવી પહોંચ્યો છું! પણ આ નીરવ અંધકારમાં મારી પછવાડે પછવાડે કોણ આવી રહ્યું છે?

એની હાજરીમાં મારી જાત પ્રગટ ન થાય, માટે હું એક તરફ સરી જાઉં છું. પણ છતાં એનાથી હું છૂટો થઈ શકતો નથી!

એ જમીન ઉપરથી ધૂળ ઉડાડે છે અને તે પણ જાણે બહાદુરી કરતો હોય તેમ! હું જે કાંઈ બોલું છું એનો એ મોટો પડઘો પાડે છે!

એ બીજું કોઈ નથી, હે મારા નાથ! એ મારી પોતાની જ ઠીંગુજી આકૃતિ છે! એને તો કોઈની શરમ પણ નથી. પણ એની સાથે તારા દ્વારે આવતાં, હું શરમનો માર્યો ભોં ભેગો થઇ જાઉ છું! આવવું છે તારે દ્વારે —અને સાથે લાવ્યો છું આ ઠીંગુજીને!

[ ૨૧ ]

મારું અંતઃકરણ, અસંખ્ય વખત આમ બોલ્યા જ કરે કે "મારે તારો ખપ છે હે મારા નાથ! મારે તારો—અને માત્ર તારો જ ખપ છે!"

જે જે ઇચ્છાઓ મને આડે માર્ગે લઇ જાય છે તે તમામ ખોટી છે, અને રૂંવાડે-

રૂંવાડામાં મિથ્યા છે!

મને આ ખાતરી છે કે જેમ રાત્રિનો અંધકાર, પ્રભાતનાં કિરણુની પ્રાર્થના પોતાના અંતરમાં ભરી રાખે છે, તેમ મારા હૃદયના અંધકારભર્યા ખૂણામાં કોઇક એવી મૂર્છિત ચેતના જાગે છે જે વારંવાર આર્ત્તનાદ કરે છે કે 'મારે તારો ખપ છે! હે મારા નાથ! મારે તારો ખપ છે!'

તોફાનોનો મહાસાગર જેમ છેવટે શાંત પળોને ઝંખે છે, પછી ભલેને એણે થોડા વખત શાંતિને પોતાના ભયંકર ઝંઝાવાતે હચમચાવી મૂકી હોય! તેમ જ મારાં માનસ-તોફાનોએ તારા પ્રેમની સામે ભલે ગમે તેટલો બળવો પોકાર્યો હોય–એ સર્વની પણ છેવટની પ્રાર્થના આ જ છે 'હે મારા નાથ! અમારે ખપ તારો છે!'

તું અને માત્ર તું જ છેવટનું શરણુ છે. છેવટનો આરામ છે. જાત્રાળુનુ છેવટનું શાંતિધામ છે.

[ ૨૨ ]

હે મારા સ્વામી! હું તે તારું કયું સ્વરૂપ સંભારું ને કયું ન સંભારું? જ્યારે મારું હૃદય કઠોર ને શૂન્ય બને છે ત્યારે તું દયાની વૃત્તિ રૂપે પ્રગટે છે!

જ્યારે જીવનમાંથી હું રસ ખોઇ બેસું છું, ત્યારે તું કોઇ મધુર ગીતાવલિના સરોદ રૂપે મારા અંતરને જગાડી જાય છે!

જ્યારે ચારે તરફના કામની અસંખ્ય ધમાલોથી હું આકુળવ્યાકુળ થઈ જાઉં છું, ત્યારે તું મારી પાંપણુ ઉપર બેસીને જરાક નિદ્રાઘેનની મોહિની બંસી છેડી લે છે! અને હું આરામ અને શાંતિ પામી જાઉં છું!

કોઇ વખત મારું ભીરુ કંગાળ હૃદય, કોઈ એક અંધાર ખૂણામાં રાંકાની જેમ સાવ નિર્માલ્ય બનીને ટુંટિયું વાળી બેસી જાય છે, ત્યારે તું હે મારા રાજા! કોઈ મહાન નૃપતિની અદાથી, એકદમ બારણું ખોલીને પ્રવેશે છે, અને મારી પેલી રાંકડી ક્ષુદ્રતા કોણુ જાણે ક્યાં ભાગી જાય છે!

અને જ્યારે અદમ્ય કામનાથી, મનને ઘેરો અંધકાર વીંટળાઈ વળે છે, ત્યારે હે પવિત્ર! તું તારો જ્યોતિ લઈને આવે છે! અને ઘનઘોર આકાશમાં થતી ગર્જના લઇને મારી પાસે આવે છે!

હું તે તને હે મારા નાથ! કયે સ્વરૂપે પીછાનું ને કયે સ્વરૂપે ન પીછાનું?

[ ૨૩ ]

જીવનના મંગલપ્રભાતે જ એ વાત નક્કી થઈ હતી કે હું અને તું, એક નૌકામાં સાથે સફરે નીકળીશું. આ વાતની કોઈને ગંધ પણુ નહિ મળે, અને આપણે આપણી આ યાત્રા શરૂ કરીશું!

આપણી આ યાત્રા–જેને કોઈ દેશ નથી, દિશા નથી, જેનો ક્યાંય ઉતારો નથી! એ અપાર સમુદ્રની સફરમાં તું તારું મૌન સ્મિત માત્ર કરશે, અને હું મારાં જીવનસંગીતની, શબ્દબંધનથી મુક્ત એવી, હેલી વરસાવતો રહીશ!

પણુ હજી શું એ સફરની પળ આવી નથી? કે હજી કામ અને કામમાંથી કોઈ નવરાઇની ઘડી મળી નથી?

હવે તો સંધ્યાના રંગ આકાશમાં દેખાય છે. પક્ષીઓ એને માળે પાછાં ફરે છે. ઝાંખું અંધારું કિનારા ઉપર આવતું જાય છે.

પણુ કોને ખબર છે ક્યારે આ સાંકળમાંથી મુક્તિ મળશે, અને ક્યારે એ નૌકા, વિલીન થઈ જતા છેલ્લા સૂર્યકિરણુની જેમ, રાત્રિના અંધકારમાં અદૃશ્ય થઇ જાશે? કોને ખબર?

[ જુઓ અનુસંધાન પાનું ૪૮ ]

# જળબિલાડી અને ઘોરખોદિયું, શીળો અને છછુંદર

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

જળબિલાડી અને ઘોરખોદિયાને જોતાં તો એમ જ લાગે કે બંને પ્રાણીમાં કોઈ પણ જાતનું સામ્ય નથી અને તે પણ માની ન શકાય કે તેઓ એક કુટુંબનાં છે. છતાં બન્નેમાં ખાસિયત અને દંતાવલીનું સામ્ય હોવા અંગે નિષ્ણાતો એમ માને છે કે તેઓ બંને એક જ કુટુંબનાં પ્રાણી છે. તે સિવાય જળબિલાડી અથવા પાણીનો કૂતરો તથા ઘોરખોદિયાનું માથું તથા દંતાવલીની રચના, બાંધો અને દેખાવ બીજાં ઘાતકી પ્રાણીઓ કરતાં ઘણો તફાવત માલૂમ પડે છે. અને આવો તફાવત દરેકે પોતાનો જીવનમાર્ગ જુદો કર્યો એટલે પડ્યો છે.

## જળબિલાડી

જળબિલાડીના બાપદાદાઓએ પાણીમાં થતી મચ્છીઓ ઉપર જીવનનો આધાર રાખ્યો છે. છતાં તે પાણી બહાર નથી જ રહી શકતું એવું પણ નથી. પાણીમાં વસવાટ કરવાથી તેને તરવામાં સહેલાઈ થાય તે માટે તેનાં આંગળાં પાતળી ત્વચાથી જોડાયેલાં છે. તેનાં આંગળાં લાંબાં હોવાથી તેમાં ત્વચાની પડ વધારે આવવાથી બહુ ઝડપથી તરી શકે છે. આવા જાળીવાળા પગ પાણી કાપવા માટે ઉપયોગી છે તે તો સૌ જાણતાં હશે. વળી તેની સાથે તેના શરીરનો ઘાટ પણ પાણીમાં સહેલાઈથી સરે તેવો સર્જાયો છે.

તેના શરીર ઉપર બહુ નજીક ગોઠવાયેલી રુવાંટી હોવાથી પાણી તેની ચામડી સુધી પહોંચી શકતું નથી અને પૂંછડી બહુ જાડી હોય છે. પાણી કાપવા માટે જાળીવાળા પગ તેમાં વળી પાછલા પગો તો આગલા પગો કરતાં ઘણા મોટા અથવા પહોળા હોય છે. નાક અને મોંફાડ ઉપર જાડી કડક બાલની મૂછો હોય છે. આવી શરીર અને અવયવોની રચના તેનો પાણી સાથેનો નાતો પુરવાર કરે છે. એમ છતાં તે જમીન ઉપર પણ સહેલાઈથી ચાલી શકે છે પણ જ્યારે ચાલે ત્યારે અલબત્ત જરા બેડોળ રીતે ચાલે છે. જ્યારે આપણે તેને પાણીમાં જોઈએ ત્યારે તેનું શરીર કેટલું આબાદ કામ આપે છે તે જોવા જેવું છે.

તેનો મુખ્ય ખોરાક મચ્છી જ છે અને આવી તેજ મચ્છીને પકડવા માટે તેની શરીરરચના જ એવા પ્રકારની પ્રકૃતિએ સર્જી છે. તેમાં તેની ચીકાશદાર રુવાંટી જેની ઉપર પાણી લાગવાથી આ રુવાંટી ભીની થતી નથી એટલે તેને ગમે તેવી ઠંડીમાં પણ શરદી લાગતી નથી. તેનું લંબગોળ શરીર પાણીમાં સડપ દઈને ચાલ્યું જાય છે અને સરવા લાગે છે. પાણીમાં હોય ત્યારે તેનું પહોળું માથું ભાગ્યે જ પાણીની સપાટી ઉપર દેખાય છે. આવું તેનું તરવું એટલું સરસ દેખાય છે કે ન પૂછો વાત. જ્યારે શોખથી પાણીમાં તરતું હોય ત્યારે તો તે ફક્ત આગલા પગોનો પાણી કાપવા માટે ઉપયોગ કરે છે. પણ જ્યારે તેમાં ઝડપ લાવવી હોય ત્યારે તેના પાછલા પગો, શરીર અને પૂંછડી બધાં એકીસાથે કામમાં લે છે. અને પૂરઝડપથી તરતું હોય ત્યારે તો આગલા અને પાછલા બન્ને પગોથી હલેસાં મારે છે. આ વખતે તેની કાયા સર્પ માફક વાંકીચૂંકી થઈ ગતિ વધારવામાં મદદ કરે છે. પગો હલેસાંની ગરજ સારે છે તેમ પૂંછડી જે જાડી પખતી માંસપેસીઓવાળી અને શેડઉતાર છે તેને સુકાન અથવા સુકવાણુ તરીકે વાપરે છે.

જ્યારે ભૂખી થાય છે ત્યારે મચ્છી પાછળ ઝંપલાવે છે અને તેના આડા અવળા ભાગતા શિકારની પાછળ આબાદ રીતે પડે છે. એ વખતે આપણને થઈ જાય કે તે આવા કામમાં બહુ નિષ્ણાત છે. તેના નાના કાન અને ચામડીનું પડ આડું આવી જતાં નસકોરાં કે જેમાં પાણી જઈ શકતું નથી એવી રચનાવાળાં છે. તેની કડક સળી જેવી મૂછો શા ખપની છે તે તો તે પાનીમાં તરતું હોય ત્યારે ખબર પડે છે. આવી કડક મૂછ હોવાનું કારણ તે ભીની થાય ત્યારે લબડી પડતી નથી અને જ્યારે કોઈ વસ્તુ કે સંતાઈ ભરાઈ રહેલા શિકારને તેની જગ્યા છોડાવવી હોય ત્યારે ઉપયોગ કરે છે. એ સિવાય તે આંખ આડે આવી દૃષ્ટિમાં અંતરાય ઊભો નથી



કરતી. મચ્છી જેવા લપટણા અને ચીકાશદાર શિકાર-ને બરાબર દબાવવા માટે તેનાં ભીંગડાંને વીંધી નાંખે એવા અણીદાર દાંતની રચના થઇ છે.

જળબિલાડી બનતાં સુધી નદીના મુખ આગળ વધારે પ્રમાણમાં વસવાટ કરે છે. દક્ષિણ અને ઉત્તર ગુજરાત, સૌરાષ્ટ્ર, સાબરમતી, તાપી અને કાળુભાર તથા ઘેલડી વગેરે નદીમાં દરિયાથી ચારછ માઈલ ઉપર વાસ–વસવાટ કરે છે પણ તે વસી શકે એવી જગ્યા હોવી જરૂરી છે. તેના નાકના ટેરવાથી પૂંછડી સુધીની લંબાઇ ચોવીસથી સત્તાવીસ ઈંચની, જ્યારે પૂંછડીની લંબાઇ પંદરથી અઢાર ઈંચની હોય છે. અને તેની પીઠ ઉપરની ઊભી થયા વિનાની રુવાંટીનો રંગ લાલ કથ્થાઇ હોય છે.

ખુલ્લા સપાટ પ્રદેશ માટે આ પ્રાણી પક્ષપાત ધરાવે છે. ખાડી અને દરિયામાં મચ્છી પાછળ નીકળી આવે છે. આમાં ઘણી વખત આખું કુટુંબ શિકાર પાછળ પડી જાય છે અને એકબીજાથી લગભગ પચીસ ત્રીસ વારને છેટે રહી બરાબર અર્ધ ગોળ આકારમાં તરી પોતાના શિકારને બરાબર દબાવે છે. જ્યારે મચ્છી પકડે ત્યારે તે પોતાનું માથું પાણીની સપાટી ઉપર બતાવે છે. છતાં હાકો તોડતું નથી.

આ પ્રાણીના પ્રજનન કાળ વિશે મને જરાય માહિતી નથી.

### ઘોરખોદિયું

આ પ્રાણીનો દેખાવ જોઇને ખબર પડી જાય કે તે તો જમીનનું જ જનાવર છે અને ધાંચ ખોદીને વસવાટ કરતું હશે. આ ખોદકામ કરવા માટે તેને આગલે પગે લાંબા મોટાં નહોર હોય છે. ટૂંકું રીંછ જેવું શરીર, ટૂંકા પગ મજબૂત નહોરથી સજ્જ થયેલા છે. કેટલેક ઠેકાણે આ પ્રાણીને વીજુ પણ કહેવામાં આવે છે. તેની મોંનાળ લાંબી નથી એટલે મૂળિયાં–ખોદવામાં બરાબર જોર કરી શકે છે. જોકે આ પ્રાણી બીજું બધું ખાય છે, છતાં માંસ વધારે પ્રમાણમાં ખાવું પસંદ કરે છે. એટલે માંસ તોડવા માટે તેના દાંત બીજાં શિકારી પ્રાણીઓની સાથે મળતા આવે છે.

આ પ્રાણી વગડામાં તો ભાગ્યે જ નજરે ચઢે છે છતાં ઘણાં સંગ્રહસ્થાનોમાં તે જોવા મળી આવે છે. માદા કરતાં નર મોટો અને વધારે ભારે હોય છે. તેની લંબાઈ ચોવીસ ઈંચની અને પૂંછડી ફક્ત છ જ ઈંચની હોય છે.

તેનો માથાથી પીઠ ઉપરનો રંગ રાખોડી જે પીળાશ પડતો સફેદ થઇ જાય છે અને ચહેરાના નીચેના ભાગ, ગળું, છાતી, પેટ અને નીચલી અર્ધી પૂંછડીમાં ઘેરો કાળો રંગ હોય છે. જેથી ઉપરનો અને નીચેનો રંગ બન્ને જુદા પડી જાય છે. તેનો દેહ ટૂંકો અને રીંછને મળતા આવતા પગ ટૂંકા અને ટૂંકી પૂંછડી જ્યારે તળી પહોળી લાંબી અને આંગળા લાંબા બુઠ્ઠા નહોરથી સજ્જ થયેલાં છે. તેનું ઉપલું અને નીચેનું જડબું બન્ને સરખી લંબાઈનાં છે.

આ પ્રાણી લગભગ બધે હોય છે પણ સૌરાષ્ટ્રમાં ડુંગરમાળ અને ગીરના પ્રદેશમાં વસે છે. તેને અતિ વૃષ્ટિવાળો પ્રદેશ પસંદ નથી. સપાટ કરતાં ડુંગરાળ પ્રદેશમાં તે જરૂર વસવાટ કરે છે કારણ કે તેવી જગ્યામાં કુદરતી ધાંચ કે પોલાણ તેને આરામ માટે મળી જાય છે પણ જ્યાં સપાટ ખુલ્લો પ્રદેશ પસંદ કર્યો છે ત્યાં નદીનહેરોના કાંઠા કે જ્યાં સહેલાઇથી ધાંચ ખોદી શકાય તેવી જગ્યાનો પક્ષપાત કરે છે. મોટાં ગીચ જાળાં કે વાડોમાં પણ નિવાસ કરી નાખે છે. તેની ચાલ રીંછને મળતી આવતી છે.

ઉપર બતાવ્યા પ્રમાણે તે માંસ મેળવાવા માટે નાનાં ચોપગાં પશુઓ, પંખીઓ, પેટે ચાલતાં પ્રાણીઓ અને જીવાત વગેરેને મારી ખાય છે. તેમાં જ્યારે મધ જડી જાય ત્યારે તો પાડીને ખાધા વિના તે રહી શકતું નથી. ફળફૂલ પણ ખાઈ લે છે. તે સિવાય સડેલું માંસ મળી જાય તો તે છોડતું નથી. અને માન્યતા એવી છે કે તે દાટેલાં મડદાં પોતાના લાંબા નહોરથી ખોદી કાઢી ખાય છે. જેનાથી તેનું નામ ઘોરખોદિયું પડયું છે.





ધોરખોદિયું બહુ હિંમતવાન પ્રાણી છે અને બચાવ માટે આપણી ઉપર હુમલો કરતાં જરાય અચકાતું નથી. ગમે તેટલાં અવળાં પાસાં હોય છતાં પણ હિંમત હારતું નથી. આવે વખતે પોતાના બચાવનાં સાધન તરીકે તેની નરમ જાડી ચામડી કે જેમાં તેના દુશ્મનનાં દાંત કે નહોર ખૂંચી શકતા નથી અને ગંધગ્રંથિનું બદબો ફેલાવતું તોપખાના સાથે તીક્ષ્ણ દાંત અને મજબૂત શક્તિ ધરાવતા નહોર વાપરે છે. અને વળી જાણે પોતે હવે મરી ગયું એવી મોતની આબાદ નકલ કરી જાણે છે.

ધોરખોદિયાં જ નજરે ચઢતાં નથી તો તેના પ્રજનન કાળ વિશે તો માહિતી શેની જ હોય. પણ વનપાળો એમ કહે છે કે તેની સાથે બે બચ્ચાં કયારેક નજરે ચઢી જાય છે.

## શેળો અથવા શીળો

હવે આ સસ્તન પ્રાણી જીવાત ખાવાવાળાં આવ્યાં અને તે જીવાત તેઓ જમીન ઉપરથી જ શોધે છે. પોતાનો ચારો મેળવવા તેઓ રાતના એટલે સાંજ થતાં પોતાની બઢીમાંથી બહાર આવે છે. અને સવાર થતાં પાછાં તેમાં જઈ આરામ કરે છે. આ પ્રાણીને ટૂંકા પગો અને પાંચ આંગળાં હોય છે. તેના જુદા જુદા દાંતમાં બહુ ઓછો તફાવત માલૂમ પડે છે.

શેળાનું મોં ભુંડના મોંને મળતું આવે છે. તેની દૃષ્ટિ અને કર્ણ બહુ વિકાસ પામેલા છે. તેના ઉપર કાંટા આવેલા હોય છે એટલે તેનું શરીર દેખાતું નથી પણ નાની એવી પૂંછડી કયારેક દેખાઈ જાય છે. તેના ટૂંકા પગોમાં આંગળાં ઝીણા નહોરથી સજ્જ થયેલાં છે. પણ જમીન ખોદવામાં લગભગ નકામા છે. આ પ્રાણીને તેની પીઠ અને પડખે કાંટાની ગોદડી આવેલી છે એટલે તરત જ ઓળખી શકાય છે. કાંટા વિનાની ચામડી નરમ છે. પણ અંદર તે કાંટાના બખ્તર હલાવવા બહુ સરસ રચના પ્રકૃતિએ કરી છે, કે જ્યારે તે બી જાય ત્યારે ગોળ દડાની માફક થઇ જાય છે. આમ દડા જેવું થઇ જાય એટલે તેને બચાવ કરવાની ખાસ જરૂર નથી.

શીળા બે જાતના થાય છે: એક જે શેળાના નામથી ઓળખાય છે તે ગુજરાતમાં સામાન્ય છે એમ શ્રી હરિનારાયણ આચાર્યનું કથન છે. અને બીજી જાતનો પાન્ડુ રંગનો શીળો સૌરાષ્ટ્ર ગુજરાતમાં બધે વસે છે. આ શીળાનો રંગ તેના તાલકા અને કપાળ ઉપરથી છાતી અને પેટ સુધી સફેદ પટ્ટાવાળો હોય છે, જ્યારે બીજી જાતના શેળાને આ સફેદ પટ્ટાનો અભાવ જોવામાં આવે છે.

શીળાને સુકકો અને રણપ્રદેશ વધારે ગમે છે. દિવસે કોઇ રેતીનાં ધાંચમાં કે કોઈ કાંટાવાળા જાળામાં અથવા ઘાસના ઘચૂમલામાં ભરાઇ રહે છે અને સાંજ થતાં બહાર આવી ખોરાકની શોધમાં નીકળે છે. સવાર પડતાં પાછાં પોતાની જગ્યાએ ચાલ્યા જાય છે. શીળાનો ખાસ ખોરાક તો જીવાત અળશિયાં, લાળિયાં, ગરોળાં, ઉંદરડાં અને પંખીના ઇંડાંનો છે. આમાં મૂળિયા તથા ફળફૂલનો પણ સમાવેશ થાય છે. પોતાની નાની એવી બદ ચાલમાં ઘણું અંતર ખોરાકની શોધમાં કાપી શકે છે. આ ફરવા નીકળ્યો હોય અને અચાનક ચમકી જાય તો તે તરત જ પોતાના આખા શરીરને તેના કાંટાના બખ્તરમાં સંતાડીને દડો થઇ જાય છે અને હલ્યાચલ્યા વિના પડયો રહે છે. આ પડયો હોય તે વખતે જો તેને ઊંચકીએ તો પોતાના કાંટાને આપણા હાથમાં બેસાડવા માટે આંચકા માર્યા કરે છે અને પોતાને ઊંચકયો છે તેનો અણગમો બતાવવા હીંસોય કરે છે અને ગળું ખોલાવ્યા કરે છે.

શીળા પોતાનાં બચ્ચાંને (જે એક કે બે જ હોય છે તેઓને) કોઇ ધાંચમાં પાંદડાં અને ઘાસની પથારી ઉપર જન્મ આપે છે. જન્મતી વખતે બચ્ચાંની આંખો બંધ હોય છે અને શરીર ઉપર ખાસ કાંટા હોતા નથી પણ જેટલા હોય છે તે તદ્દન નરમ અને કુણા હોય છે પણ થોડા વખતમાં જ કડક થઈ જાય છે.



આ પ્રાણી શિયાળામાં બહુ નજરે ચઢતાં નથી અને દેખાય છે તે તદ્દન તરવરાટ વિનાના હોય છે.

## છછુંદર

છછુંદર પણ શીળાના કુટુંબનું પ્રાણી છે, જે આપણા મકાનમાં રાતના આંટા મારવા આવે છે. મોટા ઉંદર જેટલી તેની કાયા છે. પણ તેની મોંનાળ લાંબી અને અણીદાર તથા નીચલી થડીથી આગળ આવતી હોય છે. ઝીણી આંખો, આપણા કાનને મળતા ઘાટના ગોળ કાન અને શરીર ઉપર સુંવાળી રુવાંટી જે પગ અને પૂંછડી ઉપર બહુ જૂજ વાળ જેવી દેખાય છે. તેના પગ ચઢવા તથા જમીન ખોદવામાં ખાસ કામ આપે તેવા નથી. અને આખી દંતાવલી જુદી તરી આવે છે. આગલા બે દાંત બીજા બધા દાંતથી જુદા પડે છે. આપણે ત્યાં ઘણાંઓ તેને ઉંદર માની બેસે છે. પણ છછુંદર પોતાની બન્ને બાજુ આવેલી ગંધ ગ્રંથિમાંથી દુર્ગંધી પ્રવાહી કાઢે છે. જ્યાં આ ગ્રંથિ આવેલી છે ત્યાં આગળની રુવાંટી અંદર વળેલી દેખાય છે. અને જે પ્રવાહી નીકળે છે તેનો પ્રજનન ઋતુમાં વધારો થાય છે.

છછુંદરનો રંગ રાખોડી કથ્થાઈ, કાન અને નાક ઉપર ગુલાબી, જ્યારે પગ અને પૂંછડી એવા જ રંગના દેખાય છે.

છછુંદરની વસ્તી ગુજરાતસૌરાષ્ટ્રમાં બધે છે, જ્યારે દીવાબત્તીએ મકાનમાં થતી કંસારી અને બીજી જીવાત શોધવા આવે છે ત્યારે જો બી જાય તો ચીકૂ ચીકૂ અવાજ કાઢે છે. આ અવાજથી તેની હાજરી માલૂમ પડી આવે છે. આ પ્રાણીને ઉંદર જાણી ઘણા મારી નાખે છે. પણ આપણે તેનો ઘરપ્રવેશ હવાના સુધારા તરીકે માનીએ છીએ. આનું કારણ તો એ સમજાય છે તે કાંઈ નુકસાન કરતી નથી, વળી ઘરની જીવાતને ઓછી કરે છે અને વધારામાં ઉંદર તો તેની વાસથી દૂર જ ભાગે છે એટલે મરકીનાં જંતુ થવા પામતાં નથી. વળી જે વસ્તુને તે અડકે તેમાં તેની વાસ બેસી જતી નથી છતાં જ્યાં હંમેશાં વસતી હોય તેવાં દરોમાં આ વાસ આવે છે.

છછુંદર જુવાનીમાં આવ્યા પહેલાં તો બચ્ચાંને જન્મ આપે છે અને નરમાદાનો મેળ થઈ જાય છે. તેઓ બે કે ત્રણ બચ્ચાંને ઘાસ, પાંદડાં કે એવા કચરામાં માળો બનાવી જન્મ આપે છે. બચ્ચાં ખૂબ જ તરવરાટિયાં હોય છે અને પોતાની માની પૂંછડી મોંમાં રાખી ચાલે અને પૂંછડીનું બચ્ચું પહેલા બચ્ચાની પૂંછડી મોંમાં રાખી ચાલે છે. એ ઉપરથી કહેવત આવી કે છછુંદરનાં છએ સરખાં. તેની આવી રેલ જોવાની ઘણી ગમ્મત આવે છે.



# ઢાઢર

શિવશંકર પ્રાણશંકર શુક્લ

બે મોટા પર્વતો એકબીજાને મળે ને ભેટે ત્યાં એમના એ હર્ષમાંથી એકાદ આનંદ-સરિતા જો વહ્યા વગર રહે તો તો પછી થઇ જ રહ્યું ને? બે બહેનો મળે ત્યારે વાતો, વાતો ને વાતો જ કર્યા કરે. એમના મિલનનો ઉમળકો સમુદ્રના તરંગો જેવો હોય. પરંતુ જ્યારે બે સગા ભાઇ મળે ત્યારે એમાં આનંદ તો અનહદ જ હોય, ઉત્સુકતા હોય, મુશ્કેલીઓ કહેવાની નેશિ ખામણુ દેવાનીયે હોય, પરંતુ તેની પાછળ જે ગાંભીર્ય હોય તેને લીધે કોલાહલ ન મચે, ધમધમાટ ન થાય.

અરવલ્લી ને વિંધ્ય એ બે ભારતભૂમિના પુત્રો-કુલપર્વતો પાવાગઢની પાછળ શિવરાજપુર નજીક એકઠા થાય છે. રાજસ્થાન અને ગુજરાતને સમૃદ્ધ કરતો અરવલ્લી અને મધ્ય ભારતમાં જ નિવાસ કરી ઉત્તર, દક્ષિણ, પૂર્વ ને પશ્ચિમ એ ચારે દિશાઓને સરખી રીતે પાણીથી ભરીભરી કરી દેનાર વિંધ્યને શિવરાજપુરની ખીણો પાછળ વિશ્વકર્માએ બનાવેલા એક અત્યંત ભવ્ય ને મનોરમ પ્રાસાદમાં એકબીજાને મળતા જોઇએ છીએ ત્યારે તે દૃશ્ય જોઇને આપણી આંખ ધરાતી નથી જ. એ બન્ને ભાઈઓનાં નેત્રમાંથી જે હર્ષાશ્રુ ઝરી પડે છે. તેમાંથી ઢાઢર નદી બની સમુદ્ર તરફ વહેવા માંડે છે. અને એ સ્થાને આરાવલી અને વિંધ્ય એ બેને સાથે બેઠેલા જોઇ આપણા મોંમાથી સહેજે શબ્દો નીકળી પડે છે.

"ભાઈ ભાઈ એક ઠાઈ.
ભેદ નાહીં, ભેદ નાહીં."

ઢાઢરને પિતા ને કાકા બન્ને એકસરખી રીતે લાડ લડાવે છે અને પોતાને ત્યાં સ્વચ્છંદે રમતીકૂદતી ઢાઢર યુવાવસ્થામાં પ્રવેશતાં બંને તેને સારી પેઠે સાસરવાસો આપે છે; ને નદી પછી પાર્વતીય પ્રદેશ છોડી મેદાનોમાં પ્રવેશે છે.

એક જાપાની કહેવત છે:

"ગોનો ઇતેવા, ગોની શીતવો."

એનો અર્થ થાય છે. "ગામડે જવું તો ગામ-ડિયા થવું." આપણે પણ કહીએ છીએ ને કે "દેશ તવો વેશ." એટલે પછી ઢાઢર નારૂકોટની નાયક કન્યા જેવો વેશ પહેરે છે અને ઘાસ કાપડી કે લાકડાં ને છાણાં વીણતી સુરેખ નાયકડી પેઠે એ જંગલોમાં પ્રવેશે છે.

નાયકડા એ ગુજરાતની એક આદિવાસી પ્રજા છે. ગોધરા તાલુકાના બીલિયા, લાલહરી, નાંદરવા, સુરેલી વગેરે ગામોમાં મારે નાયકડાઓમાં ખરડવાનું થતું તેમ જ અમારા ગામમાં પણ તેઓ રોજ ઘાસ ને બળતણના ભારા લઇને આવતા. તેઓ ભીલ અને પાલિયાને મળતા છતાં ઘણી રીતે પછાત છે. તે સાવ ગરીબ, અજ્ઞાન ને અણઘડ કોમ છે. જંગલોમાં પડી રહે છે. શિકાર, આછીપાતળી ખેતી, ચોરી, લાકડાં–ઘાસ–પાન વગેરેનું દૈનિક વેચાણ, એ એમના ભરણપોષણનું સાધન છે. તેઓ ગાયને મારતાં અચકતા નથી. ખિસકોલાં ને વાગોળો તો તેમને જોતાં જ બીને ભાગે. છતાં તેમની ગરીબાઇ ને અજ્ઞાન દૂર થાય તો એ ભોળા ને નિર્મળ હૃદયનો લાભ જરૂર આપણા સમાજને મળે ખરો. નારૂકોટ સંસ્થાન નાયકોનું મોટું ઘર.

ઢાઢર એ વસ્તી તરફ વળે છે અને સમાજમાં સૌએ જેમની ઉપેક્ષા કરી તેમનો આશ્રય એ થઈ પડે છે. નાયકોમાં એ ભળે છે ખરી છતાં ગામ ને પ્રાણીમાત્રને તે અભયવચન આપે છે. એને કિનારે સૌ નિર્ભયપણે લીલાલહેર કરે છે. ઢાઢરનાં પાણી-માં અહિંસકત્વ છે તેવું જ અપ્રતિમ શૌર્ય પણ છે. ઢાઢરને કિનારે જોડિયા વડક નામનો એક નાયકડો રહેતો હતો, એ કહેવા લાગ્યો કે, "હું ભગવાન છું, નાયકો એને ભગવાન માની પૂજવા લાગ્યા. દાંડિયાપુરનો ઠાકોર રૂપસિંહ ગોબર એનો સાથી બન્યો. એ નેતાઓની સરદારી નીચે ઢાઢરનું ધાવણ ધાવેલા



નાયકોએ અંગ્રેજોનું રાજ્ય ઉખાડી નાખવાનો નિર્ધાર કર્યો. ૧૮૩૭માં અહીંના જ આ નાયકોએ એક બળવો કરેલો. તેમણે જ '૫૭નો સ્વાતંત્ર્યસંગ્રામ શમી ગયા પછી ફરી પાછી એ ઠરી જવા આવેલી ચિનગારીને ચેતવી. તેમણે જાંબુઘોડાનું લશ્કરી થાણું ને બીજાં સ્થાનો લૂંટયાં. ગામડાં બાળી મૂક્યાં, સામા થનારને મારી નાખ્યા. પંચમહાલના કલેક્ટર હેન્રી પ્રેટે લશ્કર લાવી વડક આગળ એકઠા થયેલા નાયકડા ઉપર હલ્લો કર્યો, તોપનો મારો ચલાવ્યો; નાયકોએ સામે તીરનો વરસાદ વરસાવી દીધો. સારી પેઠે માણસો મરાયા પછી નાયકો વીખરાઈ ગયા અને જોરિયો ને રૂપસિંહ અદૃશ્ય થઇ ગયા. ઢાઢરની પાસેથી દીક્ષા લેનાર આ નાયકડાઓએ 'કરેંગે યા મરેંગે'નો ઉત્કટ ખેલ ખેલ્યો પણ તે દિવસો અંગ્રેજોની ચડતીના હતા.

ક્યાં હિમ ઓગળીને ધુમ્રવાટા કરતી પર્વતોને કોરી નીકળી આવતી હિમાલયની અલકનંદા ને ક્યાં બીચારી આ સંખેડામેવાસની સૂકા વગડામાં રઝળતી-રખડતી અલકનંદા! છતાં એને કિનારે રહેનારને તો એ જ ખરી અલકનંદા છે. એ નાનકડી રૂપાળી નદી વાંદરવાડાના ડુંગરમાંથી નીકળી મારુ અને કસુંબિયાની વચમાં ઢાઢરને મળે છે. એ અલકનંદાના તટ ઉપર ઋષિકુલ અલકાપુરી આશ્રમની સંસ્થા આવેલી છે.

આપણે વડોદરાથી ડભોઇ જઇએ ત્યારે ઢાઢર ભીલુપુર આગળ ભેટયા વગર રહેતી નથી. એના પૂર ઉપરથી ચાલી જતી ગાડી અને બહાર ડોકું કાઢીએ તો આપણે પણ એની કીકીમાં તુરત જ પ્રતિબિંબિત થઇ જઇએ છીએ. અને એના મુખ પર કેવા કરુણ, કોમળ ને પ્રેમાળ ભાવો ઊપસી આવે છે! ભીલુપુર ગામ આગળ નદી જરાક ગોળાકાર વળે છે તે શું આપણી તરફ છેક દૂરદૂર સુધી જોવા માટે? કોણ જાણે! પણ આપણે તો તે દેખાય ત્યાં સુધી એને જોયા જ કરીએ છીએ.

આ ભીલુપુર આગળ ઢાઢરના પ્રદેશમાં પેશ્વા ને ગાયકવાડ વચ્ચે ગુજરાતના કાબૂ માટેનું નિર્ણયાત્મક યુદ્ધ ખેલાયું અને પેશ્વાના હાથમાંથી ગુજરાતની લગામ ગાયકવાડના હાથમાં આવી ગઈ એમ કહીએ તો ચાલે. પિલાજી ગાયકવાડના દીકરા દામાજીરાવ ગાયકવાડ ને બાજીરાવ પેશ્વા વચ્ચે જે રણસંગ્રામ ભીલુપુર આગળ ખેલાયો તેમાં પિલાજીરાવ ઘવાયો, તેનો એક પુત્ર શિયાજીરાવ મરાયો, અને દામાજી ને ખંડેરાવને લઇ પિલાજી મહામુશ્કેલીએ સોનગઢ ગયો. એમાં જાનોજી દાભાડે ને માલોજી પવાર મરાયા; માનાજી પ્રવાર ને ચિમનાજી પેશ્વા બંદીવાન થયા ને આનંદરાવ ને બાજીરાવ પેશ્વા ઘાયલ થયા. પણ આ યુદ્ધે ગાયકવાડને ગુજરાત પર એકચક્રે રાજ્ય કરવાનો વિશ્વાસ પેદા કરી આપ્યો.

ભીલુપુર આગળ ઢાઢરના કિનારા સીધા ને પચાસેક ફૂટ ઊંચા છે ને ત્યાં તે સિતેરેક વાર પહોળી છે. એનું પાત્ર ખડકાળ ને કંકરાળ છે. વેતન, ભોંયરિંગણી ઊગી નીકળ્યાં હોય છે. પછી તે આગળ ને આગળ ચાલે છે. એવામાં એને રંગાવ ને વિશ્વામિત્રી મળે છે. વિશ્વામિત્રી તો ઊંડી ને ઊંડી ચાલતી આવી હોય છે. પિંગળવાડા આગળ ઢાઢર જરાક થાક ખાવા બેસે છે, હવે તો પોશાક જરા બદલવો પડશે એવો એ વિચાર કરતી હોય છે તેવામાં જ ઊભી જટા બાંધેલી, ભગવી કંથા પહેરેલી વિશ્વામિત્રીને નમણી નજરે ચાલી આવતી જોતાં જ એ હરખાઇ જાય છે.

અને પછી? પછી તો ગંગા જેમ જમનાને ભેટી પડે એમ ઊભી થઇ જઇ જરાક ચાલીને પણ વિશ્વામિત્રીને પકડી પાડે છે. તે એ કાકા કાકાની બહેનો નિરાંતે સાથે બેસી દુઃખસુખની વાતો કરે કરે છે. પછી તો એમને લાટદેશમાં પ્રવેશ કરવો છે. વિશ્વામિત્રી પોતાની જટા છોડી નાખી ઢાઢરમાં આત્મીયતા અનુભવે છે. લાટદેશની પૌરાંગનાઓમાં પોતે અતડી ન પડી જાય એટલે ઢાઢર અહીંથી લાડ વાણિયણ કે જાંબુ બ્રાહ્મણી જેવો નાગરી





વેશ ધારણ કરી લે છે અને પછી હસતીકૂદતી દરિયા તરફ દોડવા માંડે છે.

જંબુસર અને આમોદ વચ્ચે અમે એને અનેક વાર જોઈ છે. વળી દાંડીયાત્રા વખતે ગાંધીજી પણ એને ઓળંગ્યા હતા. તે વખતે એણે તેમનું કેવું ઉમળકાભર્યું સ્વાગત કર્યું હતું ! ત્યાર પછી અમે દહેવાણથી છટકી જંબુસર વટાવી ઢાઢરને કિનારે કિનારે અનેક ગામડાંમાં ફરતા ફરતા એની સાથે સાથે છેક એના સાગરસંગમ સુધી ટંકારિયા ને ગંધાર સુધી જતા-

ઢાઢરને શરૂઆતમાં જોયા પછી મને થતું કે જરૂર એ નર્મદાને મળવા જશે; એને વિશ્વામિત્રીનો સાથ મળ્યા પછી થતાં કે હવે એ બે સખીઓ અચૂક મહીને જ મળી જશે. પણ એ તો ડાબી કે જમણી ક્યાંય દોડ્યા વગર સીધી એકલી જ વહી ગંધારની પેલી બાજુ સમુદ્રમાં ભળી જાય છે. એના સાગરસંગમ આગળ આવેલાં ગંધાર ને ટંકારિયા એકકાળે કાવી ને દહેજ જેવાં સમૃદ્ધ બંદરો હતાં. આજે પણ થોડોઘણો વહેવાર તો ચાલે જ છે.

એકંદર ઢાઢર જેવી આનંદી છે તેવી વિનયી પણ છે. એ જેટલી સ્વાતંત્ર્યપ્રિય છે તેવી કીમની માફક સ્વચ્છંદી નથી. એટલે સમુદ્રને મળતી વખતે પણ એ ઉછાંછળી થયા વગર વિવેક, ગાંભીર્ય ને શાંતિથી સમુદ્રના મહેલનાં પગથિયાં ચડી જાય છે.

( અનુસંધાન પાન ૪૧નું )

[ ૨૪ ]

મારી જાણ બહાર હે મારા નાથ! તું સામાન્યમાં પણ સામાન્ય જનની જેમ, કેટલી વખત મારા અંતરમાં આવી આવીને ચાલ્યો ગયો ?

તેં મારી ત્વરિત દોડી જતી અનેક પળોને સ્પર્શ કર્યો અને તે અમર થઇ ગઇ !

આ બધું મારા અણજાણપણામાં થઈ ગયું. પણ આજે જ્યારે એ પળોને નીરખવાની તક હું લઉં છું ને તારા સ્પર્શની નિશાની જોઉં છું, ત્યારે એને મારા ક્ષુલ્લક આનંદ અને શોકમાં સેળભેળ થઈ ગયેલી નીરખું છું !

પણ એ દર્શાવે છે કે મારા શૈશવકાલની રમતમાંથી તું પાછો ફરી ગયો ન હતો, તે વખતના નિર્દોષ આનંદમાં જે તારો પગરવ મેં ત્યારે સાંભળ્યો હતો, તે જ તારો પગરવ, આજે એક એક તારામાં અને નક્ષત્રમાં સંભળાય છે !

[ ૨૫ ]

મારો આ એક પ્રકારનો મહાન આનંદ છે ! રાહ જોવાનો. માર્ગ ઉપર જ્યાં પડછાયા તેજને નિહાળે છે, અને પ્રકાશ, અંધકારને જુએ છે, ત્યાં બેસીને એ રમત જોયા કરવી એ મારો આનંદ છે ! ત્યાં તડકો ને વરસાદ મૈત્રી બાંધે છે !

અજાણ્યા આકાશમાંથી અનેક કાસદો કૈં કૈં સંદેશાઓ મારફત મને અભિનંદે છે. અને આ પંથમાં મને ગતિ મળતી રહે એમ ઇચ્છે છે !

મારું અંતઃકરણ અંદર બેઠું આનંદ આનંદ અનુભવે છે, અને વહી જતી પવનની લેરખીમાંથી મધુરતા પ્રગટે છે !

પ્રભાતના અજવાળાથી સંધ્યાના ઝાંખા અંધકાર સુધી હું આંહીં,- આ મારા ઘર પાસે, બેઠો છું ! અને મને લાગે છે કે કોઈક સુખદ પળે, અચાનક જ, હું કાંઈક જોઈશ !

દરમ્યાન હું એકલો, સ્મિત અને સંગીત એ બન્નેની મોજ લઉં છું ! અને મને હવામાંથી કોઈક ભવિષ્યના વચનના પડઘા સંભળાતા રહે છે !

# ‘મળેલા જીવ’—એક દૃષ્ટિપાત

ઉમાશંકર જોષી

ગુજરાતી નવલકથાસાહિત્યના વિકાસમાં મુનશી પછી મુખ્ય ફાળો આપનારા નવીન લેખકોમાં શ્રી પન્નાલાલ પટેલનું સ્થાન અગત્યનું છે. એમની નવલકથાઓએ આપણા ગામડાની વિવિધ પાત્રસૃષ્ટિ અને જીવનલીલાને અનેક બિંદુએ સ્પર્શવા પ્રયત્ન કર્યો છે. ગામડાનાં સુરેખ પ્રાકૃતિક વર્ણનો, તળપદી ભાવધબકતી ભાષા અને સહજસુંદર આયોજન એમની કથાઓને આપણા સાહિત્યમાં અનોખું સ્થાન અપાવે છે.

‘મળેલા જીવ’ એ આપણા આ જુવાન નવલકથાકારની એક શરૂઆતની પણ પ્રસિદ્ધ કૃતિ છે. તે પહેલાં એમણે ટૂંકી વાર્તાઓ લખેલી અને ટૂંકી વાર્તાની બહુ ઊંચી કળાનો અને તાજગીભરી લખાવટનો પરિચય કરાવેલો. એક લાંબી નવલિકા ‘વળામણાં’ પણ એમણે આપેલી. ‘વળામણાં’થી આપણા આ તરુણ કથાકારે ગુજરાતી સાહિત્યરસિકોના હૃદયમાં તરત જ સ્થાન મેળવ્યું હતું. એવી સરળ, સોંસરી અને ભાવપૂર્ણ એ કથા હતી! પણ પન્નાલાલની પૂરી શક્તિઓનો ખ્યાલ તો તે પછી એમણે ‘મળેલા જીવ’ નવલકથા આપી ત્યારે જ આપણને મળ્યો.

‘મળેલા જીવ’ ક્યારે અને કેમ લખાઈ તેનો હું સાક્ષી છું. વીસ દિવસમાં પન્નાલાલે આ નવલકથા લખી હતી એ કહેવા ઉપરાંત બીજી એના જન્મની વીગતોમાં ઊતરવાનો ભાગ્યે જ બહુ અર્થ હોય. આજે આઠ વરસે પણ એ કથા એટલી જ તાજી લાગે છે એ વાતનો, મારે મન તો, વધારે મહિમા છે. પન્નાલાલે આ નવલકથા લેખકપદ મેળવવા માટે ચોપડી લખતા હોય એમ લખી નથી. પણ એમના હૈયામાં જે વસ્તુ સમાતી ન હતી, જે પ્રગટ થયા વગર જંપવા માગતી ન હતી અને જંપવા દેતી ન હતી, તેને એમણે શબ્દદેહ આપતાં આ કથાનું નિર્માણ થયું છે, એમ કહી શકાય. એટલે એની આવી તાજગી રહે તો એમાં નવાઈ પણ શી! ‘મળેલા જીવ’ને લેખકે પોતાના હૈયાનું હીર પાયેલું છે.

જેમ ‘વળામણાં’ એક ટૂંકી વાર્તાનું વસ્તુ થોડુંક ગૂંચવાતાં–અને ઉકેલાતાં–લાંબી નવલિકાનું રૂપ ધારણ કરે છે, તેમ ‘મળેલા જીવ’નું વસ્તુ પણ ટૂંકી વાર્તા કે લાંબી નવલિકા તરીકે રજૂઆત પામી શકે એવું છે. બંનેમાં વસ્તુ એકસૂત્ર છે. પણ ‘મળેલા જીવ’ના વસ્તુમાં તરત જ મોટી ગૂંચ આવે છે અને એ ગૂંચના ઉકેલની રાહ જોવામાં નાયક રોકાય છે, એટલામાં બીજા કથાપ્રસંગોના ધાગા પણ આવી મળે છે.

‘હૈયાના હૂડા’, ધૂણવાનો પ્રસંગ, ફોજદારનું આગમન, દુર્ગાપૂજાના ગરબા વગેરે પ્રસંગો લાદેલા નથી, વસ્તુવિકાસ માટે જરૂરી છે. એ પ્રસંગો આવતાં કથાનો પટ કાંઈક સંકુલ બને છે અને તે નવલકથાનું રૂપ ધારણ કરે છે. એકવાર મુનશીના ‘પૃથ્વીવલ્લભ’ને શ્રી રામનારાયણ પાઠકે નવલકથા નહિ પણ લાંબી નવલિકા તરીકે ઓળખાવ્યું હતું. પન્નાલાલના ‘મળેલા જીવ’ને પણ તમે ધારો તો એ ધોરણ લાગુ પાડી શકો.

કથા એટલી જ છે કે જુવાન કાનજી જન્માષ્ટમીના મેળામાં જીવીના પરિચયમાં આવે છે. બંનેના જીવ મળે છે, પણ બીજો બધો અણમેળ છે એટલે તેઓ એક બીજાનાં થઈ શકતાં નથી, ઘણી યાતનાઓમાંથી પસાર થયા પછી પંદર મહિને કાનજી ગાંડી થઈ ગયેલી જીવીને એકાએક બસમાં બેસાડી મોટા શહેર તરફ ચાલ્યો જાય છે. આટલા કથાતંતુને વિકસાવીને લેખકે પોતાના અનેકવિધ અનુભવોથી એને પુષ્ટ કર્યો છે. અને પોતાના હૃદયભાવોના ખમીરથી એને રસોજ્જ્વલ બનાવ્યો છે.

‘કાનજીની ઉંમર પચીસેકની હશે. પાંચ હાથનો તડો જુવાન કહી શકાય એવું એનું કાઠું પણ હતું. એની પહોળી આંખોમાં જેટલી હાસ્યની છાંટ હતી એટલી લાપરવાહી પણ દેખાઈ આવતી હતી. પગમાં અઢીશેર વજનના નહાર(નાળ) જડેલ ફૂમકીઓવાળા જોડા હતા. ઘૂંટણ સુધીનું ધોતિયું, રંગીન ખમીસ ઉપર સફેદ કોટ અને માથે ગુલાબના ગોટાવાળો લાલ સાફો હતો. સાફાની બાંધણી





કોઈ અનેરી હતી અને એમાંય છોગું તો જાણે એ જ મૂકી જાણતો હતો. ઉપરાંત પાછલા લાંબા તલાને ( સાફાનો પાછળ લટકતો છેડો ) કોટમાં વીંટીને કોઈ ઓર રંગ જમાવ્યો હતો. નવાજ ગોટા બાંધેલા પાવાની જોડ કોટમાં લટકતી હતી.'

કાનજી એના ઉઘડિયામાં તો ગામનું છોગું ગણાતો હશે. આજે જન્માષ્ટમીના મેળામાં સરખે-સરખાં સ્ત્રીપુરુષોની ટોળી સાથે એ મોડેમોડો આવી પહોંચ્યો છે. સૌ ચગડોળની મજા કરવા આવે છે. ઉતાવળમાં છેલ્લી પાલખીમાંની બે બેનપણીઓ-માંથી એક ઊતરી ને બીજી જીવી ઊતરે તે પહેલાં કાનજી ચઢી ગયો અને ત્યાં ચગડોળ ચાલવા માંડ્યો અને આ રીતે કાનજી અને જીવી પ્રથમ સંપર્કમાં આવ્યાં. ચગડોળનો પૈસો પોતે નીચે ઊતરીને કાનજીને આપશે એમ જીવી કહે છે અને ચગડોળ ચગવા માંડતાં કાનજીને પાવા વગાડવા પ્રેરે છે: 'આ પાવા તો દેખાડવા રાખ્યા છે કે વગાડવા ?' કાનજી વગાડે છે. પાવામાં એ જે ગીત ઘૂંટે છે તે કદાચ આ આખી નવલકથાનો પ્રધાન વેદનાસૂર છે:

'ફાગણને વાયરે આવ્યાં જોબનિયાં
વૈશાખી વાયરે ઊડી જતાં!'

જીવીને પડખે બેઠેલો કાનજી આવા સુરો પાવામાં ઘૂંટવા પ્રેરાયો એમાં એનો વાંક ન હતો. લેખક કહે છે તેમ 'ખરું પૂછો તો જીવીનું રૂપ મોર ટાંકયા જેવું જ હતું. ઉંમર વીસની આસપાસ હતી. નમૂનેદાર સાગના સોટા જેવી એની દેહલતા હતી. ઘાટીલાં અંગોમાં તંદુરસ્તીની સુરખી તપું તપું કરી રહી હતી. લંબગોળ મોંને શોભા આપતી અણિયાળી આંખોમાં કૌમારની લજ્જા તથા યુવાનીની મસ્તી વચ્ચે જાણે દ્વંદ્વ ચાલતાં હતાં.' ચગડોળમાં થયેલા મિલનની થોડીક મધુર માદક ક્ષણોની સ્મૃતિ લઈને બંને છૂટાં પડી જાય છે. પણ થોડીવાર મેળામાં ઘૂમીને પાછા ફરતા કાનજીની મંડળી આગળ જતી જીવીને આવી મળે છે. જીવીની બેનપણી બબડે છે કે સૌ આગળ ચાલ્યાં ગયાં ને પોતાને સંગાથ ન રહ્યો.

'આદમીનો સંગાથ જ ખોટો. ભલું હોય તો અડધીવાટે મૂકીને ચાલવા માંડે.'

કાનજી 'અમે સંગાથ કરીએ' એમ કહે છે, ત્યારે માર્મિક વાર્તાલાપ શરૂ થાય છે.

'પણ પછી તમે અમને અધવચ પડતા ન મેલો, એ કબૂલ હોય તો' એમ બોલતી બેનપણીને જરા હડસેલતાં જીવી કહે છે: 'વાટે જતાનો વળી સંગાથ શો ?'

આનો જવાબ આપ્યા વગર કાનજીથી ન રહેવાયું 'એકવાર કરી જુઓ સંગાથ, પછી અધવચ મેલીએ તો કે'જો! કેમ હીરા ?'

હીરો—મામાના ઘોડીની પેઠે કાનજીની જોડમાં રહેનાર હીરો-બિચારો જાણતો નથી કે ભલભલા મેળામાં ને મંડળીઓમાં હેમખેમ રહેનારા કાનજીને પગે આજે આંટી પડી ગઈ છે. બંને જણા જીવીના આગ્રહથી રસ્તામાં આવતા એના ગામ જોગીપરામાં એને ઘેર ઘડીક ચા પીવા રોકાય છે.

નીકળતી વખતે કાનજી એના સ્વભાવ પ્રમાણે કહે છે: 'બેઉ જણે ભેગાં થઈને ચા તો પચો છે, પણ કોકવાર રાગ આવે (મોકો મળે) એ પાછો પીવો પડશે, એ ભૂલી ન જતાં.'

'પોતે ન ભૂલી જાઓ, એટલું જ યાદ રાખજો ને! બાકી અમે તો હવે ભૂલી રહ્યાં!' જીવીએ કહી નાંખ્યું.

'જોઈશું ત્યારે!' કહી કાનજીએ પગ ઉપાડયો.

પણ હમણાં જ કહ્યું તેમ કાનજીના પગમાં આંટી પડી ગઇ તે પડી જ ગઈ. ગામ ગયા પછી પોતાના ભાઈબંધ હીરાથી એ પોતાના હૃદયની દશા છુપાવે છે, પણ પોતાના મન આગળ કબૂલ કરે છે કે 'એકવાર જોવા મળે એટલામાં જ જનમારાની ભૂખ ભાંગી જાય એવી છે!' થોડા જ દિવસમાં તક મળતાં જોગીપરા જઈ ચઢે છે. જીવી પાછળ ખેતર સુધી આવે છે. કાનજી જાણે છે કે જીવી વિધવા છે, પણ બીજી જ્ઞાતિની હોઈ પોતે પરણી શકે એમ નથી. જીવીના ઘરડા ભલા પિતા



અને તીખી ખોરસાન માનો પણ એને પરિચય થયો છે. જીવી તટસ્થ નિસ્પૃહ રહી કાનજીને વધુ વિહ્વળ કરી મૂકે છે. કાનજી કહે છે: 'ઠીક કહું છું! મને બોલાવવાના સાર નહિ નીકળે હો!'... અને જતાં જતાં બોલે છે. 'એક દન જો ઉપાડી ન જાઉં તો વળી શું કે'તો'તો!'

પણ એ એનાથી બનતું નથી. એ અંદર ખૂબ રીબાય છે. ગામમાં એક ભગવાનનું માણસ દુનિયાને પી કરીને બેઠેલ ભગત છે. એમની જોડે કાનજી બે અક્ષર વાંચતાં શીખીને સદેવંત સાવળિંગા વાંચતો તેમાંથી હવે ગીતા ઉપર વળે છે. હીરો મૂંઝાઈને ભગતને કહે છે કે 'કાનજી મોટોવેલો સાધુ થઈ જશે', પણ અનુભવી ભગતને અવળી જ બીક છે. 'મને તો ઊલટું એમ જ લાગે છે કે એ કોક માયામાં ઊંડો ને ઊંડો ઢળતો જાય છે'. વળી એ વિચાર કરીને કહે છે: 'માન ન માન, પણ કોક કુંડાળામાં એનો પગ પડી ગયો છે' અને જ્યારે એ ખુલ્લું કહે છે કે, 'એને કોક જીવતી ડાકણ વળગી છે,' ત્યારે હીરાની આંખ ફટાક કરતી ઊઘડી જાય છે. મેળો ને જોગીપરા ને એ બધું એની નજર આગળ પસાર થાય છે. હીરો રાડ પાડી ઊઠે છે; 'તો તો ગજબ થાય ભગત!... એનો ઉકેલ તો—' ભગત હીરા સામે દયાભરી નજરે જોઈ લેતાં બોલે છે, 'અરે, ભલો માણસ છે! એ તો જેણે ગૂંચવ્યું છે એ જ ઉકેલશે. એમાં તું શું કામ આટલો બધો અકળાય છે?'

પણ હીરાની અકળામણ જેવી તેવી નથી. ભગવાનને ઉકેલવા સામગ્રી પૂરતી મળી રહે તે માટે બધું ઠીક ઠીક ગૂંચવવાની જ એની નેમ ન હોય! એ કાનજી પાસે જાય છે. કાનજી કહે છે કે 'હવે તો એ વાતને મેં સાતમા પાતાળે જ ચાંપી દીધી છે.' બધી વાતની ખાતરી કર્યા પછી હીરો એક વિચાર મૂકે છે કે પોતાના ગામના ધૂળા સાથે જીવીનું નક્કી કરવું. તે બંને એક જ્ઞાતિનાં હતાં. ગમે તેમ કરીને કાનજીને સમજાવીને એ ધકેલે છે. કાનજી જીવી પાસે વચન માગીને પછી જેમ તેમ કરીને કહે છે કે પોતે માગું લઈને આવ્યો છે. બિચારી કોડભરી જીવી કહી બેસે છે: 'પોતાનું માગું પોતે તે કોઈ કદી કરતું હશે?' અને ઝીણું ઝીણું મલકાઈ રહે છે. નિર્દય બનીને કાનજી જીવીને ધૂળાનું ઘર માંડવા કહે છે. જીવીએ આ પહેલાં ધૂળાનું માગું પાછું ઠેલાવેલું. કાનજી, ધનતેરશની રાતે બે ત્રણ જણા લેવા આવશે એમ કહીને, જાય છે, ત્યારે જીવી 'ભલે!' કહીને ચૂપ રહે છે. હીરો ને ધૂળો તો રાજી રાજી થઈ જાય છે. મૂંગા ભગત પણ આડી જીભ વાળતા નથી. અને એ ત્રણ જણા ધનતેરશે જઈને જીવીને ઉધડિયા લઈ આવે છે. આવતાં રસ્તે કાનજીનો અંતરાત્મા ડંખે છે, પોતે જીવીને ઊંડા કૂવામાં ઉતારી દીધી છે, પોતે એને લઈને છેવટે દેશાવર ઊતરી પડવું જોઈએ, પણ આવું તો ન જ કરવું જોઈએ,—એવા વિચારો એના હૃદયને કોરી ખાય છે.

જીવીને એ કહે છે, 'લે, જરા પગ ઉપાડને!'

'પણ તમે તમારે ચાલોને; હું મારે આવું છું પાછળ પાછળ.'

'તને મેલીને અમારાથી જવાતું હશે. અંધારી રાત—'

'મને તો માતા ય નથી ખાવાતી?' કહી જીવીએ કાનજી તરફ જોયું.

'પણ તે એમાં આમ ચિઢાય છે શું કરવા?' કહી સહેજ વાર થંભી કાનજીએ ઉમેર્યું: 'એમ હતું તો ઘરમાંથી નીકળવું જ ન હતું.'

'ઝખ મારી નીકળ્યાં તે!' જીવીના અવાજ અને શબ્દોમાં રહેલો રોષ, ચીઢ, લાચારી, નિરાધારતા અને એમાં ય મક્કમતા એ બધું તો જે ખરો પ્રેમી હોય એ જ સમજી શકે. કાનજી એકદમ થંભી ગયો. જીવી સામે બે ડગ પાછાં ભરતાં બોલ્યો: 'ખરું કહું છું, જીવી, જો તારી નામરજી હોય, મેં તને કહ્યું એટલા ખાતર જ જો તું આવતી હોય, તો વળી જા પાછી. જે રીતે તને લાવ્યો એ જ રીતે તારા ઘર સુધી મૂકી જઈશ.'

'લો, હેંડો હવે છાનામાના, ડહાપણ કર્યા વગર.' કહી જીવીએ મીઠા ઠપકાથી છલકાતી આંખે





કાનજી તરફ જોયું. 'જુઓ પાછા!' બબડી આગળ પગ ઉપાડ્યો.

કાનજીએ આડો હાથ ધરતાં કહ્યું, 'ના, ઊભી રે'! જો હજુયં વેળા છે; આ પેલો જાય છે એ બટકો તને ગમશે! જે હોય એ પાપછૂટી વાત કરી દે! પાછળ જતાં મારો દોષ કાઢીશ તો એ નહિ બને.'

'વચન લેવા આવ્યા હતા એ વખતે તમારી અક્કલ ક્યાં પાણી પીવા ગઈ'તી તે હવે આ બધું પૂછો છો? લો હેંડો, આગળ થાઓ.' કહી જીવીએ કાનજીને હડસેલ્યો.

ઉધડિયે પ્હો-ફાટયા પહેલાં મંડળી પહોંચી જાય છે અને લોકોને ઊંઘમાંથી જગાડી વરકન્યાને સવાર થતાં પહેલાં તો પાટલે પણ બેસાડી દે છે.

પણ આથી કાનજીના હૃદયનો કોયડો કાંઈ ઓછો ઉકેલાવાનો હતો? જીવીને ધૂળા વેરે પરણાવી એ સવારે જ જગતના ઝેરના ઘૂંટડા પીવા ટેવાયલા ભગત પાસેથી કાનજીને શિખામણનો બોલ મળ્યો હતો: 'મારું તો તને એ જ કહેવું છે, કાનજી, કે આને લાવ્યો છે તો લાવ્યાપણું રાખજે.' આ શબ્દોના ભણકારા કાનજીના કાનમાં—હૈયામાં—વાગ્યાં જ કરે છે. એકવાર જીવી ખેતરે આવી પહોંચે છે. કાનજી એ પરને સોંપેલીને ક્રૂરતાથી પાછી કાઢે છે. હીરાની સાથે હૂડાનાં દીસ વલોવતાં ગીતો ગાતો કાનજી જીવીની આંખ ટાળ્યા કરે છે. એટલે ધૃષ્ટતાથી એક વાર એ ટાણો પણ મારે છે. 'મોટી મોટી વાતો કરો છો એટલું જ હોં! હીરાભાઈ! મોટી મૂછો તો મરદની છે પણ કાળજું હોલાનું જ લાગે છે!'

બિચારા કાનજીનું હોલાનું કાળજું! ગામ-લોકમાં પોતે ગવાતો હતો. ધૂળો પણ જીવીને ઢોરમાર મારી પોતાની મર્દાનગી બતાવતો હતો. કાનજીથી એ સહન થતું નથી. પણ શું કરે? એકવાર કોસ હાંકતાં દુહા ગાતો હતો ને પાસેના પનિહારીઓના કૂવે પાણી ભરવા આવેલી જીવી ભાજી વીણવાને બહાને કૂવા ઉપર આવે છે. તેને કાનજી સૂચવે છે કે ધૂળાને છોડી બીજે ક્યાંક એ એની જિંદગી સુધારી લે.

જીવીએ કાનજી સામે તાકતાં પૂછ્યું: 'એટલે હું પાછો ચોથો ધણી ખોળું એમ જ ને?'—અને પછી પોતાના હૃદયની વાત રોષમાં ને રોષમાં એનાથી એકવાર તો કહેવાઈ જાય છે: 'જીવી કાંઈ ધણીઓની ભૂખી નથી. સમજ્યા ને? ધણી ખોળવા હોત તો એનેય ખોળતાં તો આવડતા હતા....પણ એ તો એમ કહો કે એને કોકની લગની લાગી'તી? નહીં તો—'

ફરી જીવીને ધૂળાએ મારપીટ કર્યાના સમાચારથી કાનજી ધૂંઆપૂંઆ થાય છે એવામાં કોઈને ત્યાં દેવ આવે છે ને ધૂણવાનું ચાલે છે. તેનો લાભ લઈ ધૂળાનો ભાઈબંધ રેશમો જીવીને ડુધાડી પાડવા કરે છે. કાનજી એ ધૂણનારાઓને કહે છે કે 'સાચા દેવ હો તો ગળામાં ધખધખતી સાંકળ પહેરી લો, તો તમારાં પારખાં.' ધૂણનારા અને આખું ગામ કાનજીને વારે છે. પણ એ કેડો મૂકતો નથી. છેવટે એના મોટાભાઈ, ભગત અને બીજાઓ ખેંચીને રોકે છે, અને ઘેર લઈ જઈ ટાઢો પાડે છે. આમાં દેવનાં પારખાં લેવા જનારા કાનજીને ખેંચી વારનારાઓમાં જીવી પણ હતી. ગામની ભરીભરી વસ્તી વચ્ચે દેવનાં તો નહિ પણ જીવીનાં પારખાં જરૂર થઈ ગયાં!

કાનજીથી હવે સહ્યું જતું ન હતું. ઉનાળાના નવરા દિવસોમાં શહેરમાં બે પૈસા કમાવાનું બહાનું કાઢીને એણે ગામ છોડવા વિચાર કર્યો. દરમ્યાન રેશમો ઘાયલ હાલતમાં જીવીને ત્યાં મળ્યો અને ફોજદારી થઈ. મુખી વગેરેએ કાનજીને ભેરવવા પ્રયત્ન કર્યો પણ ફાવ્યા નહીં. કાનજી છૂટ્યો પણ જીવી પર કલંક રહે તે ખાતર કેસનાં મૂળિયાં ખોદીને એણે રેશમાનો મુખીના સગામાં જ ક્યાંક સંબંધ શોધી આપી જીવીની આબરૂ સાચવી આપી.

કાનજીએ ગામ છોડ્યું. જીવી એને નદીકિનારે છાની રીતે મળે છે. કાનજી એકાએક પૂછે છે: 'મારું એક કહેવું માનીશ?—ચાલ આપણ બેય જતાં



રહીએ ! છે હિંમત ?'

ક્ષણેક તો જીવી ખુશ થઈ ઊઠી. ફાટી આંખે કાનજી તરફ મંડાતી એની નજર જાણે પુછતી હતી: 'સાચી વાત ?' કાનજીના કોટે વળગી પડવા જેટલો ઉછાળો આવ્યો—પણ બીજી જ ક્ષણે ઢીલી પડી ગઈ. ભારે આંખોને નીચી ઢાળતાં માંડ બોલી શકી: 'ના, ના, તમે તમારે જાઓ ! મારાથી—' સાલ્લાના પાલવમાં મોં સંતાડી તરતજ પીઠ ફેરવી ગઈ.

જીવી મળવા ગઈ હતી તે જાણીને ધૂળાએ એને ઢોરમાર માર્યો. આ મારપીટ રોજની થઈ પડી. પડખે જ રહેતા બિચારા ભગતથી એકવાર જીવીને કહેવાઈ પણ ગયું: 'રોજના ફજેતા થાય છે ત્યારે ક્યાંય ઝેરેય નથી મળતું ?'

જીવી કાનજીની વ્યર્થ પ્રતીક્ષા કરે છે. વરસાદના દિવસ આવ્યા પણ કાનજી ન આવ્યો. જન્માષ્ટમીના મેળાટાણે પણ એ 'નકાળજો' ન જ આવ્યો. મેળા પર શહેરમાંથી નાનો આવેલો તેની પાસેથી જીવીએ સમાચાર મેળવ્યા. નાના સાથે મોકલેલી બંગડીઓ જીવી એની સાથે પાછી મોકલાવે છે: 'કહીએ, વહુ કરો ત્યારે મારા તરફથી આટલી પે'રાવજો.' અને પછી કંટાળેલી જીવી કશુંક નાખીને રોટલો ઘડે છે. નાનાને મળવા બદલ ધૂળાએ જીવીને ખૂબ માર માર્યો. લોક ભેગું થયું. જીવીને ભગતને ત્યાં બેસાડી હીરાની વહુ ધૂળાને ટાઢો પાડી, પેલો રોટલો ખવડાવી ઝટ ઝટ ખેતર ભેગો કરી દે છે. કાંઈ કરતાં કજિયો શાન્ત પડે છે ! જીવીને રોટલાનું યાદ આવતાં ફફડી ઊઠે છે. છેવટે ભગતને વાત કરે છે. રાતે ભગત ખેતરે જઈને જુએ છે તો ધૂળાના રામ રમી ગયા છે. ભગત બધું ભીનું સંકેલાય એમ કરે છે, પણ ગામને જીવી ઉપર વહેમ રહે છે. પછી જીવીના દિવસ વસમા જાય છે. થોડા દિવસે કાનજી આવે છે. જીવીએ ધૂળાને ઝેર આપ્યાનું જાણે છે. પોતે મળતો પણ નથી ! પાછો શહેર તરફ જાય છે ત્યારે વળાવતાં ભગત એને જીવીએ પોતાને માટે કરેલો રોટલો ધૂળાથી કેમ ખવાઈ ગયો તેની વાત કરે છે. હવે કાનજી પાછો પણ શું ફરે ? અહીં જીવી કાનજી પોતાને મળ્યા પણ વિના ગયો એથી ડઘાઈ જાય છે. 'એ', ભગતકાકા, તમારા ભાઈબંધ ગયા ?' ભાગેલા પગે પાછા વળતાં 'મને મળ્યાય નહિ' એટલું બોલતા એને આભનો ગોળો ચકરવકર ફરતો લાગે છે. એ દિવસથી એકવારની જાજરમાન જીવી 'જીવી ગાંડી' તરીકે ઓળખાય છે. કોઈ કહે છે કે ધૂળો જ ભૂત થઈને એને વળગ્યો છે. ત્યાં કાર્તિકી પૂનમનો મેળો આવે છે. શહેરથી નાનો આવ્યો છે. નાગધરામાં નવરાવવાથી ભૂત નીકળી જશે એવી સૂચના સાથે મુખી નાનાની મંડળીને જીવીને સાથે લઈ જવા આગ્રહ કરે છે. ભગત તો ત્યાં ગયેલા જ છે. બીજે દિવસે એક જણ જીવીને લાત મારી નાગધરામાં હડસેલે છે, ત્યાં અચાનક કાનજી એને ઝાલી લે છે. અને મંડળીમાંની બીજી બાઈનાં કપડાં માગી એને પહેરાવી એની સાથે, મોટરબસ આવતી હોય છે તેમાં, ભગત અને સૌના દેખતાં, ચઢી બેસે છે. આ રીતે જન્માષ્ટમીના મેળામાં મળેલા જીવ સવા વરસે પાછા કાર્તિકી મેળામાં હંમેશ માટે મળે છે.

"ડુંગરો વચ્ચે માથું ઊંચકી રહેલા મંદિરના ઘુમ્મટ તરફ જોઈ એક ભારે શ્વાસ સાથે ભગત બબડે છે: 'વાહ રે માનવી તારું હૈયું ! એક પા લોહીના કોગળા તો બીજી પા વળી પ્રીતના ઘૂંટડા !' અને આભ તરફ આંગળી કરી રહેલા કળશ તરફ તાકતા એ ભેદભર્યું હસી રહ્યા."

આ કથામાં ભગતનું પાત્ર અત્યંત આકર્ષક છે. એ પાત્ર હિંદના આજના ભાંગ્યાતૂટ્યા ગામડાના અંતરાત્મારૂપ છે. હિંદનાં ગામડાં આજે ભાંગીતૂટી હાલતમાં છે, પણ એનો અંતરાત્મા હજી સ્વસ્થ છે એવું આવા ભગત જેવા પાત્રથી પ્રતીત થાય છે. કાનજી–જીવીની આસમાની (રોમેન્ટીક) પ્રણયકથા જીવનનાં મૂળભૂત મૂલ્યોના પાટાથી બહુ દૂર ખસતી નથી તે પણ આ ભગતના પાત્રને લીધે. સવા વરસમાં તો કાનજી અને જીવીના કેટલા ભવ થઈ જાય છે ! બંનેનો સ્નેહ જેમ તાવણીએ ચઢે છે તેમ વધુ ને વધુ શુદ્ધ અને ગાઢ બનતો જાય છે, એમાં ભગતનો ફાળો ઘણો બધો છે. કાનજી ને જીવી એ બે મળેલા





જીવ છેવટે મળે છે પણ દરમ્યાન ફાગણને વાયરે આવેલું જોબનિયું વૈશાખને વાયરે ઊડી પણ ગયું છે. લેખકને આખી વાર્તામાં યુવાન-યુવતીઓ અને યૌવનનું ઘેલું લાગેલું હોય એમ લાગે છે. પણ જોવાનું છે કે પેલા મળેલા જીવ છેવટે હંમેશ માટે મળે છે તે યૌવન ખાતર નહિ, પણ તવાઈ તવાઈને સો ટચનું કુંદન બનેલી જન્માન્તરની હોય એવી પ્રીતિને ખાતર.

કથામાં દોષો નથી એમ નથી. કોઈક પ્રકરણો શિથિલ છે, તો કોઈક જાણી જોઈને ઘેરાં આલેખાયેલાં લાગે છે. મેળાથી પાછાં ફરતાં રસ્તે જીવીની બેનપણી બધી ફોડ પાડીને વાત કરે છે તે ઠીક લાગતું નથી. કાનજી ધૂળાનું માગું લઈ જાય છે ને જીવી 'ભલે' કહે છે એ માન્યામાં ન આવે એવું છે. આ પ્રસંગ વાર્તાની ક્ષતિરૂપ લેખી શકાય. કાનજીને ગંધ પણ ન આવે એ રીતે હીરાએ જ ચોગઠું ગોઠવી દીધું હોત તો કદાચ વધારે ઉચિત થાત. ધનતેરસે જીવીને લેવા જતા હીરાને ભગત વારતા નથી એ પણ ઠીક લાગતું નથી.

કાનજીનું ગભરુ-હોલાનું કાળજું લેખકે પ્રતીતિકર રીતે આલેખ્યું છે. પણ પન્નાલાલની આ એક માનસ-લઢણ પડી ગઈ લાગે છે. 'મળેલા જીવ' પહેલાં લખાયેલી (છપાયેલી પાછળથી) નવલકથા 'ભીરુ સાથી'નો નાયક કથાનું નામ સૂચવે છે તેમ ભીરુ-ડરપોક છે. 'વળામણાં'માં પણ કઠોર મનોરદા છેવટ અણીને વખતે પોચી છાતીના નીવડે છે. હમણાંની છેલ્લી નવલકથા 'માનવીની ભવાઈ'માં તેમ જ તે પછીની લાંબી વાર્તા 'સાચાં શમણાં'માં પણ નાયક નાયિકાને શા કારણે પોતાની કરતો નથી એ આપણને સમજાતું નથી. પણ આ તો બધી જ આસમાની પ્રણયકથાઓની વત્તેઓછે અંશે મુશ્કેલી હોય છે. સરસ્વતીચંદ્રનો દાખલો જ કયાં દૂર છે? પન્નાલાલનો પ્રધાન કથાવિષય આસ્માની પ્રણયનું આલેખન હોઈ ઉપરની લાક્ષણિકતા ખાસ ધ્યાન ખેંચે છે, એમ કહી શકાય. એ આલેખનમાં પન્નાલાલનો હાથ કેટલો કાબેલ છે એ ઉપર ચર્ચેલાં ગદ્યસ્થાનો ઉપરથી સહેજે પ્રતીત થયું હશે.

આ નવલકથામાં પન્નાલાલના હૃદયની સમગ્ર શ્રી રેલાઈ છે, એટલે એનાં પાત્રો (ભગત, ધૂળે, ફોજદાર, ધૂણનારા, અરે! ભૂરિયો કૂતરો,), પ્રાકૃતિક વર્ણનો, ઉપમાઓ, બધું જ રોનકદાર છે. ભાષા તળપદી, નિરાડંબર, છતાં ઘૂંટાયેલી અને શિષ્ટ છે. વક્રોક્તિની શક્તિ પણ ઊંચા પ્રકારની છે. ક્યાંક હાસ્યની છાંટ પણ છે. ભગતના પાત્રને લીધે જગત અને જીવનના 'ટટળ'ની-'ભગવાનના મોટાળા'ની-ખબર લેવાની પણ લેખકને ઠીક તક મળી છે.

ઉપર બહિરંગ પરત્વે 'પૃથ્વીવલ્લભ'નું સ્મરણ કર્યું હતું, પણ ઉત્કટ આસ્માની પ્રેમના આલેખન તરીકે પણ તે કથા સાથે 'મળેલા જીવ'નું સ્મરણ રસિકો કરે તો નવાઈ નહિ. બંનેના નાયકો કવિઓ છે, એ પણ લાક્ષણિક સામ્ય છે.

'મળેલા જીવ' આપણી ભાષાની એક સજીવ અને સાચી કૃતિ છે અને આનંદની વાત એ છે કે આવી કથા આપ્યા પછી એને પણ કદાચ ટપી જાય એવી નવલકથા 'માનવીની ભવાઇ' પન્નાલાલે ગુજરાતને આપી છે. એ બંને નવલકથાઓ આપીને પન્નાલાલે ગુજરાતની નવલકથાના વિકાસમાં એક નવું સીમાચિહ્ન આંકયું છે. અને તેથી એમની પાસે આથી પણ ચઢતી કૃતિઓની આશા રાખવાનો આપણને અધિકાર છે.*

* મુંબઈ રેડિયોના સૌજન્યથી

★

# માનવ-જન્મ

સંયોજક : ચંદ્રભાઈ ભટ્ટ

[ આ વાર્તા રશિયન સાહિત્યકાર મેક્સીમ ગોરકીનું એક પ્રસંગાલેખન છે. અદની માનવતાના પ્રખર જીવનનું આબેહૂબ ચિત્ર રજુ કરવામાં ગોરકીની કલમ અજોડ છે. એ મહાન કલાકારની આ કૃતિ ગરીબાઈની વિકટ વાસ્તવતાનું સ્મરણપટ પર કોતરાઇ જાય તેવું ચિત્ર દોરતાં દોરતાં જ વાંચનારના દિલમાં માનવતાની લાગણીઓનું પૂર ઉભરાવી દે છે. ]

અહીં એ પ્રસંગનો ભાવાનુવાદ આપવામાં આવ્યો છે.

પાનખર ઋતુમાં કોકેશસ પર્વતમાળ પર હું દૂરથી દેખી રહ્યો હતો. જાણે એક જુદો જ દેખાવ મારી અંદરની આંખો કોકેશસ પર દેખતી હતી. લાંબી દાઢીવાળા અને ભૂખરી જટાઓવાળા ઘેરા રાક્ષસોની છાયાઓ કોકેશસ પરથી ઉતરતી મેં કલ્પી. એ સૌની આનંદી નજરો પૃથ્વીપર સ્મિત વેરતી પથરાતી હતી અને નીચેની ધરતીને સૌંદર્યથી ભરતા એ બધા આકારો ધરતી પર ઉપવનોની ચાદર પાંથરતા હતા, ફળફૂલના ખજાના વેરતા હતા અને ઉપરનું આકાશ નીચેની ધરાને આશીષ દેતું હતું.

પણ સુરજ કોઇકવાર એવો લાગતો હોય છે. આજે જાણે દિવસભરનો શ્રમ કરીને થાકયો પાકયો અનંત ઉદાસીનતાથી ગરકાવ બનેલો એ પૃથ્વીપરનાં માનવપ્રાણીઓ પર ગમગીન નજર નાખતો હતો. એણે પૃથ્વીના જીવનને નવજીવનથી ઉભરાવી દેવા કેવો દિવસભરનો શ્રમ કર્યો હતો અને તોય પૃથ્વીપરનાં માનવજંતુઓ કેવાં દુઃખ અને રોગમાં ખદબદતાં હતા!

ત્યાં તો મેં દીઠાં, સુખુમ પર રસ્તો બાંધવા ગએલાં એ મજૂરો હતાં. રસ્તો બાંધીને ભૂખના ઓળા જેવાં એ ઘસડાતાં ઘેર જતાં હતાં. હુંય એ રસ્તા પરનો મજૂર બનીને જરાક ઉતાવળો અહીં આવી પહોંચ્યો હતો. મારે અહીં સમુદ્રકિનારા પરનો સૂર્યોદય દેખવો હતો, એટલે રાતોરાત નીકળી નાઠેલો હું સૂર્યોદય દેખ્યા પછી અસ્ત દેખવા અહીંનો અહીં જ ટહેલ્યા કરતો હતો.

એ લોક ચાર સુગ્રીક કિસાનો છે. એમનાં હાડ કેવાં જબરાં છે! પણ એમના ચહેરામાં એમના ગાલ નીચેનાં હાડકાં ઉંચાં વધી ગયાં છે.

એમની પાછળ પાછળ એક સ્ત્રી ચાલતી આવતી હતી. એય એના ધણી સાથે સુખુમનો રસ્તો બાંધવા ગઇ હતી. એનો ધણી રસ્તો બાંધતાં બાંધતાં મરી ગયો. એટલે એને ત્યાંજ દફનાવીને આ ઘર પહોંચવા ચાલી નીકળી હતી. જીવનનો ભાર વહેતી હોય તેવી આ નારીના પેટમાં એના પતિએ સોંપેલા ફરજંદનો ભાર હતો. એનું પેટ વધી ગયું હતું. એની આંખોની નજર નિરાશાથી કચડાઇ ગઇ હતી. સેંકડો ગાઉ સુધી પહોંચે એવા ચિતકાર પાડતી નજરવાળી એ એના અસ્તિત્વને ઘસડતી ચાલતી હતી.

પછી રાત પડી અને મારી પોટકીમાંથી પેટ ભરીને આ માનવ સંસાર પાછળ હુંય ચાલ્યો.

અમારો રસ્તો દરિયાને કિનારે કિનારે આગળ વધતો હતો. જમણા હાથ પર ભૂરો ઊંડો સમુદ્ર ડાબા કિનારા પર મનરંજન ઝાડીને દરેક પળે દિલ પરનો સ્પંદ ઉછાળી ઉછાળીને અભિનંદન આપતો હતો. પર્વતમાળ પરથી પવનની લહરીઓ ભીભરેલી ફૂંકો મારીમારીને વરસાદ આવી પહોંચે છે એમ કહેતી હતી.

ત્યારે એક ધીમો અવાજ પીડાતો હોય તેવો આવ્યો. મેં કાન માંડયા. કોઇ મનુષ્યની યાતનાના હોય તેવા ઉદ્‌ગાર તરફ હું કિનારાપરની ઝાડી તરફ ચાલ્યો.

ઝાડની અંદર પેસતાં જ એક ઝાડના થડીયાને અઢેલીને બેઠેલી પેલી સ્ત્રી દેખાઈ. એનું માથું એક ખભા પર નમી પડયું હતું. એનો આખો ચહેરો વેદનાથી લેવાઈ ગયો હતો. એની સૂઝી ગએલી આંખોમાંથી વેદનાનો ઉન્માદ વહેતો હતો. એ બન્ને હાથે પોતના ઉપસેલા પેટને ટેકવી રહી હતી. એ ભારે પ્રયત્નથી





શ્વાસ ઘૂંટતી હતી, એનું પેટ ઉછળતું હતું. એણે એના બધા દાંત દેખાય તેમ એક ઊંડો નિઃસાસો જોરથી નાખ્યો.

"શું થયું છે, કોઈએ તને મારી છે!" મારાથી પૂછી દેવાયું.

"ચાલ્યો જા, ચાલ્યો જા. તું શરમાતો નથી!"

અને શું હતું તે મને સમજાયું. એની ઉભરી આવેલી આંખોમાંથી એના ગાલપર આંસુની ધારા વહેવા લાગી.

મેં મારું પોટલું બાજુએ મૂકી દીધું. મેં એને છતી સુવાડી અને એના ગોઠણ ઉંચા ગોઠવ્યા ત્યાં તો એણે મને ધક્કો માર્યો. એણે મારા મોઢા પર અને છાતીપર ચુંટીયા ભર્યા; અને એણે એના શરીરને પાછળ ધકેલી તદ્દન રીંછણની જેમ ઘુરકાર કર્યો, "રાક્ષસ... પશુ!"

"શાંત પડી રહે...પડી રહે...એ બહાર આવે છે" મેં કહ્યું.

અને પ્રસૂતિની યાતનામાં એણે બંને હથેળીમાં જમીનપર પછાડી—એણે બંને મુઠીમાં મચડી નાખેલું ઘાસ યાતનાના આવેગમાં એના મુખમાં ભરવા માંડ્યું. એના આખા ચહેરા પર અને આંખોપર ધૂળ પડી.

મેં એના મોઢાપરથી ધૂળ લૂછતાં, એના પગને પકડી રાખ્યા. એણે એના દાંત કકડાવ્યા અને યાતના અને શરમમાં ચિરાઈ જતા એના હૃદયનો રોષ ઉભરાયો. એક મહામુંઝવણ અને ચિરાઈ જતા દિલની અનુકંપાથી મને પણ રોષ થયો. એણે આવેશમાં પોતાનો હોઠ કચડીને લોહી કાઢ્યું. 'અરે ભગવાન!' એણે ચીસ પાડી. એના મોઢા પર ફીણ આવ્યાં. એની આંખમાંથી આંસુ વહયાં.

મનુષ્યને જન્માવતી માતાનું કલેવર જાણે ચિરાઈને બે ભાગમાં વહેંચાઈ જતું હતું. તોય એણે બૂમ પાડી, 'ચાલ્યો જા......તું......શયતાન!'

'મુરખ ન બન......જરા જોર કર...હમણાં... હમણાં બધું પતી જશે.' મેં ગુસ્સાથી કહ્યું, અને મારૂં દિલ આ જનેતાની કાયા દેખતું કંપી ઉઠ્યું. એની નજરમાંથી વહેતી આંસુધારાઓ મારી આંખમાં ઉભરાઈ પડી.

અને મારા હાથમાં એક રાતું નાનકડું બાળક આવી પડ્યું. મારી આંખમાંનાં આંસુનાં પડળમાંથી મેં એને દુનિયા સાથે જીવનકલહ ખેલતું દીઠું. હજી તો એ જનેતાના દેહ સાથે બંધાયલું હતું છતાં એણે લાતો મારવા માંડી, ચીસો પાડવા માંડી. આ આ નાનકડા જીવનની ભૂરી નજરને દેખતો હું જોરથી હસી પડયો. 'તું આવી પહોંચ્યો, ઓરેબીય!'

'દોરીને કાપી નાખ—તારી છરી વડે' માતાનો અવાજ સંભળાયો.

પણ મારી છરી રસ્તામાં કોઈ ચોરી ગયું હતું એટલે મેં માતાના દેહ સાથે બંધાયલી એની દોરી દાંતથી કાપી નાખી. અને મેં જીવનનો ચમત્કાર દેખ્યો. જીવનને જણનારી જનેતા મુખ પર હાસ્ય ફરકી ઉઠ્યું હતું.

'આરામ કર. હું આને સમુદ્રના પાણીથી ધોઈ આવું' બોલતો હું બાળકને લઈને ઉઠયો અને ચાલ્યો- અને પેલા નૂતન માનવે મને લાતો મારવા માંડી. ને 'ચાહ...ચાહ' કરીને ભેંકવા માંડ્યું.

હું પાછો આવ્યો ત્યારે માતા એના પોતાના જેવી ધરતી પર પ્રસવ પછીની પીડાને સંકેલતી પડી હતી. એના હાથ ધ્રુજતા હતા, 'મને આપી દે' એણે કંપતા હાથ ઉચકયા. બાળકને મેં એની છાતી પર મૂક્યું. એણે કંપતા હાથે છાતી ખોલીને પેલા માનવીને સ્તન ધર્યો. ચીસો પાડીને ફરિયાદ કરતું એ મનુષ્ય જીવનવિકાસની પહેલી વાત સમજી ગયું ને શાંત થઇ ગયું.

'સતી માતા! ઈસુની કુમારિકા માતા, મેરી!'



ગાતાએ પોતાના ફરજંદ પર કંપતી હથેળી ફેરવતા મંત્ર ભણવા માંડયા, 'ભગવાનની મા તારું રખોપું કરે।'

'તમારે હવે થોડા સમય સુઈ જવું જોઇએ, મા' મેં કહ્યું.

'હું હવે ચાલી શકીશ, મારે મારા ગામ પહોંચવાનું છે' એણે અશકત નજર ઉંચકી.

'પણ તારાથી ચાલી શકાશે!' હું જોઈ રહ્યો.

'માતા મેરી મદદ કરશે...તને એણે જ મોકલ્યો ને અહીં'?'

'માતા મેરીનો તારે સથવારો હોય તો તો મારે કશું કહેવાનું નથી, પણ, મારી પાસે ટીનમાં ચા છે અને મધ છે, તું થોડું ગરમ પી લઇશ તો ઠીક રહેશે' મેં કહ્યું.

અને એણે આભારની નજર મારા પર નાખી. અને મેં પૂછ્યું, 'આ તારું પહેલું બાળક છે, મા!'

'હા, પહેલું...અને તું કોણ છે...આવું સ્ત્રીનું કામ તું કયાં શીખેલો?'

'હું અભ્યાસ કરું છું મા આપણી વિશાળ ધરતી પર ફરતો ફરતો, હું જાણું છું' કહીને મેં એને માટે ચા કરી અને મધ સાથે ભાખરીના ટુકડા તૈયાર કરીને ધર્યા.

'હવે હું ચાલી શકીશ.'

અને હું આ મારા નવા દોસ્તને ઉંચકીને તારી સાથે સાથે...'

'કયાં સુધી'

'તારા ગામ સુધી...મારે તો એ ગામથીય દૂર દૂર જવાનું છે.'

અને પછી અમે બન્ને ખભેખભો અડાડીને ચાલ્યાં. મારા હાથમાં રશિયાના નવા વતનીને ધારણ કરીને હું ચાલ્યો. એ નૂતન જીવન મારા હાથમાં ધસધસાટ ઊંઘતું હતું અને અજ્ઞાત ભાવિ તરફ અમારા દરેક ડગલે આગળ વધતું હતું.

અને વારંવાર અટકી જતી હતી માતા પેટભરીને શ્વાસ લેતી હતી. ઊંડા નિશ્વાસ નાખતી હતી અને પોતાની કાયાને ટેકવતી હોય તેમ દરિયા પર, ઝાડી પર અને પર્વતમાળ પર નજર નાખતી હતી.

'ભગવાન કેવો ભલો છે!' એણે અગાધ એની ઉંડાણ ભરી નજરનાં અમી ઢેરવતાં કહ્યું.

'હાં, મા!' મેં પુછ્યું.

'તને એટલુંય હજુ નથી સમજાતું? તને એણે જ મોકલ્યો તો પણ!...દુનિયાના અંત સુધી પણ આમને આમ હું ચાલી જઈ શકું.'

અને અમારી સાથે સાથે સમુદ્રનું ગુંજન સંભળાયા કર્યું.

✱

# દરિયાનું દ્રવ્ય

**પદ્મકાંત શાહ**

બી. એસ સી, એ એમ, ટેક્. આઇ., (ગ્રેટબ્રિટન) કેમિકલ એન્જીનીઅર.

[ જૂન માસના અંકના અનુસંધાનમાં ]

[૩]

શરૂઆતમાં દરિયામાંથી સુવર્ણ મેળવવાની વાત કરી હતી તે વાંચીને અધીરા વાંચકને ગલીપચી થઇ હશે. ઉપર બધા વિવેચનને અંતે સુવર્ણ હાથમાં ન આવ્યું તેથી કંઇક નિરાશા પણ વાચકના હૃદયમાં ઉદ્ભવી હશે. સુવર્ણનો ચમત્કાર જ એ પ્રકારનો છે. સોનું દેખી મુનિવર ચળે તો આપણે તે શી વિસાતમાં ? દરિયામાંથી સુવર્ણ મેળવતાં લાભને એ સુવર્ણ કરતાં અધિકો ખરચ થાય પણ એ પીળી ધાતુનો મોહ એટલો બધો છે કે એની પાછળ ઘણા લોકોએ ઝંપલાવ્યું છે અને કંઇક ધૂર્તો લોભિયાઓને ઠગી ગયા છે. છતાં દરિયામાંથી સુવર્ણ પ્રાપ્ત કરવાના સાચેસાચ અખતરા થયા છે. અને તે પણ બીજા કોઇ હેતુ કરતાં માત્ર વૈજ્ઞાનિક સિદ્ધિ પૂરતા રહ્યા છે એટલે તેમનો ઉલ્લેખ અસ્થાને નહિ ગણાય.

આપણે જોઇ ગયા કે એક ઘનમાઇલ સમુદ્રના પાણીમાં ત્રણ ટન જેટલું સોનું છે. ગઇ સદીની આખરમાં એક કંપની ઊભી થઇ હતી જેણે પોતાની સઘળી મૂડીના ભોગે દરિયાના પાણીમાંથી એક ઔંસ સોનું પેદા કર્યું હતું. દરિયામાંથી સુવર્ણ ઉત્પન્ન કરવા માટે ઘણી ભેજાંબાજ યોજનાઓ અસ્તિત્વમાં આવી છે. પણ દરિયાના પાણીમાં એટલાં બધાં તત્વોનો સમાવેશ થએલો હોય છે કે સામાન્ય ઇલેક્ટ્રોલિસિસ (વિદ્યુતના પ્રવાહ વડે કોઈ દ્રવ્યના બે મૂળતત્વોને છૂટા પાડવાની ક્રિયા) વડે સુવર્ણ ઉત્પન્ન કરી શકાતું નથી. મુખ્ય મુશ્કેલી એ છે કે સુવર્ણના રજકણો છૂટા સ્વરૂપમાં મળતા નથી પણ જેમ ભાતના ઓસામણમાં સ્ટાર્ચ ઓતપ્રોત થઇ ગયેલી ડહોળાયેલા સ્વરૂપમાં નજરે પડે છે, તેમ સુવર્ણના રજકણો દ્રાવણની અંદર ડહોળાયલા રૂપમાં પ્રસરી રહેલાં હોય છે ( જેને કૉલોઇડલ સોલ્યુશન કહે છે ) અને તેમાંથી સુવર્ણના રજકણો છૂટા પાડતાં નાકે દમ આવી જાય છે. વિદ્યુતના અતિશય દબાણ (વોલ્ટેજ)વાળા પ્રવાહથી અથવા તો અત્યારે વિજ્ઞાનીઓ અણુવિચ્છેદનું કાર્ય કરી રહ્યા છે તે પદ્ધતિથી જ સુવર્ણ પ્રાપ્ત કરી શકાય. સુવર્ણમાંથી આવી રીતે પારો બનાવવાને અમેરિકાએ આપણા વૈજ્ઞાનિક સર સી. વી. રામનને સંશોધન માટે ભેટ આપ્યાનું તાજેતરમાં જ આપણે છાપાંમાં વાંચ્યું છે.

આ અંગેનું સંશોધન અલબત્ત, અવિરતપણે ચાલ્યા જ કરે છે. ધારો કે ભવિષ્યમાં સસ્તી રીતે દરિયાના પાણીમાંથી સુવર્ણ પેદા કરવાની યોજના કામયાબ બને અને સુવર્ણનું જથ્થાબંધ ઉત્પાદન જગત ઉપર થાય, પણ ફાયદો શો ? આના પરિણામની કલ્પના કરી છે ? એનાથી જગતની આર્થિક વ્યવસ્થામાં કેવી ઉથલપાથલ થાય તેનો વિચાર કર્યો છે ? સોનાની કિંમત ઓછી થતાં (જથ્થાબંધ ઉત્પાદનથી કિંમત ઓછી થાય જ) ચલણી નાણાં તરીકે તેની કિંમત નાશ પામે. આમ થાય એટલે એના ઉત્પાદકને માલેતુજાર થવાનું તો અવળું રહ્યું પણ ભિખારી બનવાની સ્થિતિ આવે. પીળી ઈંટોની કિંમત કદાચ શોભા પૂરતી રહે. આવી સ્થિતિ લાવવા કરતાં તો સુવર્ણ ઉત્પન્ન કરનારા કારખાનદારને એવી શિખામણ આપવી યોગ્ય થઈ પડે કે 'ભાઇ તમે તમારી હિકમતનો ઉપયોગ કરવાને બદલે તે ઉપયોગ ન કરવા માટે અત્યારના જગત પરના સુવર્ણની ખાણોના માલિકો પાસે રોયલ્ટી જ મ્હોંમાગી રીતે લીધા કરોને ? તમારું શ્રેય એમાં જ વિશેષ છે.'

[૪]

દરિયાના પાણીમાંથી મીઠા પછી સૌથી પહેલું કોઇ રસાયણે ધ્યાન ખેંચ્યું હોય તો તે બ્રોમિન હતું. જો કે બ્રોમિનનું પ્રમાણ ૧/૧૪૦૦૦ જેટલું હતું. કેટલાક રંગોની બનાવટમાં ઔષધોમાં અને ફોટોગ્રાફીમાં બ્રોમિનના રસાયણોની અતિશય માંગ હતી. બ્રોમિનનો પરિચય નિંદ્રા લાવવા માટે વપરાતા પોટાશિયમ બ્રોમાઇડથી ઘણાને થયો હશે. બ્રોમિનની બનાવટ વિશે ઉપર સાધારણ ઉલ્લેખ થઇ ગયો છે. યુ. એસ. એ.માં મિશિગન પાસે આવેલી 'ડાઉ કેમિકલ કંપની' એ દુનિયા ઉપર સૌથી પહેલું



દરિયાના પાણીમાંથી બ્રોમિન બનાવ્યું. બ્રોમિનની માગણી વધવાનું બીજું કારણ એ હતું કે પેટ્રોલ એંજિનોમાં વપરાતા ટેટ્રા–ઈથિલ લેડને ઓગાળવા માટે ઇથિલિન ડાય બ્રોમાઈડની જરૂર પડી હતી. આ રસાયણથી પેટ્રોલમાં ગરમીથી ધડાકા થતા અટકે છે અને પેટ્રોલ એંજિન વગર ભયે સહિસલામત રીતે ચલાવવાનું શક્ય બને છે. મહાસાગરના પાણીમાં કુલ ૧૨૦,૦૦૦,૦૦૦,૦૦૦ ( ૧૨ ઉપર દસ મીંડા ) ટન બ્રોમિન મળી રહે એ હિસાબે બ્રોમિન મેળવવા માટે દરિયાનો જ આશ્રય લેવો રહ્યો; જેથી તેની લગભગ અખૂટ સામગ્રીમાંથી જોઈએ તેટલું બ્રોમિન મળ્યા કરે. ૭૦ ટન બ્રોમિન બનાવવા માટે ૧૦ લાખ ટન સમુદ્રનું પાણી ઉપયોગમાં લેવું પડે. ડાઉ કેમિકલ કંપનીએ એ હિમ્મત ભીડી. અમેરિકાની આ કંપની ઘણી પ્રગતિશાળી છે અને શેર હોલ્ડરોના ભાગના દર સો ડોલર ડિવિડન્ડે કંપની ૬૫ ડોલર પોતાની પ્રયોગશાળાઓમાં સંશોધન પાછળ ખર્ચે છે. ડાઉ કંપનીએ દરિયાનું પાણી મિશિગન લઈ જઈને પ્રયોગશાળાની અંદર એક અખતરો કરી જોયો. પાણીમાં સહેજ એસિડ નાંખી અંદર ક્લોરિન પસાર કરવામાં આવ્યું અને બ્રોમિન છૂટું પડતાં તેને આલ્કલીના દ્રાવણમાં શોષીને તેમાંથી તેને સરળતાથી પ્રાપ્ત કરી લેવામાં આવ્યું. પણ આ તો પ્રયોગશાળા પૂરતી વાત થઈ. મોટા પાયા પર બ્રોમિન બનાવવાની મુશ્કેલીઓ પણ મોટી હતી. રોજના ૧૫,૦૦૦ રતલ બ્રોમિન બનાવવા ૬૦૦૦૦૦૦૦ ( ૭ ઉપર સાત મીંડા ) ગેલન પાણી જોઈએ. પણ વિજ્ઞાનીઓએ બધાં વિઘ્નો સર કરી લીધાં અને ઉત્તર કેરોલિનામાં બ્રોમિન પ્લાન્ટ નાંખવાની યોજના સિદ્ધ થઈ. અહીં દ્વીપકલ્પની એક બાજુએથી દરિયાનું પાણી લેવામાં આવતું અને બીજી બાજુએથી તેનો ઉપયોગ થઈ ગયા બાદ તેને છોડી મૂકવાનો પ્રબંધ કરવામાં આવ્યો હતો, જેથી બંને પાણી એકઠાં ન થઈ જાય. શરૂઆતમાં રોજના ૫૦૦ રતલ બ્રોમિનનો પ્લાન્ટ બાંધવામાં આવ્યો અને જ્યારે આ પ્લાન્ટ સફળ થયો ત્યારે ૧૯૩૩માં રોજના ૧૫૦૦૦ રતલ બ્રોમિન બનાવનો જબરજસ્ત પ્લાન્ટ બાંધવાની શરૂઆત કરવામાં આવી. મીઠાપુરમાં ૧૯૪૨માં ટાટા કેમિકલ્સે પણ બ્રોમિનનો રોજની એક હંડ્રેડ ઉત્પાદનશક્તિ ધરાવતો પ્લાન્ટ તૈયાર કર્યો છે. અમેરિકાની ડાઉ કંપનીની યોજના ઇજનેરી સાહસનો અપ્રતિમ નમુનો છે. નેવુ એકર જેટલી વિશાળ જગ્યામાં આખો પ્લાન્ટ પથરાયો છે, અને ૨૦૦ ફૂટ લાંબી અને ૧૫ ફૂટ પહોળી એક ખાડી દરિયામાંથી પાણી ખેંચવા માટે બાંધવામાં આવી છે. ૧૯૩૪માં આ પ્લાન્ટની શરૂઆત કરવામાં આવી અને રસાયણ ઉદ્યોગના ઇતિહાસમાં એક ક્રાન્તિકારી યોજનાએ સિદ્ધિ પ્રાપ્ત કરી. બ્રોમિન જે દુષ્પ્રાપ્ય ગણાતું હતું તે હવે સસ્તી કિંમતે અને ખૂબ પૂરતા પ્રમાણમાં મળવા લાગ્યું.

આજે 'ઇથિલ ડાઉ કેમિકલ કંપની' નામની ડાઉ કેમિકલ કંપનીની શાખા ટેકસાસ પરગણામાં રોજના ૪૫૦૦૦ રતલ બ્રોમિન બનાવે છે. દુનિયામાં બ્રોમિનનો આ સૌથી મોટો પ્લાન્ટ છે. દસ વર્ષ પહેલાં આ જગ્યાએ કાગડા ઊડતા હતા. આજે બ્રોમિન ઉપરાંત ડાઉ કેમિકલ કંપનીના જ એક રબર તથા મૅગનેશિયમ ધાતુ બનાવતા બે પ્લાન્ટો ત્યાં ખડા થયા છે. તેમાનો એક રાષ્ટ્રની માલિકી ધરાવતો થયો છે પણ તેને ચલાવનાર ડાઉ કેમિકલ કંપની પોતે જ છે.

[ ૫ ]

૧૯૪૧ ના જાન્યુઆરીની ૨૧મી તારીખે મંગળવારના રોજ યુ. એસ. એ. ના ટેકસાસ પરગણાના ફ્રી પોર્ટમાં બંધાયેલા ડાઉ કેમિકલ કંપનીના મૅગનેશિયમ પ્લાન્ટે જગતના ઇતિહાસમાં સૌથી પ્રથમ મૅગનેશિયમ ધાતુની પાટ પેદા કરી. મૅગનેશિયમ એ અત્યાર સુધી પ્રાપ્ત થએલી ધાતુઓમાં સૌથી હલકા વજનની ધાતુ છે. એનું વજન એલ્યુમીનીઅમના ત્રીજા ભાગનું છે. ઉદ્યોગમાં વપરાતી ધાતુઓમાં પૃથ્વી પર પ્રથમ એલ્યુમીનીઅમ, બીજું લોખંડ અને ત્રીજું મૅગનેશિયમનું સ્થાન વિપુલતાના ક્રમમાં આવે છે. દરિયાની અંદર અસ્તિત્વ ધરાવવા ઉપરાંત ભૂમિમાં





પણ તે સારા પ્રમાણમાં માલમ પડ્યું છે તો પણ દરિયાના પાણીમાંથી તેને પ્રાપ્ત કરવામાં વિશેષતા એ રહેલી છે કે એકસામટું મોટું ઉત્પાદન કરવાને કારણે તેની બનાવટમાં ખર્ચની કમીના ઉપરાંત જગત ઉપર નવા હલકી ધાતુના વપરાશના યુગના એંધાણ ઊતારવાની શક્યતા વસેલી છે.

૧૯૧૮ સુધી મૅગનેશિયમનો ઉપયોગ તેના અતિશય તેજસ્વી પ્રકાશ આપી બળવાની તત્પરતાના ગુણને લીધે દારૂગોળાની સામગ્રી બનાવવા પૂરતો મર્યાદિત હતો. દિવાળીના દારુખાનામાં પેલો કહેવાતો 'વિજળીનો તાર' આ મૅગનેશિયમ ધાતુ જ છે. હવે તો મૅગનેશિયમ એરોપ્લેનોની બનાવટો તથા હલકા વજનના સંચાઓની બનાવટમાં પુષ્કળ વપરાય છે. ગયું વિશ્વયુદ્ધ મેગનેશિયમને આગળ લાવવા માટે આભારી છે. આ યુદ્ધ ન થયું હોત તો મૅગનેશિયમ કદાચ દરિયામાં જ રહ્યું હોત. દારુગોળા અને બૉમ્બ બનાવામાં મૅગનેશિયમનો ઉપયોગ ગયા વિશ્વયુદ્ધ વખતે જ વધુ પ્રમાણમાં થયો. યુદ્ધમાં પહેલવહેલું શિકાર થએલું જર્મન એરોપ્લેન જ્યારે તોડીને તપાસવામાં આવ્યું ત્યારે તેમાં વપરાયેલી મૅગનેશિયમની સામગ્રી જોતાં તાજુબી જ અનુભવવામાં આવી હતી. ડાઉ કેમિકલ કંપની મેગનેશિયમ તો પ્રથમથી જ બનાવતી હતી પરંતુ યુદ્ધ વખતે બ્રિટન અને યુ. એસ. એ.ની માગણી એટલી બધી વધી ગઇ કે તેમણે ડાઉ કંપનીને નાણાંકીય મદદ આપીને મૅગનેશિયમ વધુ ને વધુ પૂરું પાડવાનું કરાવ્યું. ૧૯૪૦માં બ્રિટનનો ઓર્ડર ૮૯,૬૦૦ રતલ મેગ્નેશિયમનો હતો, ૧૯૪૧માં વધીને તે ૩,૫૦૫,૨૭૨ રતલનો ગયો અને ૧૯૪૩માં તો આંકડો ૯,૧૮૯,૫૫૮ રતલ જેટલો વધ્યો! માર્ચ ૧૯૪૦માં ટેક્સાસના ફ્રીપોર્ટમાં ડાઉ કેમિકલ કંપનીએ મેગનેશિયમનો પ્લાન્ટ બાંધવાની શરૂઆત કરી અને દસ માસ પછી તેમાંથી મેગનેશિયમ તૈયાર થવા લાગ્યું. વરસ દહાડે આ પ્લાન્ટે ૫૪,૦૦૦,૦૦૦ રતલ મેગનેશિયમ તૈયાર કરી આપ્યું તથા બ્રિટન બન્નેની જરૂરિયાતોને પહોંચી વળવા સમર્થ બન્યું. ઉત્પાદન વધતાં તેની કિંમત ૧૯૧૫માં રતલની પાંચ ડૉલર હતી તે ૧૯૪૧માં રતલના ૨૨½ સેન્ટ (૧૦૦ સેન્ટ = ૧ ડૉલર) જેટલી થઇ ગઈ.

પહેલા મહાયુદ્ધે દરિયામાંથી મૅગનેશિયમ ધાતુ બહાર કાઢવાની ફરજ પાડી તેનું બીજું પણ કારણ હતું. મૅગનેશિયમ દરિયામાંથી નહોતું બનાવાતું તે પહેલાં મૅગનેશિયમ ક્લોરાઈડના ઇલેક્ટ્રોલિસિસ વડે તૈયાર કરવામાં આવતું હતું. અને મૅગનેશિયમ ક્લોરાઈડ માત્ર જર્મની પોતાની અખૂટ 'સ્ટાસફર્ટ ડિપોઝીટો'માંથી તૈયાર કરીને આખા જગતને પૂરું પાડતું હતું. યુદ્ધ શરૂ થતાં સ્વાભાવિક રીતે આ મૅગનેશિયમ ક્લોરાઈડ મળતું બંધ થઇ ગયું એટલે દુનિયા ઉપર વિજ્ઞાનીઓએ દરિયાના પાણીમાંથી મેગનેશિયમ ક્લોરાઈડ બનાવવાનું પ્રયોગો કરીને શોધી કાઢ્યું. હિંદમાં પણ આજ મુશ્કેલી જણાતાં ખારાઘોડામાં ૧૯૧૫ પછી પાયોનિઅર મેગનેશિયા વર્કર્સની સ્થાપના થઇ; જેમાં હિંદના સમર્થ રસાયણશાસ્ત્રી સ્વ૦ કપિલરામે નિષ્ણાત તરીકે કામ કર્યું હતું. આજે હિંદમાં જે મેગનેશિયમ ક્લોરાઇડ દરિયાના પાણી અને બ્રાઇનમાંથી બનાવવામાં આવે છે તે સ્વ૦ કપિલરામ વકીલની બુદ્ધિશક્તિને આભારી છે. ૧૯૧૭માં અમેરિકામાં મેગ્નેશિયમ બનાવનારી પાંચ કંપનીઓ સ્થપાઇ હતી. પણ પ્રથમ મહાયુદ્ધના પ્રત્યાઘાતો પછી ડાઉ કેમિકલ કંપની સિવાય બીજી બધી કંપનીઓ બેસી ગઇ હતી. એક વખત અકસ્માતથી ડાઉ કંપનીનો આખો પ્લાન્ટ આગમાં નાશ પામ્યો હતો. છતાં હિંમત ન હારતાં અનેક મુશ્કેલીઓ વચ્ચેથી ડાઉ કેમિકલ કંપનીએ પોતાનું સુકાન સંભાળપૂર્વક ચલાવી નાવ કિનારે હંકાર્યું હતું. આથી બીજા વિશ્વયુદ્ધ વખતે ડાઉ કેમિકલ કંપનીએ જ મેગનેશિયમ બનાવી આપવાનું બીડું ઝડપ્યું. મેગનેશિયમે ગયા મહાયુદ્ધમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો એમ કહીએ તો જરાય અતિશયોક્તિ થતી નથી કારણ કે તેના ઉત્પાદન વગર આટલી વિપુલ સંખ્યામાં રોયલ એર ફોર્સને એરોપ્લેનો લભ્ય થઇ શકત નહિ, અને જર્મનીને મિત્રરાજ્યો હંફાવી શકત નહિ.

હવે મેગનેશિયમ કેવી રીતે બનાવવામાં આવે છે



તે જોઈ લઈએ. ચાર જબરજસ્ત પંપો દરરોજ ૩૦ કરોડ ગેલન પાણી દરિયામાંથી ઊઠાઈને મેગ્નેશિયમ પ્લાન્ટમાં ફેંકે છે. અહીં આ પાણીને ગાળી અંદરથી તરતી અશુદ્ધિઓ દૂર કરવામાં આવે છે. આ દરિયાના પાણીમાં પછી ચૂનાનું દૂધ ( મિલ્ક ઓફ લાઈમ ) ઉમેરવામાં આવે છે. ચૂનો તૈયાર કરવાની ભઠ્ઠી બાજુમાં જ ખડી કરવામાં આવી છે અને તેમાં 'ઓઈસ્ટર શેલ' બાળીને ચૂનો બનાવવામાં આવે છે. 'ઓઇસ્ટર શેલ' ત્યાં એટલા બધા છે કે તેના ખૂટી જવાની ધાસ્તી નથી. ચૂનાના પાણી અને દરિયામાંના મેગ્નેશિયમ ક્લોરાઇડનો સંયોગ થતાં મેગ્નેશિયમ હાઇડ્રોક્સાઇડ બની જાય છે જે ઓગળે તેવું ન હોવાથી નીચે બેસી જાય છે અને કેલ્શ્યમ ક્લોરાઇડ દ્રાવ સ્થિતિમાં રહે છે. આ ક્રિયા જે ટાંકીઓમાં કરવામાં આવે છે તેનું કદ સામાન્ય તરવાના હોજ કરતાં અનેકગણું મોટું હોય છે! કેલ્શ્યમ ક્લોરાઇડ, જે દ્રાવ્ય સ્થિતિમાં રહે છે તેને પંપ વડે કાઢી લેવામાં આવે છે અને નીચે રહેલા મેગ્નેશિયમ હાઇડ્રોક્સાઇડને લાંબી ગોળાકાર ભઠ્ઠીમાં બાળવામાં આવે છે (સિમેન્ટ ફેક્ટરીમાં પત્થર અને માટીના મિશ્રણને આ પ્રકારે બાળીને સિમેન્ટ બનાવવામાં આવે છે.) આ પ્રમાણે હાઇડ્રોક્સાઇડને તપાવ્યા પછી તેનો મેગ્નેશિયમ ઓક્સાઇડ બને છે. આ ઓક્સાઇડમાં પછી હાઇડ્રોક્લોરિક એસિડ ઉમેરી મેગ્નેશિયમ ક્લોરાઇડ બનાવવામાં આવે છે. આ ક્લોરાઇડનું ઇલેક્ટ્રોલિસિસ કરતાં છેવટે મેગ્નેશિયમ ધાતુ છૂટી પડે છે. કદાચ કોઈને પ્રશ્ન થાય કે મેગ્નેશિયમ હાઇડ્રોક્સાઇડ બનાવી તેમાંથી ક્લોરાઇડ બનાવવાને બદલે સીધો જ ક્લોરાઇડ કેમ નહિ બનાવાતો હોય? પરંતુ ઇલેક્ટ્રોલિસિસ માટે જે વિશુદ્ધ ક્લોરાઇડની હોવી જોઇએ તે આ પ્રોસેસ કર્યા વગર આવતી નથી. હાઇડ્રોક્લોરિક એસિડ પ્લાન્ટમાં જ મેગ્નેશિયમ ક્લોરાઇડના ઇલેક્ટ્રોલિસિસમાંથી ઉત્પન્ન થતા ક્લોરિનને હાઇડ્રોજન સાથે બાળીને તૈયાર કરવામાં આવે છે. હવે આ મેગ્નેશિયમ ક્લોરાઇડમાંથી પાણીનો સહેજ પણ અંશ હોય તો દૂર કરવામાં આવે છે. જ્યારે સંપૂર્ણ રીતે તેનો રસ બની જાય છે ત્યારે તેમાં વિદ્યુતનો પ્રવાહ પસાર કરીને તેમાંથી મેગ્નેશિયમ અને ક્લોરિન અલગ કરવામાં આવે છે. ૭ ફૂટ પહોળાં અને બાર ફૂટ લાંબા પોલાદના ટાંકાની અંદર મેગ્નેશિયમ ક્લોરાઇડનો રસ કરવામાં આવે છે. ચાર ટન મેગ્નેશિયમ ક્લોરાઇડમાંથી ૧ ટન મેગ્નેશિયમ ધાતુ પ્રાપ્ત થાય છે. ઓગળેલી ધાતુ ઉપર તરી આવે છે અને લોખંડની જેમ તેના પણ 'પિગ્ઝ' ઢાળવામાં આવે છે. એની શુદ્ધતા ૯૯.૮ ટકા જેટલી હોય છે. ડાઉ કેમિકલના આ સાહસની સફળતાનો યશ એકાદી વ્યક્તિને ફાળે નથી. વળી તે સરકારના ઉત્તેજનને પણ આભારી નથી. અનેક વ્યક્તિઓના સંયુક્ત પુરુષાર્થને તે વરે છે. ડાઉ કેમિકલમાં કામ કરતા વીસથી વધુ વર્ષોના અનુભવીઓ આજે કહે છે કે આખો પ્લાન્ટ બાંધવાનું જોઈતું જ્ઞાન એક વ્યક્તિમાં નહતું પણ અનેક વ્યક્તિઓના સંયુક્ત પરિશ્રમ અને બુદ્ધિએ આ પ્લાન્ટ ઊભો કર્યો હતો.

યુદ્ધ પછીના શાંતિના સમયમાં મેગ્નેશિયમનો કેવો ઉપયોગ થશે એવો પ્રશ્ન કરવામાં આવે. મેગ્નેશિયમના પહેલા ગ્રાહક એર ક્રેફ્ટ ફેક્ટરીવાળા. મેગ્નેશિયમ એલ્યુમિનીયમ સાથે હરિફાઈ કરી શકશે કે કેમ, તેના જવાબમાં મેગ્નેશિયમનો ભાવ અત્યારે રતલના ૨૨ સેન્ટ જેટલો છે જ્યારે એલ્યુમિનીઅમનો રતલના ૧૪ સેન્ટનો છે એટલું જ કહેવાથી ઉત્તર મળી રહેશે. જ્યારે જ્યારે વજનમાં હલકાપણા સાથે મજબૂતાઈ પણ જોઇશે ત્યારે મેગ્નેશિયમ સિવાય બીજી કોઇ પણ ધાતુ કામ નહિ લાગે. એરોપ્લેનો ઓછાં થશે તો રસ્તા પર ચાલતાં વાહનોમાં મેગ્નેશિયમ વપરાશે. ઘરઘરની વસ્તુઓની બનાવટમાં મેગ્નેશિયમ બહુ જ ઉપયોગી ધાતુ નીવડશે એમ લાગે છે. મેગ્નેશિયમ જલદી ખવાઈ જવાનો જે ભય છે તે તેનામાં બીજી કોઈ ધાતુના સુયોગ્ય મિશ્રણથી દૂર થશે. મેગ્નેશિયમની મિશ્ર ધાતુ ( ઍલોય ) વડે





ઉંચકવાની વસ્તુઓ હલકા વજનની બનાવી શકાશે. અખતરા ખાતર ટાઈપરાઈટરો, સિવવાના સંચાઓ તથા સાયકલો મેગ્નેશિયમ ધાતુમાંથી બનાવવામાં આવ્યાં છે. સિવવાના સંચાનું ૬૫ રતલનું મૂળવજન મેગ્નેશિયમને લીધે માત્ર ૧૩ રતલનું થઈ ગયું હતું. આ ઉપરથી લાગે છે કે મેગ્નેશિયમ અગાઉ ભાખ્યા મુજબ જગત ઉપર 'હલકી ધાતુનો યુગ' બેસાડશે. અર્થકારણની દૃષ્ટિએ કદાચ બહુ નજીકના ભવિષ્યમાં આમ ન બનવા પામે, કારણકે હલકાપણાથી જે ઉંચકવાના શ્રમનો બચાવ થાય તેની કિંમત કરતાં મેગ્નેશિયમની કિંમત વધારે થઈ જાય ત્યાં સુધી વ્યવહારૂ રીતે મેગ્નેશિયમનો ઉપયોગ સફળ ન બને. પરંતુ જેમ જેમ મેગ્નેશિયમ વધુને વધુ પ્રમાણમાં મળતું થશે તેમ તેમ તેની કિંમત ઘટશે અને આપણે ભાખેલું ભવિષ્ય મોડું મોડું પણ સાચું પડશે એવી પૂરેપૂરી સંભવિતતા રહેલી છે.

[ ૬ ]

જગત પરના બધા સમુદ્રોમાં એક સમુદ્ર અદ્વિતીય છે. આ છે પૅલેસ્ટાઈનમાં આવેલું મૃત સરોવર. (ધ ડેડ સી.) લગભગ ¼ માઈલ (૧૩૦૦ ફુટ)ની વધુમાં વધુ ઊંડાઈ ધરાવતું આ સરોવર ૪૭ માઈલ લાંબુ અને ૧૦ માઈલ પહોળું છે. તેનું જળ ક્ષેત્રફળ ૩૬૦ ચોરસ માઈલ છે. એની અંદર જોર્ડન નદી દરરોજ ૬૦ લાખ ટન જેટલું પાણી પધરાવે છે. ચોમેરથી આ સરોવર જમીનથી ઘેરાયેલું છે એટલે તેને સમુદ્રને બદલે સરોવર જ કહ્યું છે, પણ મૂળ તો તે સમુદ્રોનો જ અવશેષ છે. બાઈબલની અંદર 'નાઓના આર્ક'ની કથામાં જે પ્રલયનો નિર્દેશ કરવામાં આવ્યો છે, તે વખતે આ સરોવર અસ્તિત્વમાં આવ્યું હશે એમ મનાય છે. તે વખતના જળ અને જ્વાળામુખીના ઉત્પાતોના પરિણામે પાસે આવેલા તેલના કૂવાઓમાં આગ પ્રકટી હશે અને આ પ્રલયંકરી વિનાશને અંતે સમુદ્રનો આટલો કટકો જમીન વચ્ચે ઝલાઈ રહ્યો હશે. જોર્ડન નદી જે પાણી અંદર ઠાલવ્યા કરે છે, તેને નીકળવાનો માર્ગ ન હોવાથી સતત બાષ્પીભવનને પરિણામે આ સમુદ્રનું પાણી ખારૂં થતું જાય છે. વળી વરસાદ પણ અહીં બહુ ઓછો પડતો હોવાથી સૂર્યપ્રકાશ લગભગ બારે માસ ચાલુ રહે છે અને તેથી બાષ્પીભવન ઝડપી પ્રમાણમાં થાય છે. ચોમાસાનો ચાર માસનો સરેરાશ વરસાદ માત્ર એક ઈંચ પડે છે! ઉનાળામાં તાપ પણ સખત પડે છે. સામાન્ય રીતે દરિયાનાં પાણીમાં ચારથી ૭ ટકા જેટલી ખારાશ હોય છે. જ્યારે આમાં તો ત્રેવીસથી પચીસ ટકા જેટલી છે. કોઈ પણ પ્રકારનું જીવન અહીં સંભવી શકતું નથી. જોર્ડન નદી જે માછલીઓ તાણી લાવે છે તે અહીં મૃત્યુ પામે છે અને પક્ષીઓને ખોરાક પૂરો પાડે છે. પાણી અતિશય ખારૂં હોવાને લીધે એટલું બધું ભારે થઈ ગયું હોય છે કે તેમાં તરતાં ન આવડતું હોય તો પણ તેમાં ડૂબી જવાતું નથી. અને ડૂબકી મારવાનું તો સૌથી અઘરૂં થઈ પડે છે. આ દરિયામાં સહેલાણીઓ છત્રીઓ ઓઢીને ચત્તા સૂતા સૂતા તરી શકે છે. આ સદીની શરૂઆત સુધી તો આ ચમત્કાર પૂરતું જ તેનું મહત્વ હતું; પણ ૧૯૧૧થી એમ. એ. નોવોમેસ્કી નામના રસાયણશાસ્ત્રીની આંખે તે ચડ્યું. પહેલા વિશ્વયુદ્ધે તેના કામમાં અંતરાય નાંખ્યો પણ તેણે તો મૃત સમુદ્રની સમૃદ્ધિનો પૂરો ઉપયોગ કરવાનું વિચાર્યું હતું. આથી પેલેસ્ટાઈન પોટાશ કંપની લિમિટેડની સ્થાપના કરી ૧૯૩૦માં તેણે પેલેસ્ટાઈનની સરકાર પાસેથી 'મૃત સરોવરના જળની અંદરથી ક્ષારો, રસાયણો અને બાષ્પીભવન કે એવી કોઈ બીજી રીતે ઉત્પન્ન કરી તેમને વેચવાનો' પરવાનો મેળવ્યો. શરત પ્રમાણે, પંચોતેર વર્ષ પૂરાં થયે આ કંપની સરકારના કબજામાં આવશે અને તે દરમ્યાન નફાનો મોટો ભાગ સરકાર લેશે :

મૃત સરોવરના પાણીનું પૃથક્કરણ કરતાં તેના હજાર ભાગમાં નીચે પ્રમાણે ક્ષારો જણાયા છે. ; —



| | |
|---|---|
| મેગ્નેશિયમ ક્લોરાઇડ | ૧૪૨·૪ |
| સોડીઅમ ક્લોરાઇડ (મીઠું) | ૮૨·૪ |
| કેલ્શ્યમ ક્લોરાઇડ | ૩૩·૦ |
| પોટાશિઅમ ક્લોરાઇડ | ૧૧·૮ |
| મેગનેશિઅમ બ્રોમાઇડ | ૩·૯ |
| કેલ્શ્યમ સલ્ફેટ | ૧·૩ |

૧૭૫ ફૂટની ઊંડાઇએ મેગનેશિયમ ક્લોરાઇડનું પ્રમાણ ૧૬૩·૭ બ્રોમાઇડનું ૫·૯ અને પોટાશિઅમ ક્લોરાઇડનું ૧૪·૭ થાય છે. પેલેસ્ટાઇનનો અધિકૃત રિપોર્ટ નીચે મુજબ મૃત સરોવરની સમૃદ્ધિ દર્શાવે છેઃ—

(મેટ્રીક ટન=૨૦૦૦ રતલ)

| | |
|---|---|
| મેગનેશિયમ ક્લોરાઇડ | ૨૨,૦૦૦,૦૦૦,૦૦૦ |
| સોડીયમ ક્લોરાઇડ | ૧૧,૦૦૦,૦૦૦,૦૦૦ |
| કેલ્શ્યમ ક્લોરાઇડ | ૬૦૦૦,૦૦૦,૦૦૦ |
| પોટાશિયમ ક્લોરાઇડ | ૨૦૦૦,૦૦૦,૦૦૦ |
| મેગનેશિયમ બ્રોમાઇડ | ૯૮૦,૦૦૦,૦૦૦ |

ઉપરના આંકડા પરથી જણાશે કે જગત પર એકલું મૃત સરોવર જ જો ઉપયોગમાં લેવામાં આવ્યું હોય તો પણ વર્ષો સુધી તે દુનિયા પરની મેગનેશિયમ, પોટાશિયમ અને બ્રોમિનની જરૂરિયાતો પૂરી પડત. તેમાંથી મુખ્યત્વે પોટાશ સારા પ્રમાણમાં પેદા કરવામાં આવે છે. બ્રિટિશ સામ્રાજ્યને મોટા ભાગનું પોટાશ મૃત સરોવરમાંથી જ તૈયાર કરીને પૂરું પાડવામાં આવે છે. મેગનેશિયમ ક્લોરાઇડ પણ સારા પ્રમાણમાં બનાવવામાં આવે છે. પરંતુ મેગનેશિયમની ધાતુ હજુ બનાવવામાં આવી નથી કારણ કે તેને માટે જોઇતી વિદ્યુત્ ત્યાં જળશક્તિ ન હોવાથી સુલભ રીતે મેળવી શકાતી નથી. છતાં જગતના સૌથી મોટા તેલના કૂવાઓ પાડોશમાં જ હોવાથી ઑઇલ એંજીનોમાંથી સસ્તી રીતે વિદ્યુત્ મળવાની શક્યતા રહેલી છે. અત્યારે ફેક્ટરીમાં કામ કરતા ૨૦૦૦ કામદારોની વસાહત માટે તથા ફેક્ટરીમાં જોઈતી વિદ્યુત્ માટે ઓઇલ એંજિનો જ ત્યાં વાપરવામાં આવે છે. જગત ઉપર મેગનેશિયમની ધાતુની માગણી કેવી રીતે વધે છે તેના ઉપર જ મેગનેશિયમ ધાતુ બનાવવાનું નક્કી કરવામાં આવશે. નોવોમેસ્કીના ધારવા મુજબ થોડા વરસમાં આ અંગેનું કામકાજ શરૂ થવાની આશા સેવાય છે.

મૃત સરોવરમાં હસ્તી ધરાવતા ક્ષારો અલગ અલગ સ્ફટિકીરણની ક્રિયા વડે વિભક્ત કરવામાં આવે છે. તેને માટે જોઇતી ઉષ્ણતા કુદરત જ પૂરી પાડે છે. સમુદ્રમાંથી પાણી ૧૭૫ ફૂટની ઊંડાઇએથી ખેંચવામાં આવે છે. સમુદ્રના તાવણ ખૂણાયાં રાા ફૂટ વ્યાસના ભૂંગળાં ૮૦૦ વારના અંતર સુધી નાંખવામાં આવ્યાં છે. એક હજાર એકર ઉપરાંતની જમીન આ પાણી વડે છીછરા ક્યારા ભરવા માટે રોકાઈ છે. ક્યારા એ પ્રકારના ઢાળવાળા બનાવવામાં આવ્યા છે કે એક ક્યારામાંથી બીજા ક્યારામાં પાણી માત્ર ઢોળાવને લીધે વહ્યા કરે. એક કલાકમાં પંપો પાંચ લાખ ગેલન પાણી ઊઠાવી શકે છે. ૧૭૫ ફૂટ નીચેનું પાણી ૧·૨૨૫ ઘટત્વ ધરાવતું હોય છે અને મીઠું તો પહેલા ક્યારામાં પહોંચતા વેંત જ તૈયાર થવા માંડે છે. જેમ જેમ પાણી બીજા ક્યારાઓમાં ધસતું જાય છે તેમ તેમ તેનું ઘટત્વ વધતું જાય છે અને અંતે પોટાશિયમ–મેગ્નેશિયમ ક્લોરાઇડના સંયુક્ત સ્ફટિકો–જેમને કાર્નેલાઇટ કહેવામાં આવે છે–પડવા માંડે છે. કાર્નેલાઇટના સ્ફટિકો થતાં પહેલાં કેટલુંક બ્રાઇન બ્રોમિન બનાવવા માટે ઉપયોગમાં લેવાય છે અને કેટલુંક બ્રાઇન ૧·૩૭ ઘટ્ટતા સુધી જાડું કરવામાં આવે છે. આ વખતે મેગનેશિયમ ક્લોરાઇડ આપોઆપ છૂટું પડી જાય છે, જેને પાછળથી શુદ્ધ કરી લેવાય છે.

અહીંના પ્લાન્ટની વિશેષતા એ છે કે એ બારે માસ ચાલ્યા કરે છે. બીજા દેશોમાં વરસાદની ઋતુમાં કામકાજ બંધ પડે છે એટલું જ નહિ પણ બ્રાઇનની ઘટ્ટતા અમુક ધોરણે પહોંચતાં સુધી રાહ જોવી પડે છે એટલે ઉત્પાદન કરતાં પહેલાં સમયનો ઘણો વ્યય થાય છે. પેલેસ્ટાઇન પોટાશ કંપની લિમિટેડનું ભાવિ નિશ્ચિત છે કારણ કે દુનિયા પર પોટાશની માંગ





અતિશય છે. જમીન પરથી પાક કાઢી લીધા પછી તેમાં જો પોટાશ પૂરવામાં ન આવે તો પાકનું ઉત્પન્ન ઘટતું જાય. દરિયા સિવાય પણ પૃથ્વી પર પોટાશ મળે છે પરંતુ તે અતિ મર્યાદિત પ્રમાણમાં હોવાથી છેવટે દરિયા પાસે જ આપણે પોટાશ લેવા જવું પડશે

[૭]

છેક આદિકાળથી માનવજાતિ પોતાના આહાર માટે સમુદ્રની વસતિનો શિકાર કરતી આવી છે. કૉડ, હેરિંગ તથા શાર્ક મત્સ્યોએ માનવી માટે એવો વ્યવસાય ઊભો કરી દીધો છે કે એના ઉપર તો પુસ્તકો લખાયાં* સત્તરમી સદીમાં ડચ લોકો સાઠ લાખ પાઉન્ડ કિંમતની હેરિંગ માછલી પરદેશ ચઢાવતા હતા. પહેલા વિશ્વયુદ્ધ અગાઉ બ્રિટન પણ હેરિંગ માછલીના વેપાર પર ધૂમ કમાણી કરતું હતું. ઉત્તર સમુદ્રમાંથી કરોડો પાઉન્ડની કિંમતની નીકળતી હેરિંગની સંખ્યામાં આજે પણ ઘટાડો થયો નથી. દરેક વર્ષે ૭,૫૦૦,૦૦૦,૦૦૦ હેરિંગો પકડવામાં આવે છે. આ ઉદ્યોગની આવકને લીધે મત્સ્ય-વ્યવસાયમાં બ્રિટનની સરકારે લાંબા કાળથી ખાસ રસ લીધા કર્યો છે.

માછલી નિર્જીવ થતાં જલદી બગડી જાય એ પ્રકારની વસ્તુ હોવાથી તેની સ્થાનિક ખપત વિશેષ છે. મીઠા વડે આથીને અથવા તો 'કૅનિંગ' પદ્ધતિથી માછલીને લાંબા સમય સુધી ખાદ્ય સ્થિતિમાં જાળવી રાખવાનું શોધાયું છે. વૈજ્ઞાનિક સૂકવણી (ડીહાઇડ્રેશન) ની શોધ થયા પછી એક સ્થળેથી બીજે સ્થળે હેરફેર કરવાનું બહુ સુગમ થઈ ગયું છે. વળી શીત–રેફ્રિજરેશન–ની અસર ઉપજાવીને દીર્ઘકાળ પર્યંત માછલીને તાજી રાખી શકાય છે.

પરંતુ બધી જ માછલી કંઈ આહારમાં નથી વપરાતી. તાપ અને દબાણ વડે કેટલી માછલીમાંથી તેલ કાઢવામાં આવે છે. તેની દુર્ગંધ દૂર કરવાનું શોધાયા પછી તેની ઉપયોગિતા વધી છે. છાપવા માટેની શાહી, યંત્રોમાં ઉંજવાના તેલો, તથા ચામડાની બનાવટમાં તેનો પુષ્કળ ઉપયોગ કરવામાં આવે છે. એ તેલને હાઇડ્રોજનેટ (મગફળીના તેલમાં જેમ હાઇડ્રોજન પસાર કરી વેજીટેબલ ઘી બનાવવામાં આવે છે તે પ્રોસેસ) કરવાથી તે ઠરી જાય છે અને તેનો ઉપયોગ ખાવામાં તેમજ સાબુ બનાવવામાં ઘી અથવા ચરબીની જગ્યાએ કરવામાં આવે છે. માછલીમાંથી મેળવવામાં આવતો ગુંદર (ફિશ ગ્લુ) તેના ચોંટવાના અનુપમ ગુણને લીધે ઘણા ઉપયોગમાં આવે છે. જર્મન વૈજ્ઞાનિકોએ માછલીના પ્રોટીનનો ઉપયોગ કૃત્રિમ ઊન બનાવવામાં કર્યો છે. કૉડ માછલીના કાળજાના તેલમાં વિટામીન 'એ' તથા 'ડી' જણાયાં છે. વિજ્ઞાન આ વિષયમાં કેવી રીતે સહાયભૂત થાય છે તે નીચેનું દૃષ્ટાંત પૂરું પાડે છે. જર્મન ધસારાને પરિણામે જ્યારે નૉર્વેમાંથી માછલીના તેલની નિકાસ અટકી ગઈ ત્યારે શાર્કમાછલીની અંદરના તેલની પરીક્ષા યુ. એસ. એ. એ કરી જોઈ અને તેમાં કૉડલિવરના કરતાં પણ વિશેષ પ્રમાણમાં ઉપરના વિટામીનો જણાયાં! આ શોધ થયા પછી શાર્ક માછલીની કિંમત એક ટનની બે પાઉન્ડ હતી તે વધીને ત્રણસો પાઉન્ડની થઈ ગઈ! શાર્કના તેલ ઉપરાંત તેની ચામડી પણ એક વસ્ત્ર તરીકે આધુનિક ફૅશનનું અંગ બની રહી છે. તે ઉપરાંત, તેમાંથી પર્સ, બૅગ, પટ્ટા, વગેરે પણ બનાવાય છે. શાર્કના વજનના દર એક ટને નેવું ચોરસફૂટ ચામડી પ્રાપ્ત થાય છે!

(૮)

હવે રહ્યાં દરિયામાંથી નીકળતાં, માનવજાતિને અલંકૃત કરનાર રત્નો અને મોતી તથા પરવાળાં.

*—Tressler "Marine Products of Commerce (ટ્રેસલર 'મરિન પ્રોડક્ટસ ઓફ કોમર્સ')

—W. E. Gibbs "The Fishing industry (ડબલ્યુ ઈ. ગીબ્સ, 'ધ ફીશીંગ ઇન્ડસ્ટ્રીઝ')

—Michael Graham "The Fish Gate (મિશેલ ગ્રેહામ 'ધ ફીશ ગેટ')

—E. S. Russel 'Our Fishing Problem (ઈ. એસ. રસેલ 'અવર ફીશીંગ પ્રોબ્લેમ')

ઘણા પ્રાચીન સમયથી હિંદ ભૂમધ્ય સમુદ્ર પરના પ્રદેશો સાથે વસ્ત્ર તથા બીજી સામગ્રીના બદલામાં મોતી તથા પરવાળાંનો વેપાર ખેડતું હતું. પરવાળાની અંદર રહેલી મનાતી જાદુઈ શક્તિને લીધે એની માગણી ખૂબ થતી અને તેના બદલામાં હિંદ પોતાના હીરા પણ આપી દેતું! બાકી ખરી રીતે તો પરવાળાં એ દરિયાઈ પ્રાણીઓનું અસ્થિપિંજર જ છે. રસાયણ-શાસ્ત્રની નજરે તે અશુદ્ધ કેલ્શ્યમ કાર્બોનેટ—ચૂનો— છે. છતાં તેને મેળવવાની ઉત્કંઠા એટલી તીવ્ર રહ્યાં કરી છે કે એક ઔંસ પરવાળાની કિંમત એકસો પાઉન્ડ સ્ટર્લિંગ અથવા દોઢ હજાર રૂપિયા જેટલી અંકાઈ છે.

મોતી એ એ સમુદ્રની અતિ કિંમતી ચીજ છે. મોતીની કિંમતનો આધાર દુનિયાની શાંતિ તથા આબાદી ઉપર છે. શાંતિ અને આબાદીના વખતમાં લોકો મોતી ખરીદે છે. યુદ્ધના વખતમાં મોતીની કિંમત પણ ઉતરી જાય છે. દુનિયાના લગભગ બધા પ્રદેશો ઉપર મોતી કાઢવાનો ઉદ્યોગ (અલબત્ત, જ્યાં જ્યાં દરિયા કિનારો હોય છે. ત્યાં) ચાલ્યા કરે છે! મોતી ઓઇસ્ટર માછલીમાંથી નીકળે છે. હજારો માછલીમાંથી એક માછલી મોતી આપે છે. ઓઇસ્ટર માછલી ખાવાના કામમાં વપરાતી નથી પણ તેમને ચીરીને તડકામાં સૂકવવામાં આવે છે અને પછી મોતી નજરે પડે તો તેમને વીણી કાઢી સાફ કરવામાં આવે છે. ઓઇસ્ટર માછલી પકડવાનો ઉદ્યોગ લંકા (સિલોન)ના કિનારા આગળ, વેસ્ટ ઈન્ડીઝ, ઓસ્ટ્રેલિયાના વગેરે સ્થળોએ ચાલે છે. મેક્સિકોના અખાતમાં સુંદર કાળાં મોતી થાય છે.

મોતીની માગણી જગત પર વધ્યાં કરી છે. એક હજાર ઓઇસ્ટર માછલીએ એક મોતીની સરાસરી પ્રાપ્તિ થાય છે. બનાવટી મોતીનો ઉદ્યોગ આ માગણીને લીધે ઠીક ઠીક ખીલ્યો છે. કૃત્રિમ મોતીના બે પ્રકાર હોય છે. એક તો તદ્દન નકલી મોતીનો અને બીજો ઓઇસ્ટરની અંદર જ કલ્ચર કરેલાં (સેવેલાં) મોતીનો.

સત્તરમી સદીમાં પેરિસમાં કૃત્રિમ મોતી બનાવવાનું સૌથી પ્રથમ શરૂ થયું. આ મોતી કાચમાંથી બનાવવામાં આવતાં હતાં પણ કલ્ચર મોતી ચીનમાં તેરમી સદીથી બનાવવાનું શરૂ થયું હતું. અત્યારે જે કલ્ચર મોતી મળે છે તે તો વીસમી સદીનો પરિપાક—૧૯૨૪ના અરસાનો. અને તેનો યશ કોકિચી મિકિમોટો નામના જાપાનીને વરે છે. કલ્ચર મોતીના ઉત્પાદનથી મોતીના વેપારને મોટો ધક્કો પહોંચ્યો. કારણ કે ઉપલી રીતે સાચા અને કલ્ચર મોતી વચ્ચે ફરક પારખવો અત્યંત કઠિન છે પણ હવે બન્નેની કસોટીની પદ્ધતિ એવી પૂર્ણપણે વિકસાવવામાં આવી છે કે સાચાં અને કલ્ચર મોતીની પરીક્ષામાં સત્ય તરતજ વરતાઈ આવે છે. એક્સ–રે થી આ પરીક્ષા સરળ થઈ છે અને દર કલાકે ૧૫૦ મોતીની પરીક્ષા કરી શકાય છે. કલ્ચર મોતી સાચા મોતીનું હરીફ બન્યું છે એ ખરું, પણ લોકોનો અમુક વર્ગ તો 'સાચાં' મોતીનેજ પસંદ કરશે.

મોતી પછી સમુદ્રની સમૃદ્ધિમાં શંખ અને કોડી પણ ગણના–પાત્ર છે. આજના ચલણી નાણા પહેલાં કોડીનું ચલણ પણ દુનિયા ઉપર હતું. હજુએ ઓસ્ટ્રેલિયાના જંગલી લોકો કોડીને ચલણ તરીકે ઉપયોગમાં લે છે. છતાં અત્યારના અર્થશાસ્ત્રે કોડીની કિંમત 'કોડી' જેટલી છે!

પાણી ચૂસી લેનારી વાદળી (સ્પંજ) પણ દરિયાઈ સમૃદ્ધિમાં ગણાવી જોઈએ. વાદળી બહુ જુના વખતથી જાણીતી હશે એમ લાગે છે. કારણ કે ગ્રીક કથાઓમાં ભીંત તથા જમવાની જગ્યાઓ વાદળી વડે સાફ કરાયાનો ઉલ્લેખ છે. વાદળીના પણ ઘણા પ્રકાર છે. 'હાથીનો કાન' 'મધપૂડો' 'ફાઈન ટર્કી' 'ચાકીન ટર્કી' વગેરે નામોથી તે વાદળીની આકૃતિ અનુસાર જાણીતા છે, મોટામાં મોટી વાદળી એક વાર (યાર્ડ) કરતાં વધારે વ્યાસવાળી, મધપૂડા (હની કોમ્બ) ના આકારની છે.

(૯)

દરિયાના પાણીમાંથી શક્તિ ઉત્પન્ન થાય કે કેમ તે એક કોયડો રહ્યો છે. દરિયાની ભરતી ઓટના





બળે પિસ્ટન હંકારીને શક્તિ ઉત્પન્ન કરી શકાય. ભવિષ્યના ગર્ભમાં આ સરળ થશે એમ માની લઈએ. પ્રોફેસર જે. બી. એસ. હાલ્ડેન લખે છે કે કુદરતની બક્ષીસોનો માણસે ઉડાઉપણે ઉપયોગ કર્યો છે. તેની શિક્ષા છેવટે તેને એ ભોગવવી પડે કે આખી માનવજાતિ પૃથ્વી પરથી લુપ્ત થઈ જાય. આગળ જતાં પ્રો. હાલ્ડેન કલ્પે છે કે ભરતીનો શક્તિ તરીકે ઉપયોગ થવાથી પૃથ્વી ઉપર તેની અસર બ્રેક જેવી થતાં પૃથ્વીની ગતિ ધીમી પડશે. ગતિ ધીમી પડતાં દિવસો લાંબા થશે અને અત્યારના કરતાં દિવસની લંબાઈ બમણી થશે; વિષુવવૃત્ત સંકોચાશે અને તેને પરિણામે ધરતી કંપો થશે; લાંબી રાત્રિઓને લીધે બરફથી છવાયેલા પ્રદેશોમાં વધારો થશે. આ ઠંડીને પહોંચી વળવા લોકો વધારે ગરમી માગશે; ભરતીની શક્તિનો ઉપયોગ વધુ પ્રમાણમાં કરવામાં આવશે, દિવસો વધુ લાંબા થશે. ચંદ્ર દૂર જશે અને પાસે આવશે ત્યારે વિનાશ—સર્વનાશની ઘડી વાગશે. ચંદ્ર એટલો નજીક આવશે કે ભરતી છસો ફૂટ જેટલી ઊંચી વધશે. ભૂમિ તુટવા માંડશે. ચંદ્ર ખરવા માંડશે અને સમુદ્રો ઉકળવા માંડશે! કોઈ પણ જીવન આ વિનાશમાંથી બચી શકશે નહિ

પ્રોફેસર હાલ્ડેનના કહેવા મુજબ પાર્થિવ જીવનનો આમ કરૂણ અંત ૩૬૦૦૦,૦૦૦ની સાલમાં આવશે. આ વાર્તાનું તાત્પર્ય એ છે કે કુદરતની સમૃદ્ધિનો ઉપયોગ કરતી વખતે માણસે પોતાના અનુગામીઓ પ્રત્યેની જવાબદારી ભૂલવી જોઈએ નહિ. માનવી જે જે કાર્ય કરે છે તેનું ફળ તેને અને તેના અનુગામીઓને ભોગવવાનું રહે છે. દરિયો આટલો બધો ઉદાર દિલનો છે માટે જ તો માનવી સમજી રહ્યો છે કે તેની ઉદારતાને અવધ નથી. જોકે સર હાલ્ડેનથી વિરુદ્ધ આપણે એવું કેમ ન કલ્પીએ કે સમુદ્રમંથનને અંતે છેવટે તો અમૃત જ મળવાનું છે!

(સંપૂર્ણ)



अ. म. रा.

## કેળવણીવિવેક

[ લે. કિશોરલાલ મશરૂવાળા; નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; સવા રૂપિયો. ]

શ્રી. કિશોરલાલ મશરૂવાળાના નાનામોટા ૨૪ કેળવણી–વિષયક લેખોનો આ સંગ્રહ તેમની મૌલિક અને તત્ત્વસ્પર્શી કેળવણીવિચારણા જે 'કેળવણીના પાયા'માં રજૂ થઇ છે તેના વિસ્તાર કે પૂર્તિ કરનારો હોઇ, તેને 'કેળવણીના પાયા'નો અનુ–ગ્રંથ ગણવાની કર્તાની સૂચના યથાર્થ છે.

સંગ્રહના તત્ત્વવિવેક વિભાગના દસ લેખોમાં 'કેળવણીનું દર્શન', 'ઉચ્ચ શિક્ષણ', 'માણસાઇની, પ્રતિષ્ઠાની અને નિર્વાહની કેળવણી', 'તારતમ્યબુદ્ધિ' અને 'બુદ્ધિ શી રીતે ખીલે?' એ પાંચ મહત્ત્વના છે. સૌથી પહેલો લેખ તો આ પુસ્તકનો શિરોમણિ છે. શરીર ને આત્મા વચ્ચેના અન્વયને ન સમજવાથી આપણી કેળવણી સર્વાંગીણ નથી બની એ કહેવા માટે શ્રી. મશરૂવાળાએ જે પીઠિકા આપી છે તે ઊંચી ભૂમિકાથી કરાયેલું જીવનદર્શન કે જીવનસમીક્ષા છે. પ્રાથમિક કેળવણી પરની શ્રી. મશરૂવાળાની શ્રદ્ધા અને ઉચ્ચ શિક્ષણ પરની એમની અનાસ્થા, ઉચ્ચ શિક્ષણના માધ્યમ માટે માતૃભાષાની એમની હિમાયત, ચાલુ પરીક્ષાપદ્ધતિની તેમ જ વર્તમાન શિક્ષણપદ્ધતિની એમની ટીકા, રાષ્ટ્રીય અને પાયાની કેળવણીના ધ્યેયનું એમનું સ્પષ્ટીકરણ, અને પ્રાન્તીય વિશ્વવિદ્યાલયનો એમનો આદર્શ તથા તેને લગતી કેટલીક બાબતો પર એમનું વ્યવહારુ માર્ગદર્શન 'ઉચ્ચ શિક્ષણ' લેખને પણ વિચારપ્રેરક અને મનનીય કોટિનો લેખ બનાવે છે. પ્રથમ વિભાગના બાકીના લેખો શિક્ષણ એટલે માત્ર અક્ષરજ્ઞાન નહિ પણ ભાવનાનો, ચારિત્ર્યનો, સારાસારવિવેકનો અને બુદ્ધિનો વિકાસ સાધી આપનારી તાલીમ છે એવો શ્રી. મશરૂવાળાનો અભિપ્રાય વિશદ વાણીમાં કહી જાય છે.

જેમનો કેળવણીનો આદર્શ પ્રથમ વિભાગમાંથી સમજાઇ જાય છે એવા શ્રી. મશરૂવાળાને બીજા વિભાગમાં કેળવણીવિષયક ચાલતી કેટલીક પ્રવૃત્તિઓ અને તેમાંય ખાસ તો શાળાના મેળાવડાઓ અને તેમાં થતાં બાળકોનાં નાચ ને નાટકો વિશે જે કહેવાનું છે તે ઘડાતી પ્રજાના હિતની અને દેશના ભાવિની જેમને પડી છે તેવા સૌએ ધ્યાનથી સાંભળવા જેવું છે. 'રાષ્ટ્રોનું ભાવિ સંયમી પ્રજાઓના હાથમાં છે' એ એમનું વાક્ય ચેતવણીના સૂર જેવું લાગવું જોઇએ. ઇતિહાસશિક્ષણમાં મનુષ્યત્વની ઉન્નતિના હેતુને જ લક્ષમાં રાખવાની તેમની ભલામણ પણ પથ્ય ગણાવી જોઇએ.

પ્રશ્નચર્ચાના ત્રીજા વિભાગમાં ઉદ્યોગ, રાષ્ટ્રભાષા, સજા, પાયાની કેળવણી, વિદ્યાર્થીઓનો સ્વાધ્યાય, છાત્રાલયો, ધાર્મિક કેળવણી, હરીફાઈ ને ઇનામ આદિ અનેક નાનામોટા પ્રશ્નોના કર્તાએ આપેલા મિતાક્ષરી જવાબ છે. એ વિભાગમાં 'વિદ્યાર્થીજીવનની અનવસ્થા,' 'ધાર્મિક શિક્ષણનું ધોરણ,' 'વર્ગવિગ્રહ વિ૦ અહિંસા' અને 'સ્વતંત્રતા અને નિયમન' એ ચાર લેખ વિશેષ મનનને પાત્ર છે.

આપણે કોઇ મુદ્દામાં તેમની જોડે સંમત થતા ન હોઇએ તોપણ—જોકે આ પુસ્તકમાં તેમની સાથે સંમત ન થઇએ એવું કંઇ નથી—જેમને આદરથી ધ્યાનપૂર્વક સાંભળ્યા વિના ચાલે નહિ એવા લેખક અને પ્રજાહિતૈષી વિચારક છે શ્રી. મશરૂવાળા. આ પુસ્તક આ કારણે સારા પ્રમાણમાં વંચાવું જોઇએ.

## રાજબાલા

[ અનુ૦ રમણલાલ સોની; રવાણી એન્ડ કં૦ કાલબાદેવી રોડ, મુંબઈ–૨; મૂલ્ય, સવાચાર રૂપિયા. ]

'પ્રવાસી'માં ચાલુ વાર્તારૂપે પ્રગટ થતી વેળા જેણે બંગાળી વાંચકોનું ધ્યાન ખેંચ્યું હતું એવી શ્રી. ચારુચંદ્ર બંદોપાધ્યાયની આ નવલકથા સંબંધી એના અનુવાદક શ્રી. રમણલાલ સોનીએ આગળ કરેલ એક બાબત એ છે કે આ કથાના આદિ અને અન્તનું વસ્તુ કવિવર રવીન્દ્રનાથે લેખકને સ્વમુખે કહેલું અને લેખકે પછી મધ્યભાગ પોતાની





કલ્પનાથી યોજી તેની નવલકથા બનાવી હતી. જેમાં લેખકે કલાકારનું તાટસ્થ્ય ગુમાવી એક પણ ઊજળી રેખા દેખાડી નથી એવા આ કથાના પ્રતિનાયક જમીનદાર ગુણમય અને તેના દુષ્ટ મદદનીશ પંચાનનની દુર્જનતાની લીલા સામે તેનો ભોગ થનાર વીરેન્દ્ર પર વર્ષતા ગુણમયની જ યથાનામગુણ પત્ની દયાદેવીના માતૃવાત્સલ્ય અને જેને પરણી ન શકતાં ગુણમયે જેને દારોગાને પરણાવી દીધી હતી એ રાજબાલાના વિશુદ્ધ પ્રણયને મૂકી, વાર્તાકારે નારીહૃદયની પ્રેમાળતા અને ઉદારતાનું બંગાળી લેખકોને કરવું ગમે અને ફાવે છે એવું આલેખન આ કથામાં કર્યું છે. કથામાં દયાદેવી, રાજબાલા, દયાદેવીની પુત્રી માયા એ ત્રણે પાત્રોને પ્રણયમગ્ન બની અન્ય પુરુષો જોડે પરણવું એમ ગોઠવી લેખકે બંગાળી નારીજીવનની કરુણતા બતાવી છે, તે સાથે જ નિર્દોષ વીરેન્દ્રને બચાવવા રાજબાલાને તથા માયાને કચેરીમાં આવી અનુક્રમે પતિ અને પિતા વિરુદ્ધ જુબાની આપતી આલેખી તેમની તેજસ્વિતા અને સમાજબંધનો સામે હૃદયધર્મનો વિજય પણ લેખકે દેખાડ્યો છે. કથાનાં બધાં પાત્રોનું વર્તન બુદ્ધિપ્રેરિત કરતાં ઊર્મિપ્રેરિત વિશેષ છે. કેટલાંક પાત્રોનાં વૃત્તિવર્તનમાં બુદ્ધિથી વિચારતાં તેની સ્વાભાવિકતા પરત્વે મનમાં પ્રશ્ન થાય એમ છે તે આ કારણે. કથા સુવાચ્ય છે, પણ કોઈ અપૂર્વ કે અદ્ભુત કૃતિ એ નથી.

## આપણો દેશ

[ લે. ભાસ્કરરાવ વિદ્વાંસ; આલેખક, રસિકલાલ પરીખ; પ્ર. વોરા ઍન્ડ કંપની, મુંબઈ, ૨; પોણાચાર રૂપિયા. ]

અમદાવાદના શેઠ ચી. ન. વિદ્યાવિહારમાં સને ૧૯૪૫ માં ગાંધીજયંતી પ્રસંગે ભરવામાં આવેલા પ્રદર્શનમાં મુકાયેલા હિંદની કુદરતી સમૃદ્ધિ, વસ્તી, કેળવણી, ખોરાક, કાપડ આદિ સંબંધી એ સંસ્થાના શિક્ષણ પર ભૂગોળશિક્ષક શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ અને ચિત્રશિક્ષક રસિકલાલ પરીખે તૈયાર કરેલા ૬૮ આલેખોનું આ પુસ્તકાકારી પ્રકાશન અનેકધા આવકાર્ય છે. માહિતી આપનારાં પુસ્તકોમાં, શિક્ષણમાં તેમ જ વ્યાપક જ્ઞાનવિતરણમાં શબ્દો કરતાં ચિત્રો, 'અશબ્દ પણ કારમી ગજબ ભાખનારી ગિરા,' ઘણું સચોટ કામ આપે છે એ પશ્ચિમમાં તેમ જ હવે આપણે ત્યાં સમજાવા લાગ્યું છે. આ પુસ્તક પણ ચિત્રો દ્વારા આપણા દેશ વિશે ઘણી અભિમાન લેવા જેવી અને ઘણી ફિકર કરાવે એવી માહિતી પ્રમાણભૂત આંકડા સાથે રજૂ કરે છે. ૬૮ પૃષ્ઠ રોકતી આ આલેખ-પોથીમાં દર પૃષ્ઠ પર પૃષ્ઠનો પોણા ઉપરાંત ભાગ રોકતો આલેખ હોય છે, અને નીચે બહુ જ ઓછી પંક્તિઓમાં તેમાં રજૂ થતી વિગત અપાયેલી છે. શ્રી. રસિકલાલ પરીખ જેવા કુશળ ચિત્રકારે તૈયાર કરેલા આલેખ વગર બોલ્યે એટલું બધું કહી નાખે છે કે પછી તેની સમજૂતી કે તેના પર ભાષ્યની જરૂર ઓછી જ રહે.

શ્રી. મીનુ મસાનીના 'અવર ઇંડિયા'ની યાદ અપાવે એવી આ આલેખ-પોથીનું શૈક્ષણિક મહત્ત્વ ઘણું ગણાય. અત્યાર સુધી ખોટી શિક્ષણપદ્ધતિને લીધે નીરસ અને કંટાળાજનક મનાતા આવેલા ભૂગોળના વિષયને વિદ્યાર્થીઓ માટે આવી પોથીઓ રસિક અને સુગ્રાહ્ય બનાવી મૂકે છે. વિદ્યાર્થીઓ ઉપરાંત સામાન્ય વાચકને પણ આ પોથી આપણા દેશનો સાચો પરિચય કરાવી કઈ કઈ બાબતોમાં આપણે સુધરવું રહ્યું છે અને દેશની કઈ કઈ કુદરતી સંપત્તિનો કેવો ઉપયોગ કરી ઉદ્યોગોની ખિલવણી તેમ જ બીજા ઉપાયો દ્વારા દેશની સમૃદ્ધિ વધારી શકાય તેમ છે તેનું દિશાસૂચન કરશે. આ આલેખો તૈયાર કરનાર વ્યક્તિઓ, તેમની સંસ્થા તથા પ્રકાશકો સૌ આને માટે અભિનંદનને પાત્ર ઠરે છે.

## ઈરાનનો ચેરાગ

[ લે. પ્રો. ફીરોઝ કાવસજી દાવર; પ્ર. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ; ૭ રૂપિયા. ]

પ્રસિદ્ધ પારસી વિદ્વાન પ્રો. ફીરોઝ દાવરે આ ગ્રંથમાં ઈરાનની તવારીખની રૂપરેખા, ઈરાનનું



સમાજજીવન, ત્યાંનાં ધર્મ ને તત્ત્વજ્ઞાન, ત્યાંની ભાષા, ત્યાંનું સાહિત્ય, ત્યાંની કળા, અને ઇરાનનો અન્ય દેશો અને કોમો સાથેનો સંબંધ અને સંસ્કાર–વિનિમય–એ સર્વ બાબતો વિશે વિગતે વાત કરી આ ગ્રંથ દ્વારા ઈરાનની સંસ્કારિતાનો પ્રમાણભૂત પરિચય ગુજરાતી વાચકોને કરાવ્યો છે. ઇરાન સંબંધી લઘુ સર્વસંગ્રહ કહેવાય એવા આ ગ્રંથની પાદટીપો, કર્તાએ આમાં ઉપયોગમાં લીધેલી માહિતી કેટકેટલાં પુસ્તકોમાંથી મેળવી છે તે બતાવે છે. ઇરાનના ઇતિહાસ, કળા, સાહિત્ય, ધર્મ–તત્ત્વજ્ઞાન આદિને લગતાં, 'શાહનામા'ને લગતાં તથા પારસીઓની તવારીખને લગતાં પુસ્તકોમાંથી ભાગ્યે જ કોઇ આ ઈરાનપરસ્ત પારસી વિદ્વાને વાંચ્યા વગરનું રાખ્યું હોય એમ જણાય છે. એમની ઇરાનભક્તિ પણ ગ્રંથને પાને પાને બોલી રહી છે. આરબ સંસ્કૃતિમાં ઈરાનીઓના ફાળા વિશે કે જરથોસ્તી ધર્મ વિશે કર્તાએ જે ભાવથી લખ્યું છે, 'શાહનામા' માટેના પ્રો. બ્રાઉનના કડક અભિપ્રાયથી તેમને જે દુઃખ લાગ્યું તેમણે દેખાડ્યું છે, અને ગ્રંથને અંતે જે ભક્તિ ગદ્‌ગદ્‌ સ્વરે તેમણે ઈરાનને પોતાની પ્રણામાંજલિ આપી છે તે આના થોડા પુરાવા છે. પણ પ્રો. દાવરની ઈરાનપરસ્તી એમને અશોક ને કૌટિલ્યને ઇરાની માનનાર તથા બુદ્ધને પણ ઇરાની તોખમના ગણી તેમના શિક્ષણના મૂળને જરથોસ્તી કહેનાર ડૉ. સ્પૂનરની હદ સુધી ક્યારેય લઈ જતી નથી. એમની શાસ્ત્રીય તટસ્થતા એમને ડૉ. સ્પૂનરના અભિપ્રાયોનો અસ્વીકાર કરવા પ્રેરે છે. પારસીઓના સંજાનમાં આવ્યા સંબંધી કથા કહેતા 'કિસ્સ–એ–સંજાન'ને શુદ્ધ ઇતિહાસ અને ખોટી દંતકથા માનવાનાં બંને વલણોની વચ્ચેથી એમણે જે માર્ગ કાઢ્યો છે તે પણ એમની આ શાસ્ત્રીય તટસ્થતા બતાવે છે.

વેદકાળના આર્યકુળના આપણા બાંધવોની ભૂમિ ઇરાન આપણું બાંધવરાષ્ટ્ર છે. તેનો પ્રાચીન, મધ્યકાલીન અને આધુનિક ઇતિહાસ આપતો અને તેનાં કળા, સાહિત્ય, ધર્મ ને સંસ્કૃતિનો પરિચય કરાવતો આ ગ્રંથ એ બાંધવરાષ્ટ્ર વિશે જાણવાની આપણી જિજ્ઞાસાને તૃપ્ત કરે એવો હોઇ ઘણો મૂલ્યવાન છે. સાહિત્યના અભ્યાસીઓને ફિરદોસીના 'શાહનામા' પરનું છઠ્ઠું, સૂફીવાદ પરનું તેરમું અને ફારસી સાહિત્યના ગુલશન પરનું પંદરમું પ્રકરણ ખાસ વાંચવા યોગ્ય લાગશે. અષો જરથુસ્ત્ર પરનું બીજું પ્રકરણ જરથોસ્તી ધર્મનો સુંદર પરિચય જિજ્ઞાસુઓને આપશે. 'ઇરાન અને હિંદ' એ પ્રકરણ પણ આપણા લોકોએ વાંચ્યા વગર ચાલે નહિ.

આવો ઉપયોગી ગ્રંથ પ્રેમથી શ્રમ લઈ લખવા માટે પ્રો. દાવર તથા એ પ્રગટ કરવા માટે ગુજરાત વિદ્યાસભાનું શેઠ ભો. જે. વિદ્યાભવન ધન્યવાદનાં અધિકારી છે.

**પ્રકૃતિનાં લાડકવાયાં પંખીઓ :**

[લે. વિજયગુપ્ત મૌર્ય; સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ; સવા રૂપિયો.]

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયની સર્વોપયોગી સાહિત્યશ્રેણીનું આ ૨૬મું પુસ્તક એક આવકારપાત્ર પ્રકાશન છે. એમાં અતિપરિચિતથી માંડી અલ્પપરિચિત એવા મહાગુજરાતનાં સવાસો પક્ષીઓનો તેમનાં રૂપરંગ, ખાદ્ય, ટેવો, રહેઠાણ, સૂર અને પ્રજનનની વિગતો સાથે લોકભોગ્ય શૈલીમાં પરિચય આપવામાં આવ્યો છે. મળી શક્યાં તેટલાં અંદર વર્ણવાયેલાં પક્ષીઓનાં ચિત્રો પણ શરૂઆતમાં એક સાથે દોઢ ફરમા જેટલાં પૃષ્ઠોમાં આપ્યાં છે. આટલાં બધાં પક્ષીઓનો પરિચય આપતું આ પહેલું જ પુસ્તક છે' એવો લેખકનો દાવો સાચો છે. પક્ષીપરિચયની સુવિધા કરી આપનાર સામગ્રી તરીકે શ્રી. જયમલ્લ પરમાર અને નિરંજન વર્માએ લખેલાં 'આપણે આંગણે ઊડનારાં' એ પુસ્તક પછી આ બીજું મહત્ત્વનું ગુજરાતી પ્રકાશન કહેવાય. એનો જુદાં જુદાં પક્ષીઓનો પરિચય કરવા માટે પૂરો ઉપયોગ થાય અને આપણે ત્યાં પરમાત્માનાં એ નાનકડાં રમ્ય સર્જનોનો પરિચય ને અભ્યાસ એથી વધે એ બહુ જરૂરનું છે.

# એક રાત

પ્ર. હુ. મહેતા

મારાથી બીજાને ક્યાંય પણ નુકસાન અથવા તો ખોટી અડચણ તો નથી થતી ને? એનુ સતત ધ્યાન રાખવા છતાં મને ખબર પડી કે મારા રોજ ઘેર મોડા આવવાથી આજે મામીશ્રીને અંગે-અંગ ક્રોધ વ્યાપી ગયો છે એટલું જ નહિ પણ હું ક્યારે ઘેર આવું અને ક્યારે સારી પેઠે ખખડાવી નાખું એવી આશામાં ને આશામાં અત્યાર સુધી જાગતાં બેઠા છે એ જાણીને મને અત્યંત દુઃખ થયું. પણ હાય રે ટેવ! ટેવ શું હશે? કંઇ કેટલાય પ્રયત્નો કરી જોયા, પણ એક વખત શહેરના રસ્તાઓ અને ઝાડવાંઓ સાથે ભાઇબંધી બંધાણી તે કેમેય કરી તૂટતી નથી!

એમ તો કંઇ એટલું બધું મોડું નહોતું થયું. હજીય માણસોની અવરજવર રસ્તાઓને નીરવ બનતાં રોકતી હતી. એમ તો સામેનાં ગિરધારી મંદિરમાંથી હજી પણ પદોનો અવાજ આવતો હતો. ધીમેથી—અવાજ ન થાય તેમ, બારણાને ઠેલો માર્યો. તે વખતે શરીરમાં ઊંડે ઊંડે કંઇક બીક જેવું લાગતું હતું એમ અત્યારે લાગે છે.

ઘરમાં અંધારું હતું. સહેજે જણાઇ ગયું કે બધાં સૂઇ ગયાં છે – સૂઇ ગયાં છે નહિ, સૂઇ ગયાં લાગે છે. ધીમે પગલે હું ઘરમાં દાખલ થયો. આમેય ઘરમાં ‘સુ–અવ્યવસ્થિત’ પડેલી ગૃહ–સામગ્રી મારો ચરણસ્પર્શ ન કરી બેસે એની ખાસ કાળજી રાખવી જ પડતી. પણ દુનિયામાં હું એક જ વ્યક્તિ નથી કે જેણે કાળજી રાખવાનો ઇજારો લીધો હોય! અને તેઓ પણ સહેજે ભક્તિ કેમ છોડી દે? ગમે ત્યાં કાળજીથી પગ મૂકો તો પણ એકાદ ભક્ત પગે અથડાય જ. પરિણામે તેના આનંદના ચિત્કારથી ઘરમા બધાં માત્ર ઊંઘી ગયાંનો જ ડોળ ન કરતાં, એકાએક આવા અવાજથી અકાળે જાગી જવાનો અને પહેલી નિદ્રા બગાડ્યાનો મારા પર આરોપ મૂકવાનો પણ ડોળ કરતાં ભૂલતાં નહિ. ગમે તેમ પણ એક રીતે જોતાં એ ઠીક જ થતું - તે સિવાય મારા આગમનની છડી કોણ પોકારે એમ હતું?

પછી જે ધાર્યું હતું તે જ થયું. એટલે કે જમવા માટે ભરેલ પાણીનો કળશો એમ ને એમ ભર્યો જ રહ્યો. રસોડું ઉઘાડવાની ક્રિયા જ થઇ શકી નહિ. રસોડુ જ માત્ર બંધ રહ્યું એમ નહિ, મારું મોં પણ કેમેય ઊઘડી શક્યું નહિ. કહે છે અંધારું બધાંને નડે છે, નડતું ન હતું માત્ર મામીના શ્રીમુખે ઝડપથી નીકળતા ગંદા આક્ષેપો. નિંદા, ઇર્ષા, નિષ્ઠુરતા વગેરેથી ભરેલા શબ્દોને. નિર્ભયતાથી તેઓએ આવીને મારા કાનને ભરી દીધા.

એકાએક દીવો થયો. જોયું તો પથારીમાં મામા સૂતા હતા. સખત કામની નોકરી કરીને તેઓ માત્ર ઊંઘવાનો ડોળ કરતા હતા એમ કહેતાં તો મારી જીભ કેમેય ન ઊપડે. ઘરમાં શું થાય છે એ એમને ખબર ન હતી. જે જે આક્ષેપો, નિંદા, ઇર્ષા થતાં હતાં અને જેને વિષે એ બધું થતું હતું એની ગેર-હાજરી સમજી ક્યારેક ક્યારેક અસંબદ્ધ હા યે હા કરતા હતા. એનું જેવું દિલ સાફ છે એવી જ જો ફરજ બજાવવાની નીતિ સાફ હોત તો? તો કહું છું આ લખવા આજે કલમ ઊપડી છે તે કદીય ન ઊપડી હોત!

ગુસ્સો આવ્યો, પણ આવ્યો એવો જ જતો રહ્યો. ગુસ્સો કોના પર કરું? અર્ધી ઊંઘતી, આંતરિક હેતવાળી વ્યક્તિ ઉપર? કે અજ્ઞાનતાની મૂર્તિમંત સ્ત્રી ઉપર? ક્રોધના બધાય ભાવો એકદમ અદૃશ્ય થઇ ગયા. અજ્ઞાનતા ઉપર ક્રોધ ન આવે, માત્ર દયા આવે.

મને થયું થોડું પેટમાં નાખીને ભૂખને તો શાંત કરું. પણ એય ન બન્યું. ખભ્ભે કોટનો ભાર ઊંચકી, ગુપચુપ આવ્યો હતો એવો જ, જરા ય અવાજ ન થાય એવી રીતે જવાની મહેનત કરી પણ એય વ્યર્થ ગઈ. એકાદ વાટકીએ મારી વિદાયની છડી પણ પોકારી!

ચાલો, થયું “હાશ છૂટ્યા.” એ જ પાછા પેલા રસ્તાઓ ઝાડવાંઓ. વાહ, વાહ! બે દિવસ પેટમાં ન નાખ્યું તો શું હું મરી જવાનો હતો? કદી નહિ. કદાચ શાક તો બધાં જમી જ ગયાં હશે. શાક જ શા માટે? કદાચ ભૂલથી જમવાનું રાખતાં જ



ભૂલી ગયાં હશે! અને એમ ન હોય તોપણ ઠરી ગયેલી ખીચડી ગરી જઉં તોય મોંમાં નાખી ન શકું. ઠીક જ થયું, એવો રાજભોગ આજે ન મળ્યો તો ઠાકોરજી કંઈ ખિજાઈને પેટ નહિ બાળે! પણ આ બધું થોડી વાર પછી મનમનામણું જ માત્ર લાગ્યું.

એવાં વાતાવરણમાંથી છૂટવાનો આનંદ શમી જતાં, કંઇ કેટલાયે વિષાદોએ મારું મન ભરી દીધું. શિયાળો બેસી ગયો હતો, એટલું જ નહિ પણ હમણાં કંઇક ઉગ્ર સ્વરૂપ ધારણ કરતો હોય એમ લાગ્યું. રાત જામતી હતી. વદ દસમનું અંધારું હતું. બધું સૂમસામ હતું. આ થયું છે શું માણસોને? હજી તો માત્ર કેટલા વાગ્યા હશે, ત્યાં તો બધાં ઘરમાં ઘૂસી ગયાં? માત્ર ચોકીદારો જ રસિકતાવાળા લાગ્યા. પોતાનાં શરીરો મોટા જાડા ઊનના ડગલામાં વીંટી, આખા શરીરમાં માત્ર બે આંખો ઉપર જ ક્રોધ કરી, તેને ઠંડીમાં ઉઘાડી રાખી તેઓ નિર્ભયપણે પણે ફરતા હતા.

શરીર ઠંડીમાં સળગી ઊઠ્યું. પગ આગળ ચાલવાની આનાકાની કરતા લાગ્યા—તો અહીં જ બેસવાની ચોકીદારો પણ કેમેય હા પાડે તેમ ન હતું. એકસામટો મને બુદ્ધિ ઉપર હુમલો કર્યો. 'બહુ અક્કલવાળો, જમ્યો નહિ તો કંઇ નહિ, પાછો શા માટે ચાલ્યો આવ્યો મૂરખ! આમ સહન કરે છે તે કરતાં એકાદ ઓરડીમાં તો પડવાનું મળત?'

હાર્યા પછી કેવી વિચિત્ર દલીલો સૂઝે છે! એકાએક દૂર ગામડામાં બેઠેલી મા સાંભરી. અપાર સ્નેહનીતરતું મોં સામે જ દૃશ્ય થયું. ભૂખ, પરિતાપ, ઠંડી વગેરે એની યાદમાત્રે જ કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ ગયાં! કંઈ ખબર જ ન પડી! વાહ રે વાહ મા! તારી સરખામણી શું દુનિયામાં કોઈ વસ્તુ સાથે થઇ શકે? જે લોકો તને અવમણીને તારી કિંમત નથી આંકી શકતા તેની મૂર્ખતાનો કંઇ પાર નથી અગર તેઓના નસીબમાં વિધાતાએ દુઃખ સિવાય કશું લખ્યું જ નહિ હોય!

અંધારું જ વધારે હોવાથી મ્યુનિ.ના ઝાંખા પ્રકાશવાળા દીવાઓ પણ પોતે ખૂબ પ્રકાશમાન છે એવું અભિમાન કરતા લાગ્યા. જડ પદાર્થોને દોષ દેવો નકામો છે એ હું સમજું છું પણ જેઓ જડ નથી એવો દાવો કરે છે એવા લોકો પણ શું અંધારાને નહિ જોઇ શકતા હોય? તેઓને શું કદી એ ખ્યાલ પણ નહિ આવે કે દુનિયામાંથી હજી સૂર્ય-ચંદ્ર આથમી નથી ગયા?

મન ઉદ્વેગથી ભરાઇ ગયું. દીવાને થાંભલે અડકીને ઊભો રહ્યો—બેસવાનું યાદ ન આવ્યું. વિચારો કોણ જાણે ક્યાંથી એકસામટા ઊલટી પડ્યા હતા. એને લઈને કે પછી કોણ જાણે કેમ પણ માથામાં સબાકા નીકળતા હતા. શરીર જાણે હમણાં ભાંગી પડ્યું સમજો. પણ એવું કંઈ થયું નહિ. જેને લઇને આ ન થયું એને મનમાં ને મનમાં પ્રણામ કર્યા.

પછી કેટલો વખત ગયો એ ખબર ન પડી, પણ કોઈના લડવા ઝઘડવા જેવા અવાજથી આંખ ઊઘડી ગઈ. જોયું તો ચોકીદાર એક નોકર જેવા જણાતા માણસ સામે શંકાથી જોતો ઊભો હતો. આ પહેલાં ઠીક ઠીક ગરમાગરમ ચર્ચા થઈ ગઇ હશે એમ બન્નેની મુખાકૃતિ ઉપરથી લાગ્યું

મેં કહ્યું, 'શું છે રે!'

નોકરે તેજીથી જવાબ આપ્યો, 'હોય શું? મને તમને મારા શેઠે તેડવા મોકલ્યો છે. આ સામે બંગલો દેખાય છે. આ ભૈયા કહે છે હું તમને ઉપાડી જઉં છું. અક્કલનો છાંટો નથી ને મોટા ચોકીદાર થઈ બેઠા છે! પૂછું છું કે કોઈ હાથમાં ફાનસ લઇને કોઈને ઉપાડવા આવતું હશે? અક્કલ?' મને થયું કે પાછા કદાચ લડી પડશે. ચોકીદાર આવું કદી સહન ન કરે. પણ એવું કંઇ બન્યું નહિ. કારણ ગોતવા ન જવું પડ્યું, નોકરનું પહાડી શરીર અને લાકડી મારી સામે જ હતાં.

વારુ, મને કોઈ ઉપાડી જાય તો તે ન્યાલ થઇ જાય એવું મને લાગતું નથી. પૈસોટકો ખિસ્સામાં હોય તો કોણ જાણે—કદાચ ન પણ હોય. ગમે એમ, અત્યારે મને કોઇ ઉપાડી જાય તો સારું એવી મનમાં ઊંડે ઊંડે ઇચ્છા થઇ. મનમાં થયું, ક્યાંક જવું તો પડશે જ. ઘેર જવાનું તો ફોગટ જ છે એ હું સમજતો હતો. બીજું, આ લોકો માત્ર મને જ જગાડીને બેસી રહ્યા નથી, ભૂખ અને થાકને પણ એમણે જગાડ્યાં છે.

છેવટે કેમ સમજૂતી થઇ એ કહેવું નકામું છે.





છતાં એક વસ્તુ કહેવી જરૂરી છે કે આ દુર્બળ શરીરથી કોઈની સાથે લડી ઝઘડીને જીતી શકાય છે એવો મને સ્વપ્નેય ખ્યાલ નથી.

રાત્રિનો ત્રીજો પહોર ચાલતો હશે એમ કલ્પના કરી. મનમાં થયું—સુખદુઃખનું પરિવર્તન ક્યારે અને કેવી રીતે થાય છે એ શું કોઈ કહી શકશે? આ જુઓને, ઘડી પહેલાંના ગાઢા તિમિરને હમણાં જ ઊદય પામેલા ચંદ્રમાએ સાફ કરી નાખ્યું. એટલું જ નહિ, થોડા વખત પહેલાં અહીં અંધારું હતું એવું યાદ પણ ન રહેવા દીધું!

જેની કંઈ કિંમત જ ગણાતી નથી, માત્ર રખડુ અને વ્યસની સિવાય, એને અમૂલ્ય અને કેન્દ્રસ્થાને પ્રતિષ્ઠિત કરી, એવડા મોટા મકાનમાં એટલી રાતે જે ધમાલ મચી ગઈ તે જોઈને મને લાગ્યું કે હું સ્વપ્નું જોઈ રહ્યો છું કે શું? ગમે તેમ હોય પણ જેણે આ બધું કર્યું છે એ અને જેને માટે કર્યું છે એ જોતાં તેમનામાં કંઈ બુદ્ધિ હોય એવું લાગ્યું નહિ. વારુ, કપડાં ઊતારી, હાથપગ ધોઈને સફેદ પથારી ઉપર લાંબા થવામાં મને હરકત ન આવી, પણ કંઈક નિરાંતનો દમ ખેંચ્યો. હરકત આવી જમવા વખતે. નાતજાતમાં હું બાધ ગણું છું એવું કોઈ માનતું નથી. છતાંય કોઈને ઘેર મારી મનની ઈચ્છાથી જમતાં તો હાથને કાપી નાખો તેય ન ઊપડે!

બીજા ખંડમાંથી કોઈ પાછળ આવીને ઊભું છે એ ખબર પડતાં પણ ન પાછળ જોયું કે ન કંઈ ખાઈ શક્યો. મનમાં માત્ર એ જ રટણ થયા કરતું હતું કે આ કોણ અને કઈ સિદ્ધિ ખાતર આટલો અનુગ્રહ કરે છે? કે પછી એક સ્થળેથી દયા, માયા, મમતા વગેરે લઈ અને બીજે સ્થળે તેને વધારે પ્રમાણમાં ભરી, ઈશ્વર દુનિયાનું ત્રાજવું સમતોલ કરે છે? પાછળથી ધીમો અવાજ આવ્યો, "કદી ખાધું નથી એટલે શું આ વખતે પણ નહિ ખાવાનું, ભાઈ? થોડું મોંમાં નાખશો તો તમારી નાની બહેનના ઘરમાંથી કંઈ ઓછું નહિ થઈ જાય!"

હું મૂંગો રહ્યો.

થોડી વાર પછી તેણે કહ્યું, "તમારા પગ આમળ માથું પટક્યા સિવાય તમને મજા નહિ જ પડેને? તો એમ, એ કંઈ મારે નવું નથી ભાઈ." કહીને તે મારી સન્મુખ આવી ઊભી રહી. ઊંચે જોયું તો કંઈક આનંદ અને કારુણ્ય મિશ્રિત ભાવો મોં પર લઈને ઊભી હતી સવિતા.

"તેઓ માંદા છે. આજે કેટલા દિવસ થયાં તમારા શહેરમાં આવીને પડ્યાં છીએ. માન્યું કે હવાફેરથી કંઈક શરીર સુધરશે. આજે આખી રાત બારી પાસે જાગતા જ બેઠા રહ્યા છે. તેઓએ જ તો તમને જોયા. તેમણે જ બોલાવવા માણસ મોકલ્યો હતો. ગમે એમ, થોડું પેટમાં નાખી લો. તેઓ તમારી રાહ જ જોતા બેઠા હશે. મોડું કર્યે નહિ ચાલે ભાઈ!" કહી તે કંઈક કામે ચાલી ગઈ.

ભગવાન, તારી લીલા અપાર છે. જેઓ પોતાને ભગિની પ્રેમ નથી મળ્યો અને તેનાથી વંચિત રહી જવા માટે તને જ દોષિત ગણે છે તેઓ જરા દુનિયામાં આંખ ઉઘાડીને જોત તો તને દોષ દેવાનું મહાપાપ ન કરી બેસત.

જમતાં જમતાં વિચાર થયો, કોણ કોને ક્યારે મળે છે એ શું કહી શકાય? સંબંધની જ વાત કરીએ તો એવો કયો મોટો સંબંધ હતો? બન્નેનાં ઘર દૂર દૂર ગામડામાં પાસે પાસે, એટલું જ ને? યાદ કરું છું તો ખબર પડે છે કે મેં તો માત્ર તેને ખીજવી જ છે. મંદિરના તૂટ્યાંફૂટ્યાં હારમોનિયમ પર એકલો એકલો બારાડા પાડતો હોઉં અને જ્યારે એ આવીને મુગ્ધમને મારા સામે જોઈને બેસે ત્યારે જાણી જોઈને બેસે ત્યારે જાણી જોઈને હું એ હો હો બંધ કરતો એ માત્ર તેને ચીડવવા જ ને?

એવા મામૂલી સંબંધના ઝીણા દોરને તેણે ઉત્તરોત્તર કેટલો મજબૂત અને જાડો બનાવી મને બાંધી દીધો કે એ બંધનથી મને પોતાને ગભરામણ થતી. કહેતી, 'હું ખૂબ સુખી છું', એનું કારણ જાણો છો પ્રશાંતભાઈ?

'નહિ તો?'

જૂઠા! જાણો જ છો વળી! માત્ર તમારા જ આશીર્વાદથી આ બધું પામી છું!'

આશીર્વાદ માગ્યો હશે એની ના નહિ, મેં આપ્યો છે કે નહિ એની મને શંકા છે. મનમાં માત્ર એટલું થતું—'આશીર્વાદ આપવાની મારામાં લાયકાત નથી. તું સુખી છો એનું કારણ મારા આશીર્વાદ નથી, બહેન, તારો સ્વભાવ છે.'

હું જમી રહ્યો હતો.

પાછળથી સવિતાએ આવી આનંદપૂર્વક કહ્યું, 'આજે કેટલાય દિવસ થયાં સૂતા જ નથી. હમણાં જ જઈને જોયું તો ઊંઘ આવી ગઈ છે. પણ હમણાં જ નોકર પાસે સાફ કરાવેલું હારમોનિયમ પડ્યું છે એ જોતાં લાગે છે કે સવારે તમારો છુટકારો નહિ થાય. થોડી ઊંઘ ખેંચી કાઢો ભાઈ!'

 ગ્રંથાલયમાં આ નવાં ચાર પુસ્તકો અવશ્ય હોવાં જોઈએ,

